# શાહાનામું

Firdosi

અસલ એબારત ઉપરથી ગુજરાતીમાં તરજુમો.



તરજુમો કરનાર,

નાયબ દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસ્પજી

જામાસ્પ આસાના





મુંબઇ.

૧૯૧૧.

આ પુસ્તક ઘોગા સ્ટ્રીટ, કોટ, મુંબઈ, મધે આવેલાં ચેરાગ પ્રેસમાં
સોહરાબ ન. ફ. બીલીમોરીઆએ છાપ્યું છે અને દસ્તુર
મીનોચેહેર જામાસ્પજી જામાસ્પ આસાનાએ પારસી
પંચાએત લેન, કોટ મધેથી પ્રગટ કર્યું છે.

નેક નામદાર

શેઠ બહમનજી દીનશાજી પીટીટ

આપ નામદાર હુમ કોમનાં દરેક ભલાંમાં જે દીલોજાની

ભર્યો ભાગ લેવો છો તેની એક અદના ઇધાણી તરીકે

આ પુસ્તક કમતરીન સેવકે અરપણ કર્યું છે.

મીનોચેહેર દસ્તુર જામાસ્પજી

જામાસ્પ આસાના.

# દીબાચો.

નામાંકીત શાએર ફીરદોસી—કે જેનાં 'બેહેસ્તી' રવાંન ઉપર હજારો દરૂદ અને હજારો સલામ હોજો—કે જેણે આજ નજદીક ૧૦૦૦ વર્ષ થયાં આપણા પારસી ન્યાગાનો અને આપણાં વહાલાં ઇરાંન વતનની કીર્તિ પોતાનાં અમર શાહનામામાં જગ આશકારા કીધી છે, તે બેમીસાલ શાહનામાના ગુજરાતી તરજુમાનો પહેલો ભાગ વાંચક વર્ગ આગળ રજુ કરૂં છું. આ નામાંકીત ચોપડીનો સંપુર્ણ ગુજરાતી તરજુમો આપણી પાસે એક નથી. ઘણાક ઓલમાઓએ આગળ ઘણીકવાર તેનો તરજુમો બહાર પાડવાનું માથે લીધું હતું પણ શાહનામાંનાં થોડાંક દાસ્તાનોના તરજુમા બહાર પાડી તે કામ ઘણું મોટું તેમજ મેહેનત ભરેલું હોવાને લીધે છોડી દીધેલું માલમ પડે છે. અત્રે શાહનામાંની દરેક લીટીના બોલે બોલ તરજુમા વીશે હું બોલું છું. મરહુમ મી॰ મનસુખે શાહાનામાનો પેહેલો ભાગ ગુજરાતી બેતબાજીમાં રચ્યો હતો પણ તે મરહુમે પછવાડેનો મોટો ભાગ તરજુમો કર્યા વગરનો રહેવા દીધો છે. શમ્સુલ ઑલ્મા એરવદ જીવનજી જમશેદજી મોદી કે જેવણે શાહનામાંનાં ઘણાંક દાસ્તાનોના વાંચનો કર્યાં છે અને તે છપાવી પ્રસીધ કર્યા છે તે ઓલ્માએ શાહનામાનો બોલેબોલ તરજુમો કરવાનું કામ માથે ઉઠાવ્યું હતું અને તેમ કરી મીનોચેહેરના રાજ્ય સુધી તરજુમો છપાવ્યો હતો. આગળ આવીજ કોશેશ મરહુમ ફરદુનજી દારાબજી જામાસ્પ આસાનાએ કરી હતી. તેવણે યજદેજરદી સને ૧૨૫૪—૫૫ માં શાહનામાની દરેક બેતો તેના બોલેબોલ તરજુમા સાથ ચોપાન્યાનાં આકારમાં છપાવવા માંડી હતી પણ પાદશાહ નોજર સુધી દાસ્તાન ખતમ થયલું જોવામાં આવે છે. આ પ્રમાણે જો કે શાહનામાંના સંપુર્ણ ગુજરાતી તરજુમાની આજ સુધી કોતાહી માલમ પડી છે તોપણ આપણે જાણીએ છીએ કે ઘણાંક વર્ષોની વાત ઉપર પારસી તવારીખ નવશો અને નુકતેચીન શેઠ બરજોરજી પાલનજી દેશાઇ તથા શેઠ પાલનજી બરજોરજી દેશાઇએ "તવારીખે સાસાન્યાન" અને તવારીખે હખામનીઆન" નામની શોધખોલોથી ભરપુર ચોપડીઓ અને ત્યાર પછી શેઠ પાલનજી બરજોરજી દેશાઇએ "તારીખે શાહાને ઇરાન" અને "સાસાની શાહનામું" એ નામની તેટલીજ ઉપયોગી કેટાબો

પ્રગટ કરી પારસી કોમમાં તવારીખ નવેશીની ગેરહાજરીની ખુટ ઘણીજ સરસ રીતે પુરી પાડી છે. વળી શેઠ જમશેદજી પાલનજી કાપડીયા કે જેઓ પણ ઉપલા તવારીખ નવેશો માફક એક અચ્છા નુકતેચીન છે તેઓની પ્રગત કરેલી "તારીખે જુહુરે ઝવાલે દવલતે પારસીઆંન" પણ પારસી આલમના ઉત્તેજનને ખરેજ લાયક છે.

આ ઉપર કહેલા ગણત્રીના સાહેબો અને બીજા એકાદ બે સીવાય આપણ જરથોસ્તીઓએ આપણા ન્યાગાનોનાં તવારીખી સાહીત્યમાં કાંઇપણ કરી બતાવ્યું નથી અને તેનું કારણ શોધવા દુર જવું પડે તેમ નથી. આ કારણ હમારાં નમ્ર મત મુજબ કાંઇજ નહી પણ આવા સાહેબોને પારસી કોમ તરફથી લાયક ઉત્તેજન નહી મલવાનું પરીણામ અકસર કરી હમો ધારીએ છીએ.

ઉપર જણાવેલાં શાહનામાંના તરજુમા સિવાય મોહોલ નામના નામીચા ફ્રેંચ વિદ્વાને ફ્રેંચ ભાષામાં શાહનામાનો તરજુમો સંપુર્ણ બાહાર પાડયો છે. વૉરનર અને વૉરનર નામના ગ્રહસ્થોએ અંગ્રેજી બેત બાજીમાં શાહનામાનો તરજુમો કરવાનું કામ માથે લીધું છે અને હાલમાં તેનાં પાંચ દફતરો (ગુસ્તાસ્પના રાજ્ય સુધી) છપાયલાં છે અને બીજાં અંગ્રેજીમાં છપાય છે. એ વતરોગે શાહનામાંના થોડા થોડા ભાગોનાં દાસ્તાનો અંગ્રેજીમાં છાપવામાં આવેલાં છે.

આ ચોપડીમાં પ્રગટ કરવામાં આવેલા શાહનામાના તરજુમામાં આપણા પાદશાહોને લગતાં કેટલાંક વધુ દાસ્તાનોના તરજુમા દાખલ કીધેલા જોવામાં આવશે. આ દાસ્તાનો શાહનામાની કેટલીક છાપેલી નકલોની પછવાડે જોવામાં આવે છે. જો કે આ દાસ્તાનો શાએર ફીરદોસીનાં જોડેલાં બીલકુલ છેજ નહી તોપણ હમોએ કાંઇક સબબસર તે અત્રે દાખલ કર્યાં છે. આ દાસ્તાનોને આપણા પારસીઓએ શાહનામાના જેટલીજ અગત્ય આપેલી દીસે છે; જેમકે આ ચોપડીનાં પાનાં ૫૧ થી ૧૦૬ સુધી જમશેદ પાદશાહ વીશે વધારાનું દાસ્તાન મલશે. આ દાસ્તાન વાંચવાં ઉપરથી માલમ પડશે કે જમશેદની પેહેડીનાં નામો કે જે આજે આપણા અથોરનાનો નામ ધરણુમાં લે છે તે એમાં આવેલાં નામો ઉપરથીજ છે. જમશેદ—તુર શીદરસ્બ—તુરક—શેમ—અતરત—કેરશાસ્પ સુધીની પેહેડીનાં વચગાલેનાં નામો શાહનામામાં તેમજ અવસ્તામાં મલતાં નથી, પણ આ વધારાનાં દાસ્તાનમાં મલે છે કે જે નામોથી આપણા ન્યાગાનો

અને ખસુસ કરીને અથોરનાનો આ દાસ્તાન વાંચવાથીજ વાકેફગાર થયલા માલમ પડે છે. એજ પ્રમાણે પાનાં ૩૫૯ થી ૪૦૨ સુધી રૂસ્તમ વીશે વધારાનાં દાસ્તાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. વળી હમોએ શાહનામાના તરજુમા બાબે બે પુરાણી નકલો—એક છાપેલી અને એક લખેલી—ઉપ્યોગમાં લીધી છે, તેમાંની હાથની લખેલી નકલમાં પણ કેટલીક ગમ વધારાનાં દાસ્તાનો માલમ પડે છે. આ દાસ્તાનો પણ એનાં લખાણુની ઢપછપ ઉપરથી માલમ પડે છે તેમ તે ફીરદોસીના જોડેલાં તો નથીજ પણ આવાં દાસ્તાનો દીલપઝીર હોવાને સબબેજ અત્રે દાખલ કરેલાં છે, જેમકે પાનાં ૧૯૩ થી ૧૯૫ સુધી કેરશાસ્પનું દાસ્તાન અને પાનાં ૪૪૩-૪૬૨ સુધી નોજરનું દાસ્તાન.

સેવટે, પારસી પંચાએતના નામદાર ટ્રસ્ટી સાહેબોએ આ ચોપડીની કેટલીક નકલો ખરીદી જે ઉત્તેજન આપ્યું છે તે માટે તે નામદાર સાહેબોનો અત્રે દીલોજાનથી ઉપકાર માનું છું. વળી જે સાહેબોએ આ ચોપડીની નકલો આગમજથી ખરીદી મારાં કામમાં મદદ કરી છે તેઓનો પણ ઉપકારી થયો છું.

**મીનોચેહર દસ્તુર જામાસ્પજી**

**જામાસ્પ આસાના.**

## સાંકળ્યું.

## જમશેદ

## ઝોહાક



## ફરીદુન

## મીનોચેહેર.

## નોજર

## જુ



## કેરશાસ્પ

## કએ કોબાદ



## કએ કાઉસ

# શુદ્ધિ પત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૧ | ત | તે |
| ૨૩ | ૧ | વરર્ષ | વર્ષ |
| ૩૦ | ૧૫–૧૬ | આતશનો ઘોંઘાટ અને દેવોનો ધુમાડો | આતશનો ધુમાડો અને દેવોનો ઘોંઘાટ |
| ૩૫ | ફુટ નોટ, ૯ | Yim | to Yim |
| ૫૭ | ૨૭ | પોનાની | પોતાની |
| ૬૭ | ૪ | સુધરાઈ | સુધરાઈ |
| ૭૯ | ૧૬ | કે | કેજે |
| ૮૪ | ૧૯ | થાધ | થાય |
| ૮૫ | ૩ | ત્થાં | ત્યાં |
| ૯૦ | ૨૧ | મુધી | સુધી |
| ૯૩ | ૧૮ | જતો | થતો |
| ૯૪ | ૧૨ | પછી | પાછી |
| ૧૦૮ | ૩ | લાગ્યા | લાવ્યા |
| ૧૦૮ | ૧૯ | એ | બે |
| ૧૧૭ | ૮ | હોય | હોય તો |
| ૧૨૦ | ૧૮ | અતે | અને |
| ૧૬૦ | ફુટ નોટ, ૩ | ખુસ્ત્રો | ખુસ્રો |
| ૧૬૪ | ફુટ નોટ, ૧૭ | etymoloy | etymology |
| ૧૬૪ | ૪ | લખે છે | લેખે છે |
| ૨૪૮ | ૨૧ | નાજ | તાજ |
| ૨૭૬ | ૨૭ | મહની | મરદની |
| ૨૯૮ | ફુટ નોટ, ૨ | બાઠદમાં | બાબદમાં |
| ૩૧૯ | ૧ | બહુ | બેહુ |
| ૩૩૪ | ૨૧ | જલેનરનો | જલેજરનો |
| ૪૦૧ | ૧ | તેનાથ | તેનાથી |
| ૪૧૯ | ૧૧ | અને | અને બીજો |
| ૪૬૬ | ૨૦ | શાટે | શા માટે |
| ૪૬૮ | ૧૭ | અગીરશે | અગરીરશે |
| ૪૭૬ | ફુટ નોટ, ૭ | enveloped | developed |
| ૪૮૩ | ૨૨ | ઢોલાંનો | ટોલાંનો |
| ૪૯૫ | ૧૫ | લાહ્યો | લાગ્યો |
| ૫૧૯ | ૪ | ગુજર્યો | ગુજર્યાં |

| | | | |
|---|---|---|---|
| ૫૨૪ | ૨૩ | ત્યા બાદ | ત્યાર બાદ |
| ૫૬૦ | ૨૦ | ધરાવનાં | ધરાવનારૂં |
| ૫૬૫ | ૧૩ | દેવાનું | દેવોનું |
| ૫૯૫ | ૧૬ | માસર | મીસર |
| ૬૦૪ | ૭ | ત્યા બાદ | ત્યાર બાદ |
| ૬૦૪ | ૧૯ | ગરજના | ગરજનો |
| ૬૩૧ | ૧ | મધ્મ | મધ્ય |
| ૬૪૬ | ૨૭ | મારાનાર | મારનાર |
| ૬૫૦ | ૧૬ | લડલાને | લડવાને |
| ૬૫૭ | ૮ | તેવાર | તૈયાર |
| ૬૬૨ | ૧૩ | ખહલ | ખલલ |
| ૬૬૯ | ૬ | હીસ્લો | હીસ્સો |
| ૬૮૨ | ૧૮ | બક્ષા | બક્ષી |
| ૬૮૨ | ૨૬ | ગોદઆફ્રીદ | ગોર્દઆફ્રીદ |
| ૭૦૦ | ૧૦ | બનશ | બનશે |
| ૭૦૧ | ૨ | ક | કે |
| ૭૦૬ | ફુટ નોટ, ૪–૫ | ઇરાઓની | ઈરાનીઓની |
| ૭૧૦ | ૭ | તો પણ | તોપણ |
| ૭૧૧ | ૪ | તુસેને | તુસને |
| ૭૧૯ | ૧૮ | કાદી | કદી |
| ૭૩૪ | ૮ | બનાબતો | બનાવતો |
| ૭૫૩ | ૯ | હાથ | હાથ |
| ૭૫૭ | ૧૮ | તે | તો |
| ૭૯૫ | ૨૬ | રોહાબેહ | સોહાબેહ |
| ૭૯૭ | ૨ | ,, | ,, |
| ૭૯૭ | ૧૪ | તારૂં | તારા |
| ૮૦૦ | ૪ | આવા | આવી |
| ૮૧૪ | ૧૨ | તેહેમતની | તેહેમતનની |
| ૮૧૬ | ૧૪ | જેહાને | જેહાનને |
| ૮૧૮ | ૧ | સોહીમાં | સાહીમાં |
| ૮૨૨ | ૨ | વાત | વાત માટે |
| ૮૨૨ | ૪ | પુશકસ | પુશકલ |
| ૮૩૧ | ૨૨ | બનાબ | બનાવ |
| ૮૩૫ | ૩ | તેને | તેણે |
| ૮૩૮ | ૫ | ફનેહમંદ | ફતેહમંદ |
| ૮૩૯ | ૧૪ | કવાદાવા | કાવાદાવા |

# શાહનામું.

માયાલુ અને બખશનાર
ખુદાતાલાના નામથી!

જાન અને અક્કલનો બખશનાર સાહેબ, કે જેને માટે આપણો વિચાર વધુ આગલ જઇ શકતો નથી, તેના નામથી આએ કેતાબ હું શરૂ કરૂં છું. તે નામ અને ઠાંમનો સાહેબ છે. તે આપણુને રોજીનો બખશનાર અને રસ્તો દેખાડનાર સાહેબ છે. તે આએ જેહાનનો અને ફરતાં આસમાનનો સાહેબ છે. તે માહાતાબ, સુકર સેતારા અને આફતાબને રોશન કરનાર છે. (તે સાહેબ) નામથી, નીશાણુથી અને વિચારથી ચઢતો છે. તે ઉંચાઇએ આવેલાં ગૌહરો (યાને સેતારાઓ)નો ચીતારનાર છે. જો તારી બે આંખોથી પેદા કરનારને તું નહી જોઇ શકે, તો તારી આંખોને (તેને જોવા પાછલ)ના દુખવ. આપણો વિચાર વટીક તે સાહેબનો માર્ગ પકડી શકતો નથી. કારણુ કે તે કુલ નામ અને ઠામથી પણુ વધુ ચઢતો છે. અગર જો એવાં ગૌહરોથી (તારીફના સખુનોથી) કોઇ સખુન બોલે તોપણુ જીવ અને અક્કલ તેનો માર્ગ પામતાં નથી, અક્કલ અને જાનનું તેજ વજન કરે છે, પણુ તે સાહેબ કોઇના અંદિશામાં આવવો ઘણો કઠણુ છે. તે (સાહેબ) કેવો છે તેની તારીફ કોઇ પણુ કરી શકે નહી. (ત્યારે) તેની બંદગીને માટે તારે કંમર બાંધવી જોઇએ. અગર જો (આપણી) અક્કલ તેને માટે કાંઇ સખુન ચુંટી કાઢે તો તે ચુંટી કાઢેલા (સખુન)થી પણુ તે તેને કેમ જોઇ શકે? આએ સાધનો (જેવાં કે) વીચાર, જાન અને રવાનથી પેદા કરનાર સાહેબને આપણે કેમ વખાણી શકીએ? તે સાહેબની હસ્તીને માટે તારે યકીન રાખવું જોઇએ. તે આએ વગર

શ્રેકટની તકરાર તું એ બાજુએ મુકવી જોઇએ. તું તેની બંદગી કરનાર અને તેનો રાહા સોધનાર થા અને તેના ફરમાનો ઉપર ઉંડી નેગાહ પોહોંચાડનારો થા. જે કોઇ દાનેશમંદ હોય છે તે શકતીવાન બને છે. દાનાઇથી બુઢાઓના દીલ જુવાન થાય છે. આએ (ખોદાતાલાના ભરમના) પરદાને માટે સૌથી ચઢતા સખુન નથી અને તેની હસ્તી બાબે વીચાર શક્તીને (દોડવાને) માટે રસ્તો નથી.

## અક્કલ બાબે તારીફના સખુનો.

ઓ દાનાવ મર્દ! હવે આએ જગ્યાએ અક્કલની વખાણ ગાવી લાયક છે. તું જે અક્કલ ધરાવતો હોય તે બોલીને બહાર લાવ, કે (જેથી) સાંભળનારાઓના કાન તેથી ફાયદો મેળવે. પરવરદેગારે તુંને જે કાંઇ બખશેશ કીધી હોય તેમાં અક્કલ વધારે ચઢતી છે. માટે ઇનસાફની રૂએ અક્કલની વખાણ કરવી સારી છે. અક્કલ શાહાનશાહોનું તાજ છે અને અક્કલ બુલંદ દરજાવાળાઓનું ઝવેરાત છે. (ઓ મર્દ!) તું અક્કલને જીવતાઓની જાહુઇ સમજ. તું અક્કલને જીંદગીની પુંજી સમજ. અક્કલ આપણને રસ્તો દેખાડનાર છે અને અક્કલ આપણા દીલને ખુલ્લું કરનાર છે. બેહુ જેહાનની અંદર અક્કલ (મદદ કરવાને માટે) આપણો હાથ પકડે છે. તેનાથી તુંને ખુશાલી છે અને તેનાથી તુંને મરદાનગી છે. તે (અક્કલ) ધરાવવાથી તુંને દોલતનો વધારો છે. તે (અક્કલ નહી ધરાવવાથી) તુંને દોલતનો ઘટાડો છે. એક રોશન રવાન ધરાવતો મર્દ હોય પણ તેનામાં અક્કલ નહી હોય, તો તે એક ઘડી પણ ખુશી રહેશે નહી. એક અક્કલવાન હુનરવાલા મર્દે શું કહ્યું છે? (તેણે કહ્યું છે કે) "એક દાનાવ મર્દ તેના સખુનોથી ફાયદો મેલવે છે. જે કોઇ અક્કલને પોતાની સન્મુખ રાખતો નથી તેનું દીલ તેના કીધેલાં કામથીજ જખમી થાય છે. તે (બેઅક્કલ)ને હુશીયાર લોકો દીવાનો કહે છે અને તેના ખેશીઓ તેને બેગાનો કહે છે."

અક્કલથી તું બેહુ જેહાનમાં માંન પામેલો થશે. ભાગી તુટી અક્કલ (ધરાવનાર) પોતાનો પગ બંદમાં રાખે છે. જો તું જોશે તો (આને બરોબર તપાસશે તો) અક્કલ આપણાં જાનની આંખ છે. તે

આંખો વગર તું જેહાનની ખુશાલી ભોગવી શકશે નહી. અક્કલને તું પેહેલી પેદાયશ જાણ. તે જાનની નેગેહબાન છે. તે માટે તું શોકરાના કર. શોકરાના કરવા માટે તું કાન, ચશમ અને જબાં ધરાવે છે. એ ત્રણ (ચીજો)થી તુંને બેશક નેકી અને બદી પોંહોંચે છે. અક્કલની અને જાનની સ્તુતી પુરતી રીતે કોણ કરી શકશે? (શાયર કહે છે કે) અગરજો હું તે બાબે વખાણ ગાઉં તો કોણ તે બરોબર સાંભળી શકશે? ઓ દાનાહ આદમી! જ્યારે કોઇ (સાંભળનાર) માણસ નથી તો બોલવાનો શું ફાયદો? ત્યારે એ વાત ખતમ કર અને કહે કે તે અક્કલને પેદા કરનાર કોણ હતું? ઓ જેહાનને પેદા કરનાર! તેં તે પેદા કીધી છે અને તું જાહેર તથા બાતેનને પીછાન-નારો છે. (માટે ઓ માણુસ!) તું અક્કલને તારા વજીર તરીકે રાખ અને તેનાથી નાલાયક ચીજોને તારા જાનથી દુર રાખ, દાનાવોના કહેવા પ્રમાણે તું તારો રસ્તો શોધ. દુન્યામાં તું ફરી વળ અને દરેક માણુસ સાથે તું વાતચીત કરતો રહે. જ્યારે તું કાંઇપણ દાનાઇની વાત સમજે ત્યારે તે શીખી લેવામાં એક પળ પણ ખોહોતો ના. જ્યારે તું (દાનાઇના) સખુનની ડાંખળી ઉપર તારી નજર લાવશે ત્યારે તું જાણશે કે દાનાઇનો કાંઇ છેડો નથી.

## આખે દુન્યાની પેદાયશ વીશે.

અવલમાં ઘટે છે કે તું અસલ ગૌહરોની ખુબીથી પેહેલાં વાકેફ થાય. પેદા કરનારે નીસ્તીમાંથી હસ્તી પેદા કીધી છે. તેથી તેની સર્વ શક્તી જાહેરમાં આવી છે. તેનાથી ચાર તત્વોનાં મુળ પેદા થયાં અને તે (ચાર તત્વો) તેણે વગર મેહેનતે અને વગર વખત ખોહુરે પેદા કર્યાં. પેહેલો રોશન આતશ ઉપર પ્રગટી નીકળ્યો અને સીહા જમીન ઉપર વચમાં પાણી અને હવા (પેદા થયાં). પહેલવહેલાં (દુન્યાની) હીલચાલથી (યાને ફરવાથી) આતશ પેદા થયો. તેની ગરમીથી જમીન પેદા થઇ. ત્યાર પછી (તે હીલચાલ બંધ થઇને) જમીને આરામ પકડયાથી સરદી પેદા થઇ અને વળી સરદીથી ભીનાશ વધ્યો. એ રીતે આખે ત્રણ પાંચ દાહાડાની દુન્યાના ફાયદાને માટે ચાર ગૌહરો (તત્વો) પોતાની જગ્યાએ

હસ્તીમાં આવ્યાં. એ તત્વોને એક બીજા સાથે ભેળી નાખ્યાં અને તેઓમાંથી દરેક ચીજ જાહેરમાં આવી. પછી સેતાબ ચાલનો આસમાનનો ગુમબજ પેદા થયો જે નવી નવી જાતની અજાયબી દેખાડતો હતો. સાત (ગ્રેહો) બાર (રાસી)ના માલેક બન્યા અને દરેકે પોતાની લાયક જગ્યા પકડી. તેઓમાંથી બખશેશ અને ઇનસાફ જાહેરમાં આવ્યા અને ડહાપણુવાળાઓને ઘટતી રીતે (તે બખશેશ અને ઇનસાફની) વેહેંચણી કરવામાં આવી. આસમાનો એક બીજાં સાથે બાંધી લેવામાં આવ્યાં. તે કામ જ્યારે પુરૂં થયું ત્યારે તેઓ ફરવા લાગ્યાં. દરીયા, પાહાડ, જંગલ અને મેદાનથી જમીન રોશન ચેરાગની માફક દીપી નીકળી. બુલંદ પાહાડો ઉગી નીકળ્યા અને (તેઓ ઉપરથી) પાણીઓ વેહેવા લાગ્યાં. વનસ્પતીઓનાં ઝાડો ઉંચે ઉગી નીકળ્યાં. જમીનને (આસમાનની ઉપર) ઉંચે જગ્યા મલી હતી નહી પણુ તે તો અંધકારવાળી સીહા મીંડા જેવી હતી. તેની ઉપર સેતારાઓ અજાયબી પમાડે તેમ દેખાતા હતા અને આ દુન્યાની ખાકને રોશનીથી દીપાવતા હતા. આતશ (યાને ગરમી) બુલંદીએ ઉપર ચઢતો અને પાણી નીચે ઉતરતું અને જમીનની આસપાસ સુરજ ફરતો હતો. કેટલીક જાતના ઝાડોની સાથે ઘાસ ઉગ્યું અને તે (ઝાડો)ની નીચે તે (ઘાસ)ના ફણુગાઓ ઉંચે ફુટી નીકળ્યા. (તે ઝાડ અને ઘાસ) ઉગવા શીવાય બીજી કાંઇ પણુ શક્તી ધરાવતાં નથી. ચાલતા જાનવરોની માફક તેઓ હર જગ્યાએ ચાલી શકતાં નથી. ત્યાર પછી જ્યારે હીલચાલ કરનારા (જાનવરો) હસ્તીમાં આવ્યાં ત્યારે તેઓ સઘલી વનસ્પતીઓને પોતાનાં તાબા હેઠળ (ખોરાકને માટે) લાવ્યાં. તે (જાનવર)ઓના માથાં નીચાં રહેતાં અને ઝાડોની માફક (ઉંચા) થતાં હતાં નહી. (તે ઝાડો ઉપરથી ખાવાના) સખત કામમાં તેઓને ઉંચે જોવું પડતું હતું. તેઓ ફકત ખાવાનું, સુવાનું અને આશાયશ લેવાનું શોધે છે, અને આ જીંદગીમાં ફકત મોજ શોધે છે. તેઓને બોલવાની જબાન નથી અને શોધવાની અક્કલ નથી. તેઓ કાંટા અને કચરાથી પોતાનું પેટ પુરે છે. તેઓ નેકી, બદી અને

કામનું સેવટ જાણુતા નથી અને પરવરદેગાર તેઓથી બંદગી માંગતો નથી. એવો તે ડાહાપણુવાલો સર્વ શક્તીવાન અને ઇનસાફી સાહેબ છે. માટે તે કોઇપણુ હુનર છુપાવતો નથી. આ દુન્યાનાં કામનું સેવટ એજ પ્રમાણે છે અને કોઇ પણુ જાહેર તેમજ છુપું જાણી શકતું નથી.

## માણુસ જાતની પેદાયશ વીશે.

જયારે આ સઘલું પુરૂં થયું ત્યારે માણુસ હસ્તીમાં આવ્યો અને તે સઘલા ભેદ ભરમોની કુંચી થઇ પડયો. તેનું સર ઉંચા સરોવરના ઝાડની માફક સીધું બુલંદ થયું. તે બોલવામાં સરસ હતો અને કામ કરવામાં અક્કલમંદ હતો. તે હુશીયારી, સમજ અને અક્કલનો ધરાવનાર હતો. તે પોતાની મરજી મુજબ હેવાન તથા ઢોરો ઉપર હોકમવરી કરનાર હતો. જો અક્કલની રાહે તું જરા જોશે (તો તુંને જણુાશે) કે માણુસ જાતનો ભેદ શું છે? પણુ અગરજો વળી તું ઇનસાન જાતને બેહુદુ ગણે તો એ જાણુવા શીવાય તું બીજી કાંઇ નીશાની જાણુશે નહી. તુંને બેહુ દુન્યાના (ખાકી અને મીનોઇ તત્વો)થી પેદા કરવામાં આવ્યો છે અને ઘણી જાતના સાધણોથી પરવરેશ કીધો છે. તુને પેહેલી અક્કલ આપી છે અને પછી વીચાર આપ્યો છે. તેથી તું પોતાને રમત તરીકે (નજીવો)ના સમજતો. એ બાબત ઉપર મેં દાનાવથી બીજી રીતે સાંભળ્યું છે કે જેહાનને પેદા કરનાર સાહેબનો ભેદ આપણે કેવી રીતે જાણીએ? તું ધ્યાન પુગાડ અને તારૂં પોતાનું સેવટ શું (આવે) છે તે જો. જયારે તું કાંઇ કામ હાથ ધરે તો તે સારી રીતે કરવાનું પસંદ કરજે. તારાં તનને મેહેનત આપવી તુંને રવા છે. કારણુકે પોતાને મેહેનત આપવી એ દાનાઇને છાજતું છે. ઓ દાનાવ માણુસ! મેહેનત કરવાથીજ ખજાનો મેલવી શકાય છે. રંજ ભોગવ્યા વગર કોઇપણુ ગંજ મેલવી શકતું નથી. આ સેતાબીથી ફરતા (આસમાનના) ગુમબજ ઉપર નજર કર (અને તું જોશે) કે તેનાથીજ ઉપાય છે અને તેનાથીજ દુઃખ છે. ફરતો જમાનો તેને ઘસી નાખતો નથી યાતો આએ રંજ અને દુઃખ તેને હજા કરતાં નથી. વળી તે પોતાની ગેરહે-

શ્થો આરામ પકડતો નથી, કે વળી આપણી માફક નાશ પામતો નથી. તેનાથીજં વધારો અને તેનાથીજ ગણત્રી થાય છે એમ તું જાણ, તથા ભુડું અને ભલું તેની આગળ ખુલ્લું છે.

## સૂર્યની પેદાયશ વીશે.

આ ભલુ રંગનું ચક્કર યાને આસમાન યાકુતથી (સુરજથી) લાલ થાય છે. તે આસમાન હવા અથવા પાણીથી કે ધુળ અથવા ધુમાડાથી બન્યું નથી. ઘણીક રોશનીઓથી અને ઘણાક ચેરાગોથી તેને નોરોજના હીંગામના બાગની* માફક શણગારેલું છે. તે (આસમાન)ની અંદર દીલને રોશની આપનાર ગૌહર (સુરજ)ને ફરતો કીધો છે, કે જેની તરફથી દાહાડો રોશની પકડે છે. તે સુનેરી ઢાલની માફક દર બામદાદે પુર્વ ભણીથી પોતાનું રોશન માથું બહાર કહાડે છે. (તેથી) જમીન તેના નુરના વસ્ત્ર સજે છે (યાને તડકું જમીન ઉપર ફેલાય છે). અને સીહા પૃથ્વી તેનાથી રોશણ થાય છે. જ્યારે તે પુર્વ ભણીથી પશ્ચીમ તરફ જાય છે, ત્યારે ઉગમણુ તરફ અંધારી રાત પોતાનું સર બાહાર કાહાડે છે (યાને રાત પડે છે). તેઓ એકમેકને પકડવાનું છોડી દેતા નથી. આવી એકસરખી સીધી ચલણ તેઓનાં કરતાં બીજી કોઇની હશે નહી. (હવે શાયર કહે છે કે) અરે જ્યારે તું સુર્યજ છે તો તુંને શું થયું છે કે તું મારી ઉપર હજુર પ્રકાશતો નથી?

## ચંદ્રની પેદાયશ વીશે.

અંધારી રાત માટે એક ચેરાગ હસ્તી ધરાવે છે (તે ચેરાગની માફક) તારીથી બને ત્યાં સુધી તું હરગેજ બદી તરફ ફરતો ના. તે ત્રીસ દાહાડાની ગેરદેશ માંપે છે. તેમાં બે દીવસ અને બે રાત તે પોતાનો ચેહેરો દેખાડતો નથી. જ્યારે તે ઘણો બારીક અને ફીક્કો થાય છે ત્યારે પ્યારમાં (નીશફળતા મેળવ્યાથી) ખવાઇ ગયલો હોય તેવા કોઇ માણુસની (વળેલી) પીઠની માફકનો દેખાય છે. જોનારાઓ તેનાં દરશન દુરથી જોય તેટલા વખતમાં તો તે બેમાલૂમ

* વસંત રૂતુની માફક.

થઇ જાય છે. બીજી રાત્રે તે વધારે (વખત) દેખાય છે અને તુંને વધારે રોશણી આપે છે. એ સાતવાડીઆમાં તે તમામ અને આખો થાય છે અને ત્યાર બાદ તે જેમ પહેલાં હતો તેમ પાછો (પાતલો) થાય છે. દર રાત્રે તે વધુ અને વધુ બારીક થતો જાય છે અને પ્રકાશીત ખોરશેદની નજદીક આવતો જાય છે. એ પ્રમાણે પરવરદેગારે તેની હસ્તી સરજેલી છે. જ્યાં સુધી તે હસ્તીમાં રહેશે ત્યાં સુધી તે એવીજ રીતે રહેશે.

## પેગમબરની તારીફમાં.

(અએ મર્દ!) અગરજો તું તારૂં દીલ રંજીદા થાય એવું ઇચ્છતો નહી હોય, તથા તું હમેશાં દલગીર રહે એવું ઇચ્છતો નહી હોય, તથા વળી જો તું દરેક બદીથી છુટો થવા માંગતો હોય અને બલાના ફાંસામાં તું તારૂ માથું લાવવા માંગતો નહી હોય તથા બેઉ જેહાનમાં બદીથી તું તારો છુટકારો માંગતો હોય અને પરવરદેગારની નજદીક નેકનામી લઇ જવા ચાહાતો હોય તો તારા પેગમબરના કહેવા ઉપર તું તારો રસ્તો શોધ અને તારા દીલના અંધકારને એ પાણીથી ધોઇ નાખ. ખરેખર તુંને દીન અને જ્ઞાનજ (બદીમાંથી) છોડવશે. તેટલા માટે તે છુટકારાનો રસ્તો તુંએ શોધવો જોઇએ. સંભાલ અને આ દુન્યાને એક રમત તરીકે તું ના સમજ તથા ભોમીયા વગર નેક રાહની બાહાર ના જા. જો તું નેકનામોની સંગત કરવા ચાહાતો હોય તો તારે નેકી અખત્યાર કરવી જોઇએ. નેકી હરેક ઠેકાણે કેવી કામ આવે છે? (તેટલા માટે) નેકીનેજ તું પસંદ કર અને બદી (હાંસલ કરવા)થી તું શરમા. પણ એવાં રીતના સખુન હું કેટલા બધા બોલું? તેનો છેડો હોય એવું હું જાણતો નથી.

## શાહાનામુ તૈયાર કરવાની બાબદનું દાસ્તાન.

હું જે સખુનો કહેવા માંગુ છું તે તો સઘલા કહેવાઇ ચુકા છે. દાનાઇના બાગના ફલો સઘલાં જતાં રહ્યાં છે. અગરજો હું ફલદાર ઝાડ ઉપર જગ્યા નહીં મેલવું તો જાણુ કે તે ઉપર ચઢવાનો (મારી પાસે) હુન્નર નથી. જો કોઇ સખશ બુલંદ દરખતની નીચે જાય તો તેનો

છાયો તે (માણુસ)ના દુઃખને દુર રાખે છે. તોપણુ પેલો છાયો આપનારા સરોવરના ઝાડની ડાંખલી નજદીક હું મારી જગ્યા કરવાને શકતીવાન છેઉં. તેથી નામવર પાદશાહોના આએ નામાંથી આએ દુન્યામાં હું એક યાદગારી રાખી જવશ. (વાસ્તે ઓ વાંચનાર!) તું એને ખોટું અથવા કાહાણી જેવું ના જાણુતો, તથા જમાનાને એકજ રીતનો ના સમજતો. તેમાં જે કાંઇ અક્કલને લગતું છે તે અક્કલથી લખાયલું છે. બીજું જે છે તે ભેદ અને ભરમના રસ્તા ઉપર લઇ જાય છે.

પુરાણા વખતનું એક નામું હતું, જેમાં ઘણુાક દાસ્તાનો લખેલાં હતાં. તે જુદા જુદા મોબેદોના હાથમાં વીખેરાયલી હાલતમાં હતું અને દરેક ડાહ્યો માણુસ તેમાંથી ફાયદો મેળવતો હતો. દેહેકાનની ઓલાદથી ઉતરેલો એક પેહેલવાન હતો, જે હીમતવાન, મોટી પદવીનો, અક્કલમંદ અને સખી તબેહ હતો, જે પુરાતમ જમાનાની તવારીખનો અભ્યાસી હતો અને સઘલી જુની વાતોને પાછી શોધનાર હતો. દરેક શેહેરમાંથી બુઢા મોબેદો (એ બાબેની વીગતો મેળવી) લાવતા હતા તેઓથી તેણે એક પુસ્તક (એ બાબે) એકઠું કીધું હતું. તેણે તેઓને કેઆની પાદશાહોની વંશાવળી વીશે અને નામદાર બખતાવર પેહેલવાનો વીશે હકીકત પુછી કે તેઓ દુન્યાની શરૂઆતમાં કેવી રીતે રાજ ચલાવતા હતા અને તેઓથી આપણા જમાનામાં એટલી બધી કંગાળીયત કેમ ઉતરી છે? તેઓનો નેક સેતારો અને તેઓના તમામ બાહાદુરીભર્યા દીવસો કેવી રીતે આખેર થયા? તે બાબે એક પછી એક મોટા માણુસોએ તેની આગળ પાદશાહોને લગતી હકીકત અને આએ દુન્યાના દોરને લગતી વાત કહી. જ્યારે તે સરદારે તેઓથી આ હકીકત સાંભલી ત્યારે તેણે એક નામીચું નામું લખવાની શરૂઆત કીધી. આ પ્રમાણે દુન્યામાં તેની યાદગારી રહી અને તેના ઉપર નાના અને મોટાઓએ આફ્રીન કીધી.

## શાએર દકીકી વીશે.

જ્યારે વાંચનારાઓ આ દફતરમાંથી ઘણાએક દાસ્તાનો સર્વની આગળ વાંચતા હતા ત્યારે જેહાનના લોકો શું દાનાવો કે શું

પ્રમાણીક માણુસો આ દાસ્તાન ઉપર પોતાનું ચીત રોકતા હતા. તેટલામાં ત્યાં એક બોલીદરાજ જવાન આવી લાગ્યો કે જે બોલકનો, સારા સ્વભાવનો અને રોશન જીવનો હતો. (તેણે વાંચનારને કહ્યું કે) "તું મારી આગ્નાએ એ નામું વાંચ કે જેથી હું તેની બેતબાજી રચું. આથી ભેગા મળેલાં લોકોનું દીલ ખુશી થયું. પણ તે જવાનની એક બુરી ખાશીયત સોબતી થઇ હતી (તે ખાશીયત એ હતી) કે તે હુમેશાં બદ માણુસો સાથે કજીયો શોધનો હતો. તેથી એકાએક મોતે તેના ઉપર ગલબો કીધો અને તેણે તેના માથાં ઉપર એક કાલી કોલાહ મુકી. આવી બદ ખાશીયતથી તેણે પોતાનો મીઠો જાન ખોહયો. દુન્યામાં તેનું દીલ એક દાહાડો પણ ખુશ રહેતું હતું નહીં. એકાએક તેનું નસીબ ઉંધું વળયું અને એક ગોલામને હાથે તે માર્યો ગયો. તેણે ગુસ્તાસ્પ અને અરજાસ્પ વીશેની એક હજાર બેત બનાવી હતી, તેટલામાં તેની અજલ આવી. તે ગુજરી ગયો અને આ નામું અધુરૂ રહ્યું અને એ પ્રમાણે તેનું ખીલતું નસીબ ઉંઘમાં પડી રહ્યું. ઓ ખોદા! તેના ગુનાહાને માફ કરજે અને કીયામતને દીવસે તેનો મરતબો વધારજે.

## આ પુસ્તકની શરૂઆત કરવાનું દાસ્તાન.

જ્યારે મારૂં રોશન દીલ તેની તરફથી ફર્યું ત્યારે મેં મારૂં મોહડું જેહાનના શેહેનશાહાના પાયતખત ભણી ફેરવ્યું, કે જેથી હું એ નામાં તરફ મારો હાથ લંબાઉ અને એ પુસ્તકને હું મારા પોતાના બોલોમાં લખું. પછી મેં દરેક જણને ઘણી પુછપરછ કીધી અને હું જમાનાના દોરથી બીહીધો કે રખેને મારી જીંદગી વધુ લાંબી ન રહે તો બીજા કોઇને એ કામ સોફવું પડે. વળી બીજું એ કે દોલત મારી સાથે વફાદાર નથી અને મારી મેહેનતનો કોઇ ખરીદદારબી નથી. જમાનાનું મુસાફરખાનું (દુન્યા) લડાઇથી ભરપુર હતું અને કોશેશ કરનારાઓ ઉપર જેહાંન તંગ હતી. એવી રીતે થોડો વખત મેં પસાર કીધો અને મેં મારી વાત છુપી રાખી. મેં કોઇપણ ધણીને લાયક જોયો નહી કે જે એ વાતમાં મારો મદદગાર થાય. દુન્યાની અંદર નેક વાતથી બેહેતર શું છે? તે (એવી વાત કરનાર)ની ઉપર

નાનાં તથા મોટાં આફ્રીન કરે છે. અગર ખોદાતાલા તરફની વાતો ભલી નહી હતે તો પેગમ્બર આપણો રેહેનુમાં કેમ થતે?

તે શેહેરમાં મારો એક મેહેરબાન દોસ્ત હતો. તું કહેશે કે તે મારી સાથે એક ચામડીનો (યાને કે જોડીયા ભાઇઓ હોઇએ તેમ હતો). તેણે મને કહ્યું કે "આએ તારો (નામુ લખવાનો) વિચાર સારો છે અને તારા પગો તુંને નેક રસ્તા તરફ દોરવે છે. મેં એક પેહેલવી નામું લખેલું છે માટે જો તું ઢીલ નહી કરે તો તે હું તારી આગળ લઇ આવું. તું જવાન અને તેજ જબાનનો છે અને તારૂં બોલવું પેહેલવાની છે. જા તું એ પાદશાહોના પુસ્તકને પાછું લખી કાહાડ અને તેમ કરી તું મોટા દરજજાના આદમીઓ નજદીક આબરૂ શોધ." જયારે તે એ નામું મારી આગળ લાવ્યો ત્યારે મારો સીહા જીવ રોશન થયો.

## અબુમન્સુર બીન મહમદની તારીફમાં.

જયારે મેં નામાં ઉપર મારો હાથ લંબાવ્યો તે અરસામાં એક ચઢતા દરજજાનો મોટો માણુસ હતો. તે પેહેલવાનની તોખમનો એક જવાન હતો, જે અકકલવાલો, હુશીયાર અને રોશન જીવનો હતો. તે ડાહાપણ ને અસીલીયતનો સાહેબ હતો. તેનું બોલવાનું સારૂં હતું અને તેનો અવાજ નરમ હતો. તેણે મને કહ્યું કે?. "મારાથી શું થવાનું છે? કારણ કે તારો જીવ તો કીસ્સાઓ તરફ ઢળેલો છે. તો પણ તારી હાજત બર લાવવાને મારા હાથમાં જે ચીજો (બજાવવાની) હશે તે બજાવવાની હું કોશેશ કરશ અને તુંને બીજા આગળ લઇ જવશ નહીં. તેણે મને એક તાજા સપરચંદની માફક સંભાળી રાખ્યો (તે એવી રીતે) કે પવનથી પણ મને દુ:ખ થાય નહી. તે ભલા દીલના, નામદાર ઉમરાવની મેહેરબાનીથી કમીની ખાક ઉપરથી હું સાતમાં આસમાન ઉપર ચઢયો. તેની નજરમાં ખાક અને સોનું રૂપું એકજ સરખાં હતાં. તેણે સખાવતથી જેબ અને ઇજત મેલવી હતી. તેની આગળ તમામ જેહાન કમીની હતી. તે પોતે જવાન મર્દ અને વફાદાર હતો. જેમ બાગમાંથી સીધું સરોવરનું ઝાડ વાવીજોડાંથી ગુમ થાય તેમ આવો નામવર (પુરૂશ) અનજુ-

મનમાંથી ગુમ થયો (યાને ગુજરી ગયો). અફસોસ તેના કમરબંદ ઉપર અને તેની પેહેલવાની ઉપર. અફસોસ તેના કેઆની દબદબા અને પાદશાહી કદ ઉપર કે નહી તેને હું જીવતો જોતો કે નહી તેની મુએલી નિશાણી જોતો. તે તો માણુસોને મારી નાખનાર મુસવાતના હાથમાં ભોગ થયો. મારૂં ગેરફતાર થયલું દીલ આથી નાઉમેદ થઇ ગયું અને નેતરની માફક મારૂં રવાન ધ્રુજવા લાગ્યું. સીતમ હોજો તે માહા અને સાલ ઉપર ! શું કરવા તે શાહાના તન ઉપર તેઓ બદ મનશનીવાળા થયા ? તે પાદશાહની એક શીખામણ હું યાદ રાખીશ અને મારા રવાનને ખોટે માર્ગેથી ખરે માર્ગે ચલાવીશ. તેણે મને કહયું હતું કે " જો તું પાદશાહોનું આએ પુસ્તક લખી રહે તો તે તું પાદશાહોનેજ અર્પણ કરજે. " તેના કહેવા ઉપર મારૂં દીલ ધલ્યું અને મારૂં રવાન તેથી શાદ અને ખુશ થયું. જયારે ફરમાન બજાવનાર જીવ તેની શીખામણ યાદ કરે છે ત્યારે મારૂં દીલ તે નસીયત ઉપર શાદીભરેલું અને ખુશાલ થાય છે. નામના ઉડાવનાર શાહાનશાહ (મહમુદ) ના નામથી મેં આએ નામાં ઉપર મારો હાથ લંબાવ્યો.

## સુલતાન મહમુદની તારીફમાં.

દુન્યાના પેદા કરનાર સાહેબે આ દુન્યા પેદા કીધી ત્યારથી આવો (મહમુદના જેવો) પાદશાહ પેદા થયો નથી. તે તાજ અને તખતનો સાહેબ હતો. તે ફતેહમંદીથી જેહાનને રાખનારો અને ખીલેલાં નસીબનો હતો. તખત ઉપરથી તેનું તાજ ખોરશેદની માફક દેખાવા માંડયું તથા ચલકતા હાથીદાંતની માફક જમીન (દીપી) રહી. તું શું કહે છે ? એ પ્રકાશીત સુરજ કે જેનાથી દુન્યાની અંદર રોશનીનો વધારો થયો તે કોણ હતો ? તે તો પેલો ફતેહમંદ નશીબનો પાદશાહ અબુલ કાસમ હતો. તેણે પોતાનું તખત ખોરશેદના તાજથી પણ ઉંચુ મુકયું હતું. તેણે પુર્વથી તે પશ્ચીમ સુધી (તમામ જેહાનને) સીંગારી અને તેના દબદબાથી (ગોયા) સુનાની ખાણ જાહેર થઇ. મારો સુતેલો સેતારો જાગરૂત થયો અને મારા મગજમાં ઘણા વીચારો પેદા થયા. જયારે મેં

જાણ્યું કે હવે વાત કરવાનો વખત આવ્યો છે, તેથી હવે જુનો જમાનો નવો થશે. જમીનના પાદશાહના વીચારમાં દુઆભરેલાં દીલ સાથે એક રાત્રે હું સુતો તે અંધારી રાતે મારૂં દીલ પ્રકાશની માફક ઉંઘાતું હતું. (તે વખતે) મારૂં દીલ ખોલ્લું હતું અને મારા હોઠો બંધ હતા. મારાં રોશન રવાને તે વખતે સ્વપ્નામાં એવું જોયું કે પાણીમાંથી એક બલતી મીણબતી બાહાર આવી અને તે અંધારી રાતે તે મીણબતીથી તમામ દુન્યા પીલા યાકુતના જેવી થઇ રહી. મેદાનો અને જંગલો કસબી ભરેલાં કાપડ જેવાં લાગતાં હતાં. તેવામાં એક ફીરોઝાનું તખત પેદા થયું. તે ઉપર એક પાદશાહ ચંદ્રની માફક બેઠો હતો. તેના માથાં ઉપર ટોપીની જગ્યાએ એક તાજ હતું. તેના લશકરે બે માઇલ સુધી સફ સમારેલી હતી, તથા તેના ડાબા હાથ ઉપર સાતસો જીવતા હાથીઓ હતા. તેની હજુરમાં એક પવીત્ર દસ્તુર ( સલાહકાર વજીર ) ઉભેલો હતો, જે શાહને ઇનસાફ તથા દીનના કામમાં રેહેનુમાઇ કરતો હતો. પાદશાહના ભપકાથી તથા પેલા મોટા હાથીઓથી અને આટલા બધા સેપાહોથી મારૂં માથું ગુમવા લાગ્યું. જ્યારે મેં તે પાદશાહી ચેહેરો જોયો ત્યારે મેં તે નામદારોથી (એ બાબેની) પુછપરછ કીધી કે, "આએ આસમાન અને માહતાબ છે કે તાજ અને તખત છે અને તેની આગળ આ તારાઓ છે યા લશકર છે?" એક જણે જવાબ દીધો કે, "તે રૂમ અને હીંદનો અને કનોજથી સીંધુ નદી સુધી ( ના મુલકો) નો પાદશાહ છે. ઇરાન અને તુરાનના લોકો એની રૈયત છે. તેઓ એના વીચાર અને હોકમ પ્રમાણે ચાલનારા છે. તેણે ઇનસાફથી આએ જમીનની સપાટીને સીંગારી છે અને સર્વની સંભાલ કરીને તેણે આએ તાજ પોતાના માથાં ઉપર મુકયું છે, તે જેહાનને રાખનાર મોટો પાદશાહ મહમુદ છે. ( જેના રાજ્યમાં ) મેંઢું અને વરૂ એકજ ઓવારે પાણી પીવા આવે છે. કાશમીરથી તે ચીનના દરીઆ સુધીના પાદશાહો તેની ઉપર દુઆ કરે છે. જ્યારે એક બચ્ચું માએના દુધથી પોતાના હોઠ ધોઇ રહે છે ( યાને જ્યારે બચ્ચાંને ધાવતું છોડવવામાં આવે છે ), ત્યારે તે

( બચ્ચું ) પારણામાં પેહેલું મહમુદનું નામ બોલતાં શીખે છે. માટે તું કે જે બોલનારો છે અને તેની મારફતે જાવેદાન સુધીનું નામ શોધનાર છે તેની તું પણ આફ્રીન કર. તેના હોકમથી કોઇ પણ સર ફેરવી શકતું નથી અને એના કોલથી કોઇ ફરી શકતું નથી." ( એવો સ્વપ્નો જોઇને ) જયારે હું જાગ્રત થયો ત્યારે હું મારી જગ્યા ઉપરથી એકદમ કુદી ઉઠયો અને તે અંધારી રાત જેટલો ભાગ હું પગ ઉપર ઉભો ( યાને જાગ્રત રહયો ), તેટલો વખત મેં તે પાદશાહ ઉપર આફ્રીન કરયા કીધી. મારી પાસે દામ ( પૈસા ) નહી હતા તેથી મેં તેની ઉપર મારો જાન નેસાર કીધો. મેં મારા દીલ સાથે વીચાર કીધો કે, " આએ સ્વપ્નાનો જવાબ છે ( યાને તે મને ફળશે ) કારણકે તે પાદશાહની કીર્તીનો અવાજ દુન્યાની અંદર મુબારક થયો છે. જે કોઇ તેના ખુલ્લાં નસીબ ઉપર, તેના તાજ ઉપર અને તેની મોહોર ઉપર આફ્રીન કરશે, તેના ઉપર ( મારી ) દુઆ હોજો. તેના પ્રતાપથી બાહારની મોસમના બાગની મીસાલની જેહાન થઇ છે. હવા વાદલથી ભરપુર અને જમીન નકશીથી ( લીલો તરીથી ) ભરપુર થઇ છે. વાદળમાંથી વરસાદ બર વખતે આવે છે અને જેહાન ઇરમ[1] બાગના જેવી થઇ રહી છે. તેના ઇનસાફથી ઇરાનમાં સઘળી ખુબી છે અને તેના ખુશી ભરેલાં દીલથી તમામ દુન્યા ખુશાલી ભરેલી થાય છે. મીજલસમાં તે વફાદારીના આસમાનના જેવો ( નીરદોશ ) છે પણ લડાઇના મેદાનમાં તેજ કુંફાડા મારતો અઝદહા છે. તેનું તન મસ્ત હાથી જેવું છે અને તેનો જીવ જીબ્ર-એલ[2] જેવો છે. તેના હાથની હથેલી બહમન મહીનાના વરસાદ જેવી છે ( યાને સખાવતમાં તે હાથનો છુટો છે. ) તેનું દીલ નાઇલ નદીના જેવું છે. તેના ગુસ્સા આગળ બુરૂં ઇચ્છનાર માણસના નસીબનો છેડો આવે છે. તેની નજરમાં ( એવો માણસ ) દીનારની માફક

---

[1] એક પ્રસીધ બાગનું નામ છે કે જે બાગ ઘણા જુના જમાનામાં અરબસ્તાનમાં શેદાદ બીન અદ નામનાં પાદશાહે બાંધ્યો હતો. ઉગમન તરફના સાયરો એ બાગનું નામ વારંવાર ટાંકે છે.

[2] એક ફરેસ્તાનું નામ છે.

બગર બીસાદનો છે. તે તાજ અને ખજાનો ધરાવવાથી મગરૂરી અખતીયાર કરતો નથી, તથા લડાઇ અને જેહેમતથી તે દીલને દલગીર રાખતો નથી. હરેક શખસ કે જે ચાકરી કરનારો હોય અથવા છુટાપણું ભોગવનારો હોય તથા ભલું દીલ ધરાવનારો હોય, એ સઘળા શેહેનશાહના મીત્રો જેવા છે. તેઓ શેહેનશાહના હોકમ પ્રમાણે ચાલવાને મજબુત કમ્મર બાંધેલી રાખે છે. હરેક મુલકના હરેક પાદશાહ થયા છે અને તેઓના નામ સઘળા પુસ્તકોમાં ચાલુ થયાં છે.

## સુલતાનના ભાઇ અમીર નશરની તારીફમાં.

પેહેલવેહેલો તેનો ભાઇ છે જે ઉમ્મરમાં તેનાથી નાનો છે, કે જેની સાથે કોઇ પણ માણુસ હરીફ થઇ શકે નહી. દુન્યામાં નશરના દબદબાને પુજનારો તે જમાનાના શાહાનશાહ ( મહમુદ ) ના છાયા હેઠલ ખુશાલ જીવે છે. એક શખસ કે જે તેનો બાપ નાસરૂદીન હતો, તેના તખતનો પગ પરવીન સેતારાના તાજ ઉપર હતો. તે નશર મરદાનગી, અક્કલ અને હુન્નરનો સાહેબ છે, જેનાથી તમામ બુઝોર્ગ લોકો ખુશાલી ભરેલા રહે છે. દેલાવર સપેહસાલાર તુશના જેવો તે ખાલેશ છે કે જે લડાઇમાં એક સીંહને પણ હરાવે છે. તે દુન્યામાં જે કાંઇ પૈસા મેલવે છે તે સખાવતમાં આપી દે છે, અને દુન્યામાંથી પોતાના હીસ્સા તરીકે તમામ દુવા સોધે છે. તે દુન્યાના લોકોને ખોદાતાલા તરફનો રસ્તો દેખાડનાર છે અને ઇચ્છે છે કે પાદશાહનું માથું જાવેદાન સુધી સલામત રહે. પાદશાહના સર અને તાજ વીનાની આ દુન્યા ના રેહતી. તે પાદશાહ હમેશાં અને જાવેદાન સુધી રેહજો. તાજ અને તખત સાથે તેનું તન હમેશાં આબાદ રેહજો અને ગમના દરદથી છુટો અને ફતેહમંદ નશીબનો રેહજો.

## ઇરાન દેશના પેહેલા પાદશાહ કયોમર્સની પાદશાહી ૩૦ વર્ષની હતી. કયોમર્સ તખત ઉપર બેઠો અને તેના ઉપર હારેમન દેવ અદેખાઇ લઇ ગયો તે વીશે.

હવે હું મારૂં કામ શરૂ કરવા નામવર પાદશાહોની તવારીખ તરફ પાછો ફરૂં છું. વાર્તાનો કહેનાર દહેકાન કહે છે કે, પેહેલવેહલાં બુજોર્ગીનું નામ દુન્યામાં કોણે સોધ્યું? તે વખતે કોણ (શખસ) હતો કે જેણે (પેહેલવેહેલું) તાજ માથાં ઉપર મેલ્યું? ઘણા જુના વખતની વાત કોઇ શખસ યાદ રાખી શકતો નથી સીવાય કે દીકરો બાપથી સાંભલેલી વાત યાદ રાખે છે અને તુંને એક પછી એક બાપથી સાંભલેલી વાત કહે છે. પેહેલવેહેલું મોટાઇનું નામ કોણે આગળ વધાર્યું (યાને કોણે પેહેલી આ દુન્યામાં મોટાઇ લીધી)? કોણનો દરજ્જો આગલા બુજર્ગો વચે આગળ વધેલો હતો? કદીમ તવારીખની શોધ કરનાર (યાને બાસ્તાન નામાંનો બનાવનાર), કે જે પેહેલવાનોના દાસ્તાનોનું વર્ણન કરે છે તેણે એવું કહ્યું છે કે કયોમર્સ ૧ (પેહેલો) પાદશાહ હતો,

---

૧ કયોમર્સનું નામ અવસ્તામાં "ગયમરેતન" છે. એને ઇરાનનો પેહેલો પાદશાહ કહયો છે, તેનું કારણ એ જે અવસ્તામાં ઈરાન દેશના લોકોની બુનીયાદ અને તોખમ ઉત્પન્ન કરનાર તેને ગણ્યો છે. આપણા અવસ્તામાં

કે જેણે તખત ઉપર બેસવાનો અને તાજ પેહેરવાનો પેહેલો રીવાજ ચાલુ કીધો હતો. જ્યારે આફતાબ મેશ રાષીમાં દાખલ થયો ત્યારે દુન્યા દબદબાવાળી અને પાણીની માફકના ઝળકાટવાલી થઇ હતી . મેશ રાષીમાંથી તે એવી રીતે પ્રકાશતો હતો કે જેથી તમામ દુન્યા તેનાથી તાજી થઇ ગઇ હતી.[૧] (તે વખતે) કયોમર્સ દુન્યામાં પાદશાહ થયો અને પેહેલવેહલી પાહાડના ગુફામાં પોતાની જગ્યા (પસંદ) કીધી. તેના તખત અને નસીબાની શરૂઆત પાહાડમાંથી થઇ. તેની રૈયત આતશની પરસ્તેશ કરનારી હતી તેણે અને તેની રૈયતે વાઘના ચામડાંનો પોશાક પહેરવા માંડયો. તેઓનું બેસવા ઉઠવાનું ફકત પાહાડોનું ઉંચાણ હતું.[૨] વળી લોકોની પર-

---

તથા બીજાં પેહેલવી પુસ્તકોમાં કયોમર્સને આદમ જાતનો પીતા ગણ્યો છે અને તેનાથી માણસ જાતની શરૂઆત થઇ હોય એમ માનવામાં આવે છે. આ દુન્યામાં ઘણા દોરો (cycles) પસાર થઇ ગયલા ગણવામાં આવે છે. એ પ્રમાણેનો એક દોર જરથોશતી ધર્મ મુજબ કયોમર્સથી શરૂ થયલો ગણવામાં આવ્યો છે અને સોષ્યોસ જે છેલ્લો માણસ જન્મશે ત્યારે એ દોરનો છેડો આવશે. જો કયોમર્સને અવસ્તામાં મુલ પુરૂષ તરીકે ગણ્યો હોય તો તે તમામ દુન્યાનો નહી પણ ઇરાન દેશની તોખમ અને બુનીયાદ ઉત્પન્ન કરનાર ગણાયો છે. પણ જરથોશ્ત પછીના જમાનાના લોકોએ ભુલ ખાઇને તેને તમામ દુન્યાના મુલ પુરૂષ તરીકે ગણ્યો છે. કયોમર્સની અગાઉ પણ માણસોની વસ્તી ચાલુ હતી. ફીરદોસી તેથી તેને પહેલો આદમ ગણતો નથી પણ રૈયત ઉપર પાદશાહી કરનાર પેહેલો પાદશાહ જણાવે છે. "દીનકર્દ"ની સાતમી કેતાબમાં ગયોમર્દ વીશે જણાવતાં કહે છે કે:—

"Much also was his (*i. e.* Gâyômard's) acquaintance with knowledge, and his work was the preservation of the mankind of that time in which he came into notice; moreover he became requisite for conference with the Creator; and because of their superior carrying on of destiny, by command of the Creator, it is declared in the good religion, that the combined titles of prophet, acceptor, and promoter are enumerated of them." (S. B. E. Vol. 47, page 5.)

૧ નવાં વરસની શરૂઆત ઘણા જુના જમાનાથી મેશ રાષીમાં સુરજ દાખલ થવા સાથે થતી હતી.

૨ લખેલી નકલ પ્રમાણે.

વરશી તેનાથી શરૂ થઇ. કારણકે (તેની આગમચ) પહેરવાનું અને ખાવાનું નહી હતું. તેણે દુન્યાની અંદર ૩૦ વરસ પાદશાહી કીધી ૧ તેની ખુબીથી તે તખત ઉપર સુરજના જેવો (લાગતો) હતો. તે પોતાના શાહનશાહી તખત ઉપરથી જેમ પુનમનો ચાંદ સીધાં સરોવરના ઝાડ ઉપરથી પ્રકાશે તેમ પ્રકાશતો હતો. ફાડી ખાનારાં જાનવરો અને ઢોરો તથા અનેક જાતના જાનવરો જેઓ એને જોતાં તેઓ દુન્યાંથી એની નજદીક આવીને આરામ લેતાં હતાં. તેના ભપકા અને બુલંદ નશીબાને લીધે તેઓ તેના તખત આગળ જઇ નમન કરતાં હતાં. તેઓ નેમાજ કરતાં તેની આગળ આવતા હતા અને તે જગ્યા ઉપર પોતાની ફરજ બજાવતાં હતાં. તે (કયોમર્સ) નો એક ખુબસુરત છોકરો હતો જે હુન્નરવાલો અને બાપના જેવો નામવરી શોધનારો હતો. તેનું નામ સીયામક ૨ હતું અને તે બખતાવર હતો. કયોમર્સનું દીલ તેનાથી જીવતું હતું. દુન્યામાં તેના દીદાર જોઇને તે ખુશ રહેનો હતો. કારણકે તે તેની બુનીયાદની એક ઘણી ફળદુપ શાખા હતી. તેની તરફ પુરતી મોહોબત ધરાવવાને લીધે તે (સીયામક) ના જાનને માટે ગમ ખાતો હતો અને તેની જુદાઇની ફીકરથી મનમાં બલ્યા કરતો હતો. આ દુન્યાની રીત અને રસમ એરીજ છે કે દીકરાથી બાપને ટેકો હોય છે. એ બાબદને એક લાંબો વખત ગુજરી ગયો અને પાદશાહનો નસીબો રોશન થતો ગયો. આ દુન્યામાં તેના કોઇ પણ દુશમન હતા નહી. ફકત છુપી રીતે નાપાક હારેમન તેનો દુશમન હતો. ૩ બદ

---

૧ ફીરદોશી કયોમર્સને ૩૦ વરસ રાજય કરતો જણાવે છે, તેમ બુનદેહેશમાં પણ જણાવ્યું છે કે ગયોમર્દની જીંદગી અને પાદશાહીનો વખત ૩૦ વરસનો નેમેલો હતો. (જકે ગયોમર્દ જીવન્દગીહા વ ખુદાઇહા વલ સી સન્ત બરેહનીદ. બાબ ૩, ફ. ૬).

૨ બુન્દેહેશમાં સીયામકને કયોમર્સનો દીકરો નહી પણ દીકરાનો દીકરો ગણીઓ છે. કયોમર્સનું એક તોખમ બાહાર પડયું હતું તેમાથી મશી અને મશીયાનનું જોડું જમીનમાંથી ઉગી નીકળ્યું હતું (બુન્દહેશ બાબ ૧૫, ફ. ૧) આ મશીનો છોકરો તે સીયામક હતો. (બુન્દેહેશ બાબ ૩૧, ફ. ૧).

૩ હારેમન આ દુન્યાની શરૂઆતથીજ માણસ જાતનો દુશમનછે. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં જણાવ્યા પ્રમાણે કયોમર્સ પહેલો માણસ હોવાથી હારેમને તેનો

મનશનીના આહરેમને અદેખાઇથી એવો વીચાર કીધો કે તે તે (કયોમર્સ)ની ગરદન તોડે. તે (આહરેમન) નો એક ઝનુની વરૂના જેવો છોકરો હતો, તે પોતાના મોટાં લશકર સાથે રહી ઘણો હીમતવાન બન્યો હતો. તેણે (પોતાનું) લશકર એકઠું કીધું અને તે કૈઆની પાદશાહનું તોખમ અને તાજ સોધવાને તેની તરફ પોતાનો રસ્તો પકડયો. પણ સીયામકના નસીબથી તેમજ વળી પાદશાહના નસીબથી તે દેવજાદા ઉપર જેહાન અંધારી થઇ. તે પોતાની છુપી વાત દરેક જણને કહેતો હતો અને પોતાના ઘોંઘાટથી તમામ જેહાનને ભરી નાખતો હતો. પાદશાહ કયોમર્સને એ વાતની કેમ ખબર પડે કે તેના રાજ્યની સામે કોઇ બદખાહ (ઉભો થયો) હતો? ૧ પણ એકાએક મુબારક સરોશ વાઘના ચામડાંનો પોષાક પહેડેલી પરીની માફક (તે. કયોમર્સની આગળ) આવ્યો અને છુપી રીતે તેના દીકરા સાથે દુશમનો શું કરવા માંગે છે તે બાબેની સઘળી વાત કહી.

## સીઆમક દેવોની સાથે લડવા ગયો અને તે મરી ગયો તે વીશે.

જ્યારે તે બુરૂં ઇચ્છનાર નાપાક દેવના કામોની વાત સીઆમકને કાને ગઇ ત્યારે તે શાહજાદાનું દીલ જોશમાં આવી ગયું. તેથી તેણે એક લશકર એકઠું કર્યું અને તેઓના કાન (એ બાબદથી) ખોલ્લા કીધા. તેણે પોતાના તનને વાઘના ચામડાંના પોશાકથી ઢાંક્યું કારણકે તે વખતે લડાઇના હીંગામ ઉપર બખતર પહેડવાનો ચાલ નહી હતો. ૨ તે લડાઇ સોધતા આવતા

---

પેહેલવહેલો નાશ ઇચ્છીઓ હતો. બુન્દેહેશ પ્રમાણે હારેમન આ દુન્યાની તમામ પેહાયશો તરફ તેમનો નાશ કરવાને દોડીયો હતો અને ખરાબીઓ કીધી હતી. પેહેલો તે આસમાન તરફ દોડીયો હતો, ત્યારબાદ જમીન તરફ, પછી આડપાન તરફ, પછી ગોસ્પંદો તરફ અને છેલ્લે પેહેલો માણસ ગયોમર્દ તરફ દોડીયો હતો. (બુન્દેહેશ બાબ ૩ જો.)

૧ લખેલી નકલ પ્રમાણે.

૨ ગયોમર્દના વખતમાં ધાતુની શોધ થઇ હતી નહી એમ ફીરદોશી જણાવે છે તેને "ઝાદ-સ્પરમ" ઉપરથી પણ ટેકો મળે છે. ગયોમર્દ જ્યારે

દેવોની ૧ સાંમે ગયો અને જ્યારે બેઉ લશકરો સામે મળ્યાં ત્યારે તે સીઆમક ઉઘાડે શરીરે બાહાર આવ્યો અને તે આહરેમનજાદા સાથે લડવાને વલગી પડયો. તે કમબખત સીહા દેવે તેને પોતાનો પંજો માર્યો અને તે શાહજાદાના શરીરને વાળી નાખ્યું. ત્યાર પછી તે શાહજાદાના તનને જમીન ઉપર ફેંક્યું અને પોતાના પંજાથી તેનું જીગર ચીરી નાખ્યું. સીઆમક પોતાની મરજીથી દેવને હાથે માર્યો ગયો અને લશકર સરદાર વગરનું થઇ ગયું. જ્યારે પાદશાહ પોતાના ફરજંદના મોતથી વાકેફ થયો ત્યારે દલગીરીને લીધે દુન્યા તેને મનથી અંધારી થઇ ગઇ. તે વીલાપ કરતો તખત ઉપરથી નીચે ઉતર્યો અને પોતાના તન ઉપરનું માસ નખવડે ચીરી કાઢીયું. ૨ તેના બેઉ ગાલ આંસુંથી ભરેલા અને દીલ સોગથી ભરેલું હતું. તેને મનથી દુન્યા અકારી થઇ પડી હતી. તે (સીઆમક) નું તમામ બાહાદુર લશકર તે (કયોમર્સ) ની આગળ આવ્યું, ૨ અને તે પાદશાહની દરબાર આગળ સફ સમારીને ઉભું. બધા સેપાહોએ પોતાના પોષાક પીરોજા રંગના કીધા. તેઓની બેઉ આંખો આંસુથી ભીંજાયલી અને તેઓના ગાલો શરાબી રંગના હતા. ચોપગાં જાનવરો, પંખીઓ

---

ગુજરી ગયો ત્યારે તેના શરીરના જુદા જુદા ભાગોમાંથી ૮ જાતની ધાતું બની હતી. ડા૦ વેસ્ટના એ કેતાબના તરજુમામાં કહેવામાં આવ્યું છે કેઃ—

"And when he (Gâyômard) passed away eight kinds of mineral of a metallic character arose from his various members; they are gold, silver, iron, brass, tin, lead, quicksilver and adamant; and on account of the perfection of gold it is produced from the life and seed."

(Sacred Books of the East, Vol. V. Dr. West's translation p. 183).

૧ દેવનો અર્થ હોરમજદના તરીકાથી ઉલટા ચાલનારા આ દુન્યાંના પુરૂષો એમ પણ થાય છે. જેઓ જાદુગરીનો ધંધો ચલાવતા હોય અને દુન્યાના લોકોને નુકસાન પુગાડતા હોય તેઓને પણ દેવને નામે ઓળખ્યા છે. સંસ્કૃતમાં દેવનો અર્થ બ્રાહ્મનનો કીધો છે. કદાચને એવો એક બ્રાહ્મન લોકોનો ટોળો હોય જે જાદુઇ કરવાનો દાવો કરતો હોય અને તેથી તે ટોળાના લોકો દેવને નામે ઓળખાયા હોય.

૨ લખેલી નકલ પ્રમાણે.

અને ફ્રાડી ખાનારાં જાનવરો ત્યાં એકઠાં થયાં અને માહેતમ કરતાં પાહાડ તરફ જતાં રહયાં. તેઓ શોક કરતાં અને દુઃખ સાથે ગયાં તેથી તે કેઆની પાદશાહની દરબાર આગળથી ધુંગ ઉડી. જ્યારે એ બાબદને લાંબો વખત થઇ ગયો,[૧] ત્યારે પેદા કરનાર સાહેબ તરફથી એક પેગામ આવ્યો. તેની આગળ મુબારક સરોશ (યજદાં તરફથી) દુઆનો પેગામ લાવ્યો કે, "હવે તું વધારે વાર વીલાપ ના કર અને પાછી હુશીયારી પકડ. તું મારા હોકમ પ્રમાણે લશકર તૈયાર કર[૧] અને તે લશકરમાંથી એક પેહેલવાન ચુંટી કાઢ, તે બુરી કરણીવાલા દેવોથી જમીનની સપાટીને ખાલી કર અને (તેઓ ઉપર) કીનો લેઇને તારૂ દીલ ખાલી કર"[૨] (એ સાંભલી) તે નામવર પાદશાહે પોતાનું સર આસમાન તરફ ઉંચું કીધું અને તે બુરૂં ચાહાનારાઓ ઉપર બદ દુઆ ગુજારી. તેણે યજદાંના બરતરી ભરેલાં નામને યાદ કીધું અને પોતાની આંખોને લુછી નાખી. ત્યાર પછી તેણે સીઆમકનો કીનો લેવાની ઉતાવલ કીધી અને રાત અને દાહાડો આરાએસ કે ઉંઘ તેણે લીધી નહી.

## હોશંગ અને કયોમર્સ સીહા દેવની સાથે લડાઇ કરવાને ગયા તથા તેમાં તે દેવ માર્યો ગયો તથા કયોમર્સ મરણ પામ્યો તે વીશે.

બખતાવર સીઆમકનો એક છોકરો હતો કે જે બપાવાની આગળ વજીરની જગ્યા સાચવતો હતો. તે ભાગ્યશાળી (છોકરા) નું

---

૧ લખેલી નકલ પ્રમાણે.

૨ ગયોમર્દ ઘણો પહરેજગાર અને ખોદાને પુગેલો પુરૂષ હતો. આપણા અવસ્તા પ્રમાણે "તેણે દાદાર હોરમજદનો પેહેલવેહેલાં વીચાર તથા શીખામણો સાંભળી હતી." (યો પઓઇરયો અહુરાઇ મજદાઇ મનસ્ચ ગુશ્ત સાસ્નાઓસ્ચ.) (ફરવરદીન યશ્ત). વળી દીનકર્દમાં ગયોમર્દને પેહેલવેહેલી દીન ફેલાવનાર (ફર્તુમ યાઇત્યુનતારે શપીર દીન) કહેલો છે. આવા પેગમ્બરી દરજ્જે પુગેલા માણસોને ઇજદ અમશાસ્પંદો તરફથી બસારત મળે છે. ફીરદોશી તેથી કયોમર્સને સરોશ મારફતે બસારત મળતી જણાવે છે.

નામ હોશંગ[1] હતું. તું કહેશે કે તે તમામ દાહાપણ અને ચંચલાઈનોજ નમુનો હતો. તેના બપાવાની આગળ તે બાપની યાદગારી (તરીકે) હતો. તેના બપાવાએ તેને પોતાની છાતીએ રાખીને પાળ્યો હતો. તેનો બપાવો તેને દીકરાની જગ્યાએ ગણતો હતો અને તેના સીવાય કોઇ ઉપર તે પોતાની નજર નાખતો હતો નહી. જ્યારે તેણે કીના અને લડાઇ ઉપર પોતાનું દીલ દોડાવ્યું ત્યારે તેણે ચઢતા નસીબાના હોશંગને બોલાવ્યો અને જે કાંઇ બની ગયું હતું તે તેની આગળ સઘલું કહી સમજાવ્યું અને સઘલી છુપી વાતોના ભેદ (નીચે મુજબ) ખુલ્લા કીધા કે, "હું એક લશ્કર તૈયાર કરવા માંગું છું. અને લડાઇનો પોકાર ઉઠાવવા માંગું છું. તુંએ તે લશ્કરનો સરદાર થવું જોઇએ કારણ કે તું જવાન સરદાર છે. મારો તો જવાનો (મરવાનો) વખત આવ્યો છે." તેણે પરીઓ, વાઘો, સીંહો, ફાડી ખાનારાં વરૂઓ, અને બાહાદુર ચીત્તાઓનું લશ્કર ભેગું કીધું. લશ્કરના સેપાહો, જંગલી જાનવરો, પક્ષીઓ અને ચોપગાં જાનવરો એ સઘલાં તે જેહાનના પાદશાહના હોકમ હેઠેલ હતાં. સેપાહ તરીકે ઢોરો, ફાડી ખાનારાં જાનવરો, પક્ષીઓ અને પરીઓ હતાં, (જ્યારે તેઓનો) સરદાર (હોશંગ) ભારી દમામ અને બાહાદુરી સાથનો હતો. લશકરના પાછલા ભાગ ઉપરનો (સરદાર) પાદશાહ કયોમર્સ હતો, જ્યારે તેનો નબીરો સેપાહોની સાથે હરોલમાં આગળ હતો. તે સીહા દેવ ફીકર તથા ધાસ્તી સાથે આવ્યા અને આસમાન ઉપર ધુલાડ઼ ઉડતું કીધું. ફાડી ખાનારાં જાનવરોના પોકારથી તે દેવના પંજા જેહાનના પાદશાહ (કયોમર્સ) ની નજરમાં સુસ્ત થઇ ગયલા માલમ પડયા. તે બંધે લશકરો એકમેક

---

1 અવસ્તામાં એ પાદશાહને "હઓષ્યંઘહ પરધાત" એટલે પીશદાદ હોશંગ કહયો છે. એને "પરધાત" એટલે પેહેલો કાયદો આપનાર કહયો છે. ફીરદોશી એને કયોમર્સનો નબીરો કહે છે પણ બુનદેહેશમાં એને શીયામકનો બેટો નહી પણ સીયામકના દીકરા ફ્રવાકનો દીકરો કહયો છે. ફીરદોશી મુજબ બુન્દેહેશમાં પણ એને ૪૦ વરસ રાજ કરતો જણાવ્યો છે.

સાથે લડવામાં પડયાં અને ચોપગાં તથા ફાડી ખાનારાં જાનવરોથી દેવો આજેજ થયા. ૧ હોશંગે એક સીંહની માફક પોતાનો પંજો (દસ્ત) લંબાવ્યો અને તે આજેજ થયલા દેવની ઉપર દુન્યાને તંગ કીધી (મારી નાખ્યો). તે હોશંગે એકદમ તેનો પતો ખેંચીને તે (દેવ) ને ભોંય ઉપર પટકયો અને તે શાહુજાદાએ તેનું વગર બરોબરીનું (ગંજાવર) માથું કાપી કાઢીયું. ૨ તેની ચાંમડી ચીરી કાહાડી અને તેને કંગાલ રીતે પગ નીચે કચડાતો નાખ્યો (એ રીતે) તેણે તેના કામને ઉંધું માર્યું. જ્યારે મરજી મુજબનું કીનાનું કામ પુરૂં થયું ત્યારે કયોમર્સનો વખત પણ પુરો થયો. તે ગુજરી ગયો અને દુન્યા તેનાથી ખાલી થઇ. તું જો કે કોણને તે (દુન્યા) ની નજદીક આબરૂ છે ? આએ તમામ જેહાન ફકત હીલાં મક્કરથી ભરેલી છે. કોઇપણ માણસ સાથે ભલું અને બુરૂં લાંબો વખત કાયમ રહેતું નથી. તેણે (કયોમર્સે) આએ ઠગાઇ ભરેલી તમામ જેહાનને હાથ કીધી તથા (લોકોને) ફાયદાના માર્ગ દેખાડીઆ પણ પોતે તેનો ફાયદો મેળવ્યો નહી.

---

૧ જીનત ઉલ તારીખ નામની કેતાબમાં એ લડાઇનું બ્યાન કરતાં કેહેવામાં આવે છે કે તેના લશકરને એક મુલકમાંથી પસાર થતાં ત્યાંની રોગીસ્ત હવાને લીધે ઘણું ખમવું પડયું હતું. પણ તેને એક કુદરતી આગાહી થઇ હતી અને પાહાડની ઉપરથી એક અવાજ સમજાયો હતો, જેણે તેના દુશમનો પાસેના જંગલમાં ઉંઘ કાઢતા હતા એવી ખબર આપી હતી. જ્યાં તે તુરતજ કુચ કરી ગયો હતો અને તેઓનો નાશ કીધો હતો. (જોન માલકમ)

૨ દેવોની લડાઇમાં હોશંગે ફતેહ મેળવી હતી તેને આવાં, રામ, અને જમીઆદ યશ્તમાંથી ટેકો મલે છે. એ યશ્તો પ્રમાણે હોશંગ બંદગી કરીને એવી દુવા માંગે છે કે :—

"હું તમામ દેશાના દેવો, (બદ) માણસો, જાદુગરો, પરીઓ, છતી આંખે આંધલાઓ તથા છતે કાને બેહેરાઓ (એ સઘલાઓ ઉપર) સૌથી ચઢતી પાદશાહી મેલવું. તથા માજનદરાંનના દેવો તથા ગીલાનના દરવંદોના બેતૃતીયાંશ ભાગને હું મારૂ."

## હોશંગની પાદશાહી ૪૦ વરર્ષ સુધીની હતી. હોશંગ તખત ઉપર બેઠો, અને પથરમાંથી લોહું બાહાર લાવ્યો તે વીશે.

જેહાનનો રાખનાર પાદશાહ અક્કલમંદ અને ઇનસાફી હોશંગે પોતાના બપાવાની જગ્યાએ તાજ માથાં ઉપર મૂક્યું તેના ઉપરથી ૪૦ વર્ષનો ચકરાવો પસાર થયો. તેનું મગજ અક્કલથી અને તેનું દીલ ઇનસાફથી ભરપુર હતું. જ્યારે તે (પોતાના) બુજોર્ગોની જગ્યાએ બેઠો ત્યારે તેણે શાહાનશાહી તખત ઉપરથી એ પ્રમાણે ભાશણ કીધું :—

"હું સાતે કેશ્વર ઉપર પાદશાહ છું. હું સઘલે ફતેહ ભરેલો અને હુકમ ચલાવનાર છું. સર્વ શકતીવાન યજદાંના હોકમથી ઇનસાફ અને બખશેસ માટે મેં મારી કમર તંગ બાંધેલી છે."

ત્યાર પછી તેણે દુન્યાને તમામ આબાદ કીધી અને તમામ જમીનની સપાટીને ઇનસાફથી ભરપુર કીધી. પેહલવેહેલાં એક ગોહર તેને હાથ લાગ્યું (તે એ હતું કે) પોતાની અક્કલથી તેણે લોહાંને પથ્થરથી જુદું પાડ્યું. જ્યારે તેણે તે (લોહું) સખત પથ્થરમાંથી બાહાર કાઢ્યું, ૧ ત્યારે તેને તમામ પાણીદાર કીધું. જ્યારે એ (લોહું બાહાર કાહાડવાનું કામ) તેણે જાણ્યું ત્યારે તેણે લુહારનો ધંધો સ્થાપ્યો; જે મારફતે તેણે પાવડા, કોહડાલી અને કરવત બનાવ્યાં. જ્યારે એ કામ પુરૂં થયું ત્યારે તેણે પાણીને માટેના ઉપાય સોધવા માંડ્યા. તેણે નદીઓમાંથી પાણી બાહાર લાવી મેદાનોમાં (નેહેરની મારફતે) રેડ્યાં. તેણે પાણીને નેહરની મારફતે રસ્તો આપ્યો અને એ પ્રમાણે પાદશાહી દબદબાથી (લોકોની) મેહેનત ઓછી કીધી. એક ખબરદાર માણસની માફક વળી તેણે એ સાથે વાવણી તથા કાપણી તથા ખેતીવાડીનું કામ વધાર્યું. તે પછી દરેક જણે પોતપોતાની રોટલી બનાવવા માંડી, તથા કામ કરવા માંડ્યું અને પોતાનો સામન પીછાનવા લાગ્યા. આ સઘલાં કામો બનવાની

---

૧ લખેલી નકલમાં "કજાન" ને બદલે "સુ આન" છે.

આગમચ મેવા શીવાય બીજી કાંઈ ચીજ ખાવા લાયક હતી નહી માણસોનું સઘલું કામ પાશા અને પાતરાં સાથે હતું, કારણ કે તેઓનો પોશાક પણ સઘળો પાતરાંનો હતો. તે (હોશંગ)નું કામ ખોદાતાલાની બંદગી કરવાનું હતું. તેના બપાવાનો પણ એજ ધર્મ અને રેવાજ હતો. પથ્થરમાંથી આતશનું નીકળવું તેનાથી જાહેર થયું. તેનાથી જેહાનમાં રોશણીનો ફેલાવો થયો. ૧

## જશને સદેહની સ્થાપના વીશે.

એક દહાડો જેહાનનો પાદશાહ કેટલાંક માણસોને સાથે લઇને પાહાડની તરફ જતો હતો. તેટલાંમાં દૂરથી કાળા રંગની, કાળાં શરીરની તથા સેતાબ ચાલની એક લાંબી ચીજ તેને માલમ પડી. તેના માથા ઉપરની બે આંખ લોહીના બે ચશ્માનાં જેવી હતી. તેના મોહાંમાંથી નીકળતા ધુવાથી જેહાન કાળા રંગની થઇ ગઇ હતી. હોશંગે હુશીયારી અને ડહાપણથી (તે તરફ) નજર કીધી. (પછી) તેણે એક પથ્થર ઉચકયો અને લડવાને આગળ વધ્યો. તેણે પાદશાહી જોરથી પોતાનો હાથ લંબાવ્યો અને તે જેહાનને બાલનાર સાંપ જેહાનનો શોધનાર પાદશાહ આગળથી નાસી ગયો. તે નાનો પથ્થર એક મોટા પથ્થર સાથે અથડીઓ. તેથી તે અને પેલા પથ્થરના ભાગીને ટુકડા થઇ ગયાં. તે બંધે પથ્થરમાંથી રોશણી (ચીંગારી) બાહાર પડી અને તે રોશણીથી પથ્થરનું દીલ આતશીયા રંગનું થયું. તે સાંપ મરી ગયો નહી પણ તે પથ્થરમાંથી છુપાયલો આતશ બાહાર આવ્યો. (ત્યાર બાદ) જેવી કોઇ શખસ પથ્થર સાથે લોખંડ

---

૧ હોશંગને પેહેલવી દીનકર્દની આંઠમી કેતાબમાં તમામ જાતના કાયદાઓ ઘડનાર કહયો છે એમ ડા૦ વેસ્ટના તરજુમા ઉપરથી જણાય છે.

" The original establishment of law and custom, that of village superintendence, for the cultivation and nourishment of the world based upon the traditional early law; and that of monarchy, for the protection and government of the creatures upon Hôshâng the Pêsdâdian." ( S. B. E. Vol. xxxvii. p. 27. )

ઘસ્તો હતો તેમાંથી રોશણી નીકળતી હતી. (આવું જોવાથી) તે જેહાનને રાખનાર પાદશાહે જેહાનને પેદા કરનાર સાહેબ આગળ બંદગી કીધી અને દુઆ ગુજારી કે તેને આવી રોશણીની ભેટ કીધી છે. તેણે તેજ વખતે તે આતશનો એક કેબલો કીધો અને કહયું કે "આએ ખોદાઇ રોશણી છે માટે અગરજો તમો ડાહ્યા હોવો તો એની પરસ્તેશ કરવી જોઇએ." ૧ જ્યારે રાત પડી ત્યારે આતશને પાહાડની માફક રોશણ કીધો અને પાદશાહે પોતાની રૈયત સાથે તેની આસપાસ ફરી વળી તે રાતે એક જશન કીધું તથા શરાબ પીધો અને તે મુબારક જશનનું નામ 'સદેહ' કરીને આપ્યું. હોશંગથી એ સદેહનું જશન યાદગાર રહ્યું છે. ૨ તેના જેવા બીજા ઘણા પાદશાહો થજો કારણકે તેણે આબાદી કરીને દુન્યાને ખુશાલ કીધી છે. તેથી તમામ જેહાન તેને નેકી સાથે યાદ કરે છે. તેણે પોતાના

૧ આએ નવાઇ જેવી રીતે આતશ રોશન થયલો જોઇ હોશંગે તેનો પેહેલો કેબલો કીધેલો હોવો જોઇએ. તેથી કેબલા સનમુખ બંદગી કરવાનો ચાલ એ પાદશાહે પેહેલવેહેલો પાડયો હોય. આ ઉપરથી એમ ઠરતું નથી કે હોશંગના જમાનામાં પથ્થર સાથે પથ્થર અથડવાથી આતશ પડયો તેની આગમચ આતશ જેવી અગત્યની ચીજની હસ્તી આએ જેહાનમાં નહી હોય.

૨ જશને સદેહ હોશંગના જમાનાથી તે સાસાની વંશનું પડી ભાગવું થયું ત્યાં સુધી લોકોનું ઘણું જાણીતું અને માનીતું જશન હતું. એ જશન બહમન મહીનો અને આવાં રોજે પડતું જણાવ્યું છે. કોઇ વળી એ જશન દેહ મહીનો અને આવાં રોજે પડતું જણાવે છે. હોશંગે અજદાહ તરફ ફેંકેલો પથ્થર બીજા પથ્થરને અથડવાથી તેમાંથી પડેલી ચીંગારી સદેહ નામના ઘાસ યા લાકડાંમાં પડી આતશ રોશન થયો હતો તેથી એ જશનને જશને સદેહ નામે ઓલખવામાં આવ્યું છે. આગલા ઇરાની જરથોશતીઓ એ જશનને દીવસે ખુલ્લાં ચોગાનમાં ઉતરી પડતા હતા અને ત્યાં પથ્થરમાંથી આતશ પાડી તેની મોટી ચેહ સલગાવી તેની આગળ બંદગી કરતા હતા અને બાકીનો વખત મોજમજાહ કરી ગુજારતા હતા.

ખોદાઈ નુર[1] અને પાદશાહી દમામથી, શેકાર કરવાના હરણોને તથા જંગલી ગોરખરોને, ગાય, ગધેડા, અને ગોસપંદોથી જુદા કીધાં. જે કાંઇ ફાયદાકારક હતું તે તે કામમાં લાવ્યો. જેહાનને રાખનાર હોશંગે ડહાપણથી કહ્યું કે "તેઓને તમો જોડી બનાવી જુદા જુદા રાખો. તેઓને તમો કામે લગાડો અને તેઓના (કામમાં)થી (તમારી) ખરીદી કરો." વળી તેણે પોતાનાં રાજ્યને[2] માટે તેઓને પાળ્યાં. ચાર પગાંઓમાંનાં જેઓના બાલ સુંદર હતા તેઓને મારી નખાવ્યા અને તેઓના ચાંમડાં કઢાવી લીધાં. (તે જાનવરો નીચે મુજબના હતા) જેવાં કે સનજાબ (નોલીઓ), કાકમ (ખીશકોલી), તથા નરમ બાલવાલું કોહોલું તથા ચોથું સમુર (નોલીઆની એક જાત) છે કે જેના વાલ ગરમ હોય છે. એવી એવી કીસમના જાનવરોનાં ચાંમડાંમાંથી વાચાવાલા (માણુસ)ઓનાં તન ઢાંકીયાં. તેણે ઘણું બખશયું અને વેહેંચ્યું, ખાધું અને સોપ્યું, (અને તેમ કરીને) પોતે ચાલી ગયો પણ નેકનાંમી સીવાય બીજું કાંઇ લઇ ગયો નહી. ચાલીશ વરસ સુધી તે મોટા દરજાના (પાદશાહ)એ ખુશીખુશાલી, રંગરાગ તથા દાદ ઇનસાફ સાથે રાજ્ય ચલાવ્યું. તેટલા વખતમાં તેણે સુકતીઓ અને પુશકળ ફીકર સાથે ઘણી રંજ ખેંચી. જ્યારે તેનો ભલો (મોતનો) વખત નજદીક આવ્યો, ત્યારે તે પાદશાહી તખત ખાલી પડયું.[3] તેને જમાનાએ એક પળવારની ઢીલ આપી નહી. તે હુશીયારી અને ડાહાપણવાળો હોશંગ ગુજરી ગયો. (ઓ વાંચનાર!) તારી ઉપર દુન્યા હમેશ સુધી માયા મોહોબત રાખશે નહી, તે પોતાનો ચેહેરો તુંને ખુલ્લી રીતે દેખાડશે પણ નહી.

---

૧ આગળા પાદશાહો ચઢતે દરજ્જેની બંદગીથી પેગમબરી દરજ્જે પુગતા હતા. તેને દરજ્જે પુગેલાઓને 'કવએમ ખરેન' યાને કેઆની ખોરેહની હોરમજદ તરફથી બખશેસ થતી હતી. જમીઆદ યશતમાં કેઆની ખોરેહનું લંબાન વર્ણન મલે છે. ત્યા કહેવામાં આવે છે કે:—

"જે ખોરેહ લાંબી મુદત સુધી પેશદાદ ખાનદાનના હોશંગ સાથે જોડાયું હતું." (ફ. ૨૬ મો)

૨ લખેલી નકલમાં 'બાજ' ને બદલે "તાજ" બરોબર છે.

૩ લખેલી નકલ પ્રમાણે.

## તેહેમુરસ દેવબંદની પાદશાહી ત્રીશ વર્ષની હતી.

## તેહેમુરસ તખત ઉપર બેઠો, તથા તેણે વણત્રાનો તથા જાનવરોને તાબેદારીમાં રાખવાનો હુન્નર પેદા કીધો તે વીશે.

તેને એક અક્કલવાલો અને ઉંચા મરતબાનો દેવને બાંધનાર તેહેમુરસ નામનો છોકરો હતો. ૧ તે આવ્યો અને પોતાના બાપના તખ્ત ઉપર બેઠો અને પાદશાહી કમરબંદથી પોતાની કમર બાંધી તેણે પોતાની રૈયતમાંથી સઘલા મોબેદોને બોલાવ્યા અને તેઓ આગલ ઘણું નરમાશવાલું ભાશણ કીધું. તેણે આ પ્રમાણે કહયું કે, "આજે આએ તખત તથા તાજ તથા રાજદંડ અને ટોપી મને જેબ આપે છે. હું ઇનસાફથી દુન્યામાંની બદીઓને ધોઇ નાખીશ અને વળી હું ઇનસાફવાલા સખુનો બોલીશ. ૨ દરેક ઠેકાણેથી હુ દેવોની સત્તા કમતી કરીશ, કારણકે હું તમામ જેહાનનો માલેક થવા માગું છું. ૩ જે કાંઇ આ દુન્યામાં ફાએદામંદ હશે તેના બંદ છુટા કરી હું તેને જાહેરમાં લાવીશ." ત્યાર પછી તેણે મેંઢાં અને બકરાંની પીઠ ઉપરથી ઉન તથા વાલ કાપી કાઢીયા અને કાંતવાના કામ ઉપર ધ્યાન લગાડયું. તેણે તેમાંથી કોશેસ કરીને કપડાં બનાવ્યાં. વળી પાંથરવાની ચીજો બનાવતાં શીખવનાર પણ તેજ હતો. જાનવરોમાંથી

---

૧ અવસ્તામાં એને 'તખ્મઉરૂપ' અને પેહેલવીમાં 'તખ્મોરૂપ' કહયો છે. એણે ત્રીશ વરસ રાજ્ય કીધું હતું એમ બુનદેહેશ (બાબ ૩૪, ફ૦ ૪)માં પણ જણાવ્યું છે. ફીરદુસી એને હોશંગનો દીકરો જણાવે છે પણ પેહેલવી બુનદેહેશ (બાબ ૩૧, ફ૦ ૨)માં તેહેમુરસને હોશંગનો છોકરો અયંઘત તેનો છોકરો વીવંઘહાનનો છોકરો કહેલો છે. યાને હોશંગ તેહેમુરસના બાપનો બપાવો હતો. એ રીતે જોતાં તેહેમુરશ જમશેદનો ભાઇ હતો.

૨ લખેલી નકલ પ્રમાણે.

૩ તેહેમુરસની ખાહેશ પોતાની બંદગીમાં પણ એવીજ હતી એમ અવસ્તામાંથી પણ જણાય છે. એ પાદશાહ એવી દુવા માંગે છે કે "તમામ દેવોને, બદ માણસોને, જાદુગરો તથા પરીઓને હું જેર કરનારો થાઉં" આએ દુવા પાછલથી બર આવી હતી (રામ યશ્ત ફ૦ ૧૨; જમીઆદ યશ્ત ફ૦ ૨૯.)

જે સેતાબ થાસના હતાં તેઓને લીલું ઘાસ, સુકું ઘાસ અને જવનો ખોરાક આપવા માંડયો. તેણે સઘલાં જંગલી ફાડી ખાનારાં જાનવરો તરફ નજર દોડાવી અને તેઓમાંથી કોહાલાં તથા ચીત્તાને ચુંટી કાઢયાં. કાંઇ ચુકતીથી તે તેઓને જંગલ અને પહાડમાંથી લઇ આવ્યો અને તેઓથી તેઓના ટોલાંને પોતાના તાબામાં લાવ્યો. વળી પક્ષીઓમાંથી જે (પક્ષી)ઓ સુંદર બનાવતનાં હતાં, જેવાં કે બાજ તથા બાહદુર શકરા વીગેરેને તે (પકડી) લાવ્યો અને તેઓને કેળવવા માંડયા જેથી તમામ જેહાનના લોકો અજબ થવા લાગ્યાં. તેણે તેઓ સાથે નરમાસથી વર્તવાનો અને તેઓને નરમ અવાજે બોલાવવાનો લોકોને હોકમ ફરમાવ્યો. જયારે એ સઘલું કરવામાં આવ્યું ત્યારે મરઘી અને મરઘો કે જે ઢોલ વાગવાની માફક (બામદાદે) વાસે છે તેઓને લાવ્યો તથા જેમ ઘટતુ હતું તેમ તમામ ફાયદેમંદ ચીજો છુપચુપ રીતે પસંદ કીધી. તેણે (લોકોને) કહયું કે "તમો આએ સઘલાંની તારીફ કરો તથા દુન્યાને પેદા કરનાર સાહેબની બંદગી કરો કે જેણે આપણને જંગલી જાનવરો ઉપર સરવરી આપી છે. તેની સેતાયશ કરો કે જેણે આપણને એ રસ્તો દેખાડયો છે. ૧ તેનો એક પવીત્ર વજીર હતો કે જેના વીચારો બદકરણીથી દુર હતા. સઘલી જગ્યાએ તે માન પામેલો હતો અને તેનું નામ શીદસ્પ હતું. તે કોઇપણ જગ્યાએ નેકી શીવાય બીજી ખાહેશ કરતો નહી. તે આખો દીવસ ખોરાક ખાવાથી પોતાના હોઠો બંધ રાખતો હતો. રાત્રે ખોદાતાલાની સનમુખ (બંદગીમાં) ખડે પગે રહેતો હતો. વળી તે સર્વ કોઇનો ખરાં દીલથી દોસ્ત હતો. રાત

---

૧ તેહમુરસને માટે દીનકર્દની સાતમી કેતાબમાં કેહેવામાં આવ્યુ છે કે:— After that it (i. e. Sovereignty) came to Tâkhmôrup the well-armed, and through the glory the demon and evil mankind, the wizard and witch, were smitten by him; idolatry was also cast out by him and he propagated in his time the reverence and service of the Creator; the evil spirit, converted into the shape of a horse, was also carrying him for thirty winters (S. B. E. Vol. 47 page 8)

અને દીસની નેમાજ કરવી એ તેનો રેવાજ હતો. પાદશાહના નસીબાનુ તે મુળ હતું તેથી બદખાહોનો જીવ તેનાથી કેદમાં રહેતો હતો (યાને બુરાઓનું કાંઇ ચાલતુ હતું નહી). તે પાદશાહને સઘલો નેકીનો રસ્તો દેખાડતો હતો. તે રાસ્તીથી ચઢતો દરજજો મેલવવાની ખાહેશ કરતો હતો. (તેથી) તે પાદશાહ બદીથી એટલો તો સ્વચ્છ થયો હતો કે તેનાથી ખોદાઇ નુર પ્રકાશતું હતું.[1] જયારે આવું કામ જાણુનાર કોઇનો વજીર હોય તો તું પાદશાહથી પણ બીશીયાર ખુબીઓની આશા રાખ. તે (પાદશાહ) ગયો અને હારે મનને કાંઇ યુકતીથી બાંદયો અને સેતાબ ચાલના ઘોડા ઉપર સવાર થાય તેમ તેની ઉપર બેઠો. તે વખતો વખત તેની ઉપર જીન નાખતો હતો અને દુન્યાની આસપાસ તેને દોડાવતો હતો.[2]

---

૧ હોશંગ પછી તેનું નુર તેહેમુરસે મેલવ્યું હતું એમ જમીયાદ યસ્તમાં જણાવ્યું છે. (ફ. ૨૮).

૨ ફીરદુસીના કેહેવાને અવસ્તામાંથી પણ ટેકો મલે છે. રામ તથા જમીયાદ યસ્તમાં તેહેમુરસ્પ એવી દુવા ગુજારે છે કે "હું અંગ્રેમીનોને વશ કરીને તીસ વરસ સુધી (તેને) ઘોડાના રૂપમાં (ફેરવીને) પૃથ્વીના બે છેડાની આસપાસ સવારી કરૂં." દીનકર્દમા પણ કહેવામાં આવ્યું છે કે "અંગ્રેમેન્યુશે એક ઘોડાના રૂપમાં બદલઇને ત્રીશ શીયાલા સુધી તે (તેહેમુરસ) ને લેઇને ફર્યો હતો." ડા૦ વેસ્ત એક ફારસી રેવાયતમાંથી તેહેમુરસને માટે એ વાત ઉપરથી એક દંતકથા લખે છે કે:—

1. "Aharman, while kept as a charger by Tâkhmorup, induced the wife of the latter to ascertain from her husband whether he ever felt fear while riding the fiend, and, acting upon the information thus obtained, he threw the king from his back while descending from the Alburz mountains, and swallowed him. Information of this event was conveyed to Yim by the angel Srôsh, who advised him to seek the fiend and propitiate him. Yim, accordingly, went into the wilderness singing, to attract Aharman, and, when the fiend appeared, Yim ingratiated himself into his favour and taking advantage of an unguarded moment he dragged Tâkhmorup out of the fiend's entrails, and placed the corpse

## તેહેમુરસે દેવોને બંધીવાન કીધા તથા તે ગુજરી ગયો તે વીશે.

જયારે દેવોએ તેનું આવું કામ જોયું ત્યારે તેના હોકમ નીચેથી તેઓએ પોતાની ગરદન ખેંચી લીધી (યાને નાફરમાન થયા). પુશકલ દેવો ભેગા મલ્યા (અને ઠેહરાવ કીધો) કે તે (તેહેમુરસ) નું તાજ છીનવી લીએ. ૧ જયારે તેહેમુરસ તેઓના કામથી વાકેફ થયો ત્યારે તેણે ગુસ્સે થઇને તેઓનું બજાર (યાને દોર) તોડી નાંખ્યું. પાદશાહી ભપકાથી તેણે પોતાની કમ્મર બાંધી અને પોતાની ગરદન ઉપર ભારી ગુરજ ઉઠાવ્યો. સઘળા નર દેવ અને જાદુગરોએ ભેગા થઇને એક મોટું લશકર ઉભું કીધું. કાલો દેવ કે જે તેઓનો સરદાર હતો તે આગળ વધ્યો અને આસમાન સુધી પુગે એવો પોકાર માર્યો. હવા કાલા રંગની થઇ અને જમીન ઉપર અંધારૂં પંથરાયું તેથી (જોનારની) બેઉ આંખો તેમાં ગભરાટમાં પડી જવા લાગી. આફ્રીનને લાયકનો પાદશાહ તેહેમુરસ લડાઇ અને કીના માટે કમર બાંધી આવ્યો. એક બાજુએ આતશનો ઘોંઘાટ અને દેવોનો ધુમાડો નીકળતો દેખાતો હતો તો બીજી બાજુએ દુન્યાના પાદશાહના દલેર પેહેલવાનો દેખાતા હતા. તેણે (તેહેમુરસે) એકદમ દેવો સાથે લડાઇ શરૂ કીધી. પણ તેઓની લડાઇ થવાને ઘણો

---

in a depository for the dead. In consequence of this feat his hand was attacked with leprosy, from which he suffered greatly until it was accidentally washed in bull's urine, which healed it." (Sacred Books of the East vol xxiv, p. 60).

૧ ઇરાન તરફના લખનારાઓ કેટલીક વખત દેવોને મોટાં પુછડાંવાલા અને માથા ઉપર બે શીંગડાંવાલા ચીતારે છે. ટુંકમાં તેઓ દેવોને બીહામનો ચીતાર આપે છે. અવસ્તા જમાનામાં દેવોને મીનોઇ યાને આકાર વગરના ગણવામાં આવતા હતા. સઘલા બદ ગુણો તે દેવોને નામે ઓળખાતા હતા અને એવા બદગુણો ધરાવનાર માણસો પણ દેવોને નામે ઓળખાતા હતા. હોશંગ અને તેહેમુરસના વખતમાં માજનદરાંન અને ગીલાન તરફના લોકો રાજ્યની સામે વારંવાર બળવો ઉઠાવતા હતા તેથી તેઓને દેવોની ઉપમા આપવામાં આવી હતી.

વખત લાગ્યો નહી તેટલામાં તો તેહેમુરસે તેઓના બે ભાગને ચુકતી થી બાંધી લીધા. જયારે તેઓમાંના બીજાઓને તેના ભારી ગુરજથી કચડી નાખ્યા. તેઓને જખમી થયલા અને હીનપસ્તી ભરેલી રીતે બંધાયલા તે ઘસડી લઇ ગયો પણ તેજ વખતે તેઓએ પોતાનો જાન બચાવા માટે પોતાનું જીવતદાન માંગ્યું. (તેઓ એ કહયું કે) "જો તું હમોને મારી નહી નાખે તો હમે તુંને એક નવો હુનર શીખવ્યે કે જેથી તું ફાયદો પાંમશે." તેથી તે નામવર પાદશાહે તેઓને માફ કીધા કે જેથી તેઓ છુપો ભેદ જાહેર કરે. જયારે તેઓના સર તેના બંદમાંથી છુટાં થયાં ત્યારે તેઓએ નાચારીએ તેની દોસ્તી શોધી. તેઓએ તે પાદશાહને લખતાં શીખવ્યું અને જ્ઞાનથી તેના દીલને રોશન કીધું. એક જાતના અક્ષર નહી પણ નજદીક ત્રીશ જાતના અક્ષર (તેને શીખવવામાં આવ્યા). જેવા કે રૂમી, અરબ, ફારસી, હીન્દી, ચીનઇ, પહેલવી વીગેરે, જેમ સમજે તેમ લખતાં શીખવ્યા. ૧ ત્રીશ વરસના અરસામાં તે પાદશાહ એથી તે વધારે હુન્નર શું જાહેર કરી શકતે? તે ગુજરી ગયો અને તેના વખતનો છેડો આવ્યો અને તેની સઘલી મહેનત તેનાથી યાદગાર રહી ગઇ. ઓ દુન્યા! જયારે તું કાપી નાખવાનીજ ઇચ્છા રાખતી હોય તો તું (કોઇનું) પાળણુ ના કર. જયારે તું મારવાનીજ છે તો પાળીને ઉધારવામાં શું ફાયદો? એકને તું આસમાનના ચક્કરની ઉંચાઇએ લઇ જાય છે અને પછી તેને એકાએક ક્રમીની જમીન ઉપર ફેંકી દે છે.

---

૧ જેમસ દારમેસતેતેએ "અબોગમદદે" નામના તુરકના અવસ્તા ફકરાઓનો તરજુમો કીધો છે તેમાં તેહેમુરસને માટેનું લખાણ એવું મલે છે કેઃ—

1 "Or there was Tahmuraf, the well-armed, the son of Vivanghat."

"Who made the demon of demons, Ganâ Mainyô, his steed, and extorted from him the seven kinds of writing." (Sacred Books of the East Vol. IV. p. 384.)

એવીજ મતલબનું લખાણ મીનો ખેરદમાંથી પણ મલે છે, એ બાબે જુઓ મીનો ખેરદ બાબ ૨૭ મો.

## જમશેદની પાદશાહી સાતસો[1] વર્ષની હતી. જમશેદ તખતે બેઠો અને તેણે લડાઇના હથીયારોની શોધ કીધી તથા માણસોને બીજા હુન્નરો શીખવ્યા તે બાબે.

જ્યારે નામવર પાદશાહ (તેહેમુરસ) અત્રેથી ગુજરી ગયો ત્યારે બાપની જગ્યાએ દીકરો નામવર પાદશાહ થયો. તેનો પુત્ર ઉંચા નસીબાનો જમશેદ[2] કમર બાંધીને અને તે (બાપ)ની શીખામણોથી દીલ ભરપુર રાખીને કેઆની રસમ પ્રમાણે પોતાના માથા ઉપર સોનેરી તાજ પહેરીને પોતાના બખતાવર બાપની ગાદીએ બેઠો. તેણે શાહાનશાહી દમામ સાથે કમર બાંધી અને તમામ જેહાનનાં લોકો તેના ફરમાબરદાર થયા. તેના રાજ અમલથી તે જમાનાના લોકો સુખી થયાં. દેવો, પરંદાંઓ અને પરીઓ તેનાં ફરમાન હેઠલ ચાલવા લાગ્યાં. તેનાથી જગત (ના લોકો)ની આબરૂ વધી અને પાદશાહી તખત રોશન થયું.[3] તે જમશેદ બોલ્યો કે હું ઇજદી

---

૧ અવસ્તામાં જમશેદને એક હજાર વરસ રાજ કરતો જણાવ્યો છે. એ હજાર વરસમાનાં છેલ્લાં સો વરસ તેણે ભીખારીની માફક ભટકતી જીંદગી ભોગવી હતી. બુનદેહેશમાં એને ૬૧૬ વરસ રાજ કરતો અને સો વરસ ભટકતો જણાવ્યો છે.

૨ જમશેદનું અવસ્તામાં 'યિમ' નામ છે. પેહેલવીમાં એને 'યિમ' અથવા 'જમ' અને પાજંદમાં 'જમ' અથવા 'જમશેદ' કહયો છે. એ 'યિમ'ને અવસ્તામાં 'ક્ષએત' યાને તેજવાલો અથવા ચલકાટવાલો કહયો છે. તેથી તેનું આખું નામ 'યિમક્ષએત' છે. એ યિમક્ષએત બોલ ફેરવઇને પાજંદ અને ફારસીમાં જમશેદ થયો છે. અવસ્તામાં એનો બીજો એલકાબ 'હવાંથ્વો' યાને સારા ટોળાંવાલો છે. જમશેદને અવસ્તામાં 'વીવંઘહહતો પુથ્રો' યાને વીવંઘાહામનો છોકરો કહેલો છે. એ જમશેદના અવસ્તા મુજબ તેહેમુરસ અને સ્પીત્યુર નામના બે ભાઇઓ હતા. તેથી ફીરદોસી કહે છે તેમ તેહમુરસ જમશેદનો બાપ નહિ પણ ભાઇ થતો હતો.

૩ જમશેદના ઝલકતા જમાનાનું બ્યાન અવસ્તામાં ઘણુંજ સરસ રીતે ચીતારેલું છે તે ઇજશનેના ૯ માં હામાંથી એમનું એમ ઉતારી લેઉછું:—

"તે (વીવંઘાંમ)ને માટે એક છોકરો ખુલંદીથી જન્મ પાંમ્યો, જે જન્મ પાંમેલાઓમાં ઘણોજ બોરેહવાલો (તથા) માણસોમાં સુરજના જેવા દેખાવનો,

નુરવાલો છું અને વળી એક પાદશાહ અને મોબેદ પણ છું. ૧  બદ
લોકોના હાથો બદી (ના કાંમો કરવા)થી હું ટુકા કરીશ (યાને તેઓને
બદીથી અટકાવીશ), તથા રવાનોનો હું રોશની તરફ રસ્તો કરીશ. ૨

તેટલામાં મુબારક સરોશ આવ્યો અને જમશેદને કહયું કે ૩
તું કયાં સુધી ખામુસ બેસી રહેશે. તું આએ યજદાંની પવીત્ર દીનને
સમારવી કર અને બુતપ્રસ્તીને ધુલમાં ફેંકી દે (યાને મુરતીપુજાનો
નાશ કરી યજદાંપ્રસ્તી દીનનો ફેલાવો કર), તું સુદરેહ પેહેડ અને

---

સારાં ટોલાં ધરાવનારો જમશેદ પાદશાહ હતો. જેણે આએ (દુન્યા)માં પાદશાહીથી પશુ તથા માણસને અમરં કીધાં. પાણી તથા ઉરવરોને નહી કરમાતાં કીધાં. લોકો તાજો ખોરાક ખાતા હતાં. નામીચા જમશેદની પાદશાહીમાં સખત થંડી નહી હતી, સખત ગરમી નહી હતી, બુઢાપો નહી હતો, મોત નહી હતું, દેવની આપેલી અદેખાઇ નહી હતી. જેટલી મુદત સુધી વીવંઘામના ટોલાની પાસબાની કરનાર બેટા જમશેદે રાજ્ય ચલાવ્યું ત્યાં સુધી બાપ તથા દીકરો બેઉ પંદર વરસના દેખાવમાં લાગતા હતા." (હોમ યશ્ત ફ. ૪-૫.)

૧ આગળા પેસદાદી, કેઆની અને સાસાની પાદશાહો પાદશાહી ઓહ્દો ભોગવવા સાથે દસ્તુરીનો ઓહ્દો પણ બજાવતા હતા. તેથી જમશેદ પોતે મોબેદ હોવાનો દાવો કરે છે.

૨ સારેસ્તાન, દબેસ્તાન વીગેરે બીજી કેતાબોમાં જમશેદને એક પેગમબર તરીકે પણ ઓલખ્યો છે. વંદીદાદની બીજી પરગરદમાંથી એવું જણાય છે કે તેણે દાદાર હોરમજદ સાથે પેહેલવેહેલી વાત કીધી હતી અને ખોદાઇ વહી મેલવી હતી. (ફ. ૨) આ વાતચીતમાં દાદાર તેને બે ફરજો સોંપતા જણાય છે. તે એ કે ભણેલો થઇને તેની દીનનો ફેલાવો કરવો. (ફ. ૩) યાતો તેના મુલકોને આબાદ કરવા, વધારવા, તથા તેઓનો બચાવનાર તથા ચોકાસી કરનાર થવું. (ફ. ૪) ત્યારે પાદશાહ જમશેદ પેહેલી માંગણી એવુ કહીને ના પાડે છે કે, "ભણેલો થઇને તારી દીનનો ફેલાવો કરનાર થવાને હું દીનના કાયદામાં પુરવીણ છેઉ નહી અને તેથી વાકેફ થયલો નથી." જ્યારે દાદારની બીજી માંગણી જે આબાદી કરવાની હતી તે તેણે કબુલ કીધી હતી અને જેહાનમાં આબાદી ફેલાવી હતી.

૩ સઘળી બાબદો વીષેની છુપી બસારતો આપનાર સરોશને ગણીયો છે. સરોશ ઇજદ પેગમબરો અને ઘણા પવીત્ર પુરૂષોને સર્વ બાબદની આગમચેતી આપે છે. આએ સરોશની બાબદની "તેટલામાં"...થી તે..."પહેડીઓ હતો" સુધીની ૭ બેતો છાપેલી નકલમાં નથી.

કમરે કુસ્તી બાંધ,૧ કે જેથી તુને દેવોથી નુકસાન નહી પુગે. જેઓ કુસ્તી બાંધે છે તેઓ બેહેસ્તને લાયક થાય છે અને ગુનાહથી છુટા થાય છે. કુસ્તી છે તે પયગમબરની નીશાણી છે. જે નમુનો મુબારક સરોશ લાવ્યો હતો તેઓનું નામ સદરો અને કુસ્તી રાખ્યું તથા તે પોશાક જમશેદે તેમજ તેના ખાસ અને આમ લોકોએ પેહેરીઓ હતો.

પેહેલવેહેલાં તેણે લડાઇના હથીયાર ઉપર હાથ અજમાવ્યો (યાને તે બનાવવા ઉપર ધ્યાન આપ્યું) અને કીર્તી શોધવાનો દરવાજો પેહેલવાનોને સોંફીઓ. કેઆની ખોરેહની બરકતથી તેણે લોઢાંને નરમ કીધું અને તેમાંથી લોઢાંની ટોપી, બખતર, લડાઇનો પેહેરવાસ, કબા, ટોપીઓ અને ઘોડાની ઝુલ એ સર્વ પોતાના રોશન રવાનની બરકતથી તે બનાવવા પાર્યો. એ સઘળું કરવા પાછલ તેણે પચાસ વરસની રંજ લીધી અને એ હથીઆરોનો એક મોટો જથ્થો એકઠો કીધો.

બીજાં પચાસ વરસ સુધી તેણે વસ્ત્ર કે જે (વસ્ત્ર) (માણુસો) મીજલસમાં તેમજ લડાઇના હીંગામ ઉપર પેહેડે છે તે બનાવવાનો

૧ સુદરેહ કુસ્તી પેહેરવાનો ચાલ જમશેદથી પડયો હતો એમ શીરહોસીના કહેવાને દાદેસ્તાનમાંથી ટેકો મલે છે. ત્યાં કહે છે કે:—

'The same belt (*i. e.* thread-girdle), kept on after the command of Yim, was the first token as regards which an annihilator of destruction is mentioned and established by law; and on both occasions destruction is more grievously manifest. That which is more particularly important is such as the destroyer of destruction, Yim the splendid, advised, which the high-priest of the good, Zaratust the Spitamân, mentioned thus: The sacred thread-girdle is as a sign of the service of the sacred beings, a token of sin ended, and a presage of beneficence; and one is to put it on and to gird it, in the neighbourhood of the heart and on the middle of the body, with the religious formula accompanying the glorious scripture.' (Sacred Books of the East Vol. xviii, Dr. West's translation. p. 130.)

વીચાર કીધો. સન, રેશમ, બાલ અને કાથામાંથી ઉંચાં રેશમી તથા
હલકાં કાપડો બનાવવાનો હુનર શરૂ કીધો. તેણે લોકોને કાંતવાનું,
વણવાનું અને આડા ઉભા તારો ગુંઠવાનું કામ શીખવ્યું. જ્યારે વણ-
વાનું કામ પુરૂં થયું ત્યારે ધોવાનું અને સીવવાનું તમામ કામ
શીખવ્યું. જ્યારે એ પુરૂં થયું ત્યારે બીજો અસબાબ બનાવવાનું
શરૂ કીધું, તેથી તે જમાનાના લોકો ખુશી થયાં, તેમજ તે પોતે ખુશી
થયો. તેણે જુદા જુદા ધંધાદારીઓની અનજુમન એકઠી કીધી અને
એવાં કામમાં પચાસ વરસ પુરાં થયાં.

એક ટોલો કે જેને તમો અથોરનાન [1] કહો છો અને જેઓને
બંદગી કરનારાઓની રસમ પ્રમાણે ચાલનાર તરીકે જાણો છો,
તેઓને આખા ટોલામાંથી જુદા પાડયા [2] અને તેઓની બંદગી કર-
વાની જગ્યા પાહાડ ઉપર બનાવી. ત્યાં તેઓનું કામ બંદગી કરવાનું
અને ખોરેહમંદ યજદાંન ઉપર ધ્યાન પોહોંચાડવાનું હતું. એક
બીજા ટોલાને તેણે બીજા હાથ ઉપર છુટો પાડયો. તે ટોલાનું નામ
અરથેસ્તાર [3] આપ્યું કે જેઓ જંગના કરનાર બાહાદુર મર્દો હતા,

---

1 છાપેલી નકલમાં "કાતુજીયાન."

2 અથોરનાન, રથેસ્તાર, વાસતરીઓશ અને હુતોખ્સ એ ચાર ટોળાં
જુદા પાડનાર તરીકે પહેલવી તથા ફારસી પુસ્તકોમાં જમશેદને જણાવ્યો છે.
એ બાબે અવસ્તામાંથી કાંઇ મલતું નથી. ફરવરદીન યશ્તમાં અશો જરથોસ્તનેજ
પેહેલા અથોરનાન, પેહેલા રથેસ્તાર, અને પેહેલા વાસતરીઓશ ગણીઆ છે
તે ત્રણ ટોલાને છુટા પાડનાર પણ તેવણનેજ ગણીઆ છે. જમશેદની કારકીરદી
વીશેનું બ્યાન દીનકરદની સાતમી કેતાબમાં નીચે મુજબ મળે છે:—

And it (sovereignty) came at another time, for the conference with Auharmazd, Yim the splendid, the son of Vivangha; and owing to his accepting the four classes of the religion, which are priesthood, warriorship, husbandry and artisanship, and thereby the world was improved, extended, and developed he also rendered even the creatures in a measure immortal, undecaying, hungerless, thirstless, plentiful and fully settled. (S. B. E. vol. 47 page 9.)

3 છાપેલી નકલમાં "નીસાર્યાન" છે.

તથા લશકર અને મુલકોને કીર્તી આપનારા હતા. તેઓથી પાદશાહી વખત ટકેલું હતું અને તેઓથીજ બહાદુરીનું નામ કાયમ હતું. ત્રીજા ટોલાને તું વાસ્ત્રયુશ [1] ને નામે પીછાન કે જેઓ કોઇના આભાર તળે રહેતા હતા નહી. તેઓ વાવણી કરે છે, રોપણી કરે છે અને કાપણી કરે છે. તેઓ ખાતી વખતે કોઇનો તાણો સાંભળતા નથી (યાને તેઓ કોઇના ઓશીયાલા રહેતા નથી.) જોકે તેઓ પહેરવાશમાં ગરીબ તોપણ કોઇના ફરમાનબરદાર રેહેતા નથી. તેઓના કાન ઠપકાના અવાજથી છુટા રહે છે (યાને કે તેઓ કોઇનો પણ ઠપકો સમજતા નથી.) તેઓ ઝગડા અને કજીયાથી છુટા રહે છે. તેઓ તનમાં આસુદા છે અને દુન્યા તેઓ (ના કામ) થી આસુદી રહે છે. પેલા છુટા વીચારના સખશે શું કહ્યું છે? (તેણે કહયું છે કે) "આલસાઇ એક છુટા માણસને બંદીવાન કરે છે." ચોથા ટોલાને હુતોખશી [2] ને નામે ઓલખવામાં આવતો હતો. તેઓ પોતાનાં મગજને કસીને હાથે કામ કરનારા હતા. તેઓનો ધંધો એકઠા થઇને સાથે કરવાનો હતો. તેઓનું રવાન યાને ચીત હમેશાં વીચારથી ભરપુર રહેતું હતું. એ કામમાં પણ વળી પચાસ વરસ લીધાં. (આ ધંધાઓમાં ઘણું નાણું) ખરચાયું (પણ) એ (ધંધાએ) ઘણી ચીજો બખશી. તેઓમાંથી હરેકની પાયગા યાને ટોલી બનાવી અને જેઓ લાયક હતા તેઓને ચુંટી કાહાડીને તેઓને રસ્તો દેખાડીઓ કે જેથી દરેક જણ પોતાનો અંદાજો તપાસે અને ઓછું યા વધતું જાણી લે. જ્યારે એ સઘળું ગોઠવાઇ રહ્યું ત્યારે એ અક્કલમંદ અને દોલતવાન પાદશાહે નાપાક દેવોને ફરમાવ્યું કે પાણીમાં માટી મેલવો. મટોડીમાંથી શું શું બને છે તે જ્યારે તેઓએ જાણ્યું ત્યારે તુરત ઇટરદી માટે ઘાટો બનાવ્યા. પથ્થર અને ચુનાથી દેવોએ દીવાલ બનાવી તથા તેના ઉપર પહેલવહેલાં ચીતાર અને નકસી પાડી હમામખાના અને ઉંચા મહેલો બનાવ્યા, તથા મેહેનત પછીની આશાયશ મલે એવાં

---

૧ છાપેલી નકલમાં "નસુદી" છે.

૨ છાપેલી નકલમાં "આહનુખુશી" છે.

મકાનો બનાવ્યાં. ૧ પછી પથ્થરમાંથી જવાહેર શોધવાનું કામ શરૂ કીધું અને તેમણે સફાઇથી ઘસીને જલકાટમંદ કીધાં તેના હાથમાં તરેહતરેહવાર જવાહેરો જેવાં કે યાકુત, માણેક, સુનું, રૂપુ વીગેરે આવ્યાં. ૨ કાંઇ યુકતીથી તેઓને પથ્થરમાંથી જુદાં પડયાં. એવી રીતે જે છુપું હતું તેની કુંચી મેલવી ત્યાર બાદ સઘલી સુગંધીઓ જેવી કે લોબાન, કપુર, કસ્તુરી, અમબરને દીલને તાજગી આપનાર ગોલાબ વીગેરે ચીજો તેણે સોધી કાહાડી કે જેની ખુશબુઓને માટે માણુસજાત હાજતમંદ રહે છે. ત્યાર બાદ દરેક જાતના બીમાર માણુસોને માટે દવાઓ ૩ અને ઉપાયો સોધીઆ અને તંદરૂસ્તીના

---

૧ વંદીદાદની બીજી પરગરદમાં એક મોટી બરફની રેલ વીશે દાદાર હોરમજદ જમશેદને આગાહી આપતા દીસે છે. એ બરફની મોટી રેલ તે બાઇબલમાંની મોટી જગરેલ સાથે સરખાવી શકાય. આ રેલથી માણુસજાત તેમજ બીજાં તમામ જાનવરો તથા ઝાડપાનો દુન્યામાંથી તદન નાશ નહી પામે તેટલા માટે અહુરમજદ જમશેદને એક વર યાને ગોફો બનાવવા કહે છે. આ વર યાને ગુફાને બાઇબલમાંના નોહાના વહાન સાથે સરખાવી શકાંય. એ વરમાં માણુસો તથા તમામ જાતના જાનવરોનાં જોડાંઓ તથા ઝાડપાનોનાં બીયાં લઇ જઇને સાચવવાને હોરમજદ ફરમાવે છે. એ વર કેમ બાંધવો તેને લગતી સઘળી સમજ અહુરમજદ આપે છે (જો એ પરગરદ આખી વાંચ્યાથી જણાશે). આ ઉપરથી માલમ પડે છે કે ઘર બાંધવાનો હુનર જમશેદના વખતમાં લોકોને સારી રીતે માલમ હોવો જોઇએ. ફીરદોસી લખે છે કે જમશેદે દેવોને હોકમ કરીને એક ભપકાબંધ મેહેલ બંધાવ્યો હતો. આ દેવો તે ખરેખરા દેવો નહી પણ જેઓ મજદયશ્નની દીનથી ઉલટા ચાલનારા તથા જેઓ એરીયન નહી પણ સેમેટીક ટોલાના હોય તેઓને દેવ તરીકે ઓલખવામાં આવતા હતા.

૨ કીંમતી ધાતુઓની સોધ જમશેદના વખતમાં નહી પણ હોશંગનાજ વખતમાં થઇ હોય એમ અવસ્તામાંથી જણાય છે. હોશંગે વાએ (રામ) ઇજદની આરાધનાની ક્રીયા કરતાં સોનેરી બેઠક, સોનેરી ગલીચા અને સોનેરી છત્ર વાપરયું હતું. (જુઓ રામ યશ્ત ફ ૭)

૩ જમશેદનાજ વખતમાં શરાબની પણ સોધ થયલી લેખાય છે. તે પાદશાહને માટે કહેવામાં આવે છે કે દરાખનો એક મોટો જથો બગડી જવાથી તે દરાખનો રસ કાહાડી લેઇ તે રસને વાસણોમાં ભરી મુકવાનો તેણે હોકમ આપ્યો હતો. તે રસની પાછલથી તપાસ કરતાં તે રસ સેહેજ કડવો લાગ્યાથી તેને જેહર ગણી લઇ તે રસની બરણીઓ ઉંચી નખાવી હતી. હવે જમશેદના મેહેલની એક ઓરત તબીયતની અસુખાકારીથી ઘણીજ કાયર થઇ ગઇ હતી. તેણીએ એ રસ પીને આપઘાટ કરવાનો ઇરાદો કીધો. કોઇ નહી જાણે તેમ તે

દરવાજા અને દુવા ટાળવાના રસ્તા વીગેરે સઘલા ભેદો તેણે આશકારા કીધા. એવો (ભેદ) સોધી કાહાડનાર પાદશાહ દુન્યામાં બીજો કોઇ થયો નથી. ત્યાર પછી તેણે વાહાણુમાં બેસી પાણી ઉપર સફર કીધી અને એક મુલકથી બીજે મુલક સેતાબીથી આવવું જવું કીધું. એ પ્રમાણે પચાસ વરસ વહી ગયાં. તેની અક્કલ આગળ કાંઇ પણ હુનર ગુપત રહયો નહી જે સઘલી ચીજો કરવાની હતી તે જાહેર થઇ. ત્યારે દુન્યામાં તેણે પોતાના જેવો બીજો કોઇ જોયો નહી. જયારે તેના આએ સઘલાં કામો પાર પડીઆં ત્યારે તેણે પોતાના ચઢતા દરજા ઉપરથી વધુ ઉંચે પગ મેળ્યો. પાદશાહી દબદબાથી તેણે એક તખત બનાવ્યું અને તેમાં અનેક તરેહના ગોહરો જડાવ્યાં. જે (તખત)ને જયારે તે ઇચ્છતો ત્યારે દેવો ઉચકી લઇ જતા હતા અને જમીનથી તે આસમાન તુલીક તેને ઉઠાવી લઇ જતા હતા. તેની ઉપર તે હોકમનો આપનાર શાહ હવા વચે ખોરશેદ તપતો હોય તેમ બેસતો હતો. તેના તખતની નજદીક તમામ જેહાનનાં લોકો એકઠાં થયાં અને તેના નશીબના ઝલકાટથી અજબ થયા. તેઓએ જમશેદને ગોહરોથી વધાવી લીધો અને તે દીવસને નોરોજનું નામ આપ્યું.[1] તે વરસનો પહેલો દીવસ ફરવરદિન મહીનાનો હોરમજદ રોજ હતો. (માણુસોએ તે દીને) પોતાના તનને મહેનતથી રાહાત

---

રસ કાહાડીને પીને સુઇ ગઇ. આ રસ પીધાથી તેણીને ખુશ નીંદ આવી અને ઉઠી ત્યારે સારી તંદરોસ્તી મેલવીને ઉઠી. જે ચીજને જેહેર સમજવામાં આવતું તેની આવી ફાયદા કારક અસર થયલી જોઇને તેણીએ એ વાત પાદશાહ આગળ કહી તે વખતથી તે દારૂ બીમારીને વખતે લેવાનું ચાલુ થયું.

૧ આ નોરોજ તે હાલે ચાલતો આવેલો જમશેદી નોરોજ છે એ દીવસથી વસંતની શરૂઆત થાય છે. આગળા લોકો પોતાના વરસો માહાતાબની ચાલ ઉપર ગણતા હતા, તેથી તે વરસ સુરજની ચાલથી પાછલ હઠી જતાં હતાં. આવી કસર જમશેદે જોઇ કાંઠી વરસને સુરજની ચાલ ઉપર ગોઠવ્યું. તેણે વરસનો ચકરાવો (૩૬૫।) દીવસનો ઠેરવ્યો અને વરસની કસરના પા દીવસો એકઠા કરી જયારે તે દીવસો મહીનાની દરાજીએ પુગતા ત્યારે એક અધીક મહીનો ઉમેરવામાં આવતો હતો. આ રીતી મુજબ સાસાની પાદશાહત ભાગી પડી ત્યાં સુધી અધીક માસ ઉમેરવાનું ચાલતું આવ્યું હતું. હાલના જરથોસ્તીઓના વડવાઓ હીંદુસ્તાનમાં આવ્યા પછી ૦। દીવસની કસર મુકી છુટીઆ હતા: તેથી હાલે પણ આપણે ફકટ ૩૬૫ દીવસનું વરસ ગણીએ છીએ.

આપી યાને છુટી પાળી, અને દીલમાંથી કીનો કાઢી નાખ્યો. તે નોરોજના બખતાવર દહાડે દુન્યાને રોશની આપનાર પાદશાહ તે તખત ઉપર બેઠો. બુજોર્ગોએ ખુશાલીમાં આવીને સઘળે સીનગાર કીધા, તથા શરાબ, જામ અને રામશગરોની ખાહેશ કીધી. એ રીતે તે દીવસથી એ મુબારક જશન તે પાદશાહથી યાદગાર રહી ગયું છે. ત્રણુસો વરસ સુધી એ રીતે કામ ચાલ્યું. તેટલા વખતમાં કોઇએ મોહત જોયું હતું નહી. કોઇપણ માણુસ બેકાર રહેતો હતો નહી. અને દુઃખ તથા બીમારી (દુન્યામાં) હતી નહી. લોકો રંજ અને બદી કઇ જાણુતા હતા નહી. દેવોએ ગોલામની માફક (તાબેદારીની) કમ્મર બાંધી હતી. ૧ તેણે એક કીંમતી તખત ઉભું કર્યું હતું જેની ઉપર તે જેહાનનો સરદાર બેસ્તો હતો. તે તખત ઉપર જમશેદ પાદશાહ હાથમાં પાદશાહી દારૂની જામ ૨ પકડીને બેસ્તો હતો. જે તખતને દેવોએ ઉઠાવીને જમીનથી તે આશમાન સુધી ઉચકયું હતું. તે પાદશાહનું ઉચકાયલું તખત જયાંથી હંકરાતું હતું ત્યાં તમામ પક્ષીઓ સફ સમારીને ઉભા રહેતાં હતાં. તેના હોકમ ઉપર માણુસોએ પોતાના બેઉ કાન ધર્યા હતા. તમામ જગત રામશનીથી તથા ખુશાલીના અવાજથી પુર હતી. એ પ્રમાણે ઘણાં વરસો ગુજરી ગયાં અને તે પાદશાહ ઉપરથી કેઆની ખોરેહ ઝમકતું હતું. તે ખુશનુદી ભરેલા પાદશાહથી તમામ જેહાનના લોકો આરામ ભોગવતા હતાં. તે પાદશાહને યજદાંન તરફથી નવી નવી બસારતો મલતી રહેતી હતી.

---

૧ ગોશ અને અશીશવંગ યસ્ત પ્રમાણે જમશેદે નીચલી માંગણીઓ કીધી હતી જે બર આવી હતી. "તું મને આએ મુરાદ બખશ તે એકે હું હોરમજદની પેદાયશ તરફ આબાદી અને ગોસપંદોની વૃધ્ધી લાઉં, તથા હોરમજદની પેદાયશ તરફ અમરગી હું લઇ આવું. વળી હોરમજદની પેદાયશમાંથી બુઢાપો અને મોત બેઉ હું દુર લઇ જાઉં. વળી હોરમજદની પેદાયશમાંથી હજાર વરસ સુધી ગરમ તથા થંડો પવન બેઉ હું દુર લઇ જાંઉ." (ગોશયસ્ત ફ. ૯–૧૦; અશીશવંધ યસ્ત ફ. ૨૯–૩૦.)

૨ આ પાદશાહી જામ તે પેલી નામીચી જમશેદી જામ હોવી જોઇએ.

## જમશેદનું ખોદાના ફરમાનથી ઉલટું ચાલવું અને તેથા તેની ઉપર પડતા દાહાડાનું આવવું.

એ પ્રમાણે ઘણો વખત સુધી ચાલ્યા કીધું. લોકોએ પાદશાહ તરફથી ખુબી શીવાય બીજું કાંઇ જોયું નહી. તમામ જેહાન તેની ગોલામ થઇ રહી હતી અને તે પાદશાહી ખોરેહ સાથે (તખતે) બેસતો હતો. પછી એકાએક તેણે પોતાની બુજોરગી ભરેલી સલતનત તરફ નજર કીધી અને દુન્યામાં પોતાની બરોબરીનો કોઇને જોયો નહી. ખોદાને પીછાનનાર આએ પાદશાહે મગરૂરી કીધી અને યજદાંની (રાહ) થી ફરીને તે નાશીપાસ થયો. તેણે લશકરના વડાઓને પોતાની આગળ બોલાવ્યા અને તેઓની આગળ આ પ્રમાણેના સખુનો બોલવા લાગ્યો. તે બુજોર્ગ અને મોટા દરજાવાળાઓ આગળ એમ બોલ્યો કે "હુ આ દુન્યામાં મારી બરોબરનો કોઇને જાણુતો નથી. આ દુન્યામાં હુંનર મારીથી જાહેર થયો છે. પાદશાહી તખત ઉપર મારાથી ચઢતો તમે કોણુને જુઓ છો? આએ જેહાનને ખુબી સાથે મેં સણગારી છે. આએ જમીનની ઉપરથી મેહેનતને મેં દુર કીધી છે. તમારા લોકોનું ખાવું પીવું અને આરામ કરવું મારાથી છે. તમારો પેહેરવાસ અને (બીજી સઘલી) ઇચ્છા મારાથી છે. મોટાઇ, દમામ અને પાદશાહી (એ સઘલું) મારૂં છે. એમ કોણુ કહે છે કે મારા શીવાય બીજો કોઇ પાદશાહ છે? દવાદારૂથી અને ઉપાયોથી આ જેહાન સુધરી છે. (તે એવી રીતે) કે બીમારીએ અને મોહતે કોઇને નુકસાન કીધું નથી. જો કે આ દુન્યામાં ઘણા પાદશાહો થયા હશે તોપણુ મારા શીવાય બીજા કોણે મોહતને લોકોથી દુર રાખ્યું છે? તમારા તનમાં હોશ અને જાન છે તે મારાથી છે. (તેટલા માટે) જે કોઇ હારેમન હશે તે શીવાય બીજો કોઇ મારી રાહથી ફરી જશે નહી (એટલે મને ખોદા તરીકે પુજશે નહી). જ્યારે તમો એ પ્રમાણે જાણો છો કે એ સઘલું મેં કર્યું છે ત્યારે મને દુન્યાના બનાવનારને નામે

(તમોએ) ઓલખવો જોઇએ." ૧ (આ સાંભળીને) સઘળા મોબેદોએ પોતાના માંથા (શરમથી) નીચાં કીધા કોઇને પણ શું બોલવું તે સુઝ પડયું નહી. જેવો તે (જમશેદ) એમ બોલ્યો તેવુંજ તેનામાંથી ઇજદી ખોરેહ જતું રહયું. ૨ તમામ જેહાન (આથી) ખળભળી રહી. તેવીસ વરસ સુધી તેની દરબારમાંથી સઘલું લશકર વીખરાવા માંડયું. જ્યારે તેણે પેદા કરનાર સાથે તુંડાઇ કીધી ત્યારે તેણે પોતાની મેળે પોતાની હાર લાવી મુકી, તથા તેના કામો બરબાદ થયા. પેલા અકકલમંદ અને (ખોદાથી) ડરનાર સખુન કહેનારે શું કહયું છે? (તેણે કહયું છે કે) "જ્યારે તું પાદશાહ થાય ત્યારે બંદગીને માટે કોશેસ કરજે. જે કોઇ શખસ યજદાં તરફ નગુણો થયો તો તેના દીલમાં હર તરફથી ખરાબી દાખલ થાય છે." જમશેદની ઉપર દાહાડો સીહા થયો. દુન્યાને રોશન કરનાર નુર તેનાથી દુર થયું.

---

૧ જમશેદના બાબમાં ફીરદોસી, મીરખુંદ તથા બીજા ફારસી તવારીખનવેશો લખે છે કે તેણે અહંકાર કીધો હતો અને પોતે ખોદા છે એવો દાવો કરી પોતાને ખોદા તરીકે માનવા અને પુજવા લોકોને ફરમાવ્યું હતું. આપણા અવસ્તામાંથી જમશેદે શું અહંકાર કીધો તેનું બ્યાન વીગતે મલતું નથી. જમીયાદ યશ્તમાં જમશેદ બાબે ભરમમાં કહયું છે કે તેણે મગરૂરીના બાહારમાં ઠગાઇ કરવા માંડી તથા "તે જુઠા અને નારાસ્ત સખુનો બોલ્યો." જમશેદે અહંકાર કાંય કીધો અને જુઠા સખુન કાંય ઓચરીઓ તેના કારણમાં આપણને વંદીદાદની બીજી પરગરદમાંથી એવો ઇસારો મલે છે કે તેને અંગ્રેમેન્યુશે આવીને ફુલાવ્યો કે "આએ સખુન જે આએ (અંગ્રેમેન્યુશ) તથા બીજા દેવો બોલ્યા તે તું બોલ." મીરખુંદ તેથી લખે છે કે સેતાને આદમીના રૂપમાં જમશેદ આગળ આવી તેને ખોદા સામે બલવો કરવાને ઉશકેરીઓ હતો. તેથી સેતાનના કહેવા મુજબ જમશેદે હું ખોદા છેઉં, એવી અભીમાની કીધી હતી. ત્યારબાદ પોતાની મુરતીઓ બનાવીને રાજ્યના સઘલા ભાગોમાં મોકલી આપી લોકોને તે મુરતીની પુજા કરવાને ફરમાવ્યું હતું. દાદેસ્તાનમાં પણ જમશેદ બાબે એવીજ વીગત મલે છે કે તેને સેતાને આવીને હોરમજદની તાબેદારી કરવાને બદલે ખોદાઇ દાવો કરવા ઉશકેરીઓ હતો. મીનોખેરદ ઉપરથી જણાય છે કે જો જમશેદ હોરેમનની શીખવણી ઉપર ચાલ્યો હતે નહી તો અમરગી પામતે કારણકે ખોદાએ તેને અમરગ બનાવ્યો હતો.

૨ જમીયાદ યશ્તમાં પણ એવુંજ કહયું છે કે "જ્યારે તેણે (જમશેદ) મગરૂરીમાં જુઠો તથા નારાસ્ત સખુન ઓચરીઓ, ત્યારે તેની આગળથી તેનું દેખાતું ખોરેહ પક્ષીના આકારમાં જતું રહયું." (ફ. ૩૪.)

તેના ઉપર પાક યજદાંન કેટલો ગુસ્સેમંદ થયો છે તે જયારે તેણે જાણ્યું ત્યારે તે પાદશાહ (પાછલથી) ફીકરમંદ અને ચીંતાતુર બન્યો. જયારે તેનાથી પાક યજદાંન છુટો થયો ત્યારે તેના દુખનો ઉપાય લોકોએ જોયો નહી. જમશેદે આંખમાંથી લોહીના આંસુ રેડીઆં અને ખોદા હજુર તોજેશ કરવા લાગ્યો. ૧ યજદી નુર તેના (ચેહેરા) ઉપરથી ઘટી ગયું અને તેના ઉપર બદીની ધાસ્તી આવી પડી.

## ઝોહાકના બાપ મરદાસ તાજીનું દાસ્તાન.

તે જમાનામાં એક માણુસ હતો, જે સવારોની હારમાં નેજાનો ફેંકનાર હતો. તે મોટી પુંજી ધરાવનાર, પાદશાહ અને વળી નેક મર્દ હતો. તે ખોદાતાલાના ડરથી દેહેશ્ત રાખતો હતો. તે મોટા દરજાવાળાનું નામ મરદાસ ૨ હતું. તે ઇનસાફ અને સખાવતના કામમાં ચહતી કીસમનો હતો. દુધ આપનારાં ચોપગાં જાનવરોમાં-હરેક તરાંહના એક હજાર (જાનવરો) તેની પાસે હતાં. તે ભલી દીનાના (શખસ) એ દુધ દોહનારાઓને બકરાં, ઉંટ અને મેંઢાંએ સોફીંયા હતાં. સઘળી દુધાળી ગાયો અને સઘળા પરીના જેવા (ખુબસુરત) અરબી ઘોડાઓ તેના ફરમાન હેઠલ હતા. કોઇને પણ દુધની (જણસોની) ગરજ પડતી તેના તરફ તે જણસોનો હાથ તે લંબાવતો હતો. તે પાક દીનના શખસનો એક છોકરો હતો. તેનામાં જરાપણ દયાનો ભાગ હતો નહી. તે જેહાનને સોધનાર શખસનું

---

૧ હેંકારી કરવાથી થયલાં નુકસાનોને લીધે જમશેદને પાછલથી પરતાવો થયો હતો તે બાબે જમીયાદયશ્તમાં કહયું છે કે "જયારે તે પ્રકાશીત પાદશાહ જમશેદે પોતાનું ખોરેહ વધુવાર જોયું નહી ત્યારે તે દલગીર થઇને ધ્રુજવા લાગ્યો અને સતા વીનાનો થઇ જમીન ઉપર ગબડી પડયો." અને તે પાદશાહી સતા ખોહી દેઇ ફકીર થયો.

૨ મરદાસનો અસલ બોલ ખ્રુતારપ હતો. એ બોલમાંનો ખ બદલાઇને મ થવાથી અને છેલ્લો પ નીકળી જવાથી ફારસીમાં મરદાસ થયો.

નામ ઝોહાક [1] હતું, જે હીમતવાન, ચપળ અને નાપાક હતો. તેને વળી (લોકો) બીવરઅસ્પને નામે પણ ઓલખતાં હતાં એવું નામ પેહેલવી ઉપરથી નીકળતું હતું, કારણકે પેહેલવી ગણત્રી પ્રમાણે બીવરનો અર્થ દરી જબાનમાં દશ હજાર થાય છે. તેની પાસે સોનેરી લગામ સાથના દસ હજાર અરબી ઘોડાઓ હતા, જે ઉપરથી તેનું નામ બીવર પડયું હતું. તે રાત અને દાહાડાના બે ભાગ (ઘોડાના) જીન ઉપર (સવાર) રહેતો હતો. (તેનું તેમ કરવું) કીનાને માટે નહી પણ બુજોર્ગીને માટે હતું. એવું બન્યું કે એક દાહાડે સહવારના એબલીસ એક ભલું ઇચ્છનાર તરીકે તેની આગળ આવ્યો. તે (ઝોહાક) નું મોહું દીલ નેક રસ્તા ઉપરથી તેણે ફેરવ્યું [2] અને તે જવાને તેના બોલવા ઉપર કાન દીધા. તેની વાત તેને ખુશ લાગતી હતી, પણ તેની બુરી કરણીથી તે જાણીતો હતો નહી. તેણે (ઝોહાકે) પોતાની સુધ્ધી, દીલ તથા પીઆરો જાન તેને સપુરદ કીધો અને પોતાના માંથાં ઉપર ધુલ ભરી. એબલીસે જયારે જોયું કે તેણે પોતાનું દીલ (તેની વાત ઉપર) આપ્યું છે અને તે તેની યુક્તિ તરફ ફર્યો છે અને ઘણો ખુશ છે ત્યારે તેણે ઘણી સારી સારી અને મીઠી વાતો કહી. પણ તે જવાનનું મગજ

---

૧ અવસ્તામાં ઝોહાકને 'અઝી દહાક' ને નામે આલખ્યો છે. પેહેલવી તથા પાજંદમાં એને દહાક તથા બીવરઅસ્પને નામે ઓલખ્યો છે. એ બીવર અસ્પ અવસ્તા 'બીવર' દસ હજાર અને 'અસ્પ' ઘોડા ઉપરથી નીકળ્યો છે. જમશેદનું રાજ્ય જવા પછી જમશેદના વંશજો ગાદીએ આવી શકયા નહી, કારણકે જમશેદના હુંકાર કરવાથી લોકો જમશેદ ઉપર અને તેના ખાનદાન ઉપર ગુસ્સે થયા હતા. એ તકનો લાભ લેઇ અરબસ્તાનનો પાદશાહ ઝોહાક ઇરાન ઉપર ચઢી આવ્યો હતો. તેને લોકોએ ખુશીથી જમશેદનું તખત આપ્યું હતું. ફારસી તવારીખનવેસો એ ઝોહાકને જમશેદની બેહેન કે જે અરબસ્તાનના પાદશાહ સાથે પરણેલી હતી તેનો દીકરો જણાવે છે. બુનદેહેશમાં (બા૦ ૩૧ ફ૦ ૬) ઝોહાકને ગયોમર્દથી ઉતરી આવેલો નીચે મુજબ જણાવ્યો છે;—ગયોમર્દ–મશય–સીઆમક–ફ્રવાક—(હુશંગનો ભાઇ) તાજ—વીરફ્શંગ—બઇની ગાવ—ખુતાસ્પ—દહાક.

૨ ઝોહાક પેહેલાં ઘણો ડાહ્યો અને ખોદાની રાહ ઉપર ચાલનારો હતો પણ પાછલથી હારેમનની ફુલસ્નીથી આટલો બધો ઘાટકી અને જુલમગાર બન્યો હતો.

(તેની યુક્તી સમજવાને) અકકલથી ખાલી હતું. તેણે કહયું કે "હું ઘણી વાતો જાણું છું કે જે મારા શીવાય બીજું કોઇ જાણતું નથી." ત્યારે તે જવાને જવાબ દીધો કે "તે તું મને કહી દે, અને એટલી ઢીલ ના કર. ઓ નેક અકકલના મરદ! તું તે મને શીખવ." તેણે તેને કહ્યું કે "પેહેલાં હુ તારી પાસે વચન માંગું છું. (તે આપ્યા) પછી હું તારી આગળ સર્વે વાત ખુલ્લી કરીશ." તે જવાન ભોલાં દીલનો ૧ હતો તેથી તેણે તેના ફરમાવ્યા મુજબ કીધું. તેણે ફરમાવ્યું તે મુજબ તેણે સોગંદ ખાધા (અને કહયું કે) "તારો ભેદ હુ કોઇ આગળ મુદલ કહેવશ નહી. તું જે વાત કહેશે તે હુ તારીથી સમજશ" ત્યારે તેણે તેને કહયું કે "ઓ નામવર આ દુન્યામાં તારા શીવાય બીજો સાહેબ (પાદશાહ) શાને માટે હોવો જોઇએ? જયારે તારા જેવો દીકરો (હઇયાત) હોય તો તારા બાપનું શું કામ છે? મારાથી એક શીખામણ તારે સાંભળવી જોઇએ. આએ બુઢા પાદશાહ ઉપર જમાનો બીજો લાંબો વખત સુધી ટકી રેહશે માટે તું તે ટુકો કર, ૨ તું તેના મેહેલની તમામ પુંજી હાથ કર, કારણ કે દુન્યામાં તેની જગ્યા તુને સોભાવવાને માટે છે. આએ મારા કહેવા ઉપર જો તું વફાદાર રહેશે તો તું વળી જેહાનનો એક પાદશાહ થશે." જયારે ઝોહાકે આએ સાંભલ્યું ત્યારે તેણે વીચાર કીધો અને બાપનું ખુન કરવાથી તેનું દીલ દરદ ભર્યું થયું. તેણે એબલીસને કહયું કે "એ સજાવર નથી, તું બીજી વાત કેહે કારણ કે એ વાત કામની નથી." તે એબલીસે જવાબ દીધો કે "જો તું એ વાતથી ફરી જશે તો તેં મને આપેલાં વચનથી અને સોગંદથી પણ તું ફરશે. તે સોગંદ અને ફાંસો તારી ગરદન ઉપર રહેશે. તું ખોહાર થશે અને તારો બાપ લોકોનો પીયારો રહેશે." (એવું કહીને) તે પેલા અરબ મરદનું સર (પોતાનાં) ફાંદામાં લાવ્યો. એવું બન્યું કે તેણે તેનું ફરમાન પસંદ કર્યું. તે ઝોહાકે પુછયું કે "એનો ઉપાય તું મને કહે. તારો વીચાર શું છે, એ બાબે તું બાહાણું સોધતો ના." ત્યારે તે બોલ્યો કે "તારે

૧ લખેલી નકલમાં "નીકદેલ" છે.

૨ "નવોર્દ" નો અર્થ "ઘડી કર" થાય છે.

માટે હું તેનો ઇલાજ કરીશ અને તારૂં સર ગોરશેદ તલક હું પુગાડીશ. તું એ કામને માટે ચુપકીદી પકડજે એટલે બસ. મને કોઇ પણ સખશની મદદ જોઇતી નથી. જે સઘલું ઘટતું હશે તે હુ કરીશ. તું શખુનની તલવાર મીઆનમાંથી બહાર ખેંચતો ના (છુપી વાત કોઇને કહતો ના)." તે પાદશાહ (મરદાસ)ના તેના મેહેલની નજદીક એક હાલખુશ બાગ હતો. તે મોટા દરજજાનો પાદશાહ રાતને વખતે ઉઠતો હતો અને બંદગી કરવાને માટે તૈયાર થતો હતો. તે બાગમાં ચુપચુપ પોતાનુ માથું અને દીલ ધોતો હતો. તે બંદગી કરનાર પોતાની સાથે ચેરાગ લઇ જતો હનો નહી. તે કમબખત અને કંગાલ દેવે તેના માર્ગમાં એક ઉંડો ખાડો ખોદીઓ. પછી તે ઉંધા નસીબના એબલીસે તે ઉંડા ખાડાનાં મથાલાંને કાંતા કચરાથી ઘાંકયું અને પોતાને માર્ગે જતો રહયો. તે અરબોના નામવર સરદારે રાત પડતાં બાગનો રસ્તો ધર્યો. જયારે તે ઉંડા ખાડાની નજદીક આવી પોંહોચ્યો તેટલાંમાં એકાએક તે પાદશાહનો નસીબો ઉંધો વહયો[1] તે તે ખાડામાં પડયો અને તેના કમર ભાગી ગઇ. તે નેક દીલનો યજદાં પ્રસ્ત મરદ મરણ પાંમ્યો.[2] તે મોટા દીલના પાદશાહે પોતાના જુવાન ફરજંદની હરેક નેક બદ ચાલ ઉપર હાએ મારી. તેણે મેહેનત ખેંચીને તે (છોકરા)ને લાડમાં ઉધાર્યો હતો. તેનાથી તે ખુશાલ રેહતો હતો અને તેને તેણે પોતાનો ખજાનો આપ્યો હતો. પણ તેના આવા બદકાર અને બેમરવત ફરજંદે બાપની શરમ રાખી નહી, તથા તેની સગાઇ તરફ જોયું નહી અને પોતાના બાપનું ખુન કરવામાં તે એક મત થયો. મેં એક દાનાવથી આ વાત જાણી છે કે "એક બુરો બેટો એક નર સીંહ જેવો પણ હોય, પણ તે બાપનું ખુન કરવામાં કદી પણ હીંમત કરશે નહી. પણ ભેદની વાત જુદી છે. ભેદની વાત જાણવાની ખાહેશ કરનારે તે ભેદ તેની માયથી જાણવો

---

૧ છાપેલી નકલ પ્રમાણે.

૨ મરદાસને મારી નાખવામાં ઝોહાકના શીક્ષકનો પણ હાથ હતો એમ તવારીખનવેશો કહે છે.

જોઇએ ૧ જે છોકરાએ પોતાના બાપનો રેવાજ તજ્યો તો તેને તું બીગાણો ગણુ અને દીકરા તરીકે ના ગણુ.

ઇનશાફ વગરના હલકી તોખમના ઝોહાકે આવી તદબીરથી પોતાના બાપની જગ્યા લીધી. તેણે અરબોનું તાજ પોતાનાં માંથાં ઉપર મુકયું અને ત્યાંના લોકોને ફાયદા અને નુકશાનથી નવાજ્યા. જ્યારે એબલીસે પોતાનો સખુન પાર પડેલો જોયો ત્યારે તેણે એક નવા ફાંસાની યુકતીનો પાયો રચ્યો. તેણે તેને કહયું કે "જયારે તું મારી તરફ ફર્યો તો દુન્યામાં તારા દીલની સઘલી મુરાદ તું પાંમ્યો. અગરજો તું એજ પ્રમાણે વળી માંરૂ કહયું કરે અને મારા હોકમથી ફરે નહી અને વચન આપે તો તમામ જેહાનની પાદશાહી તારીજ છે એમ સમજ તથા ચોપગાં જાનવરો, માણુસો, પક્ષીઓ અને માછલાંઓ તારાજ ફરમાન બરદાર થાય." જ્યારે એવું કહી રહયો ત્યારે તેણે બીજું કામ હાથ ધર્યું. કેવું અજબ જેવું! કે તેણે બીજી રીતની યુકતી માંડી. તેણે પોતે એક બોલકના, હુશીયાર દીલના અને પાક તનના જવાનનો વેસ લીધો. એવી રીતે તે ઝોહાક સનમુખ ગયો. તેની વાત કરવાની રૂઢી તારીફ વગરની નહી હતી (યાને તે

---

૧ એ બેદને માટે ફીરદોશી બોગમમાં બોલે છે, પણ દાદેસ્તાને દીનીમાં સાત બુરામાં બુરા શખશોને માટેની વીગત આપી છે ત્યાં એક ઓરત તરીકે ઝોહાકની માય વદકને માટે લખે છે કે, "એક વદક જે ઝોહાકની માય હતી કે જેણીએ જનાકારીનો ગુનાહ (દુન્યામાં) પેહેલવેહેલો કીધો હતો અને તેમ કરીને માણુસોની ઉતરી આવતી તમામ પેહેડીને નુકશાંન પુગાડીયું હતું." એ રીતે ઝોહાકની માયને બદફેલી કરનારી દાદેસ્તાનમાં જણાવી છે તે ઉપરથી જણાય છે કે ઝોહાક મરદાસનો બેટો નહી પણ બદફેલીથી પેદા થયલું બાળક હતું તેથી તેણે પોતાના બાપને મારી નાખ્યો હતો. ઇરાનીઓમાં ઘણા જુના કાલથી માબાપ તરફ માન ધરાવવાનું બચ્ચાંઓને શીખવવામાં આવતું હતું એક બેટો બાપનું ખુન કરે એ તો કદી નહી બને એવો બનાવ ગણુવામાં આવતો હતો અને જો તેમ બને તો તે બેટાને તેના બાપથી અવતરેલો નહી ગણુતા હતા. એ બાબે હેરોદોતસ જણાવી ગયો છે કે "The Persians hold a parricicle for something perfectly impossible, and where such a one occurs, they believe that the child must necessarily have been not of the legitimate wedlock. (Herodotus I, 137.)

ઝોહાકની પુશકલ તારીફ કરતો હતો). તેણે કહયું કે "અગર જો પાદશાહને મારી અગત્ય હોય તો હુ એક પંકાયલો બાવરચી છું." જ્યારે ઝોહાકે એવું સમજયું ત્યારે તેણે તેને નવાજયો અને તેને પકાવનારની જગ્યા આપી. (તે પાદશાહના) ફરમાન બરદાર વજીરે પાદશાહી બાવરચીખાનાની કુચી તેને સ્વાધીન કીધી. તે જમાનામાં ઘણી જાતની ખાવાની ચીજો નહી હતી કારણકે ખાવાનો ખોરાક ઘણો કમી હતો. (તે વખતના લોકો) અનાજ તરકારી સીવાય અને જમીનમાંથી ઉગેલી ચીજો સીવાય બીજી ચીજ ખાતાં હતાં નહી.૧ પછી બુરી કરણીના હારેમને જાનવરને મારવાનો (અને તે રાંધી ખવાડવાનો) પોતાના દીલ સાથે વિચાર કીધો. પેહેલવહેલાં ઇડાંની દાલનો ખોરાક આપ્યો અને એ રીતે થોડો વખત તેને તંદરોસ્ત રાખ્યો. પછી પક્ષી અને ચોપગાં જાનવરના ગોસ્તનો હર તરેહનો ખોરાક બનાવ્યો અને તે એક એક પછી આપવા માંડીઓ. એક સીંહની માફક તેને (જાનવરોના) લોહી ઉપર ઉધાર્યો કે તેથી તે પાદશાહને હીમતવાન બનાવે તથા તે તેને જે સખુન કહે તે બજા લાવે અને તેના હોકમ ઉપર તે પોતાનું દીલ રજુ કરે. (તે જે ખાણું આપતો તે) તે ખાતો હતો અને તેની ઘણી તારીફ ગાતો હતો. તે કમબખત પાદશાહ તેમાં મજાહ મેલવતો હતો. (આથી એક દીવસે) તે ચુકતીબાજ એબલીસે તેને આ પ્રમાણે કહયું 'એ ગરદન ફરાજ પાદશાહ! તું હમેશાં જીવતો રેહજે. આવતી કાલે તારે માટે હું એવું ખાણું બનાવીશ કે જેથી તુંને પુશક્લ તાકાત મલશે." (એમ કહીને) તે ત્યાંથી ગયો અને આખી રાત વીચાર કીધો કે આવતી કાલને માટે નવાઈ જેવું ખાણું શું બનાવે. બીજે દાહાડે જ્યારે આસમાની રંગના ગુંબજે પીલા રંગનું પોખરાજ બાહાર કાહાડયું અને (દુન્યાને) દેખાડયું (યાને સુરજ ઉગ્યો), ત્યારે તેણે તીતર અને સફેદ જંગલી મરઘાનું ખાણું પકાવ્યું. તે લેઇને ઉમેદ ભર્યા દીલ સાથે (પાદશાહ આગળ) આવ્યો. જ્યારે અરબસ્તાનના પાદશાહે ખંભા ઉપર હાથ લંબાવ્યો ત્યારે પોતાનું થોડી અક્કલ ધરાવતું માથું તે (એ-

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

બલીસ) ની દયા ઉપર સોંફીયું. ત્રીજે દીવસે તેના સુફરાને મરઘી અને મેંઢાંના ગોસ્તની તરેહવાર વાણીથી સણુગારીઓ. ચોથે દીવસે જે ખાણું લાવી મુકયું તે ખાણું વાછરડાની પીઠમાંથી બનાવ્યું હતું, તથા તેમાં કેસર, ગોલાબ, જુનો દારૂ અને કસ્તુરી નાંખી હતી. જ્યારે ઝોહાકે (તે ખાણા ઉપર) હાથ લંબાવ્યો અને ખાધું ત્યારે તે પેલા હુશીયાર માણસથી અજબ થયો. તેણે તેને કહયું કે "ઓ નેક ખસલતના મરદ! મારી સનમુખ આવ અને જે ઇચ્છા રાખતો હોય તે મારી પાસે માંગ." પેલા બાવરચીએ જવાબ દીધો કે "ઓ પાદશાહ! તું હમેશાં ખુશાલ અને હોકમ કરનાર તરીકે જીવતો રહેજે. મારૂ દીલ તારી તમામ મેહેરથી ભરેલું છે અને તારો ચેહેરો મારા જીવનો તમામ ખોરાક છે. મને એકજ હાજત તું પાદશાહની નજદીકથી માંગવી છે. જો કે એમ માંગવું મને સજાવાર નથી. જો તું મને હોકમ આપે તો તારી ખાંધ ઉપર હું બોસો દેઉં અને તેની ઉપર મારી આંખો અને ચેહેરો મસલું." જ્યારે ઝોહાકે તેની એ વાત સાંભળી ત્યારે તે તેના ભેદની બાબદથી નાવાકેફ હતો. તેણે તેને કહયું કે "તારી ઇચ્છા હું બખશું છું. કદાચ તેથી તારૂં નામ મશહુર થશે." તેણે હોકમ આપ્યો અને તે દેવે એક માશુકની માફક તેની બેઉ ખાંધ ઉપર બોસો લીધો. જેવો તેણે બોસો લીધો તેવોજ તે જમીનમાં ગેબ થઇ ગયો. આવી અજાયબી આગે દુન્યામાં કોઇએ જોઇ હતી નહી. તેની બેઉ ખાંધ ઉપર બે કાળા સાંપો ઉગી નીકળ્યા.[1] (આથી) તે ગમગીન થઇ ગયો અને એનો ઇલાજ તે હરેક તરફથી શોધવા લાગ્યો. આખેર તેણે બેઉ ખાંધ ઉપરના (અઝદાહ) કાપી નાખ્યા. પણ આ (વાત)થી તું વાજબી રીતે અજબ થશે. તે બંધે

---

૧ આ બે સાંપો તેના ખભાં ઉપર ઉગી નીકળવાથી અવસ્તામાં તે 'અઝી દહાક' (અઝદાહ)ને નામે ઓળખાયો છે ત્યાં તેને 'થ્રિજફનેમ' ત્રણ મોહોડાંનો, 'થ્રિકમેરેધેમ' ત્રણ માથાંનો, 'ક્ષ્વશઅષિમ' છ આંખોવાળો અને 'હજંઘર યઓખ્તીમ' હજાર મક્કરવાળો ગણેલો છે (હોમ યશ્ત ફ૦ ૮.) હારેમને તેને ફુસલાવીને તેનામાં સઘળા દેવોના ગુણો ઉતાર્યા હતા, તેથી હોમ યશ્તમાં તેને માટે કહયું છે કે "જે ઘણુંજ જોરેમંદ દરૂજ (ઝોહાક)ને હાડમંદ દુન્યા ઉપર અશોઇના મુલકોના નાશને માટે અંગ્રેમેન્યુશે તેવો બનાવ્યો.

કાળા સાંપો ઝાડની ડાંખલી માફક બીજી વખત તે પાદશાહની ખાંધ ઉપર ઉગી નીકળ્યા. કાબેલ તબીબો એકઠા મલ્યા અને સઘળાઓએ એકમેક સાથે મસલતો ચલાવી. તેઓએ હરેક તરેહના ઉપાયો અજમાવ્યા પણ તેઓ તે દરદનો ઇલાજ કરી શકયા નહી. ત્યાર પછી પેલા સેતાને એક તબીબનો વેશ લીધો અને ડાહપણ સાથે ઝોહાકની નજદીક ગયો. તેણે (ઝોહાકને) કહ્યું કે "જે થવાનું હતું તે થયું છે. તેઓને રેહેવા દે અને શું થાય છે તે જો. તેઓને કાપવા જોઇએ નહી. ખોરાક તૈયાર કર અને તે ખોરાકથી તેઓને આરામ આપ. એ ઉપાય શીવાય બીજું કાંઇ કરવું નહી જોઇએ. માણસના ભેજાં શીવાય તેઓને બીજો કાંઇ ખોરાક આપતો ના. કારણકે એવી રીતની માવજતથી તેઓ પોતે મરણ પાંમશે. જ્યારે માણસના ભેજાં સીવાય તારી દવા નથી, ત્યારે એ દુઃખ અને તેના ઇલાજ માટે માહેતમપોસી કરવી સજાવાર છે. દાહાડો ઉગતાંજ સેતાબીથી બે માણસ તુંએ મારવાં જોઇએ અને પછી તેઓનાં માથાં માંથી ભેજાં કાપી કાઢવાં જોઇએ." નર દેવોના સરદારે આવી યુક્તિથી શું તાલ શોધી હતી તથા એ વાતમાં શું મતલબ જોઇ હતી? શીવાય કે તેને છુપી યુક્તિ રચી હતી કે જેથી કરીને આ જેહાન માણસથી ખાલી થાય[1]

## જમશેદની જીંદગી ઝોહાકને હાથે ફના થઇ તે વીશે.

એ પછી ઇરાન જમીનમાંથી ફરીઆદનો શોર ઉઠયો. સઘલી બાજુએથી લડાઇ અને ઉશકેરની નજરે પડવા લાગી. સફેદ ચલકાતવાલો દીવસ અંધારો થઇ ગયો. લોકોએ જમશેદ સાથનો સંબંધ તોડી નાખ્યો. તે (જમશેદ)ના ઉપરનું ઇજદી ખોરેહ કાલું મારી ગયું, (કારણ કે) તેણે આડો માર્ગ અને બીવકુફી તરફની વળાણ લીધી. દરેક બાજુએથી નવા નવા પાદશાહ ઉભા થયા. દરેક સરહદ

[1] અંગ્રેમેન્યુશની ઇચ્છાને ઝોહાક અનુકુલ બન્યો હતો તેથી તેણે આવાં ઇજદ અને રામઇજદ પાસે દુન્યાનો નાશ કરવાની દુવા નીચે મુજબ માંગી હતી, કે જે મુરાદ તે યજદો બર લાવ્યા હતા નહી:—"મને આએ મુરાદ બખશ, તે એ કે સાત કેશ્વરોને હું માણસ વગરના ઉજડ કરૂં."

તરફથી નવા નવા પેહેલવાનો જણાવા લાગ્યા. તેઓએ લશકર ભેગું કરી લડાઇની તૈયારી કરવા માડી. તેઓના દીલમાંથી જમશેદ તરફનો ચાહ ભુશાઇ ગયો. એક પછી એક ઇરાનથી સેપાહો નીકળવા લાગ્યા અને અરબસ્તાન તરફનો રસ્તો લેવા લાગ્યા. તેઓએ એમ સાંભલ્યું હતું કે તે તરફ એક મોટો માણુસ છે જે સાંપના તનવાળો અને ઘણો બીહામનો છે. ઇરાનના સવારો કે જેઓ સઘલા (કોઇ) પાદશાહની સોધમાં હતા, તેઓએ ઝોહાક તરફ પોતાના મોહ ફેરવ્યાં. એક શાહ તરીકે તેઓએ તેના ઉપર આફ્રીન કીધી, તથા તેને ઇરાનના શાહને નામે બોલાવ્યો. તે અઝદાહની મીસાલનો પાદશાહ પવનને વેગે ઇરાન જમીન તરફ આવ્યો અને (ત્યાંનું) તાજ માથાં ઉપર મુકયું. હરેક શેહેરના જોદ્ધાઓમાંથી ચુટણી કરીને ઇરાનીઓનું અને અરબોનું એક લશકર ઉભું કીધું. તેણે (ત્યાર પછી) જમશેદની રાજધાની તરફ મોહ ફેરવ્યું. આખી દુન્યાનાં લોકો તેની આસપાસ અંગોઠીની માફક ફરી વલ્યાં. જ્યારે જમશેદનું નસીબ ઉંધું થયું ત્યારે નવો પાદશાહ (ઝોહાક) તેને તંગીમાં લાવ્યો. તે (જમશેદ) જતો રહયો અને પોતાનું તખત, તાજ, મોટાઇ, દબદબો, ખજાનો અને લશકર તે (ઝોહાક)ને આપી ગયો. તે છુપાઇ ગયો અને દુન્યા તેની ઉપર સીહા થઇ. તેણે ઝોહાકને તખત અને તાજ સોંપી દીધાં. સો વરસ સુધી તેને કોઇએ દુન્યામાં જોયો નહી. તમામ માણુસોની આંખ આગળથી તે ગુમ થઇ ગયો હતો. સો વરસે એક દાહાડે તે નાપાક તરીકાનો પાદશાહ ચીનના દરીઆમાં નજરે પડયો, જ્યારે ઝોહાકે તેને એકાએક પોતાના કબજામાં લીધો. તેણે તેને પળની પણ ઢીલ આપી નહી. એક કરવતીથી તેના બે કટકા કરી નાંખવામાં આવ્યા, અને જેહાનને તેનાથી સાફ અને ધાસ્તી વગરની કીધી.૧ અઝદાહના દમથી તે કેટલો વખત છુપાઇ રહયો હતો, પણ

---

૧ કહેવામાં આવે છે કે જમશેદને ઝોહાકને હાથ સપડાવનાર જમશેદનોજ ભાઇ સ્પીત્યુર હતો. બુનદેહેશમાં જણાવ્યું છે કે "એ (જમશેદનાં) ભાઇ સ્પીત્યુરે ઝોહાક સાથે મળીને જમશેદને કાપી નાખ્યો હતો." તુરકોનાં બચી રહેલા અવસ્તાના ફકરા ઉપરથી જણાય છે કે જમશેદને અમર્ગી મલી હતી પણ તેની જબાનની કસુરને લીધે તે અમર્ગી મોતમાં ફેરવઇ ગઇ હતી.

આખેરે તે તેનાથી ભથી શકયો નહી. તેનું પાદશાહી તખત અને તેની સત્તા સઘલું જતું રહયું અને જેમ ફેરબો ઘાસને ખેંચી લે તેમ જમાનાએ તેને ખેંચી લીધો. પાદશાહી તખત ઉપર તેનાથી વધુ (સરસ) કોણે રાજ કીધું. તેણે પેલી રંજ ખેંચી ફાયદો શું મેલવ્યો હતો? તે સાતસો વરસ જીવ્યો પણ દુન્યામાં ઘણું નેક અને બદ તેણે જાહેર કીધું. (હવે સાયર કહે છે કે) "જ્યારે દુન્યા તારી આગળ ભેદ ભરમો ખોલવાની નથી ત્યારે આવી લાંબી જીંદગી શાને માટે જોઇએ? તે (દુન્યા) તને મધ અને સરબતથી પાળશે અને નરમ અવાજ શીવાય તારા કાંન બીજું કાંઇ નહી સમજશે. તું કેહેશે કે દુન્યા તારી ઉપર એક પછી એક મેહેરબાની જ વરસાવે છે પણ તે (દુન્યા) નું મોહડું બદ છે એવું તે તને દેખાડવા માંગતી નથી. તું તો હમેશાં ખુશી રેહેશે અને તે પણ તને ખુશી રાખશે. તું તેની આગળ તારા દીલના સઘલા ભેદો કહેશે, પણ તે એક એવી બાજી રમશે કે તે તારા દીલમાનું લોહી દરદ સાથે બાહાર લાવશે. આવી ધંગધડા વગરની આ દુન્યા છે. માટે તું તેમાં નેકીના બીજ શીવાય બીજું કાંઇ ના વાવ. મારૂં દીલ આએ ત્રણપાંચ દાહાડાની દુન્યાથી ધરાઇ ગયું છે તેથી ઓ ખોદા! તું મને રંજથી જલદી છોડવ."

(ખુલાસો:—સઘલાં શાહાનામાઓમાં જમશેદને માટેનું જે દાસ્તાન આપવામાં આવ્યું છે તે અધુરૂં છે. કેટલાંકએક શાહનામાઓમાં જમશેદ નામાંનો બાકીનો ભાગ પછવાડે આપ્યો છે તે જુદો ન પાડતાં મેં અત્રે સાથેજ આપ્યો છે. એ ભાગ કેટલાંક શાહનામાંમાંથી મલી આવે છે તો કેટલાંએકમાં મલતો નથી. મેં જે હાથે લખેલી નકલની મદદ તરજુમો કરવા માટે લીધી છે તેમાં જમશેદ વીશેનો પાછલો ભાગ આપ્યો નથી.)

## ઝોહાકે જમશેદ ઉપર લખેલો કાગજ

જ્યારે તે (ઝોહાક) જમશેદ પાદશાહની નજદીક પુગ્યો ત્યારે તેણે (જમશેદ ઉપર) એક નામું લખીને મોકલ્યું અને તેનાં કામોથી તેને વાકેફ કીધો. (તેમાં લખ્યું હતું કે) "તું કહે છે કે હું જગતનો

પૈદા કરનાર છુ'. રોજી રજખ પણ મારાથી છે તેમજ જાન પણુ મારાથીજ છે. તમામ જાહેર અને છુપુ' પણ મારાથીજ છે. હુ તારા આએ કેહેવા ઉપર એતબાર લાવતો નથી. ખરેખર તારા આવાં કાંમથી તો તારૂ નસીબ ઉંધુ' વળ્યુ' છે. તારી ખોદાઇ મારી ઉપર હુ સજાવાર ગણુતો નથી. હવે આએ જમાનામાં તારૂ' દુન્યામાં કામ નથી. ખોદાઇને લાયકનો તે શખસ હોવો જોઇએ કે જે મીસાલ વગરનો, યાર વગરનો તથા જોડીઆ વગરનો હોવો જોઇએ. (તુ' કહે છે કે) 'આએ દુન્યામાં મારો કોઇ જોડીદાર નથી. તમામ જાહેર અને છુપું મને લાયક છે. મારી ખરોબરીઓ કોઇ થશે નહી તેમજ કોઇ થયો પણુ નથી. વળી એવા કોઇ સખશને જોયો અથવા સાંભળ્યો પણુ નથી.' હમે ત્રણુ જાનો ધરાવીએ છીએ. હમો ત્રણુ એક બદનમાં રહીએ છીએ. તારા તનમાં તો એક જાનથી વધુ નથી. વળી બીજુ' એકે ખોદા તો ફતેહમ'દ હોવો જોઇએ. તેને કોઇ પણુ કામમાં કોઇની મદદ જોઇતી નથી. જો તુ' ખોદા હોય અને હુ' બ'દો હોઉ તો, અને તારાજ હોકમથી અને મરજીથી હુ જીવતો હોઉ તો, ચાલ આવ. તુ' ખોદા અને હુ' બ'દો બેઉ સાથે જ'ગ કરીએ અને દુશમનને ગમ કરતો રાખીએ. તારી ખોદાઇ ત્યારેજ જણુાઇ આવશે કે જ્યારે તારૂ' મગજ (મારા) પ્યારા સાંપનો ખોરાક થશે. જ્યારે તારૂ' મગજ આએ અઝદાહોનો ખોરાક થશે, ત્યારે જેહાન તારી ખોદાઇથી છુટી થશે. તારી પાસે ગણુત્રી વગરનુ' લશકર છે પણુ મારી પાસે તો આ બે સાંપ સાથે ત્રીશ હજાર (સીપાહ) છે. તોપણુ હુ' મારાં દીલથી એમ ચાહુ' છુ' કે એક સવાર પણુ અત્રે કામમાં આવે નહી. હુ' એખલો પોતે લડાઇમાં ઉતરૂ' અને જેહાનની ખોદાઇ હુ મારા હાથમાં લાંઉ. તારી ખોદાઇ તેજ વખતે માલમ પડી આવશે કે જ્યારે તુ' એક જ'ગી સીંહ જેવો મારા સપાટામાં આવશે. હુ' એથી વધુ વાત તારી સાથે કરવા માંગતો નથી. જો તુ' ખોદા હોય તો મારી સાથે લડાઇ શોધતો આવ." જ્યારે તે પાદશાહે નામાંને સીલસાખ કીધુ' ત્યારે તે કાસદને સોંફીયુ'. જ્યારે તે નામુ' લાવનાર જમશેદની નજદીક આવ્યો ત્યારે તેની નજદીક તેણે પોતાનુ' માથુ' ખાક ઉપર

નાખ્યું (યાને નમન કીધું). તેણે કહયું કે "ઓ શાહ ! હું પેગામ લાવ્યોછું. એ નામું લાવનાર ઉપર તું ગુસ્સો કરવાથી સાંત રેહેજે. તું શાહની નજદીક હું બીવર (ઝોહાક) તરફથી કાસદ તરીકે આવ્યો છું. તેણે મને એક નામું આપ્યું છે, તે મેં સંભાળીને રાખ્યું છે. જો તું જેહાનના પાદશાહનો હોકમ હોય તો તે છુપાવેલું હું જાહેર કરૂં." જમશેદે જવાબ દીધો કે "ઓ હુશીયાર મર્દ ! તું તેના તરફની ખબરનો અંદેશો ના કર." જ્યારે તે પાદશાહે માફી બક્ષી ત્યારે તે નામું લાવનારે ઇરાનના શાહાના મુનશીને તે નામું સોંફીયું. તે દાનાવ મુનશીએ પોતાનું માથું ઉચું કીધું અને તે નામું વાંચવાનું શરૂ કીધું. તે બીવર (ઝોહાક) નું સઘલું કેહેણ ખતમ થયું ત્યાં સુધી શાહ અને રૈયતે તે સઘલું સાંભળ્યું. તે બીહામના અઝદાહથી તે ફીકરમંદ થયો. તોપણ તેણે પોતે ગુસ્સો કીધો નહી. તે મોટો પાદશાહ પોતાના દરબારીઓ વચ્ચે હતો તેથી પોતાની ફીકરને છુપાવેલી રાખી, તથા તેને જાહેર થવા દીધી નહી.

## ઝોહાકના નામાનો જમશેદ તરફનો જવાબ.

તેણે તે નામું લાવનારને એમ કહયું કે "તે ઉંધા નસીબના (ઝોહાક)ની જીંદગીનો છેડો આવેલો લાગે છે. જ્યારે મેં તેને પેદા કીધો ત્યારે મેં તેને સરદાર બનાવ્યો પણ તેને જાવેદાંન સુધી લીયાનત સજાવાર છે. હુ સઘલી બાબદથી પેહેલેથી જાણીતો છું. જ્યારે એ પાપી જેવું ઇચ્છે છે તેવું તેને મળશે, તોપણ હું હમણા તેને દેખાડીશ કે તેણે એવું કેહેણ શું ધારીને મારી ઉપર મોકલ્યું છે ? તેના જેવા એક લાખ માણસો હોય તોપણ તેઓની એવી બકબક જરા પણ કામ આવે નહી. તેને હું ભારી બંદની અંદર પકડશ અને તેને લોહાંની સખત સાંકળે બાંધશ. તેને હું એક ચાહામાં ઉંધો તાંગશ કારણ કે ચાહા તેને લાયકની જગ્યા છે. મારા બંદાઓમાંથી જેઓએ તેની સાથે સંબંધ રાખીને મારી સામે ગુનાહ કીધો હશે તેવા હજારોના સર હુ બીવરની સામે એકદમ સુલીએ લટકાવીશ. તું તેની આગળ પાછો જા અને તેને કહે કે તારી પાસે ગમે એટલું લશકર હોય તેને માટે હું ફીકર કરતો નથી. મગરૂરીથી તું તારી પોતાની પીછાન

કરતો નથી. જમશેદને એ વાતથી ગમ હોતો નથી. જો તું જંગ શોધતો આવ્યો છે તો હું જંગ કરશ અને વધુ ઢીલ કરવી મને લાયક નથી. જો તું તારા કહેવાથી પશેમાન થતો હોય અને સીધા રસ્તા ઉપર આવવાની તું તલબગારી કરતો હોય તો જ્યાંથી તું આવ્યો છે ત્યાં પાછો જા અને જાણુ કે હું તારો રાહનો દેખાડનાર થવશ. હુ તારો તમામ ગુનાહ માફ કરશ અને હું તુંને ખજાનો, પાદશાહી અને દમામ બખશશ. તું પેહેલવાનો વચ્ચે જેહાંનનો પહેલવાન થશે. ગુનેહગારોને હુ તારી આગળ મોકળશ કે તેઓ દરેક તારા અઝદહાના ખોરાક થાય; અને એ રીતે તારૂં પોષણ થશે. હવે હું તને આએ સતા આપુછું કે આએ બેમાંથી જે તે એક કામ પસંદ કર." જ્યારે તે પાદશાહનું તમામ કહેવું તે કાશદે સાંભળ્યું ત્યારે તે પગે લાગ્યો અને પોતાને રસ્તે જવા નીકળ્યો. તે સેતાબીથી ઝોહાકની નજદીક આવ્યો અને તેને જમશેદનું કહેન તમામ કહ્યું. બીવર (તે સાંભળી) જમશેદ ઉપર મોટે સાહાડે હસી પડયો અને બોલ્યો કે તે પોતાને ખોદા સમજ્યો અને મને બંદો બનાવ્યો. ત્યાર પછી તે અઝદાહએ પોતાના સરદારોને કહ્યું કે "દીલમાંની ફીકર હવે કાહાડી નાખવી જોઇએ. ઓ મારા મદદનીશો! તેનાં મોટાં લશકરની અને પેહેલવાનોની તમો ફીકર કરો ના. હુ તેનાં લશકરને એખલો બસ છેઉ. તમારી પાસેથી લડાઇના મેદાનમાં મને કાંઇ જોઇતું નથી. તમોને તો સફ સમારીને ઉભું રહેવાનું છે. મનેજ ફ્કટ ગુરજની તથા લડાઇની અને કીનાની અગત્ય છે." જ્યારે સરદારોએ તેનાથી આએ સાંભલ્યું ત્યારે તેની આગળ તેઓએ પોતાના સર જમીન ઉપર મુકયાં. તેઓ બોલ્યા કે "હમો તારા નોકખાહ છીએ તથા તારૂં ફરમાંન ઉઠાવનાર અને તારા રસ્તા ઉપર (ચાલનાર) છીએ. તું જાણે છે કે જમશેદ અકકલ ધરાવતો નથી. તેની ઉપર હમારો તેમજ ખોદાનો કીનો છે. હમારા દીદાર તેની રાહ ધરશે નહી. હમારાં ઘેરબાર હમો તુંને અપર્ણ કરીએ છીએ. તારી આગળ હમારૂં દીલ તમામ રોશન થયું છે. આએ એક શરીર તે સઘલાં ઉપર ગાલેબ થનાર છે. ખોદા તે (જમશેદ) ની

પાસેથી ઇનશાફ માંગશે અને સજા કરશે તથા આએ અઝદાહ તેનું સર ખાશે." એ રીતે પાદશાહે, ઉમરાવોએ અને લશકરે ભેગાં મલી આએ પ્રમાણેના વધતા ઓછા વીચારો જણાવ્યા. એટલો વખત તેઓ ખુશી ખુરમી સાથે બેઠા અને બામદાદનું ઢોલ થોકાતાં તે સભા બરખાસ્ત થઇ.

## ઝોહાકે જમશેદ સાથે કીધેલી લડાઇ.

પાદશાહ ઝોહાકે અને લશકરે ઘોડેસ્વાર થઇને જમશેદ સાથે લડાઇ કરવાનો રસ્તો ધરીઓ. જ્યારે જમશેદનો નસીબો ઉધો વલ્યો ત્યારે આ નવો પાદશાહ તેની નજદીક આવ્યો. તે જેહાનના પાદશાહને ખબર થઇ કે છુપો અઝદાહ જાહેર થયો છે, ત્યારે શેહેનશાહ જમશેદે લશકર ભેગું કીધું અને તે (ઝોહાક) ની સન-મુખ આવી સફ સમારી બે બાજુના લશકરોએ સફ સમારી અને પેહેલવાનો ચોતરફ દોડવા લાગ્યા. તેઓની અધવચે ઝોહાક પોતે દોડતો હતો. એમ કરવું તેનો કાયદો અને રેવાજ હતો. તે પેહેલ-વાનો નેવું હતા અને તેઓ વચ્ચે તે એક હતો. તેઓ તમામ ઘોડાઓને હરોલમાં ગોઠવતા હતા, કે તેઓ પણ લડાઇ સોધનાર પેહેલવાનો નીવડે, તથા નાહાસી જતા પેહેલવાનોને તેઓ પકડી લાવે. ચાલીસ દીવસ સુધી ચાલુ તેઓ વચે લડાઇ થઇ. જે પેહેલ-વાનો તે (જમશેદ) લાવ્યો હતો તે સઘલા ખરા નમુનાઓ હતા. જે કોઇ વધારે હુનરમંદ અને મજબુત હતા તેઓ બીવરના એક ગુરજથી ખાકમાં લોટતા હતા. પ્રકાશીત સહવારથી તે સાંજ સુધી એક એક પેહેલવાનો તેની જાલમાં આવતા હતા. તેઓમાંનાં દસદસ અને પાંચ પાંચને તે મારતો હતો. કારણકે તેની બાજુ લડાઇમાં નામદારી મેલવવાને માટે મેહેનત કરતી હતી. તેની સામે આવનારાઓને તે તમામ લોહીમાં નાખતો અને તેઓનાં માંથાંમાંથી ભેંજા બાહાર કાહાડતો હતો. તે ભેજાંઓ અઝદાહોને ખોરાક તરીકે આપતો હતો તેના પંજામાંથી કોઇપણ છુટકારો મેલવતું હતું નહી. ઝોહાકથી જમશેદના લશકરમાં દેહેશત બેઠી. તેઓમાનાં કોઇને સુધ્ધી, હીમત કે શકિત રહી નહી. તેથી તેઓ

ચાલીસમે દાહાડે લડાઇના મેદાનમાંથી નાહાસી ગયા. કોઇનામાં તે વખતે મરદાનગી અને હીમત હતી નહી. જ્યારે જમશેદે લશકરને વીખરાઇ જતાં જોયું તથા નાના મોટા તંબુઓને ઉખેડાઇ ગયલા જોયા ત્યારે તે જમાનાથી ફીકરમંદ થયો. તેણે પોતાંના કામનું સેવટ આવેલું જોયું. પોતાના તખત ઉપરથી એક કીડાની માફક તે નીચે પડયો અને બોલ્યો કે "મારાં હથીયારો મને જલદીથી પેહેડી લેવાં જોઇએ." તેના સરદારો તે પાદશાહની નજદીક જલદીથી હથીયારો લેઇ ગયા. પછી તેણે આંઠ કટકાવાલો રેશમી સાહયો પેહેડીઓ અને પોતાને એક બખતરથી સંનગારીઓ. માંથાં ઉપર એક જવેરાતથી સનગારેલું તાજ કે જે તેહેમુરશની યાદગારી હતી તે મુકયું, તથા હાથમાં કમંદ, ગુરજ અને નેજો પકડયો અને ઝડપથી દોડતા ઘોડા ઉપર સ્વાર થયો. તેની લગામ પકડીને સાથે એક હજાર રાજાઓ તેના જમના અને ડાબા હાથ ઉપર ચાલતા હતા. એક સુનેરી છતર તેનાં માંથાં ઉપર ઉંચું ધરેલું હતું, જે તેનાં માંથાંને સુરજથી છાયો આપતું હતું. જ્યારે તે લડાઇના મેદાનમાં આવ્યો ત્યારે તેણે પોતાનાં લશકરને પાછું ફરવાનો હોકમ કીધો. પછી તે ઝોહાકની નજદીક એક શીંહની માફક આવ્યો અને હીમત-વાન અઝદાહની માફક પોકાર કરીને બોલ્યો કે "ઓ બુરા ના-પેકાર મર્દ ! તુંને શેહેનશાહી તખત સાથે શું કામ છે ? એક બંદાના રસ્તા ઉપરથી તેં તારૂં સર ફેરવ્યું છે. તેથી હમણા હું તારી જીંદગી ખતમ કરૂં છું. તેં મારી આગળ સરકસી કેમ કીધી ? શું તુંને મારે વીશે વધતી ઓછી ખબર નહી હતી ? હું આએ જમાનાનો અને જગતનો પાદશાહ છું. તે (જમાનો) અને આએ (જગત) મારા બંદા છે. તારાં માથાંમાં હુશીયારી અને અકકલ નથી તેથી મેં તારી ખાંધ સાંપવાલી કીધી છે. અગર તારાં તનમાં જાન રાખવા માંગતો હોય અને તારૂં તન પાધરૂં રાખવા માંગતો હોય તો નીચે ઉતર અને મારી નજદીક નેમાજ કર. આલમના લોકોમાં મેં તુંને હોકમ કરવાનું સોંપ્યું તેથી આએ ઘડીએ મારી બંદગી કરનાર થા. (એમ કરશે તો) હુ તુંને તાજ, તખત અને જવેરાત

આપશ. હવે પછી જેહાન ઉપર હોકમ કરનાર તુંજ થજે. આખી જગતમાં હુ તુને પેહેલવાન બનાવશ, તથા કૈઆની કોલાહ તારાં માથાં ઉપર મુકશ. જો તું મારી પ્રશતેશ ઉપરજ ધ્યાન રાખશે તો તેં જેટલો ગુનાહ કીધો છે તે હુ માફ કરશ. જો તું (હુ) શીખવનારની શીખામણ સાંભળશે તો તમામ જમાનો તારી ખાહેશ મુજબ ચાલશે." ત્યારે ઝોહાકે આવો જવાબ દીધો કે "ઓ કમ અકકલ, મગરૂર પાદશાહ! તુંને અંદાજાથી સખુનો બોલવા ઘટે છે. એક પાદશાહને લાજેમ નહી કે આવા નાલાયક સખુન બોલે. જો તું માણુસો અને જીવોનો સાહેબ છે તો હુ ત્રણ જીવ ધરાંઉ છું અને તું એક જીવ કેમ ધરાવે છે? તુંને મારો બંદો થવાનું ઘટે છે કારણકે હુ એક તનમાં ત્રણ જીવ ધરાઉં છું, બીજું એકે જ્યારે મેહેનત અને જંગ કરવાનો વખત ત્યારે તુંને વગર ફેકટનાં સખુનો બોલવા ઘટતા નથી. તુંને ભારી ગુરજથી મારો સરદારીનો હાથ દેખાડવાની મેં મારી કમ્મર બાંધી છે. આએ પોલાદી ગુરજથીકીનો લેવાને દાહાડે તુંને જમીનની અંદર નીસ્તીવાલો ૧ બનાઉં; પછી તારાં મગજને હું સાંપોને આપીશ અને તારો તમામ ગંજ અને માલ મારા દોસ્તોને આપીશ." એટલું કહીને તેજ વખતે તે કીનાખોર પેહેલવાને પોતાના નેજાની અણી તેના મોહોડાં તરફ લંબાવી. જ્યારે જમશેદે તેની આવી ધરપચ જોઇ ત્યારે તેણે વળી પોતાનો નેજો તેના નેજા ઉપર ફેંકયો. તેઓ લાંબા ભાલા વડે લડીઆ અને ભાલાથી છાતી સાથે છુપી વાત કરવા લાગ્યા. તેઓએ એકમેક ઉપર નેવું હુમલા કીધા પણ આએ બાજુ કે પેલી બાજુએ ફતેહ મલી નહી. તે સરદારોએ હાથમાંથી નેજા ફેંકી દીધા. પછી તુરતજ ભારી ગુરજ હાથમાં લીધા. પેહેલાં તે કૈઆની શાહે ભારી ગુરજને માંથાં સુધી ઉંચકયો (પણ ઝોહાકે) પોતાની ઢાલની મદદથી તે ફટકો એવી રીતે રદ કીધો કે ફકટ ઠાંભલા માફક ઉભેલા બીવરનો ચામડાંનો દગલો હીલ્યો. તે હીમતવાન પેહેલવાન પોનાની જગ્યાએથી જરા ખસ્યા

૧ નીસ્તી બોલ વાપડીને ઝોહાકે જમશેદને તાણો મારયો છે. કારણકે ખોદા તો હમેશ હતો અને રહેશે, જ્યારે ઝોહાક કહે છે કે તું તો એક સાધારણ માણુસ હોવાથી મારે હાથે માર્યો જશે અને તારી હસ્તી રહેશે નહી.

નહી પણ પોતાની ઢાલને માંથાં ઉપર ધરી પગને પોહોળા કીધા. તે ભારી ગુરજનો ફટકો ઢાલ ઉપર એવો પડયો કે જંગલ ધ્રુજી રહ્યું. તેના ઘોડાનું જીણ ફાટીને ટુકડા થઇ ગયું અને તે (ઘોડા)ના ચાર પગો ધુલમાં દટાઇ ગયા. તે પથ્થરના ભારી ગુરજથી અને તેના હાથના જોરથી ઝોહાકનો ઘોડો જમીન ઉપર પછડાઇ પડયો. તે ઘોડો તેના પગ નીચે તફડીને મરી ગયો પણ તેને જરાએ ફીકર હતી નહી. તેણે બીજો ઘોડો ખેંચી લીધો અને તે ઉપર સ્વાર થયો અને ગાયના રૂપનો ૧ ગુરજ મારવાને ઉચકયો. તેણે જમશેદને કહયું કે "ઓ નામદાર! હવે આએ મરદાનગી ભરેલો ફટકો તું સંભાલ." જમશેદે જયારે તેનો એવો દમામ અને ભપકો જોયો ત્યારે તે જલદીથી પોતાની ઢાલની પછવાડે છુપઇ ગયો. તેનાં માથાં ઉપર તે લોઢાંનો ગુરજ પડયો પણ તુ કહેશે કે એતો ધરતીકંપ થયો. તે લડાઇ ચાહાનાર (જમશેદ)ની બાજુ હીલી પણ મરદાનગીથી પોતાંની સંભાળ રાખી. ત્યાર પછી આએ ભારી ગુરજોથી તેઓએ એકમેકને ફટકા મારવાનુ ચાલુ રાખ્યું. તે બંધે સરદારોના ગુરજના અવાજથી તું કહેશે કે તે જગ્યાએ લોહાડની દુકાન હતી. તે લડાઇની અંદર તેઓના મરદાનગી ભરેલાં જોરથી તે બધે સ્વારોના હાથ ઉપર ફોલ્લા ઉઠયા હતા. તેઓએ એકમેક ઉપર પથ્થરના ભારી ગુરજથી અને રૂમી ઢાલથી એકસો હુમલા કીધા. આ બંધેના આપ લેના ચાલુ મારાથી એ લડાઇમાં એકસો ઘોડા લંગડા થઇ ગયા. (કેટાબના) પાના ઉપર ગુરજની લડાઇમાં તેઓના અજીત નાંમ લખાયાં, ત્યારે કાટેલ શમશીર તેઓએ બાહાર ખેંચી. પછી વાદલની ગરજનાની માફક (પોકારીને) તે બે જોરાવર શીહો પોતાની તલવારથી એકમેક સાથે વાત કરવા લાગ્યા. હીન્દી તલવાર અને રૂમી દાલથી તે બંધે જણા પોતાની બાજુનો હુનર દેખાડતા હતા. આખરે જમશેદે એક તોફાની હાથીની માફક શમશેર સાથનો હાથ માથાં સુધી ઉચકયો. તે શીંહ જેવા ઝોહાકે ઢાલ માથા ઉપર

---

૧ ગાયના રૂપનો ગુરજ પેહેલવેહેલો ફરીદુને પુરમાયે ગાયનું વેર ઝોહાક ઉપર લેવાને બનાવ્યો હતો.

ઉચકી અને તે જંગી પેહલવાને તેનાં માથાં ઉપર ફટકો માર્યો. તે ઢાલના એક કાકડીની માફક બે ટુકડા થઇ ગયા, પણ પેલા નામદાર (ઝોહાક) પેહેલવાને પોતાનું માથું ચોરાવી લીધું. તે બખતાવર તલવાર મારનારે એમ કર્યા બાદ તે (જમશેદ) પાદશાહ ઉપર હુમલો કીધો. જ્યારે ખોરશેદ પશ્ચિમ દીશાએ આવી લાગ્યો ત્યારે રોશન દીવસનું મોહડું છુપઇ ગયું. જ્યારે રોશનકવાલો ખોરશેદ બાગમાંથી બાહાર ગયો ત્યારે માહાતાબ સાથે સેતારાઓના ચેરાગ રોશન થયા. તે વખતે શાહ જમશેદે ગુસ્સામંદ ચેહરા સાથે પોતાના હાથમાંથી ધારદાર તલવાર ફેંકી દીધી અને ઝોહાકને કહયું કે “ઓ શેર મર્દ ! થોડો વખત ઘોડા ઉપરથી નીચે ઉતર અને આવ કે આપણે લડાઇના મેદાનમાં શીહોની માફક કુસ્તીમાં આપણા પંજા અજમાવીએ.” (એમ કહી) તેઓએ એકમેકની કમ્મર ધરીને તે બંધે જણાઓ પોતાની બાજુનો હુનર દેખાડવા લાગ્યા. બેઉ બાજુના સીપાહોએ મસાલો સલગાવી. તેથી તે જંગલ તમામ દાહાડાનાં જેવું (રોશણ) થઇ રહયું. બેઉ લશકરની હારની વચ્ચે તે બેઉ શેર બચ્ચાઓ ગોયા આફ્ત વરસી હોય તેમ એક બીજા સાથે લડતા હતા. ઘડીકમાં આએ તો ઘડીકમાં પેલો પાછલ હઠતો હતો. તેઓ બંધેથી (ગોયા) જમીન તથા જમાનો હેરાન થઇ પડયો હતો. તે જોરેમંદોના નખરીઆંના જોરથી ઘણા ઘાહ પડતા તથા બંધ થઇ જતા હતા. તેઓએ કમ્મરબંદો ફાડીને જમીન ઉપર પટકીઆ. તેઓના હથીયાર તથા પોશાક જમીન ઉપર વીખરઇ પડયા. જ્યારે રાતને અંધારૂ દેખાડવાની ઉમેદ હતી ત્યારે આએ જંગી શાહોને પાદશાહી દેખાડવાની ઉમેદ હતી.

## જમશેદ ઝોહાકને હાથે જખમી થયો તે વીશે.

આસમાને મુબારક આફતાબના રૂખથી જમીનની સપાટીને તડકાંથી સનગારી તો પણ તે બે બાહાદુર શીંહો અને જોરાવર હાથીઓ લડાઇ અને કુસ્તીથી ધરાયા નહી. રંજ, ગમ, દુખ, ગરમી અને તાપ સાથે બીજા દાહાડાની પણ રાત પડી. તે રાતની બીજી બામદાદ થઇ. એ પ્રમાણે એક (રાત) બંધ થતી તો એક

(હાહાડો) ઉગડતો. આએ રીતે ત્રણ દીવસ અને રાત આવી લડાઈ થઇ.[1] આ બધે જેહાનના શોધનારાઓ ઉપર જેહાન તંગ થઇ. ચોથે દીવસે જયારે ખોરશેદનો ચેહેરો બાહાર આવ્યો અને તડકું દુન્યામાં ફેલાયું, ત્યારે ઝોહાકને તેનાં સાંપો દુખ દેવા લાગ્યા તથા દરેકે ખાંધ ઉપરથી પોતાનાં ડોકાં લંબાવ્યાં. તેઓ તેની ખાંધ ઉપરથી બાહાર આવ્યા અને પોતાના મોહોડાં તેના કાનમાં ખોસવા લાગ્યા. તેને નાહાસવાના પગ નહી હતા તથા તેને લડાઇ યારી આપતી હતી નહી તેથી તે અરબ શાહનું દીલ ઘણું કચવાતું હતું. આથી તાપને લીધે તેમજ સાંપોએ ત્રણ દીવસ સુધી કાંઇ ખાધેલું નહી હોવાને લીધે ઝોહાક પોતાની તદબીરમાં લાચાર થઇ ગયો. તેનો જાન બલાને હાથ ગીરફતાર થઇ પડયો. તેણે તે પાદશાહ (જમશેદ) નો કમરબંદ થોડો વખત છોડી દીધો કે જેથી તે બે કાલા નાગોના દુખથી છુટો થાય. પછી ઝોહાકે ઝડપથી તલવાર ઉપર હાથ નાખી મીઆનમાંથી ખેંચી કાહાડી અને ફાડીખાનારાં શીંહની માફક તે જમશેદની સામે આવી લાગ્યો. તેણે પોતાનો જુલમગાર હાથ માથાં સુધી ઉંચો કીધો કે જમશેદના માથાં ઉપર મારે. જેના ઉપર પરવરદેગાર ખફા થાય છે તેને નસીબ અને જમાનો ગભરાવી નાખે છે. તે શાહના હાથમાં કાંઇ ઢાલ હતી નહી કે જેથી પોતાનાં માથાંને દુશમનના જખમથી બચાવે. જયારે પાદશાહે જોયું કે કીનાની તલવાર નીચે ઉતરે છે ત્યારે તેણે ઢાલ તરીકે પોતાનો ડાબો હાથ આગળ ધરીઓ. તે અરબ પાદશાહ તે (તલવાર) ને નીચે લાવ્યો કે તેથી કેઆની પાદશાહને ભોંય ઉપર નાખે. તે (તલવાર) ની ધાસ્તીથી તેણે પોતાની ઉપર આડો હાથ ધરીઓ તેટલાંમાં તે અરબની તલવાર આવી પુગી. તે તલવારની અણી તે પાદશાહની બાજુએ ભોંકાઇ તેથી તેનું બખતર અને લડાઇનો પોશાક કપાઇ ગયો. તેના જખમથી તે શાહ એટલો તો જખમી થયો કે જમશેદની નજરે તમામ જેહાન સીહા થયલી જણાઇ. લોહીથી તેનો પાદશાહી પોશાક રંગઇ

---

[1] એ લડાઇને તીર યસ્તમાની તેરતર અને અપોશદેવ વચ્ચે થતી લડાઇ સાથે સરખાવી શકાય.

ગયો. પાદશાહ જમશેદ તે જખમથી દલગીર થયો. તે પાદશાહે દુશમનથી પોતાનું મોહડું ફેરવ્યું અને પોતાના લશકર તરફ દોડયો. કોઇ જગ્યાએ તું તારૂં સર ધાસ્તીમાં જોય તે છતાં તેજ જગ્યાએ તું થોભી રહેશે તો તું તારૂં સર ખોહશે. જયારે જમશેદે નાહસવાને મોહડું ફેરવ્યું ત્યારે તેના દુશમને નાગી તલવાર સાથે તેની પુઠ ધરી. જયારે ઝોહાકે બીહધેલા બાપ (જમશેદ) ને ૧ નાહાસ્તાં જોયો ત્યારે તે ગુસ્સે બની ભીની આંખો સાથે તેની પુઠે દોડયો. નાહાસ્તા દુશમનનું લશકર ઉશકેરાઇ ગયું. સેપાહો કીનાના આતશથી તેજી થયા. તેથી તે (ઝોહાક) ના લશકર સાથે લડાઇ કરવાનો ઠેડાવ કીધો અને ઝોહાકના રસ્તાને ઘેરી લીધો. જયારે ઝોહાકે જમશેદના સેપાહોને આવી રીતના જોયા ત્યારે તેણે અરબ લશકર તરફ નજરકીધી. તે (ઝોહાક) બોહલ્યો કે "પાછા ફરો અને મેદાનમાં આવો અને તમારા હાથ શમશેર ઉપર નાખો." તમામ મેદાન, પાહાડ અને ખીણ લશકરથી ભરાઇ ગયા હતા કે જયાં ઉભું રહેવું તેઓને લાયક હતું નહી. તે જગ્યા ઉપરથી તે (લશકર) અરબ પેહેલવાન તરફ ગયું. તે વખતે તેઓનો સરદાર લડાઇ કરવાનું પણ વીસરી ગયો (યાને ગાફેલ થઇ ગયો). સીપાહોની હીલચાલથી તથા ભાલાઓની અણીથી અને વાવટાઓના પરદાથી આફતાબ પણ કાલો થઇ ગયો. સીપાહોના સોરબકોર અને પોકારથી ઉંચા આસમાનના કાન બેહરા થઇ ગયા તથા દીલ કાલુ થઇ ગયું. તલવાર, ગુરજ અને કોડાલીના અવાજથી જાણે આસમાનના કાન પણ બેહેરા થઈ ગયા. બેઉ લશકરના સીપાહો જોશમાં આવ્યા તેથી હવા ધુલથી અને જમીન પોકારથી ભરાઇ ગઇ. ઢોલ અને સરનાઇઓના અવાજથી જંગી હાથીઓના દીલમાં પણ ગભરાત પેઠો. હવા કેહેતી હતી કે તે તમામ લોઢાંની બનેલી છે. તમામ જમીન ઘોડાની નાલથી જોશમાં હતી. તમામ મેદાનો અને ખીનો લોહીના દરીઆ જેવી થઇ રહી હતી. ઘુવડો ઉડવા લાગ્યાં અને જેહાન કાલી થઇ. (આવી આફતથી) સુરજ ધ્રુજવા લાગ્યો તથા માહાતાબ બીહવા લાગ્યો. જાણે કે મેદાનમાં

---

૧ જમશેદને બોહા તરીકે ઓલખાવવાને બાપ બોલ તકોરમાં લખ્યો છે.

લડાઇને બદલે ખુશાલીની મીજલસ હોય તેમ પેહેલવાનો મીજલસમાં દારૂ પીએ તેમ (લોહી) પીતા હતા. ઢોલના અવાજ જાણે મેહેલમાં શરાબના પ્યાલાં ખખડતાં હોય તેમ લાગતાં હતાં. બલદોના પોકાર જાણે સરનાઇઓનાજ અવાજ હતા. વેહેતું લોહી જાણે દારૂ અને તે (ઘાયલ થયલા) ઓનું રડવાનું જાણે ગાયણનું ઉંચુ નીચું સુર હતું. ખંજરની અણી અને તીરના પીછાં જાણે પીઆલાં હતાં. દરેક ખુનામાં મુવેલાં જેમતેમ પડેલાં હતાં કે જે (મુરદાં) ઓ અરબી ઘોડા ઉપર લઢાઇને જતાં હતાં. કેટલાંક મુવેલાં અબરૂ પડેલાં હતાં. તેઓના હાથ ઉપરથી લોહી દરીઆની માફક વહી જતું હતું. જયારે આફતાબનું વાહાણ કીનારે આવ્યું અને કાલી રાતે દાહાડાને પાણીમાં નાંખ્યો તથા નજર આગળથી સુરજ ગેબ થયો ત્યારે કાલી રાતે પાહાડને કાલો પોસાક પેહેડાવ્યો. સોનેરી દીવસની મસાલ જયારે છુપાઇ ગઇ ત્યારે દુન્યાને દીપાવનારી રાતની બતી સલગી (યાને તારાઓ તથા ચંદ્રમાં દેખાવા લાગ્યા). જયારે રાતે પોતાનો સીહા તંબુ ઠોકયો ત્યારે માહાતાબે પોતાનું રૂપેરી ચાંદરનું પાંથરીયું. તેથી સીપાહોએ આરામ અને આસાયશ લીધી. સઘલાઓ પોતાને મુકામે પાછા ફરીઆ. દરેક જણે ચોતરફ આતશ સલગાવ્યા. કોઇ જખમીને પાટા બાંધવા લાગ્યા તો કોઇ મુરદાં બાળવા લાગ્યા.

## જમશેદે પોતાના તાજ તખતની આશા છોડી અને ગમ તથા નાઉમેદી ભરેલી વાત પોતાના વજીરો તથા સરદારો આગળ કીધી તે વીશે.

જયારે જમશેદ પોતાની દરબારમાં બેઠો ત્યારે તેની આગળ તમામ સરદારો અને સીપાહો હાજર થયા. તેઓને જમશેદે કહયું કે, "ઓ અક્કલમંદો! હમણા તેઓએ મારી બાજુ બાંધી મને બંદીવાન કીધો હતે." અમીરો, દાનાવો તથા અકકલમંદો તેના ગુસ્સાથી બીહીધા અને તેથી ચુપ ઉભા રહયા. જમશેદે વધુ કહયું કે "મેં ઝોહાકના જેવો પેહેલવાન જોયો નથી. મેં ઘણાએક જોરેમંદ પેહેલ-

વાનો જોયા છે પણ ઝોહાકના જેવા તો થોડાજ જોયા છે." જ્યારે લશકર તેની આગલથી ગયું ત્યારે તેણે પોતાના શાહાજાદાને બોલાવી મંગાવ્યો અને તેની સાથે ઘણો વખત વાત કીધી. તે મોટા દરજાના પાદશાહે પોતાના ફરજંદને કહયું કે, "આપણા તાજ અને તખતનો છેડો આવ્યો છે. આસમાને કીનાના આતશથી આપણને કમજોર કરી નાખ્યા છે, તેથી આએ અઝદાહુની આગળથી નાહાસી જવું ઘટારત છે. જ્યારે બુઢાપો આવ્યો ત્યારે માથાં ઉપર શરમ વરશી છે. તેટલા માટે બેહેતર કે હું મારી માયને પેટે જન્મયોજ નહી હતે. કોઇને પણ આવો અભાગ્યો દાહાડો (ઓ ખોદા!) તું દેખાડતો ના. અફસોસ! કોણ હવે મારી ફરીયાદનો સાંભળનાર થશે? મારૂં આબાદ શેહેર તારાજ થઇ ગયું છે. મારૂ શેહેર, જમીન અને ખાનદાન તેને વશ થશે. મેં મારી દોલત બરબાદ કીધી અને મારા મુલક રહયા નથી. તખત અને લશકર (ઉપર સાહેબી કરવા) ની ઉમેદ રહી નથી. હુમણા મારા હાથમાં પવન શીવાય બીજું કાંઇ નથી. મારા જેવાને કોઇ આએ દુન્યામાં યાદ કરશે નહી. રાજ, મેહેલ અને માલ મીલકત સર્વે તારાજ થયું છે. મારૂ નસીબ એકદમ મારી ઉપર રૂથયું છે. જો આસમાને મારી સાથે ગેરઈનશાફનીજ કમર બાંધી છે તો તે કેમ મારી ફરીયાદને પોંહોંચનાર થશે? વાદલ બલાના દરીઆ સાથે મલી ગયું છે, તેથી તે વાદલ મારી ઉપર પથ્થરનો વરસાદ વરસાવે છે. મારા રસ્તામાં એક અઝદાહુ પેદા થયો છે, તે મારા જહલકતા દાહાડાને સીહા કરે છે. કીનાના દરીઆમાંથી એક મગર બાહાર આવ્યું છે જે જમીનને લોહીથી ચીનનો દરીઓ બનાવે છે. જમાનાના ચક્કરે કોણને એવો મોટો કીધો છે કે જે તે ચક્કરથીજ એક દાહાડો ફના થયો નથી. જો આએ બાગની અંદર તાજો બહાર પણ આવ્યો હોય તો પણ તે સીયાળાના પવનથી તારાજ થવાનો. મેં ઘણા વરસો પાદશાહી કરવામાં ગુજારેલાં છે અને આએ જેહાનની અંદર ઘણું સારૂં માઠું જોયલું છે. હવે ઓ પીઆરા! તું આએ શીખામણ સાંભળ. તું ખુલ્લાં દીલનો થજે અને તુંદી કરતો ના. હવેથી હુ જેહાનમાં ભટકતો થવશ અને શેહેરે

શેહેર ભરાતો છુપાતો ફરશ. રાત અને દીવસ ભુખ્યો તથા આરામ અને થાક લીધા વગર, સેંકડો કમબખતી, હાદેશા અને મેહેનત સાથે, તાજ, તખત, શેહેર અને દોલત વગર, દરીઆમાંથી જમીન ઉપર અને જમીન ઉપરથી દરીઆમાં હુ ભટકશ. બીજા બસો વરસ [૧] સુધી હુ પરેશાન હાલતમાં રહેવશ. એવી રીતનો હુ મારો હાલ અને હેવાલ જોઉ છું. આએજ આરબને હાથે હુ પદભ્રષ્ટ થવશ અને કેઆની તખતથી હું જુદો થવશ. હવે તુંને તેની સાથે લડાઇ શોધતો જવું તથા એકમેકની સામાં થવું દરૂસ્ત નથી. દોલત આંખે આંધલી છે તે બુરાઓ સાથે ભલી થશે અને ભલાઓ ઉપર તે રૂથશે. તેટલા માટે હુ ફરતા જમાનાથી બીહું છું કે એક કમીનાની માફક ઝોહાકને હાથે હુ માર્યો જવશ. બેહેતર એજ છે કે એ અઝદાહુથી હુ છુપઇ જાઉં અને કેઆની તખત તાજને હું છોડી દેઉં. દુન્યામાં એક ખુણું હાથ કરૂ અને જે ખાવાનો તોશો મલે તે ઉપર સબુરી અને સંતોષ ધરૂં. ખોદાનીજ બંદગી કરવી તથા સર નમાવી તેની તાબેદારી કરવી લાયક છે. જયારે મેં તેની વાજબી રાહ ઉપરથી સર ફેરવ્યું ત્યારે તો તું જોય છે કે હું કેટલી બધી સજા ભોગવું છું. અગર એક બંદાને દુખ દેવું નારવા છે તો ખોદા રંજીદા થાય તો પછી પરીણામમાં હેરાનગતી ભોગવવી પડે છે. જે કોઇ હકતાલા સાથે સરકશી કરે તે દુન્યામાં આવી નાખુશી ભોગવે છે. હવે ઓ મારાં પ્યારાં ફરજંદ! એક થોડો વખત આએ મારી નશીહત સાંભળ. રાત કાલાશમાં છુપઇ જાય છે તેની માફક હુ જેહાનમાં છુપઇ જાઉ છું તેમ તું પણ છુપઇ જા. જમાનાથી હેરાન થયલો અને નાચાર થયલો હુ જેહાનમાં ભટકીશ, કે જેવો હીનો થયલો તું મને જોય છે. તોપણ તુંને સંભાળથી રહેવું જોઇએ કે જેથી શેહેનશાહી તોખમનો કોઇપણ બચી રહે. [૨] હવે પછીના વખતમાં તારા

---

૧ અવસ્તામાં સો વરસ જણાવ્યા છે.

૨ અત્રે જમશેદ જે બેટા સાથે વાત કરે છે તે બુનદેહેશ પ્રમાણે "વન ફ્રગેશની અસ્પયાન" નામનો બેટો હોવો જોઇએ જેના ખાનદાનથી ફરીદુન જન્મયો હતો. બુનદેહેશ પ્રમાણે ફરીદુન જમશેદથી આ પ્રમાણે ઉતરી આવ્યો હતો:-

શેહેનશાહી તોખમથી એક શીંહના જેવું બાહાદુર પેહેલવાન બચ્ચુ જન્મશે. ૧ જે તમામ પાદશાહો ઉપર સરફરાજી ભોગવશે. તારૂ ફરજંદ એક પવીત્ર ફરજ બજાવશે; તે એજ કે તે જમીનને ઝોહાક (ને મારી નાખવા) થી પાક કરશે. મારો કીનો લેવાનુ તેને સરજાયલુ છે તેજ મારા રેવાજને પાછો તાજો કરશે." એમ કહેતાં તેણે આંખમાંથી આંસુ પાડયાં કે જેથી પથ્થર સરખું દીલ પણ કવાબ થઈ ગયું. તેણે ફરીથી પોતાના પુત્રના કપાળ અને આંખને બોસા લીધા અને લાંબો વખત સુધી છાતીએ ચાંપી રાખ્યો. (ત્યારબાદ છુટા પડવે) એક તરફ બાપ ગયો અને બીજી તરફ દીકરો ગયો. તે બાપ ગમથી પોતાના બેઉ હાથે કપાલ અફાડતો હતો. એ વાત બનવાને ચાલીસ વરસ પસાર થયાં અને તેના સર ઉપરથી તરેહ તરેહની વીપતીઓ પસાર થઈ ગઈ. તેની જવાંની જતી રહી અને બુઢાપો આવ્યો. મોહડાં ઉપરથી રતાશ જઈ ફીકાશ પંથરાયો. જવાંનીની કલીના દીલમાં કાંતો ભોકાયો અને બાગમાંનુ સીધું સરોવરનું ઝાડ વાંકું વળી ગયું. રેતાલ રણના પવને નીસ્તીનો આતશ સલગાવ્યો અને બાગમાંનાં ગુલલાલાનું દીલ દાઝીને બાલી નાંખ્યું. કોણ એવો છે જે આએ વેરાણ ઘેરને આબાદ કરે અને તે પાછું આસમાનનાં ચક્કરથી ભોંય સાથ થાય નહી? ભોંયની સપાટી ઉપરથી એવો કોણ ચઢે છે કે જેને જમાનાનો દોર પાછો ખાકમાં લેટાવતો નથી? કોણ આએ માશુકને (જગતને) ગોદમાં પકડે છે કે જેને તે પાછી આએ મુશકેલીની જાલમાં સપડાવતી નથી? આએ (દુન્યાના) તંબુની ટોંચ ઉપર બેઠેલો એવો કોણ છે જે આખેર કંટાળીને ઉપરથી ઉડતો નથી? કોણ એવો છે કે જે માથાં ઉપર કેઆની તાજ મુકે છે તો પણ તેના માથાં ઉપર તાજને જગ્યે (સેવટે) ખાક નથી પડતી? શાહ

---

ફરીદુન—અસ્પયાન (આથવ્યાન યાને શાહનામાનો આતબીન)—પુરતોરા અસ્પયાન—સોકતારા અસ્પયાન—બુરતોરા અસ્પયાન—સીહાકતોરા અસ્પયાન—સપીદતોરા અસ્પયાન—ગેફરતોરા અસ્પયાન—રમકતોરા અસ્પયાન—વનફ્ગેરાની અસ્પયાન—જમશેદ—વીવંઘહાન.

૧ આએ ફરીદુન બાબેનું ભવીશય કહેવામાં આવ્યું છે.

જમશેદ (તે પ્રમાણે) અઝદાહથી હેરાન થયો. તેનું દીલ અને રવાન કરમાઇ ગયું. કોઇનું નસીબ અને જમાનો ઉંધો પડે છે તેનાં એવાજ હાલ છે. માટે (કોઇના) એવા પછવાડેના હાલ ઉપર ખુશી થવું નહી જોઇએ. જમશેદે પોતાનાં કુટુંબથી દુર થઇને દુન્યાનું એક ખુણું પકડયું અને તેણે કેઆની તાજ અને તખત છોડી દીધું. તે અચબુચ એક અંધારી રાતે ઉઠયો અને તાજ તથા કમરબંદ ફેંકી દેઇ ત્યાંથી ગુપચુપ ચાલી ગયો. તેણે દીલ ઉપર કાંલાં વસ્ત્ર પેહેડીઆં અને એક ઘોડા ઉપર સ્વાર થઇ પોતાનો રસ્તો લીધો. પોતાના બોલેલા વચનને માટે તે પશેમાન થયો. પોતાની જબાનને તથા મોહાંને તેણે બંદગી કરવા માટે ખાક ઉપર નાખ્યું. સેવટે તેણે રાજ્યની કદર પીછાણી કારણુ કે બદી કરવાથીજ તે પાદશાહી ઉપરથી ગબડી પડયો હતો. ૧

## જમશેદ ઝોહાક આગળથી નાહાસી ગયો તે વીશે.

જેમ કમાનમાંથી તીર છુટે યા વાદલમાંથી વીજલી પડે તેમ જમશેદ ત્યાંથી ખાધા પીધા વગર તથા આરામ લીધા વગર અને ખાબ કીધા વગર નીકળી ચાલ્યો. માણુસને માટે બંદગી શીવાયનું બીજું કામ ના જાણુ, કારણુ કે તે (બંદગી) વગર તમામ નાશ થઇ જાય છે. ખોરશેદના જેવું ખોરેહ ધરાવનાર જમશેદને પણુ એ પ્રમાણે અચબુચ (જમાનાએ) ખોહાર કીધો. તેને પાદશાહી તથા તાજ અને ગંજ ઉપરથી ઉંચકીને જંજાલ, દુખ તથા રંજમાં નાખી દીધો. તે જમશેદ પાદશાહ લોકોથી છુપાછુપ જતો રહયો. તે સીધો રસ્તો મુકી આડે રસ્તે જવા લાગ્યો. તખત, તાજ, મોટાઇ, પાદશાહી, ખજાનો અને લશકરને છોડીને તે ચાલવા લાગ્યો. તમામ દુન્યા ઝોહાકના ફરમાન હેઠલ ગઇ. તમામ નાંમોમાંથી જમશેદનું નામ ભુસરઇ ગયું. તેને બસો વરસ સુધી કોઇએ જેહાનમાં જોયો નહી. તમામ માણુસો

---

૧ જમશેદનાં પાદશાહી ઉપરથી ગબડી પડવા સાથે તેની તમામ રૈયતની પણુ કમબખતી બેઠી. રૈયતે જે સુખી દીવસો જમશેદના રાજ્યમાં જોયલા તે દીવસોનો જમશેદના પડી ભાગવા સાથે અંરત થયો.

ની નજર આગળથી તે ગેબ થઇ ગયો. ઝોહાક પાદશાહ તરીકે તખત ઉપર આવ્યો તે (બનાવ) ઉપર પણ ઘણા વરસો વહી ગયાં. તેની ઉપર તમામ જમાનો સીધો થયો. એ પ્રમાણે વખત વહી ગયો. સુઘરાઇનો તમામ રવઇઓ ત્યાંથી ગુમ થયો અને દેવોની ખાહેશ મુજબના કામો ફેલાયાં. એલમ હુનર પડતીમાં આવ્યો. જાદુઇ લોકોને ખ્યારી થઇ. રાસ્તી છુપાઇ બેઠી અને જુઠાઇ જાહેર થઇ. બદી ઉપર દેવોએ હાથ લંબાવ્યા. છુપાછુપ સીવાય જાહેરમાં કોઇ નેકીની વાત કરતું હતું નહી.

હવે તુંને હું જમશેદ તરફ પાછો લઇ જાઉં છું, કે જે જમાનાના કામથી ચહડતી પડતીમાં આવ્યો છે. જયારે બીવર પાદશાહી ઉપર આવ્યો ત્યારે તેણે શેહેરે શેહેરે પેગામ મોકલ્યો કે " સર્વ કોઇ હમારી (ઝોહાકની) સાથે હવેથી સીધા ચાલશે અને જમશેદ કયાં છે તેની ખોલ કરતા રેહેશે. તે (જમશેદ) ની ચલન એક વાઘના જેવી છે પણ પાણીની અંદર તે મગરમછ જેવો છે. જમીન ઉપર એક ચીત્તાની માફક હાથનો બાંધનાર છે જયારે પાણીની અંદર એક માછલીની માફક તરનાર છે. કોઇબી સખશ તેને બાંધેલો હમારી દરબારમાં લાવશે તો તેના જેવો પ્યારો હમોને કોઇ થઇ પડશે નહી. તેની પાસે હમો કાંઇ પણ કર લેઇશું નહી, તથા તેના મુલકમાંથી હમો કાંઇ પણ મેહેસુલ લેઇશું નહી." જમશેદ એવી રીતે દુન્યામાં નાહાશી ભરાયો કે તેણે માણસો સાથનો સંબંધ તોડી નાંખ્યો. તે તખતથી જુદો થઇને રખડતો ફર્યો તથા પાદશાહી છોડીને ફકીરીને નમ્યો. તે ખોરાક વગર, એખલો, લોકોથી દુર મેદાનોમાં, જંગલોમાં અને પાહાડો ઉપર એક શેકારી જાનવરની માફક (ભટકતો) હતો. એક શેહેરમાં તે જતો ત્યાં તે વધારે વાર શોભતો નહી, કે જેથી કોઇ પણ તેની નીશાણી જાણી શકે નહી. ઘણી ઠાક વેઠયા પછી અને લાંબી રંજ ખેંચ્યા બાદ સેવટે તે જાબલુસ્તાન તરફ આવ્યો. ૧ તેણે ખુશાલી સાથે એક બેહેસ્તના જેવું

---

૧ જમશેદની મકસદ ઇરાન તજીને હીંદુસ્તાન તરફ જવાની હતી કારણ કે અવરતા જમાનામાં હીંદુસ્તાન સારી રીતે જાણીતું હતું (જુઓ વજશને

શેહેર દીઠું, જેમાં મેદાનો, પાહાડો, બાગો અને નેહેરો હતી. જયાંની હવા જાણે વસંતના જેવી સુંદર હતી. (ત્યાંની) જમીન ફળદ્રુપ અને પાણી લેહેઝતદાર હતાં. તમામ સોંઘવારી અને હવાથી લોકો તંદરો-સ્ત હતા. સેપાહો અને લોકો લડાઇના પેહેલવાનો જેવા હતા. નાનામાં નાનો છોકરો પણ લડાઇ પસંદ કરનારો હતો, તથા ઉમરે પુગતાં લશકરમાં જોડાવાનું પસંદ કરતો. ત્યાંનો પાદશાહ એક નામ-વર પાદશાહ હતો કે જેની બરોબરીએ (બીજા) સો પાદશાહો પુગી શકે નહી. તે પાદશાહનું નામ કુંરગ હતું જેની તલવાર ભપકાબંધ અને રંગ દેખાડનારી હતી. તેની એક ખુબસુરત છોકરી હતી જેની સુરત એક પરીને શરમાવે તેવી હતી. તેનો દેખાવ એક ખીલતા બાગના જેવો હતો. તેના બાલના બે ઝુલફાં કસ્તુરીના જેવાં હતાં. મેહેલની અંદર તે એક પુતલી જેવી અને મેદાનમાં અચ્છા સવાર જેવી હતી. તેણીનો ચેહેરો ચાંદના જેવો અને હોઠો કીરમજી રંગના હતા. તેણીના ભવાં કમાનદાર અને પરોઢીયાંના ચંદ્રને શરમાવે તેવાં હતાં. તેણી રોશન ચેહેરાની અને આતશી રંગની હતી. તેણીના ઝુલફાં પેચદાર અને અમબર જેવાં હતાં. તેણીના પેચદાર ઝુલફાં

---

હા ૫૭, ફ. ૨૯.) ફરીદુનની માય ફ્રાંનક પણ ઝોહાકના જુલમથી નાહાશીને હીંદુસ્તાન તરફ આવવાને નીકળી હતી. જમશેદને હીંદુસ્તાન આવતાં અફ-ઘાનીસ્તાનનો મુલક પસાર કરવો પડયો હતો. જમશેદના અફઘાનીસ્તાનમાં આવી જવાની સાહાદત હજુર પણ અફઘાનીસ્તાનના લોકોથી મલે છે. આપણી પુરાની ભાશાના વીદવાન અભ્યાસી પ્રો. જેમસ દાર્મેસ્તેટે પેરીસની "સોસાયટી એશીયાતીક" નામની મંડળી ઉપર અફઘાનીસ્તાનથી" હેવાલ લખ્યો હતો. એ હેવાલમાં તે જેમરૂદ નામના અફઘાન મુલકને પાદશાહ જમ-શેદ સાથે નીસબત છે એમ દેખાડે છે અને તેના ટેકામાં કહે છે કે ત્યાં એક મોટા વીસ્તારનો સુકકો તલાવ છે કે જે જમશેદે બંધાવેલો જણાવવામાં આવે છે. એ તળાવ ઉપરાંત ત્યાં બીજાં બે ત્રણ બીસમાર ખંડીએરો છે, જે ખંડીએરો પણ જમશેદ સાથે નીસબત ધરાવે છે. જાબુલ અને કાબુલ પડોશી મુલકો છે. જાબુલ હીંદુસ્તાનની સરહદ આગળ આવેલું. છે. જાબુલનું રાજય સીંધના મુલક સુધી લંબાયલું હતું. જાબુલમાં નદીઓ, જંગલો, સરોવરો અને પાહાડો ઘણા છે. જાબુલના મુલકને 'રૂસતમદાર'ને નામે પણ ઓલખવામાં આવતો હતો. આગલા ઈરાનીઓ જાબુલનેજ સીસતાન ગણતા હતા જયાં રૂસતમ પોતાના કુટુંબ સાથે રહેતો હતો.

કમંદ ફેંકનાર (પેહેલવાનો)ને બાંધનાર હતાં. તેણીના કમાનનાં જેવાં ભવાં વાદલને વીંધે તેવાં હતાં. તેણીનો ચેહેરો ફરેશતાઓને ફરેબ દેનારૂ ઝેહેર હતું. તેણીની ચશમની જાદુઇથી દીલ નાસબર બની જતું હતું. તેણીની ઉંનચાઇ દુઃખને પણ મોટાઈ આપનાર હતી. બેઉ જેહાન જાણે તેણીના પગના વારા હતા. તેણીના દીલની ખાહેશ દરેક તીરના ફેંકવા સાથે આતશ વરસાવવાની હતી. તેણીના હાથના પંજા પરેશાંની અને ધાસ્તી ઉપજાવનારા હતા. તેણીના હોઠો મુર-દાંને પાછો જીવ આપનારા હતા. તેણીનો ચેહેરો જોવાથી બુઢો જુવાન બની જતો હતો. તેણીનો જુવાન ચેહેરો જ્યારે દેખાતો ત્યારે તેણીનું બયાન કરવાને માટેના સખુનો પણ ઘટી જતા હતા. તે સીધાં સરો-વર જેવીને જે ઉમર દીપાવતી હતી તે ચંદ્રમા (સરખી છોકરી) જન્મ પછી ચઉદ (વરસ)ની હતી. તેણી એક મર્દના જેવી પેહેલવાન અને તલવાર મારનારી હતી. સ્વારીમાં એક્કી અને ઘોડેસ્વારોને ફેંકી દેનારી હતી. તે એવી હતી કે તેણીની ખુબીનો કોઇ જોડીઓ હતો નહી. તેણીની મરદાનગીનો કોઇ બરોબરીઓ પણ હતો નહી. જો તેણી જંગના મેદાનમાં બાહાર પડતી તો તેણીના જોર આગળ મર્દ હેઠો પડતો હતો. તેણી પોતાનો પગ જીનના પાવડામાં રાખીને થંડે પેટે અને કરારને જીવે એક મર્દને ઉચકી જતી. તેણી જ્યારે નેજો પકડીને આસમાન તરફ જોતી તો ચંદ્રમાના ચેહેરાને (ભાલાની) નોકથી વીંધી કાહાડતી હતી. અગરજો તેણી પથ્થરને તલવાર મારતી તો તે પથ્થરમાંથી લાલ બાહાર કાહાડતી હતી. તેણી જો રૂમી કમાન પોતાના હાથમાં ધરતી તો વાંકી કમ્મરના આસમાન તુલક તે તીરને મોકલતી હતી. તે પરી જેવા ચેહેરાની (ઓરત)નું નામ સમ-નનાજ હતું. ગોલાબ અને ચંપેલીને તેણીથી કરાર હતો ખરેખર તે જાબુલના પાદશાહને તે છોકરીની ચુકતીથી કરાર અને ઉંઘ રેહેતી હતી. દરેક તરફથી ઉમેદવારો તેણીને માટે ઉમેદ કરતા આવતા હતા, ત્યારે જાબુલનો પાદશાહ તેણીને (પસંદગી કરવાને માટે) બોલાવી મંગાવતો હતો. તેણીનો બાપ તેણીની મરજી વીરૂધ તેણી-ને કોઇને આપવા માંગતો હતો નહી. તેણીનુ નસીબ તેણીના હોક-

મથી ઉલટું જતું હતું નહી. જો કોઇ માણુસ તેણીને માટે ઉમેદવારી કરતો હતો તો તે જમાનામાં ત્યાં એવો રેવાજ હતો કે તેને તેણીની સાથે કુસ્તી રમવાને માટે મેદાનમાં બાહાર પડવું પડતું હતું. જે તેણીને કુસ્તી રમીને જમીન ઉપર ફેંકતો તેને તે બાપ તે માહાતાબને સપુરદ કરવાની સરત કરતો હતો. અને વચણે બંધાતો હતો. વળી તે ચંદ્રની સુરતનીએ તે (બાપ)ની સાથે એવી પણ સરત કીધી હતી કે તેણી પોતાને પસંદ પડતા (મર્દ) સાથે પોતાની મરજીથી પરણી શકે. તેણીની એક કાબુલી ઓરત દાસી હતી, જેણી જાદુ અને નીરંગો જાણતી હતી. તેણી દુરથી અઝદાહોને જાદુથી બાંધી લેતી હતી. તેણીથી દેવો અને પરીઓ છુટકારો મેલવી શકતાં હતાં નહી. જેની આગળ તે આસમાની ભરમ બોલતી તેને માટે તેણીના બોલવાથી વધતું કે ઓછું થતું હતું નહી. માણેક જેવા ચેહેરાની (સમનનાજ)ને તેણીએ છુપી રીતે કહયું હતું કે "મોટા દરજાના પાદશાહનેજ તું ધણી તરીકે પસંદ કરશે. તે (પાદશાહ)ના જેવી બુજોર્ગી અને તેના જેવી ખુબી આએ જેહાનની અંદર કોઇ પણ માણુસ ધરાવશે નહી. તેનાથી તુંને એક ઘણો ખુબસુરત બેટો અવતરશે, જેનાં પગની ખાકને આસમાન ચુમશે." આએ ખબરથી તે ચંપેલી જેવી સમનનાજ ખુશી થઇ હતી. તેણીનું દીલ છુપાછુપ ઉમેદ ભર્યું રહેતું હતું. તેણીને માટે આવેલા ઉમેદવારોને તે વધુવાર (ત્યાં) રહેવા દેતી હતી નહી. જેઓ આવતા તેઓને નીચા પાડીને તેણી (પાછા) મોકલતી હતી. તે નાજનીનને માટે તલબ કરતા આવનારાઓને તેણી મેદાનમાં (કુસ્તી રમતાં) એક શીંહની માફક જમીન ઉપર અફાલતી હતી.

## જમશેદ જાબુલમાં આવી પુગયો તે વીશે

જ્યારે જમશેદ જાબુલસ્તાનમાં આવી પોંહોચ્યો ત્યારે શેહેરનાં અંદરના ભાગમાં જવાનું તેણે દાનેશમંદી ભરેલું જોયું નહી. એટેફાક એવો બન્યો કે તે વખતે પાનખર રૂતુ હતી. ગરમ હવાને લીધે ઝાડોનાં પાતરાંથી જમીન ઉપર પીળો ગલીચો પંથરાયો હતો. સપર ચંદની છાતી લાલ જણાતી હતી અને પાતરાંઓનો દેખાવ પીળો

હતો. ડાળીઓ વાંકીટીકી અને પવનનો ફુકારો સરદ હતો. નદીઓમાં ધોધમાર પાણી વેહેતું હતું. નદીનો કીનારો તમામ ફુલોથી ભરઇ ગયો હતો. તેણે ત્યાં બસો સરોવરના ઝાડોની ઝાડી દીઠી. જંગલી રોપાઓ અને ચીનારનાં ઝાડોથી તે કીનારા ઉપર ખુબસુરત માંડવાઓ થઇ રહયા હતા. પાદશાહ જમશેદનું તે બાજુએથી જવું થયું. તેથી તેણે થોડો વખત તે જગ્યા ઉપરના છાયામાં આશાયસ લીધી. તે નદીની આગળ એક ઘણો રળીયામણો બાગ હતો, જેમાં તે (જાબુલના) પાદશાહની દાનેશમંદ બેટી રહેતી હતી. તેણી ત્યાં પોતાની સાહેલીઓ સાથે દારૂ અને મેવા ઉપર મજાહ અને ગમત કરતી હતી. તેટલામાં એક દાસી દરવાજા આગળ જોવાને ગઇ. તેણીએ બાગની અંદર જમશેદનો ચેહેરો જોયો. તે ચેહેરો એક જુવાનનો હતો અને તેની ખસલત નેક હતી. તેના ઉપર પાદશાહી નુર પ્રકાશતું હતું. તે (નો ચેહેરો) ગોલાબની સાથે હરીફાઇ કરતો હતો. ગુલલાલા સાથે કેશર અને કસતુરી ભેલઇ જાય તેમ તે (ચેહેરો) (ફુલોમાં) ભેલઇ જતો હતો. તેટલામાં જમશેદે તે ખુબસુરત ઓરતને જોઇ તેથી તેણીએ તેને પુછયું કે “તું છુપાઇને હમોને કેમ જોયચ? શું તુંને કાંઇ ફીકર નથી કે તું બાગમાંનો તમાશો જોયા કરે છે અને એક આશકની માફક તારાં દેલને શું કામ બાલીને કોયલો કરે છે? આએ બાનુઓની વડી જે બાગની અંદર ચંદ્રની માફક બેઠી છે, તે પાદશાહ કુરંગની બેટી છે.” તેણીને તે પાદશાહે એવો જવાબ દીધો કે “જો તું મને કાંઇબી પુછવા માંગતી હોય તે ના પુછ. હું એક ઉંધા નસીબનો ભટકતો પુરૂષ છું. રસ્તો ચુકવાથી (ઠાકને સબબે) મારૂં મગજ ફરે છે. ખરાબ તકદીરને લીધે મારૂ નસીબ ફરી ગયું છે. તોપણ આસમાનના ઉંધાં ફરવાથી મારૂ રવાન સુધર્યું છે. [1] આ દરાખના ખેતરનાં માંડવા ઉપર ઝુલતી દરાખ છે તેમાંથી દરાખના ઝુમખાઓને પાણીમાં નીચવીને આએ મીજલશ બનાવવાને

---

૧ હમેશાં પડતી દશા માણસને સુધારે છે અને તેને દુન્યાનો કહડેલ બનાવે છે. જમશેદને જાહોજલાલી વખ્તે ખોદાઇ દાવો અને મગરૂરી સુઝી હતી, પણ પડતી દસા આવ્યા પછી તે પોતાના ગુનાહનો ખરાં દીલથી પસ્તાવો કરતો રહયો હતો.

ઇચ્છતી શેઠાણીના હોકમથી તું મને લાવી આપ અને રસ્તાની ઠાકથી તું મારા જીવને રાહત આપ." તે દાસી હસી પડી અને દોડતી આવીને બાઇને કહેવા લાગી કે "એ મેહેરબાન બાઇ! દરવાજા આગળ ગમગીન ચેહેરો કરીને એક જવાન બેઠો છે. તેનો ચેહેરો જોઇ તું પણ કહેશે કે તે તારા કરતાં વધારે ખુબસુરત છે. તેણે દરાખના માંડવાના છાયા હેઠળ પનાહ લીધી છે. તે લાલ શરાબની ત્રણ જામ માંગે છે. હુ જાણુતી નથી કે તે દારૂની અને જામની ખાહેશ શાને માટે કરે છે? તે ખાણાનું અને મેવાનું તો નામ લેતોજ નથી." તે માહાતાબનો ચેહેરો આ સખુનોથી ખીલી રહયો. તેણીએ દાસીને એવો જવાબ દીધો કે "જે નર દારૂ શીવાય બીજી ચીજ નહી માંગે તો તેવો પહરેણો અકલમાં પુરવીન હોવો જોઇએ. દારૂ, મીથાઇ, ખાવાનું અને વાજીંત્રોનો અવાજ જે (માણુસ) માંગે તે સારા ચેહેરાનો મોજીલો, મીજલસી અને ગાનારો હોવો જોઇએ.

## જમશેદની આગળ ફુરંગ પાદશાહની બેટી ગઇ તથા તેને માટે તેણીએ ખુશાલીની મીજલસ બનાવી તે વીશે.

તેણી પોતાની દાસી સાથે દરવાજા આગળ આવી અને બાગની અંદર જમશેદના દીદાર જોયા. તે જવાન દેખાવમાં ઇરાની હતો. તેની પેસાની પોહોલી હતી તથા કમર તંગ બાંધેલી હતી. દુખ અને બલાપાથી તેનો ચેહેરો ફીકો મારી ગયો હતો. કાગડાના પીછની માફક તેનું તન ધુળથી કાલું મારી ગયું હતું. તેણીના દીલની અંદર દયાએ એવી તો જંગ મચાવી કે તેણીના જાનની અંદર અક્કલની જગ્યા કમ થઇ ગઇ. તેણીના બે હસ્તા ગાલે ગંભીરાઇ પકડી તથા તેણીની તલવાર મીયાનમાં ચમકવા લાગી. જવેરાત પેહેડેલી ઓરતના ઘરેનામાંનાં જાણે બે માણેક તેણીની શોધ કરતી આંખમાં ગોયા બંધઇ ગયાં હતાં. તેણીએ જમશેદને કહ્યું કે "એ રસ્તાની રંજથી થાકેલા પુરૂશ! તું આ ઝાડની નીચે શામાટે બેઠો છે? તથા શાને માટે વીશામો ધર્યો છે? શું તું આએ જગ્યાએ કોઇને સોધવા આવ્યો છે કે એ રીતે બાગની અંદર ભટકતો ફરે છે?

અથવા તો શું તું આએ દાસીઓને માટે અત્રે આવ્યો છે કે તેઓને જોઇને તુંને દારૂની જામની યાદ આવી જાય છે? અગર જો તેં દારૂની ખાહેશ ઉપર દીલ ધર્યું છે તો ચાલ આવ અને આએ દરવાજાની અંદરથી દીલખુશ બાગમાં દાખલ થા." તેણીને જમશેદે જવાબ દીધો કે "ઓ ખુબસુરત ચેહેરાની પુતલી! તારી મેહેરબાનીથી દરેકના દીલમાં મેહેરબાની ભરેલી છે. શું તું એક પાદશાહની બેટી છે? યાતો શું તારો બાપ લશકરની અંદર મોટી પડવી ધરાવે છે? અથવા તો મેવાની પરીક્ષા કરનાર કોઇ વેપારી છે? યા તો ખેતર ખેડનાર કોઇ ખેડુત છે? છેલ્લા બે (યાને વેપારી અથવા ખેડુત) પુશકળ ચીજો (યાને માલ અથવા પાક)થી ખુશી થાય છે. પણ તેઓ માણસાઇ રીતભાત અને તોખમ સમજતા નથી. સેપાહ પોતાની મરદાનગીનો હુનર દેખાડે છે પણ પાદશાહી તોખમનાઓ ઉંચા ખવાશથી માલમ પડી આવે છે. તું આએ ચાર ખવાસમાંથી કયા ખવાસની છે તે બોલ અને ખુશાલી સોધતાં દીલને રાહત આપ." તે જાબુલી પુટલી બોલી કે "આએ ચારમાંથી હું પાદશાહજાદી શીવાય બીજી કોઇ નથી. જાણ કે મારો બાપ જાબુલસ્તાનનો પાદશાહ છે. તે મારા શીવાય બીજું દીલનું પ્યારૂં (ફરજંદ) ધરાવતો નથી. તેની સાથે મને એવો બંદોબસ્ત થયલો છે કે જેની ઉપર મારી ખાહેશ થાય તેને હું મારા ભરથાર તરીકે પસંદ કરૂં. તું આવી જગ્યા ઉપર અને નદી કીનારા ઉપર ના બેસ પણ આએ ખુશનુમાં બાગની અંદર આવ અને તે (ફરીને)જો. અગરજો તું દારૂની ખાહેશ અને દારૂનો શોખ રાખે છે તો દારૂબી છે અને ગમ વીસરાવનાર પુટલી (સમનનાજ) પણ છે." તેણીની દીલચાલથી જમશેદ પેહેલેથી વાકેફ હતો, તેથી તેણીનો ચેહેરો અને તેણીનું બોલવું ચાલવું તેને પસંદ પડયું હતું. તેણે દીલ સાથે વીચાર કીધો કે અહીંનો પાદશાહ આએ મેહેલમાં નથી અને તેણી મારી છુપી વાતથી જાણીતી થશે તો કાંઇ ધાસ્તી નથી. જેની ચાલ આ દુન્યામાં બદ હોય છે, તે દરેક જન ઉપર બદગુમાન અને શક આવે છે. અક્કલમંદ અને નામદારી ભોગવનાર માણસો એકમેક સાથે ફીદાગીરીથી

રહે છે. તે સરોવરના અને જંગલી ઝાડોના છાયા હેઠેલ જમશેદ આગળ ચાલ્યો અને બીહીક તથા ઉમેદ સાથે બાગમાં દાખલ થયો. તે નામદાર પાદશાહજાદી સાથે જહવેરાતથી જડેલા મેહેલના બાગમાં મરોરથી આગળ ચાલ્યો. બાગમાં હરેક જગ્યાએ તેણે સીધાં સરોવરો જોયાં. તેણે ઝાડોની દાંખલીઓ સંતરા અને બીજાં મોત્રાં ફળોથી ભારી થયલી દીઠી. દારમ તથા સપરચંદ ગોલાબી રંગના દેખાતા હતા. પેહેલાં (યાને દારમ) ઉપર જાણે તલવારનો જખમ થયો હતો અને બીજાં (યાને સપ-રચંદ) ઉપર લોહીના દાધ પડયા હતા. તે જમશેદ દીલની ખુશાલી સાથે આગળ ચાલ્યો. જેમ ભટકતું તીતર ચાલે તેમ તે બાગમાં ભપકા સાથે ફરવા લાગ્યો. જેમ સરોવરનું ઝાડ ચંદ્ર સાથે ગેલ કરે તેમ આએ ચાંદ (સમનનાજ) ઉપર કસ્તુરીનું તાજ છાયદો કરતું હતું. જેમ વરસાદની કમાન અમબરની ઉપર ખેંચાય છે તેમ તેણીના વાંકદાર બાલના જુલફાં હવામાં અમબર પાંથરતાં હતાં. ત્યાંથી તેઓ મોટા ફુવારા આગળ આવી પોહોંચ્યા જ્યાં ફુલોનો એક ગાલીચો પંથરાયલો હતો. તે કેઆની પાદશાહે આવી ખુબસુરત જગ્યા જોઇ તે ફુવારાનું એક ખુણું (બેસવાને માટે) પસંદ કીધું. ગોલાબ જેવા ચેહેરાની દાસીઓ બાહાર આવી અને જમશેદની આગળ આવીને સલામ કીધી. તે શાહજાદીએ પોતાના રેવાજ મુજબ ખાનાના ખુમચા અને દારૂ ત્યાં હાજર કરવાને ફરમાવ્યું. જમશેદે પોતાનાં દીલનો ગમ વીસારી નાંખ્યો અને ત્રણ દારૂની જામ નાન ભાંજવાની આગમચ પી ગયો.[૧] તેણે પેહેલી દાદારની યાદ કરવી સરૂ કીધી અને પછી ધીમેથી ખાવાનું શરૂ કીધું.[૨] તેનો આવો રંગ અને આવી બાજુ તથા દમામ અને ચેહેરો જોઇને તે ખુબસુરત છોકરી અજાયબીમાં ગરકાવ થઇ રહી હતી. તેનો દમામ અને મોભો

---

૧ આગલા વખતના ઇરાનીઓ દારૂ તરફ ઘણો શોખ ધરાવતા હતા. જમશેદ જેમ દારૂની સોધ કરનાર હતો તેમ તે દારૂનો શોખીન પણ હતો. તેનાથી તેના વારસોમાં દારૂ પીવાનો સોખ ઉતર્યો હતો.

૨ બાજ ધરીને જમવાનો ચાલ ઘણા જુના જમાનાથી પડયો હતો.

તેણીએ પાદશાહને લાયકનો દીઠો, પણ તે કોણ છે અને તેની બુનીયાદ શું છે તે તેણી જાણી શકી નહી. તેણીએ દીલ સાથે એવો વીચાર કીધો કે આએ અક્કલમંદ પુરૂશ કોઈ પાદશાહજ છે. પાદશાહને છાજે તેજ મુજબ તે બેઠો છે." ત્યારબાદ તેણીએ મોતીનો દાબડો ખોલ્યો. (યાને મોંહોડું ઉઘાડયું) અને પરવાલાં (હોઠ) તથા મોતી (દાંત)ને મીઠાસ (યાને મીઠું બોલવા) સાથે ભેલ્યાં. તેણીએ જમશેદને પુછ્યું કે "શું તું દારૂનેજ દોસ્ત ગણે છે અને દારૂ શીવાય બીજી કાંઈ ચીજ તુંને જોઇતી નથી! તેં નાન ખાવાની અગાઉ દારૂજ પીધો અને (બાગની) બાહારથી પણ તેં દારૂજ મંગાવ્યો." ત્યારે તેણીને જમશેદે જવાબ દીધો જે "હું તે (દારૂ)ને દુશમન ગણતો નથી. જ્યારે હું તેને મેલવતો નથી ત્યારે દલગીર રેહુછું. જે કોઇ અનદાજા સાથે દારૂપીએ છે તો તે પીધથી તે અક્કલ મેલવે છે. શાદીમાં દારૂ પીવો પરણતા છોકરાનો રેવાજ છે. તેને અક્કલ મેલવવાને માટે દારૂ એ પરણવાની ક્રીયાનો એક ભાગ છે. જે દારૂને પોતાની કીસ્તી બનાવે છે તે જોર મેલવે છે, પણ જે દારૂ સાથે સખતાઇ વાપડે છે તે જમીન ઉપર પટકાય છે. જેમ આફતાબ જમીનમાંની બોખાર બાહાર લાવે છે તેમ દારૂ દીલમાંની ગરમી અને ગમ બાહાર કાહાડી નાખે છે. જ્યારે દારૂ દીલનો સનગાર થાય છે ત્યારે તે પીનાર ચબરાક થાય છે. તેનામાં દારૂનો આતશ હુનર પેદા કરે છે. દરેક ચેહેરાની અંદર દારૂ મોઢું જોવાની આરસીની અસર કરે છે, કારણકે તેમાંથી ભલું યા બુરૂં જાહેર થાય છે. (યાને માણસ કેવી ખાશીયત ધરાવે છે તેની પરીક્ષા દારૂ કરે છે). અંધારાં દીલને માટેની રોશની તે દારૂ છે. જેનુ દીલ ભાગ્યું હોય તેની મુમયાઇ દારૂ છે. હીચકારાઓના દીલને દારૂ હીમતવાન બનાવે છે. કોહોલાંઓ તેથી શીંહના જેવા કામો બજાવે છે. કોઇપણ બદ માણસને દારૂ ભલાં કામો કરતો બનાવે છે. તે ફીક્કા ચેહેરાને ગોલાબી રંગનો બનાવે છે. મુગાં મોઢાંને તે જીભ આપે છે. ખખરી વખરી ગયલા બુઢાને જવાનીનો વખત આપે છે. દારૂ ખાનારની ભુખનો વધારો કરે છે અને તનમાંથી ઠાકને દુર કરે છે. હું રસ્તાની ઠાકથી ઠાકેલો હતો તેથી હું મારી ઠાક

ને દુર કરી નાખુ વાસ્તે તું મને શરાબ આપ અને તેને વાસ્તે સુનોથરા નાકર, તથા તારી મોટી મેહેરબાની જે મારી ઉપર છે તેને તું કમી ના કર. મેજબાનને ઘટે છે કે તરેહ તરેહવારનું ખાનુંપીનું હાજર કરે પણ તેને એમ કહેવું ઘટે નહી કે થોડું ખા યા ઘણું ખા. અગરજો મેજબાન મેહેરબાન હોય છે તો તે મેજબાને દુખના ઉપાય દેખાડવા ઘટારત નથી.” તેજ વખતે તે છોકરી હયા સાથે પાંમી ગઇ કે એજ ખોરશેદના ચેહેરાવાલો જમશેદ છે. તે નસીબને સંજોગે ભરાતો ફરે છે અને (હાલે) જેહાનમાં ઝોહાકનો હોકમ ચાલે છે. તે ઝોહાકે સઘલા લોકોને જમશેદના ચેહેરાથી વાકેફ કીધા હતા. તેનો ચેહેરો કપડાં ઉપર અને સીક્કાઓ ઉપર પડાવ્યો હતો કે જેથી જ્યાં તેને લોકો જેવો જોય તેવોજ તેને ઝડપથી પકડી લીએ અને બાંધી લીએ. તે છોકરી એ સઘલી બાબદથી થોડી ઘણી વાકેફ હતી, કે ઝોહાકથી જમશેદ ઉપર શું શું ગુજર્યું છે. તેણીની પાસે પણ એક ચીનાઇ બલુ રંગના રેશમી કપડાંનો ટુકડો હતો જે ઉપર જમશેદનો ચીતાર પાડેલો હતો. તે (ચીતાર) ઉપરથી તેણીએ તેની પરીક્ષા કીધી પણ તે ભરમ ખુલ્લો થવા દીધો નહી અને ખાંનાની મીજલસ સેવટ સુધી ચાલુ રાખી. ત્યાર બાદ પાણી અને ખુશબોદાર ગોલાબ જલથી તેઓએ હાથ ધોયા. પછી તેઓ સોનેરી કીલ્લા ઉપર સાથે બેઠાં અને દારૂ પીવાનું તથા ખુશાલી પાળવાનું કામ હાથ ધર્યું. જાબુલી રામશગરોને લાવવામાં આવી જેઓએ કાબુલી ગીતોનાં ગાયન વજાડીયાં અંમબરના સુગંધથી હવા થંભ થઇ ગઇ. ગાયનનો જાડો સાઢ હસી રહયો અને જીનો સાઢ ચીચવાઇ રહયો. માહાતાબ જેવા ચેહેરાની દાસીઓ પોતાના બાલ સમારીને સંનગારેલી પુટલીઓની માફક સફ સમારીને ઉભી. સઘલીઓ મજબુત બાંધાની હતી તથા સઘળીઓએ ઘરેણાં પેહેરેલાં હતાં. ખુશ કરનાર દારૂના વધારા સાથે તે શાહે તે માહાતાબ સાથે (દારૂની) જામ અદલ બદલ કીધી હતી નહી તેટલાંમાં એક કબુટરનું જોડું તીતરની માફક સરોવરના ઝાડની ડાલી ઉપરથી બાગની દીવાલ ઉપર આવ્યું. જેમ

નર અને માદા ગાય એકમેક સાથે કુસ્તી રમતાં તકકર જીદે તેમ ગરદન ઉંચી અને ધીલી રાખી વાંસલી વજાડનાર પોતાનું ગલું ફુગાવે તેમ ફુગાવી (તેઓ તકકર જીલતાં હતાં); તથા જેમ બે પ્યારાંઓ પોતાના ગાલ એકમેક સાથે લગાડે તેમ તેઓ પોતાની ચાંચ સાથે ચાંચ અડકાવતાં હતાં. તે બંધે કબુતરના આવી રીતે સાથે ગેલ કરવાથી તે પરી ચેહેરાની ઓરત જમશેદ આગળ શરમઇ ગઇ.

## કુરંગ પાદશાહની બેટી સાથે જમશેદે તીર ફેંકવાની અજમાએશ કીધી તે વીશ.

તેણીએ તીરના ભાઠામાંથી તીર ખેંચ્યો તથા ચાચી કમાન લેઇને જમશેદને કહયું કે "ઓ મારા નામવર પરોણા! આએ બે કબુટરોનું જોડું બનેલું છે તેમાનાં કયાંને આએ તીરથી હું ચોરી લેઉ?" ત્યારે જમશેદે એવો દાનેશમંદી ભરેલો જવાબ દીધો કે "એ બોલો ખેંચી લે. એમ (બોલવું) તુને લાયક નથી. આવા નાલાયક સખુનો બોલવા કરતાં પાક અને સોભા ભરેલું બોલ. તું ડાહાપણવાળી થા અને અને પછી સખ્ત બોલ. તું એક ઓરત છે અને મર્દ તરીકે હું (આહીયાં) એખતો છું. તેટલા માટે તુંને મારો અંદાજો કરવો જોઇએ. અગર જો કોઇ ઓરત હીમત-વાન હોય અને તે જોરાવર હાથની હોય તોપણ તેમ હોવા છતાં તે એક અરધોજ મર્દ છે. જે ઓરતો આવી ખુશી સાથનો હુંનર ધરાવતી હોય તો તે સારા સખુન બોલનારી અને પહેરેજ-ગાર હોવી જોઇએ. ઓરત હુંનર ધરાવે છે તો મર્દ તેથી વધારે ધરાવે છે. દુન્યામાં મર્દ ઓરત કરતાં ચઢીયાતો છે. સજાવાર ત્યારે ગણાતે કે પેહેલાં એ હુંનરમાં તું મારી અજમાયશ કરતે. થોડો વખત તું મને આએ તીર અને કમાન આપ કે આએ બે કબુતર-માંનાં એકને હું હેઠે લેઇ આવું. જયાંસુધી હું એકને હેઠે ફેંકીશ નહી ત્યાં સુધી તું માફ માંગીને ઠેકાણે આવશે નહી." તે દીલ આરામ (સમનનાજ)નો ચેહેરો શરમ ઉપજવાથી ગુલલાલાની

માફક શતો થઇ ગયો. તેણીએ જમશેદની મેહેરબાનીની ખાહેશ કીધી અને તેની આગળ કમાન મુકી તેની માફી ચાહી. જયારથી જમશેદે તેણીને જોઇ ત્યારથી તેણીની નેકી તેણે પીછાની હતી. તેણે તેણીની ખુશ જબાનથી અને સારા ખવાશથી ખુશી થઇ તેણીની યાદમાં દારૂની જામ ઉઠાવી. ત્યાર પછી કમાન ઉપર તીરનો ચીલ્લો ચહડાવ્યો અને બોલ્યો કે "અગરજો તે માદાની બે પાંખ છે તે છતાં તે કમ અકકલી (કબુતર) ની માદાને હુ છીનવી લેવશ." તે માહાતાબે જમશેદની મુરાદ જાણી લીધી અને તેનો અર્થ પાંમી ગઇ. તે શાહે જેવો તીરને કમાન ઉપર ચહડાવ્યો કે તે સેંકડો ઉમેદ ધરાવનાર કબુતરને તેણે જખમી કીધું. અલેફની સુરતનો તીર નુન અને દોલની[૧] સુરતની કમાનમાંથી છુટો અને તેની બેઉ પાંખને સીવી લીધી. તે માદા નીચે તુટી પડી અને નર ઉડી ગયો. (પછી) તે (જમશેદ) જે જગ્યાએ તેણે આરામ કીધો હતો ત્યાં પાછો આવ્યો. જાબુલની અંદર એવું જોર અજમાવનાર કોઇ હતો નહી કે જે આવી કમાનથી તીરને નેમેલી જગ્યાએ મોકલી શકે. તે પીઆરીએ જાણી લીધું કે આએ નામીચો પુરૂષ તેમુરસ દીવબંદનો છોકરો હોવો જોઇએ. તેના ભપકા અને હુશીયારીની ઘણીક તારીફ ગાઇને તેની યાદમાં તેણીએ એક દારૂની જામ નોશ કીધી. તેની પોહોલી છાતીથી તેણી અજબ થઇ ગઇ. તેણે (વળી) કમાન ઉચકીને પોતાનો હાથ પણ અજમાવી દેખાડીઓ. તેણીના ભવાંના જેવી વાંકી કમાન તેની બાજુના જોરથી સીધી થઇ ગઇ. તેનાં ભવાંની કમાનની નીચેની કમાનને (સીધી થયલી) તેણીએ જોઇ તેથી તેણીના દીલમાં નવા શકો પેદા થયા. "અગરજો તે માંદાની બે પાખ છે તે છતાં તે કમ અકકલી (કબુતર) ની માંદાને હુ છીનવી લેવશ," એવા તે પાદશાહના અર્થ ઉપરથી તે જોડાંની ખાહેશ રાખે છે (એમ તેણી સમજી). તેથી જમશેદ જે બોલ્યો તે ઉપર તેણીએ વીચાર કીધો. પછી તેણીએ તે કબુતર ઉપર છુપી રીતે તીર છોડયો અને તેના દીલને તંગ રીતે સીવી લીધું. (તેણીને તેમ કરતાં જોઇને) તે જમશેદ પાદશાહ અચરતી

---

૧ ફારસી ભાષાનો પહેલો અક્ષર 'અલેફ' સીધા કાપાની માફક લખાય છે તેથી તે અક્ષરને હાં તીરની સાથે સરખાવ્યો છે અને 'નુન અને 'દોલ' અક્ષરો કમાનની માફક વાંકા લખાય છે.

માં ગરકાવ થઇ ગયો અને તે નેક પગલાની (ઓરત) ઉપર ઘણી આફ્રીન કીધી. જયારે તીર કમાનનું કામ પુરૂં થયું ત્યારે તેઓએ એક નવી મીજલસ બનાવી. તેઓએ સઘળા ગમને દારૂથી હવાને સોંપી દીધો. એક પછી એક જામ ઉઠાવી તેઓ એકમેકની યાદ લેતાં હતાં. ખુશાલીથી તે નદીમાં પણ ફીણ આવવા લાગ્યું. બાગમાનાં ફુલો વીખરાઇ પડયાં. નદીના અવાજમાંથી ગાયન પેદા થયું અને તે આએ પ્રમાણે પાદશાહી સરોદ ગાવા લાગ્યું. “ઓ સાકી! ૧ તું જેહાનને દેખાડનારી જામ આપ કે જે હમારી એઓ હમોને દેખાડે. ઓ બોલકની માસુક! હમારી આગળ એક ગજલ ગા, કે જે હમારી હાલતને લાગુ પડતી હોય. તારો દમ જે આપી શકતો હોય તે દારૂ લેઇ આવ કારણકે ઘણા લોકોના દીલ દમથીજ પડી ભાગ્યાં છે.”

તે ગોલાબી ચેહેરાની પુટલી તે કેઆની જમશેદના કામથી વીચારમાં પડી હતી, તેથી તેણી દારૂ પીતી હતી. ત્રીસ વીધ્યા વગરના મોતી કે જે તેણી પોતાની પાસે રાખતી હતી તે (મોતી) ઓને તેણી વીધાવતી હતી નહી પણ પોતાની પાસે બાંધેલાં રાખતી હતી. ૨ તેટલાવારમાં તે મંત્રમાં પુરવીણ જાદુગર ઓરત કે તેણીની રાહબર અને દાઇ હતી તેણી મેહેલમાંથી બાગમાં મેજબાનીમાં ભાગ લેવાને આવી. પણ જયારે દુરથી તેણીએ જમશેદને જોયો ત્યારે તેણી હેરત પાંમી. તે દાઇએ પોતાની દયાવંત શેઠાનીને ખાનગી રીતે પુછયું કે “આએ તારો મેહેમાન અત્રે કયારે આવ્યો તે મને કહે. મારો વીચાર પુગે છે તે પ્રમાણે તે પેલોજ પાદશાહ છે જે હવે પછી તારો યાર અને દોસ્ત બનશે. એનાથી પરવરદેગાર તુંને છોકરો આપશે કે જેના નસીબને માટે મેં તુંને પેહેલેથી ચેતાવી છે.” તે ખુબસુરત ઓરત જમશેદ ઉપર પીઆર ઘેલી થઇ રહી હતી, પણ આએ ખબરથી તો તેણીના પ્યારમાં વધારો થયો.

---

૧ દારૂ પીરસનાર મરદ યા ઓરત.

૨ સમનનાજ એ મોતીઓ શાને માટે રાખે છે તેની મતલબ સાથરે ખુલ્લી રીતે સમજાવી નથી. કદાચને તે મોતીઓ તેણીની જાદુગર દાસીએ આપેલાં હોવાં જોઇએ.

તેણીએ (દાસીએ) વળી એવું કહયું કે "જો આએ ખરૂં હોય તો મારી એક એવી ખાહેશ છે કે તું શાદીની માંગણી કર. જયારે ઉમેદવારને કાંઇપણ દુખ હોતું નથી ત્યારે તેનો વીચાર ભલી ઉમેદો ઉપર હોય છે. માટે તે ભલું રંગનું રેસમી કપડું, જેની ઉપર જમશેદની તસવીર ચીતારેલી છે તે તેની આગળ લેઇ આવ. ૧ (તેણીના ફરમાવ્યાથી) દાસી તે ભલું રેસમી કાપડું લેવાને ગઇ અને ત્યાં લાવીને તેઓની વચ્ચે ખુલ્લું મુકયું. તું કહેશે કે તે રેશમી કપડાં ઉપર જમશેદનો ચેહેરો હતો. તે ગોયા ખોરશેદનુંજ કુંદાલું હતું. જયારે તે પાદશાહે તે કપડાં ઉપરનો ચેહેરો જોયો તેવોજ તે ગમગીન થઇ ગયો અને તે વીચારમાં પડયો. જાણે ચેહેરામાં અને એક મલતાપણામાં તે પોતેજ હતો. પોતે હીલચાલ કરતો હતો તે શીવાય તેનામાં (ચીત્રમાં) બીજો કાંઇ ફરક હતો નહીં. તું કહેશે કે તેની આગળ એક આરસીજ રાખી હતી કે જેમાંથી તે પોતાનો રોશન ચેહેરો (પાછો) જોતો હતો. (તે ચીત્ર જોતાંજ) તેને તખત અને પાદશાહી યાદ આવી ગઇ. તેને પેલા બદખાહ (ઝોહાક)એ ખાલી કરી મુકયો હતો. અફસોસથી તેનું દીલ દુખનો દરીઓ થઇ પડયું અને તેની આંખો વરસાદનું વાદલ થઇ પડી.

## કુરંગની બેટીએ જમશેદને પીછાન્યો તે વીશે.

તેની બે આંખોએ ગમથી લોહીના આંસુઓ રેડીઆં. તે દીલ આરામ સમનનાજે તેને રડતાં જોયો, તેથી તે માહાતાબના ચેહેરાનીએ કહયું કે "ઓ પીઆરા? આએ રેશમી કપડાંથી તું શાને માટે ગમગીન થાય છે? જયારે તું દારૂ પીતો હતો ત્યારે તારૂં દીલ ખુશાલ હતું ત્યારે હમણા ગમ શાનો કરે છે? અને આંસુ શાને માટે પાડે છે? શું તારી મેજબાન દીલને ખુશાલી આપનાર નથી? શું હમારા દીદારથી તું આજ રાત્રે દલગીર છે.?" તે નામવર પાદશાહે જવાબ દીધો કે "ઓ માહાતાબના ચેહેરાની ઓરત! જેને અંદેશો હોય નહી તે માણસ કહેવાય

૧ જમશેદને પકડવાને માટે ઝોહાકે દેશોદેશ જમશેદની સબીઓ તેને ઓલખી કાહાડવાને માટે મોકલી હતી તે સબી હોવી જોઇએ.

નહીં. દુખનો વખત નહી હોય તે વખતે હસવાના કરતાં દુખને વખતે રડવું બેહેતર છે. તું ગમે એટલી (દેશેદેશ) ફરશે અને શોધશે તો પણ તું દુન્યાની અંદર દુખ વગરના માણસને જોશે નહી. તુંએ બે સખશને અંતકરણથી માફ કરવા જોઇએ અને તે બે સખશોને હલકા અને બીસાડ વગરના ગણવા જોઇએ નહી. એક દુન્યાની અંદર અક્કલમંદ ભલો સખશ છે જેની ઉપર બુરા સખસને હાથે જેહાન રૂઠે છે. બીજો તાજ અને તખત ધરાવનાર પાદશાહ છે જેની ઉપર ખરાબ વખત ઉલટે છે અને ફકીરી હાલતમાં આવી પડે છે. આ રેશની કપડું જોવાથી મારૂ દીલ દલગીર થઇ ગયું છે કારણકે તેની ઉપર હુ શાહ જમશેદનો ચેહેરો જોઉછું. તેથી મને તેના ભપકાની, તાજની, મોટાઇની, પાદશાહીની અને અક્કલની યાદ આવી હતી. હુ આસમાનની બદ ચાલથી અજબ થાઉછું કે આવા મોટા દરજજાના માણસ ઉપર દયાએ શાને માટે વાદલનો પરદો કીધો છે? અફશોસ કે આવી સત્તાવાલો પાદશાહ તાજ અને તખત ખોહી બેઠો છે. એક બદશીકલના પુરૂષ (ઝોહાક) ને જેહાનનો પાદશાહ બનાવ્યો છે કે જેના ખંભાં ઉપર સાંપ છે અને જેનો ચેહેરો દેવ જેવો છે. કોણ જાણે છે કે હાલે તે જમશેદ જીવે છે યા મરી ગયો છે યા તો તેને શીહે ફાડી ખાધો છે કે વાઘે ખાઇ નાખ્યો છે. આવા મોટા દરજજાવાલા માણસ ઉપર એથી વધુ શીતમ શું કહેવાય? દુઃખ ખમવાના કરતાં તે ખવાઇ ગયલો સજાવાર ગણાય. આવા અકકલમંદ શખશે જીવ્યાના કરતાં અને બદબખતી ભોગવ્યાના કરતાં મોતજ તેને માટે ચહડતું ગણાય. તોપણ જમાનાની ચાલ સરૂઆતથીજ આવી છે. તે દાદ અને બેદાદી જોતો નથી. જમીન જમાનાને માટે નીશાન લેવાની તખતી (target) જેવી છે. નીશાની તે આપણું તન છે. આસમાન તેની કમાન છે. તેના જખમથી આપણે સઘલાં ઘાયલ થયલાં અને દુખી છીએ. જોકે જખમ જાહેર દીસે છે પણ લોહી બાતેનમાં રહે છે.” એટલું કહેતા પછી તેની આંખમાં આંસુ આવ્યાં અને પીલાં સોના (ફીકકા ગાલ) ઉપરથી પીગલાવેલાં મોતી (આંસુ) પડવા

લાગ્યાં. તે દીલજીત સમનનાજનું મોહું, દુઃખથી ફીકકું મારી ગયું. તેણીના પાપનમાં પાણીના વાદલાં ભરાયાં અને ગાલ ઉપર પાણી વેહેવા લાગ્યું. તેણીની આસપાસ જે (દાસી)ઓ હતી તેઓને ત્યાંથી જતી રહેવા તેણીએ ફરમાવ્યું. તેણી, તેણીની દાઇ અને જમશેદજ ત્યાં ફક્ટ રહયાં.

## કુરંગ પાદશાહની બેટીએ જમશેદ સાથે વાતચીત કીધી તે વીશે.

જ્યારે તે જગ્યા (દાસીઓથી) ખાલી થઇ ત્યારે તે મહાતાબના જેવા ચેહેરાની ઓરત ઉભી થઇ અને આજુજીની ધપે તેને કહ્યું કે, "ઓ ખરેખરા પાદશાહ (જમશેદ)! મારાં દીલની અકકલ છુપી વાત એવી રીતે ખુલ્લી કરે છે કે તુંજ તે બખતાવર ખાનદાનનો જમશેદ છે. હુ લાંબો વખત થયો તારી મોહબતમાં સપડાયલી છું અને તે ખ્યાલી જંજીરમાં મારૂ દીલ સીકરાયલું છે. આ તારો ચીતાર જો. એ મારૂં ખેંચાન છે. આએ રેસમી કપડું મારે માટે ગમ વીસરાવનાર છે. હાલે હુ તારીજ છું. જો તું મને કબુલવા માંગતો હોય તો તું મારી રસમ પ્રમાણે મારી સાથે લગન કર. દીલની આશા મને એવીજ રીતે ઉશકેરતી હતી કે કોઇ દીવસે પણ તુંને જોવાનો દાહાડો હું જોઇશ. અગરજો તું પણ તારાં દીલથી મને જોશે તો હુ મારો જીવ તુંને આપીશ. હુ મારાં આએ તનને ખાક બનાવશ કે તારા પગ તે ઉપરથી ચાલી જાય." એમ કહેતાંજ તેણીની કાલી આંખોમાંથી સેતારાઓ ચમકવા લાગ્યા અને માહાતાબને ધાંકી નાખ્યો. તે પાદશાહે જવાબ દીધો કે "અગરજો તુંને જમશેદનીજ ખાહેશ છે તો તે હું નથી; જોકે હું તેના જેવોજ લાગું છું. માણસોમાંથી તેના જેવા ઘણા મલશે તોપણ તેઓની બોલવાની જબાન સરખી હોતી નથી. દરેક હરણની દુતીમાં કસ્તુરી હોતી નથી. દરેક સોપમાંથી સરસ મોતી નીકળતાં નથી. ઓ દીલપજીર ઓરત! તું અચ્છી રીતે ગુમાન લેઇ ગઇ છે પણ તે ગુમાન તીર ન થતાં કમાન બની છે. તું આવી

ને ફીકર રીતે મને જમશેદ ગણું છે પણ જાણુ કે મારૂ નામ તો માહાન કુહી છે." તે દીલને તોડનાર માહાતાબે જવાબ દીધો કે "શું તું ભુલથી ખોરશેદને ઘાંકવાની ચેતરણ કરે છે? કોણ કહે છે કે જેહાનની અંદર તારૂ નામ માહાન છે અને ખોરશેદના જેવો જમશેદ પાદશાહ તું નથી. તારૂ શાહાનશાહી નામ અને બુનીયાદ અગર જો તું છુપાવશે તોપણ શેહેનશાહી નામ અને દમામ છુપો રહી શકતો નથી. અગર જો વાદલ દુન્યાને દીપાવનાર (સુરજ) ને ઘાંકી નાખે તોપણ દાહાડાની રોશની છુપી રહી શકતી નથી. ચરંદા અને પરંદા તુંને પ્યાર સાથે યાદ કરે છે કારણ કે તું ખોરશેદના ચેહેરાનો જમશેદ છે. તારી નેક શીકલ આ (કપડાં) માં છે. આએ રેસમી કપડું જે તારી આગળ છે તેજ (સાબેતી) બસ છે. આએ બુઢી ઓરત મારી માયના જેવી છે. તે જડપથી ખરેખરી તરફ કરનારી છે. તેણીએ તારો તમામ ભરમ મને દેખાડીઓ છે અને કહ્યું છે કે તારાથી મને એક છોકરો અવતરશે. એક દોસ્ત કે જે તારી આગળ સરોવરના જેવી ખુબસુરત છે અને તારી બગલમાં તે ચાંદના જેવી છે તેવા સંબંધથી તું શાને માટે દુર નાહાશે છે? આવી બેહેસ્તની ખુબસુરતી ધરાવનાર પરી કે જેનો ચેહેરો જોવાથી તું ગોયા પોતાને બેહેસ્તમાં ગયલો ગણશે તેને શું તું પસંદ કરતો નથી? ખુબી સાથની અને ભલી ચાલવાળી હુ અકકલ ધરાઉ છું. ત્યારે શાને માટે તું બાહાનું કાહાડે છે કે હું પસંદ આવતી નથી? ખુબીવાલી ખુબસુરત ઓરતો મારૂં કામ કરનારીઓ છે, જેઓ શેકાર કરવામાં દલેર મર્દના જેવી છે. તું ખુશીના દીવસને દલગીરીનો દીવસ ના બનાવ. જેહાનને ખાતર તું તારાં દીલને બંદમાં ના શીકરાવ. જેહાન ફરેબ આપનારી જાલ ધરાવે છે. દીલનો લોભ તે (જાલ) ના (લલચાવવાને માટે મુકેલા) દાના છે અને હવસ તે તેનું છટકું છે. જે કોઇ તે જેહાનનો તાબેદાર થાય છે તેને તે આએ જાલ તરફ ખેંચે છે. તેની જાલમાં ઘણા જવાન માણસો ફસી પડયા છે. તે (જેહાન) તો પોતાની જગ્યાએજ રહે છે અને આપણે ચાલ્યા જઇએ છીએ, તે (દુન્યા) આ-

પણા જેવાઓને શાહાડાની ચાલની મારફતે પુરા કરી નાખે છે (તેટલા માટે) તું જયાંસુધી અહીંયાં (આએ જેહાનમાં) છે ત્યાં સુધી ખુશી સાથે રહે અને ગમ ના ખા. જ્યારે તું અહીંયાંથી જશે ત્યારે તું બીજી વખત પાછો ફરશે નહીં." એટલું કહીને તે ગુલાબની પાતરી ઝાકલથી ભરાઇ ગઇ (યાને સમનનાજે રડવા માડયું અને તેના ગોલાબ જેવા ગાલ આંસુથી ભીંજાઇ ગયા). તેણીના લોહીના આંસુથી તેણીના પેહેરનની ઓંચ લાલ થઇ ગઇ. તેણીની બે આંખો મોતીનો વરસાદ વરસાવતા વાદલાં થયાં. તેના વરસાદથી ચંપેલીની પાંતરીઓ ધોવાવા લાગી. જમશેદનું દીલ તેણીની આટલી બધી ખાહેશથી નરમ થયું, તેથી તેણીને કહયું કે "ઓ અકકલ અને શરમના ખજાના! હું મારો ભરમ એટલા માટે બાહેર નહી લાવ્યો કે હું મારા જીવને માટે બીહું છું કે (તેમ કરી) મારી ઉપર ગમને લાવી નાખશ. હુ મારાં નસીબથી બીહું છું કે જે મારો દોસ્ત નથી. તેમજ વળી હું તારાથી બીહૂં છું કારણકે ઓરતના દમમાં ભરમ રેહેતો નથી. ઓરતને માટે પેલા દાનાવે એવી વાત કહી છે કે 'ઓરતના મંદલમાં કદીબી ભરમ ખોલ્લો કરવો નહી. બોલાયલો બોલ એક પક્ષીની માફક છે અને મોહોડું જાલની માફક છે. જયારે તે (બોલ) જાલમાંથી (મોહોડામાંથી) છુટો થાય છે તો તે જ્યાં ગમે ત્યાં બેસી જાય છે.' વળી અગરજો તારો બાપ મારે વાસ્તે જાણીતો થાય તો તે કમીનો બનશે અને ચીજ (યાને પૈસા) ને માટે તે મારો દુશમન થશે. મોટાઇ મેળવવાના લોભથી તે મને સાચવી રાખશે અને નાપાક ઝોહાકને મને સોંપી દેશે. જે કોઇને જુદાઇનો ડર કે શરમ નહી હોય તો તે પોતાને મનમાં જે ગમે તે વીચાર આવે છે તેમ કરે છે. તે જલ્લાદને કહેશે કે "તુરતજ રવાનને મારા જાનમાંથી જલદીથી બહાર લાવ. ખાલી હાથવાલો (ગરીબ) જે ફીકરથી અને દુખથી નચીંત હોય છે તે દોલત અને ગંજ ધરાવવાની ફીકર કરનારના કરતાં ઘણે દરજજે ચઢતો ગણાય છે." તે શાહાજાદીએ જવાબ દીધો કે "ઓ જમીનના શાહ! હરેક ઓરતને બે દીલ અને એક જબાન હોતી નથી. બધા-

જ માણસો એક ખવાશના અને એક ખાહેશના હોતા નથી. માણસના દશ આંગલાં એક સરખાં હોતાં નથી. જ્યાંસુધી હુ જીવતી છું ત્યાં સુધી કોઇપણ તુંને આજાર દેશે નહી. તારા રંજ અને દુઃખને હું હાંકી કાહાડશ. હું તારો આએ ભરમ દાહાડો અને રાત એવી રીતે સાચવી રાખશ કે જાન શીવાય તે હોટ બાહાર હરગેજ આવશે નહી. જગની અંદર તારો બચાવ કરનાર કોઇબી શખશ હુ ધરાવતી નથી. સઘળા તારા દુશમન છે. ફકટ હુંજ તારો દોસ્ત છું. તું મારી આગળથી જતો ના, પણ અહીંજ ખુશી સાથે રેહેજે. એમ નહી બને કે કેઠે તું જાલમાં સપડાઇ જાય. જેનું નસીબ મુબારક હોય અને તે તાજ અને તખત ધરાવતો હોય પણ તે જ્યારે સંતોષી નહી હોય તો તે ઊંડા ગારમાં તુટી પડે છે. માટે ઓ નામદાર ! હું તુંને હવે વચન આપુ છું કે હું તારી ગુલામ થઇ રહેવશ અને તું મારો પાદશાહ થઇ રહેજે. તું (મારી સાથે) શાદી કર અને અહીંથી જતો ના, કે જેથી યજદાં તુને નવેસરથી નવાજશે. એક મોબેદે પાદશાહને એવું કહ્યું છે કે 'રાત પછી દીવસનો હીંગામ આવે છે.'' આથી તે પાદશાહે તેણીને પુશકલ કાલાવાલા, સોગંદ અને કોલથી બાંધી લીધા પછી તે ફીકર ચીંતાથી નીરાંત પામ્યો.

## કુરંગ પાદશાહની બેટી સાથે જમશેદે નેકા કીધા તે વીશે.

એવું ધાર કે તે જમાનામાં ખોદા તરફનો પેગમબર હેઉદ [૧] હતે તો તે પોતાના રેવાજ મુજબ તે (જમશેદ)ના નેકા તેણી (સમનનાજ)ની સાથે બાંધતે. તેઓએ એકમેકના હાથ હાથમાં લેઇને નેકા કીધા. તે બોલ્યો કે ''યજદાં આપણુના કામનો ગહવા છે, જે આપણા પાક જીવનો માલેક છે. જ્યાંસુધી આ ફરતું આસમાન (હસ્તી ધરાવે) છે, જ્યાં સુધી ગ્રહો અને સેતારાઓ (હસ્તી ધરાવે) છે ત્યાંસુધી આપણા કોલ કરાર અને સોગંદ આપણુને બાંધી

---

૧ હેઉદ નામ એક પેગમબરનું છે જેને અરબો હેબરને નામે ઓલખે છે.

શખશે, અને આપણું દીલ આપણા લગન કબુલ રાખશે." ત્યાર બાદ તેઓએ એક નવી મીજલસ બનાવી અને ત્યાં દારૂ આપવાની અને વાજીંત્ર વજાડવાની બાજી શરૂ થઇ. ખુશાલીમાં તેઓ દારૂની જામ ઉપર જામ ઉડાવવા લાગ્યાં. એ પ્રમાણે ખોરશેદ આઠમને આવી લાગ્યો (યાને સાંજ પડી) ત્યાં સુધી ચાલુ રહયું. ત્યાર બાદ મોઘા ભાવના સંગેમરમરના પથ્થર ઉપર ગલીચો બીછાવેલો હતો ત્યાં તેઓ ગયાં. તે માહાતાબના મેહેલમાં જમશેદ છુપાયો. તે સોનેરી મેહેલમાં એક જગ્યા (તેને માટે) સંગારી. તે બંધે નામવરો ત્યાં પ્યાર કરતાં બેઠાં. એ પ્રમાણે દીવસો અને રાતો પસાર થવા લાગ્યાં. તેઓ ભેગાં મલીને ખુશીની મીજલશ બનાવવાનું પસંદ કરતાં હતાં અને ત્યાં દારૂ અને વાજીંત્ર સાથે ખુશાલી પાળતાં હતાં. જવાની અને એશઆરામ સાથે જ્યારે તેઓ ચાહાતાં ત્યારે ખુશાલી સાથે આએ ત્રણ (દારૂ, વાજીંત્ર અને ખુશાલી) પાળતાં હતાં. જ્યારેથી તેઓ ભેગી મીજલસ બનાવતાં ત્યારે તેઓ મોહોરાંની રમત અને દારૂ પીવામાં ગુંટાયલાં રહેતાં હતાં. જ્યારે તે ઓરતને પાદશાહ સાથે લગનમાં જોડાયાને એક મહીનો થયો ત્યારે તેણીના બાગે બાહારમાં એક નવું ફુલ ખીલવા માંડયું (યાને તેણીને હમેલ રહયા). તેણીનો જીવ કાંઇબી કામ કરતો ત્યારે એક ચેહેરા હેઠેળ બે જીવ હાજર રેહેતા હતા. હુનરના આકાશ ઉપર એક નવો ચાંદ દેખાવા લાગ્યો અને તે ગોહરથી જમીન દીપવા લાગી. આસમાનના દોરથી અને દુન્યાના ફરવાથી આ છુપી વાત થોડા વખતમાં જાહેરમાં આવી. તે સરોવર (સમનનાજ)નું બાપની આગળ જવું કમ થવા લાગ્યું. તેથી આવી વાતથી તે બાપ શકમંદ થવા લાગ્યો. કંદાહાર શેહેરની મધુર લબવાલી એક પુટલી (ઓરત) તે ધરાવતો હતો. જેણીના ચેહેરાથી રાતનો ચંદ્રમા પણ હેરાન રેહેતો હતો. તેણીને તે એક સરોવર યા ચંબેલીની માફક પ્યારથી રાખતો હતો. જેણીની છાતી કસતુરીનાં જેવી અને હાથો રૂપાંના જેવા હતા. એક રાતે તેણે તેણીને કહયું કે "મારી છોકરી આગળના ધારા મુજબ મારી આગળ કેમ આવતી નથી? તું થોડા વખત છુપી રહીને તેણાંની ઉપર દેખરેખ રાખ.

તે (કામ) ને માટે હુ તુંને નવાજશ. તું તેણીની સાથે રેહ અને બેસ ઉઠ. એમ કરીને તેણીની છુપી વાત તું મને પુગાડતી રહેજે." તેણીએ એવો જવાબ દીધો કે "પાદશાહનો હોકમ ખોરશેદ અને માહાતાબના કરતાં પણ ચઢતો છે."

## કુરંગ પાદશાહ પોતાની બેટીના ભરમથી વાકેફ થયો તે વીશે.

બીજે દાહાડે જ્યારે આસમાને બલુ રંગ પકડયો અને પીલા-યાકુતની ખાન (સુરજ) પાહાડની પછવાડેથી બાહાર આવ્યો ત્યારે તે વખતે તે દીલને ચોરી લેનારી પુટલી (સમનનાજ) પોતાના બાપ આગળ ગઈ, અને બેસીને તેની સાથે હરતરેહની વાતો કીધી. તે પાદશાહે પોતાના ખજાનામાંથી તેણીને પુશકલ સુનુ, રૂપુ તેમજ ગલીચાઓ અને રેશમી કાપડ તથા હીરામોતી આપ્યાં અને બોલ્યો કે "આએ ખુબસુરત કંદાહારી દાસી પણ તારેજ લાયકની છે. તેણી એવી તો મરદોના દીલ જીતનારી છે કે ઓરતો સાથે તેણી વગર તુંને ખુશ લાગશે નહી. તેટલા માટે તુંને ઘટે છે તેમ આએ ગોલાબી ચેહેરાની ચંમબેલીને પણ હું તુનેજ આપુછું. તેણીની સાથે તું હસ્તુ મોહોડું રાખજે અને તેણીને પ્યારથી વાહાલી ગણજે. તે (પાદશાહ)ની નવાજેસોથી તે ચંપેલી વાંકી વલી ગઈ અને ખુશાલી સાથે મેહેલમાં જમશેદની આગળ ગઈ. બીજા કેટલાક એવા દાહા-ડાઓ તે નામવર બેટી ઉપરથી પસાર થયા અને તેટલા દીવસ તેણીએ આરામ સાથે ગુજારીઆ. તેટલામાં જે ગરભ તેણી ધરાવતી હતી તે ભારી થવા લાગ્યો અને દુખથી તેણી પીલાવા લાગી. તેણીના ગોલાબો (ગાલો) ઘાસના રંગના થવા લાગ્યા અને માહાતાબ (ચેહેરો) કાલાશ પકડવા લાગ્યો. તે સીદ્ધું સરોવર ગમથી વંકુ વલી ગયું. તેણીના અંદરનો હલકો ખજાનો ભારી થવા લાગ્યો. જે સઘલો ભરમ છુપાયલો હતો તે પેલી દાસીએ જાણી લીધો અને તેથી તેણીએ તે પાદશાહને વાકેફ કીધો. તે પાદશાહેએ ભરમ (તુરત) તે બેટીને કઢી દીધો નહી, પણ તે છોકરી તેને મલવા આવી ત્યાં સુધી તે થોભ્યો.

જ્યારે તેણે તેણીને બરોબર જોઇ ત્યારે ગુસ્સાથી તે પોકારી ઉઠયો કે "ઓ શોખ ચશમની બેટી! તું આવી તુંદ અને આપ અખત્યાર કેમ થઇ? આવાં કામમાં તેં મારો હોકમ કાંય નહી માંગ્યો? શું તેં મરવતનું તાજ ફેંકી દીધું છે? અને દીલમાંથી શરમનો જામો કાહાડી નાખ્યો છે? એ શું વાત બની છે તે તેં મને કેમ કહી નહી અને હીચકારીની માફક મારીથી ભરાતી કેમ ફરી? તારા દીદાર મારી બેઉ આંખોનો સુરમો હતો પણ હવે તે સુરમો ધુમારામાં કેમ ફેરવાઇ ગયો? જેને મેં ગોહર ગણ્યું તે પથ્થર થઇ ગયું અને યકીનવાલું નામ તે બદતર થઇ ગયું. શું તું એવું ધારે છે કે હું તારો ભરમ જાણુતો નથી? પણ તારા ચેહેરા ઉપરથીજ એક નામાની માફક હું સઘલું વાંચી જાઉછું. અગરજો તારી જુબાને તારો ભરમ છુપાવ્યો છે, તોપણ તારા ચેહેરાનો રંગ સઘલું ખરેખરૂં કહી દે છે. તારૂં મોહું આગળ એક બાગના જેવું હતું. અને તે બાગમાનાં દરેક ગોલાબ દીલ જીતનારા હતા. પણ હવે તે સોસન ફુલ (lily) દુખી થઇ ગયું છે. તારા ગોલાબે રતાશ ફેંકી દીધો છે અને ફેરફાર પકડીઓ છે. બેહેસ્તના બાગના જેવું તારૂં આગલુ ચીત્ર હતું. હવે તું તેવી રહી નથી પણ કરમાએલી દેખાય છે. તારૂં નુર જે આગળ ખોરશેદના કરતાં ચડતું હતું તે હવે ચેરાગની જોત જેવું પણ રહયું નથી. અગરજો તુંજ તે (સમનનાજ) હોય તો પણ તું તે આગલી સમનનાજ નથી. આગળ તું એકજ (જીવ સાથે) હતી પણ હાલ તું બે (જીવ સાથે) છે. આગળ મરદો તારાથી શરમાઇ જતા હતા. તારા પંજામાં મરદનું સપડાવું ઘણું બુરૂ હતું તે હવે આવી રીતે (લોકોની) હસીમાં આવી તું પરદામાં રેહેનારી થઇ છે. હું તારાં કામથી નાવાકેફ રહયો અને તું નવી ધણીયાણી બની. જ્યારે બેટી ખરે માર્ગેથી ફરી બદ રાહ પકડે તો માતાની નેગેહદારી છતાં તે (માતા) જાણી શકે નહી. એક દાનાવે ખરેખરી વાત કહી છે કે કોઇને ત્યાં બેટી ના હોતી અને જો થાય તો તેનું બીછાનું ખાક શીવાય બીજું કાંઇ ના હોતું (યાને તે મરીગયલી ભલી). મારા ઘેરમાં તારો યાર કોણ છે? તે પરદાની પછવાડે કોણ બેગાનો મર્દ છે? તે મને તેં

કહ્યું કેમ નહી? બાપની આગળ એક બેટી ગમે એટલી દોસ્તના જેવી હોય, પણ તે ગુનાહ કરે તો તે નવા દુશમનના કરતાં ચઢતી છે." જ્યારે જેહાનનો પાદશાહ આવા સખુનો બોલ્યો ત્યારે તે બેટી તેથી ઘણી ગુસ્સે થઇ. તેણી પાદશાહની આગળ જારી કરતી ભોંય ઉપર પછડાઇ પડી અને ભોંય ઉપર અલોતાવા લાગી અને બોલી કે "ઓ બખતાવર બાપ! તું (સારી રીતે) જાણે છે કે હુ ભુંડે રસ્તે જાઉ તેવી નથી. મારા જેવી ઓરત જે શુ મીજલશમાં કે શું લડાઇના મેદાનમાં જનારી હોય તે એ મુજબ બેઇજતી ખેંચી લે? ના એમ નથી. તેં મને આગળ એવો હોકમ આપ્યો હતો કે જેને હું પસંદ કરૂં તેને હું મારો ધણી બનાઉ. હવે તે ધણી એવો બખતાવર પાદશાહ છે કે જે જેહાનના બીજા પાદશાહો કરતાં ચઢતો છે. તે પાદશાહની જોડી આએ જમીન ઉપર મલશે નહી. તેના જેવો દીલસોજ પાદશાહ ઉંચા આસમાનમાંથી પણ મલવાનો નથી." ત્યાર બાદ તેણીએ જમશેદની જે બધી હકીકત બની હતી તે કહી; જે સાંભળવાથી તે પાદશાહની ખુશાલીનો વધારો થયો. તેણે તેણીને કહ્યું કે "તેં મને ખુશ વધાઇ આપી છે, જે વધાઇથી હું ઘણોજ ખુશ થયોછું. તારાથી મને તાજ અને તખતની વધાઇ મલી છે. તારાથી મારે નશીબે જમશેદ મલી આવ્યો છે. હવે આવતી કાલે તેને ઉંટ ઉપર બાંધીને હુ ઝોહાક પાદશાહની દરબારમાં મોકલશ. તેણે કહેલું છે કે જે કોઇ તે (જમશેદ)ને બંધીવાન કરશે તેને હું ખજાનો તથા મુલકોની બખશેશ કરશ." તે બ્યારાને માટે તે છોકરીના દીલમાં દેહેસ્ત બેઠી અને પોતાના બાપ આગળ જારી કરવા લાગી. તેનાં ભમ્મર જેવા પાપણ આંસુથી પુર થયાં અને સેંકડો મોતીની હાર વેહેવા લાગી. તેણી બોલી કે "આવો એક પાદશાહ કે જેણે આએ જમીન ઉપર નામદારી મેળવી હતી તેનુ લોહી વેરવા તું તૈયાર ના થા. તુંને તેના ખેસાવંદો સાથે જાવેદાન સુધીનો કીનો વરસશે. દરેક માણસ તારી ઉપર હેફ નાંખશે. અગરજો તુંને શીકાર કરવાનો સોખ હોય તો પણ તે શીકાર ઘેરમાંથી પકડવો એ ભુલ છે. જાન અને રવાનના માલેક ખોદાથી તું બીહ, કે

જે સર્વ શકતીવાન છે અને આપણે નાચાર છીએ. તે કામના સેવટમાં અગરજો તુંને કોઇ આએ જેહાનમાં ધરશે નહી તોપણ કીયામતને દીને તું ભારી સજામાં ગીરફતાર થશે. કોઇની સાથે ભુડાઇ કરવી જો કે સેહેલ છે, તોપણ તું તેની સાથે નેકી કરશે તો તે ઘણું બેહેતર ગણાશે. જો કોઇ બદ (માણસ) ને છુંદી નાખવો બેહેતર ગણાતુ હોય તોપણ તેને મારી નાંખવાના કરતાં દોસ્ત બનાવવો વધારે સારૂં છે. જો તું તેને મારીથી જુદો પાડવા માંગતો હોય તો પેહેલાં મારૂ સર તનથી જુદુ કર." એટલું બોલીને તેણી ઘણું રડવા લાગી. આંસુએ તેણીના ગાલનો રતાશ ધોઇ નાંખ્યો. દીલમાંનાં કપડાં તેણીએ ફાડી નાંખ્યાં અને જારી કરવા લાગી. તેના એવાં કામથી તેણી ચીરડઇને બોલવા લાગી કે "જે કોઇ શખશ તારી પનાહ લે તેને દુખ દેવું ઘણુંજ ગુનાહ ભરેલું છે." જ્યારે જાબુલના પાદશાહે પોતાની બેટીનો આવો હાલ જોયો ત્યારે તું કેહેશે કે તેનો જીવજ તેની જગ્યા ઉપરથી બાહાર આવ્યો. તે બાપનો જીવ દયાથી બલી ગયો અને તેણીના ચેહેરા તરફ મેહેરબાની સાથે જોયું. તેણે માયા સાથે કહ્યું કે "તારી જે ઇચ્છા છે તે મેં બખશી છે અને જે તારો હોકમ અને ખાહેશ છે તે વાજબી છે. જમશેદને લીધે અગરજો જાન, પાદશાહી અને ખજાનો જશે તોપણ તુંને હું દુખમાં નાખશ નહી. તું જા અને મારી તરફથી તેની માફી ચાહ. કાલે હુ તેની આગળ આવશ." તે છોકરી ગઇ અને તે પાદશાહને આએ ખબર આપી. જમશેદે તેથી ખુશાલ જીવે બામદાદ સુધી આરામ કીધો. દીવસનો આતશ (સુરજ) આસમાન ઉપર સલગ્યો અને તે હિંન્દુસ્તાનમાં તપે તેમ આસમાનની અંદર તપવા લાગ્યો.

## જાબુલનો પાદશાહ જમશેદને જોવાને આવ્યો તે વીશે.

તે સરફરાજ પાદશાહ જમશેદની આગળ આવ્યો અને તેની તારીફ ગાઇ વાંકો વલીને નમાજ કીધી. તે બોલ્યો કે "તું હમેશાં ખુશાલ રેહેજે અને તારૂં આ ઘેરમાં રેહેવું મુબારક થજો." તે જમશેદ પોતાની જગ્યા ઉપરથી ઉઠયો અને તેને ભેટયો. તેણે તેની

અંદાજ સાથે તારીફ થાઇ અને તેને બેસાડશે. જમશેદે તેને કહયું કે "હુ વગર તેડવે તારો મેહેમાન બન્યોછુ તે માટે તું મારી ઉપર બદગુમાન થયો હશે. જો તું ખોરશેદની માફકનો હશે તો તું ઘટવા વગરનો અને સાજો રેહેશે પણ માહાતાબ જેવી બુરી મનશનીનો હશે તોજ તું ઘટવા માંડશે. તેજ પ્રમાણે ખોરશેદની માફક તુંને પણ નેક નામ અને સરઅફરાજ બનવું જોઇએ, તથા વગર તેડવે આવેલા મેહેમાન સાથે ભલાઇ દેખાડવી જોઇએ. તારીથી જેમ બને તેમ તું નેકી કરી લે, કારણ કે નેકી બદીની ઢાલ થઇ પડશે. નેકી એક સારો પાયો નાખે છે જેથી તે (નેકી કરનાર)ને સારો ફાયદો મલે છે. હવે પછી માહાતાબ તારાં સરને બોસો લેશે (યાને તારૂ સર આસમાન સુધી પોહોંચશે). મારૂ ખાનદાન તે તારૂ પણ ખાનદાન ગણાશે. આએ (તારી બેટીને) હુમેલ રહયાથી એક ઉંચું ખાનદાન ઉભું થશે અને જોરેમંદ અને હીમતવાન નામદાર (બેટો) પેદા થશે. ૧ (મારી) પાંચમી ઓલાદ પોતાનું કૌવત પાછું મેલવશે. તે ઝોહાકને ઉખેદી નાખનાર પેહેલવાન બનશે. ૨ તે પોતાના જોરથી હાથીને મેદાનમાં ઘસડશે અને પોતાની ગરદન ઉપર તેનું તન ઉઠાવશે. પણ તોબી હુ બીહુંછુ કે કોઇ દાહાડો તું હારેમનની રાહ ઉપર જઇ મારી ઉપરથી મેહેરબાની ઉતારી નાખશે, અને મોટાઇ મેલવવાના લોભ ઉપર તે દેવજાદ અઝદાહની સુરતના (ઝોહાક) ને તું મને સોંપી

---

૧ આએ બેટો તે તુરને માટેની આગાહી જમશેદ કરે છે. તવારીખ નવેશો એ તુરને ફરીદુનના બેટા તુરની સાથે ભેલી નાખે છે.

૨ જમશેદ જે જોરેમંદ પેહેલવાન વીશે બોલે છે તે પેહેલવાની ખાનદાનનો પાયો નાંખનાર અવસ્તામાં જાણીતો પેહેલવાન કેરશાસ્પ છે. એ પેહેલવાન ઝોહાક ઉપર જમશેદનું વેર કયામતને વખતે લેનાર છે. શાહનામાં પ્રમાણે કેરશાસ્પ જમશેદથી આ પ્રમાણે ઉતરી આવ્યો છે.

કેરશાસ્પ—અતરત—શેમ—તુરક—શીદઅસ્પ—તુર—જમશેદ બુનદેહેશમાં કેરશાસ્પને ભુલમાં ફરેદુનના તુરથી ઉતરી આવેલો જણાવ્યો છે, જે નીચે મુજબ છે. કેરશાસ્પ—થ્રીત—સામ—તુર્ક—સ્પયેન્યસ્પ—દુરશપ—તુર—ફરેદુન. એ રીતે બુનદેહેશમાં જમશેદના બેટા તુરને ફરેદુનના બીજા બેટા તુરની સાથે ભેળી નાંખ્યો છે, પણ એ બંધે તુર જુદા જુદા પુરૂષો છે.

દેશે." તે પાદશાહે જમશેદને જવાબ દીધો કે "ઓ જેહાનના પાદશાહ! તું મારા જેવા બંદા ઉપર બદગુમાન ના થા. તે યજદાં કે જેણું આએ આસમાન બનાવ્યું છે, આક અહો કે જેઓને ચાર બાજુએ (તેણુ) ફરતા કીધા છે, હવા કે જેને આએ જમીન ઉપર (તેણુ) પંથરાયલી કીધી છે, અને આતશ (ગરમી) કે જે પાકને તૈયાર કરે છે, તેઓનાં નામથી હુ સોગંદ ખાઇને કહુંછું કે હવે પછી હુ તારી ખાહેશ મુજબ વર્તશ અને તારી ખાનગી વાત હુ તુંને પુછશ નહી, તેમ કોઇને કહેવશ નહી. ભલાં કામો શીવાય આ દુન્યામાં બીજું શું શ્રેષ્ઠ છે? હુ પણ આજથી તે (ભલાં કાંમો) નેજ પોહોંચશ. મારા હાથથી તુંને ઇજા પોહોંચશે નહી. જ્યાંસુધી હું અને મારી બેટી જીવશું ત્યાં સુધી તેણી તારી પુજારી રહેશે અને હુ તારો ગોલામ રહેવશ. તું આગળ હતો તેવો હમણા નથી, નહી તો મારે ત્યાં તું વધુ વખત રહેતે પણ નહી. તું ખુશીથી અત્રે આરામ પકડ. કદાચને એવું પણ બને કે તારૂં ઉંધું નસીબ પાછું સીધું થાય. આ જેહાન એક સરખી ફરતી રેહેતી નથી. જે આગળ ઉંચાઇએ હોય છે તે પાછલથી નીચાઇએ આવી પડે છે. ઘણી રોશની પછી આફતાબ કાલાશ પકડે છે. કાલી રાત પછી પાછો સુરજ બાહાર આવે છે. તારી (ઉપર પડેલી) દરેક જફાને માટે તુંને ખુશી રેહેવું જોઇએ, કારણુ કે ભુડાંમાંથી ભલું પણ થવુંજ જોઇએ. ગમી એવી છે કે જે જીવને હેરાન કરે છે અને ખુશાલીથી પણ તેને કરાર મલતો નથી. તે પરવરદેગાર દરેક દુખ કાયમ રાખતો નથી. તેથી બેહતર એજ કે કોઇ આગળ તું તારો ભરમ ખોલતો ના, માટે તું તારા દીલમાંના ગમને હાંકી કાહાડ અને ખુશાલ થા. કારણુ કે ફરતું આસમાન એક ચાલે ચાલતું નથી." એટલું કહીને તે મોહોબતથી ઉશકેરાયલો ઉભો થયો અને પોતાના મેહેલમાં જઇને તે (જમશેદ)ને માટે દારૂ, અગર, અમબર, સુકું કપુર, ભરેલાં કાપડ, ગલીચાઓ, દીનાર, કસ્તુરી અને ખાવાને લાયકની જણુસો વીગેરે મોકલી આપ્યું. ત દર અઠવાડીએ એક વખત તેની આગળ મલવાને જતો હતો. તે

જમશેદ પોતાની દીલભર તથા (દારૂની) જામની સાથે એવી રીતે રહયો કે કોઇ દીવસે પણ તેના દીલની ઇચ્છા કમ થતી હતી નહી (યાને દલગીર રહેતો હતો નહી).

## શાહ જમશેદના બેટા તુરનો જન્મ થયો તે વીશે.

તે સીધું સરોવર (સમનનાજ) પોતાની છુપી વાત દીલમાં છુપાવીને તે મેહેલમાં છુપઇ રહયું. જયારે તે ગોલાબને નવ માસ પુરા થયા ત્યારે તે પાદશાહથી છુપાયલો સેતારો જુદો પડયો. તે માહાતાબે એક બેટાનો જન્મ આપ્યો. તું તેને માટે કહેશે કે ગોયા આસમાન ઉપરથી સુરજ (પોતે) નીચે ઉતર્યો. ખુબીમાં તે એક પરી જેવો, ચોખઇમાં તે એક હીરા જેવો, તનમાં તે સરોશ જેવો અને ચેહેરામાં તે બાપના જેવો હતો. તે ખુશનુમાં બેટાનું નામ તુર[1] રાખવામાં આવ્યું. તેનાથી જમશેદનો જાન અને દીલ તુરમંદ થયાં. જાબુલનો પાદશાહ પણ તેને બેટા તરીકે બોલાવતો હતો. તેનો જીવ પણ ખુશાલીથી મગન થયો હતો. જયારે તે બાગના જેવો બેટો પાંચ વરસનો થયો ત્યારે તે મોટાઇ અને અક્કલનો ભંડાર થવા લાગ્યો. તે ખુબને લીધે, ખવાસને લીધે અને ખુબસુરતીને લીધે એવો બન્યો કે તેને જોતાં દરેક શખ્સ અજબ જતો હતો. જમશેદની સબી કે જે દરેક ઠેકાણે હતી તે તરફ જોઇને પછી લોકો તુર ઉપર નેગાહ કરતા હતા. તું પણ એમજ કહેશે કે આએ દીપતો માહાતાબ તેજ છે કે જે તે (જમશેદ) નાથી જન્મેલો છે. (કારણકે) તેનો ચેહેરો તેના જેવોજ છે. માણસ ગમે એટલો પોતાનો ભરમ છુપાવે પણ લાંબે વખતે જાહેર થયા વગર રહેતો નથી. બે માણસ આગળ જબાનથી બોલાયલો બોલ આખી અંજુમનમાં ફેલાય છે. તે જેહાનના પાદશાહની વાત બુજોર્ગો અને હવકે વાંચેનાઓ વચે

---

[1] તુર નામના બે પુરૂષો અવસ્તામાં જણાવ્યા છે. એક જમશેદનો બેટો તુર કે જેનાં ખાનદાનના ફરોહરંને ફરવરદીન યશ્ત (ફ. ૧૧૩) માં યાદ કીધાં છે, અને બીજો ફરીદુનનો બેટો તુર છે.

જાહેર થઇ ગઇ. જ્યારે એ વાત કાબુલના પાદશાહના સાંભળવા- માં આવી ત્યારે તે જમશેદને ખાનગી રીતે કહીને પોતાનો ઉપાય યોજવા લાગ્યો. (તે કેહેવા લાગ્યો કે) "અગર જો તે પીળાં મોહોડાંવાળો અને સાંપવાળાં ખભાંવાળો હારેમન જાણશે તો તે મારી ઉપર હુમલો લાવશે. તેટલાં માટે (તું તારા) છોકરાને મને સોંપ અને તારૂં માથું તું બચાવી લે. તું મારો ગમ ના કર અને બીજી ગમ આશરો શોધી લે. કાંઇબી કરીને તારાથી બને તેમ તુંને તારો જાન બચાવવો જોઇએ છે જ્યારે જાન ગયો તો પછી તે (શરીર) એક પીસતરની ૧ કીમતનું થઇ પડે છે. માટે હવે તું આએ કામ કર અને અંહીથી ચાલી જા. જ્યાં તુંને કોઇ ઓલખી નહી શકે તેવા મુલકમાં તું જા. એમ પણ બનશે કે તારૂં નસીબ તારી સાથે પછી દોસ્તી કરશે અને તારા દુશમનોનાં દીલ ફેરવાઇ જશે (યાને તેઓ દોસ્ત થશે). અગર જો પેલો બદ- બખત ઝોહાક સોગંદ ખાશે તો તે હમારાં દીલને રંજીદા કરશે. ખોરશેદ અને માહાતાબ દાદારની સાથે તારી સંભાળ કરશે. દાદારની હજુરમાં હું મારા ચેહેરાને કાલો કરશ (યાને તારે માટેનો પસ- તાવો કરશ).

## પાદશાહ જમશેદનું જાબુલ શેહેર છોડીને નાહાસી જવું તથા તેને ઝોહાકે પકડીને મારી નાખ્યો તે વીશે.

જમશેદે લાંબી મુસાફરીને માટે તૈયારી કીધી. તે (મુસાફરી)ને માટે અંધારી અને વરસાદવાળી રાત પસંદ કીધી. તે રાત ધોધમાર વરસાદ પડતી, કાલી, દમને ગુંગલાવનારી અને ગુનાહ ભરેલાં દોજખના ધુંવા જેવી હતી. જ્યારે તે છોકરીએ જમશેદનો ગમગીન ચેહેરો જોયો ત્યારે તેણી બોલી કે "તું કદીબી દલગીર હોતો ના. જ્યારે હમણા તારા ખુશાલીના દાહાડા છે ત્યારે આવો ગમ તું શાને માટે કરે છે? તુંને શાનો ગમ છે તે શું તું મને નહી કહે?" તેથી જમશેદે તે છોકરીને તમામ ભરમ કહ્યો કે

૧ 'પીસતર' એ એક જાતનો હલકી-કીમતનો સીક્કો છે.

"સઘલો ગમ મને તારે માટે છે. મને (અત્રેથી) જવું પડે છે. જુલમને લીધે હું પોતાને હારનારી અને નાચારીમાં નાંખું છું. મારા ભરમથી સો જાણીતા થયા છે. મારા જાનને માટે તારો બાપ પણ ધુજે છે. તેણે મને હમણાજ કહ્યું છે કે 'તું તારૂં માથું બચાવ.' તેટલા માટે તુને એખલું રેહવું પડશે અને મને આગળ રસ્તો લેવો પડશે. કદાચને આએ કામથી આપણે ગમગીન થઈશું અને જુલમગાર પાદશાહથી આપણે ગરીબીમાં આવી પડીશું." જ્યારે તે મહુનાબ ના ચેહેર ની છોકરીએ એમ સાંભળ્યું કે તે પાદશાહને પોતાનું સર બચાવવા નાઠુસવું પડે છે ત્યારે તેણીની આંખોએ ગેહલાબી ગાલોને આંસુથી ભીજવી નાખ્યા, અને માંથાં ઉપરના બાલના જુલફાંઓને પીખી નાખ્યાં. તેણીને જમશેદે કહ્યું કે "ઓ પ્યારાં દીલબર! તારા જીવને ગમગીન અને દુખી ના કર. આ ફરતાં આસમાનની આજ ચાલ છે. ઘડીકમાં તે નાહીમત બનાવે છે તો ઘડીકમાં તે જોર આપે છે. જો તું મધ મેલવવા માંગે તો તે (મધમાખનાં) દંખ વગર મલતું નથી. કોઈનું એવું દીલ નહી હશે કે જેને ગમ નહી હશે. અગર જો તું દુન્યાને દોલતથી આબાદ કરશે તોપણ આખેર તુંને રંજ ચાખવો પડશે. તેટલા માટે ઓ પ્યારાં! તું એટલો બધો અફશોસ ના કર, કારણ કે રડવાથી તું પાતળાં બરૂના જેવી થઈ ગઈ છે. તુંને આએ વખતે ખુશાલી સાથ છેલ્લી સફર ઇચ્છવી જોઈએ, તથા ખોદાનાં કીધેલાં ઉપર તુંએ ખુશનુદ રહેવું જોઈએ. તું આપણાં ફરજંદ ઉપર મેહેરબાન રેહેજે કે એજ તારૂં ફરજંદ તારાં દીલને ખુશનુદ રાખનાર રહેશે." એટલું કહીને તે ખુબસુરત સમનનાજથી છુટો પડયો. આલમનો બાગ ગોયા તેની ઉપર કરમાઈ ગયો. કોઈને પણ ચેટા વ્યા વગર ખેતરો અને નદીઓ પસાર કરી તે હીંદુસ્તાન તરફ ગયો અને ત્યાં તે થોડા વખત થેભ્યો. ત્યાંથી તે ચીનની ભુમી ઉપર જઈ લાગ્યો. ત્યારબાદ એવું સંભલાય છે કે લોકોએ એવું જોયું હતું કે આખેર ઝોહાકે તેને ચીનમાં પકડયો હતો અને તેના કરવતથી

બે કટકા કરાવીને ફીનો લીધો હતો [૧] જ્યારે એ ખબર હરેક માણસોથી તેની ઓરતે સંમજી ત્યારે તે સીધ્ધાં સરોવર જેવી (ઓરત) દુખથી વાંકી વળી ગઇ. તેણી જમશેદનો ગમ પકડી ખાક ઉપર બેઠી અને સોગ ભરેલાં દીલથી તેનો જીવ ગમગીન થઇ ગયો. તેણીએ પોતાના કપડાં ચીરીને ફાડી નાખ્યાં અને દુખ સાથે પોતાના માથાં ઉપર ધુલ ભરી. તેણી એમ બોલતી હતી કે "ઓ નામવર પાદશાહ! તું ક્યાં ખાક તળે હતાયલો પડયો હશે." કેટલાક દીવસ સુધી તેણી ઉંઘ અને ખોરાક વગર જીવી. તેમાં એક પળ એવી નહી હતી કે જેમાં તેણી રડી નહી હોય. એક મહીનામાં તો તેણી એક રાતના ચંદ્રમાં જેવી પટલી થઇ ગઇ. તેણીનો રૂપેરી રંગ ગુમ થઇને ઘાસના જેવો પીલો થઇ ગયો. આખેરે તેણીએ પોતાને ઝેહરથી મારી નાંખી (યાને આપઘાત કીધો). તેણી પોતાના ધણીંની પછવાડે બેહાદીનો હીસ્સો મેલવવાને ગઇ.

જેહાન ફીકર ચીંતા વગરની ફરેબ દેનારી છે. તે આપણો જાન હર બાહાંને છીનવી લેનારી છે. દરેક પળે તે પ્રપંચ રચતી રહે છે અને તેવા પ્રપંચથી આપણો જાન છીનવી લે છે. એકને તે જખમી કરીને લાબા વખતનું દુઃખ દેખાડે છે અને બીજાને ઝેહેરથી અથવા દુઃખથી મારી નાખે છે. તે દુન્યાના ચારા આગળ આપનો કાંઇ ઉપાય નથી. તેને આપનાં જીવને માટે કાંઇ ફીકર પણ નથી.

## તુરથી શીદસ્બનો જન્મ થયો તે વીશે.

આએ હેવાલનો હું છેડો લાવુછું અને હવે તુર પાસે (લડાઇની) કમ્મર બંધાઉંછું. ત્યારબાદ હવે તુર કોઇ પણ જોડાયા વગરનો બન્યો. તેનો પાદશાહી દમામ, તેનું પેહેલવાની કઉવત, તેનો મીજ-લસનો તરીકો, લડાઇનો હુનર તથા લખવાનો હુનર, તેની અકકલ, તેનો ગુર્ઝ ફેંકવાનો હુનર વીગેરે ખોલવા લાગ્યું. પેહલવાનોનાં

---

[૧] જમશેદને ઝોહાકના હાથમાં સપડાવનાર કોણ હતો તે જણાવ્યું નથી પણ જમીયાદ યશ્ત અને બુન્દેહેશ ઉપરથી માલમ પડે છે કે જમશેદનો ભાઇ સ્પિત્યુરે જમશેદને ઝોહાકને હાથ સપડાવ્યો હતો અને વેહેરાવીને મારી નખાવ્યો હતો.

મેદાનમાં તે મર્દાને મર્દ હતો. ઘોડેસ્વારીમાં તે હુનરમંદોને જીતી જતો. જાબુલનો પાદશાહ તેની સંભાલ લેતો હતો. તે પોતાનાં બચ્ચાં કરતાં પણ વધારે તકેદારી તેની ઉપર રાખતો હતો. તેણે તેને પાદશાહી ઉપર અને તમામ ચીજો ઉપર સતા આપી. વળી તેણે પોતાના ખાનદાનની ઓરત તેને નેકામાં આપી. થોડો વખત ગુજરવા બાદ તે નામદાર (મમાવા) થી પાદશાહી અને દોલત તેણે મેલવી. ૧ તે માહાતાબ જેવી ઓરતે એક શાહજાદાનો જન્મ આપ્યો, તેથી તે (તુર) ઘણો ખુશી થયો. તેણે તેનું નામ શીદસ્પ આપ્યું. જેમ નસીબ બીજાઓને ઘસડી જાય છે તેમ તે (તુર) ને પણ ઘસડી ગયું. તુર જેહાનમાંથી ગુજરી ગયો અને શીદસ્પ એખલો રહી ગયો. અફશોસકે જમાનાએ તેને જરાવારની પણ ઢીલ આપી નહી. ગમે એવો વાઘ યા મગરમચ્છ હોય પણ તેનો રસ્તો પણ એજ છે. તુરના ગુજરવા બાદ શીદસ્પ તેની જગ્યાએ બેઠો. બાગની અંદર જેમ ઉંચુ સરોવર ખીલી રહે તેમ તેનો ચેહેરો ખીલી રહયો. તેનો હુનર અને નેકનામી (પણ) ખીલી રહી. આસમાની હોમાંએ પક્ષીએ તેના ઉપર પાખ પોહોળી કીધી અને દમામ સાથે તેનાં માંથાં ઉપર છાયો કીધો. જાબુલના દરબારીઓએ તેને રાજ્યની લગામ સોંપી તેને તખત આપી ખાલી તખતને ભરેલું બનાવ્યું. તે તખત ઉપર શીદસ્બ પાદશાહ બેઠો અને પાદશાહી સાથે દાદ અને ઇનશાફના કામોને ખેલ્લાં કીધાં. જાબુલ શેહેરના ખાસ લોકો તેના દોસ્ત થઇ રહયા અને તે પાદશાહ ઉપર ગોહરોનો નેસાર કીધો. કુરંગ પાદશાહના ગુજરવા બાદ થોડો વખત વહી જવા પછી તેના ઉંચા તોખમથી તે (શીદસ્પ)ને ત્યાં બેટાનો જન્મ થયો. પોતાના વડવાઓની રસમ પ્રમાણે તેનું નામ તુરક રાખ્યું તે દશ વરસનો થયો તેટલાંમાં તો તે ચબરાક અને હીંમતવાન બન્યો અને જોરમાં

---

૧ એ રીતે જમશેદના વંશજો જમશેદના સસરા જાબુલસ્તાનનાં પાદશાહના શેહેરમાં રાજ્ય કરવા લાગ્યા હતા કે જે વંશથી, જાલ, રૂસતમ, ફરામરોજ વીગેરે પેહેલવાનો જન્મ પામ્યા હતા. તેઓ સઘળા જાબુલી પેહેલવાનો ગણાતા હતા.

પોતાના વડીલો અને બાપના કરતાં પણ વધારે (જોરાવર) નીવડયો. તે એવો પેહેલવાન થયો કે પોતાની પેચદાર કમન્દમાં તોફાની હાથીઓના માથાં પકડતો હતો. તીર ફેંકવામાં કોઇ પણ તેની બરોબરી કરી શકતો હતો નહી. પેહેલવાનોમાંથી કોઇ પણ તેના ગુરજને ભાંજી શકતા હતા નહી. આહાતાબની ઉંચાઇ સુધી તે પોતાનો નેજો ફેંકી શકતો હતો અને તેનાથી ઇંતરડીની પોહોલાઇને તે વીંધી નાંખતો હતો. તેના બાપે એક વખત એવી ખાહેશ કીધી હતી કે કીનો લેવાને માટે કાબુલ ઉપર લશકર લેઇ જવું. તેણે (તુરકે) જ્યારે એમ જોયું ત્યારે ત્યાં જવાની ખાહેશ કીધી અને બાપને કહેવા લાગ્યો કે "કીનો લેવાને માટે હું પણ તારી સાથે આવીશ." તે બાપે જવાબ દીધો કે "એ કાંઇ મોજમઝાહ કરવા જવાનું નથી. તું તો નાનો છે અને લડાઇમાં જવાનો તારો વખત નથી. હજી તો તેં તારૂ પારણું છોડયું નથી ત્યારે તું તેજી ઘોડા ઉપર (સવાર થઇ) કીનો કેવી રીતે લેશે? તુંને દડાથી રમવાનું ઘટે છે. કીનાને માટેની નાશકારક લડાઇ તારે માટે નથી." તે તુરકે ગાળ ઉપરના રતાશ સાથે જવાબ દીધો કે "અગરજો હુ નાનોછું તોપણ મારાં કાંમો મોટાં છે. તું ફકત કસ્તુરીના સોડમ તરફ જોય છે પણ તેના રંગ તરફ જોતો નથી. અગરજો મોતી નાનું હોય છે તોપણ તેની કીંમત પથરાના કરતાં ચહડતી હોય છે. જ્યારે એક બચ્ચું મોટાં સાથે હાથ અજમાવે છે ત્યારે તે સેંકડો બુજોર્ગો કે જેઓનું કાંમ ખાવાનુંજ હોય છે તેઓના કરતાં તે ચહડતું ગણાય. જોકે હું નાનોછું તોપણ કાંમ મર્દના જેવું કરૂંછું. જ્યારે હુ મેદાનમાં કામ કરશ ત્યારેજ તું તે જોશે. ઘેટાંના ટોલાંમાં વસી જો વરૂ ભુખ્યું રેહે તો તેને જીવ્યા કરતાં મરવું ભલું છે. જ્યારે તું લડાઇમાં રોકાય અને હું દડીદાવ રમવામાં ગુંતાંઉ તો પછી મને નામદારી કેમ મલે?" (આ સાંભળી) તે બાપ ખુશી થયો અને તેને છાતી સાથે ચાંપ્યો. તેણે (તેને માટે) તુરકી બખતર અને રૂમી ઢાલ મંગાવી અને તલવાર તથા ભારી ગુરજ સાથે તે તેને આપ્યું. હથીયાર સજ્યા બાદ તે એક ઉંચા હાથી જેવો દેખાવા લાગ્યો. તે હાથી (તુરક) આગળ એક વાવતો

ધરવામાં આવ્યો કે જે વાવટા ઉપર રાતાં માણેક વડે હોમા પક્ષીનો આકાર પાડવામાં આવ્યો હતો. તે વાવટાની આસપાસ નવા સેપાહો ભેગા થયા. તે નવા સરદારને માટે એક ઘોડો તૈયાર કરવામાં આવ્યો.

## સરંદ સાથે તુરકે કીધેલી લડાઇનુ બયાન.

પેલી તરફથી કાબુલનો પાદશાહ મેદાનો અને નદીઓને રસ્તે બાહાર પડયો. જોર અજમાવનાર પેહેલવાનોથી દુન્યા ભરાઇ ગઇ. તે કાબુલના પાદશાહનો એક બેટો હતો. જેનું નામ સરંદ હતું. તે એક જખમથી પોલાદને નરમ કરી નાખતો હતો. તે (બેટા)ને વાવટો, લશકર, હાથી અને લડાઇનો અસબાબ સોંપ્યો અને કીનો લેવાને માટે તેને આગળ પાડયો. લોગ ચોગડીએ તેઓ બંધેનાં લશકર સાંમાં સાંમી મલી ગયાં અને સફ સમારીને લડાઇમાં ગુંટાયાં. (લડાઇ જીતવાના) લોભથી સઘલાઓએ એકએક ઉપર હુમલો કીધો. લોખંડના અવાજથી જેહાન જુસ્સામાં આવી ગઇ. ગગડાટ અને પોકારથી કાન બેહેરા થઇ ગયા. ભાલાની અણીઓ બુઠી થઇ ગઇ. ચંદ્રમાનો ચેહેરો ધુલથી ભરાઇ ગયો. માછલીઓનું મઠક યાને નદી ધુલથી ભરાઇ ગઇ. દુન્યા ગોયા ધુલ ઉડતો દરીઓ થઇ પડયો. લડવૈયાઓના લોહીની નેહેર વેહેવા લાગી. પેહેલવાનોની બાંગથી તે મેદાનનું મગજ ઘાયલ થયું. પુશકલ જાનો જવાથી આસમાનનો રસ્તો પણ બંધ થઇ ગયો. લોહીનાં મોજાઓથી જમીન એક વાહાણ જેવી થઇ પડી. ઘડીકમાં તે સીધી હીલતી તો ઘડીકમાં તે ઉલટાઇ જતી હતી. સેપાહોએ લડાઇના ખંજરો બાહાર ખેંચ્યાં જે હબસીઓનાં હસવાથી તેઓનાં દાંત ચલકે તેમ ચલકવા લાગ્યાં. તે લડાઇમાં દરેક હાથી ઉપર (નાના) કીલ્લા ગોઠવેલા હતા. દરેક કીલ્લો તીર અને ભાલાથી જેહાનને વેરાંન બનાવતો હતો. કમાનો તીરનો વરસાદ વરસાવતી હતી. સેપાહોના માંથાં અને મગજ ઘણુજ જુસ્સામાં હતાં. તું કહેશે કે હવા જાણે ગુલલાલાના ફુલોનીજ ખેતી કરે છે, અને લોઢાંમાંથી જાણે માણેકોજ વરસે છે. તે બધે લશકરમાં જેઓ લડવાને આવ્યા હતા તેમાંથી ઘણાઓ મરી ગયા. તેઓના લોહીનો દરીયો થઇ

રહયોં હતો, તથા મુવેલાંના ઢગલાથી પાહાડ થઇ રહયો હતો. લોહીને લીધે મુવેલાંના તન ઉપર બખતર છે યા લાલ પહેરેલાં છે તે માલમ પડતું હતું નહી. જયારે લડાઇ કરવાનું કામ માણસોને માટે મુશકેલ થઇ પડયું ત્યારે લોહીને લીધે તેઓનાં જીવ લોહી રેડનારા થયા (યાને જીવ ઉપર આવી ગયા). તે બાહદુર તુર પોતાના બાપ આગળ ગયો અને તેને કહયું કે "એ લડાઇના હુનરથી વાકેફ બાહદુર મર્દ! પેલા લશકરના વડાઓમાંનો બાહદુર આ લડાઇના મેદાનમાં કયાં જગ્યા રાખે છે? જમણી ડાબી ગમના જંગીઓ કીયાં છે? તેઓના હથીયાર કેવાં છે? તેઓના વાવતા કયાં છે? જો તે કીનામંદ છે અને કીનો લેવાનોજ વીચાર રાખે છે તો હમણાજ હુ તેનો નાશ કરી નીચે ફેંકીશ." શીદસ્પે જવાબ દીધો કે "એ તું બાપના જીવતર! તું નાનો છે માટે તેની આગળ જવા સેતાબી ના કર. તે લડાઇમાં પુરવીન અને હીમતવાન મર્દ છે (તેની સાથે લડતાં) કદાચને તું તાજ અને તખતથી દુર થઇ પડશે (યાને તેને હાથે મરી જશે). તે બાહદુર તુરક ગુસ્સે થયો અને જવાબ દીધો કે "એ નામવર પાદશાહ! આએ બલુ આસમાન મારી સંભાળ કરશે. તે (આસમાન) મને કહે છે કે તું આએ કામ કરવાથી ના ફર" ત્યારે તેણે (બાપે) તેને કહયું કે "તેના માથા ઉપર સફેદ વાવટો ઉડે છે. તે ડાહાપણ-વાળો છે. તેનું શરીર ખોરશેદ અને માહાતાબ જેવું છે. તેની ટોપી અને કમરબંદ સોનેરી છે. તેનું બખતર પીળું છે. તેના ઘોડાને લડાઇનું બખતર પેહેરાવેલું છે. તું કહેશે કે (ઘોડો) સમણુલના ફુલનો બનેલો છે. તેના દીલ ઉપર ઝડપવાલો પવન ફુકે છે.

## તુરકને હાથે સરંદ કેદ પકડાયો તે વીશે.

તેના બાપના કહેવાથી તે હીમતવાન બેટાએ એક શીહની માફક બાંગ મારી, કે જેથી વાદલમાનું પાણી પણ લોહી જેવું થઇ ગયું. એક સફેદ ઘોડાને લડાઇ માટે તેજી બનાવ્યો અને તે ઉપર પાસે પાસે ગોલાબી રંગની ટીપકીઓ પાડી. તે પથ્થરની ખરીવાલા ઘોડા-ને એવી રીતે તેણે દોડાવ્યો કે તેથી આસમાન ઉપરનો માહાતાબ પણ ગુમ થઇ ગયો. તે (દુશ્મનબર્દ)ના માંથા ઉપર જખમ કરવાને

માટે તેણે તલવાર, ગુરજ અને ભાલો રાખ્યો, તથા હુમલો કરવાને માટે ઘોડાને ચોપાસ દોડાવ્યો. દરેક હુમલામાં તેણે ઘણા માણસોને ભોંય ઉપર પટકીયાં. હરેક જખમે તેણે ત્યાં લોહીની નદી વેહેતી કીધી. તેની તલવાર હાથીના જેવાં માણસોના દીલને વીંધી નાખતી હતી. જાણે શીયાલો ગુલલાલાના ફુલને જમીન ઉપર પાંથરે તેમ લોહી ત્યાં પંથરાતું હતું. તુરકની આગળથી તે લશકર જેમ મેંઢાનું ટોલું વરૂ આગળથી નાહાસી જાય તેમ નાહાસવા લાગ્યું. તેઓ એકમેક સાથે અઠડીને હેઠે પડતા હતા અને તે નાપેકારો ઉપરથી ઘોડાઓ ચાલી જતા હતા. એક દેવ જોશમાં આવ્યો હોય તેમ સરંદે તે (તુરક)ને મેદાનની સરહદ ઉપરથી જોયો કે જેની નીચે ચીતાના જેવાં ચામડાંનો અઝદાહ (ઘોડો) હતો. તેની આવી ખુના મરકીથી હાથી હાથી ઉપર તુટી પડતા હતા. માઇલો સુધી મુવેલા સરદારો પડેલા હતા. તે (સરંદ) ગુસ્સે થયો અને પોતાના ઘોડાને ડપતાવ્યો. તે ત્યાં એક ભારી ગુરજ સાથે આવી લાગ્યો અને તે (તુરક)ની લોઢાંની ટોપી સાથના માંથા ઉપર એક એવી રીતે ફટકો લગાવ્યો કે જેથી તે ગુરજ અને લોઢાંની ટોપીથી આતશ પેદા થયો. તોપણ તે તુરક પેહેલવાનને કાંઇપણ ઘા થયો નહી. તે ઘોડાની લગામ ઉપર ટીંગાઇને તેની ગુરજવાલી બાજુને વળગી પડયો અને પવનની ઝડપે તેની કમ્મરબંદ ઉપર હાથ નાખ્યો. જીન ઉપર બેઠેલો હતો ત્યાંથી તેણે તેને ઉચકયો અને પોતાના બાપની નજદીક લઇ જઇને ફેંકીયો. પછી તે એમ બોલ્યો કે “એક જાબુલી નાના છોકરાએ કાબુલી દુશમનને પકડયો છે તે તું જો, અને હવે પછી મને લડાઇના હુનરમાં પુરવીણ ગણજે. હવે મને નાના બચ્ચાંને નામે ન બોલાવતાં શેર મર્દને નામે બોલાવજે.” એટલું કહીને તે બીજી બાજુએ લડવાને ગયો અને પોતાના ઘોડાને જોશથી દોડાવ્યો. જ્યારે (કાબુલી) સેપાહોએ પોતાના પેહેલવાનને નીચે પડેલો જોયો, ત્યારે તેઓએ એકદમ લડવાથી પોતાની લગામ ખેંચી તેઓએ પોતાનો ઝુંડો તથા તમામ અસબાબ છોડી દીધો અને કીનાના મેદાનમાંથી મોહું ફેરવીને નાહાસવા માંડયું. તુરક અને જાબુલી પેહેલવાનો ભેગા

મલીને તેઓની પુઠે ઘોડાઓ ક્ષીણ ક્ષીણ થયા ત્યાં સુધી દોડયા. નાહાંસ્તા સેપાહો કાબુલની નજદીક આવી પુગ્યા ત્યાં સુધી તેઓએ જરાપણ પોતાની લગામ ખેંચી નહી. લડાઇના દીવસમાં પુશકલ મરી ગયલાંઓના સઘલાં માથાં, પગ, દીલ અને મગજ સો વરસ સુધી તે મેદાનમાં ધુલ નીચે દબાયલાં રહયાં. તેઓના શરીરો વરૂઓને કબજે થયાં. તે લશકરે તે લડાઇમાં ફતેહ મેલવ્યા બાદ જાબુલ તરફનો પાછો રસ્તો ધર્યો. તે કાબુલનો પાદશાહ એકદમ તાબે થયો અને શીદરૂપના કીનાથી તે ઘણો બીહીતો રહયો, કે રખેને તે સરંદનો જીવ લે અને વળી લડાઇના બંદીવાનોને તે મારી નખાવે તેથી તેણે નાચાર થઇને મોટી ચોઠાઇ આપવાનું કબુલ કીધું. જે (જાબુલી) ઓ લડાઇમાં કપાઇ મુવા તેઓને માટે તેણે મોટો બદલો આપ્યો અને એ રીતે તેણે પોતાના બેટાને છુટો કીધો. જ્યારે એ બનાવને કાંઇક મુદત ગુજરી ત્યારે ખોરશેદ અને માહાતાબ શીદરૂપ ઉપર અંધારાં થયા. તે ગુજરી ગયો અને તેની યાદગારી જેહાનમાં રહી ગઇ. એજ રીતે સર્વ કામોની શરૂઆત અને છેડા હોય છે.

## તુરકને ત્યાં શેમનો જન્મ થયો અને શેમને ત્યાં અતરતનો જન્મ થયો તથા અતરતથી કેરશાસ્પ જન્મયો તે વીશે.

તેજ પળે તુરકે પાદશાહી લીધી અને દલેર પાદશાહો વચે સરફરાજી પાંમ્યો. પાદશાહાને થોડો વખત થયો તેટલામાં તેનાથી લોકો સુખ પાંમ્યાં. જમશેદનાં જેવી ખુબીનો તેને ત્યાં એક બેટો જન્મયો. તે દેલાવર પાદશાહે તેનું નામ શેમ આપ્યું. તે (શેમ) ને માટે એક દીવસ તે એક વરસ જેવો હતો. તે ગુરજ અને દીંગોલાં વાપડવામાં સરફરાજી મેલવતો ગયો. એ પ્રમાણે જેમ દાહાડાઓ વેહેતા ગયા તેમ તેના માથાં ઉપર ચંદ્ર તથા સેતારાઓ ફરવા લાગ્યા. ત્યારપછી થોડો વખત રહીને શેમથી અતરતનો જન્મ થયો કે જેના ઉપર પાદશાહી દમામ દીપતો હતો.

તે અતરત જોરમાં, તનમાં, ચેહેરામાં, તથા ઉચાઇમાં બીજા સર-દારો વચ્ચે જોડયા વગરનો બન્યો. જેમ જેમ થોડી થોડી મુદતે મુદ્દાઓ ગુજરતા જાય છે તેમ તાજ અને તખતનું કામ બદલાતુ જાય છે. સરફરાજી પાંમેલો તુરક અને જવાન શેમ એ બંનેએ પોતાનો જીવ ખોદાને સોપ્યો. એવીજ રીતની જાહેર અને છુપી વાત છે. આ જેહાને કોઇની સાથે પણ વફાઇ કીધી નથી. જ્યારે શેમ અને તુરક જેહાનમાંથી ગુમ થયા ત્યારે પાદશાહીનો તાલુકો અતરતને પોહોચ્યો હતો. જ્યારે તે તાજ સાથે પાદશાહી તખત ઉપર બેઠો ત્યારે તેણે નેકીની કમ્મર બાંધી અને સખાવતનો હાથ ખોલ્યો. તેના સેતારાઓ સઘલાં કાંમમાં તેને રસ્તો દેખાડ નારા હતા. તેથી તેની મોટાઇ ધીમે ધીમે વધવા લાગી. પાદશાહી ખજાનામાં ખજાનાનો વધારો થયો. મોટા દરબારીઓ તેના રેવાજ પ્રમાણે ચાલનારા થયા. તેનું નસીબ જેમ વધવા લાગ્યું તેમ આસમાને તેને એક નામવર બેટો આપ્યો. તે બેટાથી તે આરામ અને ખુશાલી ભોગવવા લાગ્યો. તે બખતાવર બેટાનું નામ તેણે કેરશાસ્પ આપ્યું. તેની ખુબી, ચેહેરો અને તનની પાકીજગીથી તેની દલેર અનજુમન અજબ રહી. જન્મના દીવસે તે એક વરસનો લાગતો હતો અને એક વરસે દસ વરસનો દેખાતો હતો તેની છાતી સીંહની છાતી જેવી હતી. તેનો ચેહેરો લોહી જેવો રાતો હતો. તેની બે બાજુ ઉંટની તાંગ જેવી હતી. તે ઉંચા કદનો અને જોરા-વર બાજુનો હતો. તેની કમ્મર પટલી અને ગરદન પેહેલવાનના જેવી હતી. તે ભરજુવાન પાદશાહ અતરત તેને માટે મગરૂર હતો. તેણે તેને પેહેલવાનોના આસમાન વચ્ચે જેહાનને દીપાવનાર કીધો. તે (અતરત) તેને એટલા તો લાડ સાથે ઉધારતો હતો કે તેને કોઇપણ દીવસે કાંઇપણ ચીજની હાજત રહેતી હતી નહી. જ્યારે તે જોર અને હીમતમાં સીંહના જેવો પકકો થયો ત્યારે તે પારણું છોડી કાલા ઘોડા ઉપર સ્વાર થવા લાગ્યો. રેશમી કપડાંને

બદલે તે લોખંડનું બખતર પેહેરતો હતો અને બાજુએ કમાન સાથે ગુરજ અને તીર લટકાવતો હતો. ખાવા અને ઉંઘાવાને બદલે તે કીનો અને લડાઇ શોધતો હતો. દાઇની કેડને બદલે તે વાઘ અને સીંહ શોધતો હતો. જ્યારે તે નજદીક દસ વરસની ઉમરે પુગ્યો તેટલામાં તો તેનું કદ આસમાન અને મહાતાબ જેટલું ઉંચુ થયું. તે પેહેલવાની અને મરદાનગીમાં એટલો તો ચહડતો બન્યો કે એક મુકીથી તે હાથીને નીચે નાખતો હતો. કુસ્તીના હુનરમાં અને ચોગાનની રમતમાં તે જીત મેળવનારો હતો. તેના જેટલો નાંમીચો બીજો કોઇપણ હતો નહી. જ્યારે ઓહરોથી મઢેલાં બલુંઆસમાને તેના ઉપરથી ઓગણીસ વરસ પસાર કીધાં ત્યારે તે એવો પેહેલવાન બન્યો કે અગરજો તે હાથમાં તલવાર ધરતો તો તેને જોઇને ઝનુની સીંહ દુરથી નાહાસ્તો હતો. એક હાથ મારી તે એક જબરદસ્ત હાથીને ભોંય ઉપર નાંખતો હતો અને તેને પકડીને ઉંચો ધરતો હતો. લડાઇમાં તે સો ફુટ લાંબો લોઢાંનો નેજો રાખતો હતો અને મીજલસમાં દશ મનની જામ ભરી તે દારૂ પીતો હતો. તેના ભાલાની અણીના જખમથી (અફડાયાથી) આતશ સલગતો હતો. તે એક નેજાથી દસ બખતર વીંધી નાખતો હતો. તે કીનાના આવેશમાં પેહેલવાનોને કમરબંદમાંથી ધરતો હતો અને ઘોડાના જીન ઉપરથી તેઓને નીચે જમીન ઉપર પટકતો હતો. અગર ગુરજ તરીકે તેનો હાથ હોય અને બખતર એક હાથી હોય તો તે બે માઇલ દુરથી લડાઇ ઉઠાવી શકે. તેણે ઘણા મોટા જોધ્ધાઓને હલકા પાડયા હતા અને ઘણા સરદારોને હેઠે નાખ્યા હતા. વળી કોઇપણ અતરત સાથે કીનો શોધતું હતું નહી. તેની બીહીકથી તેની સાથે કોઇપણ કજીયો શોધતું હતું નહી. તુરથી તે કેરશાસ્પ જન્મયો ત્યાં સુધીમાં પુરાં આઠસો વરસ પસાર થયાં હતાં. જમશેદની ઓલાદના એ બુજોર્ગ લોકો એ રીતે રૂસતમના ન્યાગાનો હતા. જ્યારે કેરશાસ્પ કોઇપણ પેહેલવાનને ગરદનમાંથી ઉચકતો ત્યારે તેને પોતાના ભાલાની અણીથી આસમાનનું ચક્કર પસાર કરાવતો હતો (યાને મારી નાખતો હતો). શું નોજુવાન કે બુઢાઓ એક

અત્રાજે કેરેશાસ્પની તારીફ ગાતા હતા. શું ઇરાનમાં કે તુરાનમાં તેનું નામ આફ્રીન સાથે દેવાતું હતું.[૧]

---

૧ કેરશાસ્પ બાબે ફીરદોસી જે બ્યાન આપી ગયો છે તે અવસ્તામાં મલતી કેરશાસ્પ બાબેની કથાઓ સાથે જોતાં ઘણું અધુરું છે. આવા નામીચા શખશને માટેનું બ્યાન ફીરદોસીના શાહનામામાં અધુરું હોવાને લીધે અવસ્તા અને પેહેલવી પુસ્તકોમાંથી એ પેહલવાન તેમજ પાદશાહ વીશેનું બ્યાન મેળવીને અત્રે આપવાની હું ફરજ જોઉછું:—

અવસ્તામાં એ પુરૂષને 'કેરેશાસ્પ' અને પેહેલવીમાં એને 'કરસસ્પ' કહયો છે જે ઉપરથી ફીરદોશીએ એને કેરશાશ્પ લખ્યો છે. અવસ્તા પ્રમાણે એ સામના બેટા થ્રીતનો છોકરો હતો. એ અવસ્તાનો સામ તે જાલના બાપ સામ નરીમાનથી જુદો સખશ છે. ફીરદોસીએ એ સામને શેમ અથવા શમને નામે ઓળખ્યો છે. કેરશાસ્પનો બાપ થ્રીત, જેને પેહેલવીમાં સ્રીત અને ફીરદોશીએ અતરત લખ્યો છે, તેણે હોમ ઇજદની ક્રિયા કરી માંગેલી દુવાના બદલામાં હોમે કેરેસાસ્પ અને ઉર્વાક્ષ નામનાં બે બેટાઓની બખશેસ કીધી હતી. એ બેટાઓમાં કેરેસાસ્પ એક પેહેલવાન નીવડયો હતો અને તેણે આ દુન્યામાંથી ઘણાંક નાશકારક પ્રાણીઓ અને રાક્ષસોનો નાશ કીધો હતો. કેરેસાસ્પની ખુબી ગાતાં તેને અવસ્તામાં જોરેમંદ, અખુટ જવાનીનો (એટલાં માટે કે તે કીયામત સુધી ટકી રહેનાર છે), ગુચ્છાવાળા બાળ સાથનો, ગુરજ રાખનાર ઇત્યાદી રીતે ઓળખ્યો છે. હોમ યશતમાં તેને માટે કહેવામાં આવ્યું છે તેણે સરવર નામના અઝદાહને મારી નાંખ્યો હતો. એ અઝદાહ માણસો તથા ઢોરોને ગળી જતો હતો. તેનાં આખાં શરીર ઉપર અંગોઠાની ઉંડાઇ જેટલું લીલું ઝેહેર ફરી વળેલું હતું. તે અઝદાહ મંદ હાલતમાં પડેલો હશે તેટલાં કેરેસાસ્પે તેને એક ટેકડી સમજી તે ઉપર ચુલો સળગાવી ખાણું પકાવવા માંડયું હતું પણ તે ચુલાની ગરમી પાછળથી તે સાંપને લાગવાથી તે સજીવન હાલતમાં આવીને ફુંફારા મારવા લાગ્યો હતો જેથી તે રાંધવાને ચહડાવેલું વાસણ ઉંધું વળી ગયું હતું. બાહાદુર કેરેસાસ્પ પેહેલાં ચોંકીને પાછલ હઠી ગયો હતો પણ પાછલથી તેને મારી નાંખ્યો હતો. (ઇજશને હા ૯, ફ. ૧૧). હીતાસ્પ નાંમના બુરા શખશે તેના ભાઇ ઉર્વાક્ષને મારી નાંખ્યો હતો માટે કેરેસાસ્પે રાંમ યજદની મદદ ચાહી પોતાના ભાઇના કીનામાં એ હીતાસ્પને મારી નાખ્યો હતો (રામયશ્ત ફ. ૨૭, જમીયાદ યશ્ત ફ. ૪૧). એક ગંદર્વ નામનો બુરો દેવ આ દુન્યાના લોકોને ઘણી હેરાનગતી આપતો હતો. તે અશોઇના મુલકોમા નાશ કરવાને ઉઘાડાં મોહોડાં સામે

ધસારો કરતો હતો, તેને કેરેસાસ્પે મારી નાખ્યો હતો. (જમીયાદ યશ્ત ક. ૪૧). પથન નામનો એક જોરેમંદ વાતપાડો હતો તેની નવ ઓલાદને કેરેશાસ્પે મારી નાખી હતી, તથા નીવીક અને દાશ્તયન નામનાં બુરા શખશોની ઓલાદનો તેણે નાશ કીધો હતો એ ઉપરાંત કેરેસાસ્પે વરેષવ અને પિતઓન નામના બે બુરા પાદશાહોનો નાશ કીધો હતો (જુઓ એજ યશ્ત) વળી તેણે ઘણાજ જોરેમંદ રાક્ષસો અરેજોષમન અને સ્નાવિધકને મારીયા હતા. (જુઓ એજ યશ્ત) એ ઉપરાંત મીનોખેરદ ઉપરથી જણાય છે કે તેણે કબુદ વરૂને તથા કમક પક્ષીને પણ મારીયાં હતા. એ કેતાબમાં કેહેવામાં આવ્યું છે કે કેરશાસ્પે એ ઉપરાંત બીજાં ભલાં કામો કરીને આ દુન્યામાંથી ઘાટ અને નુકશાંન ટાળ્યું હતું. તેણે જો એમ નહી કર્યું હતે તો રસ્તાખેજનો વખત થવાનું બની શકતે નહી. કેરશાસ્પને માટે પેહેલવી રેવાયતમાં કહેવામાં આવ્યું છે કે તેણે એક દીને ખાંણું પકાવવાને માટે આતશ સલગાવ્યો હતો, જે આતશ બરોબર નહી સળગવાથી કેરશાસ્પે પોતાના ગુરજ વડે તે આતશને ફટકો મારી છુદી નાંખ્યા હતા. આથી તે અરદીબેહેસ્ત અમશાસ્પંદનો ગુનેહગાર નીવડયો હતો. જ્યારે તેનું રવાન હોરમજદની દરબારમાં આવી પુગ્યું ત્યારે અરદીબેહેસ્ત અમશાસ્પંદે તેને પોતાનો ગુનેહગાર જણાવી હોરમજદની હજુરમાં તેને દોજખને લાયકનો ઠેઠવી આપ્યો હતો. કેરશાસ્પે પોતાનો બચાવ પોતાનાં આએ દુન્યાંનાં સારાં અને સવાબકાર કામોં દેખાડી આપીને કીધો હતો. આવા સવાબી પુરૂશને દોજખના અજાબમાંથી બચાવી લેવાને અશો જરથોશ્તના ફરોહરે તેની ઉપર રેહેમ કરવાને કહયું, પણ અરદીબેહેશ્ત અમશાસ્પંદે તેમ કરવાને વાંધો લીધો હતો. ત્યાર બાદ દુન્યાના આતમાએ કેરશાસ્પ તરફથી લડત લડીને કેરશાસ્પનાં કામોથી દુન્યાને કેવો ફાયદો થયો છે તે દેખાડી આપી તેનો એ ગુનાહ માફ કરવાને હોરમજદને અરજ કીધી હતી પણ તે અરજ બાહાલ રહી નહી. સેવટે અશો જરથોશ્તે માંગી લીધું કે જ્યારે તેવણ દીન ફેલાવવા પેલી દુન્યામાં જશે ત્યારે કેરશાસ્પના આવા ગુનાહની તોજેશ તરીકે તેવણ ગુશ્તાસ્પને આતશની વધુ જતન લેવાનું ફરમાન આપશે. આથી હોરમજદે તથા અરદીબેહેસ્તે કેરશાસ્પનો એ ગુનાહ માફ કીધો હતો. કેરશાસ્પે પોતાંની જીંદગી દરમ્યાંન કીધેલાં કામોમાં એક અગત્યનું કામ મુલતવી રાખ્યું છે. તે કામ એ છે કે કીયામતને વખતે જ્યારે ઝોહાક છુટો થશે અને લોકો ઉપર પાછો જુલમ ગુજારશે ત્યારે ઝોહાકને કેરશાસ્પ મારનાર થશે. બહમન યશ્ત અને બુનદેહેશમાં લખવામાં આવ્યું છે કે તે પેસીઆનસાઇનાં મેદાનમાં (જેને ડા૦ વેસ્ટ કંદહાર આગળ આવેલી પીસીન નામની ખીણ જણાવે છે)

## પાદશાહ ઝોહાકે હજાર વરસમાં એક દાહાડો કમી[1] રાજ્ય કીધું. ઝોહાક તખત ઉપર બેઠો અને બેદાદીનો પાયો નાખ્યો તે વીશે.

જ્યારે ઝોહાક તખત ઉપર આવ્યો, ત્યારે તેની આગળ એક હજાર વરસ સુધી અનજુમન ભેગી થઇ (યાને તેણે હજાર વરસ રાજ કીધું). સઘલો જમાનો તેની ઉપર સુલટો ફર્યો અને એ પ્રમાણે લાંબો જમાનો વહી ગયો. દાનાવ લોકોની રાહ રસમો છુપઇ ગઇ અને દેવોના કાંમોનો ફેલાવો થઇ રહયો. હુનર હીનઇ ગયો. જાદુઇ (લોકોને) પ્યારી થઇ પડી. રાસ્તી છુપઇને જુઠાઇ જાહેર થઇ. દેવ

---

બર ઉંઘમાં પડેલો છે. તેના રવાનની ૯૯૯૯૯ ફરોહરો ચોકી કરે છે. જ્યારે ઝોહાક છુટો થશે ત્યારે તેને ફરેશતાઓ ઉંઘમાંથી જગાડશે. શાહનામાં પ્રમાણે જમશેદે પોતાના પેહેલા બેટા આગળ આગાહી કીધી હતી કે તેનાં વંશમાંથી એક જોરાવર પુરૂશ ઝોહાકને ગાદી ઉપરથી ઉઠાડનાર થશે, તે. પુરૂશ પાછલથી ફરીદુન નીવડયો હતો, જેણે ઝોહાકની ગાદી લીધી હતી વળી એજ જમશેદે પોતાના સસરા જાબુલસ્તાનના પાદશાહ આગળ પોતાને ત્યાં બેટા અવતરવાની ખબર આપતાં એવી આગાહી કીધી હતી કે "આએ તારી બેટીના હમેલથી એક ઉંચુ ખાનદાન ઉભું થશે અને જોરેમંદ તથા હીમતવાન નામદાર બેટા થશે. મારી પાંચમી ઓલાદ પોતાનું દોવલત પાછું મેલવશે અને તે ઝોહાકને ઉખેડી નાખનાર પેહેલવાન થશે." આએ આગાહી તે કેરશાસ્પ બાબેની હતી, જે કીયામતને દીને ઝોહાકને મારી નાંખશે.

૧ ફીરદુસી ઝોહાકને માટે એક હજાર વરસમાં એક દહાડો કમી રાજ કરવાને માટે લખે છે તે એક દાહાડાનું રાજ તે કીયામતને વખતે ભોગવી બરોબર હજાર વરસ પુરાં કરશે. મીનો ખેરદમાં પણ એને એક હજાર વરસ રાજ કરતો જણાવ્યો છે.

લોકો બદી ઉપર હાથ લંબાવવા લાગ્યા. નેક સખુનો છુપાછુપ સીવાય જાહેરમાં બોલતા હતા નહી. જમશેદના ઘરમાંથી બે પાકીજેહ (ઓરતો)ને લોકો નેતરની માફક ધ્રુજતી બાહાર લાગ્યા.[૧] તે બંધે જમશેદની બેહેનો થતી હતી. તેણીઓ બાનુઓના તાજ જેવી હતી. બુરખાથી મોહોડું ધાંકેલીઓમાંની એકનું નામ શેહેરનાજ હતું અને બીજી માહાતાબ જેવીનું નામ અરનવાજ હતું. તેઓ તેણીઓને ઝોહાકના મેહેલમાં લેઇ ગયા, અને તેઓને તે અઝદાહના મોહોઢાંવાળા (ઝોહાક)ને સોંપી.[૨] તેણે તેણીઓને જાદુઇના રસ્તા ઉપર ઉતારી અને તેઓને જુઠાઇ અને ખરાબ ખસલત સાથે ભેલાતી કીધી[૩] કંગાલ ઝોહાકની બુનીયાદ આવી હતી. જેહાન તેની આગળ મીણની વીટીની માફક રહી હતી. તે ઝોહાક બદ એલમનું શીખવવું, લુટફાટ કરવી, મારી નાખવું. તથા બાલી નાખવું એ શીવાય બીજું કાંઇ જાણતો હતો નહી. એવું બનતું હતું કે દર રોજ હલકે વાંધેના કે પેહેલવાની ખાનદાનનાં લોકોમાંથી દર રાતે બે જવાન મર્દોને તે (ઝોહાક)નો બાવરચી પાદશાહના મેહેલમાં લેઇ જતો હતો અને તેઓથી તે પાદશાહના દુખના ઇલાજનો રસ્તો કરતો હતો. તે (બાવરચી) તેઓને મારી નાખતો હતો અને તેઓના મગજ કાહાડી લેતો હતો. તે (મગજ) પેલા અઝદાહોને ખવાડતો હતો.

પાદશાહી ખાનદાનનાં બે પાકીજેહ મરદો હતો. જેઓ બંધે મોટા મરતબાના અને પહેરજગાર હતા. એકનું નામ અરમાઇલ[૪]

---

૧ એ બે ઓરતો તે અવસ્તામાં જણાવેલી 'સવંઘહવાચી' અને અરેનવાચી' નામની જમશેદની બે બેહનો હતી. કેટલાક તવારીખ નવેસો એઓને જમશેદની દીકરીઓ જણાવે છે. ફરીદુને તેણીઓને પાછલથી છોડવી હતી.

૨ લખેલી નકલ પ્રમાણે.

૩ અવસ્તા મુજબ તો ઝોહાકે તેણીઓને ઉંડાગારમાં કેદ કીધી હતી.

૪ 'અઇયાદગારે જરીરાન નામની પેહેલવી કેતાબમાં "શત્રોઇહા એ અઇરાન" નામના બાબમાં અરમાઇલ અને કરમાઇલને માટે જણાવે છે કે તેઓ ઝોહાકના રાજ્ય અમલમાં હાકેમી ભોગવતા હતા. તેઓને ત્યાં કુર્દીસ્તાનના પાહાડી હાકેમો જણાવ્યા છે જેઓએ તે ઝોહાકથી કુર્દીસ્તાનના પાહાડી મુલકોમા હાકેમી મેલવી હતી.

હતું કે જે પાકદીનનો હતો. જ્યારે બીજાનું નામ કરમાઇલ[1] હતું કે જે દુરઅંદેશ હતો. એવું બન્યું કે એક દાહાડે તેઓ સાથે મલ્યા. ત્યાં તેઓ વચે પાદશાહ વીશે તથા તેના લશકરની બેદાદી વીશે તથા તેની બદ રસમ અને બદ ખોરાક વીશેની કેટલીક લાંબી ટુકી વાતો થઇ. તેઓમાંનો એક બોલ્યો કે "આપણે પાદશાહની નજદીક બાવરચી તરીકે જઇએ અને ત્યાર પછી (એ બાબદનો) કાંઇ ઇલાજ કરીએ. તરેહવાર રીતના વીચાર કરીને જે બે શખસોના લોહી રેડવામાં આવે છે તેઓમાંથી એક એકને છોડવ્યે." તેઓ ત્યાં (પાદશાહ આગળ ) ગયા અને બાવરચીનું કાંમ કરવા માંડયું, તથા અંદાજાસર ખાનું બનાવવા લાગ્યા. તે જેહાનના પાદશાહનું બાવરચી ખાનું તે બંધે રોશન રવાનનાં આલાક પુરૂશોએ હાથ કીધું. જ્યારે લોહી રેડવાનો અને મીઠા જીવોને ખુચવી લેવાનો વખત થયો ત્યારે ચોકીબાનો આએ મારી નાખનારાઓ આગળ બે જુવાન મર્દોને ઘસડતા પકડી લેઇ આવ્યા અને ઝડપથી તે બાવરચીઓ આગળ

---

૧ જશને સદેહ વીશેનું બ્યાન આપતાં અલબીરૂની જણાવે છે કે :—

ઝોહાકે અરમાઇલ અને કરમાઇલ નામના સખશોને દરરોજ બે માણસોને જબેહ કરી તેઓનાં ભેજાં કાહાડી લાવવાનો હોકમ ફરમાવ્યો હતો. તેઓ ઘણા રહેમી પુરૂશો હતા. તેથી પોતાના જાતભાઇઓ ઉપર દયા લાવી તે બે માનાં એક પુરૂષને નહસાડી દેતા હતા, અને તેનાં ભેજાંને બદલે એક મેંઢાંનું ભેજું મુકતા હતા એ રીતે તેઓએ પોતાનાં હજારો ભાઇબંધોનો જીવ બચાવ્યો હતો. જ્યારે ફરીદુન તખતે આવ્યો ત્યારે તેણે એ બંધે જણાઓને આવું ખુની કામ કરવાને માટે મારી નાંખવાનો હોકમ ફરમાવ્યો હતો, ત્યારે તેઓએ પોતાની નેક મકસદને માટેનો ખરો ખોલાશો જાહેર કીધો અને પાદશાહને કહયું કે જો તે પોતાના ખેપીયાને તેઓની સાથે મોકલે તો તે છોડવેલા પુરૂશોને દેખાડે. તેમ કરવાને ફરીદુને કબુલવાથી અરમાઇલે પોતે છોડવેલાં માણુસોને એવો હોકમ કીધો કે તેઓએ પોતાના ઘરોના છાપરાં ઉપર બલતું સલગાવવું કે જેથી છોડવેલાં માણુસોની સંખ્યા જાહેર થાય. .આ ઉપરથી બહમન મર્હનો અને આવાં રોજે દેમાવંન્દ પાહાડ ઉપર કે જ્યાં તેના છોડવેલાં માણુસો જઇ વસ્યાં હતાં ત્યાંનાં ઘેરનાં દરેક છાપડાં ઉપર આવી રોશની જોઇ તે ખેપીઓ ઘણો અચરત થયો હતો અને પાદશાહ ફરીદુનને એ બાબદથી વાકેફ કરવામાં આવ્યો હતો. પાદશાહે જ્યારે એ બંધેની આવી રેહેમદીલીની વાત સમજી ત્યારે તેઓને માફ કરીને નવાજયા હતા.

ઉંચેથી ફેંકી દીધા. તે બાવરચીઓનું જીગર દુખથી ભરાઇ આવ્યું. તેઓની આંખો લોહીથી ભરપુર અને તેઓના સર કીનાથી ભરપુર થઇ રહયાં. તે બેદાદ જમીનના પાદશાહની આવી વર્તણુકથી તેઓએ એકમેક તરફ જોયું. તે બેમાંથી એકને મારી નાખવા શીવાય તેઓ બીજો કાંઇ ચારો જોઇ શકયા નહી. ગોસ્પંદના માંથામાંથી ભેજું કાહાડીને તે કીમતી ભોગના મગજ સાથે તેઓએ ભેળ્યું. તેઓએ એકનો જીવ બચાવીને તેને કહયું કે “ખબરદાર તું તારૂ સર છુપાવેલું રાખજે અને આ આબાદ શેહેરની અંદર તું રહેતો ના. તારે નસીબે હવે વસવાટ કરવાને માટે દુન્યાના પાહાડો અને જંગલોજ છે.” તેનાં માથાંને બદલે વગર કીંમતના (જાનવરના) શરીરમાંથી અજદાહને માટેનો ખોરાક તેઓએ બનાવ્યો. એ પ્રમાણે દર મહીને ત્રીશ જવાનો તેઓથી પોતાનો જીવ બચાવી શકતા હતા. જ્યારે તેઓમાંથી બસો માણુસો એકઠાં થયાં અને તેઓ કોણ છે તે કોઇ ઓલખી શકયું નહી ત્યારે તે બાવરચીએ તેઓને કેટલાંક મેઢાં બકરાં આપ્યાં અને તેઓને જંગલમાં મોકલી દીધા. હાલના કુર્દ[૧] લોકો તે લોકોના તોખમથી ઓલાદ ધરાવે છે, કે જેઓના દીલમાં આબાદીની યાદ આવતી નથી. તેઓના ઘરો તમામ જાડાં કપડાંના હોય છે (યાને તેઓ તંબુઓમાં વસે છે). તેઓ ખોદાનો ડર દીલમાં રાખતા નથી.

તે વેરાન કરનાર ઝોહાકની એવી રસમ હતી કે જ્યારે પણ તેની મરજી થતી ત્યારે જંગી પેહેલવાનોમાંથી એકને બોલાવી મંગાવતો હતો અને તેને એવું કહીને મારી નખાવતો કે “તુ દેવ

---

૧ એ કુર્દ લોકોને બાબે ડા૦ રીચર્ડસન કહે છે કે:—

“The gaolers (Karmael and Armael), moved with compassion for their unhappy prisoners thus doomed to feed the tyrant's distemper, allowed many to escape, supplying the demand with the brains of sheep; and that from those fugitives who took refuge in the Ararat or Gordian mountains of Armenia, sprung the nation known since by the name of Kurds”

સાથે મલી ગયો છે"* ૧ જ્યાં પણ નામીચી ખુબસુરત છોકરી હોય કે જેણી પરદાની અંદર પાક રેહેતી હોય અને એક હરફ પણ તેણીની દામનને વીશે બોલાતો નહી હોય ત્યાંથી તે તેણીને પોતાની નજદીક બોલાવી મંગાવીને ગોલામ બનાવતો હતો. એવી રીતે ત્યાં કેઆની રસમ, રેવાજ કે કાયદો હતો નહી.

## ઝોહાકે ફરીદુનને સ્વપનામાં જોયો તે વીશે.

જ્યારે તેની જીંદગીના ચાલીસ વરસ બાકી રહયાં ત્યારે તેના સર ઉપર ખોદાએ શું તદબીર ચલાવી તે તું જો. એક પાછલી રાતે જ્યારે તે પાદશાહી અએવાનમાં અરનવાજ સાથે ઉંઘાયલો હતો ત્યાં તેણે એવો સ્વપનો જોયો કે પાદશાહી મેહેલમાંથી ૨ ત્રણ પેહેલવાનો એકાએક બાહાર નીકલ્યા તેઓમાં બે મોટા અને એક નાનો હતો, કે જે નાનો ઉંચાઇમાં સરોવર જેવો અને દબદબામાં પાદશાહ જેવો હતો. તેની કમર બાંધવાની અને ચાલવાની રીત શેહેનશાહના જેવી હતી. તેના હાથમાં ગાયની સુરતનો ગુરજ હતો. તે સેતાબીથી દોડતો ઝોહાકની આગળ લડાઈ કરવાને આવ્યો અને તે ગાયની સીકલનો ગુરજ તેના માંથાથી તે પગ સુધી બાંધ્યો. તેના બે હાથો દોરડાંથી પથ્થરની માફક બાંધ્યા. તેની ગરદનમાં ફાંસો ઉતાર્યો અને તેને ઘસડતો તથા દોડાવતો તથા પુઠે લોકોના ટોળાં સાથે દેમાવંદ ૩ પાહાડ સુધી તેને લઇ ગયો. તે જુલમગાર ઝોહાકે તરફડીઆં માર્યાં. ગોયા તેનું જીગર બીહીકથી ચીરાઇ જતું હતું. આથી તે ખોઆબમાંજ તેણે એક બાંગ મારી જેથી તે સો થાંભલાવાલું ઘર હીલવા લાગ્યું. તે નામવર પાદશાહના પોકારથી ખોરશેદ જેવા ચેહેરાની બાનુએ પોતાની જગ્યાએથી ચમકી ઉઠી.

---

* ૧ લખેલી નકલમાં એ બેટ વધુ છે.

૨ લખેલી નકલમાં 'કાખે શાહાનશાહાન' ને બદલે 'સ.ખાએ જેહાન યાને જેહાનની સાખામાંથી એવો બોલ છે.

૩ 'દેમાવંદ' એ હમદાન (Hamadan) શેહેરની નજદીકમાં આવેલા ઈરાન દેશના એક પાહાડનું નામ છે. એ અલબરજ પાહાડની સૌથી ઉંચી ટોંચ ગણાય છે.

અરનવાજે ઝોહાકને પુછયું કે "ઓ શેહેનશાહ! તુંને શું થયું છે? મને તે છુપી રીતે કેહે. તું તારાં પોતાનાં મકાનમાં આરામથી સુતેલો છે ત્યારે તું તારા જાનને માટે શા સારૂં ધ્રુજે છે? તમામ હફતે કેશ્વર ૧ તારા હોકમ હેઠલ છે. જાનવરો, દેવો અને માણુસો તારાં પાસબાન છે. માહાતાબના ઉંચાનથી તે માછલીના નીચાન સુધીની તમામ જેહાન તારી પાદશાહી હેઠલ છે." ત્યારે તે પાદશાહે તે ખોરશેદના જેવા ચેહેરાની ઓરતોને જવાબ દીધો કે "આવી અજબ જેવી વાત છુપી રહેવી નહી જોઇએ તોપણુ એ રીતે જો તમો આએ દાસ્તાન સમજશો તો મારા જીવની માફક તમારૂં દીલ નાઉમેદ થશે." અરનવાજે તે મોટા પાદશાહાને કહયું કે "તે ભેદ તારે હમારી આગળ ખોલવો જોઇએ. અગર જો કાંઇ ઇલાજ ઘટતો હશે તો તે હમો કરી શકીશું, કારણુકે કોઇપણુ દુ:ખ ઇલાજ વગરનું નથી." ત્યારે તે પાદશાહે જે ભરમ છુપો હતો તે ખુલ્લો કીધો અને તેઓ આગળ સ્વપનાની તમામ વીગત કહી. તે ખુબસુરત ઓરતે તે નામવરને કહયું કે "એ વાતને છોડી ના દે પણુ તેનો ઉપાય કર. વખતનો નગીનો તારાં તખતનું સર છે. તારાં નામવર બખ્તથી આ દુન્યા રોશન છે. તમામ જેહાનને તથા જાનવરો, માણુસો, પક્ષીઓ, દેવો અને પરીઓને તું તારી અંગોથી (સત્તા) ની હેઠલ રાખે છે. દરેક મુલકમાંથી ડાહયા માણુસો, નજુમીઓ અને મોબેદોને તું એકઠા કર અને તે મોબેદો આગળ તું તમામ વાત કહે. ખોલ કરીને રાસ્તીને શોધી કાહાડ. તું જો કે તારૂં મોત કોણુને હાથે છે, માણુસની ઓલાદને હાથે કે દેવ યા પરીને હાથે છે. જ્યારે તું તે બાબદથી વાકેફ થાય ત્યારે તું તેનો તેજ

---

૧ આ દુન્યાને આગળા વખતના લોકો હફતે કેશ્વરને નામે ઓલખતા હતા, કારણુકે તે વખતે જમીનના સાત ભાગો કરવામાં આવ્યા હતા. એ દરેક ભાગ એકેકા કેશ્વરને નામે ઓલખાતો હતો, અવસ્તા મુજબ એ સાત કેશ્વરો નીચે મુજબ ગણાય છે:—

અરેજહિ, સવહિ, ફ્રદધફ્શુ, વીદધફ્શુ, વોઉરૂ-બરેરિત, વોઉરૂ-જરેરિત અને ખ્વનીરથ. આ ખ્વનીરથને પહલવી ખ્વનીરથ કહે છે. એ કેશ્વરની અંદર ઇરાનવેજ આવ્યું હતું.

વખતે ઇલાજ કરજે. બદ મનશનીવાળાઓની બદીથી તું ફોકટમાં બીહ ના." તે બદ મનશનીના ૧ પાદશાહને તે સરોવરના જેવાં બદન વાલીએ જે જવાબ આપ્યો તે જવાબ તેને ખુશ લાગ્યો. જેહાન કે જે કાલી રાતને લીધે કાગડાની પાંખના જેવી હતી તે પાકા-ડની પછવાડેથી ચેરાગે (સુરજે) પોતાનું ડોકીયું બાહાર કાહાડયું ત્યારે તું કહેશે કે બલુ ગુમબજ ઉપર ખોરશેદે જાણે પીલાં યાકુતનો રંગ પાંથર્યો. પાદશાહે જ્યાં જ્યાં ભણેલા, ચાલાક અને અકલવાલા મોબેદો હતા તે સઘળાને દુન્યામાંથી પોતાની નજ-દીક બોલાવ્યા તથા તેઓ આગળ તેણે જે દીલને જખમાવનારો ખોઆબ જોયો હતો તે કહયો. તેઓને બોલાવીને એક જગ્યાએ ભેગા કીધા અને તેઓથી પોતાના દુખનો ઉપાય શોધ્યો. તેણે તેઓને કહ્યુ કે "મને જલદીથી વાકેફ કરો અને મારાં રવાનને રોશનીના રસ્તા તરફ દોરવો. મારી ઉપર જમાનો કયારે આખેર થશે? (યાને હું કયારે મરી જવશ?) આએ તાજ, તખત અને કમરબંદ કોણનો થશે? એ સઘલો ભરમ તમોએ મને કહેવો જોઇશે, નહી તો તમારૂં માથું કંગાળ રીતે ખોવું પડશે." તેઓએ જમાનાની સારી માઠી ચાલ વીશે પોતપોતામાં ખાનગી સવોલ જવાબો કીધા. (ત્યારબાદ) તે મોબેદોના હોઠો (ધાસ્તીથી) સુકાઇ ગયા અને ગાલો (આંસુથી) ભીનાઇ ગયા તેઓ એકમેક સાથે વાતમાં રોકાઇ ગયલા હતા. (તેઓ બોલતા હતા કે) "અગરજો જે બનવનું છે તે સાચે સાચું કહી દઇશું તો જાન સાથે લડાઇ કરવા જેવું અને જાનને વગર કીમ્મતનો બનાવવા જેવું છે. અગરજો જે બનવાનું છે તે વીશે તે સાચી વાત નહી સાંભળશો તોપણ (જયારે બનવાનું હશે તે બનશે) ત્યારે પણ હમણાની માફક જાનથી હાથ ધોવા પડશે." ત્રણ દાહાડા એ કામમાં વહી ગયા તોપણ કોઇબી એ વાત જાહેર કરી શકયું નહી. ચોથે દિવસે તે પાદશાહ રાહા દેખાડનારા મોબેદો ઉપર ગુસ્સે થયો અને બોલ્યો કે "યાતો તમો જીવતા સુલીએ ચઢો નહી તો જે બનવાનું હોય તે કહી દેઓ." સઘલા મોબેદોએ પોતાના સર નીચાં

---

૧ બ.પોથી નકલમાં 'બહમનેશ' વધારે લખેલ છે.

નમાવ્યાં. તેની (બીહીક) થી તેઓના દીલ અરધાં હતાં (યાને તેઓ નો અરધો જીવ જતો રહયો હતો), અને આંખો આંસુથી ભરેલી હતી. તે ઘણી અકકલ ધરાવનાર નામદારો વચ્ચે એક જણ દુરઅંદેશ અને રાસ્તીની કોશેશ કરનારો હતો. તે અકકલમંદ અને હુશીયાર માણસનુ નામ જીરક હતું. તેણે તે મોબેદો વચ્ચેથી આગળ પગલું ભર્યું. તેનું દીલ વધારે દલગીર થયું, પણ ધાસ્તી વગરનો બનીને જબાનને ખોલતો ઝોહાકની નજદીક ગયો અને તેને કહ્યું કે "તારા માંથામાનો પવન કાઢી નાખ, કારણકે કોઇપણ માણસ પોતાની માંયથી મોત-વગરનો જન્મયો નથી. તારા અગાઉ ઘણાક પાદશાહો થઇ ગયા છે જેઓ બુલંદ તખતને લાયક હતા. ઘણાઓએ ગમ અને ખુશાલીનો હીસાબ કીધો છે. જયારે તેમના લાંબા દીવસનો છેડો આવ્યો ત્યારે તેઓ ગુજરી ગયા છે. અગર જો તું લોઢાંના કીલ્લાની માફક તારા પગ ઉપર ઉભો હશે તોપણ આસમાન તુંને ઘસી નાખશે, પણ એક જગ્યાએ તું કાયમ રહેશે નહીં. હવે પછી તારૂં તખત કોઇ બીજાને હાથ જશે અને તારાં નસીબનો છેડો ખાકમાં આવશે (યાને તું મરી જશે). તે (તારૂં તખત લેનાર) નું નામ ફરીદુન કહેવાશે કે જે જમીનને માટે બખતાવર આસમાનનાં છાયડા જેવો થઇ પડશે (યાને તે દુન્યામાં આબાદી ફેલાવશે). હાલ સુધી તે સરદાર માયથી જન્મયો નથી. તારે માટે બીહીવાનો અનો હાય અફસોસ કરવાનો વખત હુજી આવ્યો નથી. જ્યારે તે હુનરમંદ માયને પેટે પેદા થશે ત્યારે તે એક ઝાડની માફક ફલવંત થશે. જ્યારે તે મરદાનગીમાં આવશે ત્યારે તે પોતાનું સર માહાતાબ તુલક ઉઠાવશે. તે કમર બંધ, તાજ, તખત અને પાદશાહી ટોપીની શોધમાં રહેશે. તેનું કદ ઉંચાઇમાં સીદ્ધાં સરોવરના જેવું થશે. તે પોલાદી ગુરજને પોતાની ગરદન ઉપર ઉઠાવશે. તે તારાં માથાં ઉપર ગાયની સુરતનો ગુરજ મારશે અને તુંને બાંધીને આએ મેહેલમાંથી પાહાડ તુલક લેઇ જશે." નાપાક દીનના ઝોહાકે તેને પુછયું કે "તે મને શા માટે બાધશે? મારી ઉપર તે શાનો કીનો લેશે?" ત્યારે તે હીમતવાને તેને જવાબ દીધો કે "અગર જો તું ડાહયો હોય તો (તું સમજ કે) કાંઇપણ

બાંહ્યુા વગર કાંઇ બુરૂં કરે નહી. તેના બાપનું મોત તારે હાથે આવશે અને તે દુઃખથી તેનું સર કીના ભરેલું થશે. એક પુરમાયે નામની ગાય પેદા થશે જે જેહાનને શોધનાર (ફરીદુન) ની દાઇ બનશેઃ તે ગાય પણ તારે હાથે ફના થશે. તેના કીનામાં તે ગાયનાં મોઢાંનો ગુરજ ઉઠાવશે." જ્યારે ઝોહાકે એ વાત સાંભળી અને તેના કાન ખુલ્લા થયા, ત્યારે તે હોંશ ખોહી દઇને તખત ઉપરથી નીચે પડયો. પેલા બુલંદ મરતબાના શખસે તે બુલંદ તખત આગળથી આફતની ધાસ્તીને લીધે પોતાનું મોહું ફેરવ્યું (યાને નાસી ગયો). જ્યારે તે પાદશાહનું દીલ પાછું ઠેકાણે આવ્યું ત્યારે તે પાદશાહી તખત ઉપર બેઠો અને ફરીદુનની દુન્યામાં શોધ કરવા માંડી તથા તેને માટે છુપી તેમજ જાહેર રીતે જુસતેજો કીધી. તેને કાંઇપણ આરામ, ઉંઘ કે ભુખ હતી નહી. તેની ઉપર રોશન રોજ કાળો થઇ પડયો. એ પ્રમાણે લાંબો વખત વહી ગયો અને તે અઝદાહ ઉપર ઘણી તંગી ઉતરવા લાગી.

## ફરીદુનનો જન્મ થયો તે વીશે.

મુબારક ફરીદુન ૧ માયને પેટે જન્મયો અને જેહાનમાં એક બીજાએ આવીને (નવાં રાજ્યનો) પાયો નાંખ્યો. તે (ફરીદુન) એક સીહ્દાં સરોવરની માફક ઉછરી નીકળ્યો. તેના ઉપર પાદશાહી ખોરેહ પ્રકાશતું હતું. તે જેહાનને શોધનાર જમશેદના જેવા ખોરેહનો હતો. તે પ્રકાશીત સુરજના જેવો દેખાતો હતો. જેહાનને તે વરસાદની માફક ઉપ્યોગનો થઇ પડયો હતો અને રવાનોને તે અકકલની માફક લાયક થઇ પડયો હતો. તેનાં માથાં ઉપર ફરતું આસમાન એવી રીતે ફરતું હતું. તે ફરીદુનને માયાથી તાબે હતું.

---

૧ ફરીદુનને અવસ્તામાં 'થ્રએતઓન' તથા પેહેલવીમાં ફરેદુન કહયો છે. એ ફરીદુન જમશેદની તોખમથી ઉતરી આવ્યો હતો. બુનદેહેશમાં તે જમશેદની પેહેડીની અંદર નીચે મુજબ આવે છેઃ-

ફરેદુ –અસ્પયાન–પુરતોરા અસ્પયાન-સોક તોરા અસ્પયાન–બુરતોરા અસ્પયાન–સીહાકતોરા અસ્પયાન-સ્પીદતોરા અસ્પયાન-ગેફરતોરા અસ્પયાન–રમકતોરા અસ્પયાન-વનફ્રેગશની અસ્પયાન-જમશેદ (બુનદેહેશ બાબ ૩૧),

પેલી ગાય જેનું નામ પુરમાયે હતું તેનો દરજ્જો બીજી ગાયો કરતે ચઢતો હતો. તે પોતાની માયથી છુટી થઇ (યાને જન્મી) ત્યારે તેણીના દરેક બાલ નર મોરની માફકના જુદા જુદા રંગના હતા. તે (ગાય) ની આગળ ડાહ્યા માણસો, નજુમીઓ, અને મોબેદોનું ટોળું એકઠું થયું. કારણ કે તેના જેવી ગાય જેહાનની અંદર કોઇએ જોઇ હતી નહી, અથવા તો બુઢા જાણકારોથી એવું સાંભલ્યું પણ ન હતું. ઝોહાકે દુન્યામાં હોહા ફેલાવી દીધી હતી અને તે જેહાનની અંદર તે (ફરીદુન) ને વીશેની જુસતેજો કરતો હતો. ફરીદુન કે જેનો બાપ આબતીન૧ હતો, તે આબતીન ઉપર આખી દુન્યા તંગ થઇ પડી. નાહુસભાગથી અને પોતાના જીવથી ઘરાયલો તે એકાએક તે શેરમર્દ (ઝોહાક)ના સપાટામાં આવી ગયો. તે નાપાક મર્દના ચોકીબાનોમાંના કેટલાએક એક દીવસે તેને મળ્યા. તેઓ તેને પકડીને ચીત્તાની માફક બાંધીને ઝોહાકની આગળ લેઇ ગયા તે ઝોહાક તેના દાહાડાનો અંત લાવ્યો. ફરીદુનની અકકલમંદ માતાએ તેના ધણી ઉપર આવી ખરાબી વરસી તે જોયું. તેણી જમાનાનાં સણગાર જેવી એક ઓરત હતી અને જેણીથી પાદશાહી ખોરેહનું ઝાડ ફલ ઉપર આવ્યું હતું તેણીનું નામ ફરાંનક હતું અને તેણી બખતાવર હતી. તેણીનું દીલ ફરીદુન ઉપરના પ્યારથી ભરપુર હતું. જ્યારે તેણીએ પોતાના ખાવીંદ વીશેની આએ ખબર સમજી ત્યારે તેણીને લાગ્યું કે બેદાદી તેણીના ઉપર આવી પડી છે. ૨ તેથી તેણી દાહાડાની ચાલથી તુટેલાં દીલની બનીને

---

૧ આ ફીરદોશીનો આબતીન તે અવસ્તાનો 'આથવ્ય' છે અને પેહેલવીમાં 'અસ્પયાન' કહયો છે. એ આથવ્યાન ઘણોજ પહરેજગાર પુરૂશ હતો. અને હોમ ઇજદની આરાધના કરવાથી હોમ ઇજદે તેને ત્યાં ફરીદુન જેવો પેહેલવાન બેટો બખશ્યો હતો (હોમયશ્ત ફ. ૭) બુનદેહેશ પ્રમાણે અસ્પયાન નામનું એક નામીચું ખાનદાન ગણાતું હતું. તે ખાનદાનમાં ફરીદુનનો બાપ અસ્પયાન અથવા આથવ્યાન નામ ધરાવતો હતો જમશેદના વંશના જે પુરૂશો હસ્તી ધરાવતા હતા તેઓને ઝોહાકે ચુટીચુટીને મારી નખાવ્યા હતા. તે પ્રમાણે ફરીદુનનો બાપ પણ ઝોહાકના કીનાનો ભોગ થઇ પડયો હતો.

૨ આએ બેઠ છાપેલી નકલમાં નથી.

નાસી ગઇ. તેણી રડતી રડતી ખેતરો તરફ ગઇ, જ્યાં પેલી નામીથી પુરમાએ ગાય હતી, કે જેના તન ઉપર તેને લાયકનો સણગાર હતો. તેણી તે ખેતરના માલેક આગળ રડી પડી અને આંખમાંથી આંસુ ખેરવ્યાં. તેણી તેને કહેવા લાગી કે "આએ દુધ ધાવતાં બચ્ચાંને થોડો વખત મારી પાસેથી તારી પનાહમાં રાખ. એક બાપને ઘટે તેમ તું એને તેની માયની પાસેથી કબુલ રાખ. આએ તારી ખુબસુરત ગાયના દુધથી તેને ઉધાર. અગર જો તુને બદલો જોઇતો હોય તો આએ મારો જાન તારો છે. જો તારી ખાહેશ હોય તેને માટે હું આએ મારો જાન ગીરવી મુકું છું." તે ખુબસુરત ગાયવાલા જંગલના રખેવાલે તે પાક મગજના ઓરતને એવો જવાબ દીધો કે "હું તારા ફરજંદ આગળ એક ગોલામ માફક રહીશ અને તારી શીખામણ (હોકમ) હું કબુલ કરનાર થઇશ." ફરાંનકે તેને તે ફરજંદ સોંપ્યું અને શીખામણ તરીકે જે તેને કહેવાનું હતું તે કહ્યું. તે પનાહમાં લેનાર હુશીયાર મર્દે ત્રણ વરસ સુધી એક બાપની માફક ગાયના દુધથી તેને ઉધાર્યો. (ફરીદુનના) જાનનો શોધનાર ઝોહાક ધરાયો હતો નહી, (તેવામાં) આએ ગાયની ચકચાર દુન્યામાં ફેલાઇ. રડતી અને જારી કરતી તથા ચેહેરા ઉપરનો લાલ ગોલાબ ફેંકી દેઇ સમબુલના જેવો સફેદ બનાવી, તે માતા તે ખેતર તરફ દોડતી ગઇ અને તે આશરો આપનાર મર્દને કહેવા લાગી કે "મારા દીલમાં યજદાંનની તરફથી એવો અંદેશો આવે છે, અને (તે વીચાર પ્રમાણે) તે અક્કલમંદ રસ્તા ઉપર ચાલવા શીવાય બીજો કાંઇ ઇલાજ નથી. કારણ કે મારૂં ફરજંદ અને મારો મીઠો જીવ એકજ છે. આએ જાદુઇના મુલકની ખાક ઉપરથી મારાં પગલાં (બાહાર) લેઇ જાઉં અને મારા છોકરા સાથે હીંદુસ્તાન જાઉં. લોકોની વચ્ચેથી હુ ગુમ થઇ જાઉં અને એ છોકરાને અલબરૂજ [1]

---

૧ અલબરૂજ એક પાહાડોની હારનું નામ છે કે જે માજંદરાન અને ગીલાનને ઇરાકના મુલકથી જુદા પાડે છે. એ પાહાડને અવસ્તામાં 'હરબેરે જઇતી'ને નામે ઓલખવામાં આવ્યો છે એ પાહાડ ઉપરથી દેખાતા ખુબસુરત દેખાવોને લીધે એને બેહેશતના પાહાડને નામે ઓલખ્યો છે. એ પાહાડ ઉપર આગલા ઇરાની પાદશાહોએ ઘણાએક આતશકેદહો બંધાવ્યાં હતાં

પાહાડ તરફ લેઇ જાઉં." એમ બોલીને તે ખુબસુરત (બચ્ચાં)ને લેઇ ગઇ અને તેને માટેના ઘણા ગમથી પોતાના દીલનું લોહી રેડવા લાગી. એક વફાદાર દોસ્તની માફક તેણીતે ફરજંદને તે ઉંચા પાહાડ ઉપર એક ખેપ્યાની ઝડપે લાવી. તે પાહાડ ઉપર એક દીનદાર માણસ હતો જે દુન્યાનાં કામકાજથી ફીકર વગરનો હતો. તેને ફરાંનકે કહયું કે "ઓ પાક દીનના મર્દ! હું ઇરાન જમીન તરફથી આવેલી હાદેશાની મારેલી (ઓરત)છું. જાણુકે આએ મારૂં બુલંદ નસીબનું ફરજંદ અનજુમનનો સરદાર થશે. તે ઝોહાકના માંથાં ઉપરનું તાજ લેશે અને તેના કંમરબંદને ખાકમાં રેલશે. તુંએ તેનો નેગેહબાન થવું જોઇએ. તેના જાનને માટે એક બાપની માફક તુંએ બીવું જોઇએ." તે નેકમર્દે તેણીના ફરજંદને કબુલ રાખ્યું અને તે તેના ઉપર કદી પણ પવન યા સરદી લાગવા દેતો હતો નહી.[૧] તે બદબખત ઝોહાકને તે પુરમાયે ગાય અને તે ખેતરની ખબર પડી. તેથી તે એક મસ્ત હાથીની માફક કીનો લેવાને ત્યાં ગયો તેણે તે પુરમાયે ગાયને મારી નાખી અને જે ચારપગાં જાનવરો તેણે ત્યાં જોયાં હતાં તેને મારી નખાવ્યાં અને તે જગ્યાને તે (જાનવરો)થી ખાલી કીધી. ત્યાર બાદ તે ઝડપથી ફરીદુનનાં ઘેર તરફ ગયો અને ઘણી જુસતેજો કરતાં કોઇ પણ મલ્યું નહી. તેણે તેના મેહેલને આતશથી સલગાવી દીધો અને તે ઉંચી ઇમારતને ભોંય સાથ કરી નાંખી.

## ફરીદુને પોતાની ઓલાદ વીશે માયને પુછયું તે વીશે

જ્યારે ફરીદુન સોલ વરસનો થયો ત્યારે તે અલબરૂજ પાહાડ ઉપરથી નીચે જંગલમાં આવ્યો. તે પોતાની માયની નજદીક આવ્યો

---

૧ ફરીદુનને જે પીરમર્દે અલબરૂજ પાહાડ ઉપર રાખ્યો હતો ત્યાંથી તે મોટો થઇને ગીલાન શેહેર કે જેને અવસ્તામાં 'વરેન' કહયું છે ત્યાં જઇ વસેલો હોવો જોઇએ. ફરીદુને ઝોહાકને મારવાને મટે જે શેહરમાં બંદગી કીધી હતી તે શેહેરનું નામ અવસ્તા મુજબ વરેન હતું. ત્યાંથી તે પરવરદેગાર અને ઇજદ અમશાસ્પંદોની મેહેર મેલવી ઝોહાકના પાયે તખત તરફ લડાઇ કરવાને ગયો હતો.

અને તલાસ કરતાં પુછ્યું કે "જે કાંઇ છુપી વાત હોય તે તું મારી આગળ ખુલ્લી કર. તું મને કેહ કે મારો બાપ કોણ હતો? હું કોણની તોખમનો છું? મારી બુન્યાદ કોણથી છે? હુ કોણછું તે બાબે અનજુમનના સરદાર આગળ હું શું કહું? માટે દાનેશમંદીથી જે વાત હોય તે મને કેહ." ફરાનકે જવાબ દીધો કે "ઓ નામવરી શોધનાર બેટા! તેં જે બાબે કહેવાને માટે પુછ્યું છે તે હું તુંને કહીશ. તું જાણ કે ઇરાન જમીનની અંદર આબતીન નામનો એક શખસ હતો. તે પાદશાહી તોખમનો અને ચાલાક હતો. વળી તે ડાહાપણવાલો, હીમતવાન અને કોઇને દુખ નહી દે તેવો હતો. પેહેલવાન તેહેમુરસથી તેની તોખમ હતી. તે (આબતીન) પેહેડીદર પેહેડીની યાદ ધરાવતો હતો. તે તારો બાપ અને મારો નેક ધણી હતો. તેના વગર મારો દાહાડો રોશન રેહેતો હતો નહી. નજુમીઓએ ઝોહાકને એવું કહયું હતું કે "તારા દાહાડાની આખેરી ફરીદુન લાવશે.૧ એવું બન્યું કે જાદુપ્રશ્ત ઝોહાકે તારા જાન ઉપર ઇરાનથી હાથ લંબાવ્યો. તુંને મેં તેનાથી છુપાવ્યો અને તરેહ તરેહવારના (આફતોના) દીવસો હતા તે મેં ગુજાર્યા. તારો બાપ જે ઉંચા મરતબાનો જુવાન મર્દ હતો, તેણે તારી આગમચ પોતાનો મીઠો જીવ ફીદા કીધો. જાદુગર ઝોહાકની ખાંધ ઉપર બે સાંપો ઉગ્યા છે અને (તેથી) તેણે ઇરાનનો નાશ કીધો છે. તારા બાપના માથાંમાંથી ભેજું કાહાડીને આએ અઝદાહોને ખવાડયું છે. તે (ઝોહાક) આવ્યો અને તે મોટા દરજાના (તારા બાપ)ને હલકાં મોતે મારી નખાવ્યો. એ રીતે તેણે મારી ઉપર દાહાડાને ફરેલો બનાવ્યો.૨ આખરે હું એક જંગલ તરફ ગઇ કે જે બાબે કોઇને ખબર હતી નહી. ખીલતી બાહારની મોસમની માફકની એક ગાય મેં જોઇ કે જે પગથી તે માંથા સુધી રંગ અને ચીત્રામનથી ભરપુર હતી. તેના નેગેહબાને લોકોથી એકાંતવાસ ધરેલો હતો અને તે તેની આગળ શેહેનશાહના તોરથી બેઠેલો હતો. મેં તુંને તેને લાંબો વખત સુધી

---

૧ આએ લીટી લખેલી નકલમાં નથી.

૨ આએ બેત છાપેલી નકલમાં નથી.

સોંપ્યો. તેણે તુંને પોતાની છાતીએ દાબીને લાડથી રાખ્યો. તે મોરના રંગના ગાયના થાનથી એક બાહાદુર મગરમચ્છની માફક તું ઉછર્યો. આખરે તે ગાય અને તે ખેતરને માટેની ખબર એકાએક તે પાદશાહને પુગી. (તેથી) તે જંગલમાંથી હું તુંને એકાએક ઉપાડી લેઇ ગઇ. ઇરાન જે આપણું વતન ત્યાંથી હું તુંને બાહાર લેઇ ગઇ. તે ઝોહાકે આવીને તે વાચા વગરની (તારી) મેહેરબાન દાઇ પુરમાયેને મારી નાંખી. તેણે આપણા ઘરથી તે સુરજ સુધી ધુલને ઉડતી કીધી (યાને ઘેરનો નાશ કીધો), અને તે ઉંચાં મકાનને (બદલે) ખાડો બનાવી દીધો.” ફરીદુન ઉશકેરાઇ ગયો. તેના કાન (છુપી વાતથી) ખોલ્લા થયા. તે પોતાની માયની વાતથી જોશમાં આવ્યો. તેનું દીલ દુખથી અને માથું કીનાથી ભરપુર થયું. ગુસ્સાથી તેના કપાલ ઉપર કરચળી ચઢી. તેણે માયને જવાબ દીધો કે “અજમાયશ વગર સીંહ હીમતવાન થતો નથી. હવે તે જાદુપરસ્તે જે કરવાનું હતું તે કરી લીધું છે, ત્યારે મારે હવે તલવાર ઉપર હાથ નાખવો જોઇએ. પાક યજદાંનના હોકમ પ્રમાણે હું આલશ અને ઝોહાકના મેહેલમાંથી ખાકને હું ઉડતી કરશ.” ત્યારે તે માય બોલી કે “આએ તારો અક્કલ ભરેલો વીચાર નથી. તુંને તમામ જેહાનની સામે ઉભો રહેવાના પગ નથી. જેહાનનો પાદશાહ ઝોહાક તાજ અને તખતવાલો છે, અને હોકમ પ્રમાણે કમર બાંધનારા તેના સેપાહો છે. જ્યારે તે ઇચ્છે છે ત્યારે દરેક મુલકમાંથી એક લાખ કમર બાંધનારા સેપાહો બાહાર પડી લડાઇમાં ઉતરે છે. દોસ્તીનો તરીકો અને કીનાનો તરીકો એકએકથી ઉલટો છે. માટે જેહાનને તું તારી જવાનીની નજરથી નાં જો. જે કોઇએ જવાનીનો દારૂ ચાખ્યો હોય છે તે દુન્યામાં પોતાના સીવાય બીજા કોઇને (બરોબરીયો) જોતો નથી. તેવી મસ્તીમાં તે પોતાનું સર બરબાદ કરે છે. ખુશી ખુશાલી શીવાય તારા દાહાડા ના હોતા. ઓ દીકરા! મારી આએ શીખામણ તું યાદ રાખજે કે માયના કેહણાના શીવાય બીજા સખુનો પવન જેવા ફોકટ છે.”

## દરબારીઓ પાસે ઝોહાકે મેહેજર યાને અરજી માગી અને તે કાવેઆહંગરે ફાડી નાખી તે વીશે.

એવું બનતું હતું કે ઝોહાક દાહાડો અને રાત ફ્રીદુનના નાંમથી પોતાના બંધે હોઠ ખોલ્યા કરતો હતો. તેનું સીધું શરીર બીકથી વળી ગયું હતું. તેનું દીલ ફ્રીદુનની દેહેશતથી ભરેલું રહેતું હતું. એવું બન્યું કે એક દાહાડો તે પોતાનાં માથાં ઉપર ફીરોજાનું તાજ મુકીને હાથી દાંતના તખત ઉપર બેઠો અને દરેક મુલકમાંથી મોબેદોને બોલાવી મંગાવ્યા, કે જેઓ તેની પાદશાહીને સીધો ટેકો આપે. ત્યાર પછી તે મોબેદોને તેણે એ પ્રમાણે કહયું કે "ઓ હુનરથી ભરપુર અકકલના ગોહરો! મારો એક છુપો દુશમન છે કે જે વાતથી તમો અકકલમંદો સારી રીતે વાકેફ છો. તે ઉમરે નાહાનો છે પણ અકકલમાં તે બુઢો છે. તે બુન્યાદમાં ઘણો ચઢતો તથા મજબુત બાંધાનો એક પેહેલવાન છે. જો કે એ જવાન ઉમરે નાહાનો છે તોપણ એક મોબેદે પેહેલવાનોને એમ કહયું હતુ કે "દુશમન જો કે હલકો અને નાહાનો હોય તોપણ તેને નાહાંન ગણવો નહી જોઇએ. જો કે હું નાહનો અને હલકોજ દુશમન ધરાઉ છું તોપણ હું જમાનાની બદીથી બીહુ છું. હું બીહું છું કે તે મને જેહાનમાંથી પકડશે અને ધુલની છાતીમાં મને છુપાવશે (યાને મારી નાખી દટાવી દેશે). ૧ મને મારૂં લશકર હાલના કરતાં માણુસો-થી દેવોથી અને પરીઓથી વધારવું જોઇએ. તેથી હૂં એક લશકર ઉભું કરવા માગું છું જેમાં માણુસો અને દેવોને સાથે ભેલવા માંગું છું. તમોએ એ બાબદમાં એક મત થવું જોઇએ, કારણ કે એ વાતથી હું અધીરો થઇ ગયો છું. તમોએ એક અરજી લખી કાહા-ડવી જોઇએ. (તેમાં લખવું જોઇએ કે) 'પાદશાહ ઝોહાકે નેકીના બીયાં શીવાય બીજું કાંઇ વાવ્યું નથી. તે તમામ રાસ્તી શીવાય બીજા કાંઇપણ સખુનો બોલતો નથી તથા ઇનશાફની અંદર

---

૧ એ બેત છાપેલી નકલમાં નથી.

તે ઈનશાફ ચાલવા દેતો નથી." તે પાદશાહની બીહીકથી તે સઘળા રાસ્ત માણુશો તે કામમાં એકમત થયા. તે અઝદાહ (ઝોહાક) ની અરજી ઉપર જવાન તેમજ બુઢાઓએ ફરજના માર્યા સહી કીધી. એકાએક તેજ વખતે તે પાદશાહની દરબારમાં ઇનશાફ માંગનારનો પોકાર ઉઠયો. તેણે તે દુખીયાને પોતાની પાસે બોલાવ્યો અને દરબારીઓની પાસે બેસાડીઓ. પાદશાહની આગળ તે રડી પડયો અને માથું કુટયું અને બોલ્યો કે "ઓ પાદશાહ! હુ ઇનશાફ માંગનારનું નામ કાવેહ ૧ છે. મને ઇનશાફ આપ કે જે માટે હું દોડતો આવ્યો છું. તારાથી મારા જીવને પોહોંચેલાં દુ:ખથી હું રડું છું. અગરજો તારૂ કામ ઇનશાફ આપવાનું હતે તો ઓ પાદશાહ! તારી સતા વધી પડી હતે. તારાથી મારી ઉપર ઘણો જુલમ પડયો છે. તેં હરેક વખતે મારાં દીલની અંદર (દુ:ખના) નસતર ભોકયાં છે. જો તું મારી ઉપર સીતમ ગુજારવા ધારતો નહી હોય તો મારાં ફરજંદ ઉપર તું શાને માટે હાથ લંબાવે છે? આએ એક (છોકરો જે રહયો) છે તે મને તું પાછો આપ કારણ કે તું જો કે દર પળે મારૂં જીગર બળી જાય છે. ઓ પાદશાહ! મેં શું કીધું છે તે તું મને કહે. જો હું બીગુનાહ હોઉ તો હવે બાહાનું ના શોધ. ઓ નામવર! તું મારા હાલ તરફ જો, મારી ઉપર મગજના દુ:ખનો વધારો ના કર. જેહાનના ફરવાથી જ્યારે માણુસ બુઢો થાય છે ત્યારે તે ફરજંદથી તો દુ:ખ દરદ વગરનો બને છે. ૨ મને જમાનાએ કેટલો બધો આંધલો બનાવ્યો છે. તું જો કે મારૂ દીલ ઉમેદ ભરેલું છે પણ મારૂં માથું દુ:ખથી ભરેલું છે. હવે મારી

---

૧ કાવેહ જેવા દેશહીતકારીક પુરૂષ કે જેનું નામ ઇરાનમાં હજી યાદગાર છે તે નામ આપણા અવસ્તા યા પેહેલવી કેતાબોમાંથી મલતું નથી. પ્રોફેસર જેકશન પોતાની ઇરાનની તવારીખમાં 'જેઇ' નામનાં શેહેરને માટે લખે છે કે તે પેહેલવી 'ગાઇ' ઉપરથી નીકલ્યું છે અને તે ઇરાનમાં નામના મેલવનાર લોહાર કાવે ઉપરથી પડેલું જણાવે છે. એ 'જેઇ' તે ઇસફાહાનનું શેહેર છે. એ પ્રોફેસર કાવેઆહગરને ઇસફાનનો રહેવાશી ગણે છે. (Persia, by Prof. A. V. Williams Jackson, page 264)

૨ એ બેત છાપેલી નકલમાં નથી.

જવાની રહી નથી અને ફરજંદ પણ કોઇ રહયું નથી. ૧ દુન્યામાં ફરજંદ જેવું બીજું કોઇ એશી હોતું નથી. સેતમની પણ હદ અને તેનો છેડો હોવો જોઇએ. આવી રીતના તારા સેતમને માટે કાંઇપણ કારણ હોવું જોઇએ. તું મારી ઉપર જમાનાની બદી ઇચ્છે છે પણ તે માટે તું શું કારણ ઠરાવે છે? (એ સઘળું) તું મારી આગળ જાહેર કર. હું મુગે મોઢેનો લુહાર છું. મારાં સર ઉપર પાદશાહ તરફથી (આફતનો) આતશ વરસ્યો છે. જો કે તું અઝદાના મોઢાંવાળો પાદશાહ છે તોપણ તુંએ મને આએ બાબદમાં ઇનશાફ આપવો જોઇએ. જો કે હફતેકેશ્વર ઉપર તારી પાદશાહી ચાલે છે તોપણ રંજ અને સખતીનો ફાલો હમારે ભાગે શાને માટે આવે છે? તારી પાસેથી તે બાબેનો મારે હીસાબ લેવો જોઇએ કે જેથી જેહાન અજાયબીમાં પડે. કારણકે અગરજો તું હીસાબ આપે તો જાહેર થાય કે મારાં ફરજંદની વારી (ફરી ફરીથી) કેમ આવી. તારા સાંપોને આખી રૈયતમાંથી મારાંજ ફરજંદના ભેજાં કેમ આપવાં પડયાં?" પાદશાહે તેના બોલવા ઉપર ધ્યાન આપ્યું. અજાયબીની વાત એ હતી કે તેણે આએ સઘલા સખુનો સાંભલ્યા. તે (કાવેહ) ને માટે તેને તેના દીલમાં ધાસ્તી બેઠી કારણકે બેદાદીને શોધી કાહાડનાર લોકો વચે તેજ હતો.૨ તે જેહાનના પાદશાહે કાવેહને ફરમાવ્યું કે "તારા જીવ અને રવાનને તું આરામ આપ. ત્યારબાદ જે ખતને વીશે તમામ (હાજર રહેલા) બુજોર્ગો જાણતા હતા તે (લાવવા) ને માટે તે ટોલાના શાહે ફરમાવ્યું૨ તે પાદશાહ બોલ્યો કે "કાવે પણ આએ અરજી ઉપર (પોતાનું નામ) લખશે.૨ તેનું ફરજંદ તેને પાછું આપવામાં આવ્યું અને ખુબી સાથે તેની દોસ્તી શોધી. ત્યાર પછી પાદશાહે કાવેહને ફરમાવ્યું કે પેલા દસ્તાવેજ ઉપર સહી કરે. કાવેહે તે આખી અરજી વાંચી અને તુરતજ તે મુલકના તમામ બુજોર્ગો તરફ જોઇને પોકાર કીધો કે "ઓ દેવને મદદ કરનારાં માણસો! શું તમોએ જેહાનના ખોદાની બીહીક દીલમાંથી કાપી કાઢી છે? શું સઘલાઓએ દોજખ

---

૧ કહેવામાં આવે છે કે એ કાવેહના ૧૯ છોકરા હતા જેમાંના ૧૮ ઝોહાકના ભોગ થઇ પડયા હતા.

૨. એ બેત છાપેલી નકલમાં નથી.

તરફ પોતાનું મોહું ફેરવ્યું છે કે તેના કહેવા ઉપર તમોએ તમારાં દીલ સોંપીયા છે? હું આજે અરજીમાં શકી કરતો નથી. એ પાદશાહથી હું જરાએ ડરતો નથી." એટલું પોકારી તે બેઠેલો હતો ત્યાંથી (ગુસ્સા સાથે) ધ્રુજતો કુદી ઉઠયો અને અરજીના ચીરીયાં કરી પગ આગળ નાખ્યાં. પછી પોતાના વાહાલાં ફરજંદને આગળ ચલાવતો તે દરબારમાંથી બુમ પાડતો મોહોલ્લામાં નીકળ્યો. દરબારીઓએ પાદશાહ ઉપર આફ્રીન કીધી અને બોલ્યા કે "જમીનના ઓ નામવર પાદશાહ! આસમાનના ચક્કરથી લડાઇના દીવસે પણ તારાં માથાં ઉપર થંડો પવન [1] ફુકી શકતો નથી તો તુંડ રીતે બોલનાર કાવેહ શાને માટે તારા એક બરોબરીઆની માફક તારી આગળ સુર્ખરૂ રહે? તારી તરફ વફાદારી દેખાડનારી હમારી અરજી તેણે ફાડી નાખી છે અને તારા હોકમથી તેણે સર ફેરવ્યું છે. તે પોતાનું માથું અને દીલ કીનાથી ભરપુર કરીને ગયો છે. તુંજ કહેશે કે એણે ફરીદુનની બાજુ ધરવાના સોગંદ લીધેલા છે. હમોએ એના કરતાં વધારે બુરૂં કોઇ કામ જોયું નથી. એ કામમાં હમો અજાયબીથી છક થયા છીએ." તે નામવર પાદશાહે જલદીથી જવાબ દીધો કે "મારા તરફથી એક અજાયબ વાત તમોએ સાંભળવી જોઇએ." ત્યારબાદ તે પાદશાહે જેહાનના બુજોર્ગોને કહયું કે "મને ફીકર લાગે છે કે મારો રોશન દીવસ સીહા થશે, કારણકે જ્યારે કાવેહ દરબારમાં દાખલ થયો અને મારા બે કાંનો તેનો અવાજ સાંભળવા લાગ્યા, ત્યારે આજે દરબારમાં તેની અને મારી વચે જાણે એક સીધો લોખંડનો પાહાડ ઉગી નીકળ્યો હતો. એજ પ્રમાણે જ્યારે તેણે પોતાના બે હાથે કપાલ કુટીયું ત્યારે અજબ જેવી રીતે મારૂં દીલ તુટવા લાગ્યું હતું. હું જાણુતો નથી કે હવે પછી શું બનશે. કારણકે આસમાનનો ભરમ કોઇ જાણતું નથી."

હવે જ્યારે કાવેહ પાદશાહની દરબારમાંથી બહાર નીકળ્યો ત્યારે બજાર આગળ તેની આસપાસ લોકોનું ટોલું એકઠું થયું. ત્યાં પણ તે એવોજ પોકાર કરવા લાગ્યો અને ફરીયાદ કીધી તથા

---

1 છાપેલી નકલમાં 'બાદે મહ' છે ત્યાં 'બાદે સર્દ' જોઇએ.

તમામ જેહાનને તેની દાદ લેવાને બોલાવવા લાગ્યો. ત્યાર બાદ લુહારો હથોડાના ફટકા મારતી વખતે જે ચાંમડાં વતી પગને ઢાંકે છે તે (ચામડાં)ને તે કાવેહે નેજાની અણી ઉપર ધર્યું કે તેજ વખતે તે બજાર આગળથી ધુલ ઉડવા લાગી. તે પોતાના હાથમાં નેજો પકડીને એ પ્રમાણે પોકાર મારતો આગળ ચાલ્યો કે "ઓ નામવર યજદાંપરસ્તીઓ! તમો જેઓ ફરીદુનને માટેની ખાહેશ ધરાવતા હોવો અને ઝોહાકના ફાંદામાંથી પોતાનું સર છોડવવા માંગતા હોવો તે સઘલાઓ તમારો સરદાર (ઝોહાક) કે જે હારેમન છે અને જે જેહાનના પેદા કરનારના દીલનો દુશમન છે તેનાથી બીહો. ચાલો, આપણે સઘલા ફરીદુન આગળ જઇએ, અને તેના દબદબા ભરેલા છાયા હેઠલ આશાયસ લઇએ." આએ કીમત વગરના અને હલકાં ચામડા (ના વાવટા હેઠલ)થી દોસ્ત અને દુશમનો વચેનો અવાજ પરખાઇ આવ્યો (યાને જેઓ ઝોહાકના દુશમન બન્યાં તેઓ ફરીદુનના દોસ્ત તરીકે તે વાવટા હેઠલ જોડાયા). તે માણસોને (પોતાના વાવટા નીચે) ભેગા કરતો આગળ વધ્યો. તેની સાથે નાઠલાઓ નહી પણ લશકરી સેપાહો એકઠા થવા લાગ્યા. તે કાવેહ પોતે જાણતો હતો નહી કે ફરીદુન કયાં હતો. તોપણ તે એ બાબદમાં ઠેડાવ સાથે સીધો આગળ વધ્યો. ૧ તે આગળ વધતાં તે (ફરીદુન)ની નીશાણ

---

૧ તવારીખનવેશો લખે છે કે કાવેહ ઇસફાનનો રેહેવાસી હતો. પેહેલવેહેલાં તેણે ઝોહાકની સામે બંડ મચાવવાની શરૂઆત કીધી હતી. તેણે પેહેલાં ઇસફાહાનના હાકેમને પકડીને તેનો જીવ લીધો હતો તથા તેનો ખજાનો હાથ કરી લડવૈયાઓને પોતાની તરફેણમાં સંઘરીઆ હતા. ત્યાંથી અહવાજ નામના શેહેરમાં જઇ ત્યાંના હાકેમની પણ એવીજ અવસ્થા કીધી હતી. એ રીતે ખજાનો હાથ કરતો અને પોતાનું બલ વધારતો તે ફરીદુનની શોધમાં આગળ વધતો હતો. કહેવામાં આવે છે કે એ કાવેહને તેના તમામ લશકરે પાદશાહ થવાની અરજ કીધી હતી, પણ પોતે પાદશાહી ખાનદાનનો નહી હોવાથી પાદશાહ થવાનું તેણે ના પાડયું હતું, પણ ફરીદુનની શોધમાં રેહીને ફરીદુનને પાદશાહ બનાવવાનો તેણે ઠેરાવ કીધો હતો. તવારીખનવેશોના કેહવા પ્રમાણે ફરીદુને તેની સેવાઓના બદલામાં ઇરાનથી તે આજરબઇજાનની હદ સુધીની પાદશાહી તેને બક્ષી હતી.

શોધતો હતો કે જે છેલ્લાં તેનો સરદાર થવાનો હતો. ૧ (એમ શોધ કરતા) તેઓ તે નવા સરદારની દરગાહમાં આવી લાગ્યા. તેને જ્યારે તેઓએ દુરથી જોયો ત્યારે (ખુશાલીનો) પોકાર ઉઠાવ્યો. જ્યારે પાદશાહે (કાવેહના) નેજા ઉપર ઉઠાવેલું ચામડું (વાવટા તરીકે) જોયું ત્યારે તેણે નેકી સાથે સારા સગણની શરૂઆત કીધી (યાને તે સગનવંતા વાવટાને પોતાનો વાવટો બનાવ્યો). તે વાવટાને તેણે રૂમના રેશમી કાપડાંથી સંનગારીઓ. તેની બાજુઓને ગોહરેથી અને બોંયને સુનાથી મઢી લીધી. એક મુબારક સગન જોઇને તે પાદશાહે (લડાઇના કાંમની) શરૂઆત કીધી. તેણે પોતાના માથાની ઉપર ગોલ ચંદ્રની માફક તે વાવટાને ઉડતો કીધો. તેની નીચે પીલા, રાતા અને બહુ કટકાઓ લટકાવ્યા અને તેનું નામ કાવ્યાની ઝુંન્ડો આપ્યું. ૨ ત્યાર પછી જે કોઇ સખશ તખત લેતો અને પાદશાહી કોલાહ માંથા ઉપર મુકતો ત્યારે આએ લુહારના વગર કીંમતના ચાંમડા ઉપર નવાં નવાં ગોહરો જડી લેતો હતો. મોંઘી કીમતનાં રંગીત રેશમી કપડાંથી તે કાવ્યાની ઝુંન્ડાનો સેતારો એવો તો ચહડતો થયો કે તે કાળી રાતે પણ ખોરશેદ જેવો દેખાતો હતો. તમામ જેહાનનાં લોકોનું દીલ તેનાથી ઉમેદ ભરેલું રહેતું હતું. લાંબો વખત સુધી દુન્યાં એ પ્રમાણે ફરતી રહી તથા જે બનવાનું હતું તેના ભેદ છુપા રાખ્યા. જ્યારે ફરીદુને દુન્યાને આ પ્રમાણેની દીઠી અને ઝોહાક આગળ દુન્યાને ઉલટ.ઇ ગયલી જોઇ, ત્યારે તે કંમરે કંમરબંધ બાધીને તથા માથાં ઉપર પાદશાહી ટોપી પેહેરીને પોતાની માય પાસે આવ્યો (અને કહયું કે) "હું લડાઇમાં

---

૧ એ બેત છાપેલી નકલમાં નથી.

૨ કાવ્યાની ઝુંન્ડાની તવારીખ ઘણી લાંબી છે. એ ઝુંન્ડો સાસાની પાદશાહોનો અમલ ભાંગી પડયો ત્યાં સુધી ઇરાનના રાજયનો ઝુંન્ડો થઇ રહયો હતો. એ ઝુંન્ડાઉપર તમામ ઇરાનના જરથોશ્તી પાદશાહોએ એટલું બધુતો ઝવેરાત જડાવ્યું હતું કે જ્યારે ઇસ્વીસને ૬૩૬ માં કાદેસીયાની લડાઇમાં તે છેલ્લાં અરબોને હાથ જઇ પડયો ત્યારે તેઓને એ ઝુંન્ડામાંથી મોટો ખજાનો હાથ લાગ્યો હતો. કેહેવામાં આવે છે કે તે ઝુંન્ડાની લંબાઇ ૨૨ ફીટની અને પોહોળાઇ ૧૫ ફીટની હતી.

જાઉછું, માટે તું એ (તારા બેટાને માટે) બંદગી શીવાય બીજું કાંઇ કામ કરવું નહી જોઇએ. આ દુન્યાને બનાવનાર ચઢતો છે. તેની તરફ મુસકેલ કામ વખતે હાથ જોડેલા રાખજો.” તે માતાની આંખમાંથી આંસુઓ વહેવા લાગ્યાં અને તેણીએ દીલના લોહી (આંસુઓ પાડવા) સાથે તે દાવરનું નામ યાદ કીધું. તેણી ખોદાને કહેવા લાગી કે “ઓ મારા ખોદા! હું તુંને મારા જીવ (ફરીદુન)ને સોંપુંછું. બુરાઓની ધાસ્તીથી તેના જીવને દુર રાખજે અને કમ અક્કલીઓથી દુન્યાને ખાલી કરજે” ફરીદુને ઝડપથી જવાની તૈયારી કીધી. તેણે દરેક જણની વાતો છુપાછુપ સમજી લીધી. તેના બે મુબારક અને બરોબરીઆ ભાઇ હતા જે બંધે ભલા દીલના અને ઉમરે વડા હતા. તેઓમાના એકનું નામ કયાનુશ હતું અને બીજો ખુશાલ જીવનો પુરમાયે હતો.૧ ફરીદુને તેઓ આગળ આ (છુપી) વાત ખુલ્લી કીધી અને કહયું કે “ઓ બાહાદુર મર્દો! તમો ખુશી ખુશાલી સાથે જીવજો. ભલા માણસ શીવાય બીજાઓ ઉપર આસમાન (સારૂં) ફરતું નથી. બુજોર્ગીની ટોપી યાને તાજ આપણે હાથ પાછી આવશે (યાને આપણે ખોયલું રાજ્ય પાછું મેલવશું). તમો એક જાણકાર લુહારને લઇ આવો કે જે મારે માટે ભારી ગુરજ બનાવે. જેવું તેણે એમ કહયું તેવાજ તે બંધે બાહાર પડયા અને લુહારોના બજાર તરફ દોડયા. દરેક જણાં કે જે એ ધંધામાં નામ શોધતા હતા તેઓ ફરીદુન આગળ આવ્યા. તે જેહાનને શોધનારે ઝડપથી એક કંમપાસ હાથમાં લીધો અને તેનાથી તે ગુરજનો આકાર દોરીને તેઓને દેખાડયો. તેની આગળ ધુળમાં એક ગાયનો આકાર તેણે ચીતારયો. તે લોહારોએ તે કામ હાથ ધર્યું. જયારે તે ભારી ગુરજ તૈયાર થયો ત્યારે તે ગુરજ તે જેહાનને શોધનાર આગળ લઇ ગયા. તે ગુરજ ખોરશેદની માફક ચલકતો હતો. તે લોહારનું કામ તેને પસંદ આવ્યું તેથી તેણે તેને ખેલાત અને સોનુ રૂપું બખશયું. વળી તેણે તેઓને ઘણીક મુબારક ઉમેદો આપી અને ચઢતા દરજાથી

---

૧ બુનદેહેશ (બાબ ૩૧ ફ૦ ૨) માં ફરીદુનના બીજા બે ભાઇઓ જણાવ્યા છે જેઓના નામ બરમાયુન અને કતાયુન છે. પેહેલવી ‘બરમાયુન’ તે ફીરદોસીનો ‘પુરમાયે’ છે અને પેહેલવી ‘કતાયુન’ તે ફીરદોસીનો ‘કયાનુશ’ છે

નવાજવાનું કબુલ્યું. (તેણે તેઓને કહ્યું કે) "અગરજો અઝદાહને હું ખાક ઉપર નાખશ તો તમારાં માથા ઉપરની ધુલને (યાને ગરીબઇને) હું ધોઇ નાખશ. જ્યારે હું દાદારનું નામ યાદ થતું કરશ અને જ્યારે જેહાનને હું ઇનશાફ્ને માર્ગે ચલાવશ ત્યારે હું તુંને માન અને ચઢતા ઓહ્દાથી નવાજશ તથા તુંને હુહારોની વચ્ચે ચઢતો બનાવશ." ૧

## ફરીદુન ઝેહાકની સામે લડાઇમાં ગયો તે વીશે.

ફરીદુને પોતાનું માથું ખોરશેદ તુલક ઉઠાવ્યું અને બાપના કીનામાં કંમર તંગ બાંધી. નેક સેતારાની ચલન સાથે અને દુન્યાંને રોશન કરે એવા સુરત સાથે ખોરદાદ રોજને દાહાડે તે ખુશી ખુશાલી સાથે બાહાર નીકળ્યો. તેની દરગાહ આગળ લશકર એકઠું થયું તથા તેના વખતનું સર વાદલ સુધી પોંહોંચ્યું. ગરદન ઉઠાવનાર હાથીઓ ઉપર અને ભેંસો ઉપર લશકરનો તમામ ખોરાક આગળ ચલાવવામાં આવ્યો. નાના ભાઇના ભલુ ઇચ્છનારાઓ તરીકે કેઆનુશ અને પુરમાએ તે પાદશાહના બેઉ હાથ ઉપર ચાલતા હતા. એ પ્રમાણે મંજલ પછીની મંજલો પવનને વેગે તેઓ ચાલતા હતા. તેઓના સર કીનાથી ભરપુર અને દીલ ઇનસાફ્થી ભરપુર હતા. અરબી ઘોડા ઉપર સ્વાર થઇને તેઓ એક જગ્યાએ આવી પોહોંચ્યા કે જ્યાં યજદાં પ્રસ્તો રહેતા હતા. તે નેક માણુસોની જગ્યાએ તેણે ઉતારો કીધો અને તેઓને (પોતાના આવવાની) ખબર પોહોંચાડી. જ્યારે અંધારી રાત આવી પોહોંચી ત્યારે તે જગ્યાએ એક નેકખાહ માણુસ ભપકામાં આવ્યો. માંથાથી તે પગ સુધી તેને કસતુરી જેવા બાલ લટકતા હતા. તેનો ચેહેરો બેહેસ્તની હુરીના જેવો હતો. તે સરોશ હતો અને બેહેસ્તમાંથી આવ્યો હતો કે તે ફરીદુનને સારી માઠી બાબતો વીશે કહે. એક પરીની માફક તે પાદશાહની આગળ આવ્યો અને છુપી રીતે તેને નીરંગો શીખવી કે જેથી તે છુપી વાતોની કુચી જાણે અને જે જાહેર હોય તેને તે

૧ એ બેત છાપેલી નકલમાં નથી.

જાદુથી છુપ્યુ બનાવી શકે. ૧ ફરીદુનને જ્યારે જાણીયું કે તે હારેમન અને બદ કામ કરનાર નથી પણ એક યજદ છે ત્યારે તેનો ચેહેરો ખુશાલીથી ખીલી નીકળ્યો. કારણ કે તેણે પોતાના શરીરને જવાન જોયું અને દોલતને ખીલતી જોઇ. બબરચીઓએ ખાણું તૈયાર કીધું અને મોટાં માણસોને લાયકનો સુફરો બીછાવ્યો. જ્યારે ખાણું ખવાઇ રહયું ત્યારે તે (ફરીદુન)નું માથું ભારી થવાથી તેણે સુવાનો બીચાર કીધો. તે (બે ભાઇ)ઓએ તેની ચાલચલણ યજદના જેવી અને તેનું નસીબ ખુલેલું જોયું. તેઓએ તેને જાગરૂત હાલતમાંથી ઉંઘાયલો જોયો અને તેનું નસીબ ખુલેલું જોયું, ૨ ત્યારે તે બંધે ભાઇઓ જલદીથી ઉઠયા અને તેનો નાશ કરવાની પેરવી કીધી. જે બનતું હતું તે ફરીદુનને ખુઆબમાં જણાયું. તે નેક પાદશાહે તમામ નેક અને બદ જોઇ લીધું. ત્યાં એક પાહાડ હતો તે પાહાડની ઉંચાઇએ તે બંધે ભાઇઓ લોકોથી છુપા થયા. તે મોટી રાતનો થોડો વખત પસાર થયા પછી તે પાહાડની તલેટી આગળ જ્યાં પાદશાહ ખુશાલ સુતેલો હતો તે પાહાડની ઉપર તે બંધે જુલમગારો ચઢીયા. તેઓ (નાં કાલાં કરતુક)ને માટે કોઇને પણ ખબર હતી નહી. એક મોટા પથ્થરને તે ખડકમાંથી ખોડી કાઢયો, પણ તે બદ કામ તેઓને મુશકેલ લાગ્યું નહી. તેઓએ એ પ્રમાણે પથ્થરને ખોડીયો કે જેથી તેઓ વગર ઢીલે તે (ફરીદુન)નું સર છુંડી નાખે તેઓએ તે

---

૧ ફરીદુનને સરોશ તરફથી ઘણી એક નીરંગો શીખવવામાં આવી હતી એ નીરંગોની બરકતથી તે ભેદભરમોનો જાણનાર બન્યો હતો. વળી તે નીરંગથી પોતાના તેમજ લોકોના દુખ દરદો પણ સાહાજ કરતો હતો. તેથી ફરવરદીન યશતમાં એના ફરોહરની આરાધના કરતાં એને ખુજલી, તાપ, નાતવાની, તાહાડયો તાવ ઇત્યાદી દરદોને દુર કરનાર ગણીયો છે. હાલે પણ કેટલીક નીરંગો અવસ્તામાં લખાયલી હસ્તી ધરાવે છે જે ફરીદુનની જોડેલી માનવામાં આવે છે. તે નીરંગો તાપ તથા દુખોને દુર કરનારી મનાય છે. એક થ્રીત નામનો પુરૂષ વંદીદાદની ૨૦ મી પરગરદમાં જણાવ્યો છે જેને ત્યાં એક કાબેલ તબીબ દાખલ ગણીઓ છે. પ્રોફેસર દારમસ્ટેટર એ થ્રીત અને થ્રએતઓન (ફરીદુન) ને એકજ ગણે છે પણ મારા બીચાર પ્રમાણે એ બંધે જુદા પુરૂશો છે.

૨ લખેલી નકલમાં એ બેત વધુ છે.

(પથ્થર)ને પાહાડ ઉપરથી નીચે ગબડાવ્યો અને તે સુતેલા (ફરીદુન)ને માર્યો ગયલો ધારયો. યજદાંના હોકમથી તે પથ્થરને ગબડવાના અવાજે તે સુતેલા માણુસના સરને જાગૃત કીધું. તેણે કાંઇક મંત્રથી તે પથ્થરને પોતાની જગ્યા ઉપર થંભ કીધો. તે જરા પણ આગળ ગબડી શકયો નહી. તે ભાઇઓ એવું ધારવા લાગ્યા કે (લોકો) આ કામને ખુદરતી યાને ખોદાને હાથનું બનેલું ધારશે, અને બદ રાહે ગયલાઓથી એ બનેલું નથી એમ વીચારશે. હવે ફરીદુને પોતાની કંમર બાંધી અને તે પથ્થરને નીચે ખેંચ્યો. તે વાત વીશે તે લોકો આગળ કાંઇ બોલ્યો નહી. તેઓએ આગળ કુચ કીધી અને કાવેહ કે જેનું દીલ ઝોહાક પાદશાહ ઉપર કીના ભરેલું હતું તે સેપાહોની હરોલમાં ચાલતો હતો. બખતાવર કાવ્યાની ઝુન્ડો જે હવે પાદશાહી ઝુન્ડો ગણાતો હતો તે તેણે ઉંચે ઉઠાવેલો હતો. જાણે કે તે (કાવેહ)જ એક તાજ શોધનાર મર્દ હોય તેમ તેણે અરવંદ ૧ નદી તરફનો રસ્તો લીધો. જો તું પહેલવી જબાન જાણુતો નહી હોય તો અરબી જબાનમાં અરવંદને દજલેના નામથી ઓલખ. તે ભલા પાદશાહે ત્રીજી મંજલ બગદાદ શેહેરની દજલે નદીના કીનારા ઉપર કીધી. જ્યારે તે અરવંદ નદીની નજદીક આવી લાગ્યો ત્યારે તેણે નદીના રખેવાલ ઉપર સલામ કેહેવાડી. તે ફતેહમંદ પાદશાહે ગામડીયાઓને કેહેવાડીયું કે “આગળ રસ્તો લેવાને માટે હમણાજ વાહાણો નદીમાં ઉતારો ૨ કારણ કે વાહાણો અને મછવાઓ પાણીમાં ઉતરે તો હમો સઘલા જડપથી નદી પસાર કરી જઇએ. મને મારાં લશકર સાથે પેલે કીનારે પોહોચાડો અને આએ કીનારે મારાં લશકરના એકને પણ રહેવા દેતા ના.” તે નદીનો રખેવાલ કીસ્તી લાવ્યો નહી અને ફરીદુનના કહેવાને નમયો નહી. તેણે એવો જવાબ

---

૧ અરવંદ એક નદીનું નામ છે. એ નદી હમાદાન નામના શેહેરથી આસરે બે માઇલની વેગલાઇએ પશ્ચિમ દીશા તરફ અરવંદ નામનો પાહાડ છે તેમાંથી વહે છે. અરવંદ અને દજલે નદી ફીરદોસીના કહેવા પ્રમાણે એકજ છે. યુરોપીયનો એ નદીને તાઇગ્રીસના નામથી ઓળખે છે.

૨ આએ બેત છાપેલી નકલમાં નથી.

લીધો કે " જેહાનના પાદશાહે (ઝોહાકે) અને ખાનગી એવું કેહેવા.
કેહ્યું છે કે 'જ્યા સુધી મારી ખરેખરી મોહોર પેહેલાં નહી જોવામાં
આવે ત્યા સુધી કોઇને વાહાણ આપતો ના.' " જ્યારે ફરીદુને એમ
સમજ્યું ત્યારે તે ગુસ્સે થયો અને નદીના ઉંડાં પાણીનો તેણે ડર
કીધો નહી. તેણે ગુસ્સા સાથે પોતાની પાદશાહી કંમર બાંધી અને
શીંહ જેવા દીલના પોતાના ઘોડા ઉપર તે બેઠો. કીના અને લડાઇને
માટે તેનું માંથુ તેજી થયું. તેણે તે ગોલાબના રંગના ઘોડાને
પાણીમા ઝોંકાવ્યો. તેના સઘલા દોસ્તોએ પણ કંમર બાંધી અને
તેનીજ માફક તેઓએ પણ નદીમાં ઝોંકાવ્યું. તે સેતાબ ચાલના
ઘોડા ઉપર તેઓએ ઘણી સાબાશી સાથે જીવને પાણીમાં ડુબતાં
કીધાં (યાને તેઓ તરી ગયા). તે સર ઉઠાવનાર પેહેલવાનો તે ચાર
પગાઓનાં પાણીમાં તરવાથી ઉંઘમાં પડયા (યાને તેઓને ફેર આવવા
લાગ્યા). જે પ્રમાણે ખોરશેદ કાલી રાતને ફાડી કાઢે છે તે પ્રમાણે
તેઓના શરીર સાફ રીતે પાણી તરી ગયાં. ઉશકેરાયલાં માંથા સાથે
તેઓ જમીન ઉપર પોંહોચ્યા અને તેઓએ 'બઇત ઉલ મુકદ્દશ'
(જેરૂશેલમ) તરફનો રસ્તો લીધો. પેહેલવી જબાનમાં જે કેહેવામાં
આવે તો "કંગદેજ હુખ્ત"[1] કહેતા હતા. અરબી ભાશામાં તેને
હાલના "ખાને ઇ પાક" યાને પાક મકાનને નામે ઓલખ, અને
જાણ કે ત્યાં ઝોહાકનો મેહેલ બાંધેલો હતો. જ્યારે તેઓ જંગલ-
માંથી શેહેરની તરફ આવી પોહોચ્યા, કે જે શેહેરમાં તેઓ ભાગ
શોધવાને યાને લડાઇ શોધવાને આવ્યા હતા, ત્યારે એક માઇલ
ઉપરથી ફરીદુને તપાસ કીધી તો તે શેહેરમાં તેણે ત્યાંના પાદશાહનો
એક મેહેલ દીઠો. તેનો મેહેલ શનીશ્ચર સેતારા કરતાં પણ ઉંચો
દેખાતો હતો. તું કહેશે કે તે (મકાન) સેતારાઓને ખેંચી લેશે. તે
(મકાન) આસમાનમાં ઝલકપતી સેતારાની માફક ચલકતું હતું. તે
તમામ ખુશાલી, આરામ, અને મોહોબતવાલી જગ્યા હતી. ફરીદુને
જાણ્યું કે તે અઝદાહનું મકાન છે, કારણ કે તે બુજોર્ગી અને સત્તા-
વાલું મકાંન હતું. તેણે પોતાના સાથીઓને કહયું કે "જે ધણી

---

૧ છાપેલી નકલમાં 'કંગદેજ ખુહત' છે.

કાલી મટોડીનાં પાયાથી તે આટલી ઉંચાઇ સુધીનું મકાન બાંધે તેનાથી હું ધાસ્તી રાખું છું, કારણ કે તેની સાથે આ જેહાન કાંઇ છુપો ભેદ ધરાવે છે. તેટલાં માટે બેહેતર એ દીસે છે કે આવી ધાસ્તી-વાલી જગ્યાએ ઢીલ કરવાને બદલે આપણને ઉતાવલે જવું જોઇએ." એટલું કહીને તેણે ભારી ગુરજ ઉપર હાથ નાંખ્યો, અને જડપી
* ચાલના ઘોડાને લગામ સોંપી (યાને તે જેમ જાય તેટલી ઝડપે જવા દીધો). (તેના ગુરજના ચલકાટથી) તું કહેશે કે તે ગોયા ઉગી નીકળેલો આતશ છે કે જે તે મેહેલના રખેવાલો આગળ (અચણુચ) ઉગી નીકળ્યો હતો. જીણુ ઉપરથી તેણે ભારી ગુરજ ઉઠાવ્યો. તું કહેશે કે તે જમીનની ઘડી કરી નાખવા માગે છે. (ફરીદુનની બીહીકથી) કોઇ પણ ચોકીબાન દરવાજા આગળ રહયો નહી. તેથી ફરીદુને ખોદાના નામની યાદ કીધી અને તે દુન્યાની અજમાયશ વગરનો દલેર જવાન ઘોડા ઉપરથી ઉતરીને તે મોટા મેહેલમાં ગયો.

એક તલેશમ કે જે ઝોહાકે બનાવ્યો હતો તેનું સર આસમાન સુધી લાગેલું હતું. તેને ફરીદુન ઉંચેથી નીચે લાવ્યો (યાને ભોંય સાથ કરી નાખ્યો). કારણ કે તે ખોદાના નાંમ વગરનો (બનાવેલો) દેખાતો હતો. જે કોઇ તેની સામે આવતું તેનાં માથા ઉપર તે ગાયની સુરતનો ગુરજ મારતો હતો. જે સઘલા જાદુગરો જેઓ તે મેહેલમાં હતા તેઓને તેણે હીમતવાન દેવો તરીકે ઓલખ્યા. તેઓનાં માથાંને તે ભારી ગુરજ વતી છુંદી નાંખ્યા પછી પોતે તે જાદુપ્રસ્ત પાદશાહના તખત ઉપર બેઠો. ઝોહાકના તખત ઉપર તેણે પગ મેલ્યો તથા પાદશાહી તાજ શોધી તેણે તેની જગ્યા (માંથાં) ઉપર મેલ્યું. તે મેહેલમાં દરેક ઠેકાણે તેણે શોધ કીધી પણ અઝદાહ (ઝોહાક)ની નીશાણી ત્યાંથી મેલવી નહી.૧ તેના સુવાના ઓરડામાંથી કાલી આંખોવાળી અને ખોરશેદના જેવા ચેહેરાવાળી પુતલીઓ (શેહેરનવાજ અને અરનવાજ)ને બાહાર લાવ્યો.૨ પેહેલાં તેણે

૧ લખેલી નકલમાં એ લીટી વધુ છે.

૨ શેહેરનવાજ અને અરનવાજ જમશેદની શું સગીઓ થતી હતી તે બાબે તવારીખ નવેશો વચ્ચે મતફેર છે. કેટલાકો એઓને જમશેદની બેહેન કહે છે જ્યારે કેટલાકો તેઓને જમશેદની બેટીઓ કહે છે. આ બંધે ઓરતોને અશ્રતામાં ઘણીજ ખુબસુરત જણાવી છે.

તેઓના સર ધોવાને ફરમાવ્યું (યાને માંથા વેરથી નાહવા ફરમાવ્યું) અને ત્યાર પછી તેઓના રવાનનો (જાદુઇનો) કાલાશ ધોઇ નાંખ્યો. તેંઓને પાક દાદારનો રસ્તો દેખાડયો અને આલુદગીમાંથી તેઓને સાફ કીધી. કારણ કે તેઓ બુત પરસ્તોને હાથે પરવરેશ થયલી હતી. (બદીનો) દારૂ પીને તેણીઓના સર મસ્તાન થયલાં હતાં. ત્યાર પછી જેહાનના પાદશાહ જમશેદની બેહેનો નરગેશ જેવી આંખો-માંથી આંસુ ખેરવીને ગોલાબ જેવા રતાશવાલા ગાલોને ભીંજવવા લાગી (યાને રડવા લાગી). તેણીઓએ ફરીદુન આગળ સખુનો બોલ્યા કે "જ્યાં સુધી આએ જુની દુન્યા હસ્તી ધરાવે ત્યાં સુધી તું નવો યાને તાજો રહેજે. ઓ નેક બખત! તારો સેતારો આએ પ્રકારનો કેમ થયો? તું કોણનું ફળ (યાને છોકરો) છે? ક્યાં જડની શાખથી (યાને કોણની ઓલાદથી) તું છે? આવી રીતે તું તે શીદ કે જે જુલમગાર પણ હીમતવાન મર્દ છે તેના બીછાણાં આગળ કેમ ચાલી આવ્યો છે? આ કમ અક્કલ જાદુગરની કર-ણીથી હમારી ઉપર જેહાન કેવી બંધ થઇ હતી! આએ હારેમનની દીનના સાંપની ખાંધવાલા (ઝોહાક)થી હમોએ કેટલી રંજ અને દુખ ખમ્યું છે! આટલો બધો હીમતવાન અને આવી રીતનો હુનરનો હીસ્સો ધરાવનાર તારા જેવો કોઇ સખશ હમોએ જોયો નથી, કે જે સખશને તેના તખતનો વીચાર આવ્યો હોય, તથા તેની જગ્યા મેલવવાની ઇચ્છા થઇ હોય." ત્યારે ફરીદુને એવો જવાબ દીધો કે "કોઇ પણ સખશનું તખત અને નસીબ જાવેદાન સુધી રહેતું નથી. હું તે નેક બખત આબતીનનો બેટો છું જેને ઝોહાકે ઇરાનમાંથી પકડયો હતો. તેણે તેને જુલમગાર રીતે મારી નાંખ્યો હતો, તેથી કીનો શોધનાર બનીને મેં ઝોહાકના તખત તરફ મોહ કીધું છે. વળી તે પુરમાયે ગાય જે મારી દાઇ હતી અને જેની શીકલ અને તન નમુનેદાર હતું તે વાચા વગરનાં જાનવરનું ખુન રેડવામાં તે નાપાક વીચારના મરદના હાથમાં શું આવ્યું છે. તેથી સેવટે મેં લડાઇ કરવાની કંમર બાંધી છે. ઇરાનથી કીનાને માટે હું અત્રે આવ્યો છું. આએ ગાયની સુરતના ગુરજથી હું તેનું સર છુંદશ અને તેની

ઉપર હયા કે મેહેરબાની હેખાડશ નહી." જ્યારે અરનવાજે તેનાથી આએ વાત સમજી ત્યારે તેણીના દીલનો તમામ ભરમ ખુલ્લો થયો. તેણીએ તેને પુછયું કે "તુંજ તે ફરીદુન પાદશાહ છે કે જે (ઝોહાકના) મંત્ર અને જાદુનો નાશ કરનાર છે? ત્યારે ઝોહાકનું મોત તારેજ હાથે છે અને તુંએ લડાઇને માટે કંમર બાંધ્યાથી જેહાનનો છુટકારો થશે. હમો બંધે જન કેઆની તોખમની પાક પરહેપોશ ઓરતો છીએ અને કતલ થવાની બીહીકથી હમો તેને તાએ થઇ હતી તેથી તે સાંપવાલા સાથી સાથે હમારૂ સુવું અને ઉઠવું થયું હતું. ઓ પાદશાહ! હમે તે બધું કેમ ચલાવ્યે છીએ તે હમેજ જાણીએ છીએ." ફરીદુને પાછો એવો જવાબ દીધો કે "અગરજો આસમાન પોતાની ઉંચાઇએથી મને ઇનશાફ આપશે તો અઝદાહના પગ આએ જમીન ઉપરથી હું કાપી નાખશ અને આએ જેહાનને હું નાપાકીથી ધોઇને સાફ કરશ. હવે તમો લોકોએ મને સાચું કહી દેવુ પડશે કે તે કમીનો અઝદાહ કયાં છે?" તે ખુબસુરત ઓરતોએ તેની આગળ ભરમ ખોહયો કે જેથી તે અઝદાહનું સર સુરીની વચે આવે. તેણીઓએ કહયું કે "તે હીન્દુસ્તાન ભણી ગયો છે કે (જ્યાં) તે જાદુગરોના મુલકને પોતાના બંદમાં લાવે.૧ તારી ફીકરથી તે દાહાડો અને રાત બે કરારીમાં રહેતો હતો. ઓ નેકીના ઇચ્છનાર પાદશાહ! એવું બન્યું છે કે તારી બીહીકને લીધે તેણે એક મંત્ર મેલવ્યું છે કે જેનાથી તે તારા ફાંડામાંથી છુટકારો મેલવે.૨ તે જમાનાની બદીથી કાયર થયો છે, તેથી તે હજારો નીરદોશ લોકોનાં માથાં કાપી કાઢે છે. તેને એક આગમચેતી કરનારે એવું કહેલું છે કે "આએ જમીન તારાથી ખાલી થશે અને ફરીદુન તારૂ તખત લેશે. એ પ્રમાણે તારો દબદબો અને નસીબ કરમાઇ જશે." આવી આગાહી થયલી હોવાથી તેનુ દીલ (ફીકરનાં) આતશથી ભરપુર થયું છે તેથી તેની જીંદગી તેને કડવી લાગે છે. તે જંગલી

---

૧ મીરખુંદ ઝોહાકને હીંદુસ્તાન તરફ ગયલો ના પાડે છે અને જણાવે છે કે તે એ અઇયામમાં તબીરસ્તાન યા દેમાવંદ તરફજ હતો.

૨ લખેલી નકલમાં એ લીટી નથુ છે.

તથા પાલેલાં જાનવરોના તથા મરદોના અને ઓરતોના લોહી રેડી તે લોહીને એક ટાંકીમાં વહેતું કરે છે અને તે લોહીથી પોતાનું માથું તથા શરીર ધોય છે કે જેથી તે નજુમીઓનું કહેલું ઉંધું વળે. વળી તે ખાંધ ઉપરના બે સાંપોથી પણ લાંબા વખતનો કાયર થઇ ગયલો છે અને તેથી અજબ રહેલો છે. તે એક શેહેરમાંથી આવી બીજાં શેહેરમાં જાય છે. તે બે કાલા સાંપોથી જરાએ આરામ પાંમતો નથી. તેને પાછો ફરવાનો વખત હાલે આવી પોહોંચ્યો છે કારણકે કોઇપણ જગ્યા તેની જાદુકના ઉતારાની નથી." પેલી જખમી દીલની બાનુએ પોતાનો ભરમ ખુલ્લો કીધો અને તે ગરદન ઉઠાવનાર ફરીદુને તેની વાત ઉપર બે કાન ધર્યા.

## કુનદરવ ફરીદુન આગળથી ઝોહાકને તેડી લાવવાને માટે નાહાસી ગયો અને ઝોહાકને તે ખબર પુગાડી તે વીશે.

જ્યારે તે મુલક ઝોહાકથી ખાલી રેહેતો (યાને તે બીજે ગામ જતો) ત્યારે એક પૈસાદાર પુરૂશ જે તેનો ગોલામ જેવો હતો, તેને તેનો ખજાનો, તખત અને મેહેલની નેગેહબાની કરવાને રાખતો હતો. તે પોતાના પાદશાહ તરફ અજબ દીલસોજી ધરાવતો હતો. તેને લોકો કુનદરવને નામે ઓલખતા હતા કારણકે તે બેદાદીમાં ઘણાં સુસ્ત પગલાં ભરતો હતો. તે કુનદરવ દોડતો મેહેલમાં આવ્યો અને અયવાનમાં તેણે એક નવા પાદશાહને જોયો કે જે તખતની ઉપર આરામથી બેઠેલો હતો અને તેની આગળ ઉંચા સરોવરનાજેવી માહાતાબ ચેહરાની ઓરતો ઉભેલી હતી. એક હાથ ઉપર સીધા સરોવરના જેવી શેહેરનાજ હતી જ્યારે બીજા હાથ ઉપર માહાતાબ જેવા ચેહરાની અરનવાજ હતી. તે (ફરીદુન)ના લશકરથી તમામ શેહેર ભરાઇ ગયું હતું. કંમર બાંધેલા સેપાહો દરવાજા આગળ સફ સમારીને ઉભા હતા. તે કુનદરવ નહી અજબ થયો કે નહી તેણે ભરમ જાણવા માંગ્યો પણ નમતો તેની આગળ ગયો અને સલામ કીધી. તે તેની તારીફ કરીને બોલ્યો કે "ઓ પાદશાહ! જમાનો કાયમ રહે

ત્યાં સુધી તું હમેશાં જીવતો રહેજે. દબદબા સાથે તારૂં તખત ઉપર બેસવું મુબારક થજો, કારણકે તું પાદશાહીને લાયકનો છે. હફ્તે-કેશ્વરની દુન્યા તારી ગુલામ થજો. તારૂં સર વરસાદ વરસાવતાં વાદલા-થી પણ ઉંચું થજો." ફરીદુને તેને ફરમાવ્યાથી તે આગળ ગયો અને પોતાની સઘળી છુપી વાતો તે ફરીદુનને ખુલ્લી કરીને કહી. તે હીમતવાન પાદશાહે તેને હોકમ કીધો કે "જા અને પાદ-શાહી તખતને લગતી નીશાણીઓ શોધી લાવ, દારૂ લઇ આવ, અને રામશગરોને બોલાવી લાવ. શરાબની જામો ભર અને ખાંનાનો સુફરો બીછાવ. એવી રામશાનીની મીજલશમાં જે કોઇ શખશો મારે લાયકના હોય અને આએ મીજલશની અંદર મારાં દીલને ખુશ કરનારાં હોય અને મારા દરજાને લાયક હોય તેઓને તું તેડી લાવ અને મારાં તખત આગળ ભેગા કર." જ્યારે કુનદરવે આએ સખુનો તેનાથી સાંભલ્યા ત્યારે તેણે તે નવા પાદશાહના ફરમાવ્યા મુજબ કીધું. તે કુનદરવ ચલકતો સરાબ લાવ્યો, તથા રામશગરો અને તેના દરજાને લાયકના મોટા માણુસોને બોલાવી લાવ્યો. ફરીદુને તે દારૂ પીધો અને ખુશી ખોરમી કીધી તથા તે રાત-ને એક જશનના જેવી બનાવી. જ્યારે બામદાદ થઇ ત્યારે કુન-દરવ તે નવા સરદાર આગળથી સેતાબી સાથે બહાર નીકળ્યો અને ઝડપ ચાલના ઘોડા ઉપર સવાર થયો ને ઝોહાકની તરફ ચાલુ મુકયું. જ્યારે તે તે પાદશાહની આગળ આવી પુગ્યો ત્યારે તેણે જે જોયું અને સાંભલ્યું હતું તે તેને કહયું. તે બોલ્યો કે "ઓ પેહેલવાંનોના શાહ! તારૂં કામ ઉંધુ વળવાની નીશાણી દેખાવા માંડી છે. ત્રણ સર ફરાજ માણુસો લશકર સાથે બીજાં શેહેરમાંથી આવી પોહોંચ્યા છે. તે ત્રણ જનાની વચ્ચે એક નાનો છે, જે કદમાં સરોવરના જેવો અને ચેહેરામાં પાદશાહના જેવો છે. તે ઉમરે નાનો પણ ડાહાપણમાં વધારે છે તથા વડા (ભાઇ)ઓના કરતાં આગળ ચાલનારો છે (યાને દરજામાં ચહડતો છે). તે એક પાહાડના ટુકડા જેવો ગુરજ ધરાવે છે જે લોકોની વચ્ચે ચકચકી રહયો છે. તે ઘોડેસ્વાર થઇને પાદશાહના મેહેલમાં આવ્યો છે. તેની સાથે તે બે કીર્તીવંતો (ભાઇઓ)

માર્ગમાં હતા. તે આવીને પાદશાહી તખતની ઉપર બેઠો છે. તારાં સઘલા જાદુમંત્રોને તેણે તોડી નાખ્યાં છે. તારા મેહેલમાં જે કોઇ સખશો જેવા કે તારા પેહેલવાનો અને દેવો હતા તેઓના માથાં તેણે ઘોડા ઉપરથી તમામ વીખરાતા કીધાં છે તથા તે સઘલાઓના મગજ લોહી સાથે ભેલાતાં કીધાં છે.” ત્યારે ઝોહાકે તેને કહ્યું કે “કદાચને તે એક મેહેમાન હશે અને એમ કરવાથી તે ખુશી થતો હશે.” ત્યારે તે કારભારીએ તેને જવાબ આપ્યો કે “મેહેમાન ગાયની સુરતના શુરજ સાથે આવતો હશે? અગરજો તે તારા મેહેમાન તરીકે આવ્યો હોય તો તું સંભાલમાં રહેજે અને તે મેહેમાન આગળથી દુર રહેજે તથા તારાં માથાને સંભાલજે. તે તારી આરામ કરવાની જગ્યાએ હીમતથી બેઠો છે. તેણે તારૂં નામ તાજ અને કમરબંદ પેહેરીને છેકી નાંખ્યું છે. તે તારા રેવાજથી નાશેપાસ થઇને આવ્યો છે. એવા સખશને જો તું મેહેમાન પીછાનતો હોય તો તેમ પીછાન.” ત્યારે ઝોહાક બોલ્યો કે “તું એમ ફરીઆદ ના કર કારણકે સોખઇ કરતો મેહેમાન સુરતમાં સારો હોય છે.” ત્યારે કુનદરવે જવાબ કીધો કે “ઠીક મેં સાભલ્યું, હવે તું મારો જવાબ સમજ. અગર જો એ નામવર તારો મેહેમાન હોય તો તેનું તારા સુવાના ઓરડામાં શું કામ છે? તે તો જેહાનદાર જમશેદની બેહેનો સાથે બેસીને નાની મોટી વાત ઉપર મસલત કરે છે. તે એક હાથે શેહેરનાજનો ચેહેરો પકડે છે અને બીજે હાથે અરનવાજના અકીક જેવા હોઠ પકડે છે. તે કાલી રાતે એનાથી પણ બુરૂં કામ કરે છે. તે પોતાના માથાની નીચે તેઓના કસતુરી જેવા બાલનો તકીઓ કરે છે. તે કસતુરી તે શું? તે તારી બે માહાતાબ ચેહેરાની ઓરતોના બાલના ગુછલાં છે કે જે ઓરતો તારી હમેશની ભલું ચાહાનારી હતી.” આએ વાત સમજીને ઝોહાક એક વરૂની માફક છેડાયો. તેણે મોતની ઇચ્છા કીધી. ખરાબ ગાળો દેઇને અને મોટેથી ઘાટું પાડીને તે કમબખત માણુસ સાથે ચીરડાયો અને કહ્યું કે, “હવે પછી તું મારાં ઘેરના રખેવાલ તરીકે રહેતો ના.” તે કારભારીએ એવો જવાબ દીધો કે, “ઓ પાદશાહ!

મને એવો શક છે કે તું હવે પછી તખતનો ૧ હીસ્સો ભોગવી શકશે નહી, તો મને તું શેહેરની હાકમઇ કયાંથી આપનાર છે? જ્યારે તું મોટા ઓહ્દા ઉપરથી (ઉખેડાઇ જઇને) હીસ્સા વગરનો બનશે ત્યારે તું મને કારભારી પણું કયાંથી સોંપશે? જેમ એક બાલ થડમાંથી તુટે તેમ તું તારા મોટા ઓહ્દા ઉપરથી તુટીને બહાર આવ્યો છે. માટે ઓ મોટા દરજ્જાના માણુસ! તું કાંઇ તારોજ ઉપાય શોધ. તારો દુશમન આવીને તારા તખત ઉપર બેઠો છે. તેના હાથમાં ગાયની સીકલનો ગુરજ છે. તેણે તારાં બંદ, જાદુ અને મંત્ર નો નાશ કીધો છે. દીલને આરામ આપનારી તારી ઓરતોને તેણે લઇ લીધી છે. તેણે તારા તખતને પગ તલે દાબ્યું છે. તો કાંય તું તારાં કામને સમારતો નથી. એવું કામ કદી પણ તારી ઉપર આવી પડયું નથી." જેહાનને ધરાવનાર ઝોહાકને આએ વાતથી હુશીયારી આવી અને વળી તેની વાત સમજી. તેણે પવન વેગે ચાલનાર અને તીક્ષણ નજરવાલા ઘોડાઓ ઉપર જીન નાંખવાને ફરમાવ્યું અને દેવો તથા લડાયક નરોનાં મોટાં લશકર સાથે ઝડપથી તે ત્યાં આવી પુગ્યો.

## ઝોહાકે ફરીદુન સાથે લડાઇ કીધી અને ફરીદુને ઝોહાકને દેમાવંદ પાહાડ ઉપર બંધ કીધો તે વીશે.

ગુપ્ત રસ્તે આવીને ઝોહાકે તે મેહેલને છાપરાં ઉપરથી તથા દરવાજા આગળથી ઘેરી લીધો. જ્યારે એ વાત ફરીદુનના લશકરે જાણી ત્યારે તેઓ સઘલા તે ગુપ્ત રસ્તા તરફ દોડીયા. સઘલાઓ તેઓના લડાયક ઘોડા ઉપરથી ઉતરી પડયા અને તે તંગ જગ્યામાં બાઝી પડયા. તે શેહેરના તમામ માણુસો કે જેઓને આ લડાઇમાં ભાગ લેવાનો હતો તેઓ પોતાની બારીએ અને દરવાજા ઉપર તૈયાર ઉભા હતા. તેઓ સઘલા ફરીદુનની તરફેનમાં હતા તથા ઝોહાકના

---

૧ લખેલી નકલમાં 'બખ્ત' ને બદલે 'તખ્ત' દરસત છે.

જુલમથી કીના ભર્યાં થયા હતા. તલવાર અને તીરોના વરસાદ વધે જેમ કાલાં વાદલમાંથી કરાં વરશે તે પ્રમાણે બારીઓમાંથી ભીતની ઇટરહી તથા પથરા મોહોલાઓમાં પડતા હતા, જેથી કોઇને પણ જમીન ઉપર આસરો હતો નહી. શેહેરમાંના શુ જવાન કે લડાઇના હુનરમાં કેલવાયલા શું બુઢાઓ સઘલાઓ ફરીદુનના લશકરમાં જોડાયા અને ઝોહાકના જાદુ (ના રસ્તા)માંથી બાહાર આવ્યા. પેહેલવાનોના અવાજોથી પાહાડો પણ તુટી પડતા હતા. ઘોડાઓની નાલોથી જમીન કુટાઇ જતી. ધુલારાંથી માંથાં ઉપર કાલાં વાદલાં બંધાતાં હતાં અને નેજાઓથી સખત પથરના દીલ જખમી થતાં હતાં. આતશકદેહમાંથી એક અવાજ ઉઠયો કે "અગરજો એક હેવાન પણ તખત ઉપર પાદશાહ થશે તો હમે સઘલા બુઢા અને જવાન તેનો હોકમ ઉઠાવશું અને તેના હોકમથી જરાએ ફરશું નહી; પણ તખત ઉપર હમો અઝદાહની ખાંધવાલા નાપાક ઝોહાકને માંગતા નથી." તમામ સેપાહો અને શેહેરીઓ તે લડાઇમાં જવાને એક પાહાડની માફક એકઠા થયા, (અને તેઓનાં પગલાંથી) તે રોશન શેહેર તરફથી કાલી ધુલ ઉડવા લાગી જેથી ખોરશેદ પણ ઢંકાઇ ગયો.

પછી ઝોહાક પણ અદેખાઇનો માર્યો ઇલાજ શોધવા લાગ્યો. તે લોહોડાંના બખતરથી પોતાનાં તમામ શરીરને ઢાંકી નાખીને લશકરમાંથી મેહેલ તરફ જવાને નીકલ્યો કે જેથી ભેગાં થયલાં લોકોમાંથી કોઇ તેને પીછાને નહી. ત્યાર બાદ તેણે પોતાના હાથમાં સાહઠ હાથ લાંબી કમંદ ધરીને તે એકદમ ઉંચા મેહેલમાં ગયો. કાલી આંખવાલી શેહેરનાજે આએ જોયું. તેણી ફરીદુનથી ખાનગી રીતે (તેના) જાદુઇ એલમથી વાકેફ બની હતી. દીવસના જેવા બે (રોશન) ગાલ શાથે અને રાત જેવાં બે (કાલાં) બાલના ગુછરાંઓ સાથે તેણીએ ઝોહાક ઉપર લ્યાનત નાખવાને હોઠો ખોલ્યા. (જ્યારે તે પકડાઇ ગયો ત્યારે) ઝોહાકે જાણ્યું કે આએ ખોદાનું કામ છે અને તે બદીના હાથમાંથી છુટકારો પામનાર નથી. તેના મગજમાં અદેખાઇનો આતશ સલગ્યો. તેણે (ઉપર ચઢવાને માટે) પોતાની સીધ્ધી કમંદનો ફાંસો તે ઓરડા તરફ ફેંકયો અને પોતાના તખતની કે પોતાના

પ્યારા જીવની થાહ કીધી નહી. તે છાપરાં ઉપરથી (કમંદ વાતે સરીને) ઉંચા મેહેલમાં આવ્યો. તેના હાથમાં પાણી પાએલું ખંજર હતું અને તે (પોતે) પરી ચેહેરાની ઓરતોના લોહીનો તરસ્યો હતો. પોતાનો ભરમ ખોલ્યા વગર કે પોતાનું નામ જાહેર કીધા વગર તેણે મીઆનમાંથી ખંજર ખેંચ્યું. ઉંચાઇએથી (ઉતરીને) જેવા પગને તેણે જમીન ઉપર મુકયા કે તેવોજ ફરીદુન પવનને વેગે ત્યાં આવી લાગ્યો. તેણે ગાયની સીકલનો ગુરજ પોતાના હાથમાં લીધો અને તેના માથા ઉપર મારીને તેની લોહડાંની તોપીનો ચુરો કરી નાખ્યો. તેવામાં મુબારક સરોશ જલ્દીથી ત્યાં આવી પોહોંચ્યો, અને તેને કહ્યું કે "એને મારતો ના. કારણ કે એનો (મરવાનો) વખત હજી આવી પહોંચ્યો નથી. તેને હરાવીને જેમ પથ્થરને સીકડે તેમ બાંધ અને જ્યાં બે પહાડો પાસે પાસે આવેલા તુંને મલે ત્યાં તેને લઇ જા. તે પાહાડ કે જ્યાં તેનાં સગાંવહાલાંઓ આવી શકશે નહી તેના ગારની અંદર એનું બંધીખાનું ઠીક થઇ પડશે.[૧] જેવું ફરીદુને એમ સમજયું કે તુરત તેણે ઢીલ કીધી નહી અને શીંહના ચામડાંની કમંદ તૈયાર કીધી અને તેના ફાંસામાં તેના બે હાથ અને કંમર એવી રીતે સીકડી લીધાં કે તે ફાંસો જોરાવર હાથીથી પણ ખુલી શકે નહી. ત્યાર બાદ તે ઝોહાકના સુનેરી તખત ઉપર બેઠો અને તેની ખરાબ રાહ રસમોને દુર કીધી. તેણે દરવાજા ઉપરથી એક (બાંગીને) પોકાર કરવાને ફરમાવ્યું કે, "તમો જેઓ સાવચેતી અને હુસીયારી રાખનાર લોકો છેઓ

---

૧ દીનકર્દમાં કહેવામાં આવે છે કે ફરીદુને ઝોહાકને મારવાને માટે પોતાનો ગુરજ ઉઠાવી ફટકો માર્યો પણ તે ફટકાથી ઝોહાક મરી ગયો નહી, ત્યારે તેણે તલવારથી ત્રણ ફટકા માર્યા, પણ તેમ મારતાં તેના શરીરમાંથી ખરફસ્તરો નીકલવા લાગ્યાં તેટલામાં હોરમજ્દે ફરીદુનને કહ્યું કેઃ—

"તું તે ઝોહાકને કાપી ના નાંખ, કારણ કે જો તું તેને કાપશે, તો ઝોહાક આખી દુન્યાને સાંપો, દેડકાઓ, વીછુઓ, ગલોડીઓ, અને કાચબાઓથી ભરી નાખશે." ત્યારે ફરીદુને તેને ભારી જંજીરમાં સીકડીને દેમાવંદ પાહાડના બંધીખાનામા નાખ્યો હતો (S. B. E. XXXVII. p. 214).

તેઓને લશકરી અસબાબ સાથે રહેવાની તથા નામ અને કીરતી શોધવાની હવે અગત્ય રહી નથી. સેપાહોને ઘટતુ' નથી કે તેઓ ધ'ધાદારીઓની સાથે એકજ વખતે બે હુનરો શોધે. એક (યાને ધ'ધાદારી) કાંમ કરનારો છે જ્યારે બીજો (સેપાહ) ગુરજ રાખનારો છે. દરેકને પોતાનુ' કામ જાહેર છે (યાને દરેક પોતાનુ' કામ સમજે છે). જ્યારે પેહેલાનુ' કામ બીજો શોધે અને બીજાનુ' કામ પેહેલો શોધે તો તમામ જમીન ઉપર ગુચવાડો ઉભો થાય. તે (ઝોહાક) કે જે નાપાક હતો અને જેની બુરી કરણીને માટે જેહાનના લોકોને ફીકર હતી તે હવે બ'ધીવાન થયલો છે. તમે લોકો લાંબી જીંદગી જીવજો અને ખુશાલ રહેજો તથા ખુશાલી સાથે તમારાં કામ ઉપર લાગજો" ૧ ૯૫.૨ પછી તે શેહેરના નામદાર લોકો જેઓ જર અને ખજાનો ધરાવતા હતા તેઓ ખુશાલી સાથે અને હદીઆ સાથે ફરીદુનની આગળ ગયા. સઘળાઓએ તેના હોકમ ઉપર દીલ લગાડયુ'. ડાહાપણવાલા ફરીદુને તેઓને ઓધાથી નવાજ્યા તથા તેઓના ડાહાપણ મુજબના તેઓને ઓધા આપ્યા. તેઓ સઘલાઓને તેણે શીખામણ આપી અને તેઓની તારીફ કીધી. વળી તેણે જેહાનને પેદા કરનાર ખોદાની યાદ કીધી. તે એમ બોલ્યો કે "આએ (તખત) મારી જગ્યા છે અને ભવીષ્ય વર્તતાં તમારા નસીબના સેતારા રોશન થયા છે; કારણ કે પાક યજદાંએ મને અલબરૂજ પાહાડ ઉપર (ના એકાંત વાસમાં)થી લોકોના ટોલાં વચે આવવાને મને ઉશકેરીઓ છે, કે જેથી મારા ફલકાટના બળે કરી જેહાનનો અને તમારો અઝદાહની બદીથી છુટકારો કરૂં. ૨ જ્યારે નેકીના બખશનાર ખોદાએ આપણને બખશેશ કીધી છે, ત્યારે આપણને પણ ઘટે છે કે નેકીનોજ રસ્તો લેવો. હુ તમામ જેહાનનો

---

૧ દીનકર્દમાં કહેવામાં આવ્યુ' છે કે ફરીદુને ઝોહાકને કેદ પકડયાની ખબર તમામ જેહાનમાં ફેલાવા છતાં લોકો શકમ'દ રહેતા હતા. દસ શીયાલા (દસ વરસ) વીતા બાદ લોકોએ એ ખબરને ખરી માની હતી (S. B. E. XXXVII. p. 215 ).

૨ જમશેદનુ' નુર યાને ખોરેહ જતું રહ્યું ત્યારે તે ખોરેહ જમયાદયરત (ફ. ૩૬) પ્રમાણે ફરીદુનને જઇ મળ્યુ' હતુ'.

માલેક છું માટે મને એકજ જગ્યાએ બેસી રેહેવું જોઇએ નહી (યાને મારે પાદશાહ તરીકે જેહાનમાં ફરીને મારી ફરજ બજાવવી જોઇયે). નહી તો કે હું અહીંયાજ રહેતે અને તમારી સાથે ઘણા દાહાડા અહીંજ ગુજારતે." પછી સરદારોએ તેની આગળ જમીનને બોસો લીધો અને દરબારમાંથી ઢાલના અવાજ નીકળ્યા.[૧] તમામ શેહેરના લોકોની આંખ દરબારની તરફ ખેંચાયલી હતી અને લોકો પેલા ટુકા થયલા દીવસવાલા (યાને આખેરીએ આવેલા) ઝોહાક ઉપર (લ્યાનત) પોકારતા હતા કે "તે અઝદાહને તેને છાજતા કમંદનાં ફાંસા સાથે બાહાર લાવો." શેહેરે કાંઇ પણ ફાયદો નહી મેલવેલા તે પાદશાહ[૨] ઝોહાક સાથે તે શેહેરમાંથી લોકોનાં ટોળાંઓ એક પછી એક બાહાર પડયાં અને કમીનાની માફક બાંધેલા ઝોહાકને ઉંટની પીઠ ઉપર નામોશી સાથે નાંખીને લેઇ ગયા. એ રીતે તેને શીરખાન નામની જગ્યા સુધી લઇ જવામાં આવ્યો. (વાંચનાર!) જ્યારે તું એ વાત સમજે ત્યારે આ દુનીયાંને ઘણી પુરાણી ગણજે. પાહાડો ઉપરથી અને જંગલો ઉપરથી ઘણા જમાનાઓ વહી ગયા છે અને બીજા ઘણાક વહી જશે. તે બીદાર નશીબનો ફરીદુન એ રીતે ઝોહાકને સખત રીતે બાંધીને શીરખાન તરફ લેઇ ગયો. તે એવું ઇચ્છીને તેને પાહાડ (ના ગારમાં) હાંકી જતો હતો કે તેને ઉંધે મસતક લટકાવી દીએ. પણ તેટલાંમાં મુબારક સરોશ આવી લાગો અને તેણે તેના કાનમાં ખુબી ભરેલી છુપી વાત કહી કે "આએ બાંધેલા ઝોહાકને લોકોનાં ટોલાંને સાથે લીધા વગર એક અરબી ઘોડા ઉપર બેસાડીને એ પ્રમાણે દેમાવંદ પાહાડ સુધી લેઇ જા.[૩] જેઓ તારીથી દુર થઇ જાય નહી અને મુશકેલીના વખત

---

૧ આ ઉપરથી જણાય છે કે ઝોહાકની રાજધાનીનું શેહેર 'બએત-ઉલ-મુકદ્દસ'ને ફરીદુને પોતાની રાજધાની બનાવી હતી નહી. બંદીહાદની પેહેલી પરગરદ મુજબ ફરીદુનનું રાજધાની શેહેર 'વરેન' તે હાલનું ગીલાન હતું.

૨ છાપેલી નકલમાં "બઆન શેહેર ન યાફતે હીચ બેહેર" છે તેને બદલે લખેલી નકલમાં "બઆન શાહ નયાફતે શેહેર બહેર" બરોબર છે.

૩ બુનદેહેશ, બહમનયશ્ત અને આફ્રીનેહફ્ત અમશાસ્પંદ મુજબ ઝોહાકને બંધ કરવાનું મથક દેમાવંદ પાહાડને ગણ્યો છે.

ઉપર તુંને છાતી ઉપર રાખે તેવાઓ શીવાય બીજાઓને તારી સાથે લેઇ જતો ના." ઝોહાકને એક ઘોડાની જડપે દેમાવંદ પાહાડ નજદીક લેઇ જવામાં આવ્યો અને તેને ત્યાં બંધ કીધો. તેના ઉપર એક બીજી બેડી વધારી અને તેની બદ બખતીમાં કાંઇ ચીજ ઓછી રહી નહી. તે (ફરીદુન)નાથી ઝોહાકનું નામ ખાક બરોબરનું થયું. તેની બદીમાંથી તમામ જેહાન પાક થઇ. તે (ઝોહાક) પોતાના ખેશીઓ અને સગાં વાહાલાંઓને માટે તવલતો થયો અને પાહાડની અંદર બંધ પડયો. તે પાહાડની અંદરની એક ઘણી સંકડાસવાલી જગ્યા પસંદ કીધી અને તલીયું નહી દીસે એવો એક ઉંડો ગાર શોધી કાહાડયો. ભારી ખીલાઓ લાવીને એક જગ્યાએ એવી રીતે ઠોકયા કે તે ખીલાના માંથાં પણ દેખાતાં હતાં નહી. તેના હાથો ફરીથી એવી રીતે બાંધ્યા કે મુશકેલીએ તે લાંબા થઇ શકતા હતા. એ પ્રમાણે તે લટકતો રહયો અને તેના દીલમાંનું લોહી (લબ) જમીન ઉપર ટપકતું રહયું.[૧]

ચાલો ત્યારે આપણે પણ દુન્યાંઝાં બદીને આધીન નહી થઇયે, અને કોશેસથી તમામ નેકીનો દસ્ત લંબાવ્યે. જ્યારે નેક અને બદ કંઇ પાયદાર રહેવાનું નથી ત્યારે ભલું એજ કે નેકી યાદગાર રહે. વળી ખજાનો, દીનાર કે બુલંદ મેહેલ તુંને ફાયદો આપનાર થશે નહી. પણ તારી (ભલી) વાતો તારાં (કાંમો)થી યાદગાર રહી જશે. તેથી (ભલી) વાતને એટલી હલકી ના ગણ. બખતાવર ફરીદુન કાંઇ ફરેસ્તો નહી હતો અને તે કાંઇ કસતુરી અને અંબરથી બનેલો નહી હતો. તે આવી નેકી ઇનશાફ અને સખાવતથી પાંમ્યો હતો. તું પણ ઇનશાફ અને સખાવત કર કે તું પણ ફરીદુન (જેવો નામાંકીત) થશે. ફરીદુને ઇજદના જેવાં કામો કીધાં અને આએ

---

૧ મીનો ખેરદહમાં ઝોહાકથી દુન્યાને એવો ફાયદો થયલો જણાવે છે કે:—

ઝોહાકને તથા અફ્રાશીયાબને હાકેમી નહી મલી હતે તો લેઆનતવાલો ગનામીનો તે હાકેમી હેશમ નામના ગુસ્સાના દેવને આપતે અને જો (હાકેમી) હેશમને મલતે તો રસ્તાખેજ અને તને પસીન સુધી તેની પાસેથી તે (હાકેમી) લેઇ શકાતે નહી. (જુઓ બાબ ૨૭ મો.)

જેહાનને બદીથી પેહેલ વેહેલી ધોઇ નાંખી.[1] તેનું સર્વથી પેહેલું કામ તે ઝોહાક કે જે ઇનશાફ વગરનો અને નાપાક હતો તેને બંધીખાનામાં નાખવાનું હતું. બીજું એ કે તેણે તેના બાપનો કીનો લીધો અને પોતાને માટે જેહાનને પાક અને રાસ્ત બનાવી. ત્રીજું એ કે તેણે કમ અક્કલીઓથી દુન્યાંને સ્વચ્છ કીધી અને બદ લોકોના હાથો બાંધી લીધા. ચોથું એ કે ઘણાક નામદાર સરદારો તેની તરફેનદારીમાં આવ્યા અને તેઓનો હજારો હજારનો વધારો થયો.[2]

ઓ જેહાન! તું કેવી ઘાતકી અને બદ ખવાસની છે કે તુંજ (લોકોને) ઉધારે છે અને તુંજ મારી નાખે છે. તું જો કે પેલો ફરીદુન પેહેલવાન કે જેણે બુઢા ઝોહાક પાસેથી પાદશાહી છીનવી લીધી તે કયાં છે? તે દુન્યાંમાં પાનસો વરસ સુધી પાદશાહ રહયો,[3] પણ આખેરે તે ગુજરી ગયો અને તેની જગ્યા ખાલી રહી. તે બીજાને જેહાન સોંપીને ચાલી ગયો, પગ આએ જેહાનમાંથી ગમી શીવાય બીજું કાંઇ નહી લઇ ગયો. આપણે સઘલાં શું નાહાના કે મોટાં એજ પ્રમાણે (મરવાના) છીએ. તેથી તારે જોઇએ તો ભરવાડ થા (યાને લોકોને સારે રસ્તે દોરવનાર સરદાર બન), અને તારે જોઇએ તો ગોવાળું થા (યાને બીજા મોટાઓને હાથે તું દોરવા).

## ફરીદુનની પાદશાહી પાંનસો વરસની હતી.

## ફરીદુન તખત ઉપર બેઠો અને તે ખબર તેની માયને પોહોંચી તે વીશે.

જ્યારે ફરીદુન જેહાનની ઉપર ફતેહમંદ નીવડયો ત્યારે તેણે પોતાના જેવો કોઇ બીજો પાદશાહ જોયો નહી. તેણે પાદશાહોની

---

૧ ફરીદુનની આવી કારકીરદીને લીધે જમીયાદયસ્તમાં તેને જરથોશ્તથીજ ઉતરતો પુરૂશ ગણીઓ છે. (જમીયાદયસ્ત ફ. ૩૬.)

૨ લખેલી નકલમાં આએ બેત વધુ છે.

૩ ફરીદુને ૫૦૦ વરસ રાજ્ય કીધું તે બાબદને મીરખુંદ પણ ટેકો આપે છે. અવસ્તા યા પેહેલવી કેતાબો ઉપરથી એણે કેટલાં વરસ રાજ્ય કીધું તે માલમ પડતું નથી.

રસમ પ્રમાણે શાહાનશાહી મેહેલ તેમજ તેની સાથે તાજ અને બુલંદ તખત તૈયાર કરાવ્યું. મેહેર મહીનાના તેના સરદારનાજ મુબારક દીવસે (યાને મેહેર મહીનો અને મેહેર રોજે) તેણે આએ પાદશાહી તાજ માથાં ઉપર મેલ્યું.૧ જમાનો બદીની ચીંતા વગરનો થયો અને સર્વેએ ખોદાઇ રાહ ધરી. તેઓએ દાવાઓથી યાને ફરીયાદથી પોતાનાં દીલ ખાલી કીધાં અને પાદશાહી રેવાજ પ્રમાણે એક નવું જશન કર્યું. દાનાવો (તે જશનમાં) ખુશાલી સાથે બેઠા અને સર્વેએ યાકુતની જામ હાથમાં લીધી. રોશન શરાબ સાથે અને નવા પાદશાહના ચેહેરા સાથે તે નવા મહીનાની શરૂઆતથી જેહાન ઇનશાફથી ભરેલી થઇ. પાદશાહે ફરમાવ્યું કે આતશ રોશન કરે અને સઘલા લોકો (તે ઉપર) અંમબર અને કેશર (જેવી સુગંધી) બાળે. મેહેરંગાનનું જશન પાલવાનો એ (ફરીદુન)નાથી કાયદો (મલ્યો) હતો. તનને આશાયશ આપવાનો (યાને કામકાજથી રજા મેલવી ને તેહેવાર ગુજારવાનો) અને ખાણી પીણી કરવાનો રેવાજ તેનાથી પડયો હતો. હાલે પણ તેનાથીજ મેહેર મહીનો યાદગાર રહેલો છે, માટે (તમો પણ એ હીંગામ પાળવાની) કોશેશ કરો અને તમારા ચેહેરાને (એ દીવસે) કોઇ પણ રીતનું દુઃખ ના દેખાડો. ૫૦૦ વરસ સુધી દુન્યાં તેની રહી તેટલા વખતમાં તેણે એક દહાડો પણ બુરાઇનો પાયો નાંખ્યો નહી.૨

---

૧ ફરીદુને ઝોહાકને કેદ પકડયો તે દીવસે મેહેર મહીનાનો મેહેર રોજ હતો. આ એક જશનનો દીવસ હતો અને એ દીવસે ફરીદુન તખત ઉપર બેસતાં એ જશનની બુજોર્ગી વધી ગઇ હતી. તેણે એ દીવસે એક મોટું જશન કરી એ હીંગામને બુલંદીથી પાળવાની શરૂઆત કીધી હતી. એ મેહેરગાનનો હીંગામ મહેર રોજથી તે રામ રોજ સુધી પાળવામાં આવતો હતો. મેહેર મહીનાના મેહેર રોજને મેહેરંગાને આમ કહેવામાં આવતું હતું જયારે મેહેર મહીનાનાં રામ રોજને મેહેરંગાને ખાસ કહેવામાં આવતું હતું. પાદશાહ ફરીદુનને તખતે બેસાડવાની ક્રીયા અલબીરૂની મુજબ રામ રોજે કરવામાં આવી હતી.

૨ ફરીદુનના રાજથી થયલા ફાયદા દરશાવતાં મીનો ખેરદ (બા. ૨૭)માં કહ્યું છે કે:—

ઓ બેટા! જ્યારે આએ દુન્યા બરાબર રહેતી નથી ત્યારે તું પણ લોભ ના કર અને (પૈસાનો) ગમ ના ખા. એજ પ્રમાણે તું જાણ કે જેહાન કોઇ ઉપર પણ ઠરીને રેહેતી નથી. તેમાં ઘણુંઓ શાહ માની મેલવતા નથી. પાદશાહી તખત ઝોહાકથી ખાલી થયું છે અને તેના સારા તખતનો અંત આવ્યો છે તથા ફ્રાનકનો બેટો જેહાનમાં પાદશાહ થયો છે એ ભરમથી ફ્રાનક જાણીતી થઇ હતી નહી. ત્યાર બાદ તે માતા ઉપર તેણીના બખતાવર બેટા તરફનો પેગામ આવ્યો કે તેણીનો બેટો તાજદાર થયો છે. ત્યારે તેણીએ બંદગી કરવાને માટે માથાં વેરથી શરીરને ધોયું અને સર્વથી પેહેલાં જેહાનને પેદા કરનારની સનમુખ ગઇ (યાને બંદગીમાં રોકઇ). તેણીએ પોતાના સરને ખાકની ઉપર નાખ્યું અને ઝોહાકને બદ દુવા દીધી. વળી આ જમાનાને તેની ઉપર ખુશાલી ભરેલી રીતે ફરવાને માટે તેણીએ પરવરદેગાર આગળ દુવા ગુજારી. ત્યાર પછી તમામ માણુસો કે જેઓ ઉપર તંગી આવી પડેલી અને જેઓ પોતાનો બુરો વખત (શરમને લીધે) છુપાવેલો રાખતા હતા, તેઓને છુપી રીતે નવાજ્યા અને કોઇને તે વાત ન કેહેતાં તેઓનો ભરમ છુપો રાખ્યો. એ પ્રમાણે એક અઠવાડયું સુધી ચીજોની બખશેસ કીધી. તે (બખશેસ) એવી રીતે કીધી કે તેઓ મોહોતાજ તરીકે ઓલખાય નહી (યાને તેઓને તવંગર બનાવી દીધા). બીજું અઠવાડયું જેઓ બુઝોરગો અને ગરદન ઉઠાવનાર (કીરતીવંતો) હતા તેઓને માટે ખુશાલીની મીજલસ બનાવી. પોતાના ઘેરને તેણીએ એક બાગની માફક શણગારીયું અને મોટા આદમીઓને મેહેમાન તરીકે બોલાવ્યા. ત્યાર પછી તેણીએ પોતાની છુપી દોલતને ખુલ્લી કીધી અને તમામ દોલતનો શણગાર કીધો. ખજાનાના બારણા ખુલ્લાં મુકીને તે સઘલો (ખજાનો) સખાવતમાં આપી દેવાનો તેણીએ વીચાર કીધો. કારણકે ખજાનાનો દરવાજો

---

દસ હજાર ઘોડાવાલો ઝોહાક કે જે ઘણો સખત ગુનેહગાર હતો તેનું નાશ પામવું અને બંધાવું થયું.

તેનાથી બીજા (ફાયદા) એ થયા કે માજંદરાનના અને ખનીરસના દેશેરમાંથી ઘણા દેવો મારીયા ગયા.

ઉઘાડો મુકવાનો તેણીએ આએ વખત જોયો, અને પોતાનો બેટો પાદશાહ બનવાથી તેણીએ પૈસાને બીસાડ વગરનો ગણીઓ. શું પોશાકો કે પાદશાહને લાયકના ઝવેરાતો, શું સોનેરી લગામ સાથના અરબી ઘોડાઓ, શું બખતર કે લોઢાની ટોપી તથા ભાલા અને તલવારો, શું કોલાહ કે કંમરબંદ એ સઘલાનો તેણીને અફ્શોસ હતો નહી. એ સઘલા સામનને તેણીએ ઉંટ ઉપર લાધ્યો અને તેણીએ પોતે પોતાનું દીલ પરવરદેગારની તરફ ફેરવ્યું. એ સઘલી ચીજો તેણીએ પોતાના બેટા ઉપર મોકલી અને વળી પોતાની જબાનને દુવાથી ભરપુર કીધી (યાને તેણીએ દુવા ભરેલો ખત તેના ઉપર લખ્યો). જ્યારે તે જમીનના પાદશાહે આ સઘલો અસબાબ જોયો ત્યારે તેણે તે કબુલ રાખ્યો અને માએ ઉપર આફ્રીન કીધી. જ્યારે લશકરના વડાઓએ આએ બાબદ જાણી ત્યારે તેઓ જેહાનના પાદશાહ આગળ સેતાબીથી ગયા (અને કહયું) કે "ઓ યજહાંને પીછાણનાર ફતેહમંદ પાદશાહ! દુવા હોજો તે (માદર)ના ઉપર કે જે તારૂં ભલું ઇચ્છે છે. તારા દાહાડા આજના દાહાડા જેવા થજો અને તારૂ બખત બુલંદ થજો. તારૂ બુરૂ ઇચ્છનારાઓનું નસીબ ઉંધું પડજો. આસમાનથી તુંને ફતેહમંદી હોજો, સખાવત અને નેકી શીવાય બીજા વીચારો તુંને ના હોતા." ત્યાર પછી અનુભવી આમીદઓએ હરેક ખુણેથી પાદશાહ તરફનો રસ્તો પકડયો. તે સઘળાએએ જર અને ઝવેરાતોને ભેલી નાંખ્યાં અને તે પાદશાહના તખત ઉપર તેનો નેસાર કીધો. તેના તમામ મુલકોમાંના સઘલા મોટા પુરૂષોએ તેના દરવાજા ઉપર ભપકાથી સફ સમારી હતી. તેઓએ ખોદાતાલા પાસે તેના તખત અને તાજ ઉપર તથા કોલાહ અને મોહોર ઉપર દુવા ગુજારી. સઘલાઓએ આસમાન તરફ પોતાના હાથ ઉંચા કરીને તેની ઉપર નેક સખુનોની દુવા પઢવાનું શરૂ કીધું કે "આવો વખત (પાદશાહ ઉપર) સદા કાયમ રહેજો. આવો પાદશાહ હમેશ આબાદ રહેજો."[૧] ત્યાર પછી ફરીદુને દુન્યાની

---

૧ આ સઘલી ક્રીયા ફરીદુનને તખતે બેસાડતી વખતે થયલી હોવી જોઇએ.

આસપાસ (પોતાની સલતનત તપાસવાને) મુસાફરી કીધી અને તમામ જાહેર તથા છુપાં કાંમો જોયાં. આમુલ ૧ પસાર કરી તે તમીશે તરફ ગયો. જંગલોમાં તે નામદાર પોતાની બેઠક કરતો હતો તે જંગલને જેહાન કુસને નામે ઓળખવામાં આવતું હતું. એ નામ શીવાય લોકો બીજુ નામ જાણતા હતા નહી. દરેક ચીજ કે જે તેણે ગેરઇનશાફના માર્ગ ઉપર જોઇ તથા દરેક શેહેર અને જમીન કે જે તેણે આબાદ નહી જોઇ, ત્યાં તે પાદશાહે ઇનશાફ અને આબાદીનો હાથ લંબાવ્યો ૨ અને હુશીયાર લોકોને ઘટે તેવા રસ્તા લીધા. તેણે દુન્યાને એક બેહેસ્તની માફક શણગારી અને ઘાસની જગ્યાએ સરોવર અને ગોલાબના ઝાડો રોપ્યાં. ૩

તેની ઉમર પચાસ વરસની થઇ તેટલામાં તેને ત્રણ નાંમીચાં ફરજંદો પેદા થયા હતા. તે પાદશાહના નસીબમાં ત્રણ બેટા હતા,

---

૧ માઝંનદરાનના એક શેહેરનું નામ છે.

૨ ફરીદુને કીધેલા સુધારાઓને માટે દીનકર્દમાં કહયું છે કે:—

Frêdun, through that triumphant splendour, became a responder to Dahâk from the pregnant womb, and that degraded fiend was averted and paralysed by him; having come to nine years of age, he proceeded about his distruction and through that victory Dahâk was smitten by him, the creatures were saved and relieved thereby, those of Mâzandar and Mâda were smitten, their ravage and mischief were removed from the region of Khvanîras, and the region of Khvanîras was preserved for his three sons. And owing to his husbandry, which is the third avocation of the religion, pestilence and disease were disturbed by the medical treatment even of pestilence itself, and he exhibited to mankind also many other wonders produced and useful occupation for the world.

(S. B. E. Vol. 47 page 10)

૩ લખેલી નકલ પ્રમાણે તરજુમો કીધો છે. છાપેલી નકલમાં "બે નીકી બે બસ્ત ઉ દરો દસ્તે બદ" એમ છે.

જે ત્રણે પાદશાહી ઓલાદના અને સોનેરી તાજને લાયકના હતા. ઉંચાઇમાં તેઓ સરોવરના ઝાડના જેવા તથા તેઓની ખુબસુરતી વસંતના જેવી હતી. તેઓ દરેક રીતે પાદશાહનેજ મલતા આવતા હતા. એ ત્રણમાનાં બે પાકીજે ફરજંદો શેહેરનાજથી જન્મયાં હતા અને નાનું ફરજંદ ખુબસુરત અરનવાજથી જન્મયું હતું. હાથીની નજદીક બાહાદુરીથી પગલાં ભરનાર (બેટાઓ) તરફના વાહાલને લીધે તે બાપે હજી સુધી તેઓના નામ પાડયાં હતાં નહી. ત્યાર પછી પાદશાહે બેટાઓ કે જેઓ તખત અને તાજને લાયકના થયા હતા તેઓની તરફ નજર લંબાવી.

## ફરીદુને પોતાના બેટાઓને માટે યમનના પાદશાહની બેટીઓની માંગણી કરવાને માટે જંદેલને યમન મોકલ્યો તે વીશે.

ફરીદુને પોતાના નામદારોમાંથી એક મોટા મરતબાવાલાને પોતાની નજદીક બોલાવ્યો કે જેનું નામ રાહ બતલાવનાર જંદેલ હતું. તે દરેક કામમાં પાદશાહ તરફ દીલસોજી ધરાવનાર હતો. તેણે (ફરીદુને) તેને કહયું કે "તું દુન્યાની આસપાસ ફર અને ઉંચા તોખમની ત્રણ છોકરીઓ શોધી કાઢ કે જેઓ ખુબીમાં મારાં ત્રણ ફરજંદોને પસંદ પડતી હોય તથા મારી સાથે સગાઇ કરવાને માટે લાયકની હોય. વળી તેઓના બાપે (તેઓ તરફના) વાહાલને લીધે તેઓના નામ પાડયાં નહી હોય, કે જેથી કોઇ તેઓના નામથી બોલાવે. જેઓ એકજ માય અને બાપથી જન્મેલી ત્રણ બેહેનો હોય તથા પરીના જેવા ચેહેરાની, પાક અને પાદશાહી ઓલાદની હોય." જ્યારે જંદેલે પાદશાહથી આએ વાત સમજી ત્યારે તેણે પાકીજે વીચાર કર્યો; કારણ કે તે ખોલ્લાં દીલનો, પાક મગજનો, મીઠી જબાનનો અને ભલાં કામ કરવાને લાયકનો હતો. થોડાં નેક ખાહ માણસોને સાથે લેઇ પાદશાહની હજુરમાંથી તે પોતાને રસ્તે બાહાર પડયો. તે એકદમ ઇરાનમાંથી બાહાર પડયો અને (એ બાબેની) ખોલ કરવા માટે તરેહવાર પુછપરછ કરવા લાગ્યો. દુન્યાનાં

દરેક મુલકના પાદશાહો કે જેઓ પોતાના જનાનખાનામાં દીકરી ધરાવતા હતા ત્યાં તે તેણીઓ માટે છુપાછુપ ખાનગી ખબર કાઢતો હતો તથા તેઓનાં નામથી વાકેફ થતો હતો અને તેઓને માટે લોકો જે વાતચીત કરતા હોય તે સાંભળતો હતો. તેણે ઇરાનનાં મુલકમાં એવો મોટા મરતબાવાલો પુરૂષ જોયો નહી કે જે ફરીદુન સાથે સગાઇ કરવાને લાયક હોય. તેથી તે અક્કલમંદ, રોશન દીલનો અને પાક તનનો જંદેલ યમનના[૧] પાદશાહ સર્વ પાસે આવ્યો. ફરીદુન જે રીતની ત્રણ છોકરીઓ માંગતો હતો (તેવી તે યમનનો પાદશાહ ધરાવે છે) એવી નીશાની જંદેલે બરોબર રીતે મેલવી હતી. જેમ તજર્વ પક્ષી ખુશાલી સાથે ગોલાબ આગલ આવે તેમ તે ભપકા સાથે સર્વ (પાદશાહ)ની નજદીક આવ્યો. તેણે જમીનને બોસો લીધો અને તેની દરગુજર ચાહી તથા તે (પાદશાહ)ની નાની પદવી છતાં તેની તારીફ ગાઇ કે "ઓ શરફરાજ પાદશાહ! તું લાંબો વખત સુધી જીવતો રહેજે અને હમેશાં તાજ અને તખતને દીપાવતો રહેજે." યમનના શાહે જંદેલને એમ કહ્યું કે "તારૂં મોહ દુવા વગરનું ના હોતું. તું શું પેગામ લાવ્યો છે? તું શું હોકમ આપે છે? શું તું કોઇ (પાદશાહ)નો કાસદ છે? કે કોઇ મોટા દરજજાનો શખ્સ છે?" ત્યારે જંદેલે જવાબ દીધો કે "તું ખુશાલ રહેજે અને હમેશાં તારાથી બદીનો હાથ દુર રહેજો. એક સમન ફુલના[૨] જેવો હું ઇરાનથી આવેલો એક કમીનો સખશ છું અને (તું) યમનના પાદશાહ ઉપર પેગામ લાવ્યો છું. બખતાવર ફરીદુન તરફની હું તુંને સલામ પોહોંચાડું છું તથા તું જે વાત પુછે તેનો જવાબ દેવાને તૈયાર છું. પેહેલવાન ફરીદુન તરફથી તારી ઉપર દુવા ગુજારૂં

---

૧ હાલના "અરેબીઆ ફેલીકસ" (Arabia Felix) ને આગલા વખતમાં યમનને નામે ઓલખવામાં આવતું હતું. આગલા વખતમાં એ યમન ઇજીપત, હીંદુસ્તાન તથા ઇરાનની સાથેના મોટા વેપારને માટે જાણીતું હતું.

૨ 'સમન' એ એક ચંપેલીના જેવું ફુલ છે, જે ઈરાનમાં મોટા જથામાં થાય છે અને તે લોકોના પગે કચડાતું રહે છે તેટલા માટે એ ફુલને કમીનું ગણ્યું છે.

છું. જે કોઇ તે (ફરીદુન)ને ઉતરતો ગણતો નથી તે પોતે બુજેર્ગ સખશ ગણાય છે. તેણે મને ફરમાવ્યું છે કે યમનના પાદશાહને કહેજે કે 'જેમ કસતુરી ખુશબો આપે તેમ તું તારાં તખત ઉપર ખુશબો આપતો રહેજે. તારૂં તન હમેશાં રંજથી નીરાળું રહેજો. તારૂં દુઃખ વીસરાયલું થજો અને તારો ખજાનો એકઠો રહેજો. ઓ અરબોના સરદાર! સેતારાથી તું હમેશાં વગર નુકશાન પાંમેલો રહેજે. તું જાણ કે જાન અને ફરજંદ જેવી ચીજોના કરતાં બીજી કોઇ પણ ચીજ વધારે પ્યારી નથી. ફરજંદના કરતાં ઘણી પસંદ કરવા જોગ ચીજ કોઇ નથી. ફરજંદની સગાઇ જેવી બીજી કોઇ સગાઇ નથી. આ જેહાનની અંદર કોઇ ત્રણ આંખ (બેટી) વાલો સખશ હોય તો મારાં ત્રણ ફરજંદોને માટે તે ત્રણ આંખ બસ છે. તે (બેટી) ઓને આંખ કરતાં પણ વધારે કીંમતી ગણ કારણકે આંખ તેઓને જોઇને આભારી થાય છે. પેલો પવીત્ર મગજનો અકકલમંદ માણસ, કે જેને પવીત્ર સગાઇનું દાસતાન લખ્યું છે તેણે શું કહયું છે? (તેણે કહયું છે કે) "જે સખશને હૂં મારા કરતાં સારી રીતે ચાહાતો હોઉં તે શીવાય હું કોઇની સગાઇ શોધતો નથી. એક ભલો અને અકકલે પોહોંચેલો માણસ પોતાની બરોબરીઆનીજ દોસ્તી શોધે છે." જ્યારે જમાનો માણસોથી મુબારક ગણાય છે ત્યારે છોકરા વગરનો પાદશાહ નેક હોતો નથી. ખજાનો અને જોરાવર હાથોના માણસોથી મારી પાદશાહી આબાદ છે. માહાતાબના જેવા ત્રણ બખતાવર બેટા હું ધરાઉં છું, કે જેઓ પાદશાહી, તખત અને તાજને લાયકના છે. તેઓ કોઇપણ રીતની ખાહેશ યા દોલતના ગરજાઉ નથી. તેઓની સઘલી ઇચ્છા મુજબ તેઓના હાથ લંબાય છે. એ ત્રણ ઉંચા મરતબાવાલાઓને ખાનગી ઘર સંસારને માટે પોતાની સાથી તરીકે ત્રણ શાહાજાદીઓ જોઇએ છે. જાણકાર લોકોથી મને ખબર મલી છે, અને તે ખબર ઉપરથી મેં ઝડપથી ઉતાવલ કીધી છે. ઓ નામ શોધનાર પાદશાહ! તું તારા પડદા પછવાડે ઢાંકેલાં મોહોડાંની ત્રણ પાકીજેહ (બેટીઓ) ધરાવે છે. ૧ તે ત્રણે (બેટીઓ)

---

૧ લખનાર પોતે મુસલમાન હોવાથી આગળા ઇરાની શેહેનશાહોની બેટીઓને માટે પણ પરદામાં રહેવાનો મુસલમાની ખ્યાલ ધરાવે છે.

નું નામ તેં હજુર પાડયું નથી. તેથી એ વાત સમજી મારૂં દીલ ખુશ થયું છે; કારણકે મેં પણ મારા ત્રણ બખતાવર બેટાઓના નામ (પાડવાનું) જેમ મને ઘટતું હતું તેમ યાદ કીધું નથી. હવે આએ મોટી કીંમતના ત્રણ ત્રણ ગોહરોને એકમેક સાથે મેલવવાં જોઇએ. ત્રણ ખુરમાવાલી (બેટી)ઓ સાથે ત્રણ પાદશાહી શોધનારા (બેટા) ઓને લાયકને લાયક સાથે જોડવાનું તકરાર વગરનું કામ છે.' ફરીદુને એ પ્રમાણેનો પેગામ મને આપ્યો છે. માટે તું તેનો જેમ તારી મરજીમાં આવે તેવો જવાબ દે."

જ્યારે યમનના પાદશાહે તે (ફરીદુન) નો પેગામ સમજયો ત્યારે જેમ પાણીમાંથી તોડેલું કમલ કરમાઇ જાય તેમ તે ફીકકો મારી ગયો. તેણે દીલ સાથે વીચાર કીધો કે "અગર જો મારાં બીછાનાની નજદીક અનુભવી ત્રણ માહાતાબોને મારી આંખો જોશે નહી તો મારો રોશન દાહાડો અંધારી રાતના જેવો થઇ જશે. તેથી જવાબને માટે (હાલે) મારા બે હોઠ મારે ઉગાડવાજ નહી. હું મારો ભેદ તે (બેટી)ઓની આગળ ખોલશ અને જે કાંઇ નેક અને બદ હશે તેમાં તેઓ મારા ભાગીદાર થશે. હાલે જવાબ આપવામાં ઉતાવલ કરવી નહી જોઇએ. મારા સલાહકારો સાથે મારે છુપી મસલત કરવી જોઇએ."

દરબારને બરખાસ્ત કરીને તે (મેહેલમાં) ગયો અને ભારે અંદેશામાં બેઠો. એલચીના રહેઠાણને માટે એક જગ્યા પસંદ કીધી અને પછી પોતાનાં કામ ઉપર ધ્યાન આપ્યું. ભાલા ઉઠાવનારાઓના જંગલમાંથી (યાને ભાલાવાલા લશકરમાંથી) કેટલાકોને આએ લડાઇ ઉઠાવનારા સરદારે પોતાની પાસે બોલાવ્યા અને તેની છુપી વાત તેઓ આગળ ખાનગી રીતે ખુલ્લી કીધી. (તે બોલ્યો) કે "દુન્યામાં મારાં કુટુંબમાં મારી નજર આગળ ત્રણ રોશન ચેરાગો છે. ફરીદુને મારી ઉપર એક પેગામ મોકલ્યો છે અને મારી આગળ ઠીક જાલ પાંથરી છે. તે મારી બેટીઓને મારી આંખો આગળથી દુર કરવા માંગે છે. તેથી તે બાબે હું તમારી સાથે મસલત કરવા માંગુ છું. એલચી કહે છે કે પાદશાહે એવું કહેવાડયું છે કે 'તાજ અને

તખત સાથના ત્રણ શાહાજાદાઓ હું ધરાઉ છું. તે ત્રણેની તારા બુરખાવાલાં ત્રણ ફરજંદો સાથે સગપણ કરવાની ખાહેશ કરૂં છું' અગરજો હું હા કહું છું અને મારૂં દીલ તે (કબુલાતો પાળવા) થી ખાલી રહે છે તો તેમ કરવું એક પાદશાહાને માટે નહી છાજે એવું જુઠું ગણાય. અગરજો હું તેની ખાહેશ બર લાવું છું તો મારૂં દીલ (ફરજંદોની જુદાઇના ગમથી) આતશ ભર્યું અને મારો ચેહેરો આસું ભર્યો થાય છે. અગરજો હું તેના હોકમથી મારૂં સર ફેરવું છું તો તેની તરફના દુખથી મારૂં દીલ હેરાન થશે. જે કોઇ જેહાનનો પાદશાહ હોય તેની સાથે કીનો ધરાવવાનો વીચાર કરવો એ કાંઇ રમતની વાત નથી. અનુભવી માણસોએ આ વાત સાંભળેલી છે કે તેનાથી જેહાક ઉપર શું આવી પડયું છે. માટે આએ વાતની અંદર તમો જે વીચાર ધરાવતા હોવો તે મારી આગળ તમોએ એકદમ ખુલ્લા કરવા જોઇએ" તે અનુભવી હીમતવાન સરદારોએ તેને જવાબ આપવાને માટે એક પછી એકે જબાન ખોલી કે "હમો સઘલાઓ આએ દરૂસ્ત જોતા નથી કે દરેક તરફથી ફુકતા પવનથી તું તારી જગ્યા ઉપર હીલે (યાને તુ દરેક તરફની ધમકાંની દરકાર કરે). અગરજો ફરીદુન આવો પાદશાહ થયો છે તો તેથી હમો કાંઇ કાનમાં કડી સાથના તેના ગોલામો નથી.[૧] દબરાવવું અને ધીક્કાર દેખાડવો એ હમારી રશમ છે. લગામ પકડવી અને ભાલો ફેંકવો એ હમારો કાયદો છે. ખંજરોથી જમીનને હમો દારૂના જેવી (લાલ) બનાવીશું, ભાલાઓથી હમો હવાને બરૂ (ના જંગલ) વાલી બનાવીશું (યાને બરૂના ખેતરની માફક હમો ભાલાઓનું ખેતર બનાવીશું). અગરજો તુને તારાં ત્રણ ફરજંદો વાહાલાં હોય તો ખજાનાનો દરવાજો ઉગાડ અને હાથ (જવાબ મોકલવાથી) બંધ રાખ. અગરજો તું કાંઇ તદબીર કરવા ચહાતો હોય અને વળી એ પાદશાહથી બીહીતો હોય તો તું તેની પાસેથી કીંમતી ચીજોની માંગણી કર કે જે તે બજાવી શકે નહી."

---

૧ આગળા વખતમાં ગોલામ માલમ પડી આવે માટે તેઓના કાનમાં મોટી કડીઓ પેહેરાવવામાં આવતી હતી.

જ્યારે તેણે એ અનુભવીઓથી આવી વાત સમજી ત્યારે તેણે દુન્યામાં શું કરવું તેને માટે તેને નહી ઘડ કે નહી પુછડું માલમ પડયું.

## ફરીદુનના એલચીને યમનના પાદશાહનો જવાબ મલ્યો તે વીશે.

ત્યાર પછી તે પાદશાહ (ફરીદુન) ના એલચીને તેણે બોલાવ્યો અને મીઠાસથી કેટલીએક વાતો કહી કે "હું તારા પાદશાહથી ઉતરતો છું તેથી તે જે ફરમાવે તે ફરમાન બજાવવાને હું તૈયાર છું. તેને કહેજે કે જો તું મોટા મરતબાનો હોય તોપણ તારાં ત્રણ ફરજંદો તારી આગળ વધારે કીંમતી છે. એક પાદશાહને પોતાનો બેટો ત્યારેજ કીંમતી હોય કે જ્યારે તે બેટો ગાદીને દીપાવશે એવી આશા રખાતી હોય. તેં જે વાતો કહી છે તે હું કબુલ કરૂં છું અને વળી (મારાં) ફરજંદોથી હું છુટો થાઉ છું. અગરજો પાદશાહે મારી આંખની અથવાતો મારાં પેહેલવાની લશકરની અથવાતો યમન શેહેરના તખતની ખાહેશ કીધી હતે તો તે સઘળું, આ મારાં ત્રણ ફરજંદો કે જેઓને અગત્યની વખતે મારી નજર આગળ નહી જોઉ તો, તેની આગળ બીસાદ વગરનું છે. અગરજો પાદશાહની ખાહેશ એવીજ છે તો તેના ફરમાનથી ઉલટું પગલું લેવાનુ મને ઘટતું નથી. તું પાદશાહના ફરમાન મુજબ આએ મારાં ત્રણ ફરજંદો મારા કબજામાંથી બાહાર ત્યારે આવશે કે જ્યારે હું તારા ત્રણ શાહજાદાઓ કે જેઓ તારાં તાજ અને તખતને દીપાવનારા છે તેઓને હું નજરે જોઉ. જ્યારે તેઓ ખુશાલી સાથે મારી નજદીક આવશે ત્યારે મારો સીહા જીવ રોશન થશે. તેઓને જોવાથી મારૂં દીલ ખુશાલ થશે. હુ તેઓના બીદાર રવાનોને જોઇશ. વળી હુ જોઇશ કે તેઓના દીલ ઇનશાફથી ભરપુર છે. તેઓના જીવના જામીન દાખલ હું વચન આપું છું. તેઓના આવવા પછી તેઓને મારી ત્રણ રોશન આંખો (બેટીઓ) મારા રેવાજ પ્રમાણે હું સોંફશ. જો તે (બેટી) ઓ તેઓની આખોમાં પ્યારી લાગશે તો હું

તેઓને તુરત પાદશાહ આગળ મોકલશે." જયારે તે તારીફ ગાનાર જંદેલે આએ જવાબ સાંભળ્યો ત્યારે તેણે જેમ ઘટતું હતું તેમ તેના તખતને બોસો લીધો. તે (યમનના પાદશાહ) ના મેહેલમાંથી હુવાના સખુન બોલનો તે જેહાનના પાદશાહ (ફરીદુન) તરફ જવાને નીકળ્યો. જયારે તે ફરીદુનની નજદીક આવી પોહોંચ્યો ત્યારે તેણે ત્યાં જે કહયું હતું અને જે જવાબ મેલ્યો હતો તે સઘલું વીસ-તારીને કહયું. તે જેહાનના પાદશાહે પોતાના ત્રણ ફરજંદોને બોલાવ્યાં અને તેઓને ખાનગી રીતે સઘલો ભરમ કહયો. જંદેલના (યમન) જવા વીષે અને પોતાની ખાહેશ વીશેની તમામ વાત તેઓ આગળ કીધી. તેણે કહયું કે "આએ યમનનો પાદશાહ અનજુમન નો સરદાર અને છાયો આપનારા સરોવરની મીશાલનો છે. વીંધ્યા વગરના મોતીના જેવી તેની ત્રણ બેટીઓ છે. તેને છોકરાનું ફરજંદ નથી તેથી બેટીઓ તેનું તાજ છે. અગર સરોશ ઇજદ તેણીઓનો ઉમેદવાર તરીકે આવે તો તે પણ ત્રણે (છોકરીઓ) આગળ જમીનને બોસો લે. મેં તમારે માટે તે ત્રણ (છોકરીઓ)ની માંગણી કીધી છે અને ઘટતા સખુનોથી તૈયારી કીધી છે. હવે તમોને તેની આગળ જવું પડશે અને તેની આગળ નાની મોટી વાતો ઉપર તમારા મુબારક વીચાર જણાવવા પડશે. ઘણી ખબરદારી સાથે મીઠા સખુનો તેની આગળ બોલજો તથા તેના કહેવા ઉપર બેઉ કાન ધરજો. તેની વાતોનો ઘણી ખુબી સાથે જવાબ દેજો. જે વાત પુછવામાં આવે તે બાએ તમારા મુબારક વીચાર જણાવજો કારણકે જે કોઇ પાદશાહથી પરવરેશ થએલો હોય તો તેને વફાદાર શીવાય બીજું કાંઇ થવું નહી જોઇએ. તેણે બોલકનું, રોશન દીલનું અને પાક દીનનું થવું જોઇએ. જે કાંઇ કામ તેની હજુરમાં આવે તો તે કામમાં દુર અંદેશ થવું જોઇએ. તેણે પોતાની જબાનને રાસ્તીથી સનગારવી જોઇએ અને દાનાઇનું ઘરેણું જે અકકલ છે તે રાખવી જોઇએ. હું જે કહું છું તે તમો સાંભળો અને તે પ્રમાણે કામ કરશો તો સુખી થશો. યમનનો પાદશાહ ઝડપથી પારખી કાહાડનાર (પાદશાહ) છે. દરેક અનજુમનમાં તેના જેવો સરદાર હોતો નથી. તેની પાસે પુશકળ

ખજાનો તથા લશકર છે, તેમજ તે જ્ઞાન અને અકકલનું તાજ ધરાવે છે. એમ નહી બને કે તે તમોને કોઇ કાંમની અંદર નબલા જોય. કારણકે તે તાલમેલવાલો આદમી છે. પેહલે દાહાડે તે તમોને ઇજત આપવાને માટે એક મેજબાનીની મીજલશ બોલાવશે. ત્યાં વસંતના બાગના જેવી ત્રણ ખોરશેદ જેવા ચેહેરાની (બેટી) ઓને રંગ (રંગીત કપડાંઓમાં) ખુશબો અને (ઘરેણાના) સનગારથી ભરપુર હાજર કરશે. તે ખોરશેદના ચેહેરાવાલીઓને સીધાં સરોવરની માફક શાહાનશાહી તખત ઉપર બેસાડશે. તે ત્રણે કદ અને દેખાવમાં એક સરખી છે જેથી મોટી કહી અને નાની કહી તે કોઇ જરાએ પીછાની શકે નહી. એ ત્રણમાં જે નાની હશે તે આગળ ચાલશે, વડી પછવાડે ચાલશે અને વચમાં અંધરાતનો ચાંદ રહેશે (યાને વચલી વચમાં ચાલશે). નાની છોકરી મોટા છોકરાની આગળ બેસશે, પછી મોટી નાના શાહાજાદા આગળ બેસશે અને વચલી વચલા છોકરા આગળ બેસશે. (જે જાણવા જોગ છે) તે જાણી લેઓ કે જે જાણવાથી તમોને નુકશાંન પુગે નહી. તમોને તે પુછશે કે 'આએ ત્રણ સરખી (છોકરી) ઓમાંથી તમો ઉમરે વડી કોણને ગણો છો? વચલી કહી અને નાની કહી છે?' તેટલા માટે એ પ્રમાણે નામ દેવું તમોને જરૂરનું છે. તમો કહેજો કે 'પેલી વડી તરીકે (બેસાડેલી) છે તે નાની છે. મોટી પોતાના દરજાને લાયક બેઠી નથી. વચલી જે વચલા સાથે બેઠેલી છે તે બરોબર છે.' એ પ્રમાણે તમારૂં કામ બર આવશે અને મુશકેલી દુર થશે. તે ખોરશેદ જેવા ચેહેરાની બાગમાના સરોવર જેવી ઓરતો આગળ એ પ્રમાણે તમો વાત કરજો. મેહેલમાં તમો એકમેકની સાથે રહેજો અને એકમેકથી જુદા રહેતા ના. તમો મારા કહેવા પ્રમાણેજ ચાલજો તથા આએ છુપી વાતોને તમો યાદ રાખજો કારણકે જે અકકલ તમો ધરાવો છો અને હુનરની કદર પીછાનો છો તે સઘલું તમોએ (મારીથી) રફતે રફતે જાણી લીધું છે." તે ત્રણે બુલંદ મરતબાના અને પાક ગોહરો (બેટા) એ બાપના કહેવા ઉપર તમામ દીલ લગાડીયું. તેઓ ફરીદુન આગળથી અકકલથી ભરપુર અને યુકતીથી ભરપુર બાહાર

આવ્યા. એક બેટાની પરવરેશી જયારે આવો (ફરીદુન જેવો) બાપ કરતો હોંય તો તેને ડાહાપણ અને અકલની શું ખોટ હોય? તેઓ ત્રણે પવનવેગે ઘેરભણી ગયા અને રાતે તેઓ ફતેહમંદ અને ખુશાલી સાથે સુઇ ગયા.

## ફરીદુનના બેટાઓનું યમનના પાદશાહ આગળ જવું થયું તે વીશે.

જયારે ખોરશેદે પોતાનો પ્રકાશ આશમાન ઉપર ફેંકયો, અને તેણે બલુ આસમાનને પોતાના કીરણથી ભેલી નાખ્યું, ત્યારે તે ત્રણે જણાઓએ જવાની તૈયારી કીધી અને પોતાની સાથે મોબેદોને લેઇ ગયા. તેઓએ આસમાનના જેવું એક (ઓહોલું) લશકર એકઠું કીધું જેમાં ખોરશેદના જેવા ચેહેરાના નામદારો હતા. જયારે તેઓના આવવાની ખબર સર્વ (પાદશાહ) ને પડી ત્યારે તેણે તઝર્વ પક્ષીની પાંખની માફક પોતાનું લશકર તૈયાર કીધું. ૧ તે ઓહોલાં લશકરને તેઓને લેવા જવાને માટે મોકલ્યું કે જે લશકરમાં શું બીગાનાઓ કે ડાહયાઓ કે ખેશીઓ હતા. તે ત્રણ મોટા દરજજાના (શાહાજાદા) ઓ યમનમાં દાખલ થયા અને તેઓને જોવાને યમનની અંદરનાં મરદો અને ઓરતો બાહાર. આવ્યા. તે શનગારેલા ભાગમાંથી તે ત્રણે શાહાજાદાઓ પોતાના લાવેલા દાનાવો સાથે પસાર થયા ૨ (જોવાને ભેગા મળેલા) સઘળા લોકોએ (તેઓ ઉપર) ગોહરો અને કેશરનો તથા સરાબ સાથે ભેલેલી કશતુરીનો વધાવો કીધો. (તેથી તેઓના) સઘલા ઘેડાની ચાલ કસતુરી અને સરાબથી રંગાઇ ગઇ. તેઓના પગની નીચે વીખરાઇને પડેલા દીનારો ચંપાવા લાગ્યા. બેહેસ્તની માફકનો એક મેહેલ (તેઓને માટે) તૈયાર કીધો કે જે સોનાં અને રૂપાની ઇતરડીઓનો બનાવેલો હતો. તે મેહેલ રૂમના ભરેલાં કપડાંઓથી શણગારેલો હતો. તેમાં તરેહ તરેહવારનો ખજાનો ભરેલો હતો. તેઓએ આ મેહેલની અંદર

---

૧ એ બેત લખેલાં શાહનામામાં વધુ છે.

૨ એ બેત લખેલાં શાહનામામાં વધુ છે.

ઉતારો લીધો. જ્યારે રાતની દીસ થઇ ત્યારે તો (છોકરા) ઓ વધારે હીમતવાન બન્યા. જ્યારે ખોરશેદ પાહાડના કાલાં મથાલાં ઉપરથી બાહાર આવ્યો, ત્યારે તે ચાલાકીની તપાસ કરનાર માણુસ (સર્વ પાદશાહ) ઝડપથી આવ્યો. ૧ તે યમનના પાદશાહે પોતાની બાગમાના સીધા સરોવર જેવાં કદની ત્રણુ બેટીઓને શનગારી અને ખોરશેદના જેવા પાદશાહી ત્રણુ ખુશનુદ થયલા બેટાઓની નજદીક, ૨ જેમ ફરીદુને કહેલું હતું તેમ તે પાદશાહ પોતાની ત્રણુ દીકરીઓને ખાનગી રહેથાનમાંથી બહાર લાવ્યો. તે ત્રણે (બેટીઓ) દેખાવમાં પ્રકાશતા મહાતાબના જેવી હતી તેઓ ઉપર નજર ઠડી શકતી હતી નહી. જે પ્રમાણે ફરીદુને પોતાના ગરદન ઉઠાવનાર બેટાઓને કહેલું હતું તેજ નીશાણી મુજબ તે ત્રણે જણીઓ આવીને બેઠી. વળી બેટીએ તે ત્રણુ શાહાજાદાઓને સવાલ કીધો કે "આએ ત્રણુ સેતારાઓમાંથી નાની કેઇ, વચલી કેઇ અને મોટી કેઇ છે ? તે પ્રમાણે તમોએ નાંમ દેવા જોઇએ. જે પ્રમાણે તેઓને શીખવવામાં આવ્યું હતું તે પ્રમાણે તેઓએ કહેલું અને જલદીથી તે પાદશાહની તાલમેલવાલી આંખોને સીવી લીધી (યાને પાદશાહની નજરમાં તેઓ તુરતજ ચબરાક ઠડયા). યમનનો સર્વ પાદશાહ તેમજ તેની દરબારના તમામ પેહેલવાનો અજાયબીથી છક થઇ ગયા. તે મોટા મરતબાના પાદશાહે જલદીથી જાણ્યું કે રંગની ભેલમભેલા કરવાથી (યાને નાની મોટી છોકરીઓને ભેલી નાખવાથી) તેણે ફાયદો મેલવ્યો નથી. તેથી તેણે જવાબ દીધો કે " હા એમજ છે." તેમ બોલીને તેણે નાનીને નાના છોકરાને આપી અને વડીને વડાને સોંપી. એ પ્રમાણે જ્યારે તેઓનુ કામ ગોઠવાયું ત્યારે તેઓ પોતાને કામે લાગ્યા (યાને ફરજો બજાવવા લાગ્યા). તે ત્રણુ બેટીઓના ગાલ તે ત્રણુ શાહાજાદાઓ આગળ બાપની (હાજરીને લીધે) શરમથી પસીને ગરકાવ થઇ ગયા. (પછી) તેણીઓ નારી જાતીને ઘટતી અદાથી શરમથી લાલ થયલા ગાલો સાથે ધીમે અવાજે વાત કરતી પોતાને ઘર ગઇ.

---

૧ આએ બેત લખેલાં શાહાનામામાં વધુ છે,

૨ આ બેત લખેલાં શાહનામામાં વધુ છે.

## ફરીદુનના બેટાઓ ઉપર પાદશાહ સર્વે કીધેલાં જાદુ વીશે.

અરબોનો સરદાર તે યમનનો પાદશાહ સર્વે શરાબ હાજર કીધો તથા શરાબ પીવાની મીજલસ બનાવી. જ્યાં સુધી રાત ઘણી કાળી થઇ ત્યાં સુધી ખુશી ખુરમીની ગોઠવણુ કીધી તથા વાતચીત કીધી. ફરીદુનના ત્રણુ બેટાઓ જે તેના જમાઇઓ હતા તે ત્રણેએ તે (પાદશાહ)ની યાદમાં (સલામતી લેતાં) દારૂ પીધો. જ્યારે દારૂ અક્કલની ઉપર ગાલેબ થયો, કે જે વખતે ઉંઘ અને આસાયશ લેવાની અગત્ય રહે છે ત્યારે તેણે ઝડપથી તેઓની સુવાની જગ્યા ગોલાબ જલની તાંકી ઉપર કરવાને ફરમાવ્યું. તે ત્રણે ભોલા નેક બખતો બાગની અંદર ગોલાબના ઝાડ ઉપરથી ગોલાબ ખરતા હતા તે ઝાડ નીચે સુતા. તે અરબ પાદશાહ જે જાદુગરોનો પાદશાહ હતો તેણે તેઓને માટે કાંઇ યુકતી રચવાનો વીચાર કીધો. પોતાના પાદશાહી બાગમાંથી તે બાહાર આવ્યો અને જાદુઇ (કરવા)ની ગોઠવણો તૈયાર કીધી. તેણે સરદી અને જોરથી ફુકતો પવન પેદા કીધો કે જેથી તે (શાહજાદા) ઓના વખતનો છેડો લાવે. (તેના જાદુથી) એવું બન્યું કે મેદાનો અને ખીનોમાં બરફ બંધાયું તેથી કાગડાઓથી પણુ ઉંચે ઉડાયું નહીં. તે જાદુ તોડનાર પાદશાહ (ફરીદુન)ના ત્રણુ બેટાઓ આવી સખત થંડીને સબબે પોતાની જગ્યાએથી ઉઠયા. ખોદાઇ નુરની બરકતથી, ડાહાપણુથી, પાદશાહી નીરંગો (જે ફરીદુને તેઓને શીખવી હતી તે)થી તથા હીમતથી તેઓએ એવી રીતે જાદુને બાંધ્યું કે તેનો રસ્તો બંધ થયો જેથી તેઓ ઉપર થંડીએ કાંઇ પણુ અસર કીધી નહી. જ્યારે પાહાડોની ટોંચ ઉપરથી ખોરશેદ ઉંચે આવ્યો ત્યારે સેતાબી સાથે તે જાદુ અજમાવનાર શખ્સ પોતાના ત્રણુ ભોલા જમાઇઓને પોતાની જગ્યાએ કરમાઇ ગયલા, સરદીથી હીંકરાઇ ગયલા અને પુરા થઇ રહેલા જોવાને આગળ આવ્યો, કે જેથી તેની ત્રણુ બેટીઓ તેની આગલજ યાદગારી તરીકે રહે. એવી ઇચ્છા કરતો તે (સર્વે) તેઓને જોવાને આવ્યો, પણુ

તની મુરાદ પ્રમાણે સુરજ અને ચંદ્ર ફર્યો નહી. તે ત્રણ મોટા દરજ્જાના પુરૂશોને ચાંદરાતના ચાંદની માફક તેણે નવા પાદશાહી તખતો ઉપર બેઠેલા જોયા. તે સમજી ગયો કે તેનું જુદુ કારગત લાગ્યું નહી તેથી તેને તે પ્રમાણે (પાછું) કરી પોતાનો વખત ગુમાવવો ઠીક લાગ્યો નહી. આથી તે યમનના પાદશાહે મીજલસ ભરવાની જગ્યા તૈયાર કીધી અને સઘલા નામદારો ત્યાં એકઠા થયા. પુરાણા ખજાનાના દરવાજા તેણે ઉઘાડા કીધા અને જે કાંઇ છુપાવેલું હતું તે થોડો વખત ખોલ્લું મુકયું. બેહેશતના બાગના જેવી ત્રણ ખોરશેદ જેવા ચેહેરાવાલી (બેટી)ઓ કે જેઓના જેવાં સરોવરના ઝાડ કોઇ પણ ખેડુત રોપી શકયો હશે નહી, તથા જેણીઓએ કદી પણ દુઃખ જોયું હતું નહી, પણ તેણીઓનાં બાલના ઝુલફાંઓએ વલ ખાવાનો રંજ જોયો હતો તેણીઓને તાજ અને ખજાના સાથે લાવવામાં આવી અને આએ ત્રણ (શાહાજાદાઓ)ને સોંપવામાં આવી. તે ત્રણે (શાહાજાદીઓ) ચાંદરાતના ચાંદ હતા અને તે ત્રણે (શાહાજાદાઓ) દલેર પાદશાહો હતા. યમનના પાદશાહે કીના સાથે દીલમાં વીચાર કીધો કે "ફરીદુનને તો કાંઇ પણ નુકશાન પોહોંચ્યું નથી પણ નુકશાંન તો (સામું) મને પોહોંચ્યું છે. મારી નીશાણ હવે દુન્યામાં કદી રહેશે નહી, કારણ કે મારા જેવા પાદશાહના તોખમથી ઓરતો જન્મી છે. તે શખસને મોટાં નસીબનો જાણવો કે જેને ત્યાં દીકરી નહી હોય. જો તેને ત્યાં છોકરી હોય તો તેનો અહડતો સેતારો નહી સમજવો. પછી સઘલા ડાહ્યા પુરૂશો આગળ તે પાદશાહ સર્વે કહયું કે "આએ માહાતાબોને આએ શાહાજાદાઓ ખાવીંદ તરીકે લાયક છે.[૧] તમો જાણો કે આએ મારી ત્રણ જેહાનને

---

૧ ફરીદુનના બેટાઓની સગાઇ અરબ પાદશાહની બેટીઓ સાથે થઇ હતી એમ 'અછચાદગારે જરીયાન' નામની પેહેલવી કેતાબના શત્રોઇદહાએ અઇરાન નામના બાબમાંથી પણ જણાય છે. ત્યાં ફરીદુને બાત ખુસ્ત્રો (શાહનામાનો સરવે) નામના અરબ પાદશાહને દશતે તાજીક નામના શેહેરની માલેકી પોતાની સાથે સગપણ જાલવી રાખવા માટે આપી હતી એમ જણાવ્યું છે.

જોનારી આંખોને મેં મારા રેવાજ પ્રમાણે તે શાહજાદાઓને સોંપી છે. એ તાજને પેહેડનારાઓ[1] તેઓને પોતાની આંખની માફક રાખશે અને તેઓને પોતાની આગળ પોતાના જાનની માફક સંભાળી રાખશે." એટલું પોકારીને તે પરણેલી કન્યાઓનો સામન જતુની અને જબરાં ઉંટો ઉપર લાદ્યો. યમન શેહેર ગોહરોથી દીપી રહયું. અમ્મારીઓ સાથના ઉંટોને એક સાથે એક બાંધેલાની હાર લાગી. એ રીતે દરેક (ઉંટ)ને જુદા જુદા માલો કે જે તેણીઓ ધરાવતી હતી તે લાદીને તૈયાર કરવામાં આવ્યાં હતાં જ્યારે ફરજંદો રીત-ભાતવાલાં અને દબદબાવાલાં હોય છે તો તેઓ (માતા પીતાના) દીલમાં ઘણા વાહાલાં લાગે છે. પછી તે (ફરજંદ) છોકરો હોય યા છોકરી હોય. મસ્ત ઉંટોની ઉપર અમાડીઓ તથા સામન જેમ બાંધવાની રીત હતી તેમ બાંધવામાં આવ્યા. [2] તે બેટીઓએ એટલા બધા માલ અને પાદશાહી ખજાના સાથે રૂખશદ લીધી કે તે સઘલું તેઓને જાવેદાન સુધી ખપ લાગ્યું.

## ફરીદુનના બેટાઓ યમનથી પાછા ફર્યા અને ફરીદુને તેઓની અજમાયશ લીધી તે વીશે.

તે ચાલાક અને રાહ શોધનાર જવાનોએ ફરીદુન તરફ (આવવાનો) પોતાનો રસ્તો પકડયો. તેઓના પાછા ફરવાની ખબર તે (ફરીદુન)ને થઇ ત્યારે (દુશમન તરફથી) ખરાબી મળે એવો વીચાર ઓછો થયો (ફરીદુનને ફીકર હતી કે સર્વ પાદશાહ રખેને તેના ત્રણ બેટાઓને નુકશાંન પુગાડે). જ્યારે તે ત્રણ શાહજાદાઓને પાછા ફરવાની ખબર ફરીદુનને મલી ત્યારે તે (તેઓના) રસ્તામાં (છુપી રીતે) બાહાર આવ્યો. તેણે એવું ઇચ્છયું કે તે તેઓનાં દીલથી વાકેફ થાય અને જે (કાંઇ) બદીઓ તેઓ ધરાવતા હોય તે બાબેનો તેનો શક ઓછો થાય. તેથી તે (તેઓની સામે) એક અઝદાહ કે

---

૧ લખેલી નકલમાં 'તાજ'ને બદલે 'તાજવર' બરોબર છે.

૨ આએ બેત લખેલા શાહાનામાંમાં વધુ છે.

જેનાથી એક શીંહ પણ છુટકો મેલવી શકે નહી તેના રૂપમાં પોકારતો અને ફુફારા મારતો અને અંદરથી મોહુ વાટે આતશ ફુકતો ગયો. જ્યારે ત્રણુ છોકરાઓમાનાં હરેકે તેને નજદીક આવતો જોયો ત્યારે તે (અઝદાહ) ધુલારાંની વચે એક કાલા પાહાડના જેવો જણાયો. તેણે (અઝદાહુએ) ધુલ ઉડારી અને ફુફાંરા મર્યા. તેના પોકારથી આખી જેહાન ભરાઇ ગઇ. તે દોડતો વડા છોકરાની તરફ આવ્યો કે જે નસીબવાલો અને તાજનો વારેસ હતો. તે છોકરો મનમાં બોલ્યો કે "અક્કલવાલો દાનાવ મર્દ એક અઝદાહુ સાથે લડાઇ કરે નહી." તુરત તેણે પીઠ ફેરવી અને નાહાસી ગયો. ત્યારે તે (અઝદાહ રૂપી) બાપ તેના (બીજા) ભાઇ તરફ ગયો. જ્યારે વચલા ભાઇએ તેને જોયો ત્યારે તેણે કમાન ઉપર તીર ચહડાવ્યો અને તે ખેંચ્યો અને પછી (મન સાથે) બોહલ્યો કે "જો લડવાનુંજ કામ આવી પડે તો તે વખતે ફાડી ખાનારો શીંહ કે લડાઇ કરનારો સવાર એક સરખોજ છે." એટલું બોલી જો કે તેનું દીલ ધમકી ભરેલું હતું તે છતાં તે પણ નાહાસવા પડયો. જ્યારે નાનો છોકરો તેઓની નજદીક આવી પોહોંચ્યો ત્યારે ત્યાં એક પોકાર મારતા અઝદાહુને જોયો. તેણે ઝડપથી મ્યાનમાંથી તલવારને કાહાડી અને લગામને ખેંચીને ખોદાનું નામ લીધું. ત્યાર પછી તેણે તે (અઝદાહ)ને કહયું કે "હમારી આગળથી તું પાછો ચાલી જા. તું એક ચીત્તો છે માટે સીંહોના રસ્તામાં ના જા. અગરજો તારે કાને પાદશાહ ફરીદુનનું નામ આવ્યું હોય તો હમારી સાથે હરગેજ એવી કોશેશ કરતો ના. હમે તેનાજ ત્રણુ બેટાઓ છીએ અને હમો સઘળા લડાઇ ખાધેલા (યાને લડાઇમાં અનુભવ મેળવેલા) ગુરજના ધરાવનાર છીએ. તું એકદમ હમારા રસ્તામાંથી જતો રેહ. નહી તો કે હું બુરી ખાસીયતનું તાજ તારાં માથાં ઉપર મુકશ." જ્યારે મુબારક ફરીદુને આએ સાંભળ્યું અને જોયું, ત્યારે (તેઓના) હુનર તેણે પીછાન્યા અને ત્યાંથી ગેબ થઇ ગયો. તે ગયો અને ત્યાર પછી બાપના રૂપમાં તેણે જેમ રેવાજ અને રસમ પ્રમાણે જે વાજબી જોયું તેમ ઢાલ અને જબરા હાથીઓ સાથે તથા હાથમાં ગાયની સુરતના ગુરજ સાથે

તેઓને સામે લેવાને ગયો. તેની પુઠે તેના લશકરના વડાઓ ચાલતા હતા, (કારણકે) તમામ જેહાન તેની મુઠીમાં આવી હતી. જ્યારે તે બખતાવર બેટાઓએ પાદશાહનો ચેહેરો જોયો ત્યારે તેઓ તેની તરફ પગે દોડતા આવ્યા. તેઓએ તેની આગળ આવીને જમીનને બોસો લીધો. હાથીઓ તેમજ ઢોલ વજાડનારાઓ એક જગ્યાએ ઠમ થઇને ઉભા. તે બાપે તેઓનાં હાથ પકડયા અને તેઓને (પ્યારથી) નવાજયા તથા અંદાજા પ્રમાણેની તેઓને પદવી આપી. જયારે તે બખતાવર (ફરીદુન) મેહેલમાં પાછો ફર્યો ત્યારે તેણે દુન્યાને પેદા કરનારની યાદ કીધી. તેણે પરવરદેગાર કે જેનાથી જમાનાનો સારો અને માઠો વખત જોયો હતો તેની ઘણી આફ્રીન કીધી. ત્યાર પછી તેણે પોતાના ત્રણ ફરજંદોને બોલાવ્યા અને બુલંદ મરતબાના તખત ઉપર તેઓને બેસાડીઆ અને એમ કહયું કે "પેલો જબરો અઝદાહ કે જે પોતાના દમથી જેહાનને બાલી નાખવા માંગતો હતો તે તમારો બાપ હતો કે જે તમારી મર્દાનગી તપાસવા માંગતો હતો અને જ્યારે તેણે તે તપાસ કીધી ત્યારે તે ખુશી સાથે પાછો ફર્યો હતો. હવે તમારાં નામ જેમ મારાં મગજમાં લાયક લાગે છે તેમ હું સારી રીતે પાડું છું. તું વડો છે માટે તારૂં નામ સેલમ [1] હોજો અને દુન્યામાં તારી મુરાદ બર આવજો; કારણકે તેં મગર (અઝદાહ) નાં પંજામાંથી સલામતી સોધી અને તે વખતે તેં નાહાસી જવાની ઢીલ કીધી હતી નહી. એક દેલાવર કે જે હાથી યા સીંહને માટે કાંઇ ફીકર રાખે નહી તો તેવા માણસને તું દીવાનો કહેજે અને તેને હીંમતવાન કહેતો ના. વચલા છોકરાએ જેણે શરૂઆતમાં તેજી દેખાડી તેની હીંમત આતશની મારફતે વધતી જજો. હીંમતવાન સીંહ કે જેની ઉપર

---

૧ સેલમનો અર્થ સુલેહ અથવા દોસ્તીની જાળવની કરનાર એવો થાય છે. અવસ્તા પ્રમાણે એ નામ 'સઇરિમ' હોવું જોઇએ. ફરીદુને પોતાના બેટાઓને જે જે મુલકો વેહેંચી આપ્યા હતા તે મુલકો તે બેટાઓના નામથી ઓલખવામાં આવતા હતા તેથી સેલમના મુલકને અવસ્તામાં 'સઇરિમ નામ દખ્યુ નામ' યાને સઇરિમનો દેશ ગણ્યો છે.

એક જોરાવર હાથી પણ ફાવી શકે નહીં તેને હું તુર ૧ નામ આપું છું. હુનર તેની ખરી જગ્યાએ દેખાડવામાં આવે તો તેજ દલીર ગણાય છે; કારણકે બદ દીલનો (હીચકારો) માણસ તખતને લાયક ગણાય નહી. હવે પેલો નાનો સખશ કે જે જોરાવર અને લડાયક છે, જે જેમ ઉતાવલો છે તેમ ધીરો પણ છે, તેણે જેમ કાબેલ માણસને છાજે તેમ ખાક અને આતશ વચેનો મધ્યમ માર્ગ પસંદ કીધો છે. તે (પરીક્ષામાં) હીંમતવાન, જવાન, અને હુશીયાર નીવડયો છે તેથી તેના શીવાય બીજા કોઇની દુન્યામાં સ્તુતી થવી નહી જોઇએ. તેનું હવે અઇરજ ૨ નામ લાયક છે. તેને સેવટ સુધી તમામ બુજોર્ગી મલજો, કારણકે શરૂઆતમાં તેણે સીંહપણું દેખાડયું હતું તથા તેમ કરી લાયક વખતે દલેરી દેખાડી હતી. તે પોતે દલેર, અકકલમંદ અને હુશીયાર છે અને દરેક જગ્યાએ તે પોતાનો પગ ઠેડવીને મુકે છે. હવે પેલી પરી ચેહેરાની અરબ સ્ત્રીઓનાં નામ આપવાને હું

---

૧ 'તુર' નો અર્થ મધ્યમ રહેનાર થાય છે અવસ્તામાં એ 'તુર' ને નામેજ ઓળખાયો છે. એને મલેલા દેશોને 'તુઇરિયનામ દખ્યુનામ' યાને તુરના દેશો ગણીયા છે.

૨ 'અઇરજ' ને અવસ્તામાં 'અઇર્યંવ' કહયો છે અને બુનદેહેશમાં 'અઇરજ' કહયો છે. એને જે મુલકો ફરીદુને આપ્યા હતા તેને અવસ્તામાં 'અઇર્યનામ દખ્યુનામ' યાને એરચના દેશોને નામે ઓલખ્યા છે. મીરખુંદ કહે છે કે ઇરાન દેશનું નામ ઇરજ ઉપરથી પડયું હતું કારણકે અવસ્તામાં અઇર્યંવ (એરચ) ઉપરથી 'અઇરયન' (ઇરાન) બોલ નીકલ્યો છે. ઇરાનનું નામ એરચ ઉપરથીજ પાડવામાં આવ્યું છે તે બાબે નોટમાં જણાવતાં જોન માલકમ પોતાની ઇરાનની તવારીખના ૨૧ મા સફા ઉપરની નોટમાં જણાવે છે કે :—

"Many Persian historians derive the name of Eeran from that of this prince. Moullah Firoz, an excellent Pehlivi scholar, tells me it is the plural of Eir, and means the country of believers: but Erij might have taken his name from the same term. Eeron or Aron signifies, I am told, mountainous in Hebrew; and the face of the country certainly favours this etymoloy."

ખુશાલી સાથે બે હાથ ખોલું છું" (એમ કહી) તેણે સેલમની બેરીનું નામ 'આરજુઇ'૧ આપ્યું, તુરની બેરીનું નામ 'માહ આ-જાદેહ ખુઇ'૨ આપ્યું અને પાક એરચની બેરીનું નામ 'સહી'૩ આપ્યું, કારણકે ખુબસુરતીમાં સહી સેતારો તેણીની ફરમાન બર-દારી કરતો હતો.

ત્યાર પછી આસપાસ ફરનારા સેતારાઓ વીશે નજુમીઓએ પાડેલા ચીતારોની લખેલી ચોપડી તે લાવ્યો અને પોતાની આગળ મુકી. પછી પોતાના નામદાર દીકરાઓના સેતારાની ચાલ જોઇ. સેલમને માટે સેતારાની નીશાણી એ સોધી કે તેનો ભરેશપતી ધનનો હતો અને તે શીવાય બીજું કાંઇ ન હતું. બખતાવર તુરનું નસીબ જોતાં આફતાબના માલેક તરીકે શીંહ રાશી હતી, કે જે ઘણી જોરાવર અને નસીબવંતી ચાલ ગણાય. જ્યારે તેણે બખતાવર અઇરજના સેતારા ઉપર નેગાહ કીધી, ત્યારે ચંદ્રના માલેક તરીકે કર્ક રાશી માલમ પડી. એ સેતારાની ચાલ ઉપરથી તેને નીશાણી માલમ પડી કે તે (અઇરજ) ની ઉપર જુલમ અને લડાઇ ગુજરશે. જ્યારે એવું જાણીયું ત્યારે તે પાદશાહ ઘણો દલગીર થયો અને પોતાના જીગરથી એક ઉંડી હાય ખેંચી. તેણે જોયું કે અઇરજ ઉપર આસમાન રૂઠેલું હતું અને તે તેની સાથે પ્રસન થયલું અને મેહેરબાન નહી હતું. પોતાના રોશન રવાન બેટાઓનો વીચાર કરતાં બદગુમાનોના વીચાર શીવાય બીજું કાંઇ તેને જણાતું હતું નહી.

## ફરીદુને પોતાના બેટાઓ વચ્ચે દુન્યાને વેહેંચી આપી તે વીશે.

જ્યારે પાદશાહે આસમાનની વર્તણુક આવી રીતની જોઇ કે તેનાથી અઇરજને કાંઇપણ આબાદી હતી નહી ત્યારે તેણે (પોતાના

---

૧ 'આરજુઇ' એટલે પ્યારને લાયકની

૨ 'માહ આજાદેહ ખુઇ' નો અર્થ છુટા વીચારનો ચંદ્ર એમ થાય છે.

૩ 'સહી' એ બોલ ફારસી સેહા ઉપરથી નીકળ્યો છે કે જે એક તારાનું નામ છે.

દીલમાં) જે છુપી વાત હતી તે છુપાયલી બાહાર કાહડી. તે ફરીદુને જેહાનના ત્રણ ભાગ કીધા. એક (ભાગ) રૂમ અને ખાવર (ના મુલકો) નો, બીજો તુરકસ્તાન અને ચીનના મુલકોનો અને ત્રીજો પેહેલવાનોના જંગલવાલો ઇરાન જમીનનો. પેહેલવેહેલાં તેણે સેલમને માટે નેગાહ પુગાડી અને તેને માટે તમામ રૂમ ૧ અને ખાવર ૨ નો મુલક પસંદ કીધો. તેણે સેલમને એક લશકર તૈયાર કરવાને ફરમાવ્યું અને ભપકાથી ખાવર તરફ કુચ કરી જવાને કહ્યું. (ત્યાં જઇને) તેણે પાદશાહી તખત ઉપર પગ મેહ્લ્યો અને સઘળાઓએ તેને ખાવરના પાદશાહનો એલકાબ આપ્યો. બીજા (છોકરા) તુરને તુરાન જમીન ૩ આપી તેને તુરકસ્તાન ૪ તથા ચીનનો ૫ માલેક બનાવ્યો. તે પાદશાહે એક લશકર મુકરર કીધું અને તે તુરે તેજ વખતે તે તરફ કુચ કીધી. ત્યાં (તુરાનમાં) આવીને તે પાદશાહી

---

૧ એ રૂમ તે ખાલદીયા અને એસીયાંના પ્રાંતો હોવા જોઇએ. ઇરાનીઓ યુરોપના મુલકોને રૂમને નામે ઓલખતા હતા, તેથી ગ્રીસને પણ રૂમને નામે ઓલખવામાં આવતું હતું. એશીયા માઇનોરને 'રૂમીએ સઘરી' ને નામે ઓ-લખવામાં આવતું હતું.

૨ ઇરાનની પશ્ચિમ તરફના મુલકોને ખાવર કહેવામાં આવે છે.

૩ સર જોન માલકમ પોતાની ઇરાનની તવારીખના પેહેલા ભાગને સફે ૨૧ મે તુરાન વીશે નોટ આપતાં જણાવે છે કે:—

From this prince's name (Tur) Persian authors derive Turan; which was formerly the appellation by which all the countries between the Jaxartes and the Oxus in one direction and the Caspian and boundaries of China in another, were known to the natives of Persia.

૪ પુરાતમ સ્કીથ્યાના પ્રાંતમાં તમામ તુરાન અને ઉતર ઇરાનનો ભાગ સમાયલો હતો. યુનાનની તવારીખમાં કાઇસ્તની પુર્વે ૬૩૯ માં સ્કીથ્યનોએ મીદયાના રાજ્ય ઉપર ચઢાઇ કીધી હતી તે આજે તુરાનીઓ હતા.

૫ ચીનાઇ તારતરીના મુલકને ઇરાનીઓ ચીનને નામે ઓલખતા હતા. અવસ્તામાં એ ચીનના મુલકને 'સાઇનિનાંમ દખ્યુંનામ' કહ્યો છે.

તખત ઉપર બેઠો અને કંમર ઉપર કંમરબંધ બાંધીને (સખાવત કરવાને) હાથ ખુલ્લા કીધા. બુજોર્ગોએ તેના ઉપર ગોહરનો વધાવો કીધો અને તમામ જેહાન તેને તુરાનના શાહને નામે ઓલખવા લાગી. ત્યાર પછી જ્યારે અઇરજની વારી આવી ત્યારે તેને માટે બાપે ઇરાનનો મુલક પસંદ કર્યો. તેને ઇરાન, નેજા ધરાવનારૂં લશકર, પાદશાહી તખત અને વડીલોનું તાજ આપ્યું. તેણે તેને તાજ, (પાદશાહી) તલવાર, મોહર અને હાથી દાંતના તખતને માટે લાયક જોયો. સરદારો કે જેઓ અક્કલ, ડાહાપણ અને દાનાઇ ધરાવતા હતા, તેઓ તેને ઇરાનના પાદશાહ તરીકે બોલાવવા લાગ્યા ૧ તે પાદશાહી ઓલાદનાં જમીનના માલેકો એ રીતે ખુશી ખુશાલી સાથે તખત ઉપર બેઠા. એ ઉપર એક લાંબી મુદત વહી ગઇ. (પણ) જમાનાએ પોતાના દીલમાં ભેદ ભરમો છુપાવી રાખ્યા. ડાહાપણવાલો ફરીદુન બુઢો થયો હતો તેથી તેના વસંતના બાગમાં ધુલ ભરાઇ (યાને તેના બાલ ભુરા થયા). એ પ્રમાણે બધે વાતો બોલાય છે કે "જ્યારે (માણસ) બુઢ્ઢું થતું જાય છે ત્યારે તેની શકિત સુસ્ત થતી જાય છે." જ્યારે તે (ફરીદુન)નાં કાંમમાં અંધકાર દાખલ થયો ત્યારે તે મોટા મરતબાના બેટાઓ કપટ ધરાવા લાગ્યા. હવે આપણે સેલમના કામ તરફ પાછા ફરીએ (અને જોઇએ) કે તેણે અઇરજનું ગરમ લોહી કેમ રેડયું હતું?

---

૧ ફરીદુનના જીવતાં જીવત એરચને ઇરાનનું રાજ મલ્યું હતું એમ દીનકર્દ ઉપરથી પણ માલમ પડે છે. ત્યાં કહે છે કે:—

And in the life time of Frêdun, the same destiny came to Airich, son of Frêdun, owing to introduction by the creator, and was diffused in him, and he practised humility; the life which is perfect is brought through a prayer from his father Frêdun, and that life came to him from the creator through the blessing of Frêdun.

(S. B. E. Vol. 47 page 10.)

## સેલમ અઇરજ ઉપર અદેખાઇ લાવ્યો અને તેણે પોતાના કામને માટે તુરની સાથે મસલત કીધી તે વીશે.

સેલમનું દીલ તેની જગ્યા ઉપરથી (અદેખાઇને સબબે) ઉઠયું અને તે પોતાની રીતભાત અને વીચારમાં જુદી તરેહનો થવા લાગ્યો. લોભમાં તેનું દીલ ગરકાવ થયું તેથી તે પોતાના સલાહકારો સાથે વીચાર કરવા બેઠો. તેના બાપનું બખશવું તેને પસંદ પડયું નહી, કારણ કે તેણે નાના છોકરાને તાજ અને ખજાનો આપ્યો હતો. તેથી તેનું દીલ કીના ભરેલું થયું અને ચેહેરા ઉપર ગુસ્સો ચઢયો. તેણે ચીનના પાદશાહ ઉપર એક કાસદ મોકલ્યો. તેના દીલમાં જે વીચાર હતા તે સઘલા તે (કાસદ)ને કહયા. તે કાસદે તે તરફ જવાને ઝડપથી ઉંટને હાંકયું. તે જેહાનનો પાદશાહ તુર કે જેનું દીલ એવી રીતભાત અને વીચારથી દુર હતું, તેની નજદીક તે (કાસદ) આવ્યો. તેણે (સેલમે) પોતાના ભાઇ ઉપર એવો પેગામ મોકલ્યો હતો કે "તુ ખુશી અને ખુશાલી સાથે કાયમ જીવજે, ઓ ચીન અને તુરકસ્તાનના શેહેનશાહ! ભલું પસંદ કરવાથી આપણું રોશન દીલ તુટી ગયું છે. દુન્યાની અંદર આપણે માટે નુકશાંન કરવાનું પસંદ કરવામાં આવ્યુ છે. હુ કદમાં બુલંદ સરોવરના જેવો છું અને મને તેણે હલકો ગણીઓ છે. તું ખોલ્લાં દીલથી આ બાબદ ઉપર નેગાહ પુગાડ કે આવી વાત જુના જમાનાથી તેં સાંભળી હશે નહી. આપણે ત્રણ ફરજંદો તખતનેજ લાયકના હતા તેમાથી આપણા કરતાં નાનો નસીબમાં આપણીથી ચહડતો થયો છે. જો કે હુ વરસમાં તેમજ અક્કલમાં મોટો છું તેથી જમાનો મારી ઉપર મેહેરબાની કરવાને લાયક છે. મારા હાથમાંથી ગયલું તાજ, તખત અને કોલાહ, ઓ પાદશાહ! તું શીવાયે બીજા કોઇને ઘટતું હતું નહી. તેટલા માટે આપણને લાયક છે કે આપણે બંધે દલગીર રહીએ, કારણ કે આપણી ઉપર આપણા બાપે એવો જુલમ ગુજાર્યો છે. ઇરાન, દશ્તે યલાન અને યમન જેવા (મુલકો) તેણે અઇરજને આપ્યા છે. રૂમ અને

ખાવર મને આપ્યા છે, જ્યારે તુંને તુરકસ્તાન અને ચીનનાં જંગલો આપ્યાં છે. આપણા વચેથી નાનો ઈરાન જમીનનો પાદશાહ થયો છે. તેથી એવી રીતની વેંહેચની હું સાંખી શકતો નથી. તારા બાપના મગજમાં કાંઇ વીચાર શક્તિજ નથી." (એવી રીતનું નામું આપીને) સેતાબ ચાલનાં ઉંટની ઉપર તે (કાસદ)ને મોકલ્યો, જે ઝડપથી તુરકસ્તાનના પાદશાહ આગળ આવી પોહોંચ્યો. તે ઝડપથી તુરકસ્તાનની જમીન ઉપર આવી પોહોંચી તુરકસ્તાન અને ચીનના પાદશાહની નજદીક આવ્યો. (તે કાસદે) જે કાંઇ સાંભલ્યું હતું તે ઘણી સારી રીતે યાદ કરીને (પાદશાહને) કહયું, ૧ અને મગજ વગરના તુરનું માથું પવનથી ભરી નાખ્યું. જ્યારે હીમતવાન તુરે આએ ખાનગી વાત સમજી ત્યારે એક છેડાયલા શીંહની માફક એકદમ ગુસ્સામાં આવ્યો. તેણે એવો જવાબ આપ્યો કે "આએ વાત પાદશાહને કહેજે અને તે એમની એમ યાદ રાખજે કે 'ઓ ઈનશાફના આપનાર (પાદશાહ)! આપણા બાપે આપણી જવાનીના વખતમાં આપણને આવી રીતનો ફરેબ આપ્યો છે. તેણે પોતાને હાથે આએ ઝાડ રોપ્યું છે કે જેનું ફળ લોહી છે અને જેના પાતરાં જેહેર છે. તુંને આએ બાબદને માટે મારી સાથે મોઢે મોહું મેલાપ કરવો જોઇએ, તથા મસલત કરીને હુશીયારીથી નેગાહ પોહોંચાડવી જોઇએ છે." એટલું સમજીને તે શાહાનસી સવાર પાદશાહ તરફ જવા નીકળ્યો. ત્યાર પછી ઉમરાવોમાંથી એક ઓલીદરાજ અને મીઠા સખુનો બોલનાર શખ્સને તે જેહાનના પાદશાહ (સેલમ) આગળ મોકલ્યો. તેણે તે સખશને કહયું કે મારી તરફથી તેને આએ પેગામ કહેજે કે "એ દુરઅંદેશ નેકનામ પાદશાહ! એકમલતા થવાને માટે અને ફરેબ દેવાને માટે હીમતવાનોએ ઢીલ કરવી જોઇએ નહી. એ કામમાં જરાએ ઢીલ થવી નહી જોઇએ, કારણ કે સાહસ કર્મમાં આલસ પકડવી એ ઘણું હલકું દીસે છે." જ્યારે તે કાસદ જવાબ પાછો લાવ્યો ત્યારે છુપાવેલો ભેદ સઘલો ખુલ્લો થઇ ગયો. એક ભાઇ રૂમથી અને બીજો ચીનથી (એક મેકને મલવાને) ગયો.

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

(ત્યાં) તેઓએ મધની સાથે ઝેર ભેલ્યું. તેઓ પોહોંચતાંજ એક એકને ભેટયા અને જાહેર તેમજ છુપી રીતે મસલતો કીધી.

## સેલમ અને તુરે ફરીદુન ઉપર મોકલેલા પેગામ વીશે.

ત્યાર પછી તેઓએ એક દુરઅંદેશ મોબેદને ચુટી કાઢયો કે જે બોલકનો, હુશીયાર, અને આફ્રીન કરનારો હતો. તેઓએ બેગાનાઓથી તે જગ્યાને ખાલી કીધી (યાને મીજલસ બરખાસ્ત કીધી). ત્યાર બાદ તેઓએ દરેક બાબદ ઉપર મસલત કીધી. પેહેલાં સેલમે વાત છેડી અને પોતાંની આંખમાંથી બાપને વીશેની શરમને ધોઇ નાંખી. તેણે કાસદને કહયું કે "તું એટલો તો સેતાબી સાથે રસ્તો કાપજે કે તુંને પવન અને ધુલારૂ પણ પકડી શકે નહી. પવન વેગે ફરીદુનના મેહેલમાં આવી ઉતરે ત્યારે પેહેલવેહેલાં હમો બેઉ બેટાઓની સલામ કહેજે. બીજું તેને એમ કહેજે કે બેઉ દુન્યાંની અંદર ખોદાનો ડર રાખવો ઘટે છે. જવાન માણસને બુઢાપાની વકી હોય છે અને સફેદ થયલા બાલ પાછા કાલા થતા નથી. આએ તંગ જગ્યામાં (દુન્યામાં) તું લાંબો વખત ઢીલ કરશે (યાને જીવશે) તો આએ અધીરી જેહાન તારી ઉપર તંગ થશે. પાક યજદાંએ પ્રકાશતા સુરજથી તે કાલી ખાક સુધીની તમામ જેહાન તુંને આપી છે. તેં સઘલી રીતભાત અને રસમ તારી મરજી મુજબ પસંદ કીધી છે. અને યજદાંના હોકમ ઉપર તેં કાંઈ નજર કીધી નથી. ખોટાં અને ઉંધાં કામ શીવાય તેં બીજું કાંઇ સોધ્યું નથી. તેં જે વેહેચણીની બખશેસ કીધી છે તે રાસ્તીની રાહે કીધી નથી. તારા ત્રણે બેટા અક્કલવાલા અને બહાદુર હતા (તો પણ) તુંને નાનો બુજોર્ગ માલમ પડયો. તે એકલાની અંદર તેં એટલો બધો હુનર જોયો નથી કે જેથી બીજાઓને શરમથી નીચું જોવું પડે. પેહેલા એકને તેં (આવા જોખમભર્યા મુલકો સોંપીને) અઝદાહના ફુંફારા વચે નાંખ્યો છે. બીજા એકને (દુર દરાજના મુલકો સોંપી) વાદલના જેટલી વેગલાઇએ ચઢાવી મુકયો છે. જયારે ત્રીજા એકને તેં તારા બીછાનાની આગળજ (તારી નજદીક)માંથા ઉપર તાજ મુકયું છે. તેનાથીજ તારી આંખો ખુશાલ

રહે છે. માય અને બાપની તોખમથી ઉતરવામાં હમો કાંઇ તેનાથી હલકા નથી કે જેથી શાહાનશાહી તખતને લાયકના હમો નહી ગણાઇએ. ઓ જમીનના ઇનશાફી પાદશાહ! એવા ઇનશાફની કદી તારીફ થાય નહી. અગરજો તે (અઇરજ)ના વગર કીંમતના તાલક ઉપરથી પાદશાહી તાજને દુર કરશે અને દુન્યા તેનાથી છુટકારો મેલવશે તથા તેને પણ તું દુન્યાનું કોઇ ખુણું સોંપશે અને હમારી માફક તેને પણ તારી આગળથી છુપો બનાવશે (તો ઠીક), નહી તો તુર્કસ્તાન અને ચીનના સવારોનું અને રૂમના કીનો શોધનારા પેહેલવાનોનું ગુરજ ધરાવનારૂ લશકર હમો લડાઇ કરવાને લાવીશું અને ઇરાન તથા અઇરજ ઉપર કીનો લેઇશું." જયારે તે મોબેદે એ પેગામ બરોબર રીતે સાંભળ્યો ત્યારે તેણે જમીનને બોસો લીધો અને (જવાને માટે) પીઠ ફેરવી. તે જીન ઉપર સવાર થઇને હવાની અંદરથી વીજલી પસાર થાય તે વેગે ત્યાંથી નીકળી ચાલ્યો. અને પાદશાહ ફરીદુનની દરબાર આગળ આવી પુગ્યો. તે (દરબારનુ મકાન) એટલું તો ઉચું હતું કે તેનું મથાલું દેખાતું હતું નહી તેની ટોંચ વાદલ સાથે લાગેલી હતી. જેમ પાહાડની એક છેડેથી તે બીજા છેડા સુધીની પોહોલાઇ હોય તેમ તેની પોહોલાઇ હતી. તે દરવાજા આગલ મોટી પદવીના માણસો બેઠેલા હતાં. પરદાની પછવાડે ઉમરાવોને માટેની જગ્યા કીધેલી હતી. એક હાથ ઉપર શીંહ અને વાઘો બાંધેલા હતા જયારે બીજા હાથ ઉપર જબરા લડાયક હાથીઓ હતા. કેટલાએક મોટી પદવીના બહાદુર પેહેલવાનો વચેથી શીંહની ગરજના જેવા પોકારો ઉઠતા હતા. તેણે (કાસદે) વીચાર્યું કે તે મેહેલની જગ્યાએ ગોયા આસમાનજ (ઉભું) છે. તે (મેહેલ)ની આસપાસ એક લશકર ઉભેલું હતું. ચબરાક ચોપદારો (દરબારની) અંદર ગયા અને જેહાનના પાદશાહને કહયું કે "તું પાદશાહની નજદીક એક કાસદ આવ્યો છે કે જે સખશ ડાહાપણથી ભરેલો અને સત્તા ધરાવનારો છે." તે પાદશાહે ફરમાવ્યું કે પરદા ઉચકી નાખે અને તને ઘોડા ઉપરથી દરબારમાં લાવે. જયારે તે (કાસદ)ની નજર ફરીદુનની ઉપર પડી ત્યારે તેણે ફરીદુનને

દમામવાલો અને ઇનશાફી પાદશાહ તરીકે જોયો. તેનું કદ સરોવરના જેવું તથા ચેહેરો ખોરશેદના જેવો હતો. તેના બે હોટા હસ્તા હતા તથા તેના બે ગાલો શરમથી ભરપુર હતા, અને તેની પાદશાહી જબાન નરમ સખુનોથી ભરેલી હતી. જ્યારે કાસદે તેને જોયો ત્યારે તે વાંકો વળીને નમ્યો અને જમીનને બોસાઓ લીધા. ફરીદુને તુરતજ તેને બેસાડીઓ તથા તેને બેસવાને માટે સારી જગ્યા આપી. તેણે પોતાના બે પ્યારા (બેટા)ઓને માટે પેહેલાં સવાલ કીધો કે "તેઓ ખુશાલ દીલના અને તંદરોસ્ત છે કે?" ત્યાર પછી બીજું પુછયું કે "જંગલમાંથી આવવાની લાંબી મુસાફરી અને ચઢાન ઉતરાન તમોને કેવું લાગ્યું (યાને તમોને ઠાક ચહડી છે કે)?" ત્યારે તે કાસદે જવાબ દીધો કે "ઓ મોટી પદવીના પાદશાહ! આએ તખત તારા શીવાય બીજા કોઇ સખશને લાયક જોતું ના. તું જે સખશોને માટે પુછે છે તેઓ તું જેમ ઇચ્છે છે તેમ છે. તારાં નામથી તેઓ પોતાની જીંદગી ગુજારે છે. હુ પાદશાહનો એક નાલાયક ગોલામ છું. હુ મારાં પોતાનાં તનથી પવીત્ર નથી. પાદશાહને માટે હું એક સખત પેગામ લાવ્યો છું. (પેગામના) મોકલનારાઓ ગુસ્સા ભરેલા છે, જ્યારે હું તો નીરદોશ છું. અગરજો તું પાદશાહ મને ફરમાવે તો તે ડાહાપણ વગરના (બેટા)ઓનો પેગામ હુ તુંને કહું." પાદશાહના ફરમાવ્યાથી તેણે (તે પેગામ કહેવાને) જબાન ખોલી અને સાંભલેલી વાત તમામ યાદ કરીને કહી.

## સેલમ અને તુરના કાસદે ફરીદુનને પેગામ પુગાડયો અને ફરીદુન અંદેશામાં પડયો તે વીશે.

ફરીદુને તેના કહેવા ઉપર સારૂ ધ્યાન આપ્યું. જ્યારે એ (પેગામ) તે સમજી રહયો ત્યારે તેનું મગજ ઉશકેરાઇ આવ્યું. તેણે કાસદને કહયું કે "એ હુશીઆર મર્દ! આએ કામની અંદર તુંને માફી માંગવાની અગત્ય નથી, કારણ કે હુ મારી આંખોથી એવુંજ જોવાની વકી રાખતો હતો, અને મારાં દીલમાં એજ વીચાર કરતો હતો. તે બે સાંકડા મગજના નાપાક બેવકુફ હારેમનોને તું

કહેજે કે 'તમારો (બદ) ખવાશ જાહેર થયો તે ઘણું સારૂંજ થયું છે. તમારી દુવા મને ઘટતી રીતે પુગી છે. તમારાં મગજ મારી શીખામણુથી ખાલી થયાં છે તો કાંય નહી તમારી અક્કલથી તમે તમારી સુધ મેલવતા. તમે નથી શરમ રાખી કે નથી ખોદાનો ડર રાખ્યો. તમોને એવી અક્કલ સાથે વીચાર શકિત પણ નથી. આગળા વખતમાં મારા બાલ ઘણાજ કાલા હુતા તથા મારૂ કદ સીધા સરોવરના જેવુ હતું તથા મારો ચેહેરો માહાતાબના જેવો હતો. જે આસમાને મારી કંમર વાંકી કીધી છે તે પોતે વાકું થયું નથી, પણ હજી સુધી તે પોતાની જગ્યાએ ફરતુંજ છે. એજ જમાનો તમોને પણ વાંકા કરશે અને વળી તે વાંકા કરનાર જમાનો પોતે પણ પાયદાર રહેનાર નથી. પાક યજદાંનના સર્વથી ચઢતાં નામથી, રોશની આપનારા ખોરશેદના નામથી અને આ કાલી જમીનના નામથી, તથા તખત, તાજ, શુકર સેતારા અને માહાતાબના નાંમથી (હું સોગંદ લેઉં છું) તે તમો જાણો કે મેં તમારૂં બુરૂં કરવા નજર દોડાવીજ નથી. મેં ડાહયા માણુસોની, નજુમીઓની અને મોબેદોની એક અનજુમન ભેગી કરી એ બાબદની ઉપર ઘણા દાહાડાઓ સુધી વીચાર કરીને હમોએ ઇનશાફથી મુલકોની વેંહેચણી કીધી હતી. એ બાબદને માટે મેં રાસ્તીજ પસંદ કીધી હતી અને શરૂઆતથી તે છેડા સુધી કાંઇ પણ જુઠાણું હતું નહી. મારાં અંતકરણમાં ખોદાનોજ ડર હતો. તેથી મેં આએ જેહાનમાં રાસ્તીનેજ પસંદ કીધી છે. જ્યારે જેહાને મને આબાદી આપી, ત્યારે મેં લોકોની બરબાદી સોધી નહી, પણ હું બોલ્યો કે મારી નેક બખત ત્રણ આંખોને આવું આબાદ તખત સોંપી આપું. અગરજો હાલે હારેમને મારા રસ્તા તરફથી તમોને જુઠાઇ અને અંધકાર તરફ ખેંચીયા છે તો તમો જાણો કે બુલંદ પરવરદેગાર તમારા તરફની આવી ચાલ કેમ પસંદ કરશે? અગરજો તમો સાંભળો તો તમુને એક વાત કહું છું કે 'જે તમો વાવશો તે તમો કાપશો.' મને મારા સલાહકારે એવી વાત કહી છે કે 'આપણે માટે આએ (જેહાન) શીવાય હમેશની એક જેહાન છે.' તમારી અક્કલના તખત ઉપર લોભ ચઢી

બેઠો છે. એ (લોભનો) દેવ શાને માટે તમારો સાથી થયો છે? મને બીહીક લાગે છે કે (લોભનો) અઝદાહ લડાઇ (કરાવીને તે)માં તમારા જાનને કાલબુદમાંથી છુટો પાડશે. મારો આએ જેહાનમાંથી જવાનો વખત આવ્યો છે. તે વખત (લડાઇની) તેજી પકડવાનો અને ગુસ્સે થવાનો નથી. પણ એક ઉમરે પુગેલો માણસ કે જેને ત્રણ મોટાં દીલના ફરજંદો હતા તેણે તેઓને એમ કહયું હતું કે 'જ્યારે લોભ દીલમાંથી ખાલી થાય છે ત્યારે શેહેનશાહી ખજાનો અને ખાક એક સરખાંજ છે.' જે કોઇ ખાક (યાને ખજાના)ને માટે પોતાના ભાઇને વેચે તો તેને ખાલેશ પાણીનો (યાને ખાલેશ ઓલાદનો) ગણવો ઘટારત નથી. તમારા જેવાઓને આ દુન્યાએ ઘણા જોયા છે અને ઘણા જોશે, પણ તે કોઇની સાથે તાબેદારી કરશે નહી. કયામતને વખતે ખોદાતાલાથી છુટકારો મલે એવી બાબદ તમો કાંઇ જાણતા હોવો તે તમો સોધો અને તમારા (તે જેહાનના) રસ્તાને માટે સવાબનો તોસો એકઠો કરો. તમો એવી કોશેશ કરો કે તમારી મેહેનત ઓછી થાય." તે કાસદે જેવું તેનું કહેવું સાંભળ્યું તેવોજ તેણે જમીનને બોસો લીધો અને ત્યાંથી જવાને માટે મોહું ફેરવ્યું. ફરીદુન આગળથી તે એવી રીતે પાછો ફર્યો કે તું કહેશે કે તે પવનનોજ સાથી બન્યો હતો.

## સેલમ અને તુરના પેગામ વીશે ફરીદુને અઇરજ સાથે વાત કીધી તે વીશે.

જ્યારે સેલમનો કાસદ પાછો ફર્યો ત્યારે શેહેનશાહ તે ખાનગી વાત તે (અઇરજ)ની આગળ ખોલ્લી કરવાને બેઠો. તેણે પોતાના જેહાનને શોધનારા બેટાને બોલાવી મંગાવ્યો અને જે કાંઇ બન્યું હતું તે તેને કહયું. તે બોલ્યો કે "આએ કજીઆખોર બે બેટાઓએ ખાવરથી આપણી તરફ નેગાહ કીધી છે. તેઓના સેતારાની ચાલથી તેઓના નસીબમાં એવું છે કે તેઓ બુરાં કામથીજ ખુશાલ રહે છે. બીજું એ કે જે બે મુલકોમાં તેઓને દાણા પાણી મલે છે તે (દાણા પાણી) તે મુલકોમાં મેહેનત સાથે ઉગે છે. જ્યાં સુધી તું સર અફરાજ

રહેશે (યાને તુ પાદશાહી ભોગવશે) ત્યાં સુધી તે તારા બે ભાઈઓ (નમીને) ભાઈ તરીકે રહેશે. પણ જ્યારે તારો રંગીન ચહેરો કરમાઈ જશે ત્યારે તારાં બીછાનાંની આસપાસ કોઈ ફરી વળશે નહી. અગરજો તું શમશેરને બદલે દયા દેખાડશે તો તેઓ દાવો કરીને તારાં શરને છુટું પાડશે. મારાં બે ફરજંદોએ દુન્યાંના બે ખુણાંમાંથી મારી આગળ એ રીતે ભરમ ખુલ્લો કીધો છે. અગરજો તુંને તારા શરની દરકાર હોય તો લડાઈની તૈયારી કર. ખજાનાના દરવાજા ઉઘાડ અને લડાઈનો અસબાબ બાંધ. અગરજો તું નાશતાના વખતથીજ (યાને લડાઈની શરૂઆતથીજ) દારૂની જામ (લડાઈના અસબાબ) ઉપર દસ્ત લંબાવશે તો ઠીક, નહી તો ઓ મારા બેટા! તેઓ તારી ઉપર રાતનું ખાણું ખાશે (યાને તુંને મારી નાખીને જીત મેલવશે). તુંને દુન્યાંમાંથી દોસ્તો સોધવાની અગત્ય નથી. તારા દોસ્તો તો નીરદોશપણું અને સચાઈ છેજ."

ત્યાર બાદ હુનરમંદ અઈરજે પોતાના પવીત્ર બખ્તાવર બાપ તરફ જોયું. પછી એવો જવાબ દીધો કે "ઓ પાદશાહ! જમાનાના ફરવા ઉપર તું નજર કર કે જે જમાનો પવનની માફક એવીજ રીતે પસાર થાય છે. ત્યારે અકકલમંદ માણસોએ તે માટે શા સારૂ ગમ ખાવો જોઈએ? જે પ્રમાણે અરગવાન નામના ફુલને તે (જમાનો) કરમાવી નાખે છે તેમજ તે રોશન રવાનના માણસની આંખોને પણ સીહા બનાવે છે. શરૂઆતમાં જે ગંજ તેની આખેરી રંજ હોય છે. રંજ પછી આએ ત્રણ પાંચ દહાડાની દુન્યાંમાંથી જવું થાય છે. જ્યારે આપણું બીછાનું ખાકનું થવાનું છે અને તકીઓ ઈંતરડીનો થવાનો છે ત્યારે આજે આપણે શા માટે ઝાડ રોપીએ કે જેની ઉપરથી ઘણા જમાનાઓ વહી જવા છતાં તે (ઝાડ) તું તન લોહી પીએ અને ફલો કીનો પેદા કરે? આપણા જેવા શમશેર, તખત અને પાદશાહી મોહોરનાં માલેકો આએ જેહાને ઘણા જોયા છે અને જોશે, પણ આગળા નામવર શેહેનશાહોએ પોતાની રાહ રસમમાં કીનો નથી જોયો. માટે જો પાદશાહ મને હોકમ ફરમાવે તો હું જમાનાની બદીને વહી જતી કરૂં (યાને એવી બદી આવી પડે નહીં એમ કરૂં).

મને તાજ, તખત અને કોલાહ જોઈતી નથી. હું લશકર વગર તેઓ આગળ દોડતો જવશ અને તેઓને કહેવશ કે 'ઓ મારા નામદારો ! તમો મારા તન અને જાનના જેવાજ મને પીયારા છેઓ. તમો વગર ફોકટના જેહાનના પાદશાહ (ફરીદુન) સાથે ગુસ્સે ના થાઓ અને કીનો ના સોધો. તમો આએ જેહાન ઉપર એટલી બધી ઉમેદ શા વાસ્તે રાખોછો. તમે જુઓ કે તે જેહાને જમશેદ સાથે કેવી બદી કીધી છે. તે આખેરીએ આએ જેહાનમાંથી ચાલી ગયો અને તેનું તખત, તાજ અને કંમરબંદ રહયો નહીં. મને તમો સાથે સેવટ સુધી કામ છે અને જમાનાની બદી તમારી સાથેજ ચાખવાની છે. આપણે એકમેકથી ખુશાલ રહીશું અને બદ મનશનીના દુશમનોથી આપણે નચીંત રહીશું.' એમ કહીને તેઓના કીના ભરેલાં દીલને હું દીનના માર્ગ ઉપર લાવશ. કીનો લેવા કરતાં એમ કરવું હું વધારે સજાવાર જોઉંછું." જ્યારે ફરીદુને તેનું કહેવું સમજ્યું ત્યારે તેનું દીલ તેનો ચેહેરો જોઇને ખુશ થયું. તે પાદશાહે તેને કહયું કે "ઓ અકકલમંદ બેટા ! તારા ભાઈઓ આવી રીતે લડાઇ સોધે છે અને તું (સુલેહનો) કીલ્લો સોધે છે. મને આએ વાત યાદ કરવી જોઇએ કે 'ચંદ્રમાંથી રોશની મલે તેમાં કાંઇ અજાયબ જેવુ નથી.' એજ પ્રમાણે તું બેટાથી એવો લાયક જવાબ મલ્યો છે. તારાં દીલે તેઓની મેહેરબાની અને દોસ્તી પસંદ કીધી છે તોપણ તું અકકલથી તારૂં કીંમતી માથું અને જીવ અઝદાહના દમ આગળ મુકે છે, કે જેઓથી કાતેલ ઝેરી દંખ શીવાય બીજું કાંઇ મલવાનું નથી. કારણ કે તે (ભાઇ)ઓની પેદાયશમાં એવો (ઝેરનો) ફાલોજ સમાયલો છે. ઓ બેટા ! અગરજો તારો એવોજ વીચાર છે તો તે કામ બર લાવ અને ત્યાં જવા માટે તારી જગ્યા (અત્રેથી) ખાલી કર. તારાં લશકર વચેથી થોડા નોકરોને ફરમાવ કે તેઓ તારી સાથે સફરે આવે. મારાં દુખી દીલ સાથે હમણાં હું એક નામું લખુંછું અને તેઓની મીજલસ તરફ મોકલુંછું, પણ હું તુંને તંદરોસ્ત જોવાની ઉમેદ રાખુંછું, કારણ કે મારૂં રવાન તારા દીદારથીજ રોશન રહે છે.'"

## અઇરજ ફરીદુનના નામાં સાથે સેલમ અને તુરની આગળ ગયો તે વીશે.

તે જમીનના પાદશાહ ફરીદુને ખાવરના માલેક અને ચીનના સરદાર ઉપર એક પત્ર લખ્યો. તેમાં તેણે લખ્યું કે "આએ શીખામણોથી ભરપુર નામું ખોરશેદનાં જેવી બુલંદીએ પુગેલા બે સંગીન અને લડાયક જમીનના પાદશાહો ઉપર છે. જેઓ કેઆની-ઓ વચે ચમકતા નગીના જેવા છે. (આએ નામું) તે સખશ તરફથી છે કે જે તરેહવાર રીતે જેહાનને જોઇ વળેલો છે. તેની આગળ સઘ-ળા ભેદો ખુલ્લા થયલા છે, જેણે ભારી ગુરજો અને તલવારો અજમા-વેલી છે, જે તાજદાર પાદશાહોને દીપાવનારો છે, જે રોશન દીવસ ને રાત તરીકે દેખાડનાર છે, જે (ઉમેદવાર) ઉમેદ કરે તેની આગ-મચ તે પોતાના ગંજને ખુલ્લો મુકનારો છે. હાલે તેનાથી તમામ દુખ દુર થઇ આશાની ફેલાઇ છે. જેના તરફ દુન્યાંનાં લોકોનું ધ્યાન ખેંચાયલું રહે છે. હું હવે મારે માટે પાદશાહી કોલાહ યાતો એકઠો કીધેલો ગંજ, તખત યા લશકર માંગતો નથી. લાંબા વખતની રંજ લીધા પછી ત્રણ ફરજંદોને માટે (હાલે) હું તો આરામ અને પ્યાર ઇચ્છુંછું. જે ભાઇને લીધે તમારાં દીલ દુખી થતાં હતાં, જો કે તે ભાઇએ તો કોઇનું બુરૂ ઇચ્છવાની હાય મારી નથી, તે ભાઇ તમારાં દીદાર જોવાની ખાહેશ કરતો તમારી આગળ જડપથી આવ્યો છે. નામદારોને છાજે તેવી રીતે તેણે પોતાની પાદશાહી ફેંકી દેઇને તમો-ને વાહલા ગણ્યા છે. તખત ઉપરથી ઉતરીને તે જીન ઉપર સ્વાર થયો છે અને તમારી તાબેદારી કરવાની કંમર બાંધીને તે અત્રેથી (તમો તરફ) આવ્યો છે. તે તમારાથી ઉમરમાં નાનો છે તેથી તે તમારી મેહેરબાની અને નવાજેશને લાયક છે. તમો તેને પ્યારો ગણજો, તેનું હેત ખાજો અને જેમ તમો તમારાં તનની પરવરેશી કરો છો તેમ તેના રવાનની પરવરેશી કરજો. જ્યારે તેને આવીને રહયાને થોડા દહાડા પસાર થાય, ત્યારે તે મારા પ્યારાને મારી આગળ મોકલી આપજો.

# બાપના નામા સાથે અઇરજ સેલમ અને તુરની આગળ જઇ પુગયો તે વીશે.

તે નામાં ઉપર પાદશાહી મોહોર કરવામાં આવી અને તે નામુ લેઇને મેહેલમાંથી અઇરજ રસ્તે પડયો. તેણે પોતાની સાથે કેટલાક જુવાન અને બુઢા સખસો જે મુશાફરીને માટે જરૂરના હતા તેઓને લીધા. જ્યારે તે તે (બંધે ભાઇ)ઓની ઘણી નજદીક જઇ પુગ્યો ત્યારે તે તેઓના સીહા વીચારને માટે વાકેફ હતો નહી. તેઓના રેવાજ પ્રમાણે તેઓ તેને સાંમે લેવાને આવ્યા અને તેની આગળ તમામ લશકરને કુચ કરાવી. જ્યારે તેઓએ પોતાના ભાઇનો ચેહેરો મેહેરબાની ભરેલો જોયો ત્યારે તેઓએ તેથી પણ વધારે તાજો અને ખુશાલ ચેહેરો કીધો. તે બે લઢાઇને સોધનારા ભાઇઓ સાથે એક નેકી સોધનાર ભાઇ જોડાયો. તેઓ વચે વાતચીત ચાલી પણ તે ખરી ખાહેશ પ્રમાણેની હતી નહી. બે જણાના દીલ કીનાથી ભરેલાં હતાં જ્યારે એકનું દીલ ભોલું હતું. તે ત્રણે (ભાઇઓ) છાવનીમાં ગયા. તમામ લશકર અઇરજ કે જે તખત અને તાજને લાયકનો હતો તેના તરફ નેગાહ કરવા લાગ્યું તેની તરફની મોહબતથી તે (લશક-રી)ઓનું દીલ બેચેન થયું. તેઓનાં દીલ તેની તરફથી મોહબતમાં અને તેઓની આંખો તેને જોવામાં ચકચુર હતી. લશકર બબેની જોડી થઇને વીખરાઇ ગયું ત્યારે સઘલાઓ છુપાછુપ એરચનું નામ વાપડીનેજ વાત કરતા હતા કે “તેજ પાદશાહીને લાયકનો છે માટે તેના શીવાય બીજા કોઇના હાથમાં તાજ અને સત્તા જવી જોઇતી નથી.”

સેલમે છુપાછુપ લશકરની હીલચાલ ઉપર નેગાહ કીધી અને લશકરની આવી ચાલથી તેનું માથું ભારી થયું. તે કીના ભરેલાં દીલ સાથે, ઉકલતાં લોહીના જીગર સાથે તે છાવણીમાં આવ્યો. તેણે તંબુમાંથી ભેગી થયલી અનજુમનને બરખાસ્ત કીધી તથા પોતે અને તુર મસલત કરવાને બેઠા. તેઓએ ત્યાર પછી હરેક બાબદોની

જેવી કે પાદશાહીની, તાજની અને મુલકો વીશેની વાતો કીધી. વાતની વચે સેલમે તુરને કહયું કે " આજે એકેએક સેપાહો બએની જોડીમાં શાને માટે જોડાયા હુતા ? રસ્તામાંથી પાછા ફરતી વખતે શું તેં લશકર ઉપર નજર કીધી નહી હુતી કે ? જ્યારે લશકર એસ્તેકબાલ લેવાને વાસ્તે ગયું તે વખતે આપણુ બંધે ભાઇઓનું લશકર જુદીજ તરેહનું હતું પણુ જ્યારે પાછું ફર્યું ત્યારે વળી બીજીજ તરેહનું બન્યું હતું. જ્યાં સુધી તેઓ રાહ પસાર કરી ગયા ત્યાં સુધી તેઓમાનાં એકે પણુ અઇરજ ઉપરથી પોતાની નજર ખસાડી હતી નહી. મેં એવી તદબીરથી પણુ જોયું કે આએ લશકરમાંથી તેને નહી જોય એવુ બી કોઇ છે કે, પણુ તે સઘલાઓ પોતાના દીલથી તેની દોસ્તી એખત્યાર કીધી હોય તેમ તેનાજ દમામ અને દબદબા તરફ જોતા હતા. અઇરજને માટે આપણું તમામ દીલ સીહા હતું, (પણુ આજે) તેને માટેના વીચારમાં બીજા વીચારોનો વધારો થયો છે. બેઉ મુલકોનું લશકર એવી ચશમથી તેની તરફ જોતું હતું કે જાણે હવે પછી તેના શીવાય બીજા કોઇને તે પાદશાહ તરીકે માંગવાનું નહી હોય. તેટલા માટે તેની હસ્તીને મુલમાંથી ઉખેડી નહી નાખશું તો બુલંદ તખત ઉપરથી આપણે નીચે ગબડી પડશું." એવો વીચાર કરીને તેઓ ઉઠયા અને આખી રાત તે બાએનો ઇલાજ તૈયાર કરવા લાગ્યા.

## અઇરજ પોતાના ભાઇઓને હાથે માર્યો ગયો તે વીશે

જ્યારે આફતાબની આગળથી (રાતનો) પરદો ઉચકાઇ ગયો ત્યારે રોશની ઉપર આવી અને ઉંઘ દુર થઇ. તે બે ઉંધી અક્કલના (ભાઇ)ઓનાં દીલ કાલાં કરમ કરવાને તલપી રહયાં હતાં, જેથી તેઓએ પોતાની આંખમાંથી શરમને ધોઇ નાખી તેઓ ભપકા સાથે પોતાની જગ્યાએથી નીકળ્યા અને છાવણી તરફ જવાને મોહ ફેરવ્યાં. જ્યારે અઇરજે પોતાના તંબુમાંથી તેઓને રસ્તામાં ચાલતા આવતા જોયા, ત્યારે તે મેહેરબાની ભરેલાં દીલ સાથે તેઓની આગળ દોડયો. તેઓ તેની સાથે તંબુમાં દાખલ થયા અને તેઓ વચે ઘણી બાબદો ઉપર વાત ચાલી. ત્યાર બાદ તેને તુરે પુછયું કે "જ્યારે તું હમારા

કરતાં નાનો છે ત્યારે તેં શાને માટે મોટાઇની કોલાહ (તાજ) પહેરી છે? ખુજોરગીવાલુ તખત અને ઇરાન જ્યારે તુંને જોઇએ છે ત્યારે શું હું તારી તાબેદારી કરવાને તુરકસ્તાનમાંથી કંમર બાંધીને આંઉ કે? જે વડો ભાઇ તે ખાવરમાં રંજ ખેંચે અને તારાં માથાં ઉપર તાજ અને પગ આગળ ખજાનો રહે (એ વાત તું કયાંથી લાવ્યો)? દુન્યાનાં પાદશાહ ફરીદુને આવી રીતે (ગેર ઇનશાફી ભરેલી) વેહેંચણી કરી છે. તેણે નાના બેટા તરફ મેહેરબાની ભરેલો ચેહેરો દેખાડયો છે." અઇરજે જ્યારે તુરથી આ વાત સમજી ત્યારે તેણે ઘણીજ સારી રીતે જવાબ દીધો. તેણે તેને કહ્યું કે "ઓ કીર્તીવંત વડા ભાઇ! અગરજો તું તારા દીલથી આરામ શોધવાની ઇચ્છા કરતો હોય તો મને આએજ વખતે પાદશાહી તાજ, તખત, ખુજોર્ગીવાલુ નામ અને ઇરાનનું લશકર એ સઘલું જોઇતું નથી. મને ઇરાન કે ખાવર કે ચીન, પાદશાહી કે જમીન ઉપરનું કોઇ પણ આબાદ શેહેર જોઇતું નથી. ખુજોર્ગી કે જેનું સેવટ હમેશાં અંધકાર હોય તો તેવી ચઢતી ઉપર મારે રડવું ઘટે છે. જો આસમાન તારૂં જીન ઉંચાઇએ બાંધે (યાને તુંને ઉંચાઇએ ચઢાવે) તો પણ આખરે ઇટરદી તારો તકીઓ થઇ પડશે. અગરજો ઇરાનનું તખત મારા પગ તળે હતું તો પણ હમણા તાજ અને તખતથી હું ધરાઇ ગયો છું. તમોને તાજ અને પાદશાહી મોહોર હું સોંપી દેઉછું. (હું ઇચ્છુ છું કે) તમો મારી સાથે કીનો ના રાખો. મને તમારી સાથે કાંઇ પણ કજીયો યા લડાઇ થઇ નથી. (તેથી) તમોએ તમારાં દીલને મારી સાથે રંજીદા કરવાં જોઇએ નહી. તમોને દુખી કરે એવો વખત હું માંગતો નથી. જો હું તેમ ઇચ્છું તો તમારા દીદાર જોવાથી હું દુર થઇ જાઉ. નમનતાઇ શીવાય મારો બીજો તરીકો નથી. માણુસાઇપણા શીવાય મારો બીજો ધર્મ નથી." જ્યારે તુરે આએ સઘલું સમજ્યું ત્યારે તેણે તેના કહેવા ઉપર સર નમાવ્યું નહી. તેને અઇરજનું બોલવુંજ પસંદ પડયું નહી. વળી તેને સુલેહ ભરેલી વર્તણુક પણ વાહાલી લાગી નહી. તે બોલતો અને ઉછલતો પોતાની ખુરશી ઉપરથી ઉઠી ઉભો થયો. બેસવાની જગ્યા ઉપરથી એકદમ ઉઠીને તેણે તે ભારી

સુનેરી ખુરશી હાથમાં પકડી કે તે તાજદાર પાદશાહના માથાંમાં મારે. અઇરજે પોતાનો જાન બચાવવાની વીનન્તી કીધી અને બોલ્યો કે "શું તુંને ખોદાતાલાનો કાંઇ ડર લાગતો નથી? શું તુંને તારા બાપની શરમ નથી? શું તારો વીચાર એવો (મને મારવાનો)જ છે? મને તું ના માર, નહી તો આખેરે આવાં કામને માટે જમાનો મારાં લોહીનો બદલો લેશે. તું પોતાને ખુનીઓમાંનો એક ના બનાવ, કારણ કે હવે પછી તું મારી નીશાન નહી જોશે. (હુ કહું છું તે) પસંદ કર અને મારી સાથે એક મલતો થા. તું પોતે જાન ધરાવનાર છે ત્યારે શું કામ બીજાનો જાન છીનવી લે છે? આએ જેહાનની અંદરનું એક ખુણું હું પસંદ કરશ અને મારી કોશેશથી સવાબનો તોશો એકઠો કરશ. એક દાણો ખેંચનાર કીડીને પણ તું આજાર ના દે કારણ કે તે પણ જાન ધરાવે છે. તેનો મીઠો જાન તેને વાહાલો છે. જે સીહા અંતકરણનો અને પથ્થરના દીલનો હોય તેજ કીડીને પણ મારી નાંખવાનું ઇચ્છે. ભાઇનું ખુન કરવાની તેં શા માટે કંમર બાંધી છે? તું તારા બુઢા બાપનું દીલ શા માટે બાળે છે? તું દુન્યા માંગતો હતો તે તેં મેલવી છે માટે તુ લોહી ના રેડ અને તું જેહાનને પેદા કરનાર સાથે કજીયો ના કર." તુરે આટલા બધા સખુન સાંભળ્યા પણ તેણે જવાબ દીધો નહી. તેનું દીલ ગુસ્સા ભરેલું અને મગજ પવનથી ભરેલું હતું. તેણે મોજાંમાથી (છુપાવેલું) ખંજર ખેંચી કાઢ્યું અને તે (અઇરજ)ને માથાંથી તે પગ સુધીની લોહીની ચાદર ઓઢાડી. પોતાનાં ઝેહેર પાએલાં તેજ ખંજરથી તેણે તેની પાદશાહી છાતીને ચીરી નાખી. તે સીધ્ધું સરોવર નીચે પડ્યું અને તેની શેહેનશાહી કંમર તુટી ગઇ. તેના ગોલાબી ચેહેરા ઉપરથી લોહી વેહેવા લાગ્યું. તે જેહાનનો પાદશાહ ગુજરી ગયો. તેના હાથી જેવા શરીરથી તુરે તેનાં તાજવાલાં સરને ખંજરથી જુદું પાડ્યું અને સઘલું કામ ઉધું વાળ્યું. ૧

---

૧ 'અઇયાદગારે જરીરાન' નામની પેહેલવી કેતાબના 'અજ્દીઅ વ સહીગીઅએ સીસ્તાન' નામના એક બાબની અંદર લખે છે કેઃ—

"ફરીદુનના ફરજંદોમાંથી સેલમ જે અરૂમ મુલક ઉપર અને તુર જે તુરકસ્તાન ઉપર પાદશાહી ભોગવતા હતા તેઓએ ઇરાનનો પાદશાહ જે એરચ હતો, તેને મારી નાખ્યો."

ઓ જેહાન! તેં તારી છાતી ઉપર તેને સારી રીતે ઉછાર્યો પણ ત્યાર પછી તેં તેના જીવને સલામત રાખ્યો નહી. તારા ભેદ હું જાણતો નથી કે તારો દોસ્ત કોણ છે? તારૂં જે કાંઈ જાહેર છે તે ઉપરતો રડવુંજ પડે છે. ઓ અજાયબીથી ધરાઈ ગયલા મર્દ! જો તારૂં દીલ આ દુન્યાનાં કામથી દુખ અને દર્દ ભર્યું થયુ હોય ૧ તો તું પણ વળી જ્યારે આએ પાદશાહોની માફક કોઈની ઉપર કીનો લેવાને ચકચુર હોય ત્યારે આએ બે સીતમગારોના દાખલા ઉપરથી ધડો લેજે."

તે (અઈરજ)ના મગજમાં તેઓએ અમબર અને કસતુરી ભરી અને તે જેહાનને વેહેંચી આપનાર બુઢા (બાપ) આગળ મોકલ્યું અને તેને કહેવાડયું કે "આએ તારા પ્યારા (બેટા) નું માથું જો, કે જેની ઉપરથી ન્યાગાનોનું તાજ (તારી આગળ) પાછું આવ્યું છે. હવે જોઈએ તો તેને તાજ આપ કે જોઈએ તો તેને તખત આપ, તે ડાલ પાંખડાં ફેલાવનારૂં ઝાડતો મરી ગયું છે." પછી તે જુલમગાર કંગાલો (પોતાને ઠેકાણે) પાછા ફર્યા એક-ચીન તરફ ગયો અને બીજો રૂમ તરફ ગયો.

## ફેરીદુનની આગળ એરજનું માથું લાવવામાં આવ્યું તે વીશે.

ફરીદુનની બે આંખો અઈરજના રસ્તા તરફ ખેંચાયલી હતી. લશકર અને તાજ તે પાદશાહની આરજુ કરતાં હતાં. પાદશાહ (અઈરજ) નો પાછો ફરવાનો વખત થયો પણ તે બાપ એ ભયંકાર વાતથી કયાંથી જાણીતો થાય? તે પાદશાહને માટે તેણે એક ફીરોજાનુ તખત બનાવ્યું અને તેના તાજની અંદર ગોહરો જડાવ્યાં. પછી તેણે તેને એસતેકબાલ લેવા જવાની તૈયારીઓ કીધી તથા શરાબ, વાજીંત્ર અને રામશગરોને હાજર કરવાનો હોકમ કીધો. તેઓ ઢોલને તથા તેને લાયકના હાથીને (તેને માટે) લેઈ ગયા. તેને આવ-

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

કાર આપવાને માટે તમામ શેહેરમાં કામચલાઊ મકાનો બંધાયાં ૧ એ મકાનમાં જ્યારે પાદશાહ અને લશકર હતું, તેવામાં રસ્તામાંથી સીહા ગીરદ ઉઠી. તે કાલી ગીરદમાંથી એક સાંઢણી બાહાર આવી કે જેની ઉપર એક સવાર દલગીરીભર્યો બેઠો હતો. તે ઝારઝાર રડતો હતો અને તેનું દીલ શોગથી ભરેલું હતું. તેની છાતી આગળ એક સોનેરી કફ્ન પડેલું હતું. તે સોનેરી કફ્નની અંદર એક રેશમી કપડાં ઉપર વચ્ચોવચમાં અઇરજનું માથું મુકેલું હતું. તે ઢોંગી પુરૂશ હાએ અફસોશ કરતો કરમાઇ ગયલા ચેહેરા સાથે ફરીદુનની આગળ આવ્યો. તેણે તે કફ્નમાંથી સુનેરી તખ્તો બાહાર કાઢયો, કારણકે તેઓ તેના કહેવાને બુરૂં સમજ્યા (યાને તેનું કહેલું માન્યું નહી). જ્યારે તે કફ્નમાંથી રેશમી કપડું ખેંચી લેવામાં આવ્યું ત્યારે તેઓને અઇરજનું કાપેલું સર જણાયું. (તે જોતાંજ) ફરીદુન ઘોડા ઉપરથી ખાકમાં ગબડી પડયો અને તમામ લશકરે પોતાનો પોશાક ચીડી કાઢયો. તેઓના ચેહેરા કાલા અને આંખો સફેદ થઇ ગઇ. કારણકે તેઓની જે ઉમેદ હતી તેથી ઉલટું તેઓએ જોયું. જ્યારે તે પાદશાહ (અઇરજ) સફરેથી આવી રીતે પાછો ફર્યો ત્યારે તેને લેવા ગયલું લશકર પણ એવી રીતે ફાટેલા વાવટા સાથે અને ઉધાં ઢોલ સાથે (માહેતમ કરતું) પાછું ફર્યું. સઘલા નામદારોના ચેહેરા અબનુસના રંગ જેવા થઇ ગયા હતા. તેઓએ ઢોલને અને હાથીના મોઢાંને કાલાં કર્યાં અને અરબી ઘોડા ઉપર બલુ રંગ છાંટયો. પાદશાહ તથા સેપાહિ પગ પ્યાદા થયા અને માંથા ઉપર ધુલ છાંતીને ચાલવા લાગ્યા. પેહેલવાનો દુખથી પોકાર મારતા હતા અને પોતાની બાજુનું ગોસ્ત પીખી કાઢતા હતા. તું જમાનાની મેહેરબાની ઉપર ગુમાની રાખતો ના કારણકે કમાનને ગમે એટલી સારી રીતે વાલવાથી સીધી થતી નથી. એજ પ્રમાણે આસમાન (ની કમાન) આપણી ઉપર ફરે છે કારણકે તે જેવો (મેહેર-

---

૧ ઇરાનની અંદર એવો રેવાજ છે કે કોઇ પણ પાદશાહ અથવા શાહજાદાની આમદ વખતે શેહેરોમાં કામચલાઊ મકાનો બાંધી તે મકાનોને ફુલો અને વાવટાઓથી સંગારવામાં આવે છે અને તે મકાનમાં વાજીંત્ર બેસાડે છે,

બાની ભરેલો) ચેહેરો દેખાડે છે કે તુરતજ તે છીનવી લેવા માંગે છે- જ્યારે તું તે (જમાના) ને દુશમન તરીકે ગણુશે ત્યારે તે તુંને (દોસ્તી સોધતો આવીને મેહેરબાની ભરેલો) ચેહેરો દેખાડશે. પણુ જ્યારે તું તેને દોસ્ત ગણુશે ત્યારે તેનાથી તું દયા નહી જોશે. હું તુંને એક વાજબી શીખામણુ દેઉ છું કે "દુન્યાની મેહેરબાનીને માટે તુંએ તારા દીલને ધોઇ નાખવું જોઇએ."

(અઇરજને માટે) લશકર ગમ ભરેલું અને પાદશાહ હાય અફ્શોશ કરતો અઇરજના બાગ તરફ ગયા. જ્યારે પાદશાહોનું જશન હોય ત્યારે તે દાહાડે તેનાં જશનની મુખ્ય જગ્યા તે (બાગમાં)જ હતી. ફરીદુન તે જવાન પાદશાહી બેટાનું માંથુ પોતાની છાતી સાથે દાબીને સીધો ત્યાંજ આવ્યો. તેણે તે પાદશાહી તખત કે જે શાહ વગરનું ખાલી હતું તેની ઉપર નજર કીધી. પાદશાહી હોજો, સીધ્ધાં સરોવરો, બાગમાના ઝાડો અને કીંમતી દરાખના માંડવાઓ તથા તમામ સુંદર જશનગાહ તે (અઇરજ) ના વગરનું ખાલી જણાયું. ૧ તે પાદશાહ અઇરજનું સર ગબડી પડી મુસાફરીથી તન વગરનું પાછું ફર્યું, ૧ તેથી તે નામવર પાદશાહ તે જશનગાહની અંદર રડયો. પછી તેણે તે જશનગાહને કાલું બનાવવાને ફરમાવ્યું. ૧ તેણે તખત ઉપર કાલી ધુલ છાંટી અને લશકરનો (રડવાનો) પોકાર સનીશ્ચર સેતારા સુધી પોહોચ્યો. તેણે તેના મેહેલને બાલી મુકયો અને પોતાના ચેહેરાને નખરીઆં મારી ઘાયલ કીધો અને આંસુઓ પાડવા તથા બાલ પીખવા લાગ્યો. તેણે લોહી ભર્યો કમરબંદ કમરે વીટાલ્યો તથા અઇરજના બેસવાના મેહેલને સલગાવી મુકયો. તેના બાગને ઉખેડી નખાવ્યો અને સરોવરના ઝાડોને બાલી નાંખ્યાં. તેણે પોતાની ખુશાલીની આંખોને એક દમ સીવી નાખી. અઇરિજના સરને પોતાની છાતી આગળ પકડીને તેણે પોતાનું મોહું પરવરદેગાર તરફ ઉચું ધર્યું અને બોલ્યો કે "ઓ દાદગર દાવર! આએ નીરદોશ રીતે માર્યા ગયલા (બેટા) ને તું જો. તેનું ખંજરથી કાપી કાઢેલું

---

૧ લખેલી નકલમાં એ બેટ વધુ છે.

ડોકુ' મારી આગળ છે, જ્યારે તેનું' તન પેલી (સેલમ અને તુરની) અનજુમનના શી'હોથી ખવાઇ ગયું' છે. તે બ'ધે ગેરઇનશાફ ભરેલાં ઓના દીલ તુ' એવી રીતે બાલી નાખજે કે તેઓ સીહા દીવસો શીવાય બીજુ કાંઇ જોય નહી. અ'તકરણના દ'ખથી તુ' તેઓના જીગરને જીણા જીણા ઘાહોથી એવી રીતે વીંધી નાખજે કે જ'ગલી હેવાનો પણ તેઓની દયા ખાય. ઓ દાવરે કેરદેગાર ! હું' એવું' પણ ઇચ્છું' છું' કે જમાનાથી એવી લાંબી જી'દગી મેલવું' કે અઇરજના તોખમથી એક નામવર બેટો પેદા થઇને તેનો કીનો લેવાની ક'મર બાંધે એમ હું' જોઉં અને જેમ આએ નીરદોશનું' માથું' તેઓએ કાપી નાખ્યું' છે તેમજ તે જુલમગારોના માથાં તે કાપે. જ્યારે હું' એ પ્રમાણે જોવા પામુ' ત્યાર પછીજ ખાક મારાં શરીરની ઉપર ઢ'કાય (યાને હું' મરણ પામુ'). ૧ એ પ્રમાણે તે એટલો બધો વખત જારી કરીને રડયો કે તેની આસપાસ ઘાસ પણ ઉગી નીકલ્યું'. તેનું' બીછાનું' જમીન અને તકીઓ ખાક હતી. તમામ જેહાન તેની આંખે કાલી મારી ગઇ (યાને આંધલો થયો). તેણે દરબારના બારણા બ'ધ કીધાં અને જબાનને ખુલ્લી રાખીને રડતાં રડતાં એમ બોલતો હતો કે “ઓ નામના ઉઠાવનાર પેહેલવાન ! જે રીતે તુ' માર્યો ગયો છે તે રીતે તાજદાર પાદશાહોમાંથી આવો લડાયક જવાન કદીબી

---

૧ ઇરાનીઓ અને તુરાનીઓ વચે લાંબા જમાનાઓ સુધી જે વેર વરત્યું' હતું' તે ફરીદુનના બે વડા બેટાઓ સેલમ અને તુરે સાથે મલી નાના બેટા અઇરજનું' ખુન કીધું' હતું' ત્યારથી હતું'. ફરીદુનનાં સઘલાં રાજ્ય અમલમાં તેની ફકટ એજ નબલાઇ દેખાય છે કે તેણે ચાલતા આવેલા રેવાજથી ઉ'ધો ચાલી વડા બેટાનો હક ડુબાડી નાના બેટાને રાજ્ય ગાદી આપી હતી. જેથી ઇરાન અને તુરાન વચે લાંબા વખતનો ક'કાશ ચાલ્યો હતો. વળી ફરીદુન જેવા દુર અ'દેશ પાદશાહે પોતાના વડા ખુની બેટાઓની ચાલ તરફ દરગુજરનો ખવાશ દેખાડીઓ નહી, પણ પોતાને હાથે પોતાની હઇયાતીમાં અઇરજના ખુનીઓ ઉપર પોતાના નબીરાની મારફતે વેર લેવાડયું' હતું'. આવાં કામથી તેણે પોતાની અમર્ગી ખોઇ દીધી હતી કારણ કે મીનો ખેરદ (બા ૮. ફ. ૨૭) મુજબ હોરમજદે જમશીદ, ફરીદુન અને કએકાઉસની સરજત અમર રહેવાની સરજી હતી.

આવે મોતે મુંવો નથી. તેઓએ હારેમનના જોર સાથે તારૂં સર કાપી નાંખ્યું છે. શીંહોના જડબાં મારા શરીરનું કફન થઇ પડયાં છે. તે પોતાની બે આંખોને આંસુથી ભરેલી રાખી પોકાર અને શોક કરતો હતો કે જેથી તમામ જાનવરોની પણ ઉંઘ અને આરામ જતાં રહયાં હતાં. તેના તમામ મુલકોના મરદો તથા ઓરતો દરેક ઠેકાણે (શોકની) મીજલશો મેલવી ભેગાં થતાં હતાં. સઘલાંઓની આંખ આંસુભરી અને દીલ લોહીથી ઉકલતાં હતાં. તેઓ સઘળા તેના મોતનો ગમ પકડીને બેઠાં હતાં. સઘળાઓએ પોતાના પોશાકને જાંબુરા રંગનો અથવા તો કાલો કીધો હતો, (એ રીતે) પાદશાહના શોકમાં ગમગીન રહેતા હતા. એ પ્રમાણેના કેટલાક દીવસો તેઓએ ગુજાર્યા. સઘળાઓની જીંદગી મોત જેવી અકારી થઇ પડી હતી.

## અઇરજને ત્યાં છોકરીનો જન્મ થયો તે વીશે.

એ બાબદ ઉપર પણ લાંબો વખત વહી ગયો. પાદશાહની નજર અઇરજનાં જનાનખાના ઉપર તીંગાઇ રહી હતી. ફરીદુન તેના તમામ જનાનખાનામાં ફરી વલ્યો અને માહાતાબ જેવા ચેહેરાની ઓરતો આગળથી પસાર થયો. તેણે એક ખુબસુરત ચેહેરાની (અઇરજની) ઓરતને જોઇ કે જેનું નામ માહ આફ્રીદ હતું. અઇરજ તેની ઉપર ઘણી મોહોબત રાખતો હતો. તે ઓરત નસીબ સંજોગે અઇરજથી હમેલદાર હતી. તે પરી ચેહેરાની ઓરત હમેલદાર છે એમ જાણી તે જેહાનનો પાદશાહ ખુશાલ થયો. તે ખુબસુરત ઓરતથી તે ઉમેદ ભર્યો થયો. બેટાનો કીનો લેવાનો હીંગામ આવી પોહોંચ્યો છે તેની ખુશ ખબર તેણે પોતાના દીલને આપી. જ્યારે જન્મ આપવાનો વખત નજદીક આવ્યો ત્યારે માહા આફ્રીદથી એક બેટી જન્મી.[1] તે પાદશાહની ટુક વખતમાં કીનો લેવાની

[1] એ બેટીનું નામ પાછલથી પરીચેહેર રાખવામાં આવ્યું હતું. 'અઇયાદગારે જરીરાન' નામની પેહેલવી કેતાબના 'અરદી વ સહીગી એ સીસતાન' નામના બાબમાં જણાવ્યા મુજબ ફરીદુને એ છોકરીને સીસતાનમાં આવેલા 'ફ્રજદાન' સરોવરની નજદીક લેઇ જઇ રાખી હતી અને ત્યાં તેણીની દસમી પેઢી સુધીની ઓલાદને છુપાવી રાખી હતી કે જેણીથી મીનોચેહેર જનમ્યો હતો.

ઉમેદ લાંબા વખત ઉપર ગઇ. તેણે તેણીને લાડ અને નાજ સાથે ઉધારી. તેણીને ઉધારવામાં ફરીદુને પાછી દુન્યાદારી ધરી. તેણી લાડ સાથે તનમાં ઉધરવા લાગી. તેણી પોતાના બપાવાનો શોક ભુલાવનારી તેમજ તેના બેટાના દુઃખની યાદગારી હતી. તે ગુલાબના જેવા ચેહેરાની (બેટી) ને માટે તું કહેશે કે જાણે તેણી માંથાથી તે પગ સુધી અઇરજ પોતેજ હતી તેણી જ્યારે ઉધરીને મોટી થઇ અને પરણવાનો વખત આવ્યો ત્યારે તેણીનો ચેહેરો પરવીન સેતારાના જેવો (ખુબસુરત) તથા તેણીના બાલ દામરના જેવા કાલા થયા. તેણીના બપાવાએ તેને પસંગ નામના ખાવીંદ સાથે અદરાવીને પછી પરણાવી. ત્યાર બાદ થોડા વખતનો અંતર પસાર થઇ ગયો. પસંગ તે (ફરીદુન)ના ભાઇનોજ છોકરો થતો હતો તેથી તેની ઓલાદ ઉંચી તોખમની હતી. તેને માટે કહેવામાં આવે છે કે તે પાદશાહ જમશેદની ઓલાદનો હતો તેથી તે પાદશાહી, તખત અને તાજને લાયકનો હતો. ફરીદુને તેણીને તે નામવર ધણી સાથે પરણાવી અને એ બાબદ ઉપર કેટલોક વખત ગુજરી ગયો. ૧

## મીનોચેહેરના જનમવા વીશે.

ભલુ આસમાનના ચકકરે થોડો વખત ફરીને તેના ઉપર શું અજાયબી દેખાડી તે તું જો. તે હુનરવાલા માહાતાબે એક છોકરાનો જન્મ આપ્યો, જે તખત અને તાજને ઘણો લાયક હતો. જ્યારે તે પોતાની મેહેરબાન માયથી (જન્મ લઇને) જુદો પડયો, ત્યારે તુરતજ તેને પાદશાહ આગળ મોકલી આપવામાં આવ્યો. તે લેઇ જનારે તેને કહ્યું કે "ઓ તાજવર! તું તારાં દીલને એક વખત ખુશ કર અને અઇરજ (યાને તેના નબીરા) તરફ જો." તે જેહાનને બખશનાર પાદશાહના હોટો હસ્તા થયા. તું કહેશે કે જાણે અઇરજ જીવતો થયો. તેણે તે વાહાલાં બચ્ચાંને છાતીએ ચાંપ્યું અને પરવરદેગારના આએ મુજબ શોકરાના કીધા કે "ઓ ખોદા! મને જોવાની આંખ હતે. મને તે પરવરદેગાર એનો ચેહેરો દેખાડતે (તો કેવું સારૂં)." પછી તે ખોદાતાલા કે

---

૧ લખેલી નકલમાં એ લીટી વધુ છે.

જે દુન્યાનો પેદા કરનાર છે તેની તેણે યાદ કીધી. તેથી તે સાહેબે તેને જોવાની શકતી પાછી બક્ષી. જયારે ફરીદુને (પાછી) રોશન જેહાનને જોઇ ત્યારે તેણે નવા અવતરેલાં બચ્ચાંના ચેહેરા ઉપર તુરત નજર કીધી અને બોલ્યો કે "આજનો દાહાડો મુબારક હોજો. આપણું બુરૂં ઇચ્છનારાઓના દીલ તુટેલાં થજો." પછી તેણે રોશન શરાબ અને કીંમતી જામો મંગાવી અને તે (બાળક)નું નામ મીનોચેહેર ૧ આપ્યું. તે બોલ્યો કે "પવીત્ર માય અને બાપથી એક લાયક ડાંખળી ફળવંત થઇ છે." પછી તેણે તેની એવી પરવરેશી કીધી કે પવન અને હવાએ પણ તેને લાગીને પસાર થવાનું રવા જોયું નહી. તે (મીનોચેહેર) જમીન ઉપરથી પગે ચાલીને પણ જતો હતો નહી, પણ તેને નોકરો ઉઠાવી જતા હતા. તેના પગની નીચે ચોખી કસતુરી રહેતી હતી અને માંથાં ઉપર રેસમી છત્રી ઓધાડેલી રહેતી હતી. એ પ્રમાણે ઘણા વરસો પસાર થયાં. તેને સેતારાઓ (ની ચાલ) થી થોડો વખત પણ નુક-

---

૧ અવસ્તામાં એને 'મનુશ ચિથ્ર' કહયો છે. વળી એને અવસ્તામાં અઇરજનો દીકરો મીનોચેહેર (મનુશ ચિથ્રહે અઇર્યવહે) કહયો છે. ફીરદોસીના લખવા પ્રમાણે અઇરજને ત્યાં દીકરાનું ફરજંદ હતું નહી, પણ બુનદેહેશ ઉપરથી જણાય છે કે તેને ત્યાં 'વાનીતાર' અને 'અનાસ્તોખ' નામના જોડ છોકરા થયા હતા તથા એક બેટી 'ગન્જ' નામની હતી. પણ સેલમ અને તુરે અઇરજની સાથે એ છોકરાઓને પણ મારી નાંખ્યા હતા. ફરીદુને તે છોકરી 'ગન્જ'ને છુપાવી રાખી હતી. તે બેટીને ત્યાં એક બેટીનો જન્મ થવા બાદ સેલમ અને તુરે એ 'ગન્જ'ને પણ મારી નાખી હતી. તોપણ ફરીદુને 'ગન્જ'ની છોકરી અને તેની પેહેડીને છુપાવી રાખ્યાં હતાં. આ છોકરીની દસમી પેહેડીના 'મનોશ ખનૅાર' નામના સખશથી મીનોચેહેરનો જન્મ થયો હતો (બા. ૩૧, ફ૦ ૩). મીનોખેરદમાં અઇરજને મીનોચેહેરનો મમાવો જણાવ્યો છે જે પોતાના મમાવાના વેરમાં શેલમ અને તુરને મારે છે (બા૦ ૨૭, ફ૦ ૪૨). તવારીખ નવેશો લખી જાય છે કે અઇરજનું ખુન કીધા પછી તેના બે ભાઇઓએ અઇરજના સઘલાં કુટુંબનો પણ નાશ કીધો હતો, પણ અઇરજની એક રાણી જેણી હમેલદાર હતી તે માનુશાન પરવત ઉપર નાહાશી ગઇ હતી. ત્યાં તેણીએ મીનોચેહેરને જન્મ આપ્યો હતો. તેથી તેણીએ એ બેટાનું નામ માનુશ પરવત ઉપરથી માનુશ ચેહેર પાડયું હતું.

શાંન પુચ્છુ' નહી. જે હુનરો પાદશાહોને અગત્યના હતા તે નામવર પાદશાહ ફરીદુંને તેને શીખવ્યા. જયારે તે પાદશાહની (આંધલી) આંખ અને (ગમગીન) દીલ પાછાં રાહા ઉપર આવ્યાં, ત્યારે તેનું લશકર પણ તેની સાથે ખુશાલીના અવાજમાં ભેલાવા લાગ્યું. તે બપાવાએ સોનેરી તખત અને ભ રી ગુરજ તથા સરદારોનું ફીરોજાનુ તાજ તેને આપ્યું. તે સાથે કીમતી જવાહેરના ખજાનાની કુચી (કે જે ખજાનામાં) સુનેરી તખત, શમશેર, કંમરબંદ, તરેહવાર જાતના રેશમી કપડાંના તંબુઓ, કે જેની અંદર ચીત્તાના ચાંમડાંના પણ તંબુઓ હતા, શું સુનેરી અસબાબ સાથના અરબી ઘોડાઓ કે શું સુનેરી મીયાન સાથની હીંદી શમશેરો, શું લડાઇના પોશાકો તોપીઓ કે પેહેરવાને માટેના ખોલેલા ગાંઠ સાથના રૂમી બખતરો, શું ચાચી કમાનો, ખદંગના લાકડાનાં બનાવેલા તીરો, ચીનાઇ ઢાલો કે લડાઇના ભાલાઓ એ સઘલી ચીજોનો એક ખજાનો કે જે તેણે મીનોચેહેરને લાયકનો જોયો તે તૈયાર કીધો, કે જે તૈયાર કરવા પાછલ તેને આખી રાત લાગી હતી. તેનું દીલ તે (મીનોચેહેર) ને માટે પ્યાર ભરેલું હતું. તે ખજાનાના દરવાજાની કુચી તેણે તૈયાર કીધી અને તે સઘલા માલ સાથનો ખજાનો તેને આપ્યો. તેણે લશકરના તમામ પેહેલવાનોને તથા મુલકોના તમામ નામદારોને તે (મીનોચેહેર) ની આગળ આવવાને ફરમાવ્યું, તેથી સઘળા (તેની સાથે) કીનો લેવા (જવા) ને હાજર થયા. તેઓએ પોતાના પાદશા તરીકે તેના ઉપર આફ્રીન કીધી તથા તેના તાજની ઉપરથી પોખરાજનો વધાવો કીધો. આ નવા તરીકાના જશનના મોટા દીવસે જેહાનની અંદર મોંઢાં અને વરૂ સાથે એકઠાં થયા. સપેહસાલારો જેવા કે કાવેહની ઓલાદનો કારૂન તથા શીરોય તથા આવકાન જેવા જોધ્ધાઓ, નેરેમંદ ગરદનનો ઉઠાવનાર કોબાદ અને કેશવાદ તથા બીજા જેહાનને બચાવનાર નામદાર પેહેલવાનો ત્યાં હાજર થયા હતા. જ્યારે લશકરનું સઘલું કામ તમામ થયું ત્યારે ટોલાં વચે ટોલાંનો સરદાર મીનોચેહેર પાદશાહ થયો. પેલું (ઇરાનનું) પાદશાહી તાજ પાછું રોશન થયું છે તે ખબર જયારે સેલમ અને તુરને થઇ તથા તે

જુલમગારો મીનોચેહેરનાં કામથી અને પોતાના બાપની હાલતથી વાકેફ થયા ત્યારે તે બંધે જુલમગારોના દીલ ધાસ્તી ભરેલાં થયાં (અને સમજ્યા) કે તેઓના સેતારા હવે પડતીમાં આવ્યા. તેઓ બેઉ પુર વીચારમાં બેઠા અને તેઓના આગળા જુલમગાર દાહાડાઓ સીહા થયા. એકાએક તેઓના ધ્યાનમાં એક દરોસ્ત વીચાર આવ્યો કે તદબીરથી એ બાબદને માટે કાંઇ વાજબી ઇલાજ શોધવો. (તેઓએ ઇલાજ એજ જોયો) કે કોઇ માણસને ફરીદુન આગળ મોકલીને માફી માંગવી. આએ ઇલાજ તેઓને પુરતો જણાયો હતો. તે બંધે (ભાઇઓ)ની અંજુમનમાંથી એક પાક દેલ અને તેજ જબાનવાલા માણસને સોધી કાઢયો. તે માણુસ અક્કલમંદ, વીચારવાલો અને શરમ ધરાવનારો હતો, તેને તેઓએ ઘણો ગરમ અને આજીજી ભરેલો પેગામ કહયો. જયારે પડતીની ધાસ્તી તેઓએ નજદીક આવેલી જોઇ ત્યારે તેઓએ ખાવરના મુલકનો ખજાનાનો દરવાજો ખુલ્લો કીધો અને તેમાંથી ખજાનો, જવેરાત, સોનેરી તાજ વીગેરે મંગાવ્યું અને હાથીઓની પીઠ ઉપર તે સઘલું લાધ્યું. વળી ગાડાઓમાં શું કેશર કે કશતુરી, શું દીનાર કે રેશમી કાપડ, શું બીવરના ચાંમડાં કે રેશમ એ સઘલું ભર્યું, તથા સુગંધ અને રંગથી સંગારેલા હાથીઓ સાથે ખાવરથી ઇરાન તરફ એ સઘલું મોકલ્યું. તે પાદશાહના શેહેરના દરેક મોટા સખશોને માટે પણ તેઓએ યાદગારી તરીકેની ભેટ મોકલી.

## સેલમ અને તુરે ફરીદુન ઉપર મોકલેલો પેગામ.

જયારે સામન ભરવાના કામથી તેઓ ફારેગ થયા ત્યારે કાસદ સઘલી તૈયારી સાથે આવ્યો. તેઓએ તેને આએ પ્રમાણેનો ફરીદુનને માટેનો પેગામ આપ્યો. તેઓએ પેહેલવેહેલાં જેહાનને પેદા કરનારનું નામ લીધું, (પછી કહયું કે) "પેહેલવાન ફરીદુન કે જેને ખોદાતાલાએ પાદશાહી ખોરેહ આપ્યું છે તે લાંબો વખત જીવતો રેહેજો. તેનું સર તાજું રેહેજો. તેનું તન તંદરોસ્ત રેહેજો. તેની મનશની આસમાનના બુલંદ ચક્કરથી વધારે બુલંદ રહેજો. તારા બે ફરમાન બરદાર બેટાઓ તરફથી શાહનશાહી દરબારના રેવાજ પ્રમાણે હું

આએ પેગામ કહી જાઉછું. (ઓ પાદશાહ!) તું જાણ કે તે બેઉ બદખાહ જુલમગારો બાપ તરફની શરમથી આંસુભરી આંખો સાથે પશેમાન થઇને ગુનાહ ભરેલાં દીલના દુઃખ સાથે તારી માફી ચાહાવાનો રસ્તો સોધે છે. હાલ સુધી તેઓની ચશમ એ (માફીના રસ્તા) તરફ ફરેલી હતી નહી તેનું કારણ એજ કે (તેઓને શક હતો કે) તેઓની માફી કોઇ સાંભળશે કે. દાનેશમંદ બોલનારાઓ શું કહી ગયા છે? (તેઓએ કહયું છે કે) 'જે કોઈ સખશ બદી કરે છે તે તેનો બદલો મેલવે છે અને તેઓ દુખી દીલ સાથે દલગીરી ભરેલા રહે છે.' તે પ્રમાણે ઓ પાદશાહી તોખમના મર્દ! અમો રહયાં છીએ. તકદીરના પરદા પાછલ હમારે માટે એવુંજ લખાયલું હશે અને તે તકદીરમાં લખાયા પ્રમાણે અમલમાં મેલાયું છે. જેહાનને બાલનાર સીંહ અને નર અઝદાહ વટીક સરજતની જાલમાંથી છુટકો પાંમતા નથી. બીજું એકે પેલા નાપાક ધાસ્તી વગરના દેવ હારેમને જેહાંનના માલેકની ધાસ્તી રાખવાથી હમારા દીલને દુર કીધાં હતાં. તે (દેવ)ના વીચારોએ એટલી મજબુત રીતે હમારી ઉપર અસર કીધી હતી કે તે બે ડાહયાં (ફરજંદો)ના મગજમાં તેણે જગ્યા કીધી હતી. તાજવર ફરીદુનથી અમો એવી આશા રાખીએ છીએ કે તે અમોને માફ કરે. જો કે અમારો ગુનાહ ઘણો મોટો છે તોપણ તેનો પાયો નાદાની ઉપર રચાયલો હતો. હમારૂં બીજું બાહાનું આ બુલંદ આસમાનનું ચક્કર છે કે જેનાથી કોઇ વખત પનાહ મલે છે તો કોઇ વખતે નુકશાની પુગે છે. ત્રીજો પેલો દેવ (અદેખાઇ) છે કે જે (માણુસોની) વચે એક તેજી ઘોડાની માફક દરેક રીતે નુકશાની પુગાડવામાં કંમર બાંધેલી રાખે છે. અગરજો પાદશાહનું સર અમારી ઉપર કીનો લેવાથી નીરાલું થાય તો હમારો તરીકો રોશન થશે (યાને બદ રાહ ઉપરથી હમો પાછા ફરીશું). તેથી હમો ખાહેશમંદોની નજદીક મીનોચેહેરને એક મોટા લશકર સાથે તું મોકલી આપ કે જેથી તેના ગોલામોની માફક અમો તેની આગળ હમેશ સુધી ખડે પગે રહીએ એવી અમારી ખાહેશ છે, જો કે પેલું કીનાનું ઝાડ કે જે ઉગી નીકળ્યું છે તેને અમો અમારી બેઉ આંખોનાં

આંસુથી ધોઈ નાંખીશું. અમો તેને આબરૂ આપવાને દોડી આવીશું અને મેહેનત ઉઠાવીશું. જ્યારે તે (મુસાફરીની થાકથી) તાજો થશે ત્યારે અમો તેને તાજ અને ખજાનો આપીશું."

તે કાશદ પેગામથી ભરપુર દીલ સાથે (ફરીદુનની આગળ) આવી પોહોંચ્યો કે જે પેગામમાં નહી ધડ કે નહી પુછડું હતું. ખજાનો, હાથી અને માલ સાથે તૈયાર થઇને પાદશાહની દરગાહમાં આવ્યો. જ્યારે પાદશાહ ફરીદુનને તે બાબેની ખબર થઇ ત્યારે તેણે પાદશાહી તખતને ચીનાઇ રેશમી કાપડથી સનગારવાને ફરમાવ્યું. પછી તે પાદશાહ કેઆની તાજ પેહેરીને ફીરોઝાના તખત ઉપર સીધા સરોવરની માફક બેઠો. તેના માથાં ઉપર માહાતાબ ફરતો હતો. તે તાજ, ગલેબંદ અને કાનના લુલક પેહેડીને પાદશાહને છાજે તેવા રોબ સાથે બેઠો હતો. મુબારક મીનોચેહેર પાદશાહના એક હાથ ઉપર તાજ પેહેરીને બેઠો હતો. બેઉ બાજુએ ભુજોર્ગો ગલેબંદ અને સોનેરી સાંકલી પેહેડીને હારબંધ ઉભા હતા. સોનેરી ટોપીઓ અને સોનેરી કંમરબંદોથી તમામ જમીન સુરજની માફક દીપી રહી હતી. એક હાથ ઉપર શીંહો અને વાઘોને બાંધેલા હતા, જ્યારે બીજા હાથ ઉપર જોરાવર લડાયક હાથીઓ હતા. ઇરાની દરબારના સરદારો તથા હુનરમંદો સફ સમારીને ઉભા હતા[૧] પેહેલવાન શાપુર મેહેલની બાહાર આવ્યો અને સેલમના કાસદને આગળ લેઇ ગયો. જ્યારે તે કાસદે પાદશાહની દરબાર જોઇ ત્યારે તે ઘોડા ઉપરથી ઉતરી પાંઉપીઆદો રસ્તામાંથી દોડી આવ્યો. જ્યારે તે ફરીદુનની નજદીક આવ્યો અને તેનું બુલંદ તાજ અને તખત જોયું ત્યારે તેણે તેની આગળ પોતાનું ઉંચુ સર નીચું નમાવ્યું અને જમીન ઉપર નાખઘસની કીધી. જેહાનના માલેક મોટા પાદશાહે તેને એક સુનેરી ખુરસી ઉપર બેસાડયો[૨] તે કાસદે પાદશાહ ઉપર દુવા ગુજારી કે "ઓ તાજ, તખત અને મોહોરને સોભા આપનાર (પાદશાહ)! તારાં તખતની પનાહથી જમીન બાગની મીસાલની

---

૧ લખેલી નકલમાં એ બેત વધુ છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

છે. તારાં નસીબની બુલંદીને લીધે હવા રોશન છે. અમો સઘલા તારા પગની ખાકના ગુલામ છીએ. તારાથી હમો સઘલાઓનું જીવતર છે." જયારે આ હવાથી પાદશાહનો ચેહેરો ખીલ્યો, ત્યારે તે કાસદે (તેના બેટાઓનો) ચાહ (ભરેલો હદીઓ) તેની આગળ ખુલ્લો કીધો. તે બોલકનો અને ઘણી અક્કલ ધરાવનાર માણસ હતો. જેહાનને ધરાવનાર પાદશાહે તેને સાંભલવા ઉપર કાન આપ્યા. તેણે તે બે ખુનીઓનો પેગામ કહેવા માંડયો અને સઘલી ખરી વાત છુપાવવા માંડી. તેણે તે બે જુલમગાર ફરજંદોનો પેગામ તે મારી નાખેલા બેટાના પાદશાહ (બાપ) ને કેહેવા માંડયો કે "અમો તારા પગની ખાક મીસાલ છીએ તથા તારી તદબીર અને વીચાર કબુલ કરનાર છીએ." (પછી) બુરાં કામોની માફ માંગવા વીશે, મીનોચેહેરને તેઓ આગળ બોલાવ્યા વીશે, તેની આગળ ગોલામની માફક કંમર બાંધવા વીશે, તેને બુજોર્ગીનું તાજ અને તખત સોંપવા વીશે અને તેના બાપના ખુનનો બદલો રેશમી કાપડ, દીનાર, તાજ અને કંમરબંદથી વાલી આપવા વીશેનો સઘલો પેગામ તે કાસદે તેને કહયો. તે પાદશાહે તેઓનો પેગામ સમજયો અને તેનો જવાબ પાદશાહ ફરીદુને નીચે મુજબ આપ્યો. તે કાસદને જેહાનના પાદશાહે ઉતારો આપ્યો અને તેનો જવાબ આપવાને માટે એક બીજી તદબીર કીધી.૧

## કેરશાસ્પ ઉપર ફરીદુને નામું લખ્યું તે વીશે.૨

જેહાનને સોધનાર તાજ અને તખતવાલો કેરશાસ્પ ફતેહમંદ નસીઆનો ગરદન ઉઠાવનાર પેહેલવાન હતો. તે પોતાના બુલંદ તખત ઉપરથી ખોરશેદની માફક પ્રકાશતો હતો. તે જેહાનદાર જમશેદનો નબીરો થતો હતો. તે (કેરશાસ્પ) ની ઉપર ફરીદુને એક નામું લખવાને ફરમાવ્યું. તે નામાંમાં પેહેલાં તે જમીનના પેહે-

---

૧ એ બેત લખેલી નકલમાં વધું છે.

૨ કેરશાસ્પ ઉપર લખેલા નામાં વીશેનો આખો બાબ છાપેલી નકલમાં નથી.

લવાનની ઉપર દાદારની આફ્રીન ચાહી અને પછી લખ્યું કે "એ ઇરાનની જમીનના ધરાવનાર પેહેલવાનોના મદદગાર! તું જાવેદાન સુધી પેહેલવાન રેહેજે. ખાવર અને રૂમથી તે ચીન સુધીના પાદશાહો તારૂં નામ એક હીરા તરીકે લખે છે. તાજ અને ખજાનો ધરાવરાનાર કોઇબી શખશ તથા ગુરજ અને ખંજર વાપડનાર કોઇપણ સખશ તથા શું જમાનો કે બુલંદ તખતને લાયકનાઓ તારા ગોલામ અને ચાકર જેવા છે. પેહેલવાનો જેઓએ જોરાવર શીંહને ઘાયલ કીધો હોય તેઓ પણ તારી આગળ (ફરમાન બરદારીની) કંમર બાંધનાર છે. તું નામદારોનો સરદાર અને નીમરોજનો પાદશાહ છે તથા જેહાનને જીતનાર અને જેહાનને દીપાવનારાઓનો પણ તું સરદાર છે. એ બહાદુરોના જોરમંદ પેહેલવાન! મારા બે બેટાઓ (હાલે) લડાઇ સોધતા આવ્યા નથી. તેઓએ જ્યારે ખુન કીધું અને લડાઇ કીધી ત્યારે ઝોહાકની માફક તેઓએ દીલને દયાથી ખાલી કીધાં હતાં. જ્યારે અઇરજનું કામ તેઓએ પુરૂં કીધું (યાને તેને મારી નાંખ્યો) ત્યારે હવે તેણે મીનોચેહેર (ને મારી નાખવા) નું કામ હાથ ધર્યું છે. જ્યારે તું જેહાનનો પેહેલવાન બન્યો છે ત્યારે જેવો કારન સીસતાન તરફ આવે તેવોજ તું નાંમીચા ઘોડા ઉપર સ્વાર થઇ તારૂં સઘલું ઘોડેસવાર લશકર લેઇને હમારી તરફ ભપકાથી આવવાને નીકળજે, કે જેથી આપણે અઇરજનો કીનો લઇએ અને આ બે ખુનીઓથી જમીનને પાક કરીએ. તારા વીચાર મુજબ મીનોચેહેર લડાઇ કરશે અને તે બદબખતોની ઉપર જેહાનને તંગ બનાવશે." તે પાદશાહે તે નામાં ઉપર મોહોર કીધી અને જેહાનને સોધનાર કારન તે લેઇ જવાને બાહાર પડયો. જ્યારે કારન સીસતાનમાં આવ્યો ત્યારે તે ઉતાવલે જેહાનના પેહેલવાનની આગળ ગયો. તે લડઇના સોધનાર પેહેલવાને જેવું તે નામું વાંચ્યું તેવોજ તે શેહેનશાહ તરફ જવાને નીકલ્યો. જ્યારે ફરીદુનને એવી ખબર પુગી કે તે તેહેમતન [1] કેરસાસ્પનો વાવતો દેખાવા માંડયો છે, ત્યારે તેણે ઢોલને (શેહેરની) બાહાર લેઇ જવાનો

---

૧ તેહેમતન એટલે પોલાદના જેવા તનવાલો.

અને તે તેહેમતનના વાવતાને માન સહીત જંગલમાંથી લાવવાનો હોકમ કીધો. જેવી તે તેહેમતનની નીશાની જણાઇ તેવોજ તે પોતાના સરદારો સાથે તેને એસતેકબાલ લેવાને ગયો અને તે તેહેમતનનો વાવતો જણાતાંજ તે બંધે શેહેરના લશકરે સફ સમારી. જ્યારે તેહેમતન પાદશાહની નજદીક આવી લાગ્યો ત્યારે તેઓ (કેરશાસ્પ અને ફરીદુન) દુરથી પાંઉપેઆદા થયા. તે શીંહને મારનાર પેહેલવાન તથા પાદશાહે એકમેકને બગલગીરી કીધી. ત્યાર બાદ તે નામવરો ઘોડા ઉપર બેઠા અને આખે રસ્તે દારૂ તથા રામશગરોના ગીતોની મેજબાની ચાલી. શેહેનશાહ અને પેહેલવાન એકમેકનો હાથ પકડીને પાદશાહી તખત આગળ આવ્યા અને બેઠા. ત્યાર પછી (સેલમના) કાસદને હાજર કરવાને ફરમાવ્યું, અને તેની સાથે અંદાજાસરની વાતો કીધી.

## સેલમ અને તુરના પેગામનો ફરીદુને જવાબ આપ્યો તથા તે કાશદ તે લેઇને પાછો ફર્યો તે વીશે.

તેણે તેને ફરમાવ્યું કે મારા તરફનો જવાબ સાંભળવાને તું જે પેગામ લાવ્યો છે તે (પાછો) બોલ. ગોલામની માફક કંમર બાંધવાની અને તેને તાજ તથા પાદશાહી તખત સોંપવાની વાતનો તે બે નાપાક ફરજંદોનો પેગામ જ્યારે તે જેહાનના પાદશાહે સમજ્યો ત્યારે તેણે તે ચઢતે દરજાજેના માણસને કહયું કે "ખુરશેદને તું કેમ છુપાવી શકશે? તે બે પલીદ માણસોના દીલનો ભરમ ખુરશેદના કરતાં પણ વધારે રોશન રીતે જાહેર થયો છે. તેં જે વાત કીધી છે તે મેં સઘલી સમજી છે. હવે તેનો જવાબ તુંને શું મલે છે તે સરૂઆતથી ધ્યાનથી સાંભળ. તે બેઉ બેશરમ નાપાકો, તે બેઉ બેદાદ અને નીરદયોને તું કહેજે કે તેઓનું બેહુંદું કહેવું એક કોરીને કામનું નથી એ બાબદમાં હું પણ વધારે બોલવા માંગતો નથી. અગરજો તમારી મેહેરબાની મીનોચેહેરને માટે બરપા થઇ છે તો તમારા નામવર અઇરજનું તન કયાં છે? તે (તન) ફાડીખાનારાંઓના જડબામાં છુપાઇ ગયું છે અને તેનું માથું એક સાંકડાં

દાખડાનું સાથી બન્યું છે. હવે જ્યારે તમો અઇરજ (નુ કાટલુ કાહાડવા) થી પરવાર્યા છો ત્યારે તમો મીનોચેહેરનું ખુન રેડવાની તૈયારી કરોછો. હવે તમો મીનોચેહેરનો ચેહેરો હાલે જોશો નહી, પણ જ્યારે તે સર ઉપર પોલાદની તોપી પેહેરીને પોતાના લશકરની સાથે તથા ગુરજ અને ગાબ્યાની ઝુન્ડા સાથે જમીનને ઘોડાઓની નાળોથી બહુ રંગની બનાવતો આવે ત્યારે તમો તેનો ચેહેરો જોશો. લડાઇનો સોખીન પેહેલવાન કારન તથા લશકરને મજબુતી આપનાર ટેકા જેવો શાહપુર અને નસ્તુ તેના એક હાથ ઉપર તેની આગળ ઉભા રેહેશે અને તેના સલાહકાર તરીકે શીંહને મારનાર શીરોય કામ બજાવશે. તલીમાનનો પાદશાહ અને યમનના સર્વે જેવાઓ લશકરની હરોલમાં પોતાના વીચારો જણાવશે. અઇરજના લોહીથી જે ઝાડ ઉગી નીકળયું છે તેના પાતરાં અને ફળોને હું લોહીથીજ ધોવાની ખાહેશ રાખુ છું. તે અઇરજનો કીનો હાલ સુધી કોઇએ લીધો નહી તેનું કારણ એકે જમાનાની પીઠ (હજુ સુધી) અમોએ રાસ્ત જોઇ હતી નહી. મારાં બે ફરજંદો સાથે હું પોતે લડાઇમાં હાથ લંબાઉ એ મને થીક લાગ્યું હતું નહી. હવે પેલું ઝાડ (અઇરજ) કે જેને દુશમનોએ ઉખેડી નાખ્યું હતું તેની એક ફળદાર સાખા બુલંદી સાથે ઉગી છે. તે એક ફાડી ખાનારા વાઘની માફક પોતાના બાપનો કીનો લેવાને કંમર તંગ બાંધીને સામ નરીમાન અને જમશેદના કેરશાસ્પ જેવા ઇરાનના નામદારોની સાથે, એક ભારી લશકર કે જે એક પાહાડથી બીજા પાહાડ સુધીની જગ્યા રોકે છે અને જમીનને પગોથી રગડી નાખે છે તે લેઇને, હમણા આવે છે. તે મારા બેટાઓએ બીજું એમ કહયું છે કે પાદ-શાહને ઘટે છે કે કીનાથી દીલને ધોઇ નાખવું જોઇએ અને ગુનાહ માફ કરવો જોઇએ કારણકે હમારી ઉપર ફરતો જમાનો એવીજ રીતે ફર્યો હતો કે અમારી અકકલ ગુમ થઇ ગઇ હતી અને દયાની જગ્યા કાળી મારી ગઇ હતી—એવી એવી વગર ફોકટની તેઓની માફી મેં સાંભળી છે. પણ પેલા જેહાનને શોધનાર પાદશાહે ગુના-હનો બોજો ઉઠાવનારને શું કહયું છે? (તેણે કહયું છે) કે " જે

ધણીએ જુલમનું બીવાવ્યું તે ખુશી ભર્યે: દાહાડે: કે ખુશાલી આપનારૂં બેહેસ્ત જોશે નહીં. અગરજો તે પ્રાક યજદાનથી તમોને માફી મલી હોય તો તમો તમારા ભાઇનું ખુન કરવા માટે ફીકર શા માટે રાખોછો? જે કોઇ પોતાની દાનેશ અને અક્કલ ધરાવનો હોય તે પોતાના ગુનાહનો વીચાર કરે કે માફી ચાહે? રોશન જેહાનને પેદા કરનારની શું તમોને શરમ નથી? કે તમો કાલું અંતકરણ ધરાવી જબાનને નરમાસ ભરેલી રાખો છો. એ તમારા બદ કરતુકનો બદલો તમો બેઉ જેહાનમાં પાંમશો અને વળી તે કાંઇ છુપ્યો રેહેશે નહી. પેદા કરનાર યજદાંના હોકમથી અઇરજનો કીનો જે માંગતો રહેલો છે તે હું લેવશ૧ ત્રીજું એકે તેઓએ હાથી દાંતનું તખત, મસ્ત હાથીઓ અને ફીરોજાનું તાજ મોકલ્યું છે તે તરેહવાર ગોહરોથી ભરેલી એ કોથલીઓથી શું હુ કીનો શોધસ નહી, અને (અઇરજનાં) ખુનને ધોઇ નાખીશ નહી? શું હુ એક તાજદારનું સર જરથી વેચું? એવું તાજ, તખત અને ભપકાવાલી ચીજો મને જોઇતી નથી. જે કોઇ અઝદાહના બચ્ચાં કરતાં વધારે બુરો હોય તેજ આવા કીંમત નહી થઇ શકે એવાં (અઇરજના) સર માટે કીંમત આંકે. પછી તેથી લોકો બોલે કે બુઢા બાપે પોતાનાં વાહાલા બેટાના જાનને પૈસાથી વેચ્યો. હુ તમારા આવા માલનો મોહતાજ નથી. આવી લાંબી વાતો હુ કેટલી બધી કહું. પેદા કરનાર યજદાંના હોકમથી હવે તો હું અઇરજનો કીનો લેવાનેજ નીકળશ.૧ જ્યાં સુધી બુઢાં માથાવાલો બાપ જીવતો છે ત્યાં સુધી તે આએ કોના ઉપરથી પોતાની કંમર છોડશે નહી. મેં તારો પેગામ સમજ્યો છે અને તેં આએ જવાબ સમજ્યો છે માટે તે બોલેબોલ જડપથી લેઇજા."

તે કાશદે જ્યારે આવી ભયંકાર બાબદ જોઇ તથા સરદાર મીનોચેહેરની બેસવાની ધપછપ જોઇ ત્યારે તેણે પોતાનું મોહું કુમલાવ્યું અને પોતાની જગ્યા ઉપરથી ધ્રુજતો ઉઠયો અને તુરતજ જીન ઉપર પગ નાંખ્યો (ગાને સવાર થયો). તે ચઢતા મરતબાના જવાન મરદે પોતાની ચાલાકીથી જે ભવીશયમાં બનનાર હતું તે

---

૧ એ બેત લખેલી નકલમાં વધું છે.

સઘળું જોઇ લીધું કે ફરતું આસમાન થોડા વખતમાં સેલમ અને તુર તરફ પોતાનું કહેર ભર્યું મોહું દેખાડશે. તે (કાસદ) જવાબથી ભરેલાં મગજ સાથે અને દીલમાં (તેઓની) ખરાબીનો શક રાખીને જડપથી ફુકતા પવન વેગે ત્યાં આવી લાગ્યો. જ્યારે તેને ખાવરનો મુલક દેખાવા લાગ્યો ત્યારે તેણે જંગલની અંદર તંબુ નખાયલા જોયા. તે તંબુઓવાલી દરબારમાં આવી લાગ્યો કે જે તંબુની અંદર ખાવરનો પાદશાહ હતો. એક તંબુ રેશમી કપડાંનો બનાવેલો હતો જેની ખાલી જગ્યાઓમાં ગોહરો જડી લીધાં હતાં. ત્યાં ખાનગી રીતે તે બે મુલકોના પાદશાહો બેઠા હતા અને કાસદ કયારે પાછો ફરે તેની રાહ જોતા હતા. તેટલામાં તે સરદાર (કાસદ) પાછો ફર્યો અને તે કાસદને પાદશાહ આગળ લેઇ જવામાં આવ્યો. તે (કાસદ)ને માટે બેસવાની જગ્યા કરવામાં આવી અને તે નવા તરીકાવાલા (મીનોચેહેર) પાદશાહની તેઓએ ખબર પુછી. તેઓએ (મીનો-ચેહેરની) પાદશાહી, તાજ, તખત વીગેરે વીશે તથા પાદશાહ ફરી-દુન, તેના લશકર અને તેના મુલકના લડાયક પેહેલવાનો વીશેની સઘલી બાબદોની ખબર તેને પુછી. વળી બીજું (પુછયું કે) "ફરતું આસમાન મીનોચેહેર ઉપર કેવી મેહેરબાની રાખે છે. તેઓનો વડો (યાને સપેહસાલાર) કોણ છે? તેઓનો વજીર કોણ છે? તેઓને ખજાનો કેટલો છે? અને ખજાનચી કોણ છે? તેઓના પેહેલવાનો કેટલા છે? તેઓનો વડો કોણ છે? ત્યાં લડાઇની અંદર નામવરી મેલવનાર કોણ છે?" (ઇત્યાદી સઘલી બાબદો તે કાસદને પુછી). ત્યારે કાસદે જવાબ દીધો કે "જેણે વસંતની રોશન મોસમ જોઇ નહી હોય તેણે તે પાદશાહની દરબાર જોવી જોઇએ. તે (દરબાર) ગોયા બેહેસ્તમાંની ખુશનુમા વસંત મીસાલે છે. ત્યાંની સઘલી ખાક અમબરની છે અને ઇંતરડી સુનાની છે. તે મેહેલ ઉપરનું આસમાન જાણે તેનું મેદાન છે. તેનો હસ્તો ચેહેરો જાણે બેહેશ્ત છે. તેના અએવાનની ઉંચાઇ જેટલો કોઇ પાહાડ નથી. તેના મેહેલની પોહો-લાઇ જેટલો કોઇ બાગ નથી. જ્યારે હું તે કુશાદે મેહેલની નજદીક આવ્યો ત્યારે તે (મેહેલ)નું સર ગોયા સેતારાઓ સાથે છુપી વાતો

કરતું હતું (યાને સેતારાઓને જઇ લાગ્યું હતું). એક હાથ ઉપર હાથીઓ અને બીજા હાથ ઉપર શીંહો હતા. તેના તખતની નીચે તમામ જેહાન આવી હતી. હાથીઓની પીઠ ઉપર સુનેરી તખતો હતાં અને નર શીંહોના ગલેબંદ ગોહરોના બનાવેલા હતા. ઢોલ વજાડનારાઓ હાથીઓની આગળ ઉભેલા હતા અને દરેક બાજુએથી સરનાઇઓના અવાજ આવતા હતા. તું કેહેશે કે જાણે સઘલું મેદાન જોશમાં આવ્યું છે અને જમીન ઉપરનો પોકાર આસમાન સુધી જાય છે. હું તે નામદારની આગળ ભપકા સાથે ગયો. ત્યાં મે એક ફીરોજાનું ઉચું તખત જોયું જેની ઉપર એક માહાતબના જેવો પાદશાહ બેઠો હતો. તેના માથાં ઉપર ચલકતાં યાકુતની ટોપી હતી. તેના બાલ કપુરના જેવા (સફેદ) અને તેનો ચેહેરો ગોલાબની પાતરી જેવો હતો. તેનું દીલ માન શોધનારૂં હતું અને તેની જબાન મીઠા સખુનો બોલનારી હતી. તેનાથી જેહાનનાં લોકોનું દીલ ધાક ધરાવનારૂં અને ઉમેદભર્યું રહેતું હતું. તું કહેશે કે જમશેદજ પાછો જીવતો થયો હતો. સીધાં સરોવરના જેવો જન્મેલો મીનોચેહેર તેહેમુરસ્પ દેવબંદની માફક તે પાદશાહના જમના હાથ ઉપર બેઠેલો હતો. તું કેહેશે કે તેનું દીલ તથા રવાન પાદશાહી છે. તેની આગળ લોહારની તોખમનો અને લડાઇમાં કસાયલો હુનરમંદ કાવેહનો બેટો કે જેનું નામ લડાઇનો જીતનાર કારન છે તે બેઠેલો હતો. તે હુશીયાર અને લશકરને તોડનાર પેહેલવાન છે. યમનનો પાદશાહ સર્વ તેનો વજીર છે. ફ્તેહમંદ કેરશાસ્પ તેનો ખજાનચી છે. તેના ડાબા હાથ ઉપર મુલકોને ખુલ્લા કરનાર કેરશાસ્પ બેસે છે. જેની આગળ જંગી નરીમાન અને મુબારક સામ નામના બે મોટા નસીબના બેટાઓ કે જેઓ હાથીઓ અને શીંહોના દાચાં બાહાર લાવે છે તેઓ ઉભેલા રહે છે. રૂમી અને ચીના ગોલામોની સંખ્યા ત્યાં હજાર એકની હતી જેઓ સઘલા (ગલાંમાં) સાંકલી અને (કાનમાં) કરી સાથેના પાક તરીકાવાળા હતા. સઘલાના પેહેરણના છેડા એકમેક સાથે બાંધેલા હતા. તે સઘલાઓ કેરશાસ્પની નજદીકમાં ખડે પગે ઉભા હતા. એવો જેહાન પેહેલવાન (કેરશાસ્પ) અગરજો પોતાની

જગ્યાએથી જરા પણ હીલચાલ કરે તો તમામ જેહાન લડાઇમાં તેની સામે ટકી શકે નહી. તેની સામે લડાઇ કરવા જવાની કોણુની મકદુર હોય? કારણુ કે તેનો ગુરજ છસો મનની ઉપરના વજનનો છે. તે અગરજો તે કીનો લેવાનો ગુરજ જમીન ઉપર અફાળે છે, તો તેનીથી જમાનો પણુ હેહેસ્ત ખાય છે અને જમીન પણુ ધ્રુજવા પડે છે. તેની આગળ શું કોહોલું કે શું ફાડી ખાનારો શીંહ એક સરખો છે. તેની આગળ શું મરદાને મરદ કે શું ત્રણુસો પેહેલવાનો એક સરખા છે. સામ અને નરીમાન તલવારને હાથમાં પકડીને તેની આગળ ઉભા રહે છે. તેઓ પોતાની જે જગ્યા હોય છે તે ઉપરથી કીનાથી લોહી ટપકાવતા રહે છે. તે (ફરીદુન)ના ખજાનાનું તળીયું પણુ જણુાતું નથી. કોઇ પણુ સખશે આવી બુજોર્ગી દુન્યામાં જોઇ હશે નહી. તેના મેહેલની આસપાસ તમામ સેપાહો સુનેરી ગુરજ સાથે અને સુનેરી ટોપી સાથે બે હારમાં ઉભા રહે છે. કાવેહની ઓલાદનો કારન જેવો પેહેલવાન સેપાહોની વચે હરોલમાં એક જોરાવર હાથીનો માફક ઉભો રહે છે. પેહેલવાન સામ જેવો સરદાર કે જે લડાઇના મેદાનમાં પોતાના નેજાથી કુહેકાફ જેવા પાહાડને પણુ વીંધી નાખે છે, શીરોય કે જે લડાઇમાં ફાડી ખાનારા શીંહ જેવો છે તથા પેહેલવાન શાપુર કે જે જોરાવર અને હીમતવાન હાથીના જેવો છે તે સઘલા સરદારો પોતાના લશકર સાથે ઉભા રહે છે. જ્યારે તે (ફરીદુન) હાથીની પીઠ ઉપર ઢોલ બંધાવે છે ત્યારે ધુલા· રાંથી હવા અબનુસના જેવી (કાલી) થઇ જાય છે. જ્યારે તે લશકર આપણી સાથે લડાઇ કરવા આવશે ત્યારે પાહાડો છે તે મેદાન થઇ જશે અને મેદાનો છે તે લાશના ઢગલાથી પાહાડ જેવા થશે. તે સઘલાઓના દીલ કીના ભરેલાં અને મોઢાં ગુસ્સા ભરેલાં છે, તથા તેઓની ખાહેશ લડાઇ કરવા શીવાય બીજી કાંઇ નથી."

પછી તેણે જે સઘલું જોયું હતું તથા જે વાત ફરીદુનથી સાંભળી હતી તે સઘલું તેઓ આગળ વીસતારીને કહયું. તે બે જુલમગાર માણુસોનાં દીલ દરદ ભર્યા થયાં. તેઓ વલ ખાવા લાગ્યા અને તેઓના ચેહેરા ઉતરી ગયા. તેઓએ બેસીને હુરતરેહની તદ-

બીરો શોધી, પણુ તેઓની તે તદબીર ધડ પુછડાં વગરની હતી. તે વખતે તુરે વડા ભાઇ સેલમને કહ્યું કે "આપણો આરામ અને આપણી ખુશાલી હવે જતી રહી છે તેથી લાજેમ નથી કે તે શેરમર્દનું બચ્ચું તેજી દાંતનું અને હીમતવાન પેહેલવાન જેવું થાય. જ્યારે ફરીદુન જેવો તેનો શીક્ષકજ હોય તો આવી નામદારીવાલો શખ્સ હુનર વગરનો કેમ રહેશે. જ્યારે નબીરાને મમાવાથીજ સલાહ મલે તો તે સલાહમાંથી કીમચુંજ ઉગી નીકળે. આપણુને ઘટે છે કે આપણે લડાઇની તૈયારી કરીએ અને ધીલ કરવાને બદલે આપણેજ (લડાઇની) સેતાબી કરીએ." તેઓના લશકરમાંથી સવારો બહાર પડયા અને ચીન તથા ખાવરના મુલકમાંથી લશકર તૈયાર કીધું. મુલકે મુલક એ બાબદની અફવા ફેલાઇ રહી, અને સેપાહો તેઓ તરફ આવવાને નીકલ્યા. તેઓનું લશકર હદ વીનાનું હતું પણુ તે લશકરનો સેતારો જોરાવર હતો નહી. તુરાનનાં બે લશકર એવી રીતે સજ થયાં કે જાણે તેઓ બખતર અને લોહાંની ટોપીની અંદર ધંકાઇ ગયાં. જોરાવર હાથીઓ અને આસબાબ સાથે બે ખુની (ભાઇ)ઓ કીનાને માટે તૈયાર થયા. જ્યારે લશકર ઇરાનની નજદીક આવી પોહોંચ્યું ત્યારે તેઓથી જંગલ ધંકાઇ ગયું. તેટલાંમાં એ ખબર ફરીદુનને થઇ કે લશકર જીહૂન નદીની આ બાજુએ આવી પોહોંચ્યું છે, ત્યારે તેણે મીનોચેહેરને ફરમાવ્યું કે લશકરને સરહદ ઉપરથી મેદાનમાં લેઈ જાય. તે અનુભવી પાદશાહે એક વાત કહી કે "જ્યારે એક જવાન મરદ નેક રાહે ચાલનારો બને છે તો તે ભોલાપણાથી એક મેઢાંના ફાંદામાં પણુ જઇ પડે છે. પણુ એક વાઘ પીઠ પછવાડેથી હુમલો લાવે છે તે વખતે શેકારી તો શેકારની સોધમાં આગળ વધે છે. શબુરી, હુશીયારી, વીચાર અને અકકલથીજ ફાડી ખાનારાં શીંહને ફાંદામાં લાવી શકાય છે. બીજું એ કે બદ કરણીનું માણસ આખેરે એક દાહાડે તરફડીઆં ખાતો પડે છે. માટે તેવેજ વખતે તું તેને (તેની કરણીની) શીક્ષા કરવાને ઝડપથી દોડજે કારણકે તપાવેલા લોઢાંનેજ વાલી શકાય છે." ત્યારે મીનોચેહેરે જવાબ દીધો કે "ઓ સરફરાજ પાદશાહ!

જે કોઇનો બુરો દાહાડો તેનું બુરૂ કરવા ચાહાતો હોય, અને તે પોતાના તન અને જાન સાથે દગો રમવા માંગતો હોય તેના શીવાય તારી આગળ કોણ કીનો સોધતું આવી શકે? તું જો કે હું હમણા મારી કંમરે રૂમી બખતર બાંધુ છું કે જેના ગાંઠ મારા તન ઉપરથી પાછા છુટશે નહી. કીનો લેતી વખતે લડાઇના મેદાનમાંથી તે ખોરશેદ સુધી હું સીહા ધુલને ઉડતી કરશ. તે લશકરમાંથી જે કોઇ મારી સાથે લડાઇનો હાથ લંબાવવાનું સોધશે તેઓમાનાં કોઇને પણ હુ મરદાંને મરદ તરીકે (જીવતા) રાખશ નહી.''

## સેલમ અને તુર સાથે લડવાને માટે મીનોચેહેર લશકર લઇને ગયો તે વીશે.

પાદશાહની છાવણી બાહાર નાખવામાં આવી અને તે મુબારક (કાવ્યાની) ઝુંડો મેદાનમાં લેઇ જવામાં આવ્યો. પાદશાહના ફરમાવ્યાથી લડાયક કારન પણ શેહેરમાંથી મેદાનમાં આવ્યો. ટોલાંબંધ લશકર એક પછી એક ત્યાં જવા લાગ્યું તેથી તે મેદાન અને પાહાડ દરીઆની માફક જોશમાં આવ્યાં. ધુલારાંથી રોશન દાહાડો અંધારો થઇ ગયો. તું કહેશે કે ગોયા ખોરશેદ ફીકકો મારી ગયો હતો. તે જમીન ઉપર તમામ પોકાર ઉઠી રહયો, જેથી લોકોના તીક્ષણ કાનો બેહેરા થઇ ગયા. તે મેદાનમાં અરબી ઘોડાઓના પોકારો ઢોલના અવાજ કરતાં પણ વધારે મોટા નીકલતા હતા. પેહેલવાનોની છાવણીથી તે બે માઇલ સુધી મસ્ત હાથીઓથી બેઉ બાજુએ સફ સમારવામાં આવી હતી. તેઓમાનાં સાઠની પીઠ ઉપર સુનેરી તખતો હતાં, જે સુનામાં તરેહ તરેહવારના ગોહરો (જડેલાં) હતાં. તેઓમાનાં ત્રણુસો જેટલા અસબાબના ભારથી આજેજ હતા. જ્યારે છસો લડાઇના કામને માટેના હતા. બખતર પેહેરેલા સઘળા નામદાર પેહેલવાનો ભારી ગુરજ સાથે ત્યાં આવ્યા હતા. ફાડી ખાનારા શીંહ જેવા તમામ પેહેલવાનોએ અઇરજના કીનામાં કંમર બાંધી હતી. તેઓની હરોલમાં કાવીઆની ઝુંડો હતો તથા તેઓનાં હાથમાં પોલાદની તલવારો હતી. સઘલાઓ બખતરની હેઠે ધંકાયલા હતા. લો-

ખંડના બખતરમાંથી તેઓની આંખ શીવાય બીજું કાંઇ બાહેર દેખાતું હતું નહી. તે પાદશાહનો તંબુ બાહાર ઉભો કરવામાં આવ્યો તથા લશકર ભપકામાં કુચ કરતું તે મેદાન તરફ આવ્યું. તેનું ત્રણ લાખ માણુસોનું લડાયક ઘોડેસ્વાર લશકર હતું તથા તેનો સપેહ-સાલાર કીનો લેનાર કારન હતો. લડાઇ જીતનારા કારનની સાથે મીનોચેહેર તે નારવંનના જંગલમાંથી બાહર આવ્યો, અને તે પસાર થતાં લશકરની નજદીક જઇ ઉભો. તેં લશકરને ઓહોલાં મેદાનની અંદર ગોઠવવામાં આવ્યું. લશકરની ડાબી પાંખ કેરશાસપને સોંફ્વામાં આવી. અને જમણી પાંખ સામ પેહેલવાન અને કોબાદને સોંફ્વામાં આવી તમામ લશકર સફ સમારી ઉભું. મીનોચેહેર સર્વ પાદશાહની સાથે લશકરની વચમાં રહયો. લશકરની વચ્ચેથી તે એક માહાતાબની માફક પ્રકાશતો હતો, યાતો આલબરૂજ પાહાડ ઉપરથી ગોયા સુરજ પ્રકાશતો હોય તેમ દેખાતો હતો. કારન જેવા પેહેલવાને તથા સામ જેવા લડવૈયાએ અને તેમના લશકરે તલવારને મીઆનમાંથી બાહાર કાઢી હતી. લશકરની હરોલનો ભાગ કોબાદની સરદારી હેઠલ હતો જયારે કમીનગાહનું[૧] લશકર પેહેલવાન જાદા તલીમાનની સરદારી હેઠેલ હતું. પરણુતી કન્યા (પેહેરવાસ પેહેરે તે) ની માફકનું જંગી શીંહો (લડવૈયાઓ)નું લશકર ઢોલના આવાજ સાથે (ગોઠવાઇને) તૈયાર થયું. તે કીનો લેનારા ઇરાનીઓએ હવે લડાઇની તૈયારી કીધી છે અને જંગલમાંથી મેદાનની તરફ સફ ખેંચી છે તથા જીગરના લોહી (ના ઉકલાત) થી તેઓના હોટ ઉપર ફીણુ ચઢયું છે. એવી ખબર તે સેલમ અને તુરને પુગ્યાથી તે બે ખુનીઓ પણુ કીના ભરેલાં સર સાથના મોટાં લશકર સાથે આગળ વધ્યા અને તે લડાઇના મેદાન તરફ તે જંગી સેપાહો અને મરદાને મરદોના લશકરને દોરવ્યું. તેટલામાં કોબાદની સરદારી હેઠેલના લશકરનો હરોલનો ભાગ આવો લાગ્યો. જયારે તુરને એ ખબર થઇ ત્યારે તે પવનને વેગે ત્યાં જઇ લાગ્યો. તેણે

---

૧ 'કમીનગાહ' એટલે છુપાઇ બેસીને દુશમન ઉપર ઓચીંતો હુમલો કરનારૂ લશકર.

તે (કૌબાદ) ને કહયું કે "તું મીનોચેહેરની આગળ જા અને તેને કહે કે 'ઓ બાપ વગરના નવા પાદશાહ! અઇરજને ત્યાં તો છોકરીનો જન્મ થયો હતો ત્યારે તુંને કોણે (પાદશાહી) તલવાર, રાજદંડ અને બખતર આપ્યું છે?" કોબાદે તેને જવાબ દીધો કે "વારૂ, હું તારો પેગામ જે પ્રમાણે તું બોલ્યો છે અને જેને નામે કેહેવાડયો છે તે પ્રમાણે હું પુગાડશ. પણ જયારે તુંને લાંબા વીચાર આવશે અને અકકલ તારાં દીલની સાથે છુપી મસલત કરવાને બેસશે ત્યારેજ તું જાણશે કે આએ કામ તારા અંદાજા ઉપરાંતનું વધારે છે. માટે તું તારાં આવાં બદ કરતુકને માટેનો ડર કર. અગરજો તમારી ઉપર પસુ અને ફાડી ખાનારાંઓ રાત અને દીવસો સુધી વીલાપ કરશે તો તેમાં કાંઇ ઘણું અજાયબ જેવું નથી, કારણકે નારવનના જંગલથી તે ચીન સુધી જંગી સવારો અને કીનો લેનારાં શીંહો (તૈયાર) છે. જયારે તમો તે કાવ્યાની ઝુંડા સાથે ચકચક થતી તલવારો જોશો ત્યારે ધાસ્તીથી તમારૂં દીલ અને મગજ ફાટી જશે અને ત્યાર પછી પડતી પછીની ચહતી તમો જાણશો નહી." જયારે તેણે મુબારક કોબાદના સખુનો સમજયા ત્યારે તે ગમગીન થઇને ફરી ગયો અને પાછો જવાબ આપ્યો નહી. તેજ વખતે કોબાદ મીનોચેહેર પાદશાહની નજદીક ગયો અને તે ટંટાખોર (તુર) થી જે કાંઇ સાંભલ્યું હતું તે તેને કહયું. મીનોચેહેર હસી પડયો અને તુરતજ બોલ્યો કે "એક ગાંડા માણસ શીવાય બીજું કોઇ એવું બોલે નહી. બેઉ જેહાનનો પેદા કરનાર અને ખાનગી તથા જાહેર સઘલું જાણનાર પરવરદેગારના શોકરાના હોજો કે તે સાહેબ જાણે છે કે અઇરજ મારો મમાવો થાય છે. વળી મુબારક ફરીદુન પણ મારો સાહેદ છે. હમણા જયારે હુ મારૂં સર લડાઇમાં જોહોંકાવશ ત્યારેજ મારી ઓલાદ અને ખવાશ જાહેર થશે. સુરજ અને ચંદ્રના પેદા કરનાર પરવરદેગારના પ્રતાપથી હુ તેને લડાઇનો એવો હાથ દેખાડીશ કે તેની આંખની નીચેના અને ઉપરના પોપચાં એકમેક સાથે અઠડાશે (યાને વીચાઇ જશે). પછી હુ તેના તન વગરનું સર તેના લશકરને દેખાડશ. હું તેની ઉપર મારા મુબારક બાપનો કીનો લેવશ અને તેની પાદશાહીને હુ

જડ મુળથી ઉખેડી કાઢશ." પછી તેણે ખાનાનો સુફ્રો બીછાવવાનો હોકમ કીધો, તથા વાજીંત્ર અને શરાબની બેઠકની ખાહેશ કીધી. જ્યારે રોશન જેહાન કાલી થઇ યાને રાત પડી ત્યારે પાહાડો ઉપર અને મેદાનોમાં તેણે ચોકીખાનોને રાખ્યા. સેપાહોની હરોલમાં લડાઇનો મારનાર કારન સલાહના આપનાર યમનના પાદશાહ સર્વની સાથે રહયો. તેઓએ એકમેકને કહયું કે "આએ હારેમનની સાથે લડાઇ કરવાની છે અને આએ લડાઇનો અને કીનો લેવાનોજ વખત છે" ત્યાર પછી તેઓએ સેપાહોને પોકાર મારીને કહયું કે "એ, પાદશાહના નામદારો અને પેહેલવાનો! તમો તમારી કંમર બાંધેલી રાખજો અને સાવચેત રહેજો. તમો સઘલાઓ પરવરદેગારની પનાહ હેઠેલ રહેશો. જે કોઇ આએ લડાઇમાં માર્યા જશે તે ગુનાહથી પવીત્ર થઇ બેહેસ્તી થશે. જે કોઇ રૂમ અને ચીનના લશકરમાં આ કીનો લેવાની લડાઇ વખતે લોહી રેડશે તેઓ જાવેદાન સુધી નેક નામી મેલવશે અને તેઓ મોબેદોના જેવાં નુર સાથે રહેશે. તેઓ વળી પાદશાહ પાસેથી તાજ અને તખત મેલવશે અને પોતાના સરદાર પાસેથી સુનું અને ખોદાતાલા પાસેથી સારૂ નસીબ પાંમશે. જ્યારે રોશન દાહાડાનું જળકલું પડવા માંડે અને સુરજ દાહાડાના બે પોહર કાપે ત્યારે તમો સઘલા ગુરજ અને કાબુલી ખંજર સાથે તમારી પેહેલવાનના જેવી કંમર બાંધજો. તમો સઘલાઓ સામટા તમારી જગ્યાએ તૈયાર રહેજો અને એક બીજાની જગ્યાએ પગ મેલતા ના (યાને તમારી જગ્યાએથી ખીસતા ના)." લશકરના સરદારો અને પેહેલવાનોના વડાઓએ પોતાના શીંહ જેવા સપેહસાલાર (મીનોચેહેર) આગળ શફ સમારી અને એક અવાજે કહયું કે "જ્યાં સુધી હમે જીવશું ત્યાં સુધી જેહાનની અંદર તું પાદશાહનાજ નોકર થઇને રહીશું. તું જે ફરમાવશે તે હમે બજાવીશું તથા જમીનને લોહીથી જીહુન નદીના જેવી બજાવીશું" એટલું કહીને તે પેહેલવાન સરદારો શીંહોની માફક ત્યાંથી ગયા અને સઘલાઓ પોતાના દીલને કીનો લેનારાં બનાવીને પોતાના તંબુમાં પાછા ફર્યા.

# સેલમ અને તુરની સાથે લડાઇ કરવાને મીનોચેહેરે સફ સમારી તથા શીરોય કેરશાસ્પને હાથે મારો ગયો તે વીશે.

જ્યારે સફેદી પોતાની જગ્યાએથી બાહાર નીકળી અને અંધારી મધરાતને હડશેલી કાઢી ત્યારે મીનોચેહેર પોતાની છાવણીના વચલા ભાગમાંથી બખતર, તલવાર અને રૂમી કોલાહ પેહેરીને બાહાર આવ્યો. લશકરે ભેગા આવાજે (ખુશાલીનો) પોકાર કીધો અને (તેના માનમાં) વાદલ ભણી પોતાના નેજાઓ ઉંચા કીધા. તેઓના સર ગુસ્સા ભરેલાં અને ભવાં કરચલીવાલા બન્યાં હતાં. તું કહેશે કે જમીન તેઓના ભારથી જાણે આજેજીનો પોકાર ઉઠાવતી હતી. તે પાદશાહને જેમ વાજબી લાગ્યું તેમ તે લશકરને જમણી તથા ડાહાબી બાજુએ તથા મધ્ય ભાગમાં અને પાંખો ઉપર ગોઠવ્યું. જમીન પાણી ઉપરની કીસ્તીના જેવી થઇ રહી. તું કહેશે કે તે (કીશતી) ઉતાવલે લડાઇ તરફજ જાય છે. મસ્ત હાથીઓની પીઠ ઉપરથી રણશીંગડાં ફુકાયાં અને જમીન નાઇલ નદીની માફક હીલવા માંડી. હાથીઓની હરોલમાં ઢોલ વજાડનારાઓ તોફાની હાથીની માફકના ઢોલના અવાજ કરતા હતા અને જોશમાં આવતા હતા. રણશીંગડાં અને સરનાઇના અવાજથી તું કહેશે કે તે જગ્યા ઉપર ખુશાલીની મીજલશ બની છે. તે લશકર ત્યાંથી એક પાહાડની માફક આગલ વધ્યું અને તે બંધે લશકરમાં આપ અને લૈના પોકારો ઉઠયા. તે જંગલ લોહીનો દરીઓ થઇ રહયું. તું કહેશે કે જમીનની સપાટી ઉપર જાણે ગુલલાલાના ફુલો ઉગયાં હતાં. મસ્ત હાથીઓના પગો તે લોહીની અંદર પરવાલાનાં ઠાંભલા હોય તેવા લાગતા હતા. ત્યાં શીરોય નામનો એક (તુરકી) પેહેલવાન હતો કે જે હીમતવાન બાહાદુર અને કામનો સોધનારો હતો તથા જેના તહરાસથી હીમતવાનો પણ ડરી જતા હતા. તે એક પાહાડના ટુકડાની માફક તે તુરકી લશકર વચેથી (બહાર) આવ્યો. કારને જ્યારે (તુરકી લશકર ઉપર) નેગાહ કીધી ત્યારે તે (શીરોય)ને ત્યાં જોયો,

તેથી તેણે પોતાના હાથ કીનાની તલવાર ઉપર નાખીને તેને બાહાર ખેંચી કાઢી. શીરોયે તે જોઇને એક નર શીંહની માફક ગરજના કીધી અને બહાદુરીથી તેની કંમર ઉપર ભાલો ફેંકયો. કારનનું દીલ ધાસ્તીથી ગભરાતમાં પડયું અને તે પળે તે હારી ખાઇ ગયો. જ્યારે પેહેલવાન સામે તેને (આવી હાલતમાં) જોયો ત્યારે તેણે એક ગરજનાના જેવો પોકાર કીધો અને તેની આગળ દોડયો. શીરોયે તે જોયું અને એક ચીત્તાની માફક તેની સાથે લડવાને તૈયાર રહયો. તે હીમતવાન (સામ)ની આગળ તે લડાઇ કરવાને આવ્યો અને તે શેર નર સામના માથાં ઉપર તેણે ગુરજનો એક ફટકો માર્યો જેથી સામનો ચેહેરો પીલો મારી ગયો અને તેની તોપીનું મઠાલું વળી ગયું. ત્યાર પછી તેણે કીનાની શમશેર હાથમાં ધરી, પણ તે લડાઇ શોધનાર સર અફરાજ પેહેલવાનો (કારન અને સામ) પોતાના લશકર તરફ નાહાશી ગયા. તે શીરોય પવનને વેગે લશકરની હરોલમાં આવ્યો અને મીનોચેહેરને કહેવા લાગ્યો કે "આએ પેહેલવાન કે જે તારો સપેહસાલાર છે અને જેને તું ગમે તો તારો જેહાનદાર કેરશાસ્પ ગણ તે જો હમણા મારી સાથે લડવાને આવશે તો તેને હું ગુલલાલાનાં રંગનું (લોહીનું) બખતર પેહેડાવીશ. એના શીવાય ઇરાનમાં મારો કોઇ જોડયો નથી અને તે પણ મારી આગળ ટકી શકશે નહી. ઇરાન અને તુરાનમાં મારા જેવો કોઇ શખ્સ નથી. મારી સાથે તું આવી જા અને લડવાને માટે હું એકલો પેહેલવાન બસ છું. મારી શમશેરની અણીએ શીંહોના લોહીં પીધાં છે અને મારા ગુરજે બાહાદુરોના મગજો ખાધેલાં છે. જ્યારે મારી તલવાર કીનાને માટે બાહાર આવે છે ત્યારે તે ફક્ત કેશ્વરને લોહીનો દરીઆ બનાવે છે."

કેરશાસ્પે જ્યારે એમ સમજ્યું ત્યારે તે બાહાર આવ્યો અને તે ખાવરના સપેહસાલારની નજદીક ગયો. તેણે તે પેહેલવાન શીરોય ઉપર પોકાર માર્યો કે જે પોકારથી તે લડાઇનું મેદાન ધ્રુજી રહયું. તે બોલ્યો કે "ઓ ભરાતાં છુપાતાં કોહલાંઓના લુચ્ચા સરદાર! આએ મસહુર પેહેલવાનોની વચેથી શું તેં મને યાદ કીધો છે કે? પણ મારી આગળ તું જોર અને મરદાનગીમાં ટકી શકવાનો નથી. હમણા

તારી લોઢાંની તોપી તારી ઉપર રૂદન કરશે." તેણે તેને જવાબ દીધો કે "મારૂ નામ શીરોય છે અને હુ મસ્ત હાથીઓના માથાં તનથી જુદાં પાડું છું." એટલું બોલી તેણે ઘોડાને ઉશકેરીઓ અને જડપથી આવ્યો. તુ કહેશે કે જાણે પાહાડ દોડતો થયો. તે નામવર કેરશાસ્પે તેને જોયો અને તે તુરકી શીરોયને જોતાંજ હસી પડયો ત્યારે શીરોય બોલ્યો કે "ઓ જોરના ધરાવનાર પેહેલવાન! હીમતવાનોની સનમુખ વગર ફોકટનું હસવું ના કર" ત્યારે કેરશાસ્પે તેને કહયું કે "દેવ બચ્ચા! લડાઇના મેદાનમાં હું શાને માટે હસુ નહી? તું મારી આગળ આવ્યો અને ધસારો કીધો તેથી મને તારા આવા (પેહેલવાની) દાવાથી હસવું આવ્યું." શીરોયે તેને જવાબ દીધો કે "ઓ ઉંધાં નસીબના મર્દ! તું તારાં તાજ અને તખતથી ધરાઇને શાને માટે મારી સાથે લડાઇની ખાહેશ કરતો આવ્યો છે? હમણાં હુ તારાં લોહીથી અત્રે નદીને વેહેતી કરશ." જેવું કેરશાસ્પે એમ સમજયું તેવોજ તેણે જીનમાંથી ભારી ગુરજ બાહાર કાઢીઓ અને પોતાના પગ પોહોલા કરી તેના માથાં ઉપર તે ગાયની સીકલનો ગુરજ માર્યો, જેથી તે લડાઇ શોધનારનું સર ખાકમાં પડયું. થોડી પળો સુધી તે લોહી અને ધુલ વચે તરફડીઆ કીધો. તેનું આખું મગજ તેના તાલકમાંથી બાહાર નીકળી આવ્યું. તે શીરોયે ધુલની ઉપર પોતાનો મીઠો જાન આપ્યો. તુ કહેશે કે શીરોય પોતાની માયથી જન્મયો હતોજ નહી. તમામ તુરાની લડાયક પેહેલવાનો થોડો વખત કેરશાસ્પનેજ ટીકતા ઉભા રહયા. તે મેદાનની વચેથી કેરશાસ્પે પોકાર કીધો જે પોકારથી જમીન, ખોરશેદ તથા માહાતાબ ધુજવા લાગ્યાં તેણે તીર અને કમાન સાથે તથા તેજી શમશેર સાથે જયાં સુધી અંધારી રાત આવી પુગી અને પ્રકાશતો સુરજ ગુમ થયો ત્યાં સુધી તે શરકસોની વચ્ચે રસ્તાખેજ વરસાવી.

સઘલી બહાદુરી મીનોચેહેરની તરફ હતી. દુન્યાના લોકોના મન મેહેરબાનીથી ભરેલાં હતાં. જયાં સુધી કાલી રાત આવી પુગી અને પ્રકાશતો સુરજ ગુમ થયો ત્યાં સુધી એ પ્રમાણે ચાલુ રહયું.[1]

---

1 એ બેત લખેલી નકલમાં વધુ છે.

જમાનો એકજ રીતનો લાંબો વખત સુધી રેહતો નથી. ઘડીકમાં તે મધથી નવાજે છે તો ઘડીકમાં તે ઝેરથી નવાજે છે. સેલમ અને તુરના દીલ (શીરેયનાં) ગમથી ઉશકેરાઇ આવ્યાં. તેથી તેઓએ શબેખુન (યાને રાતની વખતે હુમલો કરી લોહી રેડવા)નો વીચાર કીધો. જ્યારે રાતનો દીવસ થયો ત્યારે કોઇ પણ લડવાને આવ્યું નહી. તે બે પ્રીતનાખોરોએ ઢીલ નાખવાનો વીચાર કર્યો હતો.

## મીનોચેહેરના લશકર ઉપર તુરે રાતના ઓચીંતો હુમલો કીધો અને તુર મીનોચેહેરને હાથે માર્યો ગયો તે વીશે.

જ્યારે પ્રકાશીત દીવસનો અરધો ભાગ ગુજરીઓ ત્યારે તે બે પ્રીતનાખોરોના દીલ કીનાથી તપવા લાગ્યા. તેઓએ એકમેક સાથે મલીને યુકતી રચી અને સઘલા બેહુંદા વીચારો કીધા કે "જ્યારે રાત પડશે ત્યારે આપણે શબેખુન કરીશું અને તમામ મેદાન અને જંગલને લોહીથી ભરેલું કરીશું." જ્યારે રાત પડી અને દીવસ છુપો થયો ત્યારે તમામ જેહાને કાલાશ પકડયો. તે બે જુલમ ગારોએ લશકર તૈયાર કીધું અને શબેખુન કરવાની ખાહેશ દેખાડી. જ્યારે મીનોચેહેરના જાસુસોએ એ ખબર સમજી ત્યારે તેઓ જડપથી મીનોચેહેર આગળ ગયા. તેઓએ જે કાંઇ સમજ્યું હતું તે મીનોચેહેરને કહયું કે જેથી તે લશકરને તૈયાર કરે. મીનોચેહેરે એ બાબત સમજીને પોતાના કાન ખોલ્લા કીધા. તે ડાહાપણવાલા માણસે યુકતી રચવાનો ઠેડાવ કીધો. તેણે તમામ લશકર કારનને સોંપ્યું. તે પેહેલવાનોના સરદારે પોતાની સાથે ત્રીશ હજાર નામવર પેહેલવાનો કે જેઓ હીમતવાન અને ખંજરના વાપડનારા મર્દો હતા તેઓને લેઇને છુપાઇ બેસવાનું પસંદ કીધું. તેણે એક છુપાઇ બેસવાને લાયકની જગા જોઇ કાઢી અને ત્યાં થોભવાનું તે જંગી સવારોએ લાયક

જોયું. જ્યારે રાત ઘણી અંધારી થઇ ત્યારે તુરે લડાઇની કંમર બાંધી અને એક લાખ માણુસ સાથે લડવાને આવ્યો. જેવો તે (તુર) શબેખુન મચાવવાનો વીચાર કરતો તીર તથા કમાન પોતાની સાથે લટકાવીને ત્યાં આવ્યો તેવુંજ તેણે લશકરને પોતાની જગ્યાએ (તૈયાર) જોયું કે જેઓની આગળ ઝુંડો ચલકતો હતો. તેણે લડવા અને મારામારી કરવા શીવાય બીજો ઉપાય જોયો નહી. તેથી તેણે પોતાના લશકર વચેથી પોકાર માર્યો. સવારોથી ઉડેલી ધુળથી હવામાં વાદલ બંધાયાં તથા પોલાદી તલવારો ચમકતી વીજળીની માફક જણાઇ. હવા એવી રીતે ચમકી રહી કે તું કહેશે કે તે વીજલીની માફક જમીનને બાલી નાખશે. મગજને પોલાદનોજ અવાજ લાગતો હતો તથા હવામાં આતશ અને પવન ઉડતો હતો. તે એકજ જગ્યા ઉપર બે લશકર સખત મારામારીમાં ઉતર્યાં. તેઓના પોકારના અવાજો આસમાન સુધી પોંહોચતા હતા. કાલી રાત હોવાથી તે જંગલ દામરના જેવું કાલું લાગતું હતું. દરેક બાજુએથી તીરનો વરસાદ વરસતો હતો. તુરકીઓના પેહેલવાનો જોરથી ફુકતા પવન માફક (ચાલાક) હતા પણ તે લશકર તે વખતે તલવાર લાવ્યું હતું નહી. જેહાનને શોધનારા કારને છેડાયલા હાથીની માફક જમીનને લોહીથી નાઇલ નદી જેવી બનાવી. તે જંગલનો દેખાવ લોહીથી વેહેતી નદીના જેવો હતો. સવારોની બુમોથી જેહાન વીલાપથી ભરપુર હતી. કીનો લેવામાં તથા ગુસ્સામાં, ફટકો મારવામાં અને ફટકો ઝીલવામાં તેઓ એટલા ગુતાઇ ગયા હતા કે ઘોડાઓ દાહાડો સમજતા હતા નહી અને માણુસો હુશીયારી ધરાવતા હતા નહી. તે પાદશાહ છુપાઇ બેસવાની જગ્યાએથી બહાર આવ્યો, તેથી તુરને બેઉ બાજુએથી છટકી જવાનો રસ્તો હતો નહી. તે (તુર)ની આગળ અને પાછળ જંગી લશકર હતું તેથી તેઓ (તુર અને મીનોચેહેર) સામા સામે થઇ ગયા હતા. તેણે (મીનોચેહેરે) તે જુલમગારને પોકાર માર્યો કે "ઓ જુલમગાર! તુ શરણ થા." જ્યારે તુરે આવી રીતે બાજુને ઉલટાઇ ગયલી જોઇ ત્યારે તેણે વીચાર્યું કે તેનું ભાગ્ય ઉંધું વલ્યું છે. તેણે લગામ ફેરવી અને નાહાસવાને મોઢું ફેરવ્યું. તેના લશકર-

માંથી હાય અફશોશનો અવાજ ઉઠયો. તેણે નાહાસવાને માટે ઉતાવલ કીધી અને પોતાના હાથમાં એક તેજી તલવાર પકડી. મીનોચેહેર પાદશાહ તેની પુઠે જડપથી દોડયો અને તેની આગળ તે નામવર કીનો માંગતો આવી લાગ્યો. તેણે તે (તુર)ની પીઠ ઉપર ભાલો ફેંકયો તેથી તે મુઠીમાં (પકડેલા) ખંજર સાથે ઉંધો પડયો. મીનોચેહેરે પવનની જડપે તેને જીન ઉપરથી ઉચકયો અને જમીન ઉપર અફાળી મરદાનગીનો ઇનસાફ આપ્યો. તેજ પળે તેણે તેના સરને તનથી જુદું કીધું. પછી તેના તનને ફાડી ખાનારાં પશુ પ્રાણીઓને મેજબાનીને માટે રાખ્યું. (હવે શાયર કહે છે કે) "હું જાણુતો નથી કે આસમાન શું વીચાર ધરાવે છે, કોઇને પણ તે પોતાના જાનને માટે ઢીલ આપતું નથી. અગર જો તે કોઇની વરસો સુધી પરવરેશી કરશે તો પણ તે શખ્સ એક પળની પણ ખુબી જોવાનો નથી. તે થોડો વખત માણુસને આરામ આપે છે અને ત્યાર પછી કાંઇ પણ વીચાર વગર તે તેની ઉપર દુઃખ પાડે છે. તેને તે આસમાન તખત ઉપરથી ઉચકીને ખાક ઉપર બેસાડે છે અને તેવાં કામને માટે તે ધાસ્તી કે ફીકર રાખતું નથી. ઓ ભાઇ! જો કે આસમાન હદ વગરની બખશેશો કરે છે તોપણુ તું તેની મેહેર ઉપર ઉમેદ ના બાંધ."

જ્યારે મીનોચેહેર ફતેહમંદ નશીબનો બન્યો ત્યારે તેણે તુરનુ માથું કાપી લીધું અને જડપથી ત્યાંથી ખસી ગયો. તે પોતાની છાવણીમાં પાછો ફર્યો અને ચઢતી પડતીની આવી નીશાણીને જોઇ તેણે ફરીદુન ઉપર એક નામું લખ્યું જેમાં લડાઇના સારાં અને માઠાં પરીણામો જણાવ્યાં.

## તુરના માથાંની સાથે ફરીદુન ઉપર મીનોચેહેરે નામું મોકલી આપ્યું તે વીશે.

(તે નામામાં) પેહેલાં તેણે જેહાનના પેદા કરનારની તારીફ કીધી કે જેણે આવાં સુતેલાં નસીબને પાછું બેદાર કીધું હતું. પછી તેણે લખ્યું કે "શોકર તે પરવરદેગારના કે સખતીના વખત ઉપર તેના શીવાય બીજું કોઇ હાથનું ધરનાર નથી. તે આપણો રેહેનુમાં

અને આપણા દીલને ખોલાશો આપનાર છે. તે પોતાના મુકામમાં હમેશગી સુધી રેહેનારો છે." પછી તેણે ફરીદુનની તારીફ કીધી કે "તાજ અને ગુરજનો તુંજ સાહેબ છે. તારાથી ઇનશાફ અને ફાયદા છે. તારાથીજ શાંતી છે. તારાથી નામદારી અને વળી ખજાનો અને પાદશાહી છે. તમામ સચાઇ તારા નશીબથી છે. તમામ દમામ અને લાયકાત તારાં તખતથી છે. પેદા કરનારના હોકમથી તું ઈનસાફનો આપનાર છે. તારા ઇનશાફથી તમામ જેહાન સાબાશી પોકારે છે. તારી મેહેરબાનીથી હું તુરાન જમીન ઉપર પોહોંચ્યોછું. ત્યાં મેં લડાઇ કીધી છે અને મેં કીનો લીધો છે. છેલ્લા બે દીવસમાં શું રાતે કે દુન્યાંને દીપાવનાર ખોરશેદની રોશણીમાં ત્રણ ભારી લડાઇઓ થઇ છે. દુશમનો શબેખુન કરવાની મકશદથી આવ્યા હતા અને હમો (તે વાત જાણી) ભરાઇ બેઠા હતા. એ રીતે તેઓને લલચાવીને હરેક તરેહનો કીનો લીધો છે. તું નામવર પાદશાહની ફતેહથી આપણા દુશમનોની ઉપર મેં આફત વરસાવી છે. એ રીતે બદકાર તુરનું અને તેના એક લાખ મજબુત સવારોનું નસીબ ઉંધું વાલ્યું છે. મેં સમજ્યું કે તેઓ રાત્રે અચબુચ છાપો મારવાનો મનસુબો કરે છે, તેથી નાચારીએ મને કાવાદાવા કરવાનો રસ્તો લેવો પડયો. હું તેની પુઠેથી છુપઇ રહયો અને તેની મુઠીમાં પવન શીવાય બીજું કાંઇ રહેવા દીધું નહી (યાને તે કાંઇપણ મેલવવા પામ્યો નહી). તે અચબુચ (રાતને વખતે) લડાઇ કરવા આવ્યો. તેથી હું તેની પુઠે ગયો અને તેની લગભગ નજદીક જઇ લાગ્યો. તેના બખતર ઉપર મેં મારો ભાલો ભોકયો અને પવનની માફક મેં તેને જીન ઉપરથી ઉચકયો. (પછી) તેને મેં એક અઝદાહની માફક ફેંકયો અને તેના કીમત વગરના શરીર ઉપરથી તેનું ડોકું કાપી કાઢયું. તે (ડોકાં) ને મેં મારા મમાવા ઉપર (આ નામાની સાથે) મોકલ્યું છે. હવે પછી હું સેલમંનું પણ કોમ્યું બનાવશ (યાને તેને પણ એવીજ રીતે મારી નાખશ). જે પ્રમાણે તેણે પાદશાહ અઇરજના ડોકાંને સુનેરી સંદુકમાં હલકી રીતે ફેંકયું હતું તથા તેની ઉપર દયા કીધી હતી નહી અને તેનું માથું રેહેવા દીધું હતું નહી પણ

તે તું પાદશાહની ઉપર મોકલ્યું હતું, તેજ પ્રમાણે હું પણ તેના જીવને તેના તનથી જુદો કરશ. તેના મુલક અને મેહલને હું વેરાન કરશ. તેના સરને નેજા ઉપર મુકીને હું તારી આગળ મોકલશ કે જેથી તારાં દીલમાં બંધ થયલા ગમને હું કાઢી નાખી શકું એવીજ રીતે હું તે વડા ભાઇ સેલમના હાલ કરશ. હું તેનું ડોકું મેલવવાને માટે જેમ વરૂ મેંઢાંની પુઠે જાય તેમ જવશ. અગરજો સેલમ દરીઆના તલીયાંમાં હશે અથવા તો આસમાન ઉપર સુરેયા સેતારાની માફક ઉંચો હશે તો પણ તેને હું લડાઇમાં ઉતારશ અને તેના તનથી સરને જુદું કરશ તથા તેનું કફન પણ શીંહોના દાચાંગમાં કરશ.” (એવી રીતે) તેણે પોતાના નામામાં તમામ યાદ કરીને લખ્યું અને તે પવન વેગે જતી સાંઢની ઉપર મોકલ્યું. તે કાશદ શરમ ભરેલા ચેહેરા સાથે ત્યાં જઇ પુગ્યો કારણકે તે ચીનના પાદશાહનું કાપેલું ડોકું ઇરાન જમીનના પાદશાહ આગળ લેઇ જતો હતો, તેથી તેને ફરીદુનની અને તેની આંસુ ભરેલી આંખો માટેની શરમ લાગતી હતી કારણ કે ફરજંદ ગમે તેવું પોતાની ફરજથી ફરેલું હોય તોપણ તેનું મોત તેના બાપને બાલી નાખે છે. તે ફરજંદે ઘણો મોટો ગુનાહ કીધેલો હતો તોપણ તેને માટે તેણે તોજેશ કીધી હતી નહી. વળી બીજું એકે તે કીનો લેનારો નવોસવો પેહેલવાન હતો. (યાને મીનોચેહેરે એ પગલું નાદાનીથી ભર્યું હતું). તે કાશદ સુરૂખરૂઇ સાથે આવ્યો અને ફરીદુનની આગળ તુરનું માથું મુક્યું. પાદશાહ ફરીદુને મીનોચેહેરને માટે પરવરદેગાર આગળ બંદગી કીધી.

## તુરના માર્યા જવા વીશેની ખબર સેલમને થઇ તે વીશે તથા કારને અલ્લાનાનો કીલ્લો જીતી લીધો તે વીશે.

સેલમને આએ લડાઇ વીશેની અને તે (લડાઇ) થી તે પાદશાહ (તુર) ના નસીબને કાલાશ પોહોંચવાની (યાને તેનાં માર્યા જવાની) ખબર તેને એક મહીનામાં મલી. તે ગમગીન થયો તથા જમાનાથી (ઉપજતાં દુખને માટે) વલ ખાવા લાગ્યો. તે પોતાના

ભાઈના મરણને માટે ફોકેફોક રડયો. તેની પીઠની પાછવાડે (યાને તેના બચાવને માટે) એક કીલ્લો હતો જે પોતાનું સર બલુ આસમાન સુધી ઉઠાવતો હતો. તે (કીલ્લો) એટલા માટે બાંધવામાં આવ્યો હતો કે અગરજો જમાનો તેની ચડતીમાંથી પડતીમાં લાવે તો તે કીલ્લામાં તે પાછો આવીને ભરાય. પછી પીનોચેહેરે વીચાર્યું કે "અગરજો સેલમ લડાઈમાંથી પાછો હટશે તો અરકાનાનો કીલ્લો તેની આરામ લેવાની જગ્યા બનશે, માટે આપણને ઘટે છે કે તે (કીલ્લા) ની તરફનો રસ્તો લેઇએ. અગરજો તે દરીઆમાંનો કીલ્લો તેની આરામની જગ્યા થઇ પડશે તો પછી અંદર કોણથી પગ મુકાવાનો છે? ૧ તે એવી એક જગ્યા છે જે પોતાનું સર વાદલ સુધી ઉઠાવે છે અને તે પાણીના ઉંડાનમાંથી મજબુટ પથ્થરથી બાંધેલો છે. તે જગ્યામાં હર તરેહનો ખજાનો મુકેલો છે અને હોમાય પક્ષીની પાંખ વતીક તે ઉપર છાંયો કરી શકતી નથી. એ યુકતી (પાર પાડવા) ને માટે મારે જલદીથી જવું જોઇએ અને તે તરફ ઘોડાની રેકાબ અને લગામ ફેરવવી જોઇએ." એવો વીચાર કરીને તે વીચાર તેણે કારનને જણાવ્યો કે જે એ ખાનગી બાબદથી અંજાણ હતો. જ્યારે કારને પાદશાહના આ સખુનો સમજ્યા ત્યારે તેણે એમ કહયું કે "કીનો લેનારા ઓ મોટા દરજાના પાદશાહ! ૨ અગરજો તું તારા લડવૈયાઓમાંથી આએ કમીના (કારન) ને મોટું લશકર સોફવાનું વાજબી જોય છે તો એ ઉપાય અજમાવવાને માટે મને જલદીથી જવું જોઇએ અને તે તરફ ઘોડાની લગામ અને રેકાબ ફેરવવી જોઇએ. એ યુકતીથી હું તે (સેલમ) ને મારા હાથમાં પકડીશ, પછી તેમ કરવાનો રસ્તો લડાઇથી હોય યાતો (ખાલી) સોધખોળથી હોય. મારા રસ્તાની અંદર મારી સાથે પાદશાહનો મુબારક ઝુંડો અને તુરની વીંટીની અગત્ય છે. લશકરને કીલ્લામાં દાખલ કરવાને માટે હું હમણા એક યુકતી કરવા માગું છું. હું હમણાજ આએ અંધારી રાતે જવા માગું છું માટે આએ ખાનગી બાબદ કોઇ આગળ કેહેવાને તું તારા હોત ઉગાડતો ના." તે પાદશાહે કારનને

૧ એ બેતનો લખેલી નકલ પ્રમાણે તરજુમો કીધો છે.
૨ લખેલી નકલમાં એ બેત વધુ છે.

એટલા માટેજ યાદ કીધો હતો (કે તે તેના કામમાં સવલતાઈ કરી આપે). તે શેરમર્દ મીનોચેહેરે કારનને કહયું કે "જો તારો એવોજ વીચાર હોય તો તારો નેગેહબાન ખોદા થશે." જયારે હવા અબનુસ (સીસમ) ના જેવી કાલી થઇ (યાને રાત પડી) ત્યારે સઘલા હાથીઓની પીંઠ ઉપર ઢોલ મુકયાં તથા નામના મેલવનારાઓમાંથી છ હજાર સેપાહો કે જે સઘલાઓએ લડાઇના હીંગામો ઉપર અનુભવ મેલવેલો હતો તેમને ચુટી કાઢયા. સઘલા લડાઈ સોધાનારા નામદારોએ જમીન ઉપરથી દરીઆ તરફનો રસ્તો લીધો. જયારે તે નામદાર અને બહાદુર પેહેલવાનો કીલ્લાની નજદીકીએ આવી લાગ્યા ત્યારે તેણે લશકરને શીરોઇને સોંફીયું. અને તેને કહયું કે "હું પોતે છુપો રહેવાને ચાહું છું. હું એક પેગામ લેઇ જનાર તરીકે કીલ્લાના ચોકીબાન આગળ જાઉ છું તેને હું આએ (તુરની) મોહર અને વીટી દેખાડશ અને કાંઇ યુકતીથી તેમાં દાખલ થવશ. ત્યાર પછી જે સઘલું કામ કરવાનું છે તે તું કરજે. જયારે હું કીલ્લા ઉપર જવશ ત્યારે હું આએ વાવટાને ઉંચે ચઢાવશ અને તલવારને ચમકાવશ તેવાજ તમો સઘળાઓ કીલ્લા તરફ આવવાને નીકળજો. જયારે હું પોકાર મારૂં ત્યારે તમો અંદર ઘસી આવજો." તે લશકરને શીંહને મારનાર શીરોય સાથે કીલ્લાની નજદીકમાં રાખ્યું અને (કારન) પોતે ત્યાંથી હંકારી ગયો. જયારે તે કીલ્લો આવી પુગ્યો ત્યારે તે તેની નજદીક ગયો અને તેણે (પેહેલેથી ગોઠવી રાખ્યા પ્રમાણેનું) દરબાનને કહયું. તે કીલ્લાના ચોકીબાને તેની પાસેની વીટી જોઇ. તે કારન બોલ્યો કે "હું તુરની આગળથી આવ્યો છું. તેણે મને રસ્તામાં દમ ખાવાને પણ થોભવા ફરમાવ્યું નથી. મને કહેવામાં આવ્યું છે કે તું કીલ્લાના ચોકીબાન આગળ જા ને તેને કહે કે તું દાહાડો અને રાત આરામ લેવાનું અને સુવાનું પશંદ ના કર. તું પણ તેની સાથે તેના ભલાં અને બુરામાં મદદગાર થા અને કીલ્લાની નેગેહેબાની કરવા સાથે સાવચેટ રહેજે. અગરજો મીનોચેહેર પાદશાહનો વાવતો અત્રે આવી લાગશે તો તે પોતાના લશકર સાથે આએ કીલ્લા તરફ મોકલશે તેથી તમો

લોકો મારા મદદગાર બનજો અને તમારૂં જોર દેખાડજો કે જેથી તમો તેના લશકરને હાર આપી શકો” જયારે તે કીલ્લાના ચોકીવાને તેની આએ વાત સમજી અને (તુરની) મોહર અને વીટી જોઇ ત્યારે તેજ વખતે તેણે કીલ્લાના બારણાં ખુલ્લા કીધાં, અને જે કાંઇ હાજર હતું તે તેણે (ઇધાની તરીકે) જોયું, પણ તે ખાનગી વાત જાણતો હતો નહી. પેલા વાત કરનારા દહેકાને શું કહયું છે તે જો. (તેણે કહયું છે કે) “દીલની ખાનગી વાત તે ખોદા કે જેનું દીલ છુપુ છે તેજ જાણી શકે છે. માટે તારે અને મારે તેનીજ બંદગી કરવાનો ધંધો માટવો જોઇએ અને વળી પશેમાની સાથના વીચાર કરવા જોઇએ. જે કાંઇ સારૂં માઠું બનવાનું હોવ છે તે ગમે એટલી પુછપરછ છતાં બન્યા વગર રેહેતું નથી” તે ચોકીબાન લડાઇ સોધનારા કારન સાથે એકદમ તે કીલ્લાની ઉંચાઇએ ગયો. એક બુરા વીચાર સાથનો હતો જ્યારે બીજો સાદાં દીલનો હતો. તે પેહેલવાનનું દીલ દરેક રીતની યુકતીથી તૈયાર હતું. તેણે એક બીગાના (કારન) સાથે એક કુટુંબી જેવી મોહબત દેખાડી અને તેના બાયલાપણાથી તેણે પોતાનું સર અને કીલ્લો હવાને સોંપીયો. એક જોરાવર વાઘે પોતાનાં બચ્ચાંને એવું કહયું હતું કે “ઓ મારાં મજબુત પંજાના અને હુનરમંદ બચ્ચાં! તું કોઇપણ કામમાં જાણ્યા વગર ઉતાવલ કરતો ના. તું વીચાર કરજે અને કોઇપણ ચીજને પગથી તે માંથા સુધી તપાશજે. અંજાણ્યા માણસના મધુર બોલ્યા ઉપર કીર્તી મેળવવાના અને લડાઇના વખત ઉપર તું શકમંદ રેહેજે અને તે વખતે તપાસ કરજે તથા છુપાઇ રહેલા દુશમનથી બીહતો રેહેજે. ગમે એવી વાત હોય તો પણ તેને તું ઝડપથી જોઇ કાહાડજે.” એક મોટી પદવીનો અને ચપળ બુધ્ધીનો માણસ એક મોટા કામમાં કેવી તપાસ કરે છે તે તું જો. ચોકીબાનને દુશમનોના કાવા દાવાની કાંઇ યાદ રહી નહી તેથી તેણે એવી રીતે કીલ્લાને બરબાદ કીધો. જયારે રાત પછી દીવસ ઉગ્યો ત્યારે લડાયક કારને એક ચાંદની માફક વાવટાને ઉંચો કીધો અને પછી પોકાર કરી શીરોયને પેહેલવાનોને અને લશકરીઓને

એક પછી એક નીશાણો કીધી. જ્યારે શીરોયે આએ પાદશાહી વાવ-તો જોયો ત્યારે તે પેહેલવાનો સાથે તે તરફ ગયો. તેણે તે કીલ્લાના બારણાનો કબજો લીધો. પછી તેઓ અંદર ગયા અને ત્યાંના વડા-ઓના માથાં ઉપર લોહીનું તાજ મુકયું (યાને તેઓને મારી નાખ્યા) એક હાથ ઉપર કારન અને બીજા હાથ ઉપર શીરોય હતો. તેઓના માથાં ઉપર તલવારને સબબે આતશ ચમકતો હતો અને નીચે લોહીનું પાણી ચમકતું હતું. જ્યારે ખોરશેદ આસમાનના ગુંબજને મથાળે પુગ્યો યાને બપોર થઇ ત્યારે તે કીલ્લો હસ્તીમાં રહયો નહી અને તેનો કોઇ રખેવાલ પણ દેખાતો હતો નહી. ત્યાં નહી કીલ્લો દેખાતો હતો કે નહી પાણી ઉપર કીશતી દેખાતી હતી. ફકત ધુમારો દેખાયા કરતો હતો અને તે પોતાનું શર વાદળ સુધી પુગાડતો હતો. આતશનો પ્રકાશ વાદલ સુધી પુગી રહયો હતો અને સવારોના પોકારો તથા ફરીયાદો ઉઠી રહી હતી. જ્યારે તપતો સુરજ પોતાની ઉંચાઇએથી ફરીઓ (યાને સાંજ પડી) ત્યારે ત્યાં કીલ્લો દેખાતો હતો નહી, પણ ફકત જંગલ દેખાતું હતું. તેઓએ દુશમનોના બાર હજાર માણસોને મારી નાખ્યાં હતાં. તે આગમાંથી કાલો દામર જેવો ધુમાડો નીકલ્યા કરતો હતો. દરીઆની સપાટી દામરના રંગની થઇ રહી તથા તે જંગલની સપાટી લોહીની નદી બની રહી. તે પેહે-લવાનની આગળ બાયડીઓ અને બચ્ચાંઓ જીવતદાન માગતાં અને જારી કરતાં આવ્યાં. નામદાર કારને તેઓને તે પાદશાહની ફતેહની દોલત તરીકે જીવતદાન બખશયું. ત્યાર પછી તે કીનો લેનાર કારન તે જગ્યાએથી મીનોચેહેરની નજદીક ગયો અને તે નવા તરીકાવાલા પાદશાહ આગળ તેણે જે કાંઇ કીધું હતું તે તથા તે લડાઇમા જમાં-નો કેમ ફરયો હતો તે વીશે સઘલું કહયું. મીનોચેહેરે તેની તારીફ કીધી અને બોલ્યો કે "તારા વગરનો તારો ઘોડો, ગુરજ અને જીન હોતુ ના (યાને તું કાયમ રેહેજે)."

## ઝોહાકનો નબીરો કાકુઇ હુખત કંગના કીલ્લા ઉપરથી સેલમની મદદે આવ્યો અને તે મીનોચેહેરને હાથે માર્યો ગયો તે વીશે.

જ્યારે પાદશાહ તે કારન પેહેલવાનથી ખુશી થયો ત્યારે તેણે તે (કારન)ની આગળ (પોતાની) લડાઇની તમામ વાત કહી. (તે બોલ્યો) કે "તું અત્રેથી જ્યારે ગયો ત્યારે એક નવી રીતભાતનું (યાને પારકા દેશનું) લશકર કીનો લેનાર એક નામવર સાથે આવ્યું. તે નામવરોનું બનેલું સઘળું લશકર કીનાની તલવાર ઉઠાવીને આવ્યું હતું. તે જેહાનના પાદશાહ ઝોહાકનો નબીરો હતો. તેને માટે મેં સાંભલ્યું છે કે તેનું નામ કાકુઇ હતું અને તે નાપાક હતો. તે એક લાખ માણસના લશકર સાથે હમારી ઉપર હુમલો લાવ્યો. તેના સવારો ગરદન ઉઠાવનારા અને નેઝે ધરાવનારા હતા. મારા બહાદુરોમાના કેટલાએકોને તેઓએ મારી નાખ્યા કારણ કે તેઓ લડાઇને વખતે શીહોની માફકના હતા. હાલે તે સેલમ તરફથી લડાઇ કરવાના વીચાર સાથે આવ્યો છે. એ તેનો મદદગાર હુખત કંગના કીલ્લામાંથી આવ્યો છે. તેને માંટે કહેવામાં આવે છે કે તે લડાઇને વખતે ઘણો નાપાક અને જોરાવર હાથનો એક લડાયક દેવના જેવો છે. મેં હજી સુધી તેને લડાઇમાં તપાસીઓ નથી અને બહાદુરોના ગુરજ સાથે મેં તેને અજમાવ્યો નથી. જ્યારે તે આપણી સાથે લડવાને પાછો આવશે ત્યારે તે કેવો સખત છે તે હું જોવશ. કારને મીનોચેહેરને કહયું કે "ઓ પાદશાહ! તારી સામે લડાઇમાં ઉતરવાની કોણની તાકાત છે? કાકુઇ કોણ છે અને તે કયાં છે? તારી બરોબરી કરનારો જેહાનમાં કોણ છે? અગરજો તારી સાથે લડનાર એક વાઘ પણ હોય તો પણ તું લડાઇને વખતે તેનું ચામડું ચીરી કાઢશે." જ્યારે વાજીંત્રો અને સરનાઇના અવાજો નીકળવા લાગ્યા ત્યારે પાદશાહે લશકરના વચલા ભાગમાં પોતાની જગ્યા પસંદ કરી

લીધી. કારને તે જેહાનના પાદશાહને જે કાંઇ જાહેર તેમજ ખાનગી હતું તે સઘલું કહયું. અને પછી તે બોલ્યો કે "હું હમણા મારા દીલની હુશિયારીથી અને પાક મગજથી એક ઘણીજ સુંદર યુકતી રચવા માગુ છું, કે જેથી હવે હુખતકંગના કીલ્લા તરફથી આપણી તરફ લડાઇ કરવાને કમીના કાકોઇના જેવો કોઇપણ શખ્સ આવશે નહી." પછી તે નામવર પાદશાહે તેને કહયું કે "તું તારા દીલને આ કામથી ગમગીન ના બનાવ. તું પોતે આએ (છેલ્લો) હુમલો કરવાને માટે લશકર લઇ જવાથી અને કીનો લેવાથી થાકી ગયો છે તેથી હવે લડાઇ કરવાનો મારો વખત નજદીક આવ્યો છે. માટે ઓ બહાદુર પેહેલવાન? તું થોડો વખત દમ ખા." એટલું કહયું તેટલામાંજ તે છાવણીમાંથી વાજીંત્ર અને સરનાઇના અવાજો આવવા લાગ્યા. સવારોથી ઉડતી ધુલથી અને ઢોલના અવાજથી હવા દામરના જેવી અને જમીન અબનુસ (સીસમ) ના જેવી કાલી થઇ રહી. તું કહેશે કે તે પોલાદી તલવારો જાણે જીવતી હતી તથા ગુરજ અને નેજાઓ રવાન ધરાવતા હતા. આપ લેના પોકાર સરૂ થયા અને હથીયારોના ફટકાની આપ લે ચાલુ થઇ. તીરોનાં પીછાંથી હવા જાણે પખીરોના ઝાંડા જેવી થઇ રહી. હાથમાં તલવાર પકડવાથી સવારોના પંજા ઘસાઇને લોહી લુહાન થયા. કાલાં વાદલોમાંથી લોહીના કતરા વરસતા હતા. (માણુશોની હીલચાલથી) તું કહેશે કે જમીન મોજાની માફક હીલવા માંગતી હતી, અને તે મોજાઓ ઉંચા ઉછાલા મારવા માગતા હતા. સેપાહો એકમેકને વલગી પડતા હતા અને જેહાન સીદ્દીના ચેહેરા જેવી કાલી થઇ રહી. તેટલામા કાકુઇ એક શીંહની માફક દોડતો આવ્યો અને બાધુરી સાથે સેપાહોની હરોલમાં આવ્યો. તે લડાયક પાદશાહ (મીનોચેહેર) લશકરની બે હારની વચે હતો ત્યાં તે કાકુઇ પહેલવાને નજર કીધો. પછી કાકુઇ બહાર આવ્યો અને શીરોયને આંચકો મારીને એક નર દેવની માફક પાદશાહ સાથે વળગી પડયો. જ્યારે મીનોચેહેર પાદશાહે તેને એમ કરતાં જોયો ત્યારે એક ઝનુની શીંહની માફક તે ઉછલ્યો. તેણે કાકુઇ ઉપર સખત હુમલો કીધો અને તે

લડાયક દેવને બાઝી પડયો. તું કહેશે કે તે બંધે શખ્શો જેઓએ કીનાને માટે હાથ લંબાવેલા હતા અને કંમર બાંધી હતી તેઓ જોરાવર હાથીઓજ હતા. કાકુઈએ પાદશાહના કંમરબંધ ઉપર નેજો માર્યો જેથી તેના સર ઉપરની રૂમી કોલાહ ધુજી રહી અને તેના કંમરબંધ સુધીનું બખતર ફાટી ગયું, જેથી તે લોઢાના બખતરમાંથી તેનું પાક તન દેખાવા લાગ્યું. પણ તે પાદશાહે કાકુઈની ગરદન ઉપર તલવારનો એક ફટકો માર્યો જેથી તેના તનની અંદરનો પેહેરવાસ કપાઈ ગયો. તેઓની ઉપર દુન્યાને દીપાવનાર સુરજ ફરતો હતો. તે બે લડવૈયાઓ બપોર સુધી એ પ્રમાણે વાઘોની માફક વલગેલા રહયા અને લોહી તથા ધુલથી રગડાઇ ગયા. જ્યારે તપતો સુરજ આસમાનના ગુમબજથી ફર્યો (યાને સાંજ પડી) ત્યારે પાહાડ, નદી અને મેદાન લોહીથી ગરકાવ થઇ ગયાં. પહાડો અને મેદાનમાંથી તે લોહી એવું વેહેતું હતું કે જેથી તેઓ કુશતીનો તરીકો પણ જાળવી શકતા હતા નહી. પાદશાહનું દીલ આ લડાઈમાં ઘણું તંગ બન્યું હતું તેથી તેણે પોતાના પગ પાવડાની ઉપર પોહોલા કીધા અને લડાઇ અજમાવી. તેણે કાકોઈનો કંમરબંધ જોરથી પકડયો અને તેનું હાથીના જેવું શરીર જીન ઉપરથી ઉચક્યું. પછી તેને ગરમ ખાકની ઉપર ઘાયલ થયલો નાખીને પોતાની શમશેરથી તેનો સીનો ચીરી કાઢયો. તે અરબનો જીવ ઝડપથી પવન સાથે ભેલાઇ ગયો (યાને મરી ગયો). જાણે તે બદ દીવસે તે પોતાની માયથી જન્મયોજ હતો નહી. જ્યારે તે માર્યો ગયો ત્યારે તે ખાવરના પાદશાહની કંમર ભાગી ગઇ અને તે બીજી તરેહનો વીચાર કરવા લાગ્યો.

## સેલમ કીલ્લા તરફ નાહાસી ગયો. અને તે મીનોચેહેરને હાથે માર્યો ગયો તે વીશે.

તે (સેલમ) ના કીનો ધરાવનારા સરમાંથી કીનો ખાલી થઇ ગયો અને તેથી તે કીલ્લાભણી નાહાસવા લાગ્યો. તેની પુઠે મીનોચેહેરનું લશકર દોડયું અને દોડીને તેનો રસ્તો ઘેરી લીધો. એવું

થયું કે તે મેદાનમાં મુએલાંઓની પુશકલ લાશો પડેલી હોવાથી તેઓનો નાહુશવાનો રસ્તો ખીકટ થઇ પડયો. હતો. તે નવો પાદશાહ મીનોચેહેર ગુસ્સે થયલો તથા કીનાથી ભરેલો એક ઝડપ ચાલના ઘોડા ઉપર બેઠો. તેણે બખતર પેહરી લીધું અને તેની પુઠે દોડવા માડયું. તેણે સેલમના લશકરની વચ્ચે પોતાના ઘોડાને ઉતાર્યો. તુરતજ તે રૂમના પાદશાહની ઘણોજ નજદીક જઇ લાગ્યો અને પોકાર માર્યો કે "ઓ જુલમગાર અને બદ બખત શખ્સ! તારા ભાઇને તાજને માટે મારી નાખીને તથા તે તાજ મેલવીને હવે કયાં તું નાહાશે છે? ઓ તખતના પાદશાહ! હું તારે માટે હમણા તાજ લાવ્યો છું. તે (અઇરજ) ના પેલાં પાદશાહી ઝાડને (યાને અઇરજને ત્યાં) ફલ આવ્યાં છે. તું તે બુજોર્ગોના તાજથી નાહસ્તો ના ફર. કદાચને તુંને ફરીહુન નવેસરથી તાજ પેહેડાવશે. જે (કીનાના) દરખતને તેં મોટું કીધુ છે તે હવે ફળવંત બન્યું છે. તું હમણાં તે ફળને તારી છાતી સાથે દબાયલું જોશે. અગરજો તે ફળ તુને કાંતાવાલું લાગે તો તે તેં પોતેજ વાવેલું છે. જો તે રેશમના જેવું સુવાળું લાગે તો પણ તે તેંજ વાવેલું છે. જયારે તુને તંગ ઘોરની અંદર તેઓ હીલચાલ કીધા વગરનો બનાવશે ત્યારે તારા તમામ નેક અને બદ કરતુકને પણ તેઓ તારી છાતી અંદર દાતશે." એમ બોલતાં બોલતાં તેણે પોતાનો ઘોડો ડપતાવ્યો અને એકદમ તેની ઘણોજ નજદીક આવીને તેની ગરદન ઉપર તલવારનો એક ફટકો માર્યો જેથી તેનું પાદશાહી તન બે ભાગમાં વેહેંચાઇ ગયું. તેણે તેનું માથું ત્યાંથી ઉચકી લેવાને અને તે નેજાની અણી ઉપર ઉંચું ધરવાને ફરમાવ્યું. તમામ લશકર મીનોચેહેરને તથા તેનુ જોર અને લડાયક બાજુ જોઇને અજબ થયું. સેલમનું લશકર (ભરવાદ વગરના) મેઢાંના ટોલા જેવું થઇ રહયુ અને તે થોડો વખત આમ તેમ નાહાસવા પડયું. તેઓના ટોલાં અને ટોલાં બનીને આડે રસ્તે જંગલમાં, ગારમાં અને પાહાડોમાં વીખેરાઇ ગયાં. તે લશકરની વચ્ચે એક અકકલમંદ અને પાકીજેહ મગજનો માણસ હતો કે જે ઘણો

બોલકનો અને મીઠી જબાનનો હતો. તે લશકરીઓએ તેને કહયું કે "તું ઉલટ ઘર અને મીનોચેહેર આગળ જા અને સેપાહોની જબાન તરીકે તું થા (યાને સેપાહો તરફથી તું આજીજી કર). હમાશી તરફથી તું તે મીનોચેહેરને કેહે કે 'હમો તારા કમીના નોકરો છીએ અને તારા હોકમ વગર હમો જમીન ઉપર પણ ચાલશું નહી. ઢોરોના માલેકોનું (યાને ભરવઃદોનુ) તથા ખેતર અને ઘરોના માલેકોનું (યાને ગામડીયાઓનું) તમામ લશકર બનેલું છે. હમો સઘલા (ફરજના માર્યા) સેપાહો બની આ લડાઇમાં આવ્યા છીએ પણ કીનો લેવાની મકશદથી હમો આવ્યા નથી. હવે હમો પાદશાહ ( મીનોચેહેર) ના તમામ બંદા થશુ અને તેને માટેની માયા હમારાં દીલ અને જાનમાં ભરી મુકીશું'. અગરજો તારો વીચાર જંગ કરવાનો અને લોહો રેડવાનો હોય તો પણ હવે હમો લડાઇ કરવાની શકતી ધરાવતા નથી. હમો સઘલા સરદારો તું પાદશાહની આગળ આવ્યા છીએ અને હમો તદન બે ગુનાહ છીએ. હવે જે પગલું લેવાનો તારો વીચાર હોય તે પગલું લે કારણ કે હવેથી તું હમારા જાનનો પાદશાહ છે." તે પુશકલ અકકલ ધરાવનાર માણસે તેને એ વાત આવીને કહી જેથી તે પાદશાહ અચરત રહયો અને તેને સમજવા ઉપર કાન આપ્યા. પછી તેણે એવો જવાબ દીધો કે "હું મારી લડાઇની ખાહેશને ધુલમાં ફેંકુછું અને મારાં નામને ઉંચે ચહડાઉછું. જે કાંઇ ચીજ ખોદાની રાહ ઉપર નહી હોય તે સઘલી હારેમનની અને બદીની રાહ ઉપર હોય છે. એવી તમામ ચીજો મારી નજર આગળથી દુર થજો તથા બદીનું અને દેવનું તન રંજીદા થજો. અગરજો તમો સઘલાઓ મારી સાથે કીનો ધરાવનારા હતે, અથવા તો તમો મારા દોસતદાર અને મદદગાર હતે તો પણ જયારે ફતેહમંદ ખોદાએ હમોને લડાઇની જીત આપી છે તો હવે નીરદોશોની સાથે ગુનેહગારો પણ છુટા થયા છે. હવે ઇનશાફનો જમાનો આવ્યો છે અને બેદાદીનો જમાનો વહી ગયો છે. સરદારો પોતાના સર ખોહી દેવાની ધાસ્તીમાંથી મોકલા થયા છે. માટે સઘલાઓ દોસ્તી કરો અને તે માટેનો કાંઇ ચારો સોધો તથા લડાઇના હથીયારો (તમારાં) તન ઉપ-

રથી ઉતારી નાખો. બદ લોકોના હાથો બદીથી ટુકા કરો અને અને સઘલાઓ મોએદોથી અક્કલ તરફનો રસ્તો સોધો. તમો અક્કલવાલા અને પાક તનના બનજો અને આફતને વખતે તમો મારી સાથે બહાર પડજો.[1] જે જગ્યા ઉપર તમો તમારી આબાદ જમીન ધરાવતા હોવો પછી તે તુરકસ્તાન, રૂમ કે ચીનની ભુમી ઉપર હોયત્યાં તમારી જગ્યા ઉપર તમો રોશન રવાનના થજો અને આએ લડાઇ પઠી તમો સઘલાઓ નેક બનજો."

તેટલામાં તે છાવણીમાંની પોકાર ઉઠયો (યાને મનાદી ફેરવવામાં આવી) કે "ઓ મુબારક વીચારના પેહેલવાનો! હવે પછી કોઇનું નાહકમાં લોહી રેડતા ના. કારણ કે હવે જુલમગાર લોકોનુ (સેલમ અને તુરનું) નસીબ ઉધું વલ્યું છે." ત્યાર બાદ ચીનના તમામ વડવૈયાઓ સઘલા ચીન જમીન તરફ જવાને નીકલ્યા. સઘલો લશકરી અસબાબ તથા લડાઇને લગતાં હથીયારો (સેપાહો) પશંગના બેટા (મીનોચેહેર)ની આગલ ટોલે ટોલાં થઇને લેઇ ગયા. તેઓએ તેનો એક પાહાડ જેવો ઢગલો કીધો. એ સઘલો ઢગલો બખતરો, લોહાંની તોપીઓ, ભાલાઓ, ગુરજો અને હીંદી ખંજરોથી બન્યો હતો. પાદશાહ મીનોચેહેરે તેમાંથી પોતાના લશકરીઓને નવાજ્યા તથા તેઓની લાયકાત પ્રમાણે તેઓની પદવી વધારી.

## મીનોચેહેરે સેલમના માથાં સાથે ફરીદુન ઉપર નામું મોકલ્યું તથા તે ઇરાન પાછો ફર્યો અને ફરીદુને તેને તાજ અને તખત સોંપ્યું તે વીશે.

તે પેહેલવાને એક કાસદને નામુ લઇ જવાને માટે બહાર કાડયો. તેણે તેને ખાવરના પાદશાહનું માથું સોંફયુ. પછી તેણે પોતાના મમાવા ઉપર તે લડાઇ વીશે અને પોતાની યુકતીઓ વીશે એક નામું લખ્યું. તેમાં પેહેલાં તેણે પરવરદેગારની આફ્રીન કીધી.

[1] એ બેત લખેલી નકલમાં વધુ છે.

ત્યાર પછી બીજી યાદ નામદાર પાદશાહની કીધી. (ત્યાર પછી તેણે લખ્યું) કે “ તે ફતેહમંદ જેહાનને પેદા કરનાર કે જેણે કૌવત, જહુ-લકાટ અને હુનર મુકરર કીધો છે તેના શુકરાના હોજો. તેના ફરમાનની નીચે તમામ ભલું અને બુરૂં છે તથા તમામ દુખો તેના ઉપાયની હેઠલ છે.” પછી તેણે ફરીદુન ઉપર આફ્રીન કીધી કે “તું ડાહા-પણવાલો હુશીયાર અને તમામ જેહાનનો પાદશાહ છે. તમામ ભેદોનો ભરમ તું દેખાડનાર છે તથા વડવાઓના તાજ અને તખ-તને તું દીપાવનાર છે. તમામ બદીઓના બંદને તું તારી અકકલથી અને ઇજદી ખોરેહથી ખોલ્લાં કરનાર છે. એવા નેક પાદશાહના કૌવ-તથી જાદુગરોના હાથથી ઉભા થયલાં દુખ ભરેલાં ભારી બંદો હમે ખુલ્લાં કીધાં છે. જાનને આપનાર યજદાંના ફરમાનથી ચીનના સ્વારોની ઉપર હમે કીનો લીધો છે. કીનાની શમશેરથી તેઓના માથાં હમોએ કાપીઆં છે અને જમીનની સપાટીને હમે હમારાં પોલાદી હથીયારો વડે લોહીથી ધોઈ નાખી છે. ફરીદુનના જહુલ-કાતના બળથી હવે મેં દુન્યામાં કીનો લેવાને અને લડાઈ કરવાને લાયકનો કોઇને રેહેવા દીધો નથી. આએ નામાની પુઠે હું પણ હવે જે કાંઇ બન્યું છે તે કેહેવાને માટે પવન વેગે આવી લાગશ. પછી તેણે શીરોય કે જે જેહાનના પાદશાહ મીનોચેહેરનો પેહેલ-વાન હતો તેને કીલ્લા તરફ મોકલ્યો. તેણે તેને ફરમાવ્યું કે “જેમ તારી નજરમાં આવે તેમ સઘલો માલ તું ત્યાંથી એકઠો કર અને તે માલ બોજો ઉઠાવનાર હાથીઓની ઉપર લાદીને તેને કાંઇપણ ઓછો કીધા વગર પાદશાહ (ફરીદુન) ની દરબારમાં લેઇજા.”

ત્યાર પછી તેણે ઢોલ તથા સરનાઇ વજાડનારાઓને છાવણી-માંથી બાહાર કાઢવાને માટેનો હોકમ આપ્યો. એ રીતે તેણે લશ-કરને તે દરીઆ આગલથી જંગલ તરફ કુચ કરાવી અને ચીનના કીલ્લા આગળથી ફરીદુનની તરફ ચાલવા માંડયું. જ્યારે તે તમીશે શેહેરના નજદીક પાછો આવી લાગ્યો ત્યારે ત્યાં તેનો મમાવો તેના દીદાર જેવાને અરજુમંદ હતો. તે સરનાઇઓના અવાજ સાથે બાહાર આવ્યો અને ત્યાંથી તેણે તમામ લશકર સાથે (મીનોચેહેરની

સામે) ચાલવા માંડયું. તમામ હાથીઓની પીઠ ઉપર તે ખુલેલા નસીબના સરદારે ફીરોજાના તખતો ગોઠવેળાં હતાં. તમામ સુનેરી કોચોને ચીનના રેશમી કાપડથી અસતર કીધું હતું અને વળી તેઓને ગોહરોથી સંગારીઆ હતા. તરેહ તરેહ વારના ઝુંડાઓ અને વાવટાઓથી જેહાન કીરમજી રંગની, પીલા રંગની અને લીલા રંગની થઇ રહી હતી. ગીલાન(૧)ના દરીઆ તરફથી કાલાં વાદલની માફક લશકર દમ બેદમ પસાર થતું આવ્યું. તેઓની લગામ તથા કંમરબંદ સુનેરી હતા. તેઓની રેકાબ રૂપેરી અને વાવટા સુનેરી હતા. ખજાનો, હાથીઓ અને માલ સાથે તેને સામે લેવા જવાની તેણે તૈયારી કીધી. જ્યારે તે જગ્યાએ પાદશાહ તથા તેનું લશકર આવી લાગ્યું ત્યારે ફરીદુન પગે ચાલીને રસ્તામાં આવ્યો. તમામ ગીલાન શહેરના માણસો શીંહ જેવા પહેલવાનોની માફક સુનેરી સાંકળી અને કસતુરીની તોપી સાથે ઇરાનીઓ વચ્ચે પાદશાહની પછવાડે ચાલતા હતા. તેઓ દરેક હીંમતવાન અને ફાડી ખાનારા શીંહના જેવા હતા. સેપાહોની હરોલમાં હાથીઓ અને શીંહો હતા તથા મસ્ત હાથીઓની પુઠે દલેર પહેલવાનો હતા. જ્યારે ફરીદુનનો વાવટો દેખાવા લાગ્યો ત્યારે મીનોચેહેરના લશકરે સફ ખેંચવા માંડી. તે નવો સરદાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. તે (મીનોચેહેર) એક નવી તરેહનું નવી જાતના ફળ સાથનું ઝાડ હતું. તેણે જમીનને બોસો લીધો તથા ફરીદુનની ઉપર અને તેના તાજ, તખત, કોલાહ અને મોહોર ઉપર આફ્રીન કીધી. ફરીદુને તેને બેસવાને ફરમાવ્યું તથા તેને બોસો લીધો અને વહાલથી તેના મોઢાં ઉપર હાથ ફેરવ્યો. ત્યાર બાદ તે દરબારમાં આવ્યો અને કોઇને મોકલીને તેણે સામ નરીમાનને જલદીથી આવવાનું ફરમાન મોકલ્યું. હીંદુસ્તાનના લોકોની ફરીયાદથી તે સામ જાદુસ્તાનના લોકો સાથે

---

૧ ગીલાનને અવસ્તામાં 'વરેન' કહ્યું છે. એ શહેરને અવસ્તામાં ચાર ખુનાવાલું જણાવ્યું છે. એ શેહેર 'પદશખારગર' નામના પહાડની પડોશમાં આવ્યું છે. ફરીદુનનું એ જન્મ શહેર ગણાયલું છે. ત્યાંના લોકોને ઘણા લડાયક જણાવ્યા છે. રીચર્ડસન ગીલાનને કેસપીયન અને યુક્ષાઇન (Euxine) દરીયાની વચમાં આવેલો મુલક અને શહેર જણાવે છે.

લડાઇ કરવાને ગયો હતો, ત્યાંથી તુરતનો આવેલો હતો.[1] તે પોતાની સાથે ત્યાંથી મોટો ખજાનો લાવ્યો હતો. તે ખજાના સાથે તેજ વખતે તે પાદશાહ આગળ આવ્યો.[1] તેનો ખજાનચીન તે ખજાનાનો હીસાબ કાઢી શકયો નહી. જ્યારે જેહાનના પાદશાહે સામને જોયો,[1] ત્યારે તે બુઢા પાદશાહે સામને કહ્યું કે "અંજુમનના ઓ નામવર રાહદાર! મારાં માંથા ઉપરથી ઘણા દીવસો વહી ગયા છે (યાને હું ઘણો બુઢો થયો છું). ફરતું આસમાન મારી ઉપર ઘણું ફર્યું છે અને હવે સીધું સરોવર (જેવું મારૂં આંગ) વળી ગયું છે. ભલાઇનો વખત કોઇની સાથે હંમેશનો રહેતો નથી. હવે જે ઝાડ (મીનોચેહેર) અંજુમનની વચે પોતાનું સર સીધું રાખે છે તેનું આએ પુરાંનું તખત અને તાજ બન્યું છે. આએ મારા નબીરાને હું તુંને સોંકું છું કારણ કે આએ દુન્યામાંથી હું જવાની તૈયારીમાં છું. તેના સઘલાં કામની અંદર તું તેનો મદદગાર થજે. તેને તારો સઘલો (પેહેલવાનીનો) હુનર દેખાડજે." પછી તેણે તે જેહાનના પાદશાહ મીનોચેહેરનો જડપથી હાથ પકડયો અને તે જેહાન પેહેલવાન સામના હાથમાં આપ્યો. ત્યાર બાદ તેણે આસમાન તરફ મોહું ફેરવ્યું (અને બોલ્યો) કે "ઓ રાસ્ત દાદગર દાવર! તેં કહેલું છે કે હું દાદનો લેનાર અને ઇનસાફનો કરનારછું તથા સખતી ખમનારાઓને તેઓના દુઃખમાં હું મદદ કરનારછું, તેજ પ્રમાણે તેં મને હાલે દાદ આપી છે અને મને મદદ કીધી છે તથા મને તાજ અને વીતી સોંફી છે. ઓ ખોદા! તેં મને મારા દીલની સઘલી મોરાદ બક્ષીર[2] છે, માટે હવે તું મને બીજી દુન્યામાં લેઇજા. હવે આએ તંગ

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

૨ 'અઇયાદગારે જરીરાન' નામની કેતાબમાં 'સીસ્તાનની અજાયબી અને બુલંદી' એવી બાબદના બાબ ઉપરથી જણાય છે કે ફરીદુન પોતાની એ સઘળી મુરાદ પાર પડેલી જોય છે., તેણે સીસ્તાનમાં આવેલા ક્રજદાન સરોવર આગળ અર્દવીસુર અનાહીતની તેમજ બીજા યજદોની આરાધના કરવાથી તેની નેમ બર આવી હતી. ત્યાં કહે છે કેઃ—

છેવટે ફરીદુન ક્રજદાન સરોવર આગળ ગયો અને તેણે અર્દવીસુર અનાહીત પાસે મોરાદ ચાહી અને ઇરાન શહેરને તથા કેઆની ખોરેહને પાછું

જગ્યાની અંદર એથી વધુ વખત રેહવાને અને મારાં રવાનને દીલમાં નાખવાને હું ચાહતો નથી."

ત્યાર પછી પેહલવાન શીરોય તમામ ખજાનાની સાથે પાદશાહની દરગાહમાં આવી લાગ્યો. તે પાદશાહે તે સઘલો માલ સેપાહોને બક્ષેશ કીધો. જ્યારે મેહેર મહીનાના દસ દહાડા બાકી રહયા ત્યારે (બેહેરામ રોજે) ફરીદુને હોકમ કીધો કે "હવે મીનોચેહેર સુનેરી તખત ઉપર તાજ પહેરીને બેસે." તેણે મીનોચેહેરના માથાં ઉપર પોતાને હાથે તાજ મુકયું તથા તેને ઘણી નશીયત દીધી અને અક્કલના સખુનો કહયા.

## ફરીદુનના ગુજર પામવા વીશે.

જ્યારે તે એ પ્રમાણે કરી રહયો ત્યારે તેનો જમાનો અને નસીબ બરગશતે થયું. તે કૈઆની ઝાડનું પાંદડું કરમાતું ગયું (યાને ફરીદુન મરણ કાંઠે આવ્યો). તે હરઘડીએ જારી કરતો હતો અને સખતી સાથે જીવતો હતો. તેણે તાજ અને તખત છોડીને એકાંતવાસ પકડયો અને પોતાની નજદીક તે ત્રણ શાહો (બેટાઓ) ના માથાં રાખ્યાં. તે વારેઘડીએ ઝાર ઝાર રૂદન કરતો તથા તે નામવર પાદશાહ આ પ્રમાણે બોલતો હતો કે "મારો દહાડો બરગસ્તે અને કાલો થયો છે. આએ મારા દીલને દીપાવનારા અને દીલસોજી દેખાડનારા ત્રણ બેટાઓ મારી સનમુખ હલકી રીતે મારીઆ ગયા છે અને કીના ભરેલી ખાહેશ સાથે મારૂં બુરૂ ઇચ્છયું છે. આવી બદ ખાશીયતથી તથા બદ ચાલ ચલણથી તમારા જવાન ચેહેરા ઉપર બદી પોંહોચી છે. તમોએ આખરે મારૂં ફરમાન પાલ્યું નહીં તેથી ત્રણે જવાન ઉપર જેહાન ગમગીન થઇ છે." તેનું દીલ લોહીથી ભરેલું અને તેના ગાલો આંસુથી ભીજાએલા હતા. એ રીતે લાંબો વખત તેના ઉપરથી પસાર થઇ ગયો. ફરીદુન (ત્યાર પછી) ગુજરી ગયો અને તેનું નેક

---

સંભારવાને તેણે સીસ્તાનની તે જગ્યામાં બીજા યજદોની પણ ઘણી આરાધના કીધી. તે મીનોચેહેરની સાથે તે મેરાદ પાંમ્યો અને ઇરાનના લોકોએ તેની આફ્રીન કીધી.

નામ યાદગાર રહી ગયું. તે ઉપર પણ લાંબી મુદત વહી ગઇ. (હવે શાયર કહે છે કે) "તમામ નેકનામી ભરેલાં કામો અને સચાઇ બેહેતર છે. માટે ઓ બેટા! તું પણ તારી મુશકેલીમાં એમજ કરજે."

મીનોચેહેરે પાદશાહી તાજ પોતાના માથાં ઉપર મુકયું અને કંમરે લોહીના રંગનો કંમરબંધ બાંધ્યો. તેણે પાદશાહી રેવાજ પ્રમાણેનું સુનાનું અને લાલ માણેકનું એક દખમું બનાવ્યું. તેની અંદર નીચે એક હાથી દાંતનું તખત મુકયું. તે હાથી દાંતના તખત ઉપર એક તાજ લટકાવ્યું. પછી જે પ્રમાણે રેવાજ અને ધર્મ હતો તે પ્રમાણે છેલ્લો સેજદો કરવાને લોકો તે (ફરીદુનની લાશ)ની નજદીક ગયાં. ત્યાર બાદ તે પાદશાહના દખમાનો દરવાજો બંધ કીધો. તે (એક વખતનો) પ્યારો (ફરીદુન) જેહાંનની અંદર હલકો અને હીનો થઇ પડયો. મીનોચેહેર એક અઠવાડીયું સુધી તેના શોકમાં દુ:ખ ભરેલો રહયો. તેની બે આંખો આંસુથી ભીંજાયલી અને તેના બે ગાલો ફીક્કા હતા. એ પ્રમાણેના શોક સાથે તે પાદશાહ એક અઠવાડીયું રહયો. તેની સાથે શેહેરના લોકોએ તથા બજારોએ પણ શોક પાહયો.

(હવે શાયર કહે છે કે) "ઓ જેહાન! તું તમામ મશકેરી કરનારી અને પવન જેવી છે. તારી સાથે અક્કલમંદ માણુસ ખુશ રહેતો નથી. હું જયારે તારી રીતભાત જોઉંછું ત્યારે મને તારી મશકેરી અને તારાં મક્કર જણાઇ આવે છે. શું ટુંક ઉંમરનાં કે શું મોટી ઉમરનાં દરેકને તું એવાજ લાડથી પરવરેશ કરે છે. તું એકને આપીને પાછું લઇ લે છે. જ્યારે પરવાલુ તે ખાકજ હોય ત્યારે તેને માટે ગમ શા માટે કરીએ. અગર તું એક પાદશાહ હોય યા એક નોકર હોય પણ જયારે તારા જીવને તે જેહાંન મારી નાખે છે ત્યારે તારૂં દુ:ખ અને ખુશાલી સઘલું એક ખોઆબ જેવું થઇ પડે છે. જાવેદાન સુધીની યાદગારી મુકી જવાને માટે દોલત તરફ તું ના ફર. ખરો ભાગ્યશાળી તે કે જેનાથી નેકીની યાદગારી રહે. પછી તે નેકી કરનાર ગોલામ હોય યા પાદશાહ હોય તો શું થયું."

## પાદશાહ મીનોચેહેરે એકસોને વીસ વરસ સુધી રાજ્ય કીધું. મીનોચેહેર તખત ઉપર બેઠો અને તેણે ફરીદુનના રેવાજોને અમલમાં મુકયા તે વીશે.

જ્યારે એક અઠવાડીયું ફરીદુનને ગુજરીયાને પસાર થયું ત્યારે તેણે જે માહેતમ અને શોક પકડયો હતો તે પુરો થયો. આઠમે દહાડે મીનોચેહેર કેઆની તાજ પેહેરીને બહાર આવ્યો. તેણે જાદુગરોનો દરવાજો નીરંગોથી બંધ કીધો (યાને જાદુગરીના પેશાને પોતાની સલતનતમાંથી દુર કીધો). એકસો વીસ વરસ સુધી લોકો તેની રૈયત તરીકે રહ્યું. આએ જમીન ઉપરના તમામ પેહેલવાનોએ તેની ઉપર એક અવાજે આફ્રીન કીધી. જ્યારે તેણે પાદશાહી તાજ દાદ અને ઇનશાફ સાથે, તથા મરદાનગી, નેકી, પાકીજગી અને ડહાપણ સાથે પોતાના માથાં ઉપર મુકયું ત્યારે તે બાબેની ખુશ ખબર તમામ જેહાનને તેણે પુગાડી. પછી પોતાના મોટાં લશકરને તથા દુન્યાંના તમામ મોટાં તથા નાનાંઓને તેણે આએ પ્રમાણે કહયું કે "આએ ફરતાં આસમાનની નીચે તખત ઉપર હું સરદાર બનીને બેસું છું. હું ગુસ્સે થનાર તથા લડાઇ કરનાર છું તેમજ હું ઇનસાફ આપનાર અને દયા કરનાર છુ. મારાથીજ દીન અને ઇજદી નુર ટકે છે. નેક બખતી જેમ મારાથી છે તેમજ હું બદીનો હાથ પણ ધરાઉછું. (યાને નેક સાથે નેકી કરૂંછું અને બદ સાથે બદી કરૂં છું). આએ જમીન મારા ગોલામ જેવી છે. આસમાનનું ચક્કર તે મારો દોસ્ત છે. પાદશાહોના સર તે મારો શેકાર છે. હું અંધારી રાતે પણ કીનો સોધનાર છું. તેજી આતશ (યાને વીજલીના જેવા ઘોડા)ની ઉપર મારૂં જીન રહે છે. હું શમશેર, સુનેરી જોડા, જલકાટવાલો કાબ્યાની ઝુંન્દો, દીપી રેહેતું તખત અને કાપનારી તેજ તલવારનો માલેક છું. કીનો લેવાને માટે હું મારા જાનને જરાપણ ઢીલમાં રાખતો નથી. ખુશાલીના વખતમાં મારા બે

હાથો (સખાવતના કામમાં) દરીઆ જેવા છે. લડાઈના વખતમાં મારૂ દીલ આતશના જેવું રોશન છે.૧ બદ લોકોના હાથો બદીથી હું ટુકા કરશ (અને તેમ કરવાને માટે) જમીનને લોહીના રંગથી રેશમી કપડાંના જેવી બનાવશ. હું ગુરજનો ઉઠાવનાર, તાજનો દેખાડનાર તથા હાથી દાંતના તખત ઉપરથી મુલકોને દીપાવનાર છું. આવા હુનર અને ખુબી ધરાવનાર હું એક બંદો છું. અને જેહાનને પેદા કરનાર સાહેબની હું બંદગી કરનારો છું. મુબારક ફરીદુનની રાહે હું ચાલશ. તે મારો મમાવો જો કે બુઢો હતો અને હું જવાન છું (પણ તેની યાદથી) મારાં રડતાં મોઢાં ઉપર હું અફશોશનો હાથ થોકું છું તથા યજદાંની સનમુખ તે સઘલો હેવાલ યાદ કરૂં છું. તે (યજદાં)નાથીજ મને તાજ, તખત અને લશકર મલ્યું છે. તે સાહેબ કે જેનાથી મને પનાહ મલે છે તેનો હું ઉપકારી છું. આએ હફ્તે-કેશ્વર જમીનની અંદર કોઇ પણ શખસ મારી વીરૂધ જશે અને મારી દીનથી ફરશે, તથા જેઓ ગરીબોને દુઃખ દેનારાઓ હશે તથા મોટા ખજાનાની મગરૂરીથી પોતાના માણુસો સાથે જુલમથી વર્તનારા હશે તથા જેઓ દુઃખી માણુસોને દુઃખ દેનારા હશે તેઓ સઘલા મારી નજરમાં કાફર ગણાશે અને બદ કરણીના હારેમનથી પણ બદતર ગણાશે. એવા બદ કરતુકનાઓ જેઓ મારી દીન ઉપર ઉશતવાર નહી હશે તેઓ ઉપર યજદાં તરફની તેમજ મારી તરફની લેઆનત પડશે. ત્યાર પછી હું મારો હાથ શમશેર ઉપર અજમાવશ અને કીનાથી તે (બુરા)ઓને તમામ દુન્યાંમાં હલકા પાડીશ.૨" જ્યારે દુન્યાના પાદશાહે રોશન રવાનના બુજોર્ગોની નજદીક એ

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

૨ ઉપલું ભાશણ મીનોચેહેરે તખત ઉપર બેસતાં કીધેલું હોવું જોઇએ. મીનોચેહેર અત્રે જેવું વચન આપે છે તેવીજ રીતે પાછલથી તેણે પોતાના દેશનું આબાદ કીધું હતું અને રૈયતને સુખ આપ્યું હતું જે આપણને દીન-કરદ ઉપરથી જણાય છે. મીનોચેહેરને માટે ત્યાં કહેવામાં આવ્યું છે કે:—

He smote Salm and Tug in revenge for Airík, he was a responder to the superfluities of foreign countries, he

પ્રમાણે કહ્યું ત્યારે આ દુન્યાના તમામ પેહેલવાનોએ તેના ઉપર એક અવાજે આફ્રીન કીધી અને બોલ્યા કે "તારા મુબારક મમાવાએ પણ એવીજ રાહ જોયલી છે અને તુંને તે રેવાજ, તખત અને તાજ આપ્યું છે. તે ચાલતું આવેલું તખત, તેમજ તાજ અને મોબેદોનું ખોરેહ તું જાવેદાન સુધી ભોગવજે. તે તાજ અને તખત તું જાવેદાન સુધી ભોગવજે કારણકે તું તાજને લાયકનો અને તખતને દીપાવનારો છે. હમો સઘળાઓનાં દીલ તારાં ફરમાન હેઠળ છે તેમજ હમારા જાન તારાં વચન હેઠળ (સલામત) છે." ત્યાર પછી જેહાનનો પેહેલવાન સામ ઉભો થયો અને એ પ્રમાણે બોલ્યો કે "ઓ સાચો ઇનશાફ આપનાર (પાદશાહ)! મારી આંખો પાદશાહોને જોવાને માટે છે જેથી હું તારો ઇનશાફ પણ જોઉં છું, અને તે મને પસંદ આવે છે. તું ઇરાનના પાદશાહોની પેહેડી દર પેહેડીથી ઉતરી આવેલો પાદશાહ છે. સવારો અને શેરમર્દોની પસંદગી કરનાર પણ તુંજ છે. તારાં તન અને જાનનો યજદાં નેગેહબાન થજો. તારૂં દીલ ખુશાલી ભરેલું અને નસીબ ખુલ્લું થજો. તું જુના જમાનાના (પાદશાહો) ની મારી યાદગારી છે. તું પાદશાહી તખતની ઉપર મારો જીવનગારો છે. લડાઈની અંદર તું શીંહની માફક ઉભો રહેનાર છે તથા ખુશાલીની મીજલશમાં તું સુરજના જેવો ચલકતો છે. જમીન અને જમાનો તારા પગની ધુલ બનજો અને ફીરોજાનું તખત તારી (બેસવાની) જગ્યા બનજો. તે જમીનની સપાટીને તારી શમશેરથી

---

arranged the realm of Irân, improved and fertilised the land of Irân, and made the country of Iran victorious over foreigners.

(S. B. E. Vol. 47 page 11.)

વળી બુનદેહેશ ઉપરથી જણાય છે કે મીનોચેહેરે ફરાત અને યુફ્રેટીસ નદીમાંથી નેહેર ખોદાવી તેના પાણી પોતાની સલતનતમાં લાવી લોકોને પાણીનું સુખ આપ્યું હતું અને જમીનને આબાદ બનાવી હતી. (બુનદેહેશ બાબ ૨૦.) પાછળથી મીનોચેહેરના રાજમાં તુરકસ્તાનનો પાદશાહ અફ્રાસીઆબ ચઢી આવ્યો હતો અને તેણે એ નદીનો માર્ગ તથા બીજી નદીઓના માર્ગ ફેરવી નાખી ઇરાની આબાદીનો નાશ કરવા ઇચ્છયો હતો.

(કીનો લેઇને) ધોઇ નાખી છે. માટે હવે તું આરામથી બેસ અને ખુશાલીને પસંદ કર. હવે પછી લડાઇ સાથે સઘલું લાગતું વલગતું હમુને છે. તખત તથા દારૂ અને ખુશાલી સાથની મીજલશ હવેથી તારી જગ્યા છે. મારા વડીલો પેહેલવાનો હતા જેઓ પાદશાહો અને બુજોર્ગોને પનાહ આપતા હતા. કેરશાસ્પથી તે નામદાર નરીમાન સુધીના સઘલા પેહેલવાનો અને ખંજરના વાપડનારા હતા. તેજ પ્રમાણે હું પણ દુન્યાની આસપાસ જવશ અને દુશમનો વચેથી એકે એકને થોડા વખતમાં બંધીવાન કરી લાવશ. તારા મમાવાએ મને પેહેલવાની આપી છે અને મારાં દીલને અકકલ તથા દયા તેં આપી છે તેથી મને તું પાદશાહની તાબેદારી કરવી ઘટે છે અને બદખાહોની સાથે લડાઇ કરવાની મેં કંમર બાંધી છે.” તે પાદશાહે તે (સામ) ની વળતી તારીફ કીધી અને તેને પાદશાહને લાયકના હદીઆ તરીકે ઘણું બખશયું. પછી સામ તેના તખત આગળથી ભપકા સાથે પાછો ફર્યો અને તેની પુઠે પેહેલવાનોએ પણ પગલાં ઉંચકયાં. તે (સામ) ભપકા સાથે પોતાની ઉતારાની જગ્યાએ ગયો. એ રીતે અને રેવાજે દુન્યા ફરવા લાગી.

## જાલેજરના જન્મવા વીશે અને સામે તેને અલબરૂજ પાહાડ ઉપર નખાવ્યો તે વીશે.

(ફીરદોસી કહે છે કે) હવે હું જુના વખતની વાતોમાંથી (યાને બાસતાન નામાંમાંથી) એક અજબ બ્યાન લખુછું. ઓ બેટા તું ધ્યાનથી સાંભળ અને તું જો કે જમાનો સામની સાથે કેવી બાજી રમ્યો હતો. તે સામને કાંઇ ફરજંદ હતું નહી, તેથી તેનું દીલ દીલને આરામ આપનાર (બેટા) ને સોધવા ઉપર હતું. તેના મેહેલમાં એક ખુબસુરત ઓરત હતી જે ગોલાબના જેવો ચેહેરો ધરાવતી હતી. તેણીના બાલો કસતુરીના જેવા હતા. તે માહાતાબ જેવી ઓરતથી એક ફરજંદની ઉમેદ રહી, કારણકે તે ખોરશેદના જેવા ચેહેરાની ઓરત હમેલદાર બની હતી. તે હમેલ તેણી સામ નરીમાનથી ધરાવતી હતી. તેણીનું તન મોટા ભારથી હલાક થતું

હતું. થોડી મુદતમાં દુન્યાને દીપાવનાર ખોરશેદના જેવું એક બાળક તે માતાથી છુટું પડયું. તે (બાળક) ચેહેરામાં ખોરશેદના જેવું ખુબસુરત હતું, પણ તેના તમામ બાલ સફેદ હતા. તે માતાથી જયારે આવી રીતનો બેટો જન્મયો ત્યારે તે (ઘરની ઓરત) ઓએ એક અઠવાડીયું સુધી સામને એ બાળે ચેતાવ્યો નહી. તે નામવર પેહેલવાનને ઘરની સઘલી ઓરતો તે નાનાં બાળકની આગળ વીચારમાં બેઠી હતી. કોઇએ પણ સામ પેહેલવાનને એ વાત કેહેવાની હીમત કીધી નહી કે તારી પાક ઓરતથી એક બુરું બાળક જન્મયું છે. તે (બાળક) ની એક શીંહના જેવી દાઇ હતી તે હીંમત સાથે તે પેહેલવાનની આગળ ગઇ. તેણીએ તેને ફરજંદ બાબેની વધાઇ આપી અને તેની તારીફ કરવાને માટે જબાન ખોલી. (તેણી બોલી કે) “ સામ પેહેલવાનનો દીવસ મુબારક થજો! તેનું બુરૂં ઇચ્છનારાંઓના દીલ તુટેલાં થજો ! તેં જે ખોદા પાસેથી માંગ્યું છે તે પ્રમાણે તુને મલ્યું છે. તારા જીવની ખાહેશ તેણે પુરી પાડી છે. ઓ નામવર ! તારા મેહેલના પરદા પછવાડે તે માહાતાબ જેવા ચેહેરાની ઓરતે એક બેટાનો જન્મ આપ્યો છે ! તે બચ્ચું શીહના જેવા દીલનાં પેહેલવાન જેવું છે જે પોતાની બાળ વયથીજ બહાદુર દીલ ધરાવે છે. તેનું તન રૂપાંના જેવું અને તેનો ચેહેરો બેહેસ્તના જેવો છે. તેના દીલમાં જરાપણ ખોડખાંમી નથી. તેની એબમાં એબ એટલીજ છે કે તેના બાલ સફેદ છે. ઓ નામવર ! તુંને આ પ્રમાણેની બખ-શેશ થયલી છે. તુંને થયલી એ બખશેસને તુંએ પસંદ કરવી જોઇએ, તેને માટે તારા જીવથી તુંએ નાઉમેદ થવું નહી જોઇએ અને દીલને દલગીર બનાવવું નહી જોઇએ. તે સામે સવાર તખત ઉપરથી નીચે ઉતર્યો અને તે નવાં જન્મેલાં બાળકની આગળ પરદાની પછવાડે ગયો. તેણે સફેદ માંથાં સાથનો એક સબકતો બેટો જોયો કે જેવા બેટાને તેણે કોઈ દાહાડો જોયો હતો નહી અને કોઇથી તેણે સમજયું હતું પણ નહી. તેના દીલ ઉપરના તમામ બાલ બરફના જેવા સફેદ હતા પણ તે ગોલાબી મોઢાંનો અને ચાલાક હતો. જયારે તેણે પોતાના બેટાના બાલ સફેદ જોયા ત્યારે

તે જેહાનથી એકદમ નાઉમેદ થઇ ગયો. તે (લોકોના) તાણાથી ઘણો બીહવા લાગ્યો. તેથી તે દાનાઇની રાહ ઉપરથી બીજા વીચાર તરફ ઢળ્યો. તેણે આસમાન તરફ મોહડું ઉચું કીધું અને તે દાદારની આગળ તે વખતે ફરીયાદ કીધી કે "ઓ તું જુઠા અને ઘટાડો કરનારા (હારેમન) થી સૌથી ચઢતા (ખોદા)! તું જેવું ઇછે છે તેથી વધારે ભલું નીપજાવી શકે છે. જો મેં તારો મોહટો ગુનાહ કીધો હતે અથવા હારેમનનો ધર્મ હું પાળતો હતે તો તે (પાપો) ની તાજેશ કરાવતે માટે તે જેહાનનો બનાવનાર છુપી રીતે મને આવી (બદસુરત બેટાની) બખશેશ કરતે. હારેમનના બચાં જેવાં આએ કાલી આંખવાલા અને ચંપેલીના જેવા સફેદ બાલવાળા બચ્ચાંથી મારો સીહા થયલો જીવ દુઃખી થાય છે અને મારા તનમાંનું ગરમ લોહી ઉકલે છે. જ્યારે પેહેલવાનો આવીને મને પુછશે તો આવી બદ નીશાણીવાલાં બચાંને માટે હું શું કેહેવશ? શું હું એમ કેહેવશ કે તે દેવના તરીકાંનું, યા બેરંગ ધરાવનાર ચીતાનું યા પરીનું બચ્ચું છે. જેહાનના મોટા લોકો મારી ઉપર આએ બચ્ચાંને માટે જાહેરમાં તેમજ છુપી રીતે હસશે. માટે એ શરમને લીધે મારે ઇરાન જમીનને છોડી જવી પડશે અને એ જમીનની તારીફ મારાથી થઇ શકશે નહી." એમ કહીને તેણે ગુસ્સા સાથે પોતાનો ચેહેરો ફેરવી નાખ્યો અને પોતાના નસીબ સાથે એ પ્રમાણેની વાતચીત કીધી. પછી તેણે ફરમાવ્યું કે તે (બાળક) ને ઉચકે અને તે જમીનથી ઘણે દુર તેને લેઇ જાય. એક પાહાડ કે જેને અલબરૂજ[1] પાહાડ કેહેવામાં આવતો હતો, તે સુરજની ઘણો નજદીક અને માણસોથી ઘણો ઉંચો હતો. તે જગ્યા ઉપર સીમુર્ગનો એક માલો હતો કે જે માલો લોકોને જાણીતો હતો નહી. તે (બાળક)ને તેઓ ત્યાં મુકી પાછાં ફર્યાં. (ત્યાર બાદ) તે બનાવને એક લાંબો વખત વહી ગયો. તે નીરદોશ જેહાંન પેહેલવાન બચ્ચું સફેદ યા કાલા રંગના (બાલ) વીશે જાણતું હતું નહિ. તે બાપે પોતા (ના

---

૧ અલબરૂજ પાહાડને અવસ્તામાં 'હર બેરેજઇતી'ને નામે ઓળખ્યો છે, એ પાહાડ હાલના તેહેરાન શાહેરની નજદીકમાં આવેલો છે.

બચ્ચાં વીશે)ની દયાને તોડી નાખી અને તે દુધ ધાવતાં બાળક ઉપર જુલમ કીધો. આથી યજદાં તેના ઉપર ગુસ્સે થયો અને સામને તે દીનથી ગમમાં નાખ્યો.૧ આ ગમથી સામ એવો દર્દમંદ થયો કે તે દરદનો કાંઇ પણ ઇલાજ થઇ શકયો નહી.૧ અંજુમનના દાનાવ લોકો તથા હકીમો મરદો તથા ઓરતો સર્વ તે દરદની દવા કરવાને આવ્યા પણ કોઇની દવા કારગત લાગી નહી.૧ સામને સાજો કરવાને તેના દરદનો ઘણો પણ ઇલાજ કીધો પણ તે સારો થયો નહી.૧ સામ નરીમાને પોતાના દોસ્તોથી જાણ્યું કે ખોદાતાલાએ તેને (પોતાનાં બચ્ચાંને રખડતું મુકવાથી) આવો આજેજ કીધો છે.૧ માટે એ મરદ! જે કોઇ આદમીઓના નાહના બાળક ઉપર આવો સીતમ ગુજારે તેના ઉપર ખોદાતાલા બખશેશ કરે નહી.૧ એક નર શીંહ કે જેણે પોતાનાં બચ્ચાંને દુધથી ધરાયલું કીધું હતું તેણે તે (બચ્ચાં)ને એવી વાત કહી હતી કે "અગરજો મેં તુંને મારા દીલનું લોહી પણ આપ્યું હતે તો પણ તારા સર ઉપર તે બાબે હું કાંઇપણ હેશાન ધરતે નહી. તું પોતેજ જીવતો છે એટલે મારૂં દીલજ (જીવતું) છે. અગરજો તું મારી આગળથી તુટી જાય (યાને મરણ પામે), તો મારૂં દીલ પણ તુટી જાય." આએ જમીન ઉપર ઢોરો તથા ફાડીખાનારાં જાનવરો પોતાના બચ્ચાં ઉપર આદમીઓના કરતાં વધારે મેહેરબાન રહે છે. તે નાહનું બચ્ચું તે જગ્યા ઉપર રાત અને દીવસ કાંઇ પણ બચાવ વગર પડેલું હતું. તે થોડો વખત પોતાનો અંગુઠો ચુસ્તું તો થોડો વખત રડવાનો પોકાર કરતું હતું. જ્યારે તે સીમુર્ગનાં બચ્ચાંઓ ભુખ્યાં થયાં ત્યારે તે પોતાના કુટુંબ આગળથી ઉંચે ઉડયું. તેણે એક દુધમળ બાળકને રડતું જેયું જેથી જમીન દરીયાની માફક જેશમાં આવેલી જણાઇ. પથર તેનું પારણું હતું અને ખાક તેની દાઇ હતી. તેનું તન કપડાં વગરનું અને હોઠ દુધ વગરના સુક્કા હતા. તેની આસપાસ ફક્ટ ગમગીની ભરેલી ખાક હતી. તેનાં માથાંની ઉપર ઘણો ઉંચેથી ખોરશેદ ફરતો

---

૧ એ બેત લખેલી નકલમાં વધું છે.

હતો. અગરજો ખોદાતાલાના હોકમથી એક વાઘ તેના માય બાપ તરીકે હતે તોપણ તે (બચ્ચું) સુરજથી છાયડો મેલવી શકતે. તે સીમુર્ગ વાદલ ઉપરથી નીચે ઉતર્યું અને પંજો મારીને તેને ગરમ ખાક ઉપરથી ઉંચકી લીધું. તે તેને અલબરૂજ પાહાડ ઉપર ઝડપથી લેઈ ગયું, જ્યાં તેના બચાંઓનું ઘર હતું. તે તેને ત્યાં લેઇ ગયું, કે જેથી તેનાં બચાંઓ તેનો શીકાર કરે અને તે તેનું મોટે મોટે રડવાનું ફરીથી જોય નહી. નેકીના આપનારા ખોદાતાલાએ તેની ઉપર રેહેમ કીધી કારણ કે તે બાળકથી જે બનાવ બનવાના હતા તે પરદાની પછવાડે છુપાયલા હતા. ખોદાતાલાએ તે સીમુર્ગને રેહેમ બક્ષી તેથી તેના બચાંઓને તે બાળકને ખાઇ જવાનું સુજ્યું નહી. યજદાં જો કોઇનો બચાવનાર થાયં છે તો તેને પછી બીજાઓ હલકો ગણે તો પણ શું થયું. તે સીમુર્ગને એક ગેબી અવાજ સંભલાયો કે “ ઓ પાક ચશમના મુબારક સીમુર્ગ! તું આએ દુધ ધાવતાં બાળકની સંભાળ કર. કારણ કે એ માણુસના તોખમથી એક ફળ (બેટો) પેદા થશે જેની પીઠથી ફાડીખાનારાં શીહના જેવા પહેલવાનો અને સરદારો પેદા થશે. તેટલા માટે મેં એને તુંને આએ પાહાડી જગ્યામાં સોંફ્યો છે. જમાનાથી શું પરીણામ નીપજે છે તે તું જોજે.” તે સીમુર્ગે પોતાના બચાંઓની સાથે તેની પણ જતન કીધી, અને તે બચાં ઉપર પોતાની બે આંખોમાંથી દયાના આંસુ પાડયાં.૧ અજાયબ જેવું તો એ હતું કે તેઓએ તેનો ઉપર મેહેરબાની દેખાડી અને તે ખુબસુરત બાળકની હાલત ઉપર તેઓ અજબ રહેવા લાગ્યા.૨ તેઓ તે બાળકને માટે સૌથી નાજુક શેકાર પસંદ કરતા હતા અને તે દુધ મેલવ્યા વગરના મેહેમાનને તેમાનું લોહી પાતા હતા.

---

૧ જેમ જાલને સીમુર્ગે ઉધારીને મોટો કીધો હતો તેમ હખામની વંશનો પાયો નાખનાર પાદશાહ એકેમીનીસ માટે પણ ગ્રીક તવારીખનવેસો લખી જાય છે કે તેને પણ એક સીમુર્ગે ઉધારીને મોટો કીધો હતો.

૨ ફીરદોસી સીમુર્ગને એક પક્ષી ચીતારે છે. પણ મીરખુંદ એ બાબે કહે છે કે સીમુર્ગ એક પક્ષી નહી પણ એક પરહેજગાર પુરૂશ હતો જેને સામે પોતેજ તેની પરવરશીનું કામ સોંફ્યુ હતું, અને જ્યારે જાલ સાત વરસનો થયો ત્યારે તે તેને સીમુર્ગ આગળથી પાછો લાવ્યો હતો.

એ પ્રમાણે ઘણો લાંબો વખત સુધી ચાલ્યું તથા તે બાળક ત્યાં છુપુ રહયું. જ્યારે તે નાહનું બાળક વધીને મોટું થયું ત્યારે તે પાહાડ ઉપરથી એક વંજાર પસાર થઇ. તે એક સીધાં સરોવરના જેવો માણસ બનેલો હતો. તેની છાતી રૂપેરી પાહાડના જેવી અને તેની કંમર બરૂના જેવો પાતળી હતી. (વંજારના લોકોના જોવાથી) તે છોકરાની ખબર જેહાનમાં ફેલાઇ ગઇ. કારણ કે નેકી યા બદી (જેહાનમાં) કદી પણ છુપી રેહેતી નથી.

## સામ નરીમાને જાલને ખોઆબમાં દીઠો તે વીશે.

તે નેક પગલાંના અને ભપકાવાલા છોકરાની ખબર સામ નરીમાનને પુગી. ગમગીન દીલ સાથે જેમ તે ઘણી રાતો સુધી સુતો હતો તેમ તે એક રાતે સુતો. જમાનાના કામથી તે ઘણો બદલાઇ ગયો હતો. તે વખતે ખુઆબમાં તેણે એવું દીઠું કે હીંદુસ્તાનના મુલકમાંથી એક માણસ અરબી ઘોડા ઉપર બેસીને દોડતો આવ્યો અને સામની નજદીક આવીને (ઘોડા ઉપરથી) હેઠે ઉતર્યો. તે સરદાર મોટી પદવીનો અને તમામ રીતે પેહેલવાનના જેવો હતો. તેણે તેને તેના બેટાને માટેની અને તેની ફુલદાર ડાહાલીને માટેની ખુશ વધાઇ આપી. જ્યારે તે જાગૃત થયો ત્યારે તેણે મોબેદોને બોલાવ્યા અને એ બાબદ ઉપર કેટલીક વાતો કીધી. તેણે જે સ્વપણામા જોયું હતું તે સઘળું તેઓને કહયું. તે ઉપરાંત વંજારના લોકોએ તેને જે કહયું હતું તે પણ કહયું. તેણે પુછયું કે "એ બાબદમાં તમો શું કહોછો? અને તમારી અક્કલ એ બાબતમાં શું મસલહત આપે છે? તે નાનું બાળક હાલ સુધી જીવે છે? કે સરદીથી યાતો સુરજની ગરમીથી મરી ગયું છે?" બુઢાઓ અને જુવાનો કે જેઓ ત્યાં હાજર હતા તેઓએ તે પેહેલવાનને જવાબ આપવાને જબાન ખોલી કે "જે કોઇ યજદાંથી નાઊમેદ થાય તે દરેક કામમાં નેકીનો પીછાનનાર નહી બને. પથ્થર યા માટી ઉપર શું શીંહા કે વાઘો તથા પાણીની અંદર શું માછલાઓ કે સુસવાટો સઘલાં પોતાના બચાંની પરવરશી કરનારાં છે અને તેમને માટે યજદાંની બંદગી ફરનારાઓ છે (પણ) તેં નેકીના આપનાર (યજદાં)નો કાયદો તોડયો

છે અને આવાં નીરદોશ બચાંને ફેંકાવી દીધું છે. તેના સફેદ બાલથી તારૂં દીલ તંગ થઇ ગયું છે પણ એવાં રોશન અને પાક તનને માટે શરમાવા જેવું કાંઇ પણ નથી. તું એમ ના સમજતો કે તે જીવતું નથી. તુંએ તેની શોધ કરવાને માટે તૈયારી કરવી જોઇએ. કારણ કે જેની ઉપર યજદાં નેગાહ રાખે છે તો તે સરદી અને ગરમીથી નાશ પામતો નથી. હવે તું યજદાંની માફી માગ કારણ કે તેજ નેકીનો પોંહોંચાડનાર અને રસ્તાનો દેખાડનાર છે."

## સામે જાલને બીજી વખતે ખોઆબમાં જોયો અને તેની સોધમાં અલબરૂજ પાહાડ ઉપર તે ગયો તે વીશે.

એવું બન્યું કે બીજે દહાડે તે પેહેલવાને અલબરૂજ પહાડ તરફ એક ખેપીઓ મોકલ્યો કે ત્યાં જઇ તે શોધ કરે અને તેને લેઇને પાછો ફરે કે જેથી તેનાં દીલની ખુશાલીનો વધારો થાય. જ્યારે રાતે અંધકાર પકડયો ત્યારે તેણે ઉંઘાવાનો વીચાર કીધો, પણ સેતાબી સાથે તેના દીલના વીચારો તેને આવ્યા કીધા. તેણે ખોઆબની અંદર એવું જોયું કે હિંદુસ્તાનના પહાડ તરફ એક ઝુંડો ઘણો ઉંચાઇએ ઉડતો હતો. પછી એક ખુબસુરત ચેહેરાનો છોકરો જણાયો કે જેની પુઠે એક ભારી લશકર હતું. તેના ડાબા હાથ ઉપર એક મોબેદ હતો, જ્યારે તેના જમના હાથ ઉપર એક નામવર દાનાવ સખશ હતો. આએ બેમાનો એક સખશ સામની આગળ આવ્યો અને જબાન ખોલીને તેને ઘણું થંડપણે કહયું કે "ઓ ધારતી વગરના અને નાપાક વીચારના મરદ! શું તેં તારી આંખમાંથી ખોદાનો ડર ધોઇ નાખ્યો છે? જો તુને દાઇ તરીકે એક પક્ષી જોઇતું હોય તો તારી આવી પેહેલવાનીની અગત્ય શું છે? તારા માથા ઉપરના બાલ જે કસતુરીના જેવા કાલા છે તેથી તુને સફેદ બાલના માણસની એબ લાગી કે? પેલો (સફેદ બાલનો) અને આએ (કાલા બાલનો) હીસ્સો તુંને દાદારેજ આપેલો છે ત્યારે તેં એ રીતે ગેરઇનસાફથી ઇનશાફને કેમ ગુમ કીધો? હવે તું પેદા કરનારથી બેજાર

થયો છે તેથી તારાં તનની અંદર નવા નવા રંગો (યાને નવાં નવાં દુઃખો) દરરોજ પેદા થાય છે. તે (પરવરદેગાર) ના જેવી વધારે મેહેરબાન દાઈ કોઈ નથી. પણ તું (બાપ થઈને) તેની તરફ મેહેર દેખાડવામાં મજબુત રહયો નહિ." જેમ ફાડી ખાનાર શીંહ જાલમાં પકડાય અને બુમ પાડે તેમ તે સામ ખુઆબની અંદરથી બુમ પાડી ઉઠયો. આએ ખુઆબને માટે તે પરવરદેગારથી બીહવા લાગ્યો કે રખેને તે જમાનાની બદી (પરવરદેગારથી) જેય. જ્યારે તે જાગરૂત થયો ત્યારે તેણે દાનાંવોને બોલાવી મંગાવ્યા તથા લશકરના વડાઓને પોતાની આગળ બેસાડીઆ. તે પહાડી જમીન ઉપર તેઓની સાથે તે ઝડપથી આવ્યો કે તે પોતાના તજી દીધેલા (બાળક)ને સોધે. એક પહાડનું મથાળું શરઈયા સેતારાને લાગ્યું હતું. જાણે કે તે સેતારાઓની સાથે વાત કરવા માગતું હોય તેમ તે પોતાનું સર ઉંચું લેઈ ગયું હતું. તે મથાલાં ઉપર ઉંચાઈએ એક માલો બનાવેલો હતો કે જેને સનીશ્ચર સેતારાથી પણ નુકસાન પુગી શકે નહી. તે માલો સીસમ અને સુખડનાં થાંભલાંઓ ઉપર બાંધેલો હતો અને સાગના લાકડાંની ચીપો એક બીજા સાથે વની લેઈને તે બનાવ્યો હતો. પછી તેણે તે પક્ષીની દેહેશત દીલમાં ધરીને તે સખત પથ્થરના પાહાડ ઉપરના ભપકા ભરેલા માલા સામે નજર કીધી. તે (માલો) એક મેહેલના જેવો હતો જેનુ મથાલુ નહી કલપી શકાય એટલી ઉંચાઈએ હતું. તે મેહેલ માણુસોના મેહેનતુ હાથથી અથવા તો પાણી અને છોંયથી બાંધ્યો હતો નહી. તેમાં સામના જેવો એક જવાન ઉભો હતો જે તે (સામ)ને જેઈને માલાની આસપાસ કરવા લાગ્યો. તે સામે પરવરદેગારની બંદગી કીધી અને પોતાનો ચેહેરો જમીન સાથે ઘસ્યો (અને બોલ્યો કે) "તે દાદારે આવી જાતનું પક્ષી તે પહાડ ઉપર પેદા કીધું છે કે જે તે પહાડ ઉપરથી સરઈયા સેતારા સુધી ઉંચે ઉડી શકે છે." તેણે જાણ્યું કે આવું પક્ષી બનાવનાર તેજ દાદગર દાવર છે કે જે સર્વશક્તીવાન અને સર્વથી શ્રેષ્ટ છે. તેણે ઉપર જવાનો રસ્તો સોધ્યો, પણ તે ફાડીખાનારાં જાનવરોના રેહેઠાણમાં તેવો રસ્તો હોયજ કયાંથી? તે બંદગી કરતો કરતો તે પહાડની

આસપાસ ફરીયો પણ તે પાછો અસલ જગ્યાએ આવી લાગ્યો અને ઉપર જવાનો રસ્તો મળ્યો નહી. ત્યારે તે બોલ્યો કે "એ પરવર-દેગાર)! તું કે જે આએ ઉંચી જગ્યાથી અને ખોરશેદ અને માહતાબથી પોતાના રોશન રવાનને લીધે વધારે બુલંદ છે તેની આગળ તોબા કરીને મારૂં સર ખાકમાં નાખુંછું અને તારી ફીકરથી હું મારા જાનને કુરબાન કરૂંછું (અને એકરાર કરૂંછું) કે આએ નાનું બાળક મારી પાકીજેહ પીઠથી પેદા થયલું છે અને ખરાબ સ્વભાવના હારે-મનથી તે પેદા થયું નથી. આ પાહાડ ઉપર ઉંચે ચહડવાને તારા ગુલામને મદદ આપ અને હું ગુનાહથી ભરેલાને તારી પસંદગીમાં લે. તારા ગુલામ ઉપર તારી દયા ઉતારો મને ચઢીયાતો બનાવ અને તે તજી દીધેલો બેટો મને પાછો આપ." જેવો તેણે પોતાના દીલનો ભેદ તે દાદગર આગળ કહયો તેજ વખતે તેની બંદગી કબુલ થઇ.

## સીમુર્ગ જાલને સામની આગળ લાવ્યું તે વીશે.

તે સીમોર્ગે તે પાહાડની બુલંદી ઉપરથી નીચે નજર કીધી અને સામ તથા તેની સાથે આવેલાં લોકોથી તેણે જાણ્યું કે લોકોનું આવવું તે બચાંની સોધમાંજ છે અને તેઓ સીમુર્ગને (ઇજા કરવાને) માટે ત્યાં આવ્યા નથી. તે સીમુર્ગે સામના બેટાને એમ કહયું કે "જાનવરોના માલાની અંદર રંજ વેઠેલા એ માણુસ! હું તારી પરવરેશી કરનાર એક દાઇ છું. હું તારી દાઇ છું તેમ હું તારી નેક પુંજી પણ છું. હું તારૂં નામ દસ્તાનેજંદ [૧] પાડુંછું. કારણ કે તારી સાથે તારો બાપ ફરેબ રમ્યો છે, અને તેણે (ખોદાની સામે)

---

૧ 'દસ્તાને જંદ'નો અર્થ જંદ લોકોની કાહાની એવો થાય છે. 'દસ્તાન' બોલનો અર્થ કાહાની યા કીસ્સો થાય છે અને 'જંદ' બોલ ફારસી જંદીક બોલ ઉપરથી લીધેલો છે. જરથોશ્તીઓ કે જેઓ આતશની પ્રશતેશ કરે છે તેઓને જંદીકને નામે ઓળખવામાં આવતા હતા. પેહેલવી બુનદેહેશ (બાબ ૩૧, ફ, ૧૨)માં જણાવ્યા પ્રમાણે સામ પેહેલવાનના ચાર બેટા અને ત્રણ બેટીએ હતી. એ બેટાઓમાં દસ્તાન વધારે ચઢતો ગણાતો હતો. તેને 'સગાનસીઅ' (સજેસ્તાન) તથા દક્ષીણ તરફના બીજા ઘણાએક મુલકોની પાદશાહી સોંપી હતી.

બલવો કીધો છે. જ્યારે તું પેલી જગ્યાએ (યાને શેહેરમાં) પાછો જાય ત્યાં તારી રેહેનુમાઇ કરનાર પેહેલવાનને એ નામે તુંને ઓલખવાને હું કેહેજે. તારો બાપ જેહાનનો પેહેલવાન સામ છે અને તે મોટી પદવીના માણસો વચ્ચે ઘણી મોટી પદવી ધરાવનાર છે. તે આએ પહાડ ઉપર પોતાના ફરજંદની સોધમાં આયો છે. તુંને તેની નજદીક આબરૂ મલવાની છે. માટે મને ઘટે છે કે હું હવે તુંને કાંઇ પણ દુખ પુગાડયા વગર ઉંચે ઉડાવીને તેની નજદીક લેઇ જાઉં." જ્યારે તે જવાને સીમુર્ગથી એ વાત સમજી ત્યારે તેની આંખો આંસુથી ભરાઇ ગઇ અને તેનું દીલ ગમગીન થઇ ગયું. તે સીમુર્ગની બોલીમાં વાત કરતો હતો અને ઘણી અક્કલ અને બુઢાં માણસના જેવું ડહાપણ ધરાવતો હતો. જો કે તેણે માણસોને જોયાં હતાં નહીં તો પણ સીમુર્ગે તેને માણસોની બોલી શીખવી હતી. તેનું બોલવું ડહાપણવાલું તથા વીચાર સચાઇ સાથના હતા. તે પોતાના તનને માટેની મજબુત મદદ યજદાંથી સોધતો હતો. દસ્તાને સીમુર્ગને શું જવાબ દીધો તે તું જો. (તે બોલ્યો કે) "શું તું મારી દોસ્તીથી ધરાઇ ગયો છે? તારો માલો તે મારૂં મુબારક તખત છે. તારી બે પાંખ તે મારાં તાજનો ભપકો છે. હું તારે માટે પરવરદેગારના શુકરાના કરૂં છું કે મારૂં મુશકેલ કામ તારીથી આશાંન થયું છે." ત્યારે સીમુર્ગે એવો જવાબ દીધો કે "અગરજો તું તાજ અને તખત તથા કેગનીઓની રસમ તથા કોલાહુ જોશે તો તુંને આએ માલો કાંઇ કામ લાગશે નહિ માટે તું જમાનાની એક અજમાયશ કર. હું તુંને દુશમનથી દુર રાખતો નથી પણ તુને પાદશાહી તરફ મોકલું છું. તારૂં અત્રે રેહેવું મને ઘણું ગમે છે પણ તારે માટે પેલું (યાને અત્રેથી જવું) વધારે બેહેતર છે. તું તારી સાથે મારૂં એક પીછ લેઇ જા અને તે મારાં ભપકા ભરેલાં પીછાંને તારી સાથે રાખજે. અગરજો ભલી અથવા બુરી વાતથી તારી ઉપર કાંઇ સખતી આવી પડે તો મારૂં એક પીછ આતશ ઉપર નાખજે કે તેજ પળે તું મને દમામ સાથે જોશે. કારણ કે મેં તુંને મારી પાંખની નીચે પાળેલો છે અને મારાં બચાંઓની સાથે મેં તુંને ઉધાર્યો છે. (પીછ બલતાં)

હું તુરતજ કાલાં વાદલની માફક આવશ અને તુંને કાંઇપણ દુખ વગર આએ જગ્યા ઉપર લાવશ. તારી જતન લેનારની મોહબતને તું તારાં દીલમાંથી વીસારતો ના, કારણ કે તારા વીશેનો પ્યાર મારાં દીલને તોડી નાખશે." તે સીમુર્ગે એ રીતે તેના દીલને રાજી કીધું, પછી તેણે તેને ઉઠાડયો અને વાદલ સુધી ઉચકી ગયું. એ પ્રમાણે તેને ઉઠાડીને તેના બાપની આગળ લાવ્યું. તેના માથાંના બાલ તે સીમુર્ગની પાંખની નીચે લટકતા હતા. તે (જાલ)નું તન હાથી જેવું અને ચેહેરો વસં-તના જેવો હતો. જેવો તે બાપે તેને જોયો તેવોજ તે ફોકેફોક રડી પડયો. (પછી) તે (સામ) સીમુર્ગને પગે પડયો અને તેની તારીફ સાથે તેને દુવા દીધી કે "એ પક્ષીઓના પાદશાહ! તુંને પરવર-દેગારે જોર, ભપકો, અને હુનર એટલા માટે આપ્યો છે કે તું નાચા-રોને એવી રીતે મદદગાર થાય. તું નેકીમાં સઘળા દાદખાહુઓનો દાદખાહ છે. બુરૂં ઇચ્છનારાઓ તારીથી હંમેશા ગમગીન રહેજો. તું જાવેદાન સુધી એવુંજ જોરેમંદ રહેજે." તેટલામાં તે સીમુર્ગ પહાડ ઉપર ઉંચે ઉડયું અને સામની તથા લશકરની આંખ તે ઉપર ઠરી રહી. પછી તેજ વખતે તેણે તે બચાંને પગથી તે માથા સુધી જોયું કે જે કેઆની તખતને અને તાજને લાયક હતું. તેની છાતી અને બાજુ શીંહના જેવી અને મોહું સુરજના જેવું હતું. તે દીલે પેહેલવાન જેવો હીમતવાન અને તેના હાથ તલવારને સોધનારા હતા. તેના ભવાં સફેદ પણ આંખના ડોલા કાલા હતા. તેના હોથ પરવાલાં જેવા અને ચેહેરો લોહીના જેવો (રતાસવાલો) હતો. સફેદ બાલ શીવાય તેના ઉપર બીજી કાંઇ એબ હતી નહી. તેનામાં બીજું કાંઇ પણ તપાસ કરવા જોગ હતું નહી. સામનું દીલ બુલંદ બેહેસ્તના જેવું થયું અને તે પાક બેટાની ઉપર તેણે આફ્રીન કીધી. તે બોલ્યો કે "એ બેટા! મારી ઉપર તારૂં દીલ નરમ રાખ (યાને મારી તરફ તું મોહબતથી જો), અને બની ગયલી બાબદને તું યાદ ના કર. તારા દીલને માયાથી ગરમ રાખ. હું ખોદાની બંદગી કરનાર કમતરીન બંદો છું. હવે તુંને મારા હાથમાં પાછો મેલાવ્યા પછી, બુજોર્ગ ખોદાતાલા આગળ મેં કબુલ્યું છે કે તારી ઉપર મારૂં દીલ

હરગેજ સખત રાખશ નહી. હવેથી તારી જે નેક અથવા બદ ખાહેશ હશે તે હું પુરી પાડીશ તથા હવે પછી તું જે માગશે તે હું તુંને આપીશ." પછી તેણે તેના દીલમાં એક પેહેલવાની પોશાક પેહેડાવ્યો અને તે પહાડ આગલથી તેઓ આગલ ચાલ્યા. તેઓ તે પહાડ ઉપરથી નીચે ઉતર્યા અને એક ઘોડો તથા પાદશાહી લેબાશ મંગાવ્યો. તમામ લશકર સામની આગળ આવ્યું. તેઓ સઘલા રંજથી છુટેલા અને ખુશાલ હતા. ઢોલ વજાડનારાઓ હાથીની આગળ ચાલવા લાગ્યા તેથી બહુ રંગના પહાડની માફક ધુલારૂ ઉડવા લાગ્યું. ઢોલ, નગારાં, સુનેરી ઘાંટરડીઓ અને હીન્દી ઘાંટોના અવાજ સાથે સવારોએ સામતો પોકાર કીધો. એ પ્રમાણે ખુશાલી સાથે તેઓ રસ્તો કાપવા લાગ્યા.

## જાલની સાથે સામના આવવાની ખબર મીનો-ચેહેરને થઇ તેથી તેઓને લેવા જવાને તેણે નોજરને મોકલ્યો તે વીશે.

તેઓ ખુશાલી સાથે શેહેરમાં દાખલ થયા. તેઓ એક પહેલવાન (જાલ)ના વધારા સાથે આવ્યા હતા. પાદશાહ (મીનોચેહેર)ને જાબુલથી એવી ખબર મલી કે સામ પાહાડ ઉપરથી દમામ સાથે પાછો ફરીયો છે. આ ખબરથી મીનોચેહેર ખુશી થયો અને તેણે જેહાનના પેદા કરનારની યાંદ કીધી. મીનોચેહેરના બે નામીચા બેટાઓ હતા, ૧ કે જેઓ હીમતવાન, દાહાપણવાલા, દમામ ધરાવનારા અને દીનદાર હતા. એકનું નામ નોજર અને બીજો જરશાબ હતો. મેદાનની અંદર તેઓ વીજલીના આતશના જેવા તેજી હતા. મીનો-ચેહેરે નામદાર નોજરને ફરમાવ્યું કે "તું એક અરબી ઘોડા ઉપર

---

૧ બુનદેહેશ પ્રમાણે મીનોચેહેરના ફ્રીસ, નોદર અને દુરાસ્રોબ નામના ત્રણ બેટા હતા. એઓમાના દુરાસ્રોબથી પેગમ્બર જરથોશ્તની અને મોબેદાન મોબેદોની પેહેડી ઉતરી હતી. નોદરથી પણ પાદશાહની અને મોબેદની પેહેડી ઉતરી હતી.

સવાર થઇને સામે સવારની સામો જા. જેવો તું તે સામના બેટા દસ્તાન કે જે માલાની અંદર પરવરેશ થયો છે તેનો ચેહરો જોય, તેવોજ તું તેની ઉપર કેઆની રસમ પ્રમાણે આફ્રીન કરજે અને ખુશાલી સાથે કહેવાને મોઢું ખોલજે અને તેને ફરમાવજે કે પાદશાહની હજુરમાં આવે કે તેઓ જાહેર રીતે વાત ચીત કરે. અંહી આવ્યા બાદ (જોઇએ તો)તું જાબુલસ્તાન તરફ પાદશાહના ખીદમતગાર તરીકે પાછો જજે." જ્યારે નોજર સામ નરીમાનની નજદીક આઇ પુગ્યો ત્યારે તેણે એક નોજુવાન પેહેલવાનને જોયો. તે સામે સવાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેઓએ (નોજર અને સામે) એકમેક સાથે બગલગીરી કીધી. પછી પાદશાહની તથા પેહેલવાનોની ખબર પુછી અને નોજરે તેઓને માટેનો પેગામ કહ્યો. જ્યારે તેણે તે મોટા પાદશાહનો પેગામ સમજ્યો ત્યારે પેહેલવાન સામે જમીનને બોસો લીધો અને જેવું તે શાહજાદાએ કહ્યું તેવુંજ તેણે મીનોચેહેર ની દરબાર તરફ જડપથી મોઢું ફેરવ્યું. એક હાથી ઉપર નોજરને બેસાડવામાં આવ્યો અને તેઓ દરબાર તરફ જડપથી ચાલ્યા. જ્યારે પાદશાહના શહેરના નજદીક તેઓ આવી પુગ્યા ત્યારે મીનોચેહેર પાદશાહ પોતાના લશકર સાથે તેને સાંમો લેવાને ગયો. જ્યારે સામે મીનોચેહેરનો ઝુંડો જોયો ત્યારે તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને આગળ વધ્યો. ત્યાર બાદ તે પેહેલવાને જમીનને બોસો લીધો (અને બોલ્યો કે) "તું ખુશાલી સાથે અને રોશન રવાન સાથે જાવેદાન સુધી જીવશે." મીનોચેહેરે તે પાક દીલના અને પાદશાહની ચાકરી કરનારા સખશને પાછું ઘોડા ઉપર બેસવાને કહ્યું. પછી તે તાજવાલાઓ (યાને પાદશાહ તેમજ શાહજાદાઓ) તેમજ તાજ શોધનારા (પેહેલવાનો) એ ઇરાનના પાયતખ્તપર જવાનો રસ્તો ધર્યો. મીનોચેહેર (ત્યાં જઇને) ખુશાલી સાથે તખત ઉપર બેઠો અને કેઆની તાજ માથાં ઉપર મુકયું. તેના એક હાથ ઉપર કારન અને બીજા હાથ ઉપર સામ રોશન દીલ સાથે તથા ખુશાલી સાથે બેઠા હતા. ત્યાર પછી જાલને સુનેરી ગુરજ અને સુનેરી તાજથી પાદશાહની હજુરમાં સંગારીઓ. તે પેહેલવાની ફળ (બેટા)ને ભપકા સાથે (સંગા-

રીને) લાવવામાં આવ્યું તેને જોઇને પાદશાહ ઘણો અચરત થયો. પછી તેજ વખતે મીનોચેહેરે સામને કહ્યું કે "ખરેખર એ છોકરાની કોઇ જોડી નથી. તેનો ખુબસુરત ચેહેરો અને તેનું ઉંચું કદ જોઇને કોઇ પણ કેહેશે કે તે જીવનો આરામ અને જીવનો પ્યાર છે." પછી પાદશાહે સામને (વધુ એવું) કહ્યું કે "મારી તરફથી તું એના જીવને સમાલજે અને કોઇ પણ રીતે તેને દુખ દેતો ના, તથા તેના શીવાય બીજા કોઇથી તું ખુશાલ રહેતો ના. કારણ કે તે કેઆની ખોરેહ અને શીહનાં જેવા પંજા ધરાવે છે. તેનું ડાહાપણવાલું દીલ ખુદાઓની માફક અક્કલ ધરાવે છે, તું તેને હથીયાર અને લડાઇનો હુનર, તેમજ ખુશાલ રેહેવું અને ખુશાલીની મીજલશનો તરીકો વીગેરે શીખવજે. તેણે પાહાડ, પક્ષી અને માલા સીવાય બીજું કાંઇ જોયું નથી. તેથી તે પાદશાહોની રીતભાત અને નામવરીની વાત કયાંથી જાણે?" પછી સામ પેહેલવાને તેને સીમુર્ગના કામ વીશે, તે બુલંદ પાહાડ વીશે, તે પ્યારાં (બચ્ચાં)ને તેણે કાંય હલકું ગણ્યું તે વીશે, તે બચ્ચાં વીશે, તેના સ્વપના વીશે, તે (બચ્ચાંને નાખવાની) છુપી જગ્યા વીશે, જાલને પાહાડ ઉપર નાંખ્યા બાદ તેના સર ઉપર બુલંદ આસમાન કેમ ફર્યું તે વીશે, સીમુર્ગ અને જાલ ઉપર દુન્યા કેવી રહી તે વીશે અને એ બાબદ ઉપર લાંબો વખત (કેમ) વહી ગયો તે વીશેનો સઘલો ભરમ કહ્યો[1] (તે બોલ્યો કે) "જેહાનના માલેકના હોકમ મુજબ અલબરૂજ પાહાડની સખત જમીન ઉપર હું (તેની શોધમાં) ગયો. જયાં મેં એક પાહાડ દીઠો કે જેની ટોંચ વાદ-લને લાગેલી હતી. તેની ઉપરના આસમાનથી તું કેહેશે કે તે (પાહાડ) પાણી ઉપર પથ્થર (તરે) છે એમ જણાતો હતો. તેની ઉપર એક બુલંદ મેહેલના જેવો માલો હતો જે બધી બાજુએથી (બચ્ચાંને) નુકશાન પુગે નહી માટે બંધીયાર હતો. તેની અંદર (સીમુર્ગના) બચ્ચાં સાથે જાલ હતો. તું કહેશે કે તે બંધેને જોડું હોય એવી દોસ્તી હતી. તેઓને જોવાથી તેને માટે મને એવી મેહેર છુટી કે તેની યાદથી મારાં દીલને રાહાત મલી હતી. કોઇ પણ બાજુએથી

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

તે પાહાડ ઉપર જવાનો કાંઇ રસ્તો હતો નહી, તેથી તે પાહાડની આસપાસ હું ઘણો ભટકયા કીધો. મને મારા ગુમ થયલા બેટાને માટે રડવું આવ્યું અને તેના બલાપાથી મારો જીવ જતો રહેતો હતો. તેથી મેં છુપી રીતે (યાને મનમાં) પાક દાદારની બંદગી કીધી કે 'ઓ ખલકને ઇલાજ દેખાડનાર! તું કે જે કોઇ પણ રીતે મોહોતાજમંદ નથી, તથા તું કે જે દરેક જગ્યામાં ખુશાલી પુગાડનારો છે તથા તું કે જેના હોકમ વગર આસમાન પણ ફરી શકતું નથી, તે બોરશેદ અને માહાતાબના સાહેબની હજુરમાં હું તારો ગુનાહથી ભરેલાં દીલ સાથનો એક બંદો છું. મારી ઉમેદ ફક્ત તારી બખશેશ ઉપર છે. મારી શકતી કાંઇ પણ ચીજ ઉપર ચાલતી નથી. આએ બંદો કે જે પક્ષીથી પરવરેશ થયલો છે અને સખતી અને દુખ વેઠીને ઉછરેલો છે, જે રેસમ (ના લેબાસ)ને બદલે ચામડું ઓઢે છે તથા જે વખતે દુધ ધાવવું જોઇએ તે વખતે તે ગોસ્તનો ટુકડો ચુશે છે તેને તું મને પાછો આપ અથવા તો તેની તરફ (ઉપર) જવાનો મારો રસ્તો (ખુલ્લો) કર, અને મારૂં આએ દુખ ઓછું કર. મેં તેની તરફ દેખાડેલા ઘાટકીપણાને માટે તું મારા જીવનો માલ મને પાછો બક્ષ અને મારાં દીલને (ખુશાલીથી) રોશન કર.' જ્યારે હું યજદાંની નજદીક એ પ્રમાણે બોલી રહયો ત્યારે મારી બંદગી તેજ વખતે કબુલ થઇ. તે (બેટા)ને પાંખ ઉપર નાંખીને તે સીમુર્ગ વાદલ ઉપર ઉડયું. તેના સર ઉપર તે ગબર૧ વીટલાઇને બેઠો હતો. વસંતની મોસમના વાદલની માફક તે પાહાડની નીચે આવ્યું. તેણે જાલના તનને પોતાની પાંખવાલી બગલમાં પકડયું હતું. તેના પમરાતથી તમામ જેહાન કસ્તુરીના જેવા સોહડમવાલી થઇ રહી. મારી બે આંખો તથા હોતો સુકાઇ ગયા. તેની ધાસ્તીથી અને મારા બેટાને ભટકતો મુકવાથી મારી અક્કલ મારા માથાંમાં ઠેકાણે રહી નહી. એક દાઇની માફક તે તેને મારી આગળ લાવ્યું કારણ કે તે તેને માટેનો ચાહ ધરાવવામાં ઉસતવાર હતું. મારી જબાને તે (પક્ષી)ની તારીફ ગાવા માંડી. હું તે સીમુર્ગને પગે લાગ્યો. પછી તે મારા બેટાને મારી

---

૧ મુસલમાનો 'ગબર' બોલ પારસીઓને માટે વાપરે છે.

આગળ રેહવા હેઇને પાછું ફર્યું. તું કેહેશે કે તે જાણે આસમાન સાથે ભેલાઇ ગયું. (હાલે) હું તેને (તું) જેહાનના પાદશાહ આગળ લાવ્યો છું અને જે બાબદથી તું અંજાણ હતો તે બાબદથી મેં તુંને વાકેફ કીધો છે."

## મોબેદોએ જાલના સેતારાઓની ચાલ સોધી, તથા સામ જાલની સાથે જાબુલસ્તાન પાછો ફર્યો તે વીશે.

ત્યાર પછી પાદશાહે મોબેદો, નજુમીઓ તથા ડાહયા માણસોને ફરમાવ્યું કે 'તમો જુઓ કે જાલનું નસીબ કેવું છે? સેતારાઓમાંથી તેના નસીબનો માલેક કોણ છે? જ્યારે તે મોટો થશે ત્યારે શું શું થશે? એ સઘલી બાબદનું બ્યાન તમો મારી આગળ કરો." તે નજુમીઓએ અને મોબેદોએ તેના નસીબની નીશાણી ઉપરથી જે બાબદ જાહેર હતી તે પકડી. તેઓએ તે નામવર પાદશાહને કહયું કે "એ એક નામદાર પેહેલવાન બનશે. તે હુશીયાર, ચાલાક, પેહેલવાન તથા હીમતવાન પેહેલવાનોને ફેંકી દેનાર અને શીંહોને પકડનાર નીવડશે." જયારે પાદશાહે એ વાત સમજી ત્યારે તે ખુશી થયો અને તે પેહેલવાન (સામ)નું દીલ ગમથી નીરાળું થયું. તે જમીનના પાદશાહે એક હદીઓ તૈયાર કીધો કે જે જોઇને દરેક જણ તારીફ ગાવા લાગ્યા. (તે હદીઆમાં) સુનેરી લગામ સાથના અરબી ઘોડાઓ, સુનેરી મ્યાન સાથની હીંન્દી તલવારો, રેશમી તથા બીવરના બાલથી વણેલું કાપડ, પીલા રંગના યાકુત, પુશકલ ગલીચાઓ, રૂમી ગોલામો, રૂમી રેશમી વણતનું કાપડ જેની કોર ઝવેરાતથી જડેલી હતી અને જે આખું સુનેરી (કસબથી) ભરેલું હતું, યાકુતની રકાબીઓ, પીરોજાની તથા લાલ રંગના સુનાની તથા કાચાં રૂપાની જામો કે જે જામો કસતુરી, કપુર અને કેશરથી ભરપુર હતી તે સઘલું નોકરો પાદશાહની હજુરમાં લાવ્યા. વળી તે સાથે બખતરો, લોઢાંની ટોપીઓ, ભાલાઓ, નેજાઓ, તલવારો તથા ભારી ગુરજો પણ હતા. વળી એ ઉપરાંત તેમાં ફીરોજાનું તખત, સુનેરી તાજ, યાકુતની વીંટી અને સુનેરી કંમરબંધ હતા. મીનોચેહેરે વલી

પોતાની મોહર સાથના ખત ઉપર લખત કરી આપ્યું તેમાં તેણે તેની બેહેસ્તના જેવી તારીફ ગાઇ અને તેમાં તમામ કાબુલથી તે હીંદુસ્તાન સુધીની જમીન કે જે સીંધુ નદી સુધી પોહોંચતી હતી તે (સઘલી જમીન)ને જાબુલસ્તાન સાથે જોડી નાખી અને તે (મુલકો)ની મેહેસુલાત અને સલામી તેણે તે (સામ)ને લખી આપી. જ્યારે એ ખત અને હદીઓ તૈયાર થયો ત્યારે તેણે તે જેહાનના પેહેલવાનનો ઘોડો મંગાવ્યો. જ્યારે તે આવી પુગ્યો ત્યારે સામ ઉભો થયો અને બોલ્યો કે "ઇનશાફ અને રાસ્તીમાં સૌથી બુલંદ રીતે ચુટી કઢાયલા ઓ પાદશાહ! જ્યારથી આસમાનને તથા મહાતાબને તે સાહેબે બુલંદીએ ચઢાવ્યાં છે ત્યારથી તારા જેવા કોઇ પણ પાદશાહે માથાં ઉપર તાજ મુકયું નથી (યાને એવો સખાવત કરનારો પાદશાહ તુંજ પેહેલો છે). તારી મેહેરબાની, તારા વીચારો, તારી ખાશીયતો, અને તારી અક્કલને લીધે તમામ જમાનો તારીથી ખુશાલ છે. તમામ દુન્યાનો ખજાનો તારી નજરમાં બીસાદ વગરનો છે. માટે તારા નામ શીવાય (દુન્યામા) બીજું કાંઇ પણ યાદગારી ભરેલું નાહોતું." ત્યાર પછી તે વાંકો વલ્યો અને તખતને બોસો લીધો. પછી તેણે હાથીઓની પીઠ ઉપર ઢોલ બંધાવ્યાં અને જાબુલસ્તાન તરફ જવાને નીકલ્યો. તેને (જતો) જોવાને તમામ શેહેરોના તથા પાહાડોના લોકો આવ્યાં. જ્યારે તે નીમરોજની નજદીક આવી લાગ્યો ત્યારે ત્યાં તે જેહાનને દીપાવનાર સરદારની (આવવાની) ખબર ફેલઇ કે તે (સામ) હદીઓ સુનેરી તાજ, સુનેરી તખત તથા પાદશાહી ખત તથા પરવાના સાથે આવે છે. આથી સીસતાન (ના લોકોએ તે શેહેર) ને બેહેશતની માફક એવી રીતે સંગારયું કે ત્યાંની માટી કસતુરી બની અને (ઘરોની) ઇતરડી સુનેરી થઇ. શેહેરના લોકોએ તેની ઉપર પુશકલ કશતુરી તથા દીનાર, કેશર અને દીરમોનો નીસાર કીધો. જેહાનની અંદર તમામ ધર્મગુરૂઓ અને મોટી પદવીનાઓ વચ્ચે ખુશાલી પંથરાઇ રહી. જ્યાં જ્યાં પણ મોટી પદવી ધરાવનાર નામદારો હતા તેઓ સામની આગળ આવ્યા અને બોલ્યા કે "આએ જવાન (બેટા) તું પગલું મુબારક થજો તથા એ હમેશાં તાજાં દીલનો નામવર

પેહેલવાન નીવડજો." જ્યારે તેઓ તે પેહેલવાનની ઉપર દુવા ગુજારી રહયા ત્યારે તેઓએ જાલેજરની ઉપર સુનાનો વધાવો કીધો તેજ વખતે સામ પોતાની નામદારી અને ખાહેશ સાથે (તખત ઉપર) બેઠો અને ચીજોની સખાવત કરીને નામદારી સોધી. ૧ જે કોઇ હદીયાને લાયકના હતા તથા જે કોઇ દાનાવો તથા નામદારો હતા તેઓની લાયકાત પ્રમાણેના હદીઆ તેણે તૈયાર કીધા. સઘલાઓને ઉંચા ઓહ્દા બક્ષયા. ત્યાર પછી સામે પોતાના બેટાને પાદશાહી હુનરો દેખાડવા માંડયા. તેણે દુન્યાનો અનુભવ મેલવેલા લોકોને જેહાનમાંથી બોલાવી મંગાવ્યા અને તેઓની સાથે તેઓને લાયકની કેટલીક વાતો કીધી. તે નામવર અકકલમંદોને તેણે એમ કહયું કે "ઓ હુશીયાર દીલના પવીત્ર મોબેદો! આપણા હુશીયાર પાદશાહ (મીનો-ચેહેર) એ એવો હોકમ કીધો છે કે 'કરકસાર અને માજનદરાન તરફ લશકર સાથે તું હુમલો લેઇ જજે' તેથી હું તે તરફ એક મોટું લશકર (લડાઇને માટે) લેઇ જવા ઇચ્છું છું. તોપણ મારૂં દીલ તથા જીવ અહીંજ (જાલને માટે) ટીંગાઇ રહેશે અને મારી આંખે લોહીના આંસુઓ વરસાશે. મારી જવાંની અને મારી બહાદુરીના વખતમાં મેં એક બેહુદુ કામ કીધું છે. યજદાંએ મને બેટો આપ્યો તેને મેં ફેંકી દીધો અને કમ અકકલથી મેં તેની કીંમત પીછાણી નહી. તેને બખતાવર સીમુર્ગે જેને પરવરદેગારે ત્યાં મોકલી આપ્યું હતું તેણે ઉધારીને મોટો કીધો. જે મારી નજરમાં હીનો હતો તે તે પક્ષીની નજરમાં વાહાલો લાગ્યો. તેણે તે સરોવરના જેવો ઉનચો થયો ત્યાં સુધી તેને પાલ્યો. જ્યારે તે (બેટા)ની બખશેશ પાછી મેલવવાનો વખત નજદીક આવ્યો ત્યારે જેહાનને પેદા કરનાર યજદાંએ મને તે પાછો આપ્યો. તેને કેળવણી આપવાને માટે હું તમોને સોંપું છું માટે તેના રવાનને હુનરોથી ચઢયાતું બનાવજો. તમો એમજ જાણજો કે તે મારી યાદગારી છે. માટે તમો મારી તરફથી તેની સમાલ લેજો. તમો તેની ઉપર પ્યાર રાખજો અને તેને દાનાઇ તથા તમામ બુલંદી ઉપર ચઢવાના રસ્તા અને કાયદા શીખવજો કારણકે હું તો પાદશા-

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

હુના ફરમાન પ્રમાણે સરદારો તથ લશકરને લેઇને દુશમનોની સામે જવા ઇચ્છું છું.'' પછી સામે જાલ તરફ મોહુ ફેરવ્યું અને બોલ્યો કે ''તુ ઇનશાફના અને બખશેસના કામો કરજે અને આરામથી (અત્રે) રહેજે. એમજ જાણ કે જાબુલસ્તાન તારૂં પોતાનુંજ છે. તમામ મુલકોના લોકો તારા હોકમ હેઠલ રહેશે. મારૂ ખુશાલી ભરેલું પણ ગમગીન દીલ થોડું ઘણું તારી આગળ (ખેચાયલું) રેહેશે. ખજાનાની કુંચી તારી આગળજ છે. મારૂં ઘેર તુંને વધારે આબાદી ભરેલું નીવડજો, અને તારા દોસ્તોના દીલ તારીથી ખુશાલ રેહજો. તારૂ રોશન દીલ જે કાંઇ ઇચ્છે તે પ્રમાણે ખુશાલીની મીજલશ અને લડાઇનો હુનર બજા લાવજે.'' ત્યારે જવાન જાલે સામને જવાબ દીધો કે ''હું અહીઆં કેવી રીતે મારી જીંદગી ગુજારી શકશ ? કોઇપણ પોતઃની માયથી ગુનાહની સાથે જન્મયું નથી. પણ હું તેવો છું અને તેથી ઇનશાફનો પોકાર કરવો મને ઘટે છે. આગળ રાખ્યો હતો તેથી પણ વધારે વખત જુદો તું મને કયાં સુધી રાખશે ? મને એમ (જુદો) ના નાખ, કારણ કે હવે દોસ્તીનો વખત આવ્યો છે. એક વખત હતો કે જ્યારે તેં મને પક્ષીના પંજા હેઠલ ખાકમાં લોટતો અને લોહી ચુસ્તો રાખ્યો હતો. જ્યાં માલો મારી બેઠક હતી અને પક્ષી મારૂં દોસ્ત હતું. તેવા વખતમાં હું મુરગો વચે (યાને મુરગોમાનું એક) ગણાતો હતો. હવે વળી (પાછો) હું હમારા પાળન કરનારથી દુર થયોછું. એજ પ્રમાણે મને જમાનો પાળે છે. જ્યારે ફુલનો (યાને એશઆરામનો) ભાગ મને મલ્યો છે તેમાં પણ કાંતા શીવાય બીજું કાંઇ નથી. પણ એ બાબદમાં હુ પરવરદેગાર સાથે લડાઇ કરવા માંગતો નથી.'' ત્યારે બાપે જવાબ દીધો કે દીલનો ઉભરો એમ ખાલી કરવો સજાવાર છે માટે તે ખાલી કર અને તારી જે ખાહેશ હોય તે મને કહે. સેતારાઓની ગણત્રી કરનાર નજુમીએ તારૂં નેક નસીબ આ પ્રમાણેનું કહયું છે કે ''તારી આરામ લેવાની જગ્યા અહીંઆ (જાબુલસ્તાનમાં) થશે. અહીંજ તારૂં લશકર અને અહીંજ તારૂં તાજ રેહેશે. ફરતાં આસમાનના હોકમ આગળ આપણો ચારો નથી, તેથી અહીંજ તુને તારી મોહોબત

પાંહરવી ઘટે છે. હવે તારી પનાહમાં તારી આસપાસ રૈયત આવેલી છે, તેમાં સવારો, પેહેલવાનો અને તપાસ કરનાર અકકલમંદો છે. તેઓથી તું તમામ રીતની અકકલ શીખજે અને સમજજે તથા દરેક અકકલમાંથી તું ખુશાલી મેલવજે. ખોરાક આપવાથી તથા સખાવત કરવાથી તું જરાએ આશાયશ લેતો ના અને તમામ દાહાપણ ભરેલી વાતો સમજવા તથા ઇનશાફ આપવામાં ઢીલ કરતો ના. બીજું તું અકકલમંદ માણસો સાથે બેશજે કારણકે નાદાનોજ રેવાજ ઉપર ચાલતા નથી. અગરજો એક દાનાવ માણસ જીવનો દુશમન હોય તો તે એક દોસ્ત કે જે નાદાન મર્દ હોય તેનાથી ભલો છે. તું મારો બેટો અને મારી યાદગારી છે. મારાં દરેક કામની અંદર તું મારો સલાહકાર અને દોસ્ત છે. હું દાદારથી ઉમેદ રાખું છું કે નસીબ અને દોલત કેઆમતના દાહાડાસુધી તારો મદદગાર થાય." એટલું સામે કહયું તેટલામાં ઢોલના અવાજ નીકલ્યા અને (લશકરના ચાલવાથી) હવા દામરના રંગની થઇ રહી તથા જમીન સીસમના જેવી કાલી થઇ રહી. તે છાવણીના દરવાજા ઉપર ઘાંટ અને હીંદી નગારાંના સહાડ નીકળ્યા. ત્યારે ત્રીશ હજાર લડાયક પેહેલવાન કે જેઓ લડાઇના વખતમાં શીંહો જેવા હતા, તેઓનું એક લડાયક લશકર બનાવી તે સાથે તે પેહેલવાન લડાઇ ઉપર જવાને નીકલ્યો. જાલ તેની સાથે બે મંજલ સુધી તેના માર્ગમાં ગયો કે તે બાપ લશકરને કેમ કુચ કરાવે છે તે જોય. ત્યાર બાદ તે બાપે જાલને દાબીને કોટી કીધી અને અજાયબ જેવું તો એ કે તે (છુટો પડતાં) રડયો હતો. આથી જાલની આંખ પણ આંસુથી ભરાઇ ગઇ અને તેના ગાલ ઉપરથી તેના દીલનું લોહી (આંસુ) વેહેવા લાગ્યું. પછી તેણે ફરમાવ્યું કે તે હવે રસ્તામાંથી પાછો ફરે અને ખુશાલી ભર્યાં દીલ સાથે પોતાના તાજ અને તખત તરફ પાછો જાય. તે સામનો દસ્તાન એવો વીચાર કરતો પાછો ફર્યો કે, હવે તે બાપનાં વગર ખુશી સાથે કેમ જીવી શકશે? તે નામવર (જાલ) પોતાનાં માથાં ઉપર જલકાત ભરેલું તાજ મુકીને તથા ઇનશાફ સાથે હાથમાં

ગાયની સુરતનો ગુરજ પકડીને તથા સુનેરી સાંકડી પેહેડીને અને સુનેરી કંમરબંધ બાંધીને હાથી દાંતના તખત ઉપર બેઠો. તેણે દરેક મુલકમાંથી ડાહ્યા પુરૂશોને બોલાવી મંગાવ્યા અને તેઓ સાથે હર બાબદ ઉપર અને હરેક તરેહની તકરારો કીધી. નજુમીઓ, દીનથી વાકેફગારો, જંગી સવારો અને કીનો સોધનારાઓ તેની આગળ રાતે અને દીવસે રહેતા હતા તથા તેની સાથે (હરેક બાબદ ઉપર) વધતી ઓછી તકરારો કરતા હતા. તે જાલ શીખીને એવો બન્યો કે તું કહેશે કે તે એક દીપતો સેતારોજ હતો. તે અક્કલમાં અને ડાહાપણમાં એટલો વધ્યો કે તેના જેવો જેહાનની અંદર કોઇ પણ માણુસ જણાયો નહી. તે એવો અચ્છો સ્વાર હતો કે તેની તારીફ જેહાનનાં મોહટા માણુસો ગાતા હતા. તેની ખુબી જોઇને મરદો તથા ઓરતો અચરત થતાં હતાં અને તેને જોવાને માટે તેઓ ભેગાં મલતાં હતાં. જે કોઇ તેની નજદીકથી દુર રહેતા હતા તેઓ તેના કપુર (જેવા સફેદ બાલ)ને કસતુરી (જેવા કાલા) સમજતા હતા. એ પ્રમાણે ફરતું આસમાન ફર્યાં કરતું હતું અને તે જાલ અને સામની ઉપર પોતાની મેહેર વરસાવતું હતું. એવું બન્યું કે તેણે એક દીવસે એવો વીચાર કીધો કે તેની પાદશાહીની અંદર તે ફરવા નીકળે. તેણે પોતાની સાથે પોતાના પેહેલવાનો કે જેઓ તેની સાથે એક વીચારના અને એક તરીકાના હતા તેઓને લીધા અને તે ખુશાલી સાથે બાંહાર નીકલ્યો તેણે હીંદુસ્તાનના મુલક તરફ તથા કાબુલ, દમબર, મરગ અને માઇ તરફ જવાનો વીચાર કીધો. દરેક ઠેકાણે તે મીજલશ ભેગી કરતો અને દારૂ, વાજીંત્ર અને રામશગરોને તે બોલાવી મંગાવતો હતો. આએ ત્રણ પાંચ દીવસની દુન્યાના કાયદા અને રસમ પ્રમાણે તે પોતાના ખજાનાના દરવાજા ખુલ્લા મુકતો હતો અને રંજને દુર કરતો હતો. તે ભપકાથી કુચ કરતો, હસતો બોલતો, અને દીલને ખુશાલ બનાવતો થોડા વખતમાં જાબુલથી કાબુલ આવી પોહોંચ્યો.

## જાલે કાબુલના મેહેરાબ સાથે મુલાકાત કીધી અને તે મેહેરાબની બેટી રોદાબે ઉપર આશક થયો તે વીશે.

ત્યાંનો (કાબુલનો) એક પાદશાહ હતો કે જેનું નામ મેહેરાબ હતું, જે જોરાવર, તવંગર, અને મુરાદને પોહોંચેલો હતો. તે ઉંચાઈમાં સરોવરના જેવો હતો. તેનો ચેહેરો વસંતની મોસમના જેવો (ખીલેલો) હતો અને તેની ચલણ તીતરના જેવી હતી. તે દાનેશમંદોના જેવું દીલ અને સરદારોના જેવું મગજ ધરાવતો હતો. તેના બે હાતથી બોલવું પહેલવાનોના જેવું અને ડાહાપણ મોબેદોના જેવું હતું. તે અરબ ઝોહાકના ખાનદાનનો હતો. તેના અસતકમાં કાબુલનો સઘલો મુલક હતો. તે દર વરસે સામને ચોકાઈ આપતો હતો કારણ કે તેની સાથે લડાઇ કરવાની તેનામાં શકતી હતી નહી. જ્યારે તે સામના દસ્તાનના (મુસાફરીના) કામથી વાકેફ થયો ત્યારે તે ખજાણો, સંગારેલા ઘોડા, ગોલામો, તથા દરેક તરેહના માલ સાથે જેવા કે દીનાર, યાકુત, કસતુરી, કેશર, રેશમી કાપડ, કસબી કાપડ, બીવરના બાલનું વણેલું કાપડ, પાદશાહને લાયકનું એક હીરા જડીત તાજ, પોખરાજથી જડેલી એક સુનાની સાંકલી વીગેરે સાથે લેઇને તે એક સહવારે કાબુલથી (તેને સામો મલવાને) નીકલ્યો. તેના જે સરદારો હતા તેઓને, તથા લશકરને તેણે પોતાના માર્ગમાં સાથે લીધું. જ્યારે સામના દસ્તાનને એ ખબર થઇ કે તે ભપકા સાથે અને બુઝોર્ગી સાથે આવે છે ત્યારે જાલ તેને સામો લેવાને ગયો, તથા તેને માનથી નવાજ્યો અને પોતાના રેવાજ પ્રમાણે તેનો મરતબો વધાર્યો. ત્યાર પછી તેઓ ફીરોજાના તખત તરફ પાછા ફર્યા. તેઓ ખુલ્લા દીલથી અને મીજલશને ખુશાલ બનાવતા ત્યાં આવ્યા. પછી એક પેહેલવાની સુફરો બીછાવવામાં આવ્યો અને તે મુબારક સુફરા ઉપર સઘલાઓ બેઠા. દારૂ પીરસનારાઓ દારૂ તથા જામ લાવ્યા. મેહેરાબે તે સામના બેટાને (વીવેકની બાબદમાં) તપાસી જોયો. તેને તેનો ચેહેરો ઘણો

પસંદ પડયો તથા તેના કામોથી તેનું દીલ તેની તરફ ઘણું દોડયું. તે મેહેરાબ પેહેલવાને તેથી પોતાની અક્કલ, વીચાર, દીલ, દાનાઇ, અને હુશીયારી તેને સોંપ્રી. જ્યારે મેહેરાબ જાલના સુફરા ઉપરથી ઉઠયો ત્યારે જાલે તે મેહેરાબના કદ અને બાજુ તરફ નજર કીધી. પછી જાલેજરે પોતાના બુજોર્ગોને એવું કહયું કે "એના કરતાં કોણ વધારે સોભા ભરેલી રીતે કંમરબંધ બાંધે છે? તેના જેવા ચેહેરાનો અને તેના જેવાં કદનો કોઇ શખશ નથી. બોલવામાં કોઇ તેની બરોબરનો જોડયો નથી." જયારે તેના બુજોર્ગો વચેથી એક નામદાર બોલ્યો કે "ઓ જેહાનનાં પેહેલવાન! મેહેરાબના મેહેલમાં તેની એક બેટી છે કે જેણીનો ચેહેરો ખોરશેદના કરતાં પણ વધારે પ્રકાશીત છે. પગથી તે માંથા સુધી તેણી હાથીદાંતના જેવી (સફેદ) છે. તેણીનો ચેહેરો વસંતના જેવો ખીલેલો છે. કદમાં તેણી પટલી સોટી જેવી છે. તેણીના રૂપેરી ખભાં ઉપર બે કસતુરીના જેવાં બાલના જુલફાં ઉતરે છે. તેણીનું માથું બેહીની કડીના જેટલું ગોલ છે. તેણીના ગાલો દાડમના ફુલ જેવા (રાતા) છે અને હોટો દાડમના દાના જેવા રાતા છે. તેણીની રૂપેરી છાતી ઉપર બે દાડમ ઉગેલાં છે. તેણીની બે આંખો બાગની અંદરના બે નરગેશના ફુલ જેવી છે. તેણીનાં ભવાંએ કાગડાના પીછામાંથી કાલાશ મેલબ્યો છે. તેણીના બે ભવાં તરાજ શેહેરની બનાવેલી કમાનના જેવાં છે, કે જેની ઉપર કસ્તુરીના જેવા બાલ ઉગેલા છે. અગરજો તું કસતુરીનો સોડમ લેવા માંગતો હોય તો તેણીનો તેવો સોડમ છે. તેણીના જુલફાં અને કર ચલીવાલા બાલ કસતુરીના ભાલા જેવા છે. તે (બાલ)નો તેણી ગાંઠના વલ લેઇને અમોરો વાલે છે. તેણીના દસ આંગલાં રૂપેરી કલમના જેવાં છે જેની ઉપર ખુશબોઇથી સો રકમ પાડેલી છે. તેણી પગથી તે માંથા સુધી બેહેસ્તની હુરીનો માફક સંગાર કરે છે. તેણી પુરતો સંગાર અને મોજમજાહ ચાહે છે. ઓ નામવર પેહેલવાન! તેણી કે જે આસમાન ઉપરના માહાતાબના જેવી છે, તે તારેજ લાયકની છે" જ્યારે જાલે એ વાત તેનાથી સમજી ત્યારે તે માહાતાબ જેવા ચેહેરાની ઓરત ઉપર તેની મોહબત દોડી તથા જાલનું દીલ

જોશમાં આવ્યું. તેથી એવું બન્યું કે તેની હુશીયારી તથા આરામ જતા રહ્યાં. (તેણે વીચાર્યું) કે "જ્યારે તે સખશે આટલી ખુબી સાથે તેણીને ચીતારી છે ત્યારે તેણી પોતે કેટલી ખુબસુરત હશે?" એમ કરતાં રાત પડી અને તે ભારી અંદેશામાં બેઠો. તેણીને નહી જોવાથી તે ઘણો ગમગીન થયો. જ્યારે પહાડની ટોંચ ઉપરથી ખોરશેદની ઢાલ નીકલી અને દુન્યાનો દેખાવ કપુરના જેવો સફેદ થઇ રહ્યો ત્યારે સામના દસ્તાને પોતાની દરબાર ખોલી અને સુનેરી મ્યાન સાથના પેહેલવાનો ત્યાં દાખલ થયા. તેઓએ તે પેહેલવાનની દરબારને (પોતાની હાજરીથી) સંગારી તથા બીજા મોટા દરજાવાલા શખસોને બોલાવી મંગાવ્યા. કાબુલનો સરદાર મેહેરાબ જાબુલના સરદાર જાલના તંબુ તરફ જવાને બહાર નીકળ્યો. જ્યારે તે તેની દરબાર આગળ આવી પોંહોચ્યો ત્યારે તેની દરગાહમાંથી પોકાર ઉઠયો કે રસ્તો ખુલ્લો કરો (યાને નેગાહ રાખો). તે (મેહેરાબ) નવાં ફળ સાથના ઝાડની માફક તે પેહેલવાનની નજદીક ગયો. જાલનું દીલ તેને જોઇને ખુશી થયું અને તેણે તેને માનથી નવાજ્યો, તથા તે અંજુમનની અંદર તેને સરઅફરાજ કીધો. પછી તેણે તેને પુછયું કે "તું મારી પાસેથી શું ઉમેદ રાખે છે તે માંગ? તખત, મોહર, તાજ, તલવાર કે જે કાંઇ તું માગશે તે હું આપશ. મેહેરાબે તેને જવાબ દીધો કે ઓ સરફરાજ, ફતેહમંદ અને હોકમના ફરમાવનાર પાદશાહ! આએ વખતે મારી એક ખાહેશ છે જે ખાહેશ પુરી પાડવી તારે માટે મુશકેલ નથી. તું ખુશી સાથે મારે મકાને પધાર અને મારા જાનને ખોરશેદની માફક રોશન કર." ત્યારે તેણે (જાલે) જવાબ દિધો કે "મને એમ કરવું ઘટે નહી. તારાં મકાનની અંદર આવવું મને લાયક નથી. સામ તેમજ મારો પાદશાહ (મીનોચેહેર) એ વાત જાણે તો તેઓ રાજી થાય નહી. હમો શરાબ પીનારા અને મસતાન થનારા છીએ. તેથી બુત પ્રસ્તને ઘેર જઇએ નહી. એ શીવાય તું બીજું કાંઇ કહે તો તેનો હું જવાબ આપું. તારા દીદાર જોવાથી મને તારે માટે મુબારક વીચાર આવે છે." જ્યારે મેહેરાબે

એમ સમજ્યું ત્યારે તેણે તેના ઉપર દુઆ કીધી પણ પોતાના દીલથી જાલને નાપાક દીનનો ગણ્યો. ત્યાર પછી તે તેના તખત આગળ જાલના બુલંદ નસીબની તારીફ ગાતો ભપકા સાથે ચાલીને ગયો. તેના તરફ કોઇએ નજર કીધી નહી પણ તેને બીગાનાઓમાનો એક ગણ્યો. ૧ એમ સમજીને કે જો તે એક દીનનો અને તેઓની રાહનો હતે તો તે (જાલ) ની ચાપલુસી કરવામાં તેની જબાંન કોતાહ હતે (યાને તે એટલી બધી ચાપલુસી કરતે નહી.) ત્યાર પછી સામના દસ્તાને તેની તરફ જોયું અને જેમ ઘટતું હતું તેમ તેની તેણે પણ કેટલીક તારીફ કીધી. જ્યારે તેઓ (દરબારીઓ)એ તે રોશન દીલના પેહેલવાનોનું દીલ તેની સાથની વાતચીતમાં ગરમ જોયું ત્યારે દરેક બુજોર્ગોએ પણ તે (મેહેરાબ) ના મેહેલમાં (ખુબસુરત બેટી)નો ભરમ હતો એમ સમજીને તેના કદ, દેખાવ, ધીરજ, લાયકાત અને સલુકની તારીફ કીધી. જાલનું તમામ દીલ (તે છોકરીની મોહબતમાં) દીવાનું થયું. તેની અક્કલ દુર થઇ અને તેને પ્યાર વહાલો થયો. એક અરબ સરદાર જે રાસ્ત વીચારનો હતો તે એ (એશકની) બાબત ઉપર એક વાત કહી ગયો છે કે “જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી મારો ઘોડો એ મારી ઓરત છે. ફરતા આસમાનનું ગોળ ચક્કર મારો ભરમ છે. મને ઓરત જોઇતી નથી કે તેની સાથે હું ગેલ કરૂં અને ડાહયાઓની નજદીકમાં હું રૂસવા થાવું.” આવા વીચારથી જાલનું દીલ ઘાવલ થયું અને એ બાબદ ઉપર પોતાનું દીલ રોકી નાખ્યું. તે એ બાબદની (જાહેરમાં) વાત કરવાને પણ ડર ખાતો હતો કે એમ કરવાથી તે પોતાની આબરૂને ડાઘ લગાડશે. એ પ્રમાણે થોડો વખત તેના માથાં ઉપર આસમાન ફર્યું (યાને થોડો વખત વેહેવા લાગ્યો) અને જાલનું દીલ તમામ મોહબત ભર્યું થયું.

---

૧ ઝોહાકના જુલમભર્યાં રાજ્ય પછી ઇરાનીઓ ઝોહાકના ખાનદાન તરફ ધીક્કાર દેખાડતા હતા એમ મેહેરાબ સાથની તેઓની ચાલ ઉપરથી જણાય છે.

## રોદાબે જાલની ઉપર આશક થઇ અને તેણીએ દાસીઓ સાથે એ બાબેની વાત કીધી તે વીશે.

એક દહાડો એવું બન્યું કે મેહરાબ સહુવારના (જાલની) દરબારમાં જઇને પાછો આવ્યો. તે પોતાના મન સાથે જાલની મરદાનગી બાબે, તેની પેહેલવાની બાબે તથા તેના દમામ અને તેની બાજુને માટે વીચાર કરતો હતો. એમ કરતાં તે પોતાના મેહેલની તરફ ગયો અને પોતાના મેહેલના ઓરડાની અંદર બે ખોરશેદ જેવા ચેહેરાની ઓરતોને જોઇ. તેમાં એક ખુબસુરત રોદાબે અને બીજી અક્કલ અને દયા ધરાવનાર સીનદોખત હતી. તેઓએ બહારની મોસમના બાગની માફક તમામ રંગીન કપડાંથી તથા ખુશબોઇ અને ઘરેણાથી સંગાર કીધેલો હતો. તે રોદાબેની (ખુબસુરતી) જોઇ અજબ થયો અને પરવરદેગારના સુકરાના કીધા. તેણે તેણીને એક સીધાં સરોવર માફકની જોઇ કે જેણી ઉપર માહાતાબ (ના જેવો તેણીનો ચેહેરો) ફરતો હતો. તેણીએ પોતાના માથાં ઉપર અંમબરની તોપી પેહેરી હતી. તેણી રેશમી કપડાંથી અને જવેરાતથી સંગરાયલી હતી અને સઘલા સંગારથી તેણી બેહેસ્તની હુરી માફક જણાતી હતી. સીનદોખતે ખુશાલી સાથે અનારના ફૂળ જેવા રાતા હોટો ખોલીઆ અને મેહેરાબને પુછયું કે “ આજે તું (જાલ આગળ) શાને માટે ગયો હતો ? અને જલદી કાંય આવ્યો ? તારી સામે બદ લોકોના હાથો ટુકા થજો. તે ધુઢાં માથાંવાલો સામનો બેટો કેવો માણુસ છે ? તેને તખત યાદ આવે છે કે પક્ષીનો માલો યાદ આવે છે ? વળી તે માણુસોની રીતભાત ધરાવે છે યા નહી ? તે નામદારોને પગલે ચાલનાર છે યા નહી ? તે મુબારક જાલ સીમુર્ગને માટે શું કહે છે ? તેનો ચેહેરો અને ગરદન કેવી છે ? ” મેહેરાબે તેણીને જવાબ દીધો કે “ ઓ ખુબસુરત ચેહેરાના રૂપેરી સરોવર ! આ દુન્યાંની અંદર જોરેમંદ પેહેલવાનોમાંથી જાલની માફકની બરોબરી કોઇ કરી શકે નહી. તેના હાથ અને લગામ ધરવાની ઢપના જેવી તસવીર પણુ કોઇ મેહેલમાં ચીતારી શકે નહી. તેના જેવી જીન ઉપર બેસવાની ઢપ તું કોઇબી નામદારની જોશે નહી.

તે શીંહના જેવું (મોટું) દીલ અને હાથીના જેવું જોર ધરાવે છે. તેના બે હાથો (સખાવતમાં) નીલ નદીના જેવા છે. જ્યારે તે તખત ઉપર બેસે છે ત્યારે તે સુનું રેડે છે. જ્યારે તે લડાઇમાં હોય છે ત્યારે તે ડોકાંઓને છટકાવનાર થાય છે. તેનો ચેહેરો અરગવાન ફુલના જેવો રાતો છે. તે ઉમરમાં જવાન છે તેમ હુશીયારી અને દોલતમાં પણ જવાન છે. જો કે તેના બાલ રંગે સફેદ છે તો પણ મરદાનગીમાં તે મગરમછને ચીરી નાખે છે. તે કીનો લેવામાં એક બલા જેવું મગરમછ છે. તે (ઘોડાના) જીનની ઉપર (બેસવામાં) તેજ પંજાના અઝદાહ જેવો છે. કીનો લેવાંમાં તે ખાકને લોહી સાથે ભેલનારો છે. તે આબદાર ખંજરને ટકાવનારો છે. નીંદાખોર માણસો તે સખશની એબ તરીકે ફક્ત તેના સફેદ બાલ સોધી શકે છે. તેના બાલની સફેદી પણ તેને વળી સોભા આપે છે. તું કહેશે કે તે લોકોના દીલને લલચાવે છે." જ્યારે રોદાબેએ એ વાત સમજી ત્યારે તેણી ખુશી થઇ અને પોતાના ચેહેરાને દાડમના ફુલ જેવો રાતો કીધો. જાલની મોહબતથી તેણીનું દીલ સલગ્યું અને તેથી ખાવાનું, આરામ લેવાનું અને સુખ તેણીથી દુર થયું. જ્યારે તેણીની ડહાપણની જગ્યાએ એ ખાહેશ ધરી ત્યારે તેણીની રીત ભાત અને ટેવ બદલાઇ ગઇ. પેલા અક્કલવંતે એવી નેક વાત કહી છે કે "ઓરતોની આગળ મરદોનું દાસ્તાન કરવું જોઇએ નહી. ઓરતોના દીલમાં પેલા (પ્યારના) દેવે જગ્યા કીધેલી હોય છે. માટે તેણીની આગળ તેવી તારીફ થાય છે એટલે તેણીના વીચાર તે (મર્દ)ને સોધવા ઉપર દોડે છે." તે (રોદાબે)ની પાંચ તુર્કી ગોલામડીઓ હતી. જેણીઓ તેણીની ગોલામડીઓ હોવા ઉપરાંત તેણીની વાહાલી દાસીઓ હતી. તે અક્કલવંત ચાકરડીઓને તેણીએ કહયું કે "હું તમારી આગળ મારાં દીલનો ભેદ કેહેવા માગું છું. તમો સઘલીઓ મારો ભેદ રાખનારીઓ છો અને મારી ચાકરી કરવા સાથે મારો ગમ દુર કરનારીઓ છો. તમો પાંચે જણીઓ આએ જાણો અને વાકેફ થાઓ. તમો તમામ વરસો સુધી મારા નસીબ સાથે જોડાયલી રેહેજો. હું દોડતા દરીઆની માફક આશક થઇ છું કે જેના મોજા

આસમાન સુધી ઉંચે જાય છે. મારૂં રોશન દીલ જાલની મોહોબતથી ભરાયું છે અને તેનો વીચાર મારી ઉંઘને પણ તોડે છે. તેની મોહોબત ઉપર મારો જીવ ભરાઇ રહયો છે. તેથી રાત અને દીવસ તેના ચેહેરાનોજ હું વીચાર કરૂં છું. તમારા શીવાય બીજું કોઇ મારો ભરમ જાણતું નથી કારણ કે તમો મેહેરબાન છો તેમ મારી તરફ ચુસ્ત છો. હવે તમો આએ મારી વાતનો શું ઉપાય કરો છો? તમો મારી પાસે શું કરાવા માંગો છો? અને શું બંદોબસ્ત કરો છો? હવે તમોએ એક ઉપાય કરવો જોઇએ અને મારાં દીલ તથા જાનને દુખથી મુકત કરવાં જોઇએ." તે દાસીઓને પાદશાહોની બેટીઓ પણ બદકારી કરે એ વાત અજબ જેવી લાગી. સઘલીઓએ (વીચાર કરીને) તેણીને માટે જવાબ તૈયાર કીધો અને તંગ દીલ સાથે પોતાની જગ્યા ઉપરથી તેણીઓ ઉભી થઇ અને બોલી કે "ઓ જેહાનની બાનુઓના તાજ! તું મોટા દરજ્જાવાળા લોકોની બેટીઓની વચે સરઅફરાજી ભોગવનારી છે. તારી તારીફ હીંદુસ્તાનથી તે ચીન સુધી પુગી છે. તું તારા મેહેલની વચે એક દીપતું જહવેર છે. તારી ઉંચાઇ જેટલું બાગની અંદર કોઇ સરોવરનું ઝાડ નથી. તારા ગાલના તેજ જેવું ચાંદરનીનું તેજ નથી. તારા ચેહેરાનું ચીત્ર કનોજના રાજાથી તે ખાવરના પાદશાહ સુધી મોકલી આપવામાં આવ્યું છે. તારી આંખની અંદર તારે માટે શરમાવાનું કાંઇ નથી. તેમજ તારા બાપને તારી નજદીકમાં શરમાવા જેવું કાંઇ નથી. જે (જાલ)ને તેના બાપે પોતાની છાતી આગળથી (શરમથી ખીસાડી નાખીને) નખાવી દીધો તેને તું તારી છાતીએ ચાંપવા માંગે છે. તે લોકોની વચે પાહાડ ઉપર એક મુરગથી પલાયલા તરીકે એ લખાય છે. કોઇ પણ પોતાની માયથી કદીબી બુઢો જન્મયો નથી. જો કોઇ એવો જન્મયો હોય તેને ખાનદાની કેહેવો નહી જોઇએ. એવા રાતા ગાલ અને દુધના જેવા બાલવાળા બુઢાને તું મેલવવા માંગે છે તે લોકોને અજબ જેવું લાગશે. તમામ જેહાનના લોકો તારી તરફ ચાહા ધરાવે છે અને લોકોના ઘેરામાં તારો ચેહેરો અને તારી સબી તાંગવામાં આવે છે. માટે તારા આવા (ખુબસુરત) ચેહેરા, કદ અને

બાલને લીધે ચોથા આસમાનનાં સુરજનાં જેવો તારો બાવીંદ આવશે." જ્યારે શેદાબેએ તેણીઓનું બોલવું સમજ્યું ત્યારે જેમ પવન નાખ્યાથી આતશ રોશન થાય તેમ તેણીનું દીલ બલવા લાગ્યું. તેણીએ ગુસ્સાથી તેઓ ઉપર પોકાર કીધો અને તેઓ તરફથી મોહું ફેરવી આંખને વીચી નાખી. ત્યાર પછી ગુસ્સા અને ગમગીન ચેહેરા સાથે તથા ભવાં ઉપર ગુસ્સાનો ચીલ્લો ચહડાવીને તેણી બોલી કે "ઓ જુઠી બકબક કરવાવાળીઓ! તમારૂં બોલવું મારે સાંભલવું લાજમ નથી. જ્યારે મારૂં દીલ સેતારા ઉપર ખરાબ થયું છે તો તે કેમ કરીને માહાતાબથી ખુશાલી પાંમશે. જે કોઇ ધુલ ફાકતું હોય તે ગોલાબ તરફ જોય પણ નહી, જો કે ગોલાબ ધુલથી તો વધારે વખનાય છે. જેના જીગરનો ઉપાય સરકો હોય (તેને સરકો ન આપતાં મધ આપે) તો મધથી તેનું દરદ વધારે વધે છે. મને રોમનો કયસર ૧ જોઇતો નથી કે ચીનનો ફગફુર ૨ ગમતો નથી. અથવા ઇરાન જમીનનો તાજદાર પાદશાહ પણ મને જોઇતો નથી. શીંહના જેવી બાજુ, ખભાં અને ગરદનવાળો સામનો બેટો જાલ મારા મનમાં વધારે ચઢીયાતો છે. તેને જોયા વગર મારાં દીલે તેની મોહોબત પસંદ કીધી છે અને મેં તેનું બ્યાન સમજીને તેની દોસ્તી ચાહી છે. હું તેની ઉપર ચાહા ધરાઉ છું અને નહી કે તેના ચેહેરા અને બાલ ઉપર. હું તો તેના હુનર તરફ પ્યાર ભરેલી થઇ છું. જ્યારે તે દાસીઓએ તેણીનો દીલ જખમાવનારો અવાજ સાંભલ્યો ત્યારે તેઓ તેણીના ભેદથી વાકેફ થઇ. તે દાસીઓ તે મેહેરબાન પાદશાહજાદીનાં દીલની ખાહેશ પ્રમાણે તેણીની સાથે એકમત થઇ. તેઓ ભેગા અવાજે બોલી કે "હમો તારી ગોલામડીઓ છીએ. હમારૂં દીલ તારી તરફ મેહરબાન છે અને હમો તુંને ચાહાનાર છીએ. હવે તું હમારી તરફ જો અને હમોને જે હોકમ ફરમાવતી હોય તે ફરમાવ. તારા હોકમથી ભલું થવા શીવાય બીજુ કાંઇ થશે નહી. તેણીઓમાંથી એક બોલી કે "ઓ સરોવરના રોપા! તું હમારી તરફ જો. તારા ભરમની

---

૧ 'કયસર' એ રોમના પાદશાહોનો ખેતાબ છે.

૨ 'ફગફુર' એ ચીનના પાદશાહનો ખેતાબ છે.

આએ વાત કોઇ જાણુશે નહી. હમારા જેવી લખો (ઓરત) તારી ઉપર કુરબાન હોજો. પરવરદેગારથી તુંને જે અક્કલ સુજે છે તે તુને લાયક હોજો. તારી કાલી નરગેશ જેવી આંખો શરમથી ભરપુર રેહેજો. તારા ગાલો હમેશાં શરમાઉ રેહેજો. અગરજો (તુંને મદદ કરવાને માટે) હમુને જાદુઇ શીખવી પડશે (તો તે શીખશું.) અથવા તો બહીથી અથવા જાદુથી આંખોને સીવી નાખવી પડશે (તો તે સીવશું). હમો જાદુઇ પક્ષી બનીને ઉડીશું અને (તારે માટે) તેવો ઉપાય કરવાને ગુનાહ તરફ પણ હમો દોડીશું કે જેથી તે પાદશાહને તું માહતાબની આગળ લાવીએ અને તારી નજદીક ઉભો કરીએ." (આ પ્રમાણે સમજવાથી) રોદાબેના રાતા હોટો ઉપર હસવું પસરી રહયું અને તેણીએ પોતાનો રાતો ચેહેરો તે દાસીઓ તરફ ફેરવ્યો. તે માહતાબ જેવીએ પોતાની બાંદીઓને એમ કહયું કે "એજ વીચાર પ્રમાણે તમોએ સઘલો રસ્તો લેવાનો છે.[1] અગરજો તમો એ (મુશકેલીના) ગાંઠને ખોલશો તો તમો બુલંદ ફળદાર ઝાડને રોપશો (યાને કે મારૂં કામ બજાવશો તો મારીથી તમો ચાલુ મેહેરબાની મેલવશો). તે ઝાડના ફળ તમો દર રોજ યાકુતના મેલવશો અને તમારી અક્કલ તેના ફલ તમારા ખોલામાં લાવી નાખશે."

## રોદાબેની દાસીઓ જાલની આગળ ગઇ અને તેઓ જાલ તરફની ભેટ અને પેગામ સાથે પાછી ફરી તે વીશે.

તે દાસીઓ તેણીની આગળથી ઉઠી અને નાચારીએ તે ઉપાય અજમાવવાને માટે જવા નીકળી. તેઓએ રૂમી રેસમી પોશાક તન ઉપર પેહેરીયા અને માથાં ઉપરના બાલોને ફુલોથી સંગારીઆ પછી તે પાંચે ઓરતો નદીના કીનારા તરફ ગઇ. દરેક ઓરત સુગંધથી અને રંગીત કપડાંથી ખુશાલી ભરેલી વસંતના જેવી લાગતી હતી. તે હીંગામ વરસના સરદાર ફરવરદીન મહીનાનો હતો (યાને વસંત તુરતની બેઠેલી હતી). જાલની લશકરગાહની જગ્યા નદીને કીનારે

1 એ બેત લખેલી નકલમાં વધુ છે.

હતી. તે દાસીઓ તે નદી તરફ ગઇ અને તેણીઓ દસ્તાન વીશે વાત કરતી કીનારા ઉપરના ફુલો વીછવા લાગી. તેઓના ચેહેરા બાગના જેવા અને ગાળો ફુલના જેવા રાતા હતા. તેઓ ફુલ વીછવાને માટે દરેક બાજુએ જતી હતી અને એમ કરતાં કરતાં તે છાવણીની લગભગ નજદીક આવી લાગી. દસ્તાને પોતાના ઉચાં તખત ઉપરથી તેઓને જોઇ અને તેથી તેણે (કોઇને) પુછયું કે "શું તે ઓરતો ફુલની પુજા કરનારીઓ છે? તેઓ મારા બાગમાંથી શા માટે ફુલો ચુંટે છે? શું તેઓને મારી નાફરમાની કરવા(ના વાંક)ની ધાસ્તી નથી?" તેને જવાબ આપવામાં આવ્યો કે "રોશન રવાનના મેહેરાબના મેહેલમાંથી કાબુલસ્તાનનો માહતાબ (રોદાબે) આએ બાગ તરફ પોતાની દાસીઓને એમ (ફુલ વીછવાને) મોકલે છે." દસ્તાને જ્યારે એમ સમજ્યું ત્યારે તેનું દીલ ધપકવા લાગ્યું અને (તેણીની તરફની) ઘણી મોહબતને લીધે પોતાની જગ્યા ઉપર તે ઠરી શકયો નહી. તે દસતાન પોતાના નોકર સાથે જડપથી તે નદીના કીનારા તરફ ભપકાથી ગયો. જ્યારે જાલે દાસીઓને તે બાજુએ જોઇ ત્યારે તેણે પોતાના તુરકી ગોલામ પાસેથી કમાન મંગાવી અને બાજુ ચઢાવીને શેકાર કરવાને બાહાને પગે ચાલતો ત્યાંથી નીકલ્યો. તેણે તે કીનારા ઉપર મોટું તીતર જોવાથી તે ગોલાબી ચેહેરાના તુરકી ગોલામે કમાન ઉપર તીર ચઢાવીને તે જેહાંન પેહેલવાનના હાથમાં આપી. તેણે એક બાંગ મારી કે જેથી તે પક્ષી પાણી ઉપરથી ઉચે ઉડે. પછી તેમ કરીને સેતાબી સાથે એક તીર ફેંકયો. તે પક્ષી ઉડતાંજ પાછું નીચે પડયું અને તેના લોહીથી તે નદીના પાણી લાલ થઇ ગયાં. તેણે તે તુરકી ગોલામને કહયું કે તું ત્યાં જા અને પેલાં મુવેલાં પક્ષીને લઇ આવ." તે હીમતવાન તુરકી એક બોટમાં બેસીને તે તરફ ગયો અને તે દાસીઓની આગળથી ભપકા સાથે ચાલી ગયો. તે પેહેલવાનના નોકર સાથે વાતચીત કરવાને તે દાસીઓએ પોતાની મધુર જબાંન ખોલી. (તેઓએ તેને પુછયું કે) "તે શીંહના જેવી બાજુનો પીલતન મરદ કોણ છે? અને તે કહી અંજુમનનો પાદશાહ છે? કે તે

આવી ખુબી ભરેલી રીતે કમાનમાંથી તીર ફેંકી શકયો. એની આગળ એના દુશમનોની કાંઇ બીસાદ ગણાય નહી? એ સવારના કરતાં હમે કોઇને વધારે ખુબસુરત જોયો નથી, કે જે એની માફક તીર અને કમાન(ના હુનર)માં એવો ફતેહમંદ હોય" ઝડપથી તે ગોલામે પોતાના દાંતથી હોટને બીડીઆ (અને તેઓને આગળ બોલતાં અટકાવાની ઇસારત કીધી) અને પછી બોલ્યો કે "એવી રીતે એ પાદશાહની વાત ના કરો. એ તો નીમરોજનો પાદશાહ છે અને સામનો બેટો થાય છે. પાદશાહો તેને દસ્તાનને નામે ઓળખે છે. એ શીવાય બીજા કોઇ ઉપર આસમાન એવી રીતે ફરતું નથી તથા આવા નામદારને જમાનાએ કદી પણ જોયો નથી." તે દાસીઓ તે માહતાબ જેવા ચેહેરાવાળા છોકરા સાથે હસી અને બોલી કે "તું એમ ના બોલ. મેહેરાબના મેહેલમાં એક માહતાબ જેવી બેટી છે તે તારા પાદશાહ કરતાં દરજજામાં વધારે ચહડતી છે. તે ઉંચાઇમાં પટલી સોતા જેવી અને રંગમાં હાથી દાંતના જેવી છે. તેણી કસ્તુરીનું તાજ માંથા ઉપર મેલે છે ત્યારે એક ફરેસતાના જેવી જણાય છે. તેણીની નરગેશ જેવી બે આંખો ગંભીર છે અને ભવાં વળેલાં છે. તે બે ભવાંની વચેનો ડાંભલો (યાને નાક) રૂપેરી કલમના જેવું છે. તેણીનું મોહું નાહાનું છે અને તેણીના જુલફાં (કેદીના) પગ બાંધવાની સાંકળ જેવાં છે. તેણીના બેઉ બાજુના ખભાં સરખાં અને આબરૂવાળાં છે. તેણીના ગાલો રતાશવાળા અને બાલ કસતુરી જેવા (કાલા) છે. તેણીના મોઢાંનો દમ બાહાર જવાને હોટ સવાય બીજો રસ્તો નથી. (ટુંકમાં) તેણીના જેવો માહતાબ આખી જેહાનમાં નથી. હમો કાબુલથી ભપકા સાથે (અત્રે) આવ્યાં છીએ અને જાબુલના પાદશાહને મલવાને માટે ખાહેશ રાખીએ છીએ." તેણી ઘણું કરીને તે (જાલ)ને ઘટતી અને તેનેજ લાયકની છે, (અને હમે ધારીએ છીએ) કે રોદાબે જાલની ઓરત થાય. તે તમામ દાસીઓએ એક એક પછી તે ખુબસુરત ઓરતની ખુબી જાહેર કીધી, એવી મકશદથી કે તેણીના (યાને રોદાબેના) માણેક જેવા હોટોને તે સામના બેટાના હોટો સાથે દોસ્તી પડાવે. જયારે તે

ગોલામે દાસીઓથી એવી વાત સમજી ત્યારે તેનો ચેહેરો તેણીઓના એમ બોલવાથી માણેકના જેવો રાતો બન્યો.૧ તે ખુબસુરત ગોલામે તે દાસીઓને કહયું કે "માહાતાબ (શેહાબે)ની સાથે પ્રકાશીત સુરજ (જાલ) લાયક છે. પણ મને એ બાબે વાત કરવાનું લાયક નથી કારણકે પાણીનું દોડવું તે તરફ નથી." જેહાને તે બેઉ જણાને જોડવાનો વીચાર કીધો, તેથી બંધે જણના દીલમાં (એક-બેકને માટેનો) પ્યાર ઉશકેરીઓ. જો તે (જેહાન) ઉલટી ફરવાની ખાહેશ કરતે તો કોઇથી બોલી શકાતે નહી અને તે જડપથી તે જોડાંને તોડી શકતે. તે (જોડાંને) તોડવા માંગે છે તે જાહેર રીતે તોડી નાખે છે પણ તે સાંધવા માંગે છે તો તે છુપુ રાખે છે. આ (જોડુ સાંધવાની) બાબદ ઉપર અને તે (જોડુ તોડવાની) બાબદ ઉપર જેહાનને એવીજ ટેવ પડેલી છે. ઓ દીલ! અગરજો તું જોડું કરવાથી પરહેજ રહે તો તે બાબદ સેહેલાઇથી છુપી રહી શકશે. કોઇ સખશને ત્યાં બેટી હોતીજ ના કે જેથી તેને શરમ ભરેલી વાત સમજવી પડેજ નહી. એક બાજ નર પક્ષીએ પોતાની માદા કે જે ઇંડા ઉપર પોતાની પાંખ પોહોલી કરીને બેઠી હતી તેને એવું કહયું હતું કે "અગરજો એ ઇંડામાંથી એક માદા બહાર પડે (યાને જનમે) તો બાપની પીઠથી (થયલું) આ ઇંડું ફેંકી દીધેલું ગણવું (યાને મારે ત્યાં માદા અવતરે નહીં તો બેહેતર). તે (દાસી)ઓ તરફથી તે ગોલામ હસ્તો હસ્તો પાછો ફર્યો ત્યારે તે સામના નામવર બેટાએ તેને પુછયું કે "તું મને કહે કે તેઓએ તારી સાથે એ રીતે શું ભરમ ભરી વાતો કીધી? તેણીઓએ તુંને શું કહયું કે જેથી તુંને હસવું આવ્યું અને તારા હોટ ખુલી ગયા તથા તારા રૂપેરી દાંતો બાહાર આવ્યા?" આથી તે ગોલામે જે કાંઇ સમજયું હતું તે સઘળું તે પેહેલવાનને કહયું, (જે સમજવાથી) તે પેહેલવાનનું દીલ ખુશાલીથી જુવાન બની ગયું. તેણે તે માહાતાબ જેવા ચેહેરાવાળા છોકરાને એમ કહયું કે "તું જા અને તે દાસીઓને કેહે કે તમો થોડો વખત એ બાગમાંથી બાહાર જતી ના પણ આ ફુલની સાથે બાગમાંથી

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

(રોદાબેને માટે) થોડાં ગોહરોબી સાથે લેઇ જાઓ. હું જે છુપો પેગામ મોકલવા માંગુ છું તે લીધા વગર તમોએ બાગમાંથી મેહેલ તરફ જવું નહીં." ત્યાર પછી તેણે ખજાનામાંથી દીરમ, સુનું અને જવેહરાત તેમજ મોંઘી કીંમતના કસબી ભરેલા ખીનખાબના પાંચ તાકા તથા પાદશાહી ગોહરોથી ભરેલો એક દાબડો વીગેરે મંગાવ્યું. ત્યારબાદ તેણે (પોતાના) કાનમાંથી લુલક કાહાડયું તથા બે વીટી જે પાદશાહ મીનોચેહેરની હતી (તે બાહાર કાહાડી) અને તે સઘળું તે મુબારક માહાતાબને માટે (મોકલવાને) ચુંટી કાહાડયું. પછી તેણે તે (ગોલામ)ને ફરમાવ્યું કે એ સઘળું તેઓની નજદીક લેઇ જા અને (તેણીઓને કેહે) કે "એ વાત તેઓ કોઇ આગળ કેહે નહીં, પણ છુપી રીતે (રોદાબેને) પુગાડે. આથી તે ગોલામ તે પાંચ માહાતાબ જેવા ચેહેરાની ઓરતો તરફ તેના (આવા) ગરમ પેગામ સાથે તથા દીનાર અને ખજાના સાથે ગયો. તેણે તે જર તથા જવેહરાત જેહાન પેહેલવાન જાલેજરના નામથી તેઓને સપુરદ કીધું. તે દાસીઓએ તે ખુબસુરત ગોલામને કહયું કે બે જનની વચે થયલી વાત શીવાય બીજી વાત કોઇ પણ દીવસ છુપી રહેતી નથી. ત્રણ વચે કાંઇ પણ છુપું રહી શકતું નથી અને ચારથી તો અંજુમન ગણાય છે. તેથી ઓ પાકીજેહ વીચારના અક્કલમંદ મર્દ! તું હમારી મારફતે મેહેલમાં જે કાંઇ છુપી વાત કહેવાડવાનો હોય તે કહે." જ્યારે તેણીઓ જાલના કામથી વાકેફ થઇ કે જાલને તે (રોદાબે)ના પ્યારમાં કરાર નથી ત્યારે દાસીઓ (ખાનગી રીતે) એકમેકને કેહેવા લાગી કે "તે નરશીંહ આપણા ફાંદામાં આવી ચુકો છે. હવે રોદાબેનું કામ અને જાલની ખાહેશ પાર પડે એવી મુબારક આગાહી થાય છે. તે પાદશાહ (જાલ)નો કાળી આંખ વાળો ખજાનચી (નોકર) કે જે તેના આવાં કામની અંદર સલાહકાર હતો તે ત્યાંથી પાછો ફર્યો. તેણે તે દીલને ખુશી કરનારી દાસીઓથી જે વાત સમજી હતી તે સઘલી ખાનગી રીતે તે પેહેલવાનને કહી. તે પેહેલવાન કાબુલસ્તાનના ખોરશેદ (રોદાબે)ની ઉમેદ કરતો (જ્યાં દાસીઓ હતી ત્યાં) બાગમાં ગયો. તે પરી જેવા ચેહરાની અને

ગોલાબી ગાલની તરાજ શેહેરની પુટલીઓ તેની નજદીક નેમાજ કરતી ગઇ. તે પેહેલવાને તેઓને તે સરોવર (રોદાબે)ના કદ, દેખાવ તથા તેણીનું બોલવું, ચેહેરો, વીચાર અને અક્કલને માટેના સવાલો પુછયા કે જેથી તેણી તેને લાયકની છે કે નહી તે જાણે. પણ તેઓને કહયું કે "તમો મારી આગળ એ સઘળી વાતો કહો અને તે કેહેવામાં કાંઇ પણ જુઠું બોલતાં ના. જો તમારી વાત સાચી હશે તો તમો મારીથી આબરૂ મેલવશો. અગરજો મને કાંઇ પણ જુઠાંનો શક પડશે તો તમોને હાથીના પગ નીચે નખાવશ. તે દાસીઓના ચેહેરા (એ સાંભલતાં) સોમલના જેવા સફેદ થઇ ગયા. તેઓએ તે શાહજાદા આગળ નમન કીધું. પછી તેઓમાંની એક જે વરસમાં નાહાની હતી અને જે જાલની સાથે વાત કરવામાં ઉલટમંદ હતી તેણી બોલી કે "મોહટા દરજાની શાહજાદીઓ જેવી જેહાનની માતાઓ વચેથી તેના જેવી ઓરતને કોઇએ પણ જન્મ આપ્યો હશે નહી. તેણી દેખાવમાં અને કદમાં સામના જેવી છે. તથા તેણી પાક દીલની, દાનેશમંદ અને અક્કલ ધરાવનારી છે. તું જાણ કે તે ખુબસુરત રૂપાંના જેવી પુટળી લશકરને તોડનારી (જોરાવર) અને માહાતાબના જેવો ચેહેરો ધરાવનારી છે. ઓ હીમતવાન પેહેલવાન! બીજું એ કે તું પણ કદ, ઉંચાઇ અને શીંહના જેવી બાજુ ધરાવે છે. તારા ચેહેરા ઉપરથી ગોયા શરાબ ટપકે છે. વળી તારા તમામ બાલ અંબરના જેવા છે. ત્રીજું એ કે માહાતાબ જેવા ચેહેરાની રોદાબે પણ રંગ અને ખુશબો ધરાવનાર રૂપેરી સરોવરના જેવી છે. તેણી પગથી તે માથાં સુધી ગોલાબ અને ચંપેલી જેવી છે. તેના સીધા સરોવર (જેવા આંગ) ઉપર ચમનનો સોફીલ સેતારા જેવો ચેહેરો ચમકે છે. તેણીના રૂપેરી માંથાના ગુમબજ ઉપરથી કમંદના ફાંડા જેવા બાલ લટકીને જમીન ઉપરની ધુલમાં રોલાય છે. તેણીનું માથું ગોયા કસતુરી અને અંબરથી વણેલું છે. તેણીનું આખું તન માણેક અને જમરૂદના ઘરેણાઓથી દીપી રહે છે. તેણીના બાલના જુલફાં અને ગુછળાંની અણી કસ્તુરીના ભાલા જેવી છે, જેને વળ આપીને તે દડો

(અમોરો) થાલે છે.૧ તે (જુલફાં)એ રૂપેરી કલમની માફક ઉડનાં ફરે છે અને તેમાંથી સેંકડો જાતનો સુગંધ નીકળે છે.૧ તેણીના જેવી આરાસ્તે કીધેલી પુટલી ચીનમાં પણ કોઇએ જોઇ હશે નહી. તેણીની ઉપર માહાતાબ તેમજ પરવીન સેતારો આફ્રીન પોકારે છે." તે શાહજાદાએ ઉલટથી તથા શીરીન જબાંન અને નરમ અવાજથી તે દાસીઓને કહયું કે "હવે શું ઉપાય કરવો તે તમો મને કહો, મારે તેણીની નજદીક જવાનો કાંઇ રસ્તો શોધવો જોઇએ છે. કારણકે મારૂં દીલ તથા જાન તેણીની મોહોબતથી ભરપુર છે, અને મારી સઘલી ખાહેશ તેણીનો ચેહેરો જોવાની છે." ત્યારે તે દાસીઓ બોલી કે "તું શું ફરમાવે છે? શું હમે તે સરોવર જેવી (શાહજાદી)ના મેહેલ તરફ દોડીએ અને તેણીને તું જેહાન પેહેલવાનના મુબારક વીચાર તથા તારી વાતચીત, દેખાવ અને રોશન રવાનને માટે તેણીને ઠગીને હમો જે ગમે તે કહીએ? તેમ કરવામાં હમે કાંઇ ખોટું કરશું નહી. એમ કરીને હમો તેણીનું માથું તારા ફાંદામાં લાવીશું અને તેણીના હોટ તું સામના બેટાના હોટ સાથે મેલવોશું. ગમે તો તું કમંદ લેઇને તેણીના બુલંદ મેહેલની દીવારની નજદીક આવ અને જેમ શીંહ મેંઢાંનો શેકાર કરે તેમ તું તારી કમંદનો ફાંદો તેના મેહેલના કંગુરામાં ભેરવજે (અને મેહેલ ઉપર ચઢીને) તે વખતે તું જોજે કે તેણીનો ચેહેરો તુને ખુશ લાગે છે યા નહી, અને હમારા કહેવા પ્રમાણે તારી ખુશાલીનો વધારો થાય છે યા નહી." તેઓએ તે જાલની સાથે (કેટલીક) વીચાર કીધો અને તેથી તે પેહેલવાનનું દીલ ગમથી ખાલી થયું. તે ખુબસુરત ઓરતો ત્યાંથી ગઇ અને જાલ પણ પાછો ફર્યો. તે રાત વર્ષના જેટલી લાંબી લાગતી હતી. તે ખુબસુરત ઓરતો તે મેહેલના દરવાજા આગળ આવી પુગી. દરેકના હાથમાં ફુલોવાળી બબે ડાંખળીઓ ધરેલી હતી. ત્યાંના દરબાને તેઓને જોઇ અને ગડબડ કરવા માંડી અને તેણે દીલને દયા વગરનું બનાવી તુંડાઇથી બોલવા માંડયું કે "તમો કવખતે મેહેલમાંથી કેમ બહાર ગયાં?" મને અજબ

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

લાગે છે કે તમો શાને માટે (બહાર) ગયા હતાં ?" તે પુટલીઓએ જવાબ ગોઠવી મુકયો હતો તેથી તેઓ કચવાટ સાથે ત્યાંથી ઉઠી અને બોલી કે "આજે વળી કાંઇ બીજી તરેહનો દહાડો નથી (યાને એમ તો હમે હમેશાં જઇએ છીએ), યાતો આએ બાગની અંદર કાંઇ ઉધી અક્કલના દેવો ભરાયા નથી. હમણા વસંતનો વખત છે તેથી બાગમાંથી હમો ફુલ ચુંટી લાવવાને જઇએ છીએ તથા જમીન ઉપરથી સમબુલના ઝાડની ડાંખલીઓ વીછી લાવ્યે છીએ. માહાતાબ જેવા ચેહેરાની રોદાબેના હોકમથીજ અને તેણીનો લોભ પુરો પાડવાને માટે હમો ફુલ લાવવાને માટે ગયાં હતાં. તુને એટલી બધી બક બક કરવાની અગત્ય શું છે? હમો તો કાંટા વચેથી ગોલાબો ચુંટી લાવ્યાં છીએ." ત્યારે તે દરબાન બોલ્યો કે "આજે બીજા દીવસોના જેવો હીસાબ રાખવો જોઇતો નથી (યાને હાલે વખત જુદી તરાંહનો છે). કારણ કે શાહજાદો જાલ કાબુલ દરમીઆન છે અને અત્રેની જમીન તેની છાવણી અને લશકરથી ભરાઇ ગયલી છે. કાબુલનો પાદશાહ પરોઢીયાંમાંથી ત્યાં જવાને માટે ઘોડેસ્વાર થઇને મેહેલમાંથી જાય છે તે શું તમો જોતાં નથી? તેની આગળ તેનું આખો દહાડો આવવું જવું થાય છે, કારણ કે તેઓ એક બીજાના ચુસ્ત દોસ્તો છે. અગરજો તમુને તમારા હાથમાં આવાં ફુલો સાથે જોશે તો તેજ વખતે તમુને જમીન ઉપર સુવેલી નખાવશે. તેથી તમે બીજી વખતે એમ મેહેલમાંથી જતાં ના. નહી તો કે એ બાબદ ઉપર કોઇ વધતો ઓછો શક લેઇ જશે." તે તરાજ શહેરની પુતલીઓ તે મેહેલના દીવાનખાનામાં ગઇ અને ત્યાં બેસીને તે માહાતાબ (રોદાબે) સાથે ખાનગી વાત કીધી. (તેણીઓ બોલી) કે "હમોએ આવી રીતનો સુરજ જેવા ચેહેરાનો કોઇને કદિબી જોયો નથી. તેનો ચેહેરો ગોલાબી ગાલવાલો અને તેના બાલો સફેદ છે." રોદાબેનું દીલ હવે પછી તેનો ચેહેરો જોવાની ઉમેદથી તેને માટે પ્યારથી ઉભરાઇ આવ્યું. પછી તે દાસીઓએ તેની આગળ (જાલે આપેલા) દીનાર તથા જવેરાત મુકયાં. રોદાબેએ તેને માટેની વધતી ઓછી વાતો પુછી કે "તમોને સામના બેટા સાથે કેમ ઓલખ પડી? શું તે દેખાવમાં

શું હરરે છે કે ફક્ત તેના નામનો એવો પોકાર છે ?" ત્યારે તે પાંચ પરી જેવા ચહેરાની ઓરતો સેતાબી સાથે બોલી કે "તે માહાતાબ માટેના તારીફના સખુનો હમો કેમ મેલઈયે. તે જાલ તમામ જેહાનનો સ્વાર છે. તેના જેવી રીતભાત અને તેના જેવા ભપકાવાલા શખ્સ કોઇ હશે નહી. તે સીધા સરોવરના જેવો મરદ છે. તેનો ભપકો અને દમામ શેહેનશાહના જેવો છે. તે ખુબસુરતી, ખુશબો, ઉંચુ કદ, અને જોરાવર બાજુ સાથે પટલી કંમર અને પોહોલી છાતી ધરાવનારા સ્વારના જેવો છે. તેની બે આંખો પાણીના રંગના નરગેશના ફુલ જેવી છે. તેના હોટ પસતાં જેવા અને તેના ગાલ લોહીના જેવા છે. તેના હાથની હથેલી અને હાથ નર શીંહના પંજા જેવાં છે. તે મોબેદના જેવું હુશીયાર દીલ અને પાદશાહી દમામ ધરાવે છે. તેના બાલો રંગમાં તમામ સફેદ છે. એજ ખામીઓમાંની એક ખામી છે. પણ તેમાંબી એબ જેવું નથી. તે કરચલીવાળા બાલો તે જેહાન પેહેલવાનનાં ગાલ ઉપર જેમ દાડમડીના ફુલ ઉપર રૂપેરી બખતર ઢાંકયું હોય તેવા લાગે છે. તું કહેશે કે તેને એવાજ (બાલ) લાયક હતા. અગરજો તેમ નહી હતે તો તે બીજાના પ્યારને ઉશ્કેરતે નહી. હમોએ તેને તારો ચેહેરો દેખાડવા માટેની ખુશ ખબર આપી છે તેથી તે ઉમેદ ભર્યાં દીલ સાથે પાછો ફર્યો છે. હવે તું તેની મહેમાનદારી કરવાનો ઉપાય કર અને હમુને ફરમાવ કે હવે હમે શું કરીએ. તે સરોવરે[1] પોતાની દાસીઓને (ઠઠાથી) કહયું કે "તમારા વીચાર અને વાતો (સરૂઆતમાં) તો જુદી તરેહની હતી. તે જાલ કે જે પક્ષીથી પરવરેશ થયલો હતો અને બુઢાં માથાવાળો અને ચીમરાયલાં તનવાલો હતો તેના ગાલ હવે દાડમના જેવા કેમ થયા ? અને તે સીધ્ધા કદનો, ખુબસુરત અને પેહેલવાન જેવો ચેહેરો ધરાવનારો કેમ બન્યો ? તેની આગળ તો હવે તમોએ મારા ચેહેરાનું પણ બયાન કીધું છે અને એમ કહીને તે માટેની તમોએ તમારી કીંમત

---

૧ ઇરાની સાયરો ખુબસુરત ઉંચા કદના મરદો અને ઓરતને બાજે વખત સરોવરના ઝાડની સાથે સરખામણી કરે છે. કારણ કે સરોવરનું ઝાડ પણ ઉંચું અને દેખાવળું લાગે છે.

મેલવી છે." એવું બોલતાં તેણી પોતાના ગાલોને દાડમના ફુલ જેવા રંગના બનાવીને તથા હોટોમાં હસવા લાગી. પછી તે બાનુઓની બાનુએ એક દાસીને કહ્યું કે "અત્રેથી એક દાસીને સહવારના પોહોરમાં તેને ખુશ ખબર અપાવા માટે દોડાવજે અને તે દાસીને કહેજે કે તે જે કાંઇ જવાબ કહે તે બરોબર સાંભળી લે. તું તેને કહેવાડજે કે રચી રાખેલાં કામ પ્રમાણે તારી ખાહેશ બર આવશે. તું તે પુરતી રીતે સંગાર પામેલી મોટા દરજાવાળી રોદાબેને જોવાને માટે અત્રે આવજે." તે દાસી (જાલ આગળ) ગઇ અને તેને તે ખબર પુગાડીને તરાજ શેહેરના સરોવર (રોદાબે) આગળ પાછી ફરી. તેણીએ માહતાબ જેવા ચેહેરાની બાનુ રોદાબેને કહ્યું કે "તમો હમનાજ આવો અને ઇલાજનો કાંઇ રસ્તો સોધો. જે કાંઇ તમારી ખાહેશ હતી તે યજદાંએ પાર પાડી છે. માટે હવે એ કામ મુબારક રીતે પાર પાડો. તે રોદાબેએ ઝડપથી પોતાના ખેશીઓ કે જેઓ (તે મેહેલમાં) જતાં હતાં તેઓથી આ પ્રમાણે છુપાછુપ એક કામ બજાવ્યું. તેણીનું ખુશનુમા વસંતના જેવું એક ઘર હતું જેની (ભીત) ઉપર બુજોર્ગ લોકોના ચેહેરાઓ ચીતારેલા હતા. તે ઘેરને તે દાસીઓએ ચીનાઇ રેશમી કાપડથી સંગારીયું, અને ત્યાં સુનેરી તબકો તૈયાર કીધી. તેમાં તેઓએ અકીક અને પોખરાજ ભર્યા તથા તે સાથે દારૂ, કસ્તુરી અને અમબરનો ભેલ કીધો. (વળી) તેઓએ ગોલાબ, નરગેશ અને દાડમડીના ફુલોને એક બાજુએ સાથે બાંધી મુકયાં તથા બીજી બાજુએ સમણુલ અને ચંપેલીના ફુલોની દાંખલીઓ મુકી. તેઓની સઘલી જામો સુનાની તથા પીરોજાની હતી જેની અંદર પીવાને માટે સુધ ગોલાબ ભર્યો હતો. એ સઘલું તૈયાર કરીને તે (દાસી)ઓ તે ખોરશેદના જેવા ચેહેરાની છોકરીના ઘેરમાંથી બહાર નીકળી અને તે ખોરશેદ જેવા ચેહેરાની (રોદાબે) આગળ પાછી આવી.

## જાલ રોદાબેની આગળ ગયો અને તેઓએ એકમેક સાથે પરણુવાનો કોલ આપ્યો તે વીશે.

જ્યારે પ્રકાશીત ખોરશેદ અસ્ત પામ્યો ત્યારે તે ઓરડાનું બારણું તે (દાસી)ઓએ બંધ કીધું અને તેની કુંચી છુપાવી. પછી દાસીઓ સામના દસતાનની આગળ ગઇ અને કહ્યું કે "તમામ ગોઠવણુ તૈયાર થઇ છે. માટે (ત્યાં આવવાને) તું તારાં પગલાં ઉચક." તે શાહજાદાએ મેહેલ તરફ પોતાની જોરૂને સોધવા જતા માણુસની માફક ચાલવા માંડયું. કાલી આંખની અને ગોલાબી ગાલની રોદાએ અગાસી ઉપર આવી ઉભી. તેણી સીધ્ધા સરોવરના જેવી લાગતી હતી અને તેના સરોવરના ઉપર પુનમના ચાંદ જેવું મોહું હોય તેમ લાગતું હતું. જ્યારે સામે સવારનો દસ્તાન તે નામદારી ભરેલી છોકરીને દુરથી દેખાવા માંડયો ત્યારે તેણીએ પોતાના બે હોટ ખોલીને તેને કહ્યું કે "એ જવાન મર્દ! તુ ભલે આવ્યો. તારી ઉપર તેમજ તે ધણી કે જેણે તારા જેવાં ફરજંદને જન્મ આપ્યો છે તેની ઉપર ખોદાની રેહેમ ઉતરજો. તારૂં દીલ દોલત અને ખજાનાથી ખુશાલ રહેજો અને તારૂ રવાન ગમના દુખથી નીરાલું રેહેજો.[1] તુ બંદગી કરનાર, ખુશનુંમાં દીલનો અને ખુશાલી ભરેલો રહેજે. તારે માટે જે બ્યાન કરવામાં આવ્યુ હતું તેવોજ તું પગથી તે માથાં સુધી (સોભીતો) છે. તારા ચેહેરાથી કાલી રાત દાહાડાના જેવી રોશન થઇ છે. તારા સોહોડમથી જેહાન ખુશાલ દીલની થઇ છે. તુંએ તારી છાવણી વેરથી પગે ચાલી આવીને તારા બે પાદશાહી પગોને મેહેનતમાં નાખ્યા છે." જ્યારે તે શાહાજાદાએ આ પ્રમાણેનો અવાજ તે માળ ઉપરથી સમજ્યો ત્યારે તેણે ઉપર જોયું તો તેણે ત્યાં તેણીનો ખોરશેદના જેવો ચેહેરો જોયો તથા તેણીના જવેહરાતના ચમકાટથી તે અગાસી ચલકી રહેલી જોઇ. તેના ચેહેરાના તાપથી ગોયા લાલ યાકુતો ખાક થઇ જતાં હતાં. તેણે (જાલે) તેને એવો જવાબ દીધો કે "એ માહાતાબ જેવા ચેહેરાવાલી ઓરત! તારી ઉપર મારી દુઆ

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

અને આસમાન તરફથી આફ્રીન ઉતરજો. કેટલી બધી રાતો સુધી હું મારી આંખોને સમાક નામના તારા તરફ ફેંકવી હું પાક યજદાંની આગળ (તારે માટે) રૂદન કરતો હતો. હું એવું ઇચ્છતો હતો કે જેહાનને પેદા કરનાર છુપી રીતે પણ મને તારો ચેહેરો દેખાડે. હમણા તારો સાહાડ સમજીને તથા તારા મીઠા અવાજ અને તારાં નખરાંથી હું ખુશી થયો છું. તારા દીદાર જોવાને માટે ઉપાય સોધતો હું રસ્તા વચે ઉભો છું તેને તું માળ ઉપરથીજ શું પુછયા કરે છે?" તે પરી ચેહેરાની જે બોલતી હતી તે શાહુજાદો (નીચે) સમજતો હતો. ઝડપથી તેણીએ પોતાનાં માથાં ઉપરથી ગુલનાર ફુલોની જાલી ખીસાડી નાખી અને તે બુલંદ સરોવર જેવીએ પોતાનો ચોટલો ખુલ્લો કીધો. આવો મોટો કસતુરી જેવા બાલનો ચોટલો કોઇનો પણ હશે નહી. જેમ અઝદાહુ વલ ઉપર વલ ખાય તેમજ તેણીના અમબરના જેવા બાલનો ચોટલો વલ ઉપર વલ ખાતો હતો. તેણીએ પોતાનો ચોટલો તે અગાશીના કંગુરા ઉપરથી નીચે ઉતાર્યો કે જે તમામ નીચે સુધી પુગ્યો. પછી તે રોદાબેએ જાલને પોકાર મારીને કહયું કે "ઓ પેહેલવાન જાદા જાલ પેહેલવાન! તું (આએ ચોટલાને) ઝડપથી પકડી લે અને તારી કંમરને ઉપર ખેંચ તથા તારી શીંહના જેવી બાજુ અને પાદશાહી પંજા ખુલ્લા કર અને આએ ચોટલાનો છેડો પકડ કારણ કે મારો એ ચોટલો તારે (ઉપર ચઢવાને) માટે છે. મેં એટલા માટે એ બાલોને જતન કરી મોટા કીધા છે કે તે મારા યારને (ઉપર ચઢવામાં) મદદ કરે." જાલે તે મહાતાબ જેવા ચેહેરાની રોદાબે તરફ નજર કીધી. તે તેણીનો ચેહેરો તથા (આવા મોટા) બાલ જોઇને અચરત થયો. તેણે તે કસતુરી જેવા બાલને દાબ્બા અને તે ઉપર બોસો લીધો. તેનો બોસો લેવાનો અવાજ તે ઓરતે સમજ્યો. પછી તે જાલે જવાબ દીધો કે એ ઇનશાફ ભરેલુ (કામ) નહી ગણાય. હું મારો હાથ બેહુદી રીતે તારા જાન ઉપર મારૂં તે દીવસે ખોરશેદ કદી પણ પ્રકાશે નહી. એમ કરવાના કરતાં તો આએ (મારાં) ઘાહેલ થયલાં દીલને તીરની અણી ભોકું (તો બેહેતર ગણાય). તેણે પોતાના નોકરના હાથમાંથી કંમદ જુતવી લીધી અને

તેને વલ આપીને તે એટલી જોરથી ઉંચે ફેંકી કે તે મીનારાની અણીની અંદર તેનો ફાંસો ભેરવાઇ ગયો, અને (તે વાટે) તે નીચેથી એકદમ ઉપર આવ્યો. જ્યારે તે માળ ઉપરની અગાસી ઉપર આવી બેઠો ત્યારે તે પરી ચેહેરાની શેહાબે તેની આગળ આવી અને નમન કીધું અને તેજ વખતે તેણીએ દસ્તાનનો હાથ પોતાના હાથમાં પકડયો અને (દારૂ પીને) મસ્ત થયલાંઓની માફક ત્યાંથી તેઓ (અંદર) ગયાં. તેઓ બુલંદ મેહેલની અગાસી ઉપરથી નીચે ઉતર્યાં. જાલના હાથમાં તે સોટા જેવી પટલી (શેહાબે)નો હાથ હતો. તેઓ તે સુનેરી સંગારવાલાં ઘર તરફ ચાલ્યા અને તે પાદશાહને લાયકની મીજલશમાં આવ્યાં. તે (ઘેર) બેહેશતની માફક નુરી ચીજોથી સંગારેલું હતું અને તે સુરજ જેવી શેહાબેની આગળ દાસીઓ ખરે પગે ઉભી હતી. તે જાલેજર તેણીનો ચેહેરો, કદ, બાલ અને ભપકો જોઈ અજબ થયો. તેણી હાર, સાકળી, કાનનાં લુલક, રેશમી કપડાં અને જવેહરાતથી વસંતના બાગ જેવી લાગતી હતી. તેણીના બે ગાલ બાગમાનાં ગુલલાલાના ફુલ જેવા હતા. તેણીનો માથાનો અંબોરો વલ ઉપર વલ વાલીને કીધો હતો. તે જાલ શેહેનશાહી દમામ સાથે તે ભપકાવાલી માહાતાબની પાસે બેઠો. તે પેહેલવાને પોતાની છાતી આગળ એક ખંજર રાખ્યું હતું તથા લાલ યાકુતનું તાજ માંથા ઉપર પેહેરયું હતું. તે શેહાબેનું દીલ તેને જોવાથી નાસબુર રહેતું હતું તેથી તેણી તેની નજર ચોરાવીને પણ તેની તરફ જોતી હતી. તે પોતાની આવી બાજુ અને ગરદનને લીધે અને પોતાના આવાં ઉંચા કદને લીધે તે પોતાના ગુરજવડે સખત પથરનો પણ રેતી જેવો, ચુરો કરી નાખતો હતો. તેના ચેહેરાનો જલકાટ તેણીના જાનને દીપાવતો હતો. જેમ તેણી તેના તરફ વધારે જોતી હતી તેમ તેણી પોતાના દીલને વધારે બાલતી હતી. પછી એ પ્રમાણે તેઓ વચે બોસાઓ, બગલગીરી અને શરાબ બાજી ચાલી પણ તે શીંહે તે ગોરખરનો શેકાર કીધો નહી. તે માહાતાબ જેવા ચેહેરાવાલીને તે શાહજાદાએ એમ કહયું કે "ઓ ખુસબોથી ભરેલા રૂપેરી સરોવર!

આવું કામ કરવાને હજી વખત છે.૧ મારા જેવા પેહેલવાની બુની-યાદનો (બેટો) તારા પેતમાં ઉતરે અને અગરજો એ મુલાકતથી બુલંદ આસમાન તુંને જલકાટ ભરેલું ફરજંદ આપે૧ તો જે કામ આપણે હલાલ જાણીએ છીએ તેને લોકો હરામ બોલશે અને જે ઘટતું કામ હોય તે નાલાયક કામ થઇ પડે. ૧ વળી એ વાત જ્યારે પાદશાહ મીનોચેહેર સમજે તો તે આવા (નારવા) કામને મલતે થાય નહી. વળી સામ નરીમાન મારી ઉપર ગુસ્સાથી પોકારશે અને મોહ ઉપર ફીન લાવી મારી સાથે કજીયો કરશે. મને નસીહત કરતી વખત સામે કહ્યું છે કે 'જે મેહેબુબ તારે લાયકની હોય તેને તું એખત્યાર કરજે.' તેથી આવી વાતને હુ તુચ્છ ગણીને સુદલ તરીકે આએ મારો જાન અને તન હુ તુંને અરપણ કરૂંછું. (એવું કામ કરૂ તેના કરતાં) કફન પેહેરૂં તો બેહેતર થાય. હુ દાદગર દાવરના નામથી (સોગંદ લેઇને કહુછું કે) તુંને (મારી ઓરત તરીકે) કબુલ કરૂંછું અને તુંને આપેલા એ કોલથી હુ કદી ફરશ નહી. હું બંદગી કરવાને માટે યજદાં તરફ જાઉ છું અને યજદાં પ્રસ્તીઓમાના એક તરીકે તેની બંદગી કરૂ છું કે જેથી તે (ખોદા) સામ અને જમીનનાં પાદ શાહ (મીનોચેહેર)ના દીલને મારી ઉપર ચીરડાવાથી તથા કીનો અને ગુસ્સો ધરાવવાથી ધોઇ નાખે, એવી મારી દર પળની ખાહેશ છે. તેઓની ધાસ્તીથી મારી અક્કલ દુર થઇ જાય છે. તે પરવરદેગાર મારૂં કહેવું સમજે છે અને જાણે છે કે તું મારી જાહેર રીતે ઓરત થઇ છે." ત્યારે રાદાબેએ તેને કહ્યું કે "હું પણ એજ રીતે તે પરવરદેગારની હજુરમાં મારી દીન અને રેવાજના તરીકા પ્રમાણે તુંને કબુલ કરૂં છું. આએ મારા બોલવા ઉપર તે પરવરદેગાર મારો શાક્ષી છે. મારા ઉપર જેહાન પેહેલવાન જાલેજર કે જે તાજ તથા તખતવાલો અને નામદારી તથા દમામ ધરાવનારો છે તેના શીવાય બીજો કોઇ પણ પાદશાહ (ધણી) તરીકે બનશે નહી" એ રીતે તેઓ વચેની મોહોબત વધતી ગઇ અને તેઓની અક્કલ દુર થઇ જઇને તેઓની ખાહેશ આગળ આવી. એમ કરતાં બામદાદનું ઝઝકલું

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

જણાવા લાગ્યું અને તેની છાવણીમાંથી નગારાંનો અવાજ નીકળ્યો[1] ત્યારે તે જાલે તે માહાતાબ જેવા ચેહેરાવાલીને છેલ્લી સલામ કીધી. તેઓએ પોતાના તન અને છાતીને કાપડની માફક વણી લીધી. તે બંધે જણાની આંખના પાપણો આંસુથી ભરાઇ ગયાં અને આફતાબને તેઓ ચીરડાઇને કેહેવા લાગ્યાં કે "ઓ જેહાનને દીપાવનારા (આફતાબ)! તું જરાતો ધીલ પકડતે. તુંને હમારી સાથે લડાઈ કરતો આવવું ઘટતું હતું નહી, કારણ કે તારા એમ કરવાથી હમો મોહોબતની અજમાયશ કરવાવાલાઓ ગમગીન થયાં છીએ અને તારા દેખાવથી હમારા દીલના બંદ તુટી ગયા છે." પછી તે જાલે માળ ઉપરથી કમંદને નીચે ફેંકી અને તેણીનો મુબારક દોસ્ત નીચે ઉતર્યો. તું જો કે તે બે મોટા દરજાનાઓના દીલમાં ગમગીનીની રાત પડી (યાને તેઓના રોશન દીલ ગમગીન થઇ ગયાં). જયારે પ્રકાશ આપનારો ખોરશેદ પાહાડની પછવાડેથી બાહાર આવ્યો ત્યારે પેહેલવાનો ટોલાં બંધ થઇને (જાલની) દરબારમાં ગયા. તેઓએ જાલને તખતની ઉપર બેઠેલો જોયો અને ત્યાર પછી તેઓ તે જગ્યાએથી પોતાને રસ્તે ગયા.

## જાલે રોદાબેને વીશે મોબેદોની સાથે તકરાર કીધી તે વીશે.

ત્યાર પછી તે શાહાજાદાએ મુનશીને બોલાવ્યો કે તે બુજોર્ગો અને દાનાવોને બોલાવી મંગાવે. જયારે દાનાવ વજીર, મોબેદો તથ સર ઉઠાવનાર પેહેલવાનો તથા મુબારક સરદારો જેઓ અક્કલવા[illegible] તથા રોશન રવાન ધરાવનારા હતા તેઓની સાથે તે પેહેલવાન[illegible] આગળ ખુસાલી સાથે આવ્યો, ત્યારે સામના દસ્તાને હસ્તા હે[illegible] સાથે અને ખુશાલી ભરેલાં દીલ સાથે તેજી જબાનથી બોલવાનું સ[illegible] કીધું. તેણે પેહેલાં પેદા કરનારની તારીફ કીધી અને મોબેદો"

---

૧ સુર્યોદય અને સુર્ય અસ્ત થતાં જેમ હાલે લશકરી છાવણીમાં [illegible] જને વાજીંત્રો વજાદીને માન આપવામાં આવે છે તેજ પ્રમાણે પુરાતમ વખ[illegible] પણ એમ કરવાનો ચાલ હતો.

દીલને ગફલતીથી બેદાર કીધાં. પછી તે એમ બોલ્યો કે "તે ઇનસાફના કરનાર પાક સાહેબથી આપણું દીલ દેહેશત ભર્યું અને ઉમેદ ભર્યું થજો. તેનાથી આપણને ઉમેદની બખશેશ થાય છે તથા તેનાથી આપણને ગુનાહને માટે બીહવાનું છે અને તેના હોકમો ઉપર ઘણી ઉંડી નજર કરવી જોઇએ છે. જેમ આપણાથી બને તેમ તેની તારીફ ગાવી જોઇએ અને તેની આગળ રાત અને દીસ આજુજી કરવી જોઇએ. તે ફરતા સુરજ અને માહાતાબનો સાહેબ છે અને તે રવાનને નેકીનો રસ્તો દેખાડનાર છે. તેનાથીજ આએ ખુશનુમા જેહાન પગભર ઉભી છે. તે વળી બધે જેહાનનો દાદ અને ઇનશાફનો સાહેબ છે. તે વસંત, તીર મહીનો (યાને વરસાદ) તથા પાનખર રૂતું લાવે છે. તે સાહેબજ ઝાડોને ફળ અને પાતરાંથી ભરેલાં કરે છે. જવાનોને તે થોડો વખત રંગીલા અને ખુશબોવાલા બનાવે છે અને પછી ચીમડાયલા મોંઢાવાલા બુઢા બનાવે છે. તેના હોકમથી કોઇ પણ ઉલટું જઇ શકતું નથી તેના હોકમ વગર કીડીનો પગ પણ જમીન ઉપર ચાલી શકતો નથી. જ્યારથી લખ્યા લેખની તકટી અને કલમ તેણે પેદા કીધી છે ત્યારથી તેણે જે કાંઇ બનવાની વાત હતી તે લખી મુકી છે. દુન્યામાં વસ્તીનો વધારો તેણે જોડાંથી પેદા કીધો છે કારણ કે માણસ એખલું રહેતો વસ્તી વધે નહી. ઇનશાફી પરવરદેગાર શીવાય બીજું કોઇ નથી કે જેને માલ મીલકતનો સંગ્રહ, બાયડી, કે મદદગાર કોઇ જોઇતું હોય નહી. જે કાંઇ તેણુ પેદા કીધુ છે તે જોડાંમાં પેદા કીધું છે. બોહોલી દુન્યા તેના છુપા ભમ સાથે પેદા થઇ છે. જો તું બુલંદ આસમાન ઉપર શક લેઇ જો તો તમામ જેહાન તેના પાયાથીજ એવી છે. જમાનો માણસ જાથીજ ગોઠવાયલો છે. તે (માણસ)થીજ તમામ માલ મીલકતની કીંમત થાય છે. જો જેહાનની અંદર જોડું કીધેલું હતે નહી તોતે ખોદાની કામેલ શકતી છુપી રહી હતે. બીજું એકે જો જોડું હતે નહી તો આપણે જવાન મદની ઓરતવારી ખોદાની દીન ઉપર જોતે નહી. ઉંચા તોખમને માટે (જે) ઉમેદો રહે છે (તે મરદાનગીથી હોય છે). માટે જ્યારે જોડું હતે નહી તો મરદાનગી રેહેતે નહી.

જેહાનના પેહેલવાનોને વધારે નેક ઉમેદ શું રેહે છે? (તે એજ) કે તેને ત્યાં રોશન રવાનનું ફરજંદ થાય. જ્યારે તેનો જવાનો વખત નજદીક આવે છે ત્યારે ફરજંદથી તેના નવા દાહાડા તેને પાછા મલે છે. દુન્યાની અંદર ફરજંદથી નામ (યાને ખાનદાન)ની જાલવણી થાય છે કે આએ જાલનો બેટો છે અને આએ સામનો બેટો છે. તે (ફરજંદ) નાથીજ તાજ અને તખત સોભતું રહે છે. જ્યારે પેલા (બાપ)નું નામ ગયું કે એ (દીકરા)નું નામ તખત ઉપર જલવાઈ રહે છે. હવે આએ સઘલું દાસતાન મારે વીશે છે. (ગોલાબ,) નરગેશ, બાગ, વીગેરે જેવી ઓરત મને જોઈએ છે. મારા દીલમાંથી હુશીયારી અને અક્કલ નાહાશી ગયાં છે. મને કહો કે હું તેને માટે શું ઉપાય કરૂ? જ્યાં સુધી હું એ (મારો ભરમ) કહેતો નથી ત્યાં સુધી મારી ગમગીની દુર થતી નથી અને મારા મગજની અંદર જરા પણ અક્કલ આવતી નથી. મારી તમામ મોહોબત મેહેરાબના મેહેલમાં ભરેલી છે. તેની જમીન તે મારે મનથી ફરતું આસમાન છે. આએ મારાં દીલે મેહેરાબની બેટીને પસંદ કીધી છે અને તેથી મારી આંખમાંથી પ્યારના આંસુ વરસાઉ છું. મારૂં દીલ સીનદુખતની બેટીએ જીતી લીધું છે. તેથી એ માટે તમો શું કહો છો? શું સામ (એ બાબદથી) ખુશી થશે? અથવા તો મીનોચેહેર પાદશાહ એ વાત સમજશે તો તે મારી જવાંની ઉપર ગુનાહ કરવાનો શક લેઈ જશે? શું નાનાં કે શું મોટાં પોતાની દીન અને રેવાજને અનુસરીને જોરૂ સોધે છે. એ કામની અંદર અક્કલમંદોને વાંધો ઉઠાવવા જેવું કાંઇ નથી, કારણ કે એ (કામ) દીનની રાહે છે અને તેથી શરમાવાનું નથી. હવે (તમો દુર અંદેશ મોબેદો) એ માટે શું કહો છો? અને તમો દાહયા લોકો એ બાબે શુ જુઓ છો?" તે મોબેદોના તથા સરદારોના હોટ બંધ થઇ ગયા અને અક્કલવંતોના હોટો ઉપર સખુનો બંધાઇ ગયા. કારણ કે ઝોહાક મેહેરાબનો બપાવો થતો હતો અને તેથી પાદશાહ (મીનોચેહેર)નું દીલ તેઓ ઉપર નારાજ હતું. તેથી કોઇ પણ દબાયલે સાદેથી તેને જવાબ આપી શક્યું નહી. કારણ કે કોઇએ પણ ઝેરને મધની સાથે ભેલાતાં

સાંભલ્યું હતું નહી. જ્યારે તે શાહાજાદાએ તેઓથી કાંઇ જવાબ સાંભલ્યો નહી ત્યારે તે ગુસ્સે થયો અને નવી રીતે તકરાર કરવા માંડી. (તે બોલ્યો કે) "હું સમજુ છું કે તમો એ બાબદને માટે વીચાર કરો છો અને એવો વીચાર ધરાવવાને માટે તમો મને ધીક્કા-રો છો. તેથી જે કોઇ પણ મારે વીશે ખરાબ વીચાર ધરાવે તો તેના તાણા મારે સમજવા જોઇએ. જો તમો મને એનો રસ્તો દેખાડશો અને બંધ થયલો રસ્તો મારે માટે ખુલ્લો કરશો તો તમારો દરજ્જો જેહાનમાં હું એવો કરીશ કે કોઇ મોટી પદવીનાઓએ ઉતરતી પદવીનાઓને (એવો દરજ્જો) આપ્યો હશે નહી. એવી રીતની ખુબી નેકી અને સચાઇથી તમારી ઉપર બદી અને નાશ આવવા દેવશ નહી." ત્યારે તમામ મોબેદોએ તેને શું જવાબ દેવો તે ગોઠવ્યો અને તેની ખાહેશ (બર લાવવાની) અને આરામ (મલવા)ની વાત સોધી. (તેઓ બોલ્યા કે) "હમો તારા તમામ બંદા છીએ અને આએ ઘણી અજબ જેવી વાત ઉપર અચરત થયા છીએ. એવી વાત જયાદા કમી બનેલી છે પણ એક ઓરતથી પાદશાહનો હુનર કમી થયલો જોયો નથી. વળી એ સાથે મેહેરાબ કાંઇ એવી (ઉતરતી) પદવીનો નથી. તે બુજોર્ગ પદવીનો અને મરદાને મર્દ છે. તે કાંઇ ધીક્કા-રવા જેવાં નસીબનો નથી. એટલું છે કે તે અઝદાહ (ઝોહાક)ના ખાનદાનનો છે, પછી તે ગમે એવો અરબોનો પાદશાહ હોય તો શું થયું. અગરજો પાદશાહ (મીનોચેહેર) તેને માટે બુરૂં ધારે નહી (યાને વાંધો લે નહી) તો તારાં મોટાં ખાનદાનને એવાં (જોડાન)થી એબ લાગવાની નથી. એ કામમાં તારી મુરાદ બર આવશે અને તું એ ખાહેશની અંદર ખુશાલી પાંમશે.[1] તે પેહેલ-વાન (સામ) તરફ જેમ તારો રોશન જીવ જાણે છે તેમ એક નામું તુંએ મોકલવું જોઇએ. તું હમારા કરતાં વધારે અક્કલ ધરાવે છે કારણ કે તારો જીવ અને વીચાર વધારે અંદેશા ભરેલો છે. વળી એક નામું તું પાદશાહ ઉપર મોકલ અને તેનો વીચાર તપાસી જો.

---

[1] એ બેત લખેલી નકલમાં વધુ છે.

સામે સ્વારના વીચારને લીધે મીનોચેહેર આવી રીતના કામની અંદર વચે આવશે નહી.

## જાલે પોતાના બાપ સામની ઉપર રોદાબેની ઉપર આશક થવાની વાત લખી તે વીશે.

તે શાહજાદાએ નવીસંદાને પોતાની આગળ બોલાવ્યો. તેનું તમામ દીલ (પ્યારથી) ભરેલું અને તેની છાતી ઉછાળા મારતી હતી. તેણે તેને સામની ઉપર નામું લખવાને ફરમાવ્યું તેમાં તેણે તમામ ખુશ ખબરો, દુઆ અને પેગામ લખવાને કહયું. તે ખતની અંદર પેહેલાં તે દાદગર કે જેણે દુનીઆ પેદા કીધી તેના નામથી લખવાનું શરૂ કીધું. (તેણે લખાવ્યું) કે "તે (ખોદા)નીથી ખુશાલી અને જોર છે. તે કઈવાન તથા નાહીદ સેતારાઓનો તથા ખોરશેદનો માલેક છે. તે હસ્તી તથા નીસ્તીનો સાહેબ છે. આપણે બધા તેના બંદા છીએ જ્યારે તે ઇજદ તો એક છે. સામ નરીમાન કે જે શમશેર, ગુરજ તથા બખતરનો માલેક છે તેના ઉપર તે સાહેબની દુવા ઉતરજો. તે સામ જેહાનને બદ લોકોથી પોતાની તલવાર વડે ધોઇ નાખે છે તથા અક્કલમંદોના સેતારાને દીપાવે છે. પેહેલવાંની દેખાડવાની વખતે તે લાંબો વખત સુધી ઘોડેસ્વારી કરનારો છે અને લડાઇના વખતમાં ગીધોને મેજબાની આપનાર છે. લડાઇના મેદાનમાં તે (દીલચાલથી) પવનને વધારનાર છે અને કાલાં વાદલમાંથી લોહીનો (વરસાદ) વરસાવનાર છે. તે તાજ અને સુનેરી કંમર બંધનો બાંધનાર છે અને તે સુનેરી તખત ઉપર પાદશાહોને બેસાડનાર છે. તે મરદાનગીના હુનરો ઉપર હુનરો દેખાડે છે અને તેનું સર હુનરોથી ભરેલું છે. જ્યારે સામ નરીમાન લડાઇના મેદાનમાં હોય છે તો તેના જેવો મર્દ અને સવાર તથા ત્યાં બીજો કોઇ હોતો નથી. હું તે (સામ)નો એક બંદા જેવો છું. મારૂં રવાન તથા દીલ તેની મોહોબતથી ભરેલું છે. તે જેવો મને જોય છે તેવો હું મારી માયથી જનમયો છું અને મારી ઉપર આસમાનથી સીતમો ગુજર્યા છે. મારો બાપ રેશમી કપડાં પેહેરીને અને હીરાજડીત મ્યાનવાલી તલવાર બાંધીને મજાહ કરતો હતો જ્યારે મને સીમુર્ગ હીંદુસ્તાનના પહાડ ઉપર લેઇ ગયું હતું.

ત્યાં મને પીવાને માટે દુધને બદલે લોહી મલતું હતું અને હું તે માલાની અંદર એક બંધીવાન જેવો હતો. મારી ઉમેદ હંમેશની સીમુર્ગ ઉપર લટકેલી રહેતી હતી. મારૂં દીલ ઓસીયાલું અને મારો ચેહેરો ફીકકો રેહેતો હતો. તે જે શેકાર લાવતું તે ઉપર હું તેનો આભારી રેહેતો હતો અને તેના બચાંઓમાનો એક તરીકે ગણાતો હતો. વારંવાર ધુલ (ઉડીને) મારી આંખોને સીવી લેતી હતી અને મારી પીઠ (ગરમ) પવનથી બલી જતી હતી. તે મને સામના બેટા કરીને બોલાવતું હતું. તું સામ તખત ઉપર બેસતો હતો ત્યારે હું માલામાં રેહેતો હતો. યજદાં જે બનવાનું હોય તે બનાવે છે અને એ રીતે તે મને આએ દુન્યામાં લાવ્યો હતો. યજદાંના મુકકર કીધેલાં કામથી કોઈથી દુર નંહાસી જવાતું નથી, અગરજો તે ઉડીને વાદલાંમાં પણ જાય (તો શું થયું). ભાલો જો કે બુરાઇ શું તે જાણુતો નથી પણ એક બાહાદુર માણસ તેની પાસેથી તેમ (બુરાઇ) કરાવે છે અને પોતાના (અથડવાના) અવાજથી શીંહનું ચામડું ચીરી કાઢે છે તો પણ તે પેહેલવાન ગણાતો નથી. યજદાંના હોકમથી તે એક બંધવા તરીકે રહે છે જો કે તેની કેટલીક અણી લોહું ટીપવાના ઓજાર ઉપર રહે છે (યાને ભાલા ઉપર હથોડાના ઠોકા પડે છે તો પણ તે પોતાની સરજતને તાબે રહે છે). એક દીલ તુટી જાય એવું કામ હું તારી હજુરમાં લાઉછું કે જે (કામ)ને અંજુમનની અંદર હું ખુલ્લું કરવાની શકતી ધરાવતો નથી. અગરજો એક બાપ પેહેલવાન અને નર અઝદાહના જેવો હોય તોપણ તેણે ઉતરતી પદવીનાઓનું કહેવું સાંભલવું લાજમ છે. હુ મેહેરાબની બેટી (તરફના પ્યાર)થી રડતો થયોછું અને ઢગઢગતા આતશની અંદર ભુજાઇ જાવુંછું. અંધારી રાતના સેતારા જેવી રોદાબે મારો દોસ્ત બની છે. હું તે (પ્યાર)ના દરીયાના કીનારા ઉપર આવેલો છું. હું પોતે મારાથી કંટાલી ગયો છું અને તમામ અંજુમન મારી ઉપર રડે છે. જો કે મારાં દીલે આટલો બધો સીતમ જોયો છે તો પણ હુ તારા હોકમ વગર એક દમ પણ લંઇ શકતો નથી. આએ મારાં દુખ અને સખતી વીશે મેં મારૂં દીલ (તારી આગળ) ખોલ્લું કીધું છે. માટે હવે ઓ જેહાન પેહે-

લવાન! તું મને શું ફરમાવે છે?" તે મોબેદ (નવીસંદો) જે કાંઈ (ફરીથી) વાંચી ગયો અને દરેક ખાનગી વાતને ખુલ્લી કરતો ગયો તે પેલા શાહજાદાએ ધ્યાનથી સાંભલ્યું. જાલે બીજો એવો ઉમેરો કરાવ્યો કે "પેહેલવાન સામ પોતાના વચનથી ફરશે નહી પણ ઉલટું એ કામમાં તે તેનો સલાહકાર થશે. કારણ કે હું મેહેરાબની બેટીને રેવાજ અને દીનને અનુસરીને સાચી રીતે મારી ઓરત કરવા માગું છું. મારા બાપે યાદ રાખવું જોઈએ કે જ્યારે તે ઇનશાફી ઇજદે મને પાછો મેલવી આપ્યો ત્યારે અલબરૂજ પહાડ ઉપરથી મને પાછો લાવતાં અંજુમનની વચ્ચે વચણ આપતાં તે એવી રીતે બોલ્યો હતો કે 'તારા દીલની કોઇ પણ મુરાદને હું તોડશ નહી.' માટે એ (વચન) ઉપર મેં મારૂં દીલ બાંધ્યું છે." (પછી તે નામું લેઇને) એક સવાર આજરગુશસ્પ[૧] ની માફક કાબુલથી સામની તરફ ઘોડા ઉપર ગયો. તેણે તે (કાસદ)ને ફરમાવ્યું કે "અગરજો તું થાકીબી જાય તો પણ એક પળબી થોભતો ના, પણ બીજા (કાસદ)ને જડપથી તૈયાર કરી તેની પાસે મોકલીને પણ તે પેહેલવાન આગળ એ નામું સેતાબીથી પુગાડજે." તે કાસદ તેની આગળથી પવન વેગે ગયો. તેની નીચેનો ઘોડો પણ ગોયા પોલાદનોજ બન્યો હતો. જ્યારે તે કરકસાર શેહેરની નજદીક આવી પુગ્યો ત્યારે તે પેહેલવાન સામે તેને દુરથી આવતો જોયો. સામ ત્યાંની પહાડી જગ્યા ઉપર ચીત્તાનો તથા બીજા જાનવરોનો શેકાર કરવાને માટે ભટકતો હતો. તેણે પોતાના દોસ્તો કે જેઓ અનુભવી સ્વારો હતા તેઓને એમ કહ્યું કે "એક કાબુલી સ્વાર કે જેની નીચેનો ઘોડો જાબુલી છે તે અત્રે દોડતો આવે છે તે ઘણું કરીને જાલ તરફનો કાશદ હશે. મને તેનાથી પેહેલાં ખબર મેલવી લેવી જોઇએ, તથા તેને દસ્તાનને માટે તથા ઇરાન અને પાદશાહને માટે કેટલીક વાત પુછવી જોઇએ." તેટલામાં તે સવાર તેની આગળ આવી પુગયો કે જેના હાથમાં તે નામ-

---

૧ વીજલીના આતશને આજરગુશસ્પને નામે ઓળખવામાં આવ્યો છે. અત્રે એ બોલ વાપડવાની મકશદ એ કે તે સવાર વીજલીની જડપે ત્યાંથી દોડી ગયો.

હારે જાલનું નામું હતું. તે કાસદ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેને પગે પડયો અને પરવરદેગારની ઘણીએક તારીફ કીધી. સામે તેને (આવવાનું કારણ) પુછયું અને તે નામું લીધું. તે કાસદે જે કાંઈ પેગામ હતો તે તેને કહયો. સામ પેહેલવાને તે બંધ નામું ઉખેડયું અને તે પહાડની ટોંચ ઉપરથી હેઠે ઉતર્યો. તેણે દસ્તાનની એકે એક બાબદ વાંચી અને (વાંચતાંજ) પોતાની જગ્યાએ ફીકકો મારી ગયો અને મુગો બેઠો. તેને જાલની એવી ખાહેશ પસંદ આવી નહી. તેને તો જુદી તરેહના વીચાર ધરાવવા જોઇતા હતા.

તે (સામ) શેકારેથી પાછો પોતાને મુકામે ફર્યો અને તેના મનમાં લાંબા વીચારો આવવા લાગ્યા તે પોતાના મનમાં બોલવા લાગ્યો કે "જયારે જંગલી પક્ષી તેને શીક્ષણ આપનાર હતું ત્યારે તે જમાનાથી એવી ખાહેશ કરતો હતો કે અગરજો હું તેને એમ કહું કે 'એ (કામ) પસંદ કરવા જોગ નથી, તથા તારી એ ખાહેશ ઇનસાફની રાહની અને અક્કલવાલી નથી' તો એ રીતે વચન તોડવું પરવરદેગારની તેમજ અંજુમનની નજરમાં પસંદ કરવા જોગ નથી. અગરજો હું એમ કહું કે 'હા, તારૂં કામ વાજબી છે. તારી જે દીલની ખાહેશ છે તે ખાહેશથી તારૂં દીલ ખાલી કર (યાને તારી ખાહેશ બરલાવ,) તો એ મુરગથી પરવરેશ થયલા (જાલ) થી અને તે દેવજાદી (રોદાબે) થી જેવા વારેશ પેદા થવા ઘટે છે તેવા વારેશ કેવી રીતે જન્મશે?" દીલના ભારી વિચારોથી તેનું માથું ગુમવા લાગ્યું અને તેથી તેની ઉંઘ અને આરાયશ જતી રહી. એક બંદાને મનશે એક વાત ભારી લાગે છે તો તેનું દીલ જખમી થયલું અને તન અફશોસ કરતું રહે છે, પણ જયારે પરવરદેગાર હોકમ આપે છે ત્યારે તે ભેદ ખુલ્લો થાય છે.

## જાલના કામ વીશે સામે મોબેદોની સલાહ પુછી અને તેના નામાનો જવાબ લખ્યો તે વીશે.

જયારે તે ઉંઘમાંથી ફારેગ થયો ત્યારે તેણે મોબેદોની અને દાનાવ લોકોની અંજુમન ભરી. તેણે નજુમીઓ આગળ (જાલ

વીશેની ) આએ વાત ખોલ્લી કીધી, કે તેનું પરીણામ શું આવે છે તે તે તપાસે. આતશ અને પાણી જેવી બે વસ્તુને એકઠી કરવી અને ભેલી નાખવી એ સીતમ ગુજારવા જેવું છે ( યાને જેમ આતશ અને પાણી સાથે ભેલી શકાય નહી, તેજ પ્રમાણે જાલ અને રોદાબેનું જોડાન થઇ શકે નહી. ) ફરીદુન અને ઝોહાક ( ના કુટુંબીઓ ) વચે ( આવું જોડાન થવાથી ) કયામતને દીવસે લડાઇ કેમ થશે ? તેટલા માટે તમો તેનું નસીબ જુઓ અને મને જવાબ દેઓ અને તમારી કલમની અણી તેના મુબારક તપકાની ઉપર મુકો. તે નજુમીઓએ તે આખો લાંબો દીવસ સુધી આસમાનનો ભરમ સોધ્યો. તેમ જોઇને તેઓ હસ્તા પાછા આવ્યા. તે બે દુશમનો ( જાલ અને રોદાબે ) નાં નસીબ એક મલતાં આવ્યા હતાં. તે નજુમીઓએ સામ નરીમાનને એમ કહ્યું કે “ સુનેરી કંમરબંધં બાંધનારા ઓ પેહેલવાન ! મેહેરાબની બેટી અને જાલને માટે તુંને ખુશ ખબર એ આપીએ છીએ કે તેઓ બંધેની એક મુબારક જોડી બનશે. એ બે હુનરમંદોથી એક જોરાવર હાથી ( જેવું ફરજંદ ) જન્મશે અને તે મરદાનગીની કંમર બાંધશે. તે પોતાની તલવારથી તમામ જેહાનને પોતાના પગની નીચે લાવશે અને પાદશાહી તખતને વાદલની પીઠ ઉપર મુકશે. બુરૂ ઇચ્છનારાઓના પગોને તે આએ જમીન ઉપરથી કાપી કાઢશે અને આએ જમીનની સપાટી ઉપર ( બુરાઓને વસવાના ) ગુફાઓ રેહેશે નહી. સગસાર[1] અને માજનદરાન[2] શેહેર રહેશે નહી. તે પોતાના ભારી ગુરજથી જમીનને ધોઇ નાખશે. તેનાથી તુરાનીઓને ઘણું નુકશાન પુગશે અને ઇરાનીઓને તમામ ખુબી પુગશે. દુઃખીયાઓ ( યાને દુશમનો ) ના સરને તે ઉંઘમાં નાખશે અને દુખના દરવાજા તથા નુકશાનના રસ્તાઓને તે બંધ કરશે. ઇરાનીઓને

---

૧ ‘ સગસાર ’ એ એક શેહેરનું નામ છે. વળી એ નામથી એક રાક્ષસોની જાત ઓલખાય છે જેઓ કુતરાના જેવું માથું, અઝદાહના જેવો પીળો ચેહેરો, બકરાના જેવા બાલ, હાથીના જેવા કાન અને બહુ આંખો ધરાવે છે

૨ ‘ માજનદરાન ’ એ એક મુલક છે જે ગીલાનની ઉતરે કાસપીઅન સમુદ્રની નજદીકે આવેલા મુલકનું નામ છે, જયાનાં લોકો ઘણા લડાયક રહે છે.

તેનાથી ઉમેદ રહેશે અને પેહેલવાનોને સારી તથા ખુશાલી ભરેલી ખબરો મલશે. તેના ઘોડાના પગો જંગની અંદર દોડતા રહેશે અને તે જનુની વાઘોની સાથે કુશતી રમશે. જોરાવર હાથીઓ અને ફાડી-ખાનારા શીંહો એ પેહેલવાનના ગુરજથી નાશ પામશે. તેનો જમાનો પાદશાહોને માટે ભાગ્યશાલી ગણાશે. જમાનો તેનું નામ ખુશાલી સાથે યાદ કરશે." જ્યારે તેણે નજુમીઓની એ વાત સમજી ત્યારે તે હસીઓ અને તેઓનો ઉપકાર માન્યો. તેણે તેઓને બેહદ સુનું રૂપું બક્ષયું. તેની ફીકરનો વખત ખુશાલીમાં ફેરવાઇ ગયો. પછી તેણે જાલના કાસદને આગળ બોલાવ્યો અને તેની સાથ હરતરેહની વાતો કીધી. તેણે તેને કહયું કે "તું તેને ખુબી સાથે કહેજે કે તારી આએ ખાહેશને માટે મને કાંઇ વાંધો નથી. વળી મેં તુને પેહેલેથીજ એવી રીતનું વચન આપેલું હતું તો (હવે) ગેરઇનશાફી બનીને (તે ના પાડવાનું) કાંઇ બાહાનું શોધવું જોઇતું નથી. હમણા તું આશાયશ લે અને એ વાત ખાનગી રાખજે કે જમાનાથી કોઇ એ વાત જાણે નહી. જાણુ કે હૂં રાતને વખતે આએ લડાઇમાંથી ઇરાન તરફ લશકરને કુચ કરાવશ કે જેથી તે પાદશાહ મને શું ફરમાવે છે અને પરવરદેગાર એ કામ કેમ પાર પાડે છે તે હું જોવશ" તેણે તે કાસદને થોડા દીરમ આપ્યા અને તેને ફરમાવ્યું કે "તું અત્રેથી (પાછો) દોડ અને દમ ખાવાને થોભતો ના." જે સેપાહો અને પેહેલવાનો તેની આસપાસ અને બાહાર ઉભા હતા તેઓ આએ કામથી ખુશી થયાં. ત્યાર પછી તેઓએ કર-કસારના હજારો રેહેવાસીઓને બંધીવાન પકડયા અને તેઓ ઉપર સીતમ ગુજારતા પગે ચલાવતા લેઇ ગયા. જ્યારે અંધારી રાતના બે પોહર ગુજરયા ત્યારે તે જંગલમાંથી સ્વારોની દોડધામના પોકારો ઉઠયા. ઢોલ અને નગારાના અવાજ તે છાવણીના દરવાજા આગળથી નીકલવા લાગ્યા. તે પેહેલવાન ઇરાન તરફ ગયો અને લશકરને દહે-સ્તાન તરફ દોરવ્યું.

તે કાસદ ફતેમંદી સાથે અને ખુશ નસીબ સાથે જાલની નજ-દીક આવ્યો. જેવો તે ત્યાં આવ્યો તેવોજ તેણે સામનો પેગામ તેને

કહયો. જાલ તે સમજીને ખુશી થયો. જાલે આવી બખશેશને માટે પરવરદેગારની બંદગી કીધી અને તે પોતાના નસીબથી ખુશ થયો. સામે સવારના જાલે જ્યારે તેનાથી સઘળી વીગત સમજી ત્યારે તે જમાનાથી ઘણો ખુશી થયો. ૧ તેણે દરવીશોને દેરમ અને દીનારની સખાવત કીધી અને પોતાના માણસોને પણ નવાજ્યા, આવો ખુશાલી ભરેલો પેગામ મોકલવાને માટે તે પેહેલવાન સામની તેણે ઘણી તારીફ ગાઇ. રાતના તેને ઉંઘ આવી નહી અને દીસે તેણે આરાયસ લીધી નહી. તેણે નહી દારૂ પીધો કે નહી ખુશાલી પાલી. તેનું દીલ પોતાની જોડું તરફ ખેચાયલું હતું અને સામે તેને જે કહેવાડીયું હતું તે રોદાબેને કેહેવાને તે આરજુમંદ થયલો હતો.

## રોદાબે અને જાલના આશક પડવાની વાતથી સીનદુખ્ત જાણીતી થઇ અને તેણી તેથી ખુશી થઇ તે વીશે.

તે શાહજાદાની અને તે સીધ્ધાં સરોવર જેવી (રોદાબે) ની વચે (પેગામ લાવ લેઇ જાવ કરવાને માટે) એક ઓરત હતી કે જેણી મીઠી વાતો કરનારી હતી. તેણી તે પેહેલવાનની આગળ પેગામ લેઇ જતી હતી અને તે પેહેલવાન આગળથી સરોવર (રોદાબે) ને માટે (પેગામ) લાવતી હતી. તે શાહજાદા દસ્તાને તેણીને બોલાવી મંગાવી અને જે વાત તેણે સમજી હતી તે તેણીને કહી. તેણે કહયું કે "તું રોદાબેની નજદીક જા અને તેણીને કેહે કે 'ઓ નેક દીલના નવા માહાતાબ! જ્યારે એક વાત ઘણી તંગ અને બારીક હાલતમાં આવી લાગે છે ત્યારે તે વાતને પાછી ખોલ્લી કરવાને જલદીથી તેની કુંચી મલે છે. સામની આગળથી કાસદ ખુશાલી ભરેલી અને મુબારક ખબર સાથે પાછો ફર્યો છે. તેની સાથે તેણે ઘણી વાતચીત કીધી છે અને સાંભળી છે તથા તે છેલ્લે સરવાલે મારી સાથે એક મલતો થયો છે." પછી તેણે (સામની તરફથી) જે જવાબ મલ્યો હતો તે તે નામું પુગાડનારી ઓરતને જડપથી કહયો અને તે ઓરત તેનો પેગામ લેઇને તેની આગળથી ગઇ. તેણી પવનને વેગે રોદાબેની

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

નજહીક આવી અને આએ ખુશાલી ભરેલી ખબર તેણીને આપી. તે પરી ચેહેરે તે ઓરતને પૈસાથી નવાજી અને તેણીને સુનાની ખુરસી ઉપર બેસાડી. તેણીએ તે ઉપાયો રચનાર દાસીને આવી ખુશાલીની ખબર લાવવાને માટે એક ઉંચો પોશાક ભેટ કીધો. વળી તેણી તે મુબારક જાલને માટે તેની બહાદુરીને લાયક થઇ પડે તેવી માથે વીતાલવાની એક પાઘડી કે જેની વનત તેની સપાટી ઉપરનાં રાતાં માણેક અને સુનાને લીધે માલમ પણ પડતી હુતી નહી તે લાવીને હાજર કીધી. તે પાગડી ઉપરનું સુનું પણ તે ઉપરના ગોહરોથી બે માલુમ થઇ ગયું હતું. એક મોઘી કીંમતની વીતીઓની જોડી કે જે આસમાનની ઉપરના બ્રેસપતી સેતારાની માફક જલકટી હુતી તે તેણી લાવી અને એ સઘલું સામના દસ્તાનને માટે મોકલ્યું અને તે સાથે ઘણીક દુવાઓ અને પેગામો મોકલ્યા. તે દાસી ( રોદાબેના ) ઓરડામાંથી નીકળીને દીવાનખાના આગળ જઈ લાગતાં સીનદુખત તેણીને જોતી હોય તેમ જણાયું. સીનદોખતનો જીવ આથી વીચારમાં પડયો અને તેણીને હાંક મારીને પુછયું કે " તું કયાં જાય છે તે કેહ. " તે ઓરત ધાસ્તીથી સોમલના જેવી ફીક્કી મારી ગઇ. તેણી ધ્રુજતી ધ્રુજતી જઇને તેણીને પગે પડી. સીનદુખતે કહયું કે " ઓ બદ ચેહેરાની ઓરત ! મારી વાત સમજ અને મને જવાબ દે. તું વખતો વખત મારી આગળથી પસાર થાય છે અને ઓરદામાંથી તું મને ( ચીમાઇને ) જોય છે. તેથી મારૂં રોશન દીલ તારી ઉપર શકમંદ થયું છે માટે તું એ મારો શક જલદી ખુલ્લો કર. " ત્યારે તેણીએ જવાબ દીધો કે " હુ એક ઉપાય સોધનારી ( યાને કે વેચી સાટીને પુરૂ કરનારી ) ઓરત છું અને હુ કેટલીક ચીજો ( દેખાડવાને ) લાવી છું. મોઘી કીંમતના કપડાંઓ અને ઘરેણા જે માણુસો ખરીદે છે તેઓને હું વેચું છું. હું મોટા લોકોના ઘેરામાં જાઉં છું અને તેઓ મારી પાસે કપડાં તેમજ જવેહરાત ખરીદે છે. તે ઓરદામાની રોદાબેએ મારી પાસેથી ઘરેણા તેમજ મોટી કીંમતના જવેહરાતો માંગ્યાં હતાં. તેથી હુ તેણીને માટે જવેહરાતથી જડેલું તાજ લાવી હુતી તથા પાદશાહોને લાયકનો હીરા જડીત દાબડો લાવી

હતી.” ત્યારે સીનદુખતે તેણીને કહયું કે “તે મને દેખાડ અને મારા દીલનો શક ભાંગી નાખ.” તેણીએ જવાબ દીધો કે “એ બંધે ચીજો મેં શેહદાબેને સોંપી છે. તેણીએ બીજું વધારે માંગ્યું છે તે પણ હું હમણા તેણીને માટે લાવનાર છું” તેણીએ કહયું કે “કીમતના પૈસા મારી નજર આગળ બાહર કાઢ અને મારા ગુસ્સાની ઉપર પાણી રેડી ઠંડો કર.” તે બોલી કે “તે માહાતાબ જેવા ચેહેરાનીએ મને પૈસા કાલે આપવા કહયા છે તેથી હુ કીંમતના પૈસા લાવી નથી. માટે તું મારી પાસે તે જોવા નાં માંગ.” તેણીએ તેનું કહેવું જુઠુ માણ્યું અને તેની સાથે મારામારી કરવાની તૈયારી કીધી. તપાસ કરતાં તેણીનામાં સચાઇ જણાઇ નહી પણ સઘલું જુઠાનું અને ફેલ જણાઇ આવ્યાં. જ્યારે તેણીએ મોંઘી કીંમતના પોશાકો તથા શેહદાબેના હાથના ઘરેણાંઓ જોયાં ત્યારે તેણી ગુસ્સે થઇ અને તેણીનો ચોટલો હાથમાં પકડયો અને તે મરડીને તેણીએ તેને જમીનની ઉપર અબરૂ નાખી, અને તેના બાલ પકડીને ખેંચતી ઘસડીને લેઇ ગઇ. તેણીનું દીલ તે ઓરતને લીધે ગુસ્સાથી દુખી થયું હતું અને તેથી તેણી તેને એમ ધીક્કાર સાથે ખેંચી લેઇ ગઇ. એ પ્રમાણે થોડો વખત સુધી તેણીના બાલ પકડી ઘસડતી લેઇ જઇને કાંઇ પણ દયા વગર તેણીને જમીન ઉપર ફેંકી. તેમ નાંખીને તેણીએ તેને ત્યાંજ બાંધી અને લાતોથી અને હાથોથી માર મારવા લાગી. પછી તેણી ત્યાંથી ગમગીન બનીને દીવાનખાનામાં પાછી ગઇ. તેણી દુખી થયલી ચીરડાયલી અને ગમગીન હતી. તેણીએ દીવાનખાનાનાં બારણા બંધ કીધાં. વીચારોથી તેણી ઘણી ગુસ્સામાં હતી. પછી તેણીએ ગુસ્સાથી પોતાના ગાળો ઉપર હાથ અફાલતાં પોતાની બેટીને પોતાની આગલ બોલાવી મંગાવી. તેણીએ પાણીથી ભરેલી આંખોથી પોતાના બે ગોલાબી ગાલોને એવા ધોયા કે તે ગોલાબી ગાલો પણ પાણીવાલા તાજા થયા. તેણીએ શેહદાબેને પુછયું કે “ઓ કીંમતી માહાતાબ! તેં શાને માટે ખાદાખબોચીયાવાલી જગ્યા પસંદ કીધી છે? તુંને જેહાનમાં ભલી રેહતાં શું થયું છે? કે તું મને તારા ભરમ કેહેતી નથી. ઓ માહાતાબ જેવા ચેહેરાની (બેટી)! તું આવી

જુલમગાર થઇજ કેમ શકી ? તારો જે કાંઇ ભરમ હોય તે તું તારી માયને કેહ. આએ બૈરી તારી આગળ કયારે આવી હતી? અને તે તારી આગળ શાને માટે આવી હતી? એ શું વાત છે? એ માણસ કોણ છે કે જે આવી કીંમતી પાઘડીને લાયકનો અને તારી વીટીઓને લાયકનો થયો છે ? એ અરબ લોકોનું તાજ મોટી કીંમત આપવાથી આપણું બન્યું છે અને તેનાથી પુશકલ ફાયદો તેમજ નુકશાન છે. શું તું તારા નામને લાછન લગાડી બરબાદ કરવા માંગે છે? તારા જેવી બેટી મારે ત્યાં કદીબી અવતરતી ના." રોદાબે પોતાના પગની તરફ જમીન ઉપર જોતી ઉભી રહી. તે જગ્યાએ તેણી શરમની અંદર દુબી ગઇ હતી. તેણી પોતાની આંખોમાંથી મોહોબતના આંસુ વરસાવવા લાગી અને એ આંખોમાના આંસુથી પોતાનો ચેહેરો ભરી નાખવા લાગી. તેણીએ પોતાની માયને જવાબ દીધો કે "ઓ અક્કલવંત માતા ! મારા જીવની મોહોબત મને એવી મારી નાખે છે કે અગરજો મારી માતાએ સરૂઆતમાંજ મને જન્મ આપ્યો નહી હતે તો મારાથી નેક યા બદ વાત બનતે નહી. પેહેલવાન દસ્તાનના કાબુલમાં રહેવાથી તેની મોહબતે મને આતશની ઉપર બેસાડી છે (યાને હું બળીને ખાક થાઉ છું.) મારા દીલ ઉપર જેહાન એવી તંગ થઇ છે કે હું જાહેર તેમજ છુપી રીતે રડયા કરૂ છું. તેના ચેહેરા વગર હું જીવી શકીશ નહી. તેના એક બાલની સાથે જેહાન મારી કીંમત કરી શકતી નથી. તું જાણુ કે તે મને મલ્યો હતો અને તે મારી સાથે બેઠો હતો. હમોએ વચણને માટે એકમેકનો હાથ હાથમાં લીધો હતો. હમોએ એક મેકને જોયા શીવાય બીજું કાંઇ બન્યુ નથી. તેની અને મારી વચે ગોયા આતશ તપે છે. (જાલ તરફનો) એક કાસદ બુજોર્ગ સામની આગળ ગયો હતો અને તેનો તે સામે બાહાદુર જાલને જવાબ કેહેવાડીઓ હતો. સામ તેના મારી તરફના પ્યાર વીશેની વાત સમજીને થોડો વખત દુખી બન્યો હતો, અને દલગીર થયો હતો. તેણે કેટલીક અગત્યની સલાહ લીધી હતી. તેની રાહબરી કરનારા મોબેદોને તેણે એ બાબે પુછયું હતું અને આખેરે તે તેઓની સાથે એક મલતો થયો હતો. એ કામ કરીને તે પોતાના કબીલા

અને નામદારો સાથે માજનદરાન તરફ ગયો હતો. તેણે તે કાસદને ઘણી ચીજોથી નવાજયો હતો. મેં સામ નરીમાનનો ( પણ ) સઘળો જવાબ સમજયો છે. આએ ઓરત કે જેના તમે બાલ પીખ્યા હતા અને તેને જમીન ઉપર ફેંકી ( ચોટલો પકડીને ) ઘસડી હતી તેણી તેજ ખબર લાવનારી હતી. મારા તરફથી તેના નામાનો જવાબ તરીકે આએ પોશાક મોકલ્યો હતો.” સીનદુખ્ત આએ વાતથી અજબ થઇ. તેણીના ધણી તરીકે તેને જાલ પશંદ પડયો હતો. તેણીએ એવો જવાબ દીધો કે “એ ડાહાપણ ભરેલું નથી. દસ્તાનના જેવો મોટી પદવીનો કોઇ પેહેલવાન નથી. તે બુજોર્ગ છે તેમ જેહાન પેહેલવાનનો બેટો છે. તે હુશીયાર, અક્કલમંદ અને રોશન રવાનનો છે. તે તમામ હુનરો ધરાવે છે તોપણ તે એક એબ ધરાવે છે. તે એબ તેના હુનર આગળ નહી જેવી લાગે છે. જેહાનનો પાદશાહ (મીનોચેહેર) એ બાબદથી ગુસ્સે થશે અને તે કાબુલની ધુલને ખોરશેદ સુધી ઉડતી કરશે. (યાને તે કાબુલ ઉપર હુમલો લાવશે.) આપણી તોખમનું ( યાને ઝોહાકના ખાનદાનનું) કોઇપણ આએ જમીન ઉપરથી પોતાના પગને ઉંચો ઘોડાના જીન ઉપર મુકે એવું તે ઇચ્છતો નથી.” પછી સીનદુખતે તે ઓરત ( દાસી ) ને કહયું કે “ ઓ હુશીયાર ડાહાપણ વાલી ઓરત! તું હમેશ એમજ ( વફાદારી ) કરજે અને તારા હોટોને ( ભરમ ખોલવાથી ) સીવેલા રાખજે. કદાચને કેહેવાને માટે તારા હોટો કપાઇ પણ જાય તોપણ તું એ વાતને અત્રેજ ધુલમાં દટાયલી રાખજે.” તેણીએ પછી તે ઓરતને છુટી કીધી અને તેણીને નવાજી. તેણીએ તેને એવી બનાવી કે કોઇ પણ ઓલખી શકે નહી. તેણીએ ખાનગી રીતે પોતાની બેટીને જેહાનમાં કોઇની પણ શીખામણ સમજે નહી એવી જોઇ લીધી ત્યારે તેણી ત્યાંથી દલગીરી સાથે ગઇ અને રડતી સુતી, જાણે તેની ચામડી દીલ ઉપરથી ઉખડાઇ જતી હતી.

## રોદાબે અને જાલની વચે પેદા થયલી મોહબતને માટે મેહેરાબ જાણીતો થયો અને તે ગુસ્સે થયો તથા સીનદોખ્ત તેને પાછી રાહ ઉપર લાવી તે વીશે.

મેહેરાબ કે જેને જાલે (તે દીવસે) ઘણો યાદ કીધો હતો તે તેની દરબારમાંથી ખુશાલી સાથે પાછો ફર્યો. તેણે પોતાની પ્યારી સીનદુખ્તને ઉઘાયલી તથા તેનો ચેહેરો કરમાઈ ગયલો અને દીલ દુખી થયલું જોયું. તેણે તેણીને પુછયું કે "મને કેહે કે શું બન્યું છે? તેં શાને માટે તારા ગોલાબના રંગના ગાલોને કરમાવી નાખ્યા છે?" ત્યારે તે અરબ સીનદુખ્તે જવાબ દીધો કે "મારાં દીલની અંદર ઘણા લાંબા વીચાર આવે છે. આએ આબાદ ખજાનો અને માલ અને શ્રંગારેલા અરબી ઘોડાઓ, તથા આએ આબાદ મેહેલ અને બાગ તથા દોસ્તોના દીલનું સુખ, તું પાદશાહની ચાકરી કરનારા આ તારા નોકરો તથા આએ તાજ અને તારી બેસવાની ઢપછપ, આએ આપણો ચેહેરો, માથું અને કદ તથા આપણી નામદારી, અક્કલ અને વીચાર તથા આએ ચલકાટ અને રાસ્તી (એ સઘલું) રફતે રફતે ઘટી જશે. એ સઘલું આપણી ખાહેશ વીરૂધ દુશમનોને હાથ જશે. આપણી સઘલી મેહેનતને હવે ધુલ મલેલી સમજી લેવી જોઇએ. આપણે ફાલે એક સાંકડી પેતી (કફન) આવશે. આપણે જે ઝાડ રોપ્યું છે અને જેને ઘણી રંજથી પાણી સીપ્યું છે તેનું ફળ આપણાં ઝેહેર સમાન થયું છે. (આવાં ઝાડની ડાંખલી ઉપર) આપણું તાજ અને ખજાણો ટાંગ્યો છે આપણે. ખુરશેદની ઉચાઇએ ચઢીયાં છીએ અને આપણે છાયો આપનારા થયાં છીએ તેજ ઉંચી પદવી ધરાવનારૂં માથું ખાકની નીચે દતાશે. આવું આપણું સેવટ અને આખેરી છે. હું જાણતી નથી કે આપણે કેમ આરામ ભોગવશું." ત્યારે મેહેરાબે સીનદુખ્તને એવી રીતે પુછયું કે "એમાં તું નવુ શું લાવી? અને નવી વાત શું કહી? આએ ત્રણ પાંચ દીવસની દુન્યા એવીજ છે. એક નાશ પાંમે છે તો બીજો આસાની સાથે જીવનારો થાય છે. એક આએ

દુન્યાની અંદર આવે છે (યાને જન્મ લે છે) ત્યારે બીજો ગુજરી જાય છે. તેં કોણુને એવો જોયો છે કે જેને દુન્યાના ચક્કરે એ પ્રમાણે મારી નાંખ્યો નથી અને તંગીને વખતે ગમગીન થયલાનું દીલ બીજી તરેહનું હોતું નથી. એ બાબે પરવરદેગાર સામે બંદ ઉઠાવવું જોઇતું નથી." ત્યારે સીનદુખ્તે તેને કહ્યું કે "એ બાબદને સાચા લોકો બીજી તરેહથી પણુ લાગુ પડી શકે છે. હું તારી આગળ આએ છુપી વાત અને આએ મોટું કામ કેવી રીતે ખુલ્લું કરૂં? એક અક્કલ હાંસલ કીધેલા નેક બખત મોબેદે પોતાના ફરજંદ આગળ એક ઝાડની વાત કહી હતી, તે વાત હું તારી આગળ કરૂ છું, જેથી તું પાદશાહ અક્કલની રીતે મારૂ કેહેવું સમજે. (તે વાત આએ છે) 'એક સીધાં સરોવરે પોતાનું સર વાકું કીધું અને તે વળી ગયું અને તેણે રાતા રંગના નરગેશના ફુલને પાણીથી ભીંજવ્યું.' એજ પ્રમાણે ફરતું આસમાન આપણા માંથા ઉપર ફરે છે. [૧] માટે એ અક્કલમંદ પાદશાહ! આપણુને પણ એજ રીતનું થવું જોઇએ છે. જાણુ કે સામના બેટાએ રોદાબે ઉપર હરતરેહના છુપા ફાંદા નાંખ્યા છે. તે તેણીના રોશન દીલને તેના (સીધા) રસ્તા ઉપરથી ચોરી લેઇ ગયો છે, તેથી આપણુને કાંઇ ઇલાજ શોધવો જોઇએ છે. મેં તેણીને ઘણી શીખામણો આપી છે પણુ કાંઇ ફાયદો થયો નથી. વળી હું તેણીના દીલને દુઃખી તથા તેણીનો ચેહેરો ફીક્કો જોઉ છું તે સાથે વળી હું તેણીનું દીલ ગમ અને દુખથી ભરપુર જોઉ છું. તેણીના હોટ સુક્કા થઇ ગયા છે અને તેણીને હું સરદ હાએ મારતી જોઉં છું." જેવું મેહેરાબે એમ સમજ્યું તેવોજ તે ચોંકી ઉઠયો અને પોતાની તલવારની મુઠ ઉપર હાથ નાંખ્યો, તેનું દીલ ધ્રુજવા લાગ્યું અને ચેહેરો ફીક્કો મારી ગયો. તેનું દીલ લોહીથી ભરાઇ ગયું અને હોટમાંથી સરદ હાય નીકળી. તે રોદાબેને કેહેવા લાગ્યો કે "હું પોતે હમણા આએ જમીન ઉપર લોહીની નદીને વેહેતી કરીશ" જ્યારે સીનદુખ્તે એમ જોયું ત્યારે તેણી ચોંકી ઉઠી અને તેણીના બે હાથો તેની કંમરે વીટાલ્યા અને બોલી કે,

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુંજબ કીધો છે.

“ મગજની શાંતી વગર તું આવું બોલે છે. તું જરા અક્કલ પકડ અને સરદારની નજરે જો. ૧ જો તું હમણા એક હલકી પદવી ધરાવનાર હતે તો એ વાત સમજીને તે ઉપર તું થોડુંજ ધ્યાન આપતે. હવે પછી તું એવા ઉપાય કર કે જેમાં અક્કલ સમાયલી હોય કે જેથી તારૂં રવાન અને અક્કલ તારા રેહેનુમા થાય.” તેણે તાનતોડ કીધી અને પોતાના હાથોની અછાડથી તેણીને ઉઠાડી નાખી અને એક છેડાયલા હાથીની માફક પોકાર મારીને બોલ્યો કે “ જેવી તે બેટી જન્મી તેવુંજ મને તેજ વખતે તેણીનું માંથુ કાપી નાખવું ઘટતું હતું. મેં તેને નહી મારી નાખી તેથીજ મારાથી ( હમણા ) મારા વડવાઓને પગલે ચલાતું નથી. હાલે તેણીએ મારા આવા હાલ કીધા છે. અગર જો એક બેટો પોતાના બાપના તરીકાથી ઉલટો ચાલે તો તેની બહાદુરી તેના બાપની પીઠથી મલેલી ગણવામાં આવતી નથી. એ બાબદ ઉપર એક વાઘ કે જે લડાઇને વખતે તીક્ષણ પંજાનો બન્યો હતો તેણે એક વાત કહી હતી. તે બોલ્યો હતો કે ‘ મને લડાઇનીજ ખાહેશ છે. હું મારા બાપના રક્ષણ હેઠલ હતો ત્યારથીજ એવી ટેવ ધરાઉ છું. બેટાની અંદર બાપનીજ નીશાની ઉતરવી જોઇએ. જો તે ( બાપથી ) કમતી હુંનર ધરાવે તો તે રવા ગણાય નહી. ’ મારા જીવને પણ તેવીજ ફીકર છે અને મારી જગ્યા તંગ થઇ ગઇ છે ( યાને હુ ઘેરાઇ ગયો છું ) ત્યારે તું મને મારાં માથાં સાથે જંગ કરતો ( આપઘાત કરતો ) શા માટે અટકાવે છે. અગરજો પેહેલવાન સામ, મીનોચેહેર પાદશાહની સાથે આપણી ઉપર એક હુમલો લાવશે તો કાબુલમાં સુરજ સુધી ધુલારૂં ઉડતું થશે, તથા ખેતરો અને શેહેરો આબાદ રેહેશે નહી. ત્યારે સીનદુખતે તે જમીનના માલેકને જવાબ દીધો કે “ તારી જબાનને ફોકટમાં એટલી હદ સુધી ના લેઇ જા. તે સામેસવાર એ બાબદથી વાકેફ છે. તારા દીલમાં બીહક, દલગીરી અને તંગી ના રાખ. તે પોતે કર-કસારથી એનેજ માટે પાછો ફર્યો છે. એ વાત તેનાથી છુપી રહી નથી પણ ખોલ્લી થઇ છે.” ત્યારે મેહેરાબ બોલ્યો કે “ એ માહા-

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

તાબ જેવા ચેહેરાની ઓરત ! તું મારી આગળ કાંઇ પણ ખોટી વાત ના કર. એવી વાત અક્કલની રાહાની કયાંથી હોય કે પવન ખાક ઉપર હોકમ ચલાવે. જો કે તું નુકશાન પામવાને બદલે નચીંતાઇ પામી છે તોપણ મારૂં દીલ કાંઇ તે બાબદ માટે દુખી નથી. મોટા મરતબાનો જાલ કે જે ચઢતા અને ઉતરતાઓની વચેનો ફરક જાણે છે તેના કરતાં વધારે સરસ જમાઈ કોઇ થવાનો નથી. આહુવાજથી ૧ તે કંદહાર ૨ સુધીના લોકો સાથે સામે સવાર સગાઇ કરવા માંગતો નથી, તો એમ કેમ બનશે ?" સીનદોખ્તે જવાબ દીધો કે "ઓ સર અફરાજ ! મને જુઠું બોલવાની કાંઇ અગત્ય નથી. જો તુંને નુકશાન પુગતું હોય તો મને પણ નુકશાન પુગવાનું તારૂં. દુખ મારે માટે એક બેહી સમાન છે. મારા દીલની પણ એમજ ખાતરી થઇ હતી તેથીજ મને એવો ખરાબ શક પેહેલાંથી ઉપજ્યો હતો તેથી તેં મને એ પ્રમાણેની દુખી જોઇ હતી. ગમને લીધે મારી ખુશાલી ઉઘાઇ ગઇ અને (હાલે) મારા દીલમા ધાસ્તી પેવશ થઇ છે. અગરજો આએ વાત અજબ જેવી નહી હોય તો આપણે કયાં સુધી ખરાબ વીચાર કર્યા કરીએ ? ફરીદુન યમનના સરોવરો (યમનના રાજાની બેટીઓ) ઉપર ખુશી થયો હતો, ૩ તેમ જેહાનને સોધનાર દસ્તાને પણ એવીજ (યાને ઝોહાકના વંશની બેટીની) પશંદગી કીધી છે. આતશ અને પાણીથી તથા હવા અને ધુલથીજ જમીનની અધંકારવાલી સપાતી પ્રકાશીત બને છે" મેહેરાબે સીનદોખ્તને સાંભલવા ઉપર કાન આપ્યા, પણ તેનું દીલ કીના ભરેલું હતું અને માથાંમાં ગુસ્સો ભરેલો હતો. ત્યાર પછી તેણી જઇને (સામ તરફથી જાલ ઉપર આવેલા) નામાનો જવાબ લાવી અને તેને કહયું કે તારી ખાહેશને ખુશી કર. જયારે પણ તારા પોતાના બેસીએ

---

૧ 'આહવાજ' એ ખોજીસ્તાનનાં એક મોટાં શેહેરનું નામ છે.

૨ 'કંદાહર' એ ઇરાન, હીંદુસ્તાન, બલખ અને ખોરાસાનની સરહદે આવેલા મુલકનું નામ છે.

૩ યાને ફરીદુને યમનના પાદસાહની બેટીઓ જેઓ અરબ વંશની હતી તેઓને પોતાની વહુઓ કીધી હતી.

તારી સાથે બીગાના બને ત્યારે તે અક્કલના અંધકારને લીધે તારી સાથે બદ વીચારના બને છે." ત્યાર પછી તે નામદારે સીનદોખ્તને ફરમાવ્યું કે "રોદાબેને ઉઠાડ અને તેણીને મારી આગળ લેઇ આવ." તે ગમગીન થયલા શખ્સથી સીનદોખ્ત બીહીધી કે તે તેનો નાશ કરી નાખશે અને તેથી તે સૌથી ઉંચા બેહેશ્તના બાગ જેવી રોદાબેથી કાબુલસ્તાનની જમીનને ખાલી કરી નાખશે. તેથી તેણીએ તેને કહયું કે હું તારી પાસેથી પેહલાં વચન માંગું છું કે તું તેણીને તંદરોસ્ત હાલતમાં મને પાછી સોંપે. તેણીએ પેહલાં તેની પાસેથી સખત વચણ લીધો. તેથી તેણે નાચાર દીલે પોતાનો કીનો ધોઇ નાખ્યો. તે નામવરે સીનદોખ્તને મોઢેથી વચણ આપ્યો કે "રોદાબેનું હું બુરૂં કરશ નહી." પણ પછી તેણે તેણીને કહયું કે "તું જોજે કે જમીનનો પાદશાહ (મીનોચેહેર) આએ વાતથી આપણી ઉપર કીના ભરચો થશે. આએ જમીન તથા શેહેર તથા આપણે તેણીના માય બાપ કોઇ રેહીશું નહી (યાને મીનોચેહેર આપણને મારી નખાવશે અને શેહેરને તારાજ કરશે), અને રોદાબેની પીઠ નદી ઉપર પડશે (યાને તેને નદીમાં ફેંકાવી દેશે)." જ્યારે સીનદોખ્તે તેનાથી એમ સમજયું ત્યારે તેણી વાંકી વલી અને નાખધસની કીધી. પછી તેણી પોતાની બેટી આગળ હસ્તા હોટો સાથે અને ખુલ્લા ચેહેરા સાથે આવી. તેણીએ તેને એવી ખુશ ખબર આપી કે "તે ફાડીખાનારા ચીત્તા (મેહેરાબ) એ જંગલી ગોરખર (રોદાબે) ઉપર પોતાના પંજા ટુકા કીધા છે (યાને રેહેમ દીલી દેખાડી છે). તે મેહેરાબ પેહેલવાને પાળનના કરનાર દાદારના નામથી એક ઘણા સખત સોગંદ લીધા છે, કે 'તે માહુતાબના જેવી રૂપેરી સરોવર (રોદાબે)ના એક બાલને પણ નુકશાન પુગાડશે નહી.' માટે હવે તું મોઢું સાફ કર અને ઘરેણા પેહેર અને બાપની આગળ જઇને નવેસરથી (માફી માંગીને) આજીજી કર." ત્યારે રોદાબે બોલી કે "ઘરેણા શાને માટે પેહેરૂ? દોલતની જગ્યાએ દોલત વગરની હોઉ તો શું થયું? મારૂં રવાન સામના બેટા સાથે પરણી ચુકયું છે અને તે ખાનગી વાત જાહેર

કરવાની શું અગત્ય છે?" ઉગતા સુરજની માફક તેણી પોતાના બાપની નજદીક ગઇ. તેણી યાકુત અને સુનાની વચે (ગોયા) ગરક થઇ હતી. તમામ ઘરેણાથી સંગાર કરવાથી તેણી બેહેશતની હુરી જેવી લાગતી હતી. ખુશનુમા વસંતની મોસમના તપતા સુરજના જેવી તેણી દેખાતી હતી. જ્યારે તે બાપે તેણીને જોઇ ત્યારે તે ચીરડાઇ ગયો તેથી તેણી પરવરદેગારને અંદરખાનેથી યાદ કરવા લાગી. તે બોલ્યો કે "ઓ અક્કલને ધોઇ નાખેલાં મગજની ઓરત! ઉંચી તોખમવાલાઓને આવી બદ ચાલ ચલાવવી કેમ ઘટે? શું તું હારેમનની ઓરત પરી બની છે કે? તે હારેમન તારૂં તાજ કે વીતી કાંઇ રેહેવા દેશે નહી. અગરજો કોહોતાન નામના જંગલમાંથી સાંપ પકડવાની મના કરવામાં આવે તો પણ તે સાંપ પકડનાર તેને તીરથી મારી નાખવાને પણ આવશે." રોદાબેએ જ્યારે એમ સમજ્યું ત્યારે તેનો જવાબ સુકાઇ ગયો અને બાપની શરમને લીધે ચેહેરાને લાલ બનાવ્યો. તેણીના કાલાં પાપણો તેણીની ગમગીન આંખો ઉપર ધંકાઇ ગયાં અને તેણીનો દમ બંધ થઇ ગયો. તે બાપનું દીલ ગુસ્સાથી ભરેલું અને તેનું માથુ કજીયાથી ભરેલું હતું. તેણે એક ચીત્તાની માફકનો પોકાર કીધો. તેની બેટી કચડાયલા દીલ સાથે પોતાને મઠકે ગઇ. તેણીના ફુલ જેવા ગાલો લોહીથી સુકાઇ ગયલા હતા. તે બેટી અને માય બંધે જનાએ પોતાના કામ કરવાના ઓજાર સાથે યજદાંની પનાહ લીધી.

## જાલ અને રોદાબેના સંબંધ વીશે મીનોચેહેરને ખબર થઇ, તેથી તે દલગીર થયો, અને તેણે નોજરને સામને બોલાવી લાવવાને માટે મોકલ્યો તે વીશે.

ત્યાર પછી તે મોટા પાદશાહ (મીનોચેહેર)ને મેહેરાબ અને બહાદુર સામના બેટા દસ્તાનને વીશેની ખબર મલી. તે જેહાનના સરફરાજ પાદશાહની નજદીકમાં મેહેરાબ સાથની સગાઇની, જાલની

મોહબતની, અને તે બંધે મોટી પદવી ધરાવનારા (શાહજાદા અને શાહજાદી)ના કજોડાં વીશેની મોબેદો વચે ઘણી એક તરેહની વાતચીતો થઇ. તે પાદશાહે દાનાવોને કહ્યું કે "જ્યારે હું ઇરાનને શીંહો અને વાઘોની ચુંગાલમાંથી મારી અક્કલથી અને લડાઇથી બાહાર લાવ્યો છું ત્યારે એ બાબદથી આપણને ગમગીન બનવાનો વખત આવ્યો છે. ઝોહાક કે જેના તોખમથી મેહેરાબ ઉગી નીકલ્યો છે તેના જુલમથી ફરીદુને જેહાનને ધોઇ નાખી હતી, તેજ ખાનદાનના તે સરને (ધુલમાં) નીચે નાખનાર રોપા (રોદાબે) સાથે જાલને તેના આવા કઢંગા એશકને લીધે પરણવા દેવો જોઇતો નથી. મેહેરાબની બેટીથી અને સામના બેટાથી જ્યારે મ્યાનમાંથી તેજી તલવાર (યાને બેટો) બાહાર આવશે તો તે એક લેખે આપણા તોખમનો નહી નીવડશે. પણ તે ઝેહર અને ઝેહેરનો ઉતાર સાથે જોડાયલો હોય તેવો નીવડશે. અગરજો તે માયની તરફનું પાણી મેલવશે તો પેલી કેહેવત મુજબ તેનું સર બદીથી ભરપુર રહેશે. તે ઇરાન શેહેરને ધાસ્તી અને રંજથી ભરપુર બનાવશે અને વળી તે તાજ અને ખજાનાને પાછો લેઇ લેશે તેથી તમો મને કહો કે એને માટે હું શું ઉપાય કરૂં? કે જેથી આએ દસ્તાનને હું પાછો રાહ ઉપર લાવી શકું. એ કામ મુશકેલ થઇ પડવું જોઇતું નથી, નહી તો કે તે જાલનુ સરફરાજી ભર્યું શર (ભવીશયમાં બદ ચાલના બેટાના ગમથી) વાંકુ વલી જશે. હવે એ વાતને માટે તમો શું જવાબ દેઓ છો? તમો કાંઇ કોશેશ કરો કે જેથી તમો મને મુબારક વીચાર સુજ પાડો. તમામ મોબેદોએ તેના ઉપર આફ્રીન કીધી અને તેને પાકદીનના પાદશાહને નામે બોલાવ્યો. તેઓ બોલ્યા કે "તું હમારા કરતાં વધારે દાનાવ છે અને લાયકીમાં તું સૌથી ચઢતો છે. તું એવું કામ કર કે જે અક્કલને વધારે ઘટતું હોય કારણ કે અક્કલથીજ અઝદાહના દીલને પણ ચુરી નાખી શકાય છે." તે મોટી પદવીના પાદશાહે જ્યારે તેઓથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે એ વાતનું સેવટ લાવવાનો એક રસ્તો સોધ્યો. તેણે નોજરને પોતાના ચુશાત બુજોર્ગો સાથે હાજર થવાને ફરમાવ્યું. તેણે તેને કહ્યું કે

"તું સામે સવાર આગળ જા અને તે લડાઇમાંથી કયારે આવ્યો તે તેને પુછ? જેવો તું તેને જોય તેવોજ તેને તું કેહેજે કે આએ તરફ આવે અને તે હમારી નજદીકમાં પોતાનું મુકામ બનાવે." તે શાહજાદો તેજ વખતે ઉઠયો અને પોતાના ચુસ્ત દોસ્તોની સાથે બહાર જવાને નીકલ્યો. તેણે લડાયક મસ્તાન હાથીઓ સાથે સામ તરફનો રસ્તો લીધો. જ્યારે સામ પેહેલવાન એ બાબદથી વાકેફ થયો ત્યારે તે શાહજાદાને એસ્તેકબાલ લેવા જવાને માટે નીકલયો. તમામ નામદારો (તે શાહજાદાને લેવાને) મસ્ત હાથીઓ અને વાજીંત્ર સાથે સામા ગયા. જ્યારે તે સામે સવાર અને બુજોર્ગો તે નામદાર નોજરની સામે આવી લાગ્યા ત્યારે તે સરદારો અને લડાઇ કરનારા બુજોર્ગોએ એકમેકનો હેવાલ પુછયો. ત્યાર પછી તેઓ જંગલની અંદર બેઠા અને હરતરેહની વાતચીતો કીધી. તે શાહજાદા નોજરે પોતાના બાપનો પેગામ તેને કહયો. સામ પેહેલવાન તેને જોવાથી ખુશી થયો. તેણે જવાબ દીધો કે "(પાદશાહનું) ફરમાન હું માથે ચઢાઉ છું. હું તેના દીદાર જોઇને મારા જીવને ખુશી કરશ. તે (નોજર અને તેના સાથી)ઓ તે દીવસ સામના પરોના તરીકે રહયા. તે ટોલી પણ સામના દીદાર જોવાથી ખુશી થઇ હતી. સુફરો બીછાવવામાં આવ્યો અને (દારૂની) જામો હાથમાં ધરવામાં આવી. પેહેલવેહેલી મીનોચેહેર પાદશાહની સલામતી લેવામાં આવી, ત્યાર પછી નોજર સામ અને બીજા મોટી પદવી ધરાવનારા સખશોની સલામતી ઇચ્છવામાં આવી. તેઓ દરેક મુલકોની વાતો કરી ખુશાલી મેલવતા હતા. તેઓની ખુશાલી ભરેલી મોજલસ મોડી રાતે ખતમ થઇ. જ્યારે પ્રકાશીત સુરજે પોતાનો ભરમ ખુલો કીધો (યાને અંધારૂ દુર થયું) ત્યારે વાજીંત્રોના અવાજો નીકલયા. ઉંટો અને ખચ્ચરોને માલથી લાધવામાં આવ્યાં અને તે (સામ)ના ફરમાનથી મીનોચેહેર પાદશાહની દરબાર તરફનો રસ્તો લેવામાં આવ્યો. મીનોચેહેરને જ્યારે એ ખબર મલી ત્યારે તેણે પાદશાહી તાજને સંગાર્યું. સારી

અને આમુલ[1] શેહેરોમાંથી (ખુશાલીના) પોકારો ઉઠયા અને તે શેહેરો તોફાની દરીઆની માફક જોસમાં આવ્યાં. તેજ વખતે ભાલા ધરાવનારૂં લશકર બખતર પેહેડીને તથા ભારી ગુરજો લેઇને (સામું) ગયું. એક પાહાડથી તે બીજા પાહાડ સુધી સેપાહો (સફસમારીને) ઉભા રહયા. તેઓની ઢાલોના રાતા અને સુનેરી રંગ એકમેક સાથે વણાઇ ગયા હતા. ઢોલ, નગારાં અને કાંસાના સંનજ નામના વાજીંત્રો સાથે તથા અરબી ઘોડાઓ, હાથીઓ અને ખજાના સાથે તે લશકર તેઓને સામું લેવાને ગયું હતું. મોટી પડવીના લોકો વાવતા અને નગારાં સાથે આવ્યા હતા.

## સામ મીનોચેહેરની નજદીક આવી લાગ્યો તથા તેણે માજંનદરાનની લડાઇને લગતો તેને હેવાલ કહયો અને મીનોચેહેરે સામને મેહેરાબ સાથે લડાઇ કરવાને મોકલ્યો તે વીશે.

જ્યારે તેઓ દરબારની નજદીક આવી પોહોંચ્યા, ત્યારે તેઓ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને પાદશાહ તરફ જવાનો રસ્તો ખુલ્લો કીધો. જેહાનનો પાદશાહ જ્યારે તેઓને દેખાયો ત્યારે તેઓ તેની આગળ ગયા અને તેને નમન કીધું. મીનોચેહેર પોતાના હાથી દાંતના તખત ઉપરથી ઉઠયો. તેણે માંથા ઉપર પ્રકાશીત યાકુતવાલું તાજ પહેર્યું હતું. સામને પોતાની આગળ તખત ઉપર બેસાડયો અને જેમ ઘટતું હતું તેમ તેને નવાજેશ કીધી. ત્યારબાદ તેણે કરકસાર અને માંજનદરાનને વીશે તથા ત્યાનાં નરદેવો અને લડાયક લોકોને વીશે તેને ઘણાએક સવાલો પુછયા અને ગમ ખાધો. તે પેહેલવાને તેની આગળ એક પછી એક વાતો કહી. (તે બોલ્યો) કે "ઓ

---

[1] 'સારી' અને 'આમુલ' એ માજનદરાનની નજદીકના શેહેરોના નામો છે. અત્રે ઇરાનથી આવેલા જરથોશતીઓને આબોહવાની બાબદમાં હીંદુસ્તાનનું નવસારી શેહર 'સારી' શેહેરના જેવું માલમ પડયાથી તેઓએ એ શેહેરનું નામ નવસારી યાને નવું સારી એમ આપ્યું હતું.

પાદશાહ ! તું જાવેદાન સુધી ખુશી સાથે જીવજે. બદ લોકોના હાથ તારા જાન ઉપરથી ટુંકા થજો. હુ તે નર દેવોના શેહરમાં ગયો હતો. તે એવા દેવો હતા કે જેઓ લડાયક શીંહની માફકના હતા. તેઓ અરબી ઘોડાથી પણ વધારે જડપે દોડનારા અને ઇરાની પેહેલવાનોથી પણ વધારે બહાદુર હતા. એક લશકર હતું કે જેને ત્યાનાં રહેવાસીઓ સરકસારના લશકરને નામે ઓલખતા હતા, અને તેઓને લડાયક ચીતાઓ સમજતા હતા. જ્યારે તેઓને મારે વિશેની ખબર મલી ત્યારે તેઓના મગજ મારો અવાજ સમજવાથી ખાલી થઇ ગયાં. તેઓએ શેહેરની અંદર ( ચેતવણીના ) પોકારો કીધા અને ત્યાર પછી સઘલાઓએ ( લડાઇ કરવાને માટે ) શેહેર છોડયું. એક પાહાડથી તે બીજા પાહાડ સુધીનું તે એક ભારી લશકર હતું. ઉડતી ધુલને લીધે રોશન રોજ દેખાતો હતો નહી. તેઓ સઘલા મારી સામે લડાઇ શોધતા આવ્યા. તેઓ એવાતો ઝનુની બનીને દોડતા અને ધસ્તા આવ્યા હતા કે તેથી જમીન ધ્રુજી રહી હતી, અને દાહાડો કાલો થઇ ગયો હતો. તેઓ એવો ધસારો કરતા આવ્યા કે તેઓની ધાસ્તીથી મારા સેપાહો એક નજદીકમાં ખોહ હતો તેની અંદર જઇ પડયા. હું તેઓનો ગમ કેમ ખાંઉ તે હુ સમજી શકયો નહી. પછી મેં મારો સો મનનો ગુરજ ઉઠાવ્યો અને તે લશકરને તે મેદાનમાંથી હાંકી કાઢીયું. ૧ તે વખતે મારીજ ઉપર (લડવાનું) કામ આવી પડયું હતું. મેં તે બદ વીચારના લશકર ઉપર પોકાર કીધો અને ત્રણુસો મનનો મારો ગુરજ ઉઠાવ્યો અને લોઢાના બખતર સાથના મારા ઘોડાને મેં તેજ બનાવ્યો. હું તેઓના માથાં ભાંજતો એવી રીતે ગયો કે મારી ધાસ્તીથી તેઓના મગજ ખાલી થઇ ગયાં. દરેક હુમલે હું સો સો માણુસોની લાશને નીચે ફેંકતો હતો. ગુરજના દરેક ફટકાએ દેવો જમીનદોસ્ત થતા હતા. જેમ નર શીંહની આગળથી હરણુનું બચ્ચું નાહાશે તેમ આએ ગાયના માથાવાલા ગુરજ આગળથી તે સઘલાઓ નાંહાસવા લાગ્યા. જેહાનના પાદશાહ બહાદુર સેલમનો નબીરો એક વરૂની માફક હરોલમાં

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

આવ્યો. તે જેહાનને સોધનારનું નામ કરકુઇ હતું. તે ખુબસુરત ચેહેરાનો અને સરોવર જેવો ઉંચો હતો. વળી તેની માય ઝોહાકની તોખમની હતી. તે (કરકુઇ) ની આગળ બહાદુર લોકોના સરખાક બરોબર હતાં. તેનું લશકર કીડી અને તીડોના ટોલાના જેવું મોટું હતું, જેથી તે જંગલ કે પાહાડી જમીન કાંઇ દેખાતાં હતાં નહી. જ્યારે તે પેહેલવાન લશકર વચેથી બાહાર આવ્યો ત્યારે મારા નામદાર સરદારોના ચેહેરા ફીક્કા મારી ગયા. મેં પેલા ગુરજને ફટકો મારવાને માટે ઉઠાવ્યો અને લશકરને ત્યાંજ રહેવા દીધું. મેં જીન ઉપરથી એવો તો પોકાર કીધો કે જમીન તેઓની આગળ પવન ચક્કીની માફક ફરવા લાગી. જ્યારે તે સઘલા સેપાહોના દીલ પાછાં ઠેકાણે આવ્યાં ત્યારે તેઓ સઘલા લડાઇનો વીચાર કરવા લાગ્યા. કરકુઇએ જ્યારે મારો અવાજ સમજ્યો અને માથાને ચુરી નાખનારા મારા ગુરજના ફટકા જોયા, ત્યારે તે એક જંગી હાથીની માફક એક લાંબી કમંદ સાથે મારી આગળ લડાઇ કરવાને માટે આવ્યો. તેણે મને વાંકી કમંદની અંદર પકડી લેવા ધાર્યો. જેવો મેં પોતાને નુકશાનીમાં આવી પડું એવી રીતે તેની કમંદમાં આવી ગયલો જોયો, તેવીજ મેં કેઆની કમાન અને લોઢાંની અણીવાલો ખંડગના લાંકડાંનો તીર મારા હાથમાં પકડયો અને તેને સજા કરવાને માટે મેં તે ઘણી જડપથી ફેંકયો. તે તીરને મેં વીજલીની જડપે તેની તરફ મોકલ્યો. મેં એવું ધાર્યું કે તેનું લોઢાના જેવું સખત માથું તેની લોઢાંની તોપી સાથે તંગ સીવાઇ ગયું હશે. મેં એક મસ્ત હાથીની માફક મારી આસપાસ નજર ફેરવી અને મારા હાથમાં એક હીંદી તલવાર આવી ગઇ. તે શાહજાદાને મારે માટે એવો વીચાર આવ્યો કે તેની પાસેથી હુ જીવતદાન માંગશ. તે (લડાઇની અંદર) ઉતાવલો હતો પણ હું ધીરો હતો. હું તો તે મારા પંજામાં કયારે આવે તે શોધતો હતો. જેવો તે લડાયક માણુસ મારી લગભગ નજદીક આવ્યો તેવોજ મેં મારો હાથ ઘોડા ઉપરથી લાંબો કીધો. મેં તે બહાદુર માણુસનો કંમરબંધ પકડયો અને એક શીંહની માફક જીન ઉપરથી તેને ઉચકયો અને જોરાવર હાથીની

માફક જમીન ઉપર પટકયો અને તેની કંમર ઉપર હીંદી તલવારનો ફટકો માર્યો. જેવો તે શાહાજાદો એ પ્રમાણે એક કમીનાની માફક જમીન ઉપર પટકાયો તેવુંજ તેના લશકરે મેદાનમાંથી મોહુ ફેરવ્યું. તે લશકર તોળે તોળાં થઇને ખીણોમાં, પાહાડો ઉપર, જંગલમાં હરેક બાજુએ વીખેરાઇ ગયું. તે સવારોનું અને પાયદલ લશકર બત્રીશ હજાર માણસોનું હતું, તથા ઘાહેલ થયલા નહી ગણાઇ શકાય એટલા હતા. સેપાહો, શેહેરીઓ અને જંગી સવારો મલી પેહેલાં તેઓના ત્રીસ લાખ માણસો હતાં. તેમાં બાર હજાર માણસો (ઇરાની) નામદારોના હાથમાં કેદ પકડાયાં. બુરા લોકોનો તારાં નસીબ સાથે કેવી રીતે તોલ થાય? તેઓ તો તારા તખતની આગળ ગોલામ જેવા છે.” જ્યારે તે પાદશાહ સપેહસાલારનું કેહેવું સમજી રહયો ત્યારે તેણે પોતાના મુબારક તાજને ચંદ્ર સુધી પુગેલુ માંન્યું. દાહાડો પછી રાત જડપ સાથે આવવાની કોશેશ કરે છે અને જડપથી આવ્યા પછી તે પાહાડની પાછલ પાછી ધંકાઇ જાય છે. તેણે દારૂ અને મીજલસની તૈયારી કીધી અને (સઘલાઓ) ખુશાલ થયા અને બુરા વીચારના દુશમનોથી તમામ જેહાન પાક બની ગઇ હતી. તેઓએ દારૂના ઉપયોગથી રાતને ટુકી કીધી. સર્વેએ તે પાદશાહની યાદમાં હોટ ખોહ્યા. જહારે રાત જઇને દીવસ આવ્યો ત્યારે દરબારનો પરદો ખોલવામાં આવ્યો, અને પાદશાહ આગલ જવાનો રસ્તો ખોલ્લો કરવામાં આવ્યો. બહાદુર સામ પેહેલવાન મોટા પાદશાહ મીનોચેહેરની નજદીક આવ્યો. તેણે તે પાદશાહની ઘણીક તારીફ કીધી અને મેહેરાબ તથા જાલ વીશેની બાબદ કેહેવાને ઉઠયો. એ વાતથી તે પાદશાહના ચેહેરા ઉપર વધારે ગમગીની ફેલાઇ. જેહાનના પાદશાહે સામને એવો જવાબ દીધો કે “થોડાક ચુટી કાઢેલા મોટા સરદારો સાથે અહીંથી તું જા અને હીંદુસ્તાનમાં આગ સલગાવ અને કાબુલને તથા મેહેરાબના તમામ મેહેલને બાલી નાખ. તે મેહેરાબ તારા હાથમાથી છટકવો જોઇતો નથી કારણ કે તે અઝદાહની તોખમનો (યાને ઝોહાકના ખાનદાનનો) છે. તેનાથી વખતો વખત (લડાઇના) પોકારો ઉઠયા કરશે અને તેથી જેહાન કજીયા ટંટાને તાબેદાર થશે.

જે કોઇ શખ્સો તેને મલતા હોય અને જે કોઇ જાદુગર ઝોહાકની ઓલાદના હોય તેઓના સર તનથી જુદાં કરી નાખ અને જમીનને ઝોહાકના સગાં વાહાલાઓ (ના લોહી)થી ધોઇ નાખ." તે પાદશાહ એટલો તો ગુસ્સામાં હતો અને તેણે (બોલવામાં) એટલી તો ઝડપ વાપડી હતી કે તે વખતે તે સામ એક પણ સખુન વધુ બોલી શકયો નંહી. તેણે જવાબ દીધો કે "હું એ પ્રમાણે કરીશ અને પાદશાહના દીલમાનો કીનો ખાલી કરશ." પછી તેણે તખતને બોસો લીધો અને તે નામવરની મોહર અને વીતીને આંખમાં દાબી. તેણે લશકર સાથે પોતાના વતન તરફનો રસ્તો લીધો અને ઘોડે સવાર થઇને પવનને વેગે રસ્તો કાપવા માંડયો.

## મેહેરાબની સાથે સામ લડાઇ કરવાને માટે આવે છે એવી ખબર જાલને થઇ અને તેથી તેણે તેને તેમ કરતાં અટકાવ્યો તે વીશે.

પાદશાહ મીનોચેહેર અને પેહેલવાન સામે કેવા કજીયાનો પાયો નાંખ્યો છે તે વાત મેહેરાબ અને દસ્તાનને કાને ગઇ. આથી કાબુલનાં તમામ શેહરમાં ઉશકેરની ફેલાઇ ગઇ અને મેહેરાબના મેહેલમાંથી (દુખના) પોકારો નીકલવા લાગ્યા. સીનદોખ્ત, મેહેરાબ અને રોદાબે પણ પોતાના જાનથી અને (સઘલી) ચીજોથી નાઉમેદ બન્યાં. કાબુલમાંથી એ લડાઇ વીશેની અફવા જાલને કાને ગઇ, તેથી તેણે પોતાનો ખજાનો રેડી મુકયો અને (ગુસ્સાથી) ગરદન ઉંચી કીધી. તે બોલ્યો કે "અગર બીહામણો અઝદાહ દુન્યાને પોતાના દમથી બાળી નાખવાને માટે આવે અને તે જો કાબુલસ્તાનને કચડી નાખવા ચાહે તો પેહેલાં તેણે મારૂ માથું કાપવું જોઇશે." પછી તે લોહીથી ઉકલતા જીગર સાથે પોતાના બાપની સામે ગયો. તેનું દીલ વીચારથી અને તેનું સર વાતચીતથી ભરેલું હતું. હીમતવાન સામને ખબર થઇ કે તે શેર નરનું બચું તેના રસ્તામાં સામે આવે છે ત્યારે તમામ લશકર ઉભું રહી ગયું અને ફરીદુનના વાવતાને સંગારીઓ. તેને એસતેકબાલ લેવા જવાને માટે ઢોલ વજાડવામાં આવ્યાં

અને તે પેહેલવાન લશકરની સાથે તેને લેવાને ગયો. હાથીઓની પીઠને રંગીત વાવતાઓ જેવા કે રાતા, પીલા, બલુ વીગેરેથી સંગારવામાં આવ્યા. જ્યારે દુરથી સામને દસ્તાન દેખાવા લાગ્યો ત્યારે તેણે સુનેરી લગામવાલા ઘોડાને (દોડવાને માટે) ઉશકેરીઓ, કે જેથી તે જાલેજરની નજદીક (ઝડપથી) જાય અને તેનો ચેહેરો, કદ અને દમામ જોઇ ખુસી થાય. જેવો તે સામના દસ્તાને પોતાના બાપનો ચેહેરો જોયો તેવોજ તે ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો અને આગળ ચાલવા લાગ્યો. બુજોર્ગો જેવાકે સરદારો તથા તાજ સોધનારાઓ સઘળા ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને બે હારમાં સફ્ સમારીને ઉભા. બહાદુર જાલે જમીનને બોસો લીધો. ત્યાર બાદ તે બાપે તેની સાથે આસ્તે આસ્તે વાત કીધી. સામ પોતે ઉંચી તોખમના અરબી ઘોડા ઉપર ચલકતા સુનેરી બુલંદ પાહાડની માફક બેઠો હતો. તમામ બુજોર્ગો તે (જાલ)ની આગળ દલગીરી સાથે વાત કરતા આવ્યા કે "તારો બાપ તારીથી દુખી થયો છે માટે તું તેની માફી ચાહ અને તારૂં સર તેનાથી ફેરવ ના." તેણે એવો જવાબ દીધો કે "કાંઇ ફીકર નહી. માણુસનો અંત ખાક સીવાય બીજો કાંઇ નથી. અગરજો બાપ મગજમાં અક્કલ ધરાવતો હતે તો આવી વાત ઉપર વાત થતે નહી. જો તે (પેહેલવેહેલાં) જબાનને ગુસ્સા સાથે ચલાવશે તો (પાછળથી) તે શરમને લીધે આંખની અંદર આંસુઓ લાવશે." એ રીતે વાત કરતા તેઓ સામની દરબારમાં ખુલ્લાં દીલથી અને ખુશાલી ભરેલી ખાહેશ સાથે આવ્યા. સામે સવાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેજ વખતે તેણે જાલને બગલગીરી કીધી. જ્યારે જાલ પોતાના બાપની છેક નજદીક આવ્યો ત્યારે તેણે જમીનને બોસો લીધો અને પોતાના હાથે પોહોલા કીધા. તેણે તે સામ પેહેલવાનની તારીફ કીધી અને આંખમાંના આંસુઓથી ગાલને ઢાંકી નાખ્યા, (અને બોલ્યો) કે "તું સામ પેહેલવાનનું ખોલ્લું દીલ ખુશાલ રેહેજો. તારૂં રવાન ઇનશાફનુ પુજારી થજો. તારી તલવારથી સખત હીરો ચુરો થઇ જાય છે. તારા જંગના દીવસે જમીન પણ રડતી થાય છે. તારી આંખ લડાઇને દીવસે કેવી ચલકી રહે

છે. ઢીલ કરતાં લશ્કર ઉપર તું કેવી જડપથી જઇ પડે છે. તારો ગુરજ જોઇને આસમાન પણ કયાંનું કયાં જતું રહે છે અને તે સેતારાઓને પણ આગળ ખેંચી શકતું નથી. તારા ઇનશાફથી તમામ જમીન લીલી (યાને તાજી) રહે છે. તારૂં ખાનદાન અક્કલવાલું રવાન ધરાવનારૂ છે. તમામ માણસ જાત તારા ઇનશાફથી ખુશી છે. આએ જમીન તથા જમાનો તારીથી દાદ મેલવે છે, પણ હું કે જે તારી સાથે સગાઇ ધરાવવાને માટે જગ જાહેર બન્યો છું તે તારા ઇનશાફનો હીસ્સો મેલવ્યા વગરનો રહયો છું. હું ખાક ખાઇને એક સુરગથી પરવરેસ થયલો છું. આ દુન્યાની અંદર મને કોઇ સાથે કજીયો નથી. મારો પોતાનો ગુનાહ શું છે કે જેને માટે મારી સાથે કોઇ બદ રાહે વર્તતો હોય તે પણ હું જાણતો નથી. ફકટ મારો ગુનાહ એજ છે કે તું સામ મારો બાપ છે. જો તેમ નહી હતે તો હું એવો હુનરવાલો જન્મયો હતે નહી. તું જેમ જોય છે તેમ હું મારી માતાથી જન્મયો છું. મારાં બે કાનો અનુભવીઓની વાત સમજયા વગરના હતા. ૧ જેવો હું મારી માયથી જન્મયો તેવો તેં મને ફેંકાવી દીધો અને પાહાડ ઉપર તેં મારી જગ્યા કીધી. હુ જન્મ પામેલાને તેં દુખ સાથે ફેંકાવી દીધો અને મને વધવાને માટે (યાને મોટો થવાને માટે) તેં આતશને સોંફી દીધો. મેં પારણું કે માયનું ઠાણુ યા દુધ કાંઇ જોયુ નથી. મને કોઇ પણ સગાઓ સાથે વાતચીત થઇ નથી. મને પાહાડ ઉપર લેઇ જઇને નાખી દેવામાં આવ્યો અને મારા દીલને લાડ કરવાથી અને આરામ ભોગવવાથી તોડી નાખ્યું. તેં સફેદ અને કાલા રંગને માટે પરવરદેગાર સાથે જગડો કીધો. હવે જ્યારે પરવરદેગારે મારી પરવરેશ કરી મને મોટો કીધો ત્યારે તું મારી તરફ એક માલેકની નજરે જોવા લાગ્યો. કાબુલનો સરદાર જેવો મારો દોસ્ત હુનર ધરાવનાર, મર્દાનગી ધરાવનાર અને પેહેલવાની તલવાર ધરાવનાર છે. વળી તે તખત, ખજાનો અને ભારી ગુરજ ધરાવનાર તથા અક્કલ, દયા અને સરદારોનું તાજ ધરાવનાર છે. હું તારા હોકમથી કાબુલમાં રહયો હતો અને તારા વીચાર અને વચન ઉપર

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

હું ધ્યાન આપતો હતો. તેં મને કહયું હતું કે હું તુંને કદી પણ દુખ દેવશ નહીં. હવે તેં જે ઝાડ રોપ્યું છે તે ઉપર ફળ થયાં છે. માજંદરાનથી તો તેં એવો હદીઓ મોકલ્યો હતો (યાને મારાં લગનની બાહાલી આપી હતી) અને હવે કરકસારથી એવો (લડાઇનો) તથા મારો આબાદ મેહેલ વેરાન કરવાનો પેગામ મોકલ્યો. મને ઇનશાફ આપવામાં શું તું એવીજ દાદખાહી કરે છે કે? હવે હું તારી આગળ આવી ઉભો છું અને મારાં જીવતાં શરીરને તારા ગુસ્સાને સવાધીન કરૂં છું. તું મારી કંમરના કરવતી વડે બે ભાગ કર કે જેથી કાબુલમાં મારે માટેની કાંઇ પણ વાત થાય નહી, કારણ કે મેહેરાબ અને કાબુલ તારાજ ફરમાન હેઠેલ છે. જે કોઇ તારા ફરમાન હેઠેલ નહી તેનાજ જીવને તારે ધોઇ નાખવો જોઇએ. મેહેરાબે તારો શું ગુનાહ કીધો છે? તેનાથી તેં શું (ખોટું) જોયું છે કે તું તેની આગળ કીનાના ચેહેરા સાથે જાય છે? બીજું તું એમ બોલ્યો હતો કે 'તારી ઇચ્છા પ્રમાણે જેહાનની અંદર હું તારૂં નામ જાહેર કરશ.' ત્યારે તારા ફરમાન પ્રમાણે તેમ તું કર. અગરજો કાબુલને નુકશાન પુગશે તો તે મને (નુકશાન) પુગશે." જ્યારે તે પેહેલવાને જાલનું કેહેવું સાંભલ્યું ત્યારે તેણે કાનને તેજીવાલા કીધા અને ગરદનને નમાવી દીધી. તે બોલ્યો કે "હા, એ ખરૂં છે. તારી જબાન તે સાચી વાતની સાહેદ છે. તારી સાથના મારાં સઘલાં કામો ગેરઇનશાફી ભરેલાં હતાં, તેથી દુશમનોના દીલ મારી ઉપર ખુશી હતાં. જ્યારે તું પોતે મારી પાસેથી એ ખાહેશ કરે છે અને દુખી દીલ સાથે આએ જગ્યા ઉપરથી ઉઠે છે ત્યારે તો તું એટલો ઉતાવલો ના બન." પછી તે હીંમતવાન સામે તેને ધીમેથી એવું કહયું કે "ઓ શેરનર! તું જરા સબુરી પકડ. હું તારાં કામનો ઉપાય કરૂં છું અને તારાં બજારને તેજી ભરેલું બનાઉં છું. ઓ હુનરમંદ નેકખાહ! હું પાદશાહ (મીનોચેહેર) ઉપર હમણા એક નામુ લખાઉ છું અને તે તારી મારફતે તેની આગળ મોકલવા માંગું છું. તેમાની વીગત વાંચીને તે પાદશાહ લાંબા વખતનો કીનો લેવાથી રાહ ઉપર આવશે. જ્યારે તે

તારા હુનરો અને ચેહેરો જોશે ત્યારે તે જેહાનનો પાદશાહ તુને દુખી કરવાનું ઇચ્છશે નહીં. જે જે વીગતો ઘટે છે તે હું તેમાં યાદ કરીને દર્શાવશ અને તેના રવાન અને દીલને હું ઇનશાફ તરફ લાવશ. જો પરવરદેગાર આપણો દોસ્ત હશે તો તમામ કામ તારી ખાહેશ પ્રમાણે પાર ઉતરશે. એક શીંહ પોતાની બાજુથી પોતાનું કામ સરલ રીતે કર્યો જાય છે. જ્યાં જ્યાં તે જાય છે ત્યાંથી તે પોતાને લાયકનો શેકાર મેલવે છે. જો એ વાત તારી પોતાની ખાહેશ પ્રમાણે પાર ઉતરશે તો તે પગથી તે માથાં સુધી એ પ્રમાણેજ થશે.”

## સામે જાલની મારફતે મીનોચેહેર ઉપર નામું મોકલ્યું તે વીશે.

તેઓએ એક નવીસનદાને પોતાની આગળ બેસાડયો અને તે દરેકે એ બાબદ ઉપર ઘણીક વાતો કીધી. (તે નામાની) સરૂઆતમાં તેણે પરવરદેગારની તારીફ કરતાં લખ્યું કે “પરવરદેગાર પોતાની જગ્યા ઉપર (હંમેશાં) છે અને હમેશાં રહેશે. તેનાથીજ ભલું અને બુરૂં તથા હસ્તી છે. આપણે સઘલા તેના બંદા છીએ અને ખોદા પોતે એકજ છે. જે કાંઇ ચીજ તે ઇચ્છે છે તે બને છે. તેનાથીજ ફરતા આસમાનનું ફરવું થાય છે. સનીશ્ચર સેતારાનો તથા ખોરશેદ અને માહાતાબનો તે સાહેબ છે. તે પરવરદેગારની આફ્રીન તું મીનોચેહેર પાદશાહ ઉપર ઉતરજો. તે (મીનોચેહેર) લડાઇની અંદર જેહેર કે જે તેના ઉપાયને પણ બાલી નાખનારૂં છે તેના જેવો છે. તે મીજલશની અંદર દુન્યાને દીપાવનાર ચંદ્ર જેવો છે. તે ગુરજને ધરનાર અને શેહેરોને ખુલ્લાં કરનાર (જીતનાર) છે. તે ખુશાલીનો હીસ્સો દરેક માણસને પુગાડનાર છે. ફરીદુનના ઝુન્ડાને તે લડાઇમાં લેઇ જનારો છે અને જોરાવર ચીતાને મારી નાખનારો તે સર ફરાજ છે. તારા ગુરજના એક લેહેકાથી બુલંદ પાહાડ તારા ઘોડાની નાલ હેઠેલની ધુલ થઇ પડે છે. તારાં પાકીજેહ દીનના પાક દીલથી વરૂ અને મેઢાંને તું એક ઓવારે પાણી પીતાં કરે છે. હું (તારાથી) દરજજે પુગેલો તારો એક બંદો છું અને મરદાનગીને માટે મારા

પગોને ઘોડાની ઉપર ચઢેલા રાખનાર છું. એવો પેહેલવાન કે જેના (નામદારીના પમરાત) થી કપુર શરમ પકડે છે. એવી રીતનું તાજ મને ખોરશેદે અને માહાતાબે આપ્યું છે. મેં (તારા) ગોલામ તરીકે પેહેલવાન માફક કંમર બાંધી છે અને જાદુગરો સાથે મેં લડાઇઓ કીધી છે. લગામની સાથે દોસ્તી રાખનાર, પેહેલવાનોને ફેંકી દેનાર અને ગુરજ ધરાવનાર મારા જેવો (બીજો) સવાર આ દુન્યામાં કોઇએ જોયો નથી. જ્યારે હું ભારી ગુરજ ઉપર હાથ લંબાઉ છું ત્યારે માંજનદરાનના પેહેલવાનોનું પાણી મરી જાય છે. અગરજો મારી નીશાણુ દુન્યામાં હસ્તી ધરાવતી નહી હતે તો બંદખોરો બંદ મચાવ્યા કરતે. પેલો અઝદાહ કે જે કેશફ૧ નદીમાંથી બાહાર આવ્યો અને દુન્યાને પોતાના પગના તલીયાં જેવી બનાવી તથા જેની લંબાઇ એક શેહેરથી તે બીજા શેહેર સુધીની જમીન જેટલી હતી અને પોહોલાઇ એક પહાડથી બીજા પાહાડ સુધીની હતી તથા તેનાથી જેહાનનાં લોકોનું દીલ ફીકરમંદ રહેતું હતું અને તેઓ (તે આવે છે કે નહી) તેની રાત અને દીવસ ચોકી કરતા હતા, તે અઝ-દાહે પક્ષીઓથી હવાને અને ફાડી ખાનારાં જાનવરોથી જમીનને સાફ કરી નાખી હતી. તેના તાપથી ગીધોની પાંખ પણ બલી જતી, અને તેના ઝેહેરથી જમીન ઉપર પડ ફરી વલ્યું હતું. તે અઝદાહ જોરાવર સુસવાટને પાણીમાંથી ખેંચી કાઢતો હતો તેમજ જડ-પથી ઉડનાર ગીધને હવામાંથી ખેંચી લેતો હતો. જમીન માણસો, અને ઢોરો વગરની વેરાન થઇ હતી. તમામ જેહાન તેના કબજા હેઠલ હતી. જ્યારે મેં જોયું કે જેહાનની અંદર એવો કોઇ માણસ હતો નહી કે જે પોતાના હાથોથી (દુન્યાને) ફાયદો પોંહોચાડી શકે, ત્યારે જેહાનને પેદા કરનાર પાક યજદાંના જોરથી મેં મારાં દીલ-માંથી (અઝદાહની) તમામ ધાસ્તી અને ફીકર ફેંકી દીધી. બુલંદી ભરેલું નામ મેલવવાને માટે મેં મારી કંમર બાંધી અને મારા હાથી જેવા ઘોડાની ઉપર ચઢી બેઠો. મારા જીનની અંદર ગાયના માથાનો ગુરજ ઓળવીને તથા બાજુએ કમાન અને પીઠે ઢાલ ઓળવીને

---

૧ 'કેશફ' નો અર્થ કાચબો પણ થાય છે.

એક જનુની સુસવાટની માફક (તેની સામે) ગયો. મારા પંજા તેજી હતા જ્યારે તેનો દમ તેજી હતો. જે કોઇ મને જોય તેઓ મને ફતેહ ઇચ્છતા હતા કે હું જ તે અઝદાહ ઉપર ગુરજ ઉઠાવી શકશ. જ્યારે હું તેની આગળ પોહોંચ્યો ત્યારે મેં તેને એક બુલંદ પાહાડના જેવો દીઠો કે જે પોતાના માંથાના બાલ જમીન ઉપર કમંન્દની માફક ફેંકતો હતો. તેની જીભ કાળાં ઝાડની માફકની હતી, જે (જીભ) ની ઉપરનો ભાર ઓછો કરી (યાને ખાવાની ચીજ ખાઇ લેઇ) તે પાછી રસ્તા ઉપર નાંખતો હતો. તેની પાણીના ચશમા જેવી બે આંખો લોહીથી અને ગુસ્સાથી ભરેલી હતી. મને તેણે જોયો કે પોકાર માર્યો અને ગુસ્સામાં આવ્યો. ઓ પાદશાહ! હું (મારી સાથે) એવી (સખ્ત) કમાન લેઇ ગયો હતો કે જેને આતશ પણ જાલવી રાખી શકે (યાને તે બળી જાય નહી.) મારી આંખોની નજદીક જેહાન દરીઆની માફક દેખાવા લાગી અને વાદલ ઉપર કાળો ધુમાડો (તે અજદાહમાંથી) નીકળવા લાગ્યો. તેના પોકારથી જમીનની સપાટી ધ્રુજી રહી અને તેના જેહેરથી જમીન ચીનના દરીઆની માફક થઇ રહી. મેં તેની ઉપર એક શીંહની માફક બાંગ મારી કે જેમ કરવું દલેર માણસનું કામ હોય છે. મેં વગર ધીલે તીખાં લોહાની અણીવાલો ખેદંગ (લાકડાંનો) તીર આસમાન તરફ ફેંકયો. મેં તે તીરને તેના દાચાં તરફ મોકલ્યો કે જેથી તેની જબાંનને તેના તાળવાની સાથે સીવી લેઉં. જ્યારે તેના મોઢાંની એક બાજુ સીવાઇ ગઇ ત્યારે અજબ જેવી રીતે તેની જીભ બાહાર રહી ગઇ. તેજ વખતે એજ પ્રમાણે એક બીજો (તીર) તેના મોઢાં ઉપર માર્યો, જેથી તે વલ ખાવા લાગ્યો. એક ત્રીજો તેના જડબાંની વચે આવી પડયો અને તેના જીગરમાંથી લોહી વેહેવા લાગ્યું. જ્યારે તે મારાથી જમીન ઉપર ઘેરઇ ગયો ત્યારે ગાયના માથાનો કીનાનો ગુરજ મેં ખેંચ્યો. જેહાનના માલેક યજદાંના જોરથી મેં મારા અઝદાહના જેવા પીલતન ઘોડાને તેજી બનાવ્યો અને તે ગાયની સુરતનો ગુરજ મેં તેના માંથા ઉપર માર્યો. તું કેહેશે કે તેના ઉપર આસમાને જાણે પાહાડનો વરસાદ વરસાવ્યો. એક જોરાવર હાથીની માફક મેં તેનું માથું ભાંજી

નાખ્યું જેમાથી નદીની માફક જેહેર વેહેવા લાગ્યું. તે એવો તો જખમી થયો કે ફરીથી ઉઠયોજ નહીં. તેના મગજથી એક સીધો પાહાડ બની રહયો. તે કશફ નદી લોહીથી ભરેલી અને તેના પાણી દોહોવાયલાં થયાં. તે જમીન તેની (હમેશના) આરામની અને ઉંઘાવાની જગ્યા થઇ.[૧] તે પાહાડના તમામ મર્દ અને ઓરત રેહેવાસીઓએ મારી તારીફ ગાઇ. તમામ જેહાન તે લડાઇનો તમાસો જોતી હતી કારણ કે તે ડરામનો અઝદાહ એક રાક્ષસી કદનો હતો. તેથી તેઓએ મને "સામે યક જખમ" યાને એક જખમમાં મારી નાખનાર સામ એવું નામ આપ્યું. જેહાનના લોકોએ મારી ઉપર મોતીઓનો નેસાર કીધો. જ્યારે મેં તેની આગળથી મારૂં રોશન તન પાછું ફેરવ્યું ત્યારે મેં મારા નામીચાં હથીયારો છોડયાં. મેં મારા ઘોડા ઉપરથી બખતર પણ છોડી નાખ્યું. તેના જેહેરથી મારા (શરીરના) કેટલાક ભાગ ઉપર નુકશાન પુગ્યું હતું. તે (અઝદાહ) કેટલાંક વરસો સુધી તે જગ્યા ઉપર ખુલ્લો પડી રહયો. જેને સુરજમાં સુકાઇને ખાક થવા દેવા સીવાય બીજો કાંઇ ઉપાય હતો નહીં. અગરજો દેવોની સાથની લડાઇ વીશે હું ફરીથી તારી ઉપર લખું તો તે વાતોથી આ નામું લાંબું થઇ જાય છે. એ અને એ શીવાય બીજા મારે માટેના તારાં ફરમાનો હતાં તે મુજબ સરદારોના માથાં મેં પગની નીચે (રગડોલાતાં) નાખ્યાં હતાં. જ્યાં પણ મેં મારા ચાર પગ્યા (ઘોડા) ને ડપતાવ્યો હતો ત્યાંથી ફાડીખાનારા શીંહોને મેં સાફ કરી નાખ્યા હતા. હવે ઘોડાનું જીન મારૂં તખત અને ઘોડો મારી જમીન તરીકે બનવાને મારા ઘણા થોડાં વર્ષ રહયાં છે. મેં તમામ કર્કસાર અને માજંનદરાન શેહેરને મારા ભારી ગુરજથી તારી તરફ સીધી ચાલે ચાલનારા કીધા છે. મેં થોડો વખત સુધી (મારા) શેહેર અને જમીનને યાદ કીધાં નથી. હું તારી ફતેહમંદી અને ખુશાલી ચાહતો હતો. આએ ઉંચી ગરદન અને જખમથી છુટી નાખનાર મારો ગુરજ જે પ્રમાણે રહેતાં હતાં તેમ હવે રેહેતાં નથી (યાને હુ જઇફ થયો છું.)

---

૧ સામને તવારીખનવેસો કેરશાસ્પ સાથે ભેલી નાખે છે, જે કેરશાસ્પે આવી રીતના એક મોટા અઝદાહને માર્યો હતો. (જુઓ હોમ યશ્ત.)

વળી પરવરદેગારે મને વાલ્લી નાંખ્યો છે, મારી કમંદ (હાલે) મારા હાથે સુસ્ત રીતે ફેંકાય છે. હવે વખત મને ઉલટી રીતે બાંધતો જાય છે. તેથી હવે મેં એ સંબંધ જાલને સોંફીઓ છે, કે જે જેમ મેં દુશમનોના કંમરબંધો અને ગુરજો ઓછા કીધા હતા તેમ કદાચને કરશે. એના હુનરો તારાં દીલને ખુશાલ કરશે. તે (જાલ) એક છુપી ખાહેશ ધરાવે છે અને તે તું જેહાનના પાદશાહ પાસે માંગવા ચાહે છે. તે એવી એક ખાહેશ છે કે જે યજદાંની આગળ નેક છે. તે નેક કાંય નહી હોય? કારણ કે તે તે યજદાંના ફરમાન મુજબની છે. તારા હોકમ વગર હમો તે કામ બનાવી શકતા નથી. હમો બંદાઓની મકદુર નહી કે હમે એવી હીમત કરીયે. જ્યારે હું તેને અલબરૂજ પાહાડ ઉપરથી લાવ્યો અને તેને મીજલસની વચે મેલ્યો ત્યારે જાલને મેં એવું વચણ આપ્યું હતું કે જે વિષે જેહાનને રક્ષણ આપનાર પાદશાહે પણ સાંભલ્યું છે, અને તે એકે હું તેના વીચારથી મારૂં સર કદીપણ ફેરવશ નહી. તે વીચાર તેણે દીવસો થયા મારે માટે બાંધી રાખેલો છે. તે મારી આગળ પોતાના ગાલોને આંસુઓથી ભીજવતો તથા ચાક ચાક થઇ ગયલાં ( યાને ઢીલાં ) હાડકાં સાથે આવ્યો છે. તેણે મને કહયું કે 'તું કાબુલ ઉપર હુમલો કરે તેના કરતાં મને જીવતો આમુલ શેહેરમાં ફાંસીએ લટકાવે તો બેહેતર ગણાશે.' જે પાહાડની ઉપર પક્ષીથી પરવરેશ થયલો અને લોકોની વચેથી જે ફેંકી દેવાયલો હોય, તે જો કાબુલમાં એવી માહાતાબ જેવી ઓરત કે જે સીધ્ધાં સરોવરના જેવી અને માથાં ઉપર (બાલનો) બાગ ધરાવનારી છે તેને જોઇને જો તે દીવાનો થઇ જાય તો તેમાં અજબ જેવું નથી. માટે તેની સાથે તું પાદશાહે કીનો ધરાવવો વાજબી નથી. હવે તેની મોહોબતનું દુખ એવી પંકતીએ પુગ્યું છે કે તેને જે પણ કોઇ જોય તો તે તેને માફ કરે. તેણે કાંઇ પણ ગુનાહ વગર આટલું બધું દુખ ખમ્યું તેથીજ જેમ તું પાદશાહે સમજ્યું છે તેવું મેં તેને વચણ આપ્યું હતું. મેં તો તેના દુખી થયલાં દીલને ખુશી કીધું છે, તેથી જ્યારે તે તારા બુલંદ તખ્ત આગળ આવે ત્યારે તું પણ (તેની સાથે) એવી રીતે વરતજે કે જે તારા જેવા

દરજ્જાવાલાને લાયક હોય. તુંને પોતાને અક્કલ શીખવવી પડશે નહી. મને પોતાને આએ દુન્યાની અંદર જે જોઇએ છે તે એજ કે ગમને દુર કરવો અને ફરીયાદને પોહોંચવું. અગર જો તું દમામ ધરાવનાર અને ઇનશાફી શેહેનશાહ છે તો પણ તુંને લાયક છે કે આએ ચાકરનું એક કામ તું યાદ રાખશે. તું જેહાનના પાદશાહને અને વળી મોટા દરજ્જાવાલા શખ્સોને સામ નરીમાન તરફની હજાર આફ્રીન હોજો."

જ્યારે નામું લખાઇ રહયું અને તેમાના વીચાર બરાબર ઉતર્યા ત્યારે દસ્તાન તે જડપથી લેઇ જવાને ઉઠયો. જ્યારે સુરજે પોતાનું સર આથમણે મુકયું ત્યારે રાતે અંધારાનું તાજ માથાં ઉપર મુકયું. પણ તે જાલ બામદાદ થઇ ત્યાં સુધી સુતો નહી કે તેણે આસાયશ લીધી નહી. તેને પોતાના દીલના વીચારોને લીધે તેમ કરવાનું યાદ આવ્યુંજ નહી. જ્યારે સુરજની મસાલે રાતને હાંકી કાઢી અને સફેદીએ હસવાને માટે પોતાના હોટ ખોલ્યા, ત્યારે જાલ જઇને ઘોડાના જીન ઉપર બેઠો, અને તેના માનમાં નગારાના આવાજ નીકલવા લાગ્યા. તેણે પોતાના દીલના દુઃખને લીધે રાતે અને દીવસે ખાધા કે સુતા વગર પોતાના ઘોડાને ઘણી જડપથી હંકારીઆ કીધો. તેની સાથે આવેલા પેહેલવાનો પણ દરબાર તરફ જઇ પુગવાને તેની સાથે દોડતા હતા અને જડપ કરતા હતા.

## મેહેરાબ સીનદુખત ઉપર ચીરડાઇ ગયો અને સીનદુખત સામની નજદીક જાલ અને રોદાબેના લગનની વાત કરવાને માટે ગઇ તે વીશે.

જ્યારે મુબારક જાલ કાબુલસ્તાનથી બાહાર પડયો ત્યારે સામે ત્યાંનાં બાગમાં થોડો વખત મુકામ કીધું. એ વાત જ્યારે કાબુલમાં ફેલાઇ ત્યારે ત્યાંના જમીનદાર (મેહેરાબ) નું સર કજીઆ ભરેલું થયું. તે ચીરડાઇ ગયો અને સીનદુખતને પોતાનાં આગળ બોલાવી અને રોદાબેનો ગુસ્સો તેણીની ઉપર ખાલી કીધો. તેણે તેણીને કહયું કે "હમણા આએ વીચાર અમલમાં મુકવા શીવાય બીજો કાંઇ ઉપાય નથી, કારણ કે જેહાનના પાદશાહની સામે થવાની

મારામાં શકતી નથી. હું તુને પેલી નાપાક તનની બેટી સાથે અત્રેથી લેઇ જઇને અંજુમનની વચ્ચે તમો બંધેને કંગાળ રીતે મરાવી નાખું છું, જેથી ઇરાનનો પાદશાહ મને તમો ઉપર આવી રીતે ગુસ્સો થવાથી અને તમારી ઉપર કીનો લેવાથી આએ જમીનને (લડાઇ કરવાથી) આશાયશ આપશે અને (પોતે) થંડા પડશે. કાબુલની અંદરથી સામની સામે (લડાઇ કરવાને) કોણ એકઠા થશે? કોણની મકદુર છે કે તેના ગુરજનો જખમ ચાખી શકે." સીનદુખતે જ્યારે એમ સમજ્યું ત્યારે તેણી તેની આગળ બેઠી અને કાંઇ ઉપાય સોધવાને માટે દીલ સાથે અંદેશો કીધો. તેણીએ એક ઉપાય દીલ સાથે મુકરર કીધો, કારણ કે તેણી દુર અંદેશ તથા તદબીર અને વીચાર ધરાવવાવાલી હતી. તેથી તેણી તે ખોરશેદ જેવા પાદશાહ આગળ હાથ લંબાવીને આવી. તેણીએ તેને કહ્યું કે "મારી એક વાત સાંભળ. ત્યાર પછી તારો જે વીચાર હોય તેમ કર. અગરજો તારાં મનથી તારી માલ મીલકત તારા તનને માટે હોય તો તે મને સોંફ અને તું જાણ કે આજની રાત (ઉમેદથી) ભરપુર કરનારી થશે. રાત ગમે એટલી લાંબી હોય છે તો પણ તેનું અંધારૂં લાંબો વખત રેહેતું નહી. પણ પ્રકાશતા ચશમા સુરજથી દાહાડો પ્રકાશ પામે છે અને દુન્યા બદખશાનના [1] હીરા જેવી (પ્રકાશીત) બને છે." મેહેરાબે જવાબ દીધો કે "તું પેહેલવાનોની વચે જુના વખતના પીજન ના કર. જે કાંઇ તું જાણતી હોય તે બોલી દે અને તારા જાનને બચાવ, નહી તો કે લોહીની ચાદર તારા તન ઉપર ઓઢ (યાને મરવાને તૈયાર થા)." ત્યારે સીનદુખતે તેને કહ્યું કે "ઓ નામદાર! તુંને મારૂં લોહી રેડવાની કાંઇ અગત્ય રહેશે નહી. હું સામની નજદીક જવા માગું છું. મારે તેને જે કેહેવાનું લાયક હશે તે હું તેને કેહેવશ. ડાહાપણથી કાચી વાતો પણ પુખ્ત બને છે. મને (મારા) જીવને માટેનું દુખ છે અને તુંને દોલતનું (દુખ) છે. તેથી તુંએ મને તારો

---

1 "બદખશાન" ઇરાનના એક દેશનું નામ છે કે જયાંથી આબદાર હીરા અને માણેક મલે છે.

તૈયાર ખજાનો આપવો જોઇએ." મેહેરાબે તેણીને જવાબ દીધો "આએ કુંચી છે. તું દોલત અને જવેહરાતને માટે ગમ કરતી ના. તું તારે ગોલામો, ઘોડાઓ, તાજો, તખ્તો તૈયાર કરાવ અને તારી સાથે તે લઇજા, કે જેથી કાબુલ શેહેરને આપણુને માટે બલાપો કરવો નહી પડે અને આપણે કુમલાયલા ચેહેરાના બન્યા છીએ તેને બદલે ખીલેલા ચેહેરાના બનીએ." ત્યારે સીનદોખતે તે નામદારને કહ્યું કે "જીવની જગ્યાએ તું તારા માલ ખજાનાને કમીનો ગણ. એવું નહી બને કે જયારે હું એ ઉપાય કરવા જાઉં ત્યારે તું રોદાબે ઉપર કાંઇ સીતમ પાડે. મને આએ જેહાનની અંદર તેનાજ જીવ વીશેનો ગમ છે. તેથી હાલે તેને માટે મને તારી પાસેથી વચન લેવું પડશે. હું મારે માટે જરાએ ગમ રાખતી નથી. તેણીને માટેજ મને આએ દુખ અને ગમ છે." તેથી પેહેલાં તેણીએ એક સખત વચન તેની પાસેથી લેઇ લીધું અને પછી તેણીએ એક મરદની માફક ઉપાય કરવાને માટેનો રસ્તો લીધો. તેણીએ પોતાના તનને ખીનખાબ (ના કપડાં) થી અને માથાંને કીમતી મોતી અને યાકુતથી સંગાર્યું. પછી મેહેરાબના ખજાનામાંથી ભેટના એક હીસ્સા તરીકે ત્રીસ લાખ [૧] દીનાર બાહાર કાઢયા. મોટી કીંમતના સુનેરી સાજવાલા દસ [૨] ઘોડા, સુનેરી કંમરબંધવાલા પચાસ ગોલામ, રૂપેરી ખરીવાલા ત્રીસ ત્રીસ અરબી તથા ઇરાની ઘોડાઓ, સુનેરી સાંકળીવાલા સાઠ ગોલામો જેઓ દરેકના હાથમાં કસતુરીથી, કપુરથી, યાકુતથી, અને સુનાથી ભરેલી એકએક સુનેરી જામ હતી, તેમાં કોઇ જામ શરાબથી ભરેલી તો કોઇ સાકરથી ભરેલી પણ હતી તે તથા ચાલીસ રેશમી ગાદીવાલા અને કીનારીઓ ઉપર તરેહતરેહના જવેહેરાતોથી જડી લીધેલા સુનેરી તખતો, બસો સુનેરી અને રૂપેરી મુઠવાલી તથા ઝેહેરી પાણી પાયલી હીન્દી તલવારો, રાતા બાલવાલી સો સાંઢણીઓ અને સો રસ્તો કાપનાર અને ભાર ઉચકનાર ઉંટો, ગોહરેથી જડી લીધેલું પાદશાહને લાયકનું

---

૧ લખેલી નકલમાં ત્રીસ હજાર છે.

૨ લખેલી નકલમાં સો છે.

એક તાજ, તરેહતરેહની સાઠ જાતની ચલકાતવાલી અને પાદશાહને લાયકની મોટાં ગોહરોથી જડેલી સાંકલી તથા કુલક, ઘણી તરેહના જવેહરાતોથી જડી લીધેલું એક આસમાનની માફકનું સુનેરી તખત કે જેની પીઠ ઉપર પાદશાહોને તખતનશીન કરવાનો દેખાવ હતો અને એક જોરાવર સવારને પાડેલો હતો તે તથા કાપડ અને ગલીચાઓથી લાદેલા વળી ચાર જોરાવર હીંદી હાથીઓ એ સઘલું તૈયાર કીધું. જયારે એ સઘલું (ખજાનામાંથી બાહાર કાઢવાનું) કામ પુરૂ થયું ત્યારે તેણી ઘોડા ઉપર બેઠી અને તેને આઝરગુશઅસ્પ (વીજલી)ના આતશની માફક દોડાવ્યો. તેણીએ એક રૂમી કોલાહ માંથે પેહેરી હતી. જે ઘોડા ઉપર તેણી સ્વાર થઇ હતી તે ઘોડો પવન વેગે જતો હતો. તેણી ભપકા સાથે સામની દરગાહમાં આવી પુગી. ત્યાં તેણી કાંઇ બોલી નહી અથવા તો પોતાનું નામ કહયું નહી. તેણીએ ચોકીબાનને એમજ કહયું કે "જેહાનના સરફરાજ (સામ)ને ચેટાવો કે જાબુલના પેહેલવાન અને પાદશાહની આગળ કાબુલથી એક કાસદ આવ્યો છે અને તે જેહાનને જીતનાર પાદશાહ સામને માટે પેહેલવાન મેહેરાબ તરફથી પેગામ લાવ્યો છે" આથી તે ચોકીબાન સામ પેહેલવાન નજદીક ગયો અને એ પ્રમાણે કહયું. સામે તેને દરબારમાં લાવવા ફરમાવ્યું. તેથી સીનદુખત ઘોડા ઉપરથી નીચે ઉતરી અને તે પાદશાહ આગળ ભપકા સાથે અંદર ગઈ. ત્યાં તેણીએ જમીનને બોસો લીધો અને જમીનના પાદશાહ (મીનોચેહેર) તથા પેહેલવાન (સામ) ઉપર દુવા કીધી. ત્યાર બાદ તે ભેટો, ગોલામો, ઘોડાઓ અને હાથીઓ કે જેઓની બે માઇલ સુધીની હાર લંબાઇ હતી તે સઘલું એક પછી એક તેણીએ સામની હજુરમાં હાજર કીધું. જે જોઇને તે પેહેલવાનનું શર અજબ રહયું. તે એક છાકટની માફક પોતાના હાથ ઉપર માથું ટેકવીને વિચારમાં બેઠો. જેહાન પેહેલવાન સામ પોતાના દીલ સાથે બોલ્યો કે "જીવને વગર ફોકટનો શા માટે દુખી કરવો જોઇએ. આટલા બધા માલની જગ્યા કયાં થશે? વળી એ પેગામ લાવનારી બેરી શું મકશદ ધરાવતી હશે?" તેણે પોતાનું માથું દમ લીધા

વગર એકદમ નીચું નમાવી દીધું. તે વધારે કે ઓછો વીચાર કરી શકયો નહી. (તે મનમાં બોલ્યો કે) "અગરજો આએ સઘલો માલ હું કબુલ કરૂં છું તો ટોલાનો પાદશાહ (મીનોચેહેર) મારીથી દુખી થશે. અગરજો હું એ જાલ આગળથી પાછો વાલું છું તો તે એક સીમુર્ગની માફક પોતાની પાંખ ઉંચી કરશે (યાને ગુસ્સે થશે). તે મારીથી દુખી અને આજુરદે થશે અને હું તેને અંજુમનની વચે શું જવાબ દેવશ." એ વીશે જયારે તેણે ઘણો વીચાર કીધો ત્યારે તે પેહેલવાનના વીચારનો છેડો એ પ્રમાણે આવ્યો. તેણે માથું ઉચું કીધું અને ફરમાવ્યું કે "તમો એ સઘલો માલ, ગોલામો, હાથીઓ અને શનગારેલી ચીજો લેઇ જાઓ અને દસ્તાનના ખજાનામાં કાબુલસ્તાનના પાદશાહને નામે મુકાવો. પછી તે પરી જેવા ચેહેરાની સીનદુખતે ખુશાલ દીલ સાથે સામની હજુરમાં વાત કરવાને માટે જબાન ખોલી. તેણીએ જયારે પોતાનો હદીઓ કબુલ થયલો જોયો ત્યારે તેણીએ ખરાબીને દુર થયલી અને ભલાઇને નજદીક પોહોંચેલી જોઇ. તેણીની સાથે ચંપેલીના જેવા (સફેદ) શરીરની, સરોવરના જેવી અને ઉંચા કદની ત્રણ પુટલીના જેવા ચેહેરાની ઓરતો હતી. દરેકના હાથમાં એક એક જામ પકડેલી હતી કે જે રાતા માણેક અને મોતીથી ભરેલી હતી. તેઓએ તે (જામો) પાદશાહની આગળ ખાલી કીધી અને એક બીજીમાંની વસ્તુને ભેલી નાખી. જયારે તે અક્કલમંદ પેહેલવાને એ પ્રમાણે જોયું ત્યારે તેણે તેણીની ઘટતી તારીફ કીધી. જયારે તે પેહેલવાન સાથનું એ કામ પુરૂ થયું અને તે ઘર (દરબાર) પારકાઓથી ખાલી થયું (યાને સીનદુખત એખલી પડી) જયારે સીનદુખતે પેહેલવાનને એ પ્રમાણે કહયું કે "તારા હોકમથીજ બુઢાઓ જુવાન થાય છે. મોટી પદવીના સખશો તારાથીજ અક્કલ શીખ્યા છે. આ કાળી દુન્યા તારાથીજ જલકાટ ભરેલી થઇ છે. બદ લોકોના હાથ તારા ઇનશાફથીજ બંધાઇ ગયા છે. તારા ગુરજે યજદાંનો રસ્તો ખુલ્લો કીધો છે. અગરજો મેહેરાબ ગુનેહગાર હતો અથવા હોય તો પણ તેના દીલના લોહીથી તેનાં પાપન આંસુથી ભરેલાં બન્યા છે ( યાને તે પસતાવો કરે છે. ) કાબુ-

લના નીરદોશ લોકોના માથાંએ શું ગુનાહ કીધો છે? તેઓને તો જે કાંઇ કરવાનું ઘટતું હોય છે તેજ કરે છે. તેઓ તારા પગની નીચેની ખાકના પુજારીઓ છે. તારાથીજ તે સઘલાઓ જીવનારા છે. તે પરવરદેગાર કે જેણે અક્કલ અને જોરને તથા પ્રકાશીત સુકર સીતારા અને સુરજને પેદા કીધો છે તેને તારૂં આવું કામ પસંદ પડશે નહી. તું લોહી રેડવાને માટે તારી કંમર ના બાંધ. હમારો તેમજ તમારો ખોદા એકજ છે. હમારા યજદાં સાથે તમુને કાંઇ ટંટો નથી. જુના વખતથી હમારે માટે તે (યજદાં) નાં કેબલા તરીકે મુરતી છે અને તે ચીન, કાબુલ અને હીંદુસ્તાન અને બોસ્ત શેહેરમાં મુકરર થયલી છે. તમે લોકો રોશનીથી ભરપુર આતશને (ખોદાના કેબલા તરીકે) લાયક ગણો છો. તું જાણે છે કે એમ બોલવામાં હું કાંઇ જુઠુ બોલતી નથી. પ્રશતેશ કરવાની આએ બેઉ રાહ ખરાબ છે, કારણ કે આપણી સઘલી ખાહેશ ખોદા માટે હોવા શીવાય બીજુ શું છે? તું જાણે છે કે (નાહક) ખુન રેડવું અને નીરદોશો સાથે ટંટો કરવો એ સારૂં નથી. તારાથી એવુ કામ થાય તે પસંદ કરવા જોગ નથી. એવા કામને માટે કદીપણ તું તારી કંમર બાંધતો ના"[૧] તેણીને સામ પેહેલવાને કહયું કે "હું જે તુંને પુછું તેનો મને જવાબ દે અને કાંઇ બાહાનું સોધતી ના. શું તું મેહેરાબની દાસી છે કે તેની ઓરત છે? જાલે મેહેરાબની બેટીને કેવી રીતે જોઇ? તેણીનો ચેહેરો, બાલ, ચાલ ચલણ, અને અક્કલ ઉપરથી તું મને કહે કે તે કોણુને લાયકની છે? તેના કદ વિશે, ચેહેરા વિશે અને હુશીયારી વીશે તું જે કાંઇ જાણુતી હોય તે મારી આગળ એક પછી એક કેહ." ત્યારે સીનદુખતે જવાબ દીધો કે "ઓ પેહેલવાન! તું પેહેલવાનોનો અને હીમતવાનોનો સરદાર છે. તું કે જેનાથી જમીન અને ધરતી ધ્રુજી રહે છે તેનાથી પેહેલાં હું એક સખત વચણ માગું છું કે તારીથી મારા જાનને તથા જે સખશો મને પ્યારા છે તેઓને નુકશાંન પુગે નહી તથા મારો મેહેલ અને દીવાનખાનું આબાદ રહે, તથા મારો ખજાનો, કુટુંબ અને હમારી બુન્યાદ જેવીને તેવી રેહ. જો મને તેની ખાતરી મલે તો

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

તું જે કાંઇ મને પુછવા માંગતો હોય તે પુછ. હું જે કેહું છું અને માંગું છું તે આબરૂ છે. હું કોશેશ કરીને કાબુલસ્તાનનો તમામ છુપો ખજાનો જાબુલસ્તાનમાં મોકલી આપશ તેમજ વળી દરેક ચીજ જે તુંને જોઇતી હોય તો તે તું અક્કલમંદ અને ઉંચી પદવીવાલો પાદશાહ મારીથી મેલવી શકશે." સામે તેજ વખતે તેણીનો હાથ પોતાના હાથમાં ધર્યો અને જે વચન, સોગંદ અને કોલ (તેણી માંગતી હુતી તે) આપ્યો. જ્યારે સીનદુખતે તેને સોગંદ ખાતાં, સાચુ બોલતાં અને વચન આપતાં સમજ્યો ત્યારે તેણીએ જમીનને બોસો લીધો અને પછી ઉભી થઇ અને જે કાંઇ છુપ્યું હતું તે તેને સાચે સાચું કહી દીધું. (તેણી બોલી) કે "ઓ પેહેલવાન! હું ઝોહાકની સગી અને રોશન રવાનના પેહેલવાન મેહેરાબની ઓરત થાઉં છું. માહાતાબના જેવા ચેહેરાની રોદાબે કે જેણી દસ્તાન ઉપર પોતાનો જાન કુરબાન કરે છે તેણીની હું માય થાઉ છું. હમારાં તમામ પાદશાહી કુટુંબે અંધારી રાતે એકઠાં મલીને પાક યજદાંની હજુરમાં બંદગી કીધી હતી જેથી તે હમારી ઉપરથી ખરાબીનો દાહાડો દુર કરે. હમે સઘલાએએ તારી ઉપર તેમજ જેહાનના માલેક જમીનના પાદશાહ ઉપર દુવા ગુજારી હતી. તારી વગણુ કેવી છે અને કાબુલની અંદર તારા દુશમનો અને દોશતો કોણુ છે તે જોવાને માટે હું અત્રે આવી છું. અગર જો હમે (તારા) ગુનેહગાર અને બદ ખસલતના હોઇએ તો આ પાદશાહીને માટે હમો લાયક ગણાઇએ નહી. કાબુલના બેગુનાહ લોકોના સરે શું કીધું છે કે તેં તેઓનો જાન (લેવા) ને માટેનો વીચાર કીધો છે? હું તારી આગળ દુખી ઉભેલી છું. જેઓને તું મારી નાખવા માંગતો હોય તેમને મારી નાખ અને બંધીવાન કરવા માંગતો હોય તેઓને તું બંધીવાન કર, પણુ કાબુલના બેગુનાહ લોકોના દીલને તું બાલતો ના, કારણુ કે એ અધંકાર પછી દાહાડો (ઉજાસ) આવે છે." તે પેહેલવાને જ્યારે તેણીથી એ વાત સમજી ત્યારે તેણે તેણીને અક્કલવાલી અને રોશન રવાનની તથા બહારની મીસાલના ગાલવાલી અને સરોવરના જેવા કદવાલી તથા બરૂના જેવી કંમરવાલી અને તીતરના જેવી ચલણુ-

વાલી ઓરત તરીકે જોઇ. પછી તેણુ તેણીને જવાબ દીધો કે “ મારૂં વચન મારો જીવ જાય તોપણ સાચુંજ રેહેશે. કાબુલને માટે તથા જેઓને માટે તેં વચણુ લીધાં છે તેઓને માટે તું ખુશી સાથે અને તંદરોસ્ત દીલ સાથે રેહેજે. વળી જ્યારે જાલે રોદાબેનેજ દુન્યામાંથી ઓરત તરીકે પસંદ કીધી છે તો હું તારી સાથે એ કામમાં પણ એક મલતો થાઉં છું. જો કે તમો તોખમમાં જુદી રીતના છો તો પણ તમો તાજ અને તખતને માટે તો લાયક છો. દુન્યાજ એવી રીતની છે, અને તેમા શરમાવાનું નથી તથા જેહાનને પેદા કરનારની સામે આપણુને થવુ જોઇતું નથી. તે ખોદાને જેમ વીચાર આવે છે તેમ તે પેદા કરે છે અને તેથી આપણુ હાય અફશોસ સાથે રહીએ છીએ અને રહીશું. એક ચઢતીમાં હોય છે તો એક પડતીમાં હોય છે. એક આબાદી સાથે રહે છે તો એક ધાસ્તીમાં રહે છે. એક આબાદી વચે દીલને આરામ આપે છે જ્યારે બીજો દીલમાંના ગમને લીધે જુમાઇ ગયલો હોય છે. એ બંધેનો અંત તો ખાકમાંજ (દટાવા સાથે) આવશે, કારણ કે દરેકનું તોખમ ખાકમાંથીજ પેદા થયલું છે. હવે એ નેક વીચારની બાનું! તુ મને સમજ. તું એવું (બુરૂ) ઇચ્છતી ના અને તે માટેનો ગમ ખાતી ના. હવે હુ તારાં કામને માટે તથા તારી ખાહેશ અને આજીજીને માટે કોશેશ કરશ. મેં મોટી પદવીના પાદ-શાહુ ઉપર એક ખાહેશ વાલું અને દુખથી ભરેલું નામું લખ્યું છે. (તે લેઇને) જાલેજર મીનોચેહેરની નજદીક ગયો છે. તે એવી રીતે ગયો છે કે જાણે તેને ઉડવાની પાંખ આવી ગઇ છે. જેવો તે જીન ઉપર બેઠો તેવોજ તેણુ ઘોડાને હાંકવા માંડયો, એવી રીતે કે તેના ઘોડાની નાલ જમીનને પણ અડતી દેખાતી હતી નહી. તે પાદશાહ જાલને જવાબ આપશે અને જ્યારે તે હસ્તો થશે (યાને પાદશાહની બાહાલી મેલવશે) ત્યારે આએ મુબારક વીચાર અમલમાં મુકશું (યાને તેને રોદાબેની સાથે પરણાવશું.) કારણ કે તે સુરગથી પર-વરસ થયલો (જાલ) બેદીલ બન્યો છે, તથા તેના પાપણના પાણી (આંસુ) થી તેના પગની નીચે કાદવ થયો છે. જો કન્યા પણ તેનીજ માફક પ્યારમાં છે તો (જો તેઓ એક બીજા સાથે નહી પરણે) તો

બેહતર કે તેઓની ચામડી ઉખડી જાય (યાને બહુ મરણ પામે.) જો તે અઝદાહનું બચું (યાને રોદાબે) મને પોતાનો ચેહેરો દેખાડશે અને પોતાની કીંમત મેલવશે તો તેણીને જોવાથી હું મોટાઇએ પુગશ, અને તેણીનો ચેહેરો અને બાલ મને પશંદ આવશે." સીનદુખતે તેને જવાબ દીધો કે "અગરજો તું પેહેલવાન તારા ગોલામને ખુશી અને રોશન રવાનનો બનાવવા માગતો હોય તો તું તારા ઘોડા ઉપર સવાર થઇને મારા મેહેલ તરફ આવ કે જેથી મારૂં સર બુલંદ આસમાનને પુગશે. તારા જેવા પાદશાહને જયારે હું કાબુલમાં લેઇ જવશ ત્યારે ત્યાં હું સઘલાઓને તારી આગળ પોતાના જાનને ફીદા કરવા હાજર કરશ." સીનદુખ્તે સામના હોટ હસવાથી ભરપુર જોયા અને તેના દીલમાનો કીનો ઉખેડાઇ ગયલો જોયો. તે પેહેલવાન સામે હસ્તાં હસ્તાં તેણીને કહયું કે "તારા દીલના વીચારને એટલા બધા ઘરાઇ ગયલા ના બનાવ. આએ કામ તારી ખાહેશ પ્રમાણે જલદીથી પાર પડશે." જયારે સીનદુખતે એમ સમજયું ત્યારે તેણીએ તેની માફ માગી. તેણી તે જગ્યાએથી ખુશાલી સાથે પાછી ફરી. ખુશાલીથી તેણીનો ચેહેરો માણેકના જેવો રાતો થયો હતો. તેણીએ પોતાના બહાદુર ઘોડાને પવન વેગે દોડાવ્યો અને એ ખુશ ખબર મેહેરાબને પુગાડી. (તેણી બોલી) કે "હવે તું ખુરાકનો જરાબી ખ્યાલ ના કર. તારાં દીલને ખુશી કર અને પરોનાગત કરવાના કામની તેયારી કર. હું હમણાં એક નામું મોકલીને પાછી આવું છું. હું રસ્તામાં જરા પણ ઢીલ કરીશ નહી." બીજે દાહાડે જયારે આફતાબનો ચશમો હીલવા માંડયો (યાને સુરજ ઉગ્યો) અને માણસોનાં સર ઉંઘમાંથી બીદાર થયાં ત્યારે મોટા મરતબાની સીનદુખત તે તાજ સોધનારા પેહેલવાનની દરબારમાં હાજર થઇ. સામ ઉતાવલે દોડતો દરબારમાંથી આવી લાગ્યો અને તે બાનુને બધાંઓએ સરદારને નામથી બોલાવી. તેણી સામ આગલ ગઇ અને નમન કીધું અને તેણીએ તેની સાથે લાંબો વખત સુધી પોતાના મેહેલમાંથી (સામ આગળ) આવવાની રજા કેમ મેળવી તે વીશે, કાબુલનાં પાદશાહની ખુશાલીમાં કેમ ભાગ લેવો તે વીશે, નવા પરોના

માટે શું શું તૈયારીઓ કીધી છે તે વીશેની તથા મેહેરાબને (જાલ અને રોદાબેના) નવા ગાંઠે જોડાવાની (યાને હવે પછીના તેઓના લગન) વીશેની ખબર કીધી હતી તે વીશેની વાત કીધી. તેણીને સામ પેહેલવાને કહયું કે "તુ હઇથી જા અને જે કાંઇ તેં જોયું છે તે મેહેરાબને કેહ" (પછી તે સામે) ઘટતી રીતના ખેલાતોની તૈયારી કીધી. તેણે પોતાના ખજાનામાંથી સૌથી ઉંચી કીમતના અસબાબ મેહેરાબને માટે, સીનદુખતને માટે તથા દીલને ખુશ કરનારી રોદાબેને માટે મંગાવ્યા. સામ જે કાંઇ કાબુલની અંદર ધરાવતો હતો જેવાં કે મેહેલ, બાગ, મેદાન, ખેતર, દુધ આપનારા ચાર પગાં ઢોરો તથા પાંથરવાના અને પેહેરવાના અસબાબો એ સઘલું સીનદુખતને બખશયું અને તેણીનો હાથ પોતાના હાથમાં લીધો તથા તેણીની સાથે વળી એક કોલકરાર કીધો. તેણે તેણીની બેટીને જાલને માટે કબુલી અને બોલ્યો કે "રોદાબે જાલની જોડી બનશે. તેઓ બંધે કદાવર, હીમતવાન અને મરદાનગી ભરલાં છે. તું કાબુલ જા અને ખુશાલી સાથે રેહેજે. હવે પછી બદ વિચારનારાઓની બદીને માટે તું ફીકર કરતી ના." તે ફીકકો મારી ગયલો ચંદ્ર (સીનદુખત)નો ચેહેરો અજબ જેવો ખીલી રહયો. તેણીએ નેક ચાલના સેતારાની (રાહબરી હેઠલ) પોતાનો રસ્તો લીધો.

## જાલ મીનોચેહેરની નજદીક જઇ પુગ્યો અને તેણે તેને સામનું નામું પોહેંચાડયું તે વીશે.

હવે તું જાલના મુબારક નસીબના મીનોચેહેરની આગળ જઇ લાગવા વિષે તથા તેના કામો વિષે સાંભલ. તે પાદશાહને ખબર મલી કે સામે સવારનો જાલ નજદીક આવી પુગવાના રસ્તા ઉપર છે. તેથી તમામ મોટા દરજજાના લોકો કે જેઓ પાદશાહી ખાનદાનના હતા તેઓ તેને એસતેકબાલ લેવાને માટે ગયા. જયારે તે દરબારની નજદીક આવી પુગ્યો ત્યારે લોકોએ જડપથી તેને પાદશાહની નજદીકનો રસ્તો ખોલલો કરી આપ્યો. જયારે તે તખતની નજદીક આવી પુગ્યો ત્યારે તેણે જમીનને બોસો લીધો અને પાદશાહ ઉપર દુવા

કીધી. તેણે પોતાનો ચેહેરો થોડો વખત ખાક (જમીન)ની ઉપર રાખી મુકયો. તે આરામ સોધનાર પાદશાહે તેની ઉપર ધ્યાન આપ્યું તેથી તેણે ફરમાવ્યું કે તેના ચેહેરાને લાગેલી ખાક સાફ કરે અને તેના ચેહેરાને કસ્તુરી લગાડે. (તેમ કરી) તે (જાલ) પ્યારા પાદશાહના તખત આગળ આવ્યો. તે બુલંદ દરજાના પાદશાહે તેને પુછયું કે "ઓ પેહેલવાનથી જન્મેલા મર્દ! તું શાને માટે પવન અને ધુલારાથી ભરેલો આવો બીકટ રસ્તો કાપી આવ્યો છે?" જાલે જવાબ દીધો કે "તારાં ખોરેહની બરકતથી સઘલું સારૂ છે. તારે માટે કીધેલી તમામ મેહેનત ખુશાલી આપનારી છે." પછી તેણે તેને પેલું પેહેલવાન (સામ)નું નામું આપ્યું. (તે લેતાં) તે મીનોચેહેર હસીઓ અને ખુસી તથા રોશન રવાનનો બન્યો. જ્યારે તેણે તે વાંચ્યું ત્યારે તેનો જવાબ તેને એ પ્રમાણે પાછો આપ્યો કે "તેં આટલે લાંબે સુધી આવી તારાં દીલની રંજનો વધારો કીધો છે. પણ બુઢા સામે એ દીલને સંતોષ આપનારૂં નામું દીલના દુખ સાથે લખેલું છે. જો કે મારૂં દીલ એ બાબદથી ગમગીન છે તો પણ હું તે ચલાવી લેઉછું અને એ બાબે વધતો યા ઓછો વીચાર કરતો નથી. હું બાહાલી આપું છું અને તારૂં સઘલું કામ કરી આપુ છું કારણ કે તારાથી તેની સરૂવાત અને છેડો સારો આવશે." પછી બાવરચીઓએ ખાણાના સુનેરી ખુમચાઓ લાવી મુકયા. અને શેહેનशાહ મીનોચેહેર જાલેજરની સાથે જમવાને બેઠો. તે પાદશાહે તમામ નામદારોને ફરમાવ્યું કે તે સુફરા ઉપર તમામ (હાજર રહેલી) અનજુમન પાદશાહની સાથે બેસે. જયારે તે પાદશાહી સુફરો ખાલી થયો ત્યારે તખતની બીજી બાજુએ દારૂની મેજબાની ચાલી. તે સામનો નામવર બેટો જયારે દારૂ પી રહયો ત્યારે તે સુનેરી લગામના ઘોડા ઉપર સવાર થયો અને (પોતાને મુકામે) ગયો. તેણે આખી રાત અંદેશા ભરેલાં દીલ સાથે અને વાત ચીત ભર્યા હોટ સાથે (ઉંઘ વગરની) કોરી કાઢી. સહવાર પડતાં તે કંમર બાંધીને ફતેહમંદ મીનોચેહેરની નજદીક આવ્યો. તે જેહાનના પાદશાહે તેના ઉપર દુવા કીધી અને જયારે તે ત્યાંથી પાછો ફર્યો ત્યારે તેણે

તેની છુપી રીતે તારીફ કીધી. તેણે મોબેદો, સરદારો, નજુમીઓ અને અક્કલમંદોને તેના બુલંદ તખતની નજદીક ભેગા થવાને તથા આસમાનના કામની (યાને ચાલ ચલનની) તપાસ કરવાને ફરમાવ્યું. આથી તે નજુમીઓ તે માટેની તપાસ કરવાને ગયા અને સેતારાઓ શું ભરમ ધરાવે છે તે સોધી કાઢવાને તેઓએ લાંબો વખત સુધી મેહેનત કીધી. તેઓ આ કામમાં ત્રણ દીવસ સુધી રોકાયા. તેઓ રૂમી સેતારેસનાશોના કોઠા સાથે જંગમાં ઉતર્યા. પછી તેઓએ પાદશાહની હજુરમાં જબાન ખોલી કે "અમોએ ફરતાં આસમાનની ગણત્રી કીધી છે. સેતારાઓની ચલન ઉપરથી એવું માલમ પડે છે કે એ રોશન પાણી આગળ દોડશે (યાને જાલ અને રોદાબેનું જોડું સંધાશે.) એ મેહેરાબની બેટી અને સામના બેટાથી એક પુર મનશાનીનો અને નેકનામી ભરેલો પેહેલવાન જન્મ લેશે તે એક એવો જોરમંદ પેહેલવાન જન્મશે કે તેના જેવો આ આસમાનના ચક્કરની નીચે (યાને આ દુન્યામાં) કોઇ પણ જન્મયો હશે નહી. તે લાંબી જીંદગી ધરાવશે અને તે તેવુંજ કૌવટ, રીતભાત અને દમામ ધરાવશે. તેનો ચેહેરો પણ તેવોજ (ખુબસુરત) રેહેશે તથા તે તેવુંજ મગજ અને ગરદન ધરાવશે. બીજલશમાં તેમજ લડાઇમાં તેની જોડી રેહેશે નહી. જયારે તેનો ઘોડો (લડાઇના મેદાનમાં દોડવાથી) પોતાના બાલને ભીંજવશે ત્યારે જેઓ એની સાથે લડાઇ કરવા આવશે તેઓના જીગર સુકઇ જશે. તેની ટોપી ઉપરથી ગીધ પણ ઉડવાની હીંમત કરશે નહી અને તે જેહાનના સરદારોને કાંઇ પણ બીસાદમાં ગણુશે નહી. તે ઉંચા કદનો અને જોરાવર નીવડશે. તે પોતાની કમંરના ફાંસાની અંદર શીંહોને પકડનાર બનશે. તે આતશની ઉપર આખાં ઘોરખરને ભુજવા મુકશે અને પોતાની શમશેરથી હવાને રડવા (ના સોર)થી ભરી નાખશે. (ઇરાની) પાદશાહો તરફથી તે કંમર બાંધનારો થશે. સ્વારોને તે ઇરાનની અંદર આશરો આપનારો થશે. તેનો તમામ ચાહ ઇરાનની તરફ રેહેશે. તેના તમામ વરસો તુરાનની સાથે લડાઇ કરવામાં ગુજરશે. ઇરાન જમીનના પાદશાહ તરફથી ચીનની સાથે

લડવામાં તે રાતે કે દીવસે આરામ લેશે નહી." આએ વાતથી મીનોચેહેર ખુશી થયો અને જુના વખતના દુખને દીલમાંથી ખાલી કીધું. પછી તે ગરદનનો ઉઠાવનાર પાદશાહ એમ બોલ્યો કે "આ એ જે તમે કહ્યું છે તે ખાનગી રાખજો." તે પાદશાહે તેજ વખતે જાલને કેટલીક વાતો પુછવાને તથા જે વાતો પરદા પાછલ છુપાયલી હતી તે બાબે કેટલોક ખોલાશો મેલવવાને બોલાવી મંગાવ્યો અને ચાલાક દીલના મોબેદો અને અક્કલમંદો તે જાલની સાથે (વાત કરવાને) બેઠા.

## મોબેદોએ જાલની અજમાયેશ કીધી તે વીશે

એક મોબેદે જાલને ચાલાક બુધ્ધીથી, વીચારથી અને અક્કલથી એવો સવાલ કીધો કે "તે બાર સીધ્ધાં સરોવરના ઝાડ કે જેઓ દમામ સાથે અને પસંદ પડતી રીતે ઉગેલાં છે તથા જે દરેકમાંથી ત્રીસ ત્રીસ ડાંખલી ફુટેલી છે અને તે ઇરાનીઓ વચે વધતી કે ઓછી થતી નથી તે શું છે?" બીજા મોબેદે પુછ્યું કે "ઓ સરફરાજ! (પેલા) ઝડપ ચાલના ભારી કીંમતના બે ઘોડાઓ કે જેમાંનો એક કાલા દરીઆ જેવો કાલો છે અને બીજો ચલકતાં સફેદ બીલોરના જેવો છે અને તેઓ બંધે ઝડપ ચાલે દોડનારા છે તોપણ તેઓ એક બીજાને પકડી શકતા નથી તે શું?" ત્રીજાએ એમ પુછ્યું કે "પેલા ત્રીસ સવારો કે જેમાનો દરેક જેવો દેખાય છે તેવો ગુમ થઇ જાય છે અને એ પ્રમાણે ત્રીસ થાય છે કે પાછા ફરીથી ગણાય છે તેઓ પાદશાહની આગળથી શાને માટે પસાર થઇ જાય છે?" ચોથાએ પુછ્યું કે "તે ખેતર કે જે તું લીલોતરીથી અને નદીથી ભરપુર જોય છે અને એક બુજોર્ગ મર્દ એક તેજ કોડાલી સાથે હીમતથી તે ખેતરમાં જાય છે અને ત્યાંની લીલી તથા સુકી ચીજોને તે કાપી કાઢે છે અને જો આજેજી કરવામાં આવે છે તો તે સમજતો નથી (તે શું છે)?" બીજાએ પુછ્યું કે "પેલાં બે ઉંચા ઉઠાવેલા સરવાલા સરોવરના ઝાડ મોજાવાલા દરીઆની વચે અજબ જેવી રીતે રહે છે અને તેઓ ઉપર એક પક્ષીનો માલો છે. સહવારે તેનો માલો આએ ઝાડ ઉપર તો સાંજે પેલા ઝાડ ઉપર હોય છે તથા જયારે તે

(પક્ષી) તે (માલા)માંથી ઉડી જાય છે ત્યારે તે (ઝાડ)ના પાતરાં સુકઇ જાય છે અને જ્યારે તે તે ઉપર બેસે છે ત્યારે તેમાંથી કસ્તુરીનો સુગંધ આવે છે, તથા એ (ઝાડ)માંનું એક હમેશાં ચલકતું રહે છે અને બીજાના પાતરાં અને ફળ કરમાઇ ગયલાં હોય છે (તે શું)?" બીજાએ પુછયું કે "એક પાહાડની ઉપર હું એક મજબુટ કીલ્લો જોઉં છું. અક્કલમંદ લોકો તે કીલ્લાના કરતાં જંગલમાની કાંટાવાલી જગ્યા પશંદ કરે છે. તે (કીલ્લા)ના બાંધકામે માંહાતાબ સુધી સર ઉઠાવ્યું છે. લોકો તેના અને તેના દરશનના પુજારી છે. લોકો તે કીલ્લા આગળથી ચાલી જવાનું પોતાના દીલથી ઇચ્છતા નથી. કોઇ પણ તેને યાદ કરવાને માટેના બોલો કાઢી શકતું નથી. છેલ્લે તે (કીલ્લા)માંથી એક ધુલારૂ એવું ઉડે છે કે તે તેઓની જમીન (ઉપર પંથરાઇને તે જમીન)ને ધાંકી નાખે છે. (ત્યાર પછી) તે કીલ્લા તરફ જવાની લોકોની (પાછી) ખાહેશ થાય છે અને (ત્યાં જવાનો) લાંબો વીચાર કરે છે તે શું? ભરમ ભરેલી વાત તું ખોલ્લી કર અને તારાં રવાનની મદદથી તેના જવાબ તું જાહેર રીતે બોલી જા. અગરજો તું એ ભરમને ખુલ્લો કરશે તો સીહા ખાકને પણ તું કસતુરીના જેવી બનાવશે." થોડો વખત જાલેજર વીચારમાં ચકચુર થયો. પછી તેણે ગરદન ઉંચી કીધી અને હાથ લંબાવ્યા.

## મોબેદોના સવાલોનો જાલે જવાબ આપ્યો તે વીશે

ત્યાર પછી તેણે જવાબ આપવાને માટે જબાન ખોલી અને મોબેદોના સવાલો યાદ કીધા. (તે બોલ્યો કે) "પેહેલું તે બાર બુલંદ ઝાડો કે જે દરેક ઉપર ત્રીશ દાંખલી ફુટેલી છે તે વરસના બાર નવા મહીનાઓ હોય છે કે જે નવા (યાને આવતા) વખત ઉપર નવી રસમના પાદશાહના જેવા છે. (યાને જેમ નવા પાદશાહો બદલાય છે તેમ તેઓ બદલાયા જાય છે). મહીનાની ગણત્રી ત્રીસ દાહાડાથી થાય છે. એ પ્રમાણે જમાનાનું ફરવું છે. હવે પેલા બે ઘોડાઓ કે જેઓ આજર ગુશસ્પની માફક દોડનારા છે તેઓના કામ વીશે તું બોલ્યો. તે સફેદ અને કાલા (ઘોડા) બંધે વખત છે કે જેઓ એક એકની પુઠે જડપથી દોડે છે. તે ઘોડાઓને જ્યારે એક હસ્તીમાં

આવતો હોય અને બીજો નીસ્તીમાં જતો હોય ત્યારેજ સાથે થયલા જોય છે ૧ (યાને કે પોહોર ફાટવાને વખતે તે બંધે સાથે જણાય છે કે જ્યારે રાત દુર થતી જઇ દીવસ ઉગતો જાય છે). તે ઘોડા તે રાત અને દીવસ છે કે જે એ પ્રમાણે પસાર થાય છે અને આસમાન તારા દમની એ પ્રમાણે ગણત્રી રાખતું જાય છે. તેઓ એકએકની પુઠે દોડતા અને દોડતા રહે છે અને એકમેકની નજદીક આવી પોહોંચે છે તો પણ એક મેકને જડપથી પકડી શકતાં નથી. જે પ્રમાણે શેકાર કુતરાની આગલ દોડે છે તે પ્રમાણે તેઓ દોડે છે. બીજું તેં ત્રીસ સવારોને માટે કહેલું કે જેઓ પાદશાહની નજદીકથી પસાર થાય છે અને તે ત્રીસ સવારોમાંથી એક ઓછો થાય છે તો પણ ગણત્રી કરતાં પાછા ત્રીસ થાય છે એ વાત તું બોલ્યો. તે માહાતાબની ચાલ છે કે તે એક રાતે ઓછો થાય છે અને એ પ્રમાણે દરરોજ ચાલુ રહે છે. અરબોની ચંદ્રમાની ગણત્રી એજ રીતની છે. જે જગ્યાએથી તેને નુકશાન પુગે છે તે જગ્યાએથી તે વખતો વખત કમ થતો જાય છે. પછી જે વખતે તેને તદન ઘટેલો જોવામાં આવે છે તે ઘટેલો બીજી વખતે પાછો સીદધો થાય છે. હવે આએ વાતને મીયાનમાંથી હું બાહાર લાઉ છું. તે પક્ષી કે જે પેલાં સરોવરના ઝાડ ઉપર માલો રાખે છે તે (સુરજના) મેસ રાશીમાંથી તે તોલા રાશી સુધી (ફરવાથી) દુન્યા એવી રીતે અંધારાને છુપાવે છે (યાને દાહાડો લાંબો થવાથી અંધારૂં કમી રહે છે). ત્યાંથી તે પાછો ફરે છે અને મીનરાશી આગળ આવે છે તેટલો વખત અંધારૂં અને કાલાશ થઇ રહે છે (યાને દાહાડો ટુકો થવાથી રાત લંબાય છે). તે બે સરોવરના ઝાડ તે બુલંદ આસમાનની રાશીના ચક્કરની બે બાજુ છે. એકથી આપણે ખુશી રહીએ છીએ અને બીજાથી દલગીર રહીએ છીએ. તેઓની ઉપર ઉડતું પક્ષી તે તું ખોરશેદને સમજ કે જેનાથી જેહાનને ફીકર અને ઉમેદ રહે છે. બીજું પેલા પાહાડની ઉપરનો કીલ્લો એ ઢીલનું મુકામ છે અને ગણત્રી કરવાની જગ્યા છે. પેલી કાંતાવાલી જગ્યા તે આએ ત્રણ પાંચ દીવસની દુન્યા છે

---

૧ એ બેત લખેલી નકલમાં વધું છે.

કે જેમાં મોજ અને ખજાનો પણ છે અને દુખ અને મેહેનત પણ છે. દમ લેવામાં આવે છે તે તારી (વખતની) ગણત્રી સમજવી. તેજ (દુન્યા) આપણને વધારે છે અને તેજ આપણો શેકાર કરે છે. એક ધરતીકંપના આંચકા સાથનો પવન આવતાંજ દુન્યામાંથી સોર અને પોકાર ઉઠે છે. તે કાંતાવાલી જગ્યામાં આપણે મેહેનત કરતા રહીએ છીએ જ્યાંથી આપણને તે કીલ્લા તરફ (યાને બીજી દુન્યામાં) જવું પડે છે. બીજો શખ્સ આપણી (કીધેલી) મેહેનતનું ફળ ખાય છે. તે પણ ત્યાં રહેતો નથી પણ ગુજરી જાય છે. એ પ્રમાણે શરૂઆતથી એવી વાત એક સરખી રીતે ચાલુ રહે છે. તે એમજ રહેશે અને તે વાત જુની પણ થશે નહી. અગરજો તું નેકનામીને માટે જારી કરતો રહેશે તો આપણા સ્થાનને આએ માથું ભારી થઇ પડશે. અગરજો આપણે લોભની વાવણી કરીએ અને તેમ કરવાને માટે દુખ સોશીએ તો તેનું પરીણામ જ્યારે આપણે જાન વગરના થઇ શું ત્યારે માલમ પડશે. અગરજો આપણા મેહેલનું સર સનીશ્ચર સેતારા સુધી પુગતું હોય, તો પણ તેમાંથી આપણને (ફકટ) એક ચાદરનો ફાલો મલે છે. જ્યારે તે (ચાદર) ઓઢી અને આપણા ચેહેરા ઉપર ઇતરડી અને ખાક પડી એટલે તમામ જગ્યા ફીકર, ગમ અને ધસ્તીવાલી બને છે. પેલું બીયાબાન અને પેલો તીક્ષણ કોદાલીવાલો માણુસ કે જેનાથી લીલું અને સુકું ઘાસ ધાસ્તીમાં રહે છે અને તે તમામ લીલી અને સુકી વસ્તુની એક સરખી રીતે કાપણી કરે છે અને જો તેઓ કાલાવાલા કરે છે તો તે સમજતો નથી, (તેનો જવાબ એ જે) તે કાપણી કરનારો તે જમાનો (મોત) છે અને આપણે ઘાસ છીએ. તે (જમાનો) આપણા નબીરાઓ સાથે પણ તેવોજ થશે અને વડવાઓની સાથે પણ તેવોજ હતો. તે પછી એક પછી એક બુઢા કે જુવાનોને કોઇને જોતો નથી. જે શેકાર તેની આગળ આવ્યો કે તે તેનો શેકાર કરે છે. જેહાનની બનાવત અને તેનો ભરમ એવોજ છે કારણ કે કોઇ પણ સખશ મોત વગરનો માતાથી જન્મતો નથી. તે આએ દરવાજામાંથી દાખલ થાય છે અને પેલા દરવાજામાંથી ગુજરી જાય છે. જમાનો તેની ઉપર દમની ગણત્રી રાખે છે.

આએ તમામ જવાએ એ પ્રમાણે છે. આએ જુની દુન્યા પાસેથી કોઇ નવું માંગી શકશે નહી. જમાનો તેની સાથે એવીજ રીતની રસમવાલો રહે છે. એકના હાથમાંથી તે છીનવી લે છે અને બીજાને તે આપે છે.

## જાલે મીનોચેહેરને પોતાના હુનરો દેખાડીઆ તે વીશે.

જ્યારે જાલે એ સઘલી વાતને ખુલ્લી કીધી ત્યારે પાદશાહનું દીલ તેનાથી ખુશી થઇ ગયું. તેણે ખુશાલી સાથે એક મીજલશ ભરી અને ત્યાં તે જેહાનના પાદશાહે તેની તારીફ ઉપર તારીફ કીધી. પછી તે પાદશાહે જીયાફતની મીજલશની તૈયારી કીધી કે જ્યાં માહાતાબની ચૌદશની રાત જેવી રોશની હતી. તેઓની નજરમાં જેહાન કાળી બની ત્યાં સુધી તેઓએ દારૂ પીધો. દારૂના સોખીનોના મસતક દારૂથી ઘેરાઇ ગયાં. તેથી તે પાદશાહની દરબારમાંથી લોકોના મોટા પોકારો નીકળવા લાગ્યા. તમામ પેહેલવાનો દારૂથી મસ્ત બની એક મેકના હાથ પકડી ખુશાલી સાથે (ઘરે) ગયા. જ્યારે આફ્તાબની મસાલ પાહાડની પછવાડેથી બાહાર નીકળી ત્યારે તે નામદારો ઉંઘમાંથી બીદાર થયા. તે પેહેલવાન જાલે કંમરને બાંધી અને એક શેર નરની માફક પાદશાહની હજુરમાં આવ્યો. તેણે તે દરબારમાંથી પોતાના મુબારક તાલેના બાપની તરફ પાછું જવાની રજા માંગી. તેણે તે જેહાનના પાદશાહને કહયું કે "ઓ ભલી તબેહના પાદશાહ! મને સામનો ચેહેરો (પાછો) જોવાની ખાહેશ થઇ છે. તેથી હુ (તારા) હાથી દાંતના તખતના પૈયાને નમન કરૂં છું. તારા આએ દમામ અને તાજથી મારૂ દીલ રોશન થયું છે." તે પાદશાહે તેને જવાબ દીધો કે "ઓ જવાન મર્દ પેહેલવાન! આજનો એક દાહાડો પણ તુંએ અહીંજ ગુજારવો જોઇએ. તારા દીલમાં સામ નરીમાન માટેની ખાહેશ છે? તારી ખાહેશ તો મેહેરાબની બેટીને માટે છે." પછી તે પાદશાહે હીંદુસ્તાની ગવૈયાઓને નગારાંની સાથે મેદાનમાં દાખલ થવાને ફરમાવ્યું. તમામ પેહેલવાનો ખુશાલી સાથે નેજા, તીર, ગુરજ અને કમાન લેઇને (તે મેદાનમાં) ગયા. તેઓએ કમાનો અને ખદંગ લાકડાંના તીરો પકડયા અને લડાઇના દાહાડાની માફક નીશાનીઓ ઉપર તાંકવા લાગ્યા. દરેક જણે ગુરજ, તલવાર, તીર અને

ભાલામાંથી કોઇપણું ચીજ લેઇને (અજમાયશ કરવાને) લગામ ફેરવી. જેહાનનો પાદશાહ મીનોચેહેર તે પેહેલવાનોના જાહેર તથા છુપા હુનરો ઉંચાઇએથી બેસીને જોતો હતો. તેણે સામના દસ્તાનથી કદી નહી જોયલો અને કોઇથી નહી સમજેલો ઘોડેસ્વારીનો હુનર જોયો.[1] તે પાદશાહના મેદાનમાં એક ઘણુંજ જુનુ ઝાડ હતું જે ઝાડ ઉપર ઘણાક વરસો અને મહીનાઓ પસાર થતા જોયા હતા. સામના દસ્તાને પોતાની કમાનને દાબી અને ઘોડાને ઉશકેરીને ખોદાનું નામ લીધું અને તે સીધ્ધાં ઝાડની વચમાં તેણે તે (તીર) ફેંકયો જે પાદશાહી તીર તેમાંથી એમનો એમ પસાર થઇ ગયો. વળી તેણે દોડતાજ ઘોડા સાથે એક તીર ફેંકયો અને શેર નરની માફક તે (ઉડતા તીર) ને પસાર કરી ગયો. ભાલા ધરાવનારાઓએ પોતાની ઢાલ ઉંચી કીધી અને ભારી ભાલા સાથે ફરી ઉભા. જાલે એક તુરકી ગોલામ પાસેથી એક ઢાલ માંગી અને ઘોડાને ઉશકેરી મુકી પોતાની ગરદન ઉંચી કીધી. પછી કમાનને ફેંકી દીધી અને ભાલો હાથમાં ધર્યો અને તે ભાલાથી નવી રીતનો શેકાર કીધો. તેણે તે ત્રણ નામદારોની ઢાલ ઉપર પોતાનો ભાલો ફેંકયો જે તેઓમાંથી પસાર થઇ બીજી બાજુએ નીચે પડયો. પછી તે જેહાનના પાદશાહે પેહેલવાનોને પુછયું કે "તમો મોટા દરજાવાલાઓમાંથી તેની સાથે કોણ કુશતી રમો છો?" એક પેહેલવાન તીર અને ભાલા સાથે બાહાર આવ્યો અને તેની સાથે કુશતી રમવાની ખાહેશ કીધી. તમામ પેહેલવાનોએ ગુસ્સે થયલાં દીલ સાથે અને તાનાજાની ભરેલી જબાન સાથે બખતર પેહેરીઆં. તેઓ પાણી પાયલી અણીવાલા નેજા સાથે લગામ ફેરવીને કુશતી રમવાને ગયા. એવું બન્યું કે (તેની સામે કુશતી ખેલવાને) માણુસોની પુઠે માણુસો આવવા લાગ્યાં. જાલે ઘોડાને ઉશકેરીઓ અને તેથી ધુલ ઉડવા લાગી. તેઓમાંથી કોણ અછો સવાર લગામનો ફેરવનાર, ગરદનનો ઉઠાવનાર અને નામદાર છે તે તેણે તપાસીયું. (તેવા એકને જોઇને) પછી તે ધુલારાં વચેથી એક વાઘની માફક આવ્યો અને તેનો કંમરબંધ પોતાના પંજાથી ધર્યો

---

1 એ બેત લખેલી નકલમાં વધુ છે.

અને તેને એવી સેહેલાઇથી જીન ઉપરથી ઉચક્યો કે જેથી તે પાદ-શાહ અને લશ્કર અજબ થઇ ગયું. બાહાદુરો એક અવાજે બોલવા લાગ્યા કે "લોકોએ એવી રીતના કોઇપણ શખ્સને જોયો નથી તેથી જે કોઇ તેની સાથે લડાઇ કરશે તો તે (લડાઇ કરનાર) ની માય તેને માટે પોતાનો પોશાક કાલો બનાવશે." મીનોચેહેર બોલ્યો કે "એ બાહાદુર જવાન હમેશાં રોશન રવાન સાથનો રેહેજો. વલી શેરમર્દોમાંથી એવો પેહેલવાન કોઇ જન્મ પાંમશે નહી. એવા પેહેલવાનને સોસ-વાટોની સંક્નો ગણવો જોઇએ. આવો શખ્સ સામ પેહેલવાનની યાદગારી તરીકે પેહેલવાનો અને સવારો વચ્ચે જેહાનમાં રેહે તે કેવું ખુશાલી ભરેલું છે." તે મોટા પાદશાહે તેમજ મોટા દરજાના બહાદુરોએ તેની તારીફ ગાઇ. (ત્યારબાદ) મોટા દરજાના લોકો (તે મેદાનમાંથી) પાદશાહના મેહેલ તરફ કંમર બાંધીને તથા કોલાહ પેહેરીને આવ્યા. તે જેહાનના પાદશાહે એક ખેલાત તૈયાર કીધો કે જેનાથી તમામ મોટી પદવીના લોકો અજબ થયા. તે ખેલાતમાં શું મોટી કીંમતના તાજો અને સુનેરી તખતો કે શું બાંગડીઓ, સાંક-લીઓ અને સુનેરી કંમરબંધો હતા. વળી તેમાં ભારી કીંમતના પોશાકો તથા ગોલામો, ઘોડાઓ અને હરેક તરેહની ચીજો હતી. એ સઘલું તેણે મુબારક દસ્તાનને આપ્યું તેથી સામના દસ્તાને જમીનને બોસો લીધો.

## મીનોચેહેરના જવાબ સાથે જાલ પાછો ફર્યો અને સામે મેહેરાબને એ વીશે ખબર આપી તે વીશે.

પછી શાહે પેલા (સામના) નામાનો જવાબ લખ્યો જેની અંદર આએ અજબ જેવી મુબારક વાત લખી કે "ઓ નામવર હીમતવાન પેહેલવાન! તું દરેક કામમાં એક શીંહની માફક ફતેહમંદ રેહેજે. આએ ફરતુ આસમાન તારા શીવાય કોઇને લડાઇમાં, ખુશાલીની મીજલશમાં, ઇનસાફમાં અને દયામાં (ચઢતો) જોય નહી. તારો સવાર બેટો મુબારક જાલ, કે જેનાથી જેહાનમાં એક યાદગારી રહી જશે તે (અત્રે) આવી પુગ્યો છે અને તેની ઇચ્છા ખાહેશ, વીચાર,

અને આરામ શા ઉપર છે તે મેં જાણ્યું છે. જેવું તું પેહેલવાનનું નામું મને મલ્યું તેવુંજ તે મેં મારા રોશન રવાન સાથે (વંચાવીને) સાંભલ્યું છે. જાલને અક્કલ અને આરામ મલે એવી જે તારી ખાહેશ હતી તે સઘલી ચીજો મેં કીધી છે. મેં તેની સઘલી ખાહેશ બખશી છે અને તેની સાથે મેં કેટલાક ખુશાલી ભર્યા દાહાડાઓ ગુજારોઆ છે. જે શખ્સ જંગની અંદર શીંહ અને ચીતાનોજ શેકાર કરતો હોય તે શીંહની જેહેનવાલા (બચ્ચાં) શીવાય બીજા શાનો જન્મ આપે? મેં તેને અત્રેથી ખુશાલી ભર્યાં દીલ સાથે રૂખસત કીધો છે. બદ મનશાની વાલાઓની બદી તેનાથી દુર થજો." પછી જાલેજર મુબારકબાદી સાથે બાહાર પડયો. લશકરી જોધ્ધાઓએ (તેના માનમાં) પોતાના સર નમાવ્યાં. જાલે સામની ઉપર એક પેગામ મોકલ્યો કે "શાહ આગળથી હું ખુશાલી ભરેલાં દીલ સાથે તથા પાદશાહી ખેલાત, તાજ, બાંગડી, સાંકલી તથા હાથી દાંતના તખત સાથે પાછો ફરૂં છું." આએ ખબરથી તે પેહેલવાન એટલો તો ખુશી થયો કે તે પોતાના બુઢાં માથાં સાથે નવેસરથી જુવાન બન્યો. તેણે એક સંવારને કાબુલ તરફ જડપથી દોડાવ્યો અને તેની પાસે જેહાનના પાદશાહ મીનોચેહેરે તે (જાલ) ને નવાજ્યો (તે વીશે) તથા તે મોટા દરબારના લોકો વચેથી આટલી બધી ખુશાલી સાથે પાછો ફરે છે તે વીશે જે કાંઇ સઘલું બન્યુ હતું તે મેહેરાબને કેહેવાડયું. (તેણે વળી એમ પણ કેહેવાડયું કે) "જ્યારે દસ્તાન મારી આગળ આવી લાગશે ત્યારે હમો બંધે જેમ હમોને ઘટે છે તેમ (તારી આગળ) આવી લાગશું." તે જટપ ચાલનો કાસદ કાબુલ પોહોંચ્યો અને કાબુલના પાદશાહે તેની વાત સમજી. કાબુલનો પાદશાહ જાબુલસ્તાનના સુરજ સાથે પોતાની સગાઇ થયાથી એટલો તો ખુશ થયો કે તેનું રવાન (ખુશાલીથી) વળ ખાઇને બાહાર આવવા માંગતું હતું, તથા તે માણુસનું બુઢું માથું જવાન થઇ ગયું હતું. તું કેહેશે કે તે (શેહેરના) સઘલાં લોકો પોતાના જાનને કુરબાન કરવા માંગતા હતાં. દરેક ઠેકાણે રામશગરોને બોલાવવામાં આવી હતી. જ્યારે મેહેરાબ ખુશાલી ભરેલો અને રોશન રવાનનો બન્યો અને તેના

હોંટ હસ્તા થયા અને દીલ ખુશાલી ભરેલું થયું ત્યારે તેણે પોતાની વાહાલી સીનદુખતને બોલાવી મંગાવી અને તેણીની સાથે કેટલીક મીઠી વાતો કીધી. તેણે તેને કહ્યું કે "ઓ મુબારક વીચારની ઓરત! આએ અંધારી જગ્યાને તેં તારા વીચારથી દીપતી કીધી છે. તારા હાથો વડે તેં એવી ટક્કર જીલી છે કે જેને માટે આએ જમીનની અંદર પાદશાહો તારીફ કરે છે. માટે જેમ તેં પેહેલેથી કીધું છે તેમ એ કામનું સેવટ પણ (તારીજ ચાલાકીથી) આવવું જોઇએ. તમામ ખજાનો મેં તારી આગળ પાંઠરી મુકેલો છે. તુંને જોઇએ તો તાજ અને તખત છે, નહી તો માલ ખજાનો છે." જ્યારે સીનદુખતે એ વાત સમજી ત્યારે તેણી તેની આગળથી પાછી ફરી અને એ છુપી વાતનું દાસ્તાન પોતાની બેટીની આગળ કેહેવાને માટે ગઇ. તેણીએ તેને જાલના દીદાર જોવાની ખુશ ખબર આપતાં કહયું કે "જ્યારે તારૂ જોડું તેની સાથે સંધાશે ત્યારે તું તારી ખાહેશ મુજબનો વર મેલવશે. મરદો તથા ઓરતો ઉંચીજ નેમ રાખે છે. જો તે નેમ પાર પડે છે તો તે લાયક ગણાય છે અને તેમના સર તાણાજાનીમાંથી છુટકારો પામે છે. તારાં દીલની તીક્ષણ ખાહેશ આવી ઉતાવલે પાર પડી છે, અને હવે તું જે ખાહેશ રાખતી હતી તે તેં સઘલી મેલવી છે." રોદાબેએ જવાબ દીધો કે "ઓ રાણી! દરેક અંજુમનની અંદર તારીફને લાયક તું છે. હું તારા પગની ખાકને મારો તકીઓ બનાવશ. તારો હોકમ તે મારી દીનનો હોકમ હું સમજશ. તારી ઉપરથી હારેમનની નજર દુર થજો. તારૂં દીલ અને તારો જીવ તુરતું મઠક બનજો." જ્યારે સીનદુખતે તેણીનો જવાબ સમજ્યો ત્યારે તેણીએ મેહેલને સંગારવાની તૈયારી કીધી. તેણે દીવાનખાનાઓને ગોલાબ, દારૂ, કસતુરી અને ઉંચા અમબરથી બેહેશતની માફક સંગારીઆ. સુનેરી ગુંઠેલા ગલીચાઓ જેની ઉપર તમામ પોખરાજ જડી લીધેલાં હતાં તે પાંથરવામાં આવ્યા. તે (ગલીચા) ની બીજી વણત સુંદર મોતીઓની બનાવેલી હતી કે જેમાંનું દરેક મોતી પાણીના ટીપાની માફકનું હતું. દીવાનખાનાની અંદર એક સુનેરી તખત મુકવામાં આવ્યું કે જેને ચીનની રશમ પ્રમાણે ગોઠવવામાં આવ્યું

હતું. તેની સઘલી બનાવત મોતીની હતી અને મોતીઓની સાથે નકશીઓ પાડેલી હતી. તે તખતના પૈયા યાકુતના હતા. તે એક પાદ-શાહી તખત હતું અને તે ઘણી મોંઘી કીંમતનું હતું. પછી રોદા બેને બેહેશતની (હુરીની) માફક સંગારવામાં આવી. તેના સુરજના જેવા ચેહેરાની ઉપર સંગાર વડે મંત્રો લખવામાં આવ્યા. ત્યારબાદ તેને તે સુનાથી સંગારેલા ઘરમાં બેસાડવામાં આવી અને તેની આગળ કોઇને જવા દેવામાં આવ્યું નહી. તમામ કાબુલસ્તાનને તરેહ તરેહના રંગથી અને સુગંધીથી તથા ચીજોથી સંગારવામાં આવ્યું. તમામ હાથીઓની પીઠને સંગારવામાં આવી અને રૂમી રેશમી કપડાંથી તેને ભપકાદાર બનાવી. તે હાથીઓની ઉપર રામશ-ગરો પોતાના માથાંની ઉપર સુનેરી તાજો મુકીને બેઠી. ત્યાર પછી તેણે તેઓને (યાને સામ અને જાલને) એસતેકબાલ લેવા જવાની તૈયારી કીધી તે માટે કાબુલથી ગોલામોને બોલાવવામાં આવ્યા, કે જેઓ કશતુરી અને અંબર છાંટે તથા બીવરના ચાંમડાં અને રેશમી કપડાંને પાંઠરે. તેઓ કસતુરી અને સુનાનો એવી રીતે માંથા ઉપર વધાવો કરતા હતા કે તમામ ખાક ગોલાબથી ભીનાઇ રેહતી હતી.

હવે પેલી તરફ જાલ અને તેના દોસ્તો જડપથી જાબુલસ્તાન તરફ આવવાને નીકલ્યા. તેઓ સઘલા જાણે ઉડતાં પક્ષીઓ હોય અથવાતો પાણી ઉંપર કીસ્તી દોડતી હોય તે માફક દસ્તાનની સાથે પુર જડપથી સ્વારી કરતા હતા. તેઓને તેના આવી પુગવાની જેવી ખબર મલી તેવાજ તેઓ ભપકા સાથે તેને લેવાને ગયા. છાવણી-માંથી પોકાર ઉઠયો કે મુબારક વીચારનો જાલ માર્ગમાંથી આવતો જણાય છે તેથી સામ ખુશાલી સાથે તેને લેવાને ગયો અને તેને થોડો વખત છાતી સાથે દાબીઓ. જ્યારે તેઓ (એકમેકને દાબીને) ધરાયા, ત્યારે જાલે ખાકને બોસો લીધો અને તેણે ઇરાન અંદર જે કાંઇ જોયું અને સાંભલ્યું હતું તે તેને કહયું.

## સામ જાલની સાથે કાબુલના મેહેરાબની આગળ ગયો અને જાલ તથા રોદાબેના લગન થયા તે વીશે.

તે મોટા નસીબનો સામ મુબારક દીલના અને ખુશાલી ભરેલી ખાહેશના જાલ સાથે તખત ઉપર બેઠો. તેણે તેને સીનદુખત વીશેની વાત કહી અને તે વખતે મુછમાં હસવા લાગ્યો. તે બોલ્યો "કાબુલથી એક સંધેશો આવ્યો હતો જે સંધેશો લાવનાર સીનદુખત નામની ઓરત હતી. તેણીએ મારી સાથે કોલકરાર કરવા માંગીઆ. મેં તેણીને વચન આપ્યો અને કહ્યું કે હું કદીબી તેની ઉપર બુરો વિચાર લેઇ જવશ નહી, તારે ગમે તે ચીજ મારી પાસેથી ખુબી સાથે માંગ તેથી તેણીએ મારી આગળ ખરેખરી વાત કહી. પેહેલું એકે જાબુલસ્તાનના શાહજાદાના નેકા કાબુલસ્તાનના માહાતાબની સાથે થાય. બીજું એકે આપણે તેના મેહેમાન બનીએ અને જે દુખો તેઓએ ખમીઆં હતાં તેનો બદલો વાલીએ. તે કાસદ (એ પ્રમાણે) તે (પાદશાહ) ની નજદીકથી આવ્યો હતો કે વચન લેઇને પોતાનું કામ કરી જાય. હવે તે કાસદને મેં શું જવાબ દીધો હશે? અને તે ખુલ્લા દીલના મેહેરાબને મેં શું કેહેવાડીયુ હશે?" સામનો બેટો જાલ ખુશાલીથી એવો તાજો બન્યો કે તેના પગથી તે માથાં સુધીનો રંગ રાતો થયો તેણે તેને એવો જવાબ દીધો કે "ઓ પેહેલવાન! મારૂ રોશન રવાન જાણે છે તે પ્રમાણે તેં એમ જવાબ દીધેલો હોવો જોઇએ કે "ઉટો ઉપર અસબાબ લાદીને લશકર સાથે હમો આવીશું અને તમોને (લડવાને) કેહેવાડશું અને તેનો જવાબ સમજશું." તે મુબારક સામે દસ્તાનની સામે જોયું અને જાણીયું કે તેને એ (પરણવાની ખાહેશ) શીવાય બીજી કાંઇ ઇચ્છા હતી નહી. તેની વાત મેહેરાબની બેટીની શીવાય બીજી કાંઇ હતી નહી. મોટી રાતે પણ જાલ (તેના વીચારથી) સુતો હતો નહી. મોહોબતનુ કામ એવીજ રીતનું હોય છે. જ્યારે તે મોહોબત પોતાનો ચેહેરો દેખાડે છે ત્યારે અક્કલ પણ રેહતી નથી. આથી તેણે હીંદી વાજીત્રો વજાડવાનો અને છાવણીને ઉચકવાનો હોકમ કીધો. તે હીમતવાન પેહેલવાને એક સાંધની સવારને તે શીંહના જેવા મેહેરાબની આગળ

જવાને અને સામ પેહેલવાન જાલની સાથે તથા હાથીઓ અને થોડાં લશકર સાથે આવી લાગે છે એમ કેહેવાને માટે દોડાવ્યો. તે કાસદ મેહેરાબની આગળ જલદીથી આવી લાગ્યો અને જે કાંઇ તેણે જોયું હતું તથા સાંભલ્યું હતું તે સઘલું તેને કહયું. જ્યારે મેહેરાબે એમ સમજ્યું ત્યારે તે ખુશી થયો અને તેનો ચેહેરો દાડમના ફુલના જેવો થઇ રહયો. તેણે તાંબાનાં નગારા અને ઢોલ વજડાવ્યાં અને લશકરને મરઘાની આંખની માફક ગોઠાવ્યું. જોરાવર હાથીઓથી તથા રામશગરોથી એક નાકેથી તે બીજે નાકે સુધીની જમીન બેહેશતની માફકની થઇ રહી. રાતા, ભલુ, પીલા અને લીલા તરેહ તરેહવારના રેશમી વાવટાઓથી તથા નગારાં અને ઘાંટોના અવાજથી તથા સરનાઇ અને ચંગ વાજીંત્રના પોકારથી તું કેહેશે કે જાણે ત્યાં આખેરીનો દાહાડો આવ્યો છે (અને તું પુછશે) કે તે રસ્તાખેજનો વખત છે કે ખુશાલીનો વખત છે? એ પ્રમાણે તે મેહેરાબ (વાજીંત્રો સાથે) ગયો. જેવો સામ સામો આવી પુગ્યો તેવોજ મેહેરાબ ઘોડા ઉપરથી નીચે ઉતરીને ચાલવા લાગ્યો. તે જેહાનના પેહેલવાને તેને કોટી કીધી અને તેની ખબર પુછી. કાબુલના પાદશાહે સામની તથા જાલેજરની તારીફ ગાવાની શરૂ કીધી. તેણે તેઓ ઉપર કસ્તુરી અને અંમબરનો નેસાર કીધો અને (તેઓને ચાલી જવાને માટે) કીંમતી ચાંમડાઓ અને રેસમી કપડાં પંથરાવ્યા. (ત્યાર પછી) તે એક જડપ ચાલના ઘોડા ઉપર બેઠો. જ્યારે પાહાડ ઉપરથી ચાંદરાતનો ચાંદ દેખાવા લાગ્યો ત્યારે તેણે જાલે નરના માથાં ઉપર ગોહરોથી જડેલું સુનેરી તાજ મુકયુ. પછી તેઓ હસી ખુસી સાથે કાબુલ આવી પોહોચ્યા. તમામ શેહેર હીંદી નગારાંનાં અવાજથી તથા વાંસલી, ઘાંટ અને સરનાઇના અવાજથી હલી મલી રહયું હતું. તું કેહેશે કે દરવાજા અને બારીઓ પણ ખુશાલીમાં હતા. જમાનો પણ બીજી રીતે સંગાર પામેલો હતો. તેના ઘોડાની પુછડી તથા ચાલ એક નાકેથી તે બીજે નાકે સુધી કસતુરી અને કેશરથી રંગાઇ ગઇ હતી. તમામ હાથીઓની પીઠ ઢોલ અને નગારાંથી ભરાયલી હતી. દરવાજા અને મોહોલાઓ ગાનારાઓના મોટા અવાજથી

હલી મલી રહયા હતા. સીનદુખત પોતાના ગોલાઓ સાથે તથા છસો કંમર બાંધેલી દાસીઓ સાથે બાહાર આવી. તે દરેક દાસીના હાથમાં કસ્તુરી અને ગોહરોથી ભરેલી એકએકી સુનેરી જામ પકડેલી હતી. સઘલી દાસીઓએ સામની તારીફ ગાઇ અને પછી તે જામમાંનાં ગોહરોનો તેના ઉપર નેસાર કીધો. જે લોકો એ ખુશાલી પાળવાને બાહાર આવ્યા હતાં તેમાંના એકેએક આએ (નેસાર કીધેલી) ચીજોથી હાજત વગરના થયાં. જેમ આસમાન ઉપર સેતારાઓ ચમકે તેમ હાથીઓ અને ઘોડાઓના પગે પગે (ચમકતાં) ગોહરો વેરાયલાં હતાં. દીનારો અને મોઘાં ગોહરો વેરાયલાં હોવાને લીધે ત્યાં દીરમનાં ભાવ પુછાતા હતા નહી. સામે સીનદુખતને હસ્તા હસ્તાં પુછયું કે "તમે રોદાબેને કયાં સુધી છુપાવી રાખવા માંગો છો ?" ત્યારે સીનદુખતે જવાબ દીધો કે "ઓ પેહેલવાન ? તેણીને આએજ વખતે મોહું દેખાડવાનો હોકમ આપ." સામે સીનદુખતને જવાબ દીધો કે "તારી જે ખાહેશ હોય તે તું મારી પાસે માંગ. મારી પાસે જે કાંઇ ખજાનો, તાજ, તખત અને શેહેર છે તેમાંથી તુને ભાગ મલશે." સીનદુખત બોલી કે "જયારે આફતાબ (રોદાબે)ને જોવાની તારી ખાહેશ છે ત્યારે મને હદીઓ શાને માટે આપવા માગે છે. ૧ પછી તેઓ તે સુનાથી સંગારેલાં ઘર કે જેની અંદર તે ખુશતુમાં વસંત જેવી રોદાબે બેઠેલી હતી ત્યાં ગયા. સામે તેના માહાતાબ જેવા ચેહેરા તરફ જોયું અને તેને જોતાંજ તે અચબુચ અચરત થઇને ઉભો. તે સમજી શકયો નહી કે તે તેણીની કેમ તારીફ કરે અને પોતાની આંખોને તેની ઉપર કેમ ટેડવેલી રાખે. તેણે જાલને તેજ વખતે કહયું કે "ઓ નેક બખત (બેટા)! યજદાંએ તારી ઉપર પુશકલ મેહેરબાની દેખાડી છે, કે આવા ખોરેહ સાથનાં ખોરશેદે તારા ચેહેરાને પસંદ કીધો છે. તેણીએ પસંદ પડતું પસંદ કીધું તેમાં કાંઇ ખોટું થયું નથી." પછી તેણે મેહેરાબને આગળ આવવાને અને તેના રેવાજ અને ધર્મ મુજબ લગનનો ગાંઠ બાંધવાને માટે ફરમાવ્યું.

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

મેહેરાબે તેઓને ખુશનુદી સાથે એક તખત ઉપર બેસાડીઆં અને તેઓ ઉપર અકીક અને પોખરાજનો નેસાર કીધો. તે પાદશાહ (જાલ)ના માંથાં ઉપર સુનેરી તાજ મુકયું હતું અને તે માહાતાબ (રોદાબે)નુ માંથુ પાદશાહી જવેહરાતથી ઢંકાયલું હતું. ત્યાર બાદ તે (ભેટ કીધેલી) ચીજો (ની ટીપ)નું એક દફ્તર લાવ્યો અને તેની અંદર તેણે ખજાનાની ટીપ તૈયાર કીધી. જે કાંઇ ખજાનો (આપવામાં આવ્યો) હતો તે તે (જાલ)ની આગળ વાંચી ગયો કે જે વીગત સમજતાં કાન પણ થાકી જતા હતા. જ્યારે સામે એટલી બધી ભેટ (અપાયલી) જોઇ ત્યારે તે અજબ થયો અને તે માલ જોઇને તે યજદાંનુ નામ લેવા પડયો. પછી ત્યાંથી તેઓ બેઠકની જગ્યાએ ગયા અને ત્યાં થોડોક વખત હાથમાં દારૂ સાથે બેઠા. ત્યાર બાદ તેઓ તે દીવાનખાનામાંથી પાછા મેહેલ તરફ ગયા અને ત્યાં તેઓએ એક અઠવાડીયું સુધી ખુશાલી પાલી. તમામ શેહેર ઢોલના અવાજથી હલી મલી રહયું. તે પાદશાહનું મકાન બેહેશતની માફક જોશમાં આવ્યું હતું. જાલ અને માહાતાબ જેવા ચેહેરાની તથા પરવાલાં જેવા હોટની (રોદાબે) એક અઠવાડીયું સુધી રાતે કે દીસે સુતાં નહી. તેઓ એક મેક સાથે ઘણુ ભેલાવાથી તેઓના જોશ્સા રાતે ઉશકેરાયલા રહેતા હતા. લશકરના વડાઓ અદબ સાથે તે બુલંદ મેહેલ આગળ રાહ સમારીને ઉભા રહયા. એક અઠવાડીયું સુધી લોકો ઢોલના અવાજ અને દારૂ સાથે તથા ખુશાલીની મીજલશો રામશની અને વાજીંત્રો સાથે (મજાહ કરતાં) રહયાં. મહીનાની આખેરીએ સામ નરીમાને સીસતાન તરફ જવાને ચાલુ મુકયું. તેના જવા પછી પણ જાલે એક અઠવાડીયુ સુધી ખુશાલી પાલી. પછી હાથીની અમારી અને ઉંટ ઉપરની બેઠક તૈયાર કરાવી તથા તે માહાતાબના જેવા ચેહેરાની ઓરતને બેસાડવાને માટે પાલખી બનાવવામાં આવી. ત્યાર બાદ સીનદુખતે તથા મેહેરાબે અને તેઓના કબીલાએ સીસતાન તરફ જવાનો રસ્તો ધર્યો. ખુશ વીચારના દીલ સાથે તથા નેકીના પોંહો-ચાડનાર ખોદાની તારીફમાં હોટ ખોલતા તેઓ ત્યાં ખુશાલી સાથે નીકલ્યાં. ખુશાલી સાથે હસતાં બોલતાં અને જેહાનને દીપાવતાં

ફતેહમંદી સાથે તેઓ નીમરોજ શેહેરમાં આવી લાગ્યાં. સામે તે વખતે એક ખુશાલીની મીજલશ બનાવી અને ત્રણ દીવસ સુધી તે બઝમમાં ખાણીપીણીઓ કીધી. પછી સીનદુખત તેજ જગ્યાએ રહી અને મેહેરાબ અને તેના લશકરે પાછો કાબુલ તરફનો રસ્તો લીધો. જ્યારે સામે પોતાના વાહાલા નેકનામ જાલના દીલની ખાહેશ પાર પડેલી જોઇ ત્યારે તેણે તેજ વખતે પોતાની પાદશાહી જાલને સોંપી દીધી અને મુબારક મુરત પ્રમાણે લશકરને બાહાર કાઢયું. કરકસાર અને પશ્ચીમના મુલકોમાં મુબારક (પાદશાહી) વાવટા ચઢાવવામાં આવ્યા (અને નીચલો ઢંઢેરો ફેલાવ્યો). સામે કેહેવાડયું કે "આ એ પાદશાહી મારી છે અને નામદારો પોતાના દીલોજાનથી અને બાયશમથી મારી સરદારી હેઠલ રહે છે. પાદશાહ મીનોચેહેરે તે શેહેર અને જમીનનો હક મને આપ્યો છે અને તેની ઉપજ રાખવા મનેજ ફરમાવ્યું છે. મને ખરાબ ખવાસના લોકોના જુલમની ફીકર છે અને માજંનદરાનના પેહેલવાનોથી તેવી હું આશા રાખું છું તેથી આએ જગ્યા (જાબુલસ્તાન) તેમજ પાદશાહી, તખત અને તાજ હુ જાલને સોંપુ છું." (થોડા વખતમાં) એક જખમથીજ મારી નાખનાર સામ (માજંનદરાન તરફ) ગયો અને જાલ (જાબુલસ્તાનના) તખત ઉપર બેઠો. તેણે દારૂની અને મીજલશની તૈયારી કીધી અને (દમામથી) ઉંચી ગરદન કીધી.

## રૂસતમનો જન્મ થયો તે વીશે.

એ બાબદને લાંબો વખત વહી ગયો નહી તેટલામાં તે ખુલ્લાં દીલના સરોવર (રોદાબે)ને મહીના રહયા. તેણીનું વસંત જેવું ચલકતુ દીલ કરમાઇ ગયું અને તેણીનું શરીર ગમ તથા દુખને સવાધીન થયું. રોદાબે પોતાના પેટમાં જે મોટો ભાર ધરાવતી હતી તેથી તેણી આસુની નદી વરસાવતી હતી. તેનું પેટ ફરબે બન્યું અને તેનું દીલ મોટું થયું. તેથી તેણીના દાડમ જેવા ગાલ કેશરના જેવા પીલા થયા. તેની માતાએ તેને પુછયું કે "ઓ તું માતાના જીવ! તુંને શું થયું છે કે આવી પીલા રંગની બની છે?" તેણીએ જવાબ દીધો કે "હું રાત અને દીવસ એજ પ્રમાણે મારા હોટ

ખોલીને ફરીયાદ કરતી રહુ છું. હું એવી ઉંઘ વગરની અને કજરાઇ ગયલી થઇ છું કે તું કેહેશે કે હું જીવતીજ મુવેલી છું. એ રીતે મારો (છુટવાનો) વખત નજદીક આવ્યો છે અને એ ભારને લેઇને મારાથી ફરાતું નથી. તું કેહેશે કે મારી કંમર પથરની અથવા તો લોઢાંની છે કે એ પ્રમાણે સરખી રહી છે.'' સીનદુખતને તે (રોદાબે)ના દુખથી આરામ હતો નહી. તેનો ફીકકો ચેહેરો જોઇને તે રડતી હતી. જ્યાં સુધી તેનો છુટવાનો વખત નજદીક આવ્યો ત્યાં સુધી તેણી ઉંઘ અને આરામને માટે હાજતમંદ રહેતી હતી. જ્યારે ભારને ખાલી કરવાનો અને ઉજાગરામાંથી તનને આશાયશ આપવાનો વખત નજદીક આવ્યો ત્યારે એક દીવસે એવું બન્યું કે તેણી બેસુધ થઇ ગઇ, તેથી દસતાન (જાલ)ના દીવાનખાનામાંથી રૂદનના સાહાડ નીકલ્યા. સીનદુખતને એ ખબર થઇ ત્યારે તેણીએ પોતાનો ચેહેરો કુમલાવી નાખ્યો અને કસતુરીના જેવો સોહડમ ધરાવનારા કાલા બાલોને પીખી કાઢયા. તેવામાં દસતાનને એ ખબર પોહોંચી કે તે સીધ્ધાં સરોવરના પાતરાં કરમાઇ ગયાં છે. ત્યારે જાલેજરે પોતાના આંસુથી ભરેલા ગાલો સાથે અને ઘાહેલ થયલાં જીગર સાથે તે રોડાબેની ઉપર પોતાનું માથું ટેકવ્યું, તેણે પોતાના બાલ પીખીયા અને હાથોને ઘાહેલ કીધા અને ગમગીનીથી એક છાકટની માફકનો બન્યો. તે મેહેલમાના તમામ નોકરોએ પોતાના બાલ પીખી કાઢયા. તેઓએ પોતાના માથાં અને બાલ ખુલ્લા કીધા અને ચેહેરાને આંસુથી ભીજવ્યા. તે વખતે જાલે પોતાના દીલ સાથે એક વીચાર કીધો અને તે વીચારથી તેનું દુખ દુર થઇ ગયું. તેને સીમુર્ગના પીછાંની યાદ આવી અને તેથી તેણે હસીને એ ખુશ ખબર સીનદુખતને આપી. તે એક અફરગાનીસું લાવ્યો અને તેમાં આતશને રોશન કીધા પછી તેમાં તે સીમુર્ગના પીછાંમાંથી એક ટુકડો બાલ્યો. તેજ પળે હવા કાલી થઇ રહી અને તે તાબેદાર મુર્ગ તે મોતી (વરસાદના ટીપાં) કે જે જાનને આરામ આપનારાં હોય છે તેવાં મોતીના વરસાવનારાં વાદલની માફક દેખાયું. તે મુબારક સગનવાલું અને જેહાનને પસંદ પડેલું પક્ષી જાલની નજદીક જડપથી

આવી ઉભું. જાલે તેની પુશકલ વખાન કીધી તથા તેને નમન કીધું અને લાંબો વખત સુધી તેની તારીફ ગાઇ. સીમુર્ગે પુછ્યું કે "તું એ ગમ શાને માટે કરે છે? તથા તારી શીંહના જેવી આંખોમાં આસું શાને માટે છે? આએ માહાતાબ જેવો ચેહેરો ધરાવનાર રૂપેરી સરોવરથી હમણા એક નામ સોધનારૂં નાનું બાળક જન્મશે કે જેના પગની ખાક શીંહ ચુમશે અને તેની આગળથી તે પોતાનું સર લેઇ જવાને (જીવતો જવાને) સામર્થવાન થશે નહી. તેના અવાજથીજ લડાયક ચીત્તાનું ચામડું ચાકચાક થશે અને તેના બે પંજા (પોતાની) જગ્યાએ રેહેશે નહી. દરેક પેહેલવાન તેના ગુરજનો અવાજ સમજશે તથા તેની છાતી, બાજુ અને ગરદન જોશે કે તે અવાજથીજ તે એક ગમ શીકરઇ જશે અને તે જંગી મરદનું દીલ તેના પોલાદ (ના ગુરજ) નો જરબ ચાખશે. તે વીચારમાં અને અક્કલ ધરાવવામાં પથરના જેવા સામ માફકનો થશે અને ગુસ્સામાં તે એક જનુની શીંહ બનશે. તેનું કદ સરોવરના જેવું અને જોર હાથીના જેવું થશે. તે પોતાના આંગળાં વડે પથરને બે માઇલ સુધી દુર ફેંકશે. તે જેહાનની અંદર નેકીના પોહોંચાડનાર દાદારના હોકમ શીવાય બીજી રાહા ઉપર ચાલશે નહી. તેના માણુસાઇ માર્ગ ઉપર ચાલવાથી તુંને તેનાથી ઘણીજ ખુશાલી ઉપજશે. એક ચાલતું ખંજર અને જાદુથી માહીતગાર એક હુશીયાર શખ્સને તું લેઇ આવ. ૧ પેહેલાં આએ માહાતાબને દારૂથી મસ્ત બનાવ અને તેના દીલમાનાં વીચાર અને ફીકરને દુર કર. તે હુશીયાર દીલનો શખ્સ જેવું જાદુ કરશે કે તેણીના પેટમાંથી બચાંને બાહાર આવેલું જોશે. તે સીધા સરોવરની (પેટની) ખાલી જગ્યા તે ચીડી કાઢશે (તોપણ) તેણીને તેનું દુખ માલમ પડશે નહી. તેમાથી તે શખ્શ તે શીંહના જેવા બચ્ચાંને બાહાર કાઢશે અને તે માહાતાબની છાતીમાંથી લોહી બાહાર નીકળશે. પછી જે ચીરી કાઢેલી જગ્યા હશે તેને તે સીવી નાંખશે. તેટલા માટે તારાં દીલની બીહીક, ગમ અને ધાસ્તી તું દુર

---

૧ આગલા વખતના વૈદો જાદુપાલાથી તેમજ મંત્રથી પણ સારૂં કરતા હતા એમ વંદીદાદ અને અરદીબેહેશત યશ્ત ઉપરથી જણાય છે.

કર. પછી જે પાલો હું ફરમાઉં છું તેને તું દુધ અને કસતુરી સાથે છુંડજે અને તે ત્રણે ચીજોને છાયામાં સુકવજે. પછી તે તેના ઘાહ ઉપર ચોપડજે. તેથી તું તેણીને થોડા વખતમાં સાજી થયલી જોશે ત્યાર પછી મારી પાંખનું એક પીછ તું તે ઉપર ઘસજે કે જેથી તેણી ઉપર મારા ખોરેહનો છાયો મુબારક થાય. માટે તું એ વાતથી ખુસાલ રેહેજે અને પરવરદેગારની નજદીક બંદગી કરવાને ગુંતાજે. તે પરવરદેગારે તુંને આએ પાદશાહી ઝાડ આપ્યું છે કે જે (ઝાડ) દરરોજ નદેસરથી તારાં નસીબનો અજબ જેવો વધારો કરશે. તું એ બાબદમાં તારાં દીલને જરા પણ ગમગીન કરતો ના, કારણ કે એ તો ઝાડની ફળવંત સાખ તારે માટે તૈયાર થઇ છે." એટલું કહીને તેણે પોતાની પાંખનું એક પીછ તોડીને ફેંકયું અને ઉંચે ઉડી ગયું. જાલે જઇને તેનું પીછું ઉચકી લીધું અને તેણે (પક્ષીએ) જે અજબ જેવી વાત કહી હતી તે પ્રમાણે કીધું. એ બાબદ જોવાને જેહાનના લોકોનો એક ભાગ ભેગો મલ્યો હતો. તમામ હલકી પદવી ધરાવનારા શખ્સોથી તે બુજોર્ગો સુધી સઘળાઓની આંખ આંસુથી ભરાઇ ગયલી જણાતી હતી. સીનદુખત પણ આંખમાંથી આંસુઓ વરસાવતી હતી અને ઇચ્છતી હતી કે કયારે તે બાલક તેના પેટમાંથી બાહાર આવે. એક થરેલ હાથનો મોબેદ ત્યાં આવી લાગ્યો અને તેણે તે માહાતાબ જેવી ઓરતને દારૂથી મસ્ત કીધી. તેણે તે માહતાબનું પેટ કાંઇ પણ દુખ કીધા વગર ચીરયું અને તે રસ્તેથી તે બાળકનું માથું બાહાર કાઢયું. તેણે તેને કાંઇ પણ નુકશાન પુગાડયા વગર એવી રીતે બાહાર કાઢયું કે એવો અજબ જેવો બનાવ જેહાનમાં કોઇએ જોયો હતો નહી. તે બચ્ચું એક શીહની માફકનું પેહેલવાન જેવું હતું કે જે કદમાં ઉંચું અને દેખાવમાં ખુબસુરત હતું. તેના માથાનાં તમામ બાલ રાતા અને તેનો ચેહેરો લોહીના જેવો હતો. તે એક પ્રકાશીત સુરજની માફક બાહાર આવ્યો. તે જન્મયો ત્યારે તેના બે હાથો લોહીથી ભરેલા હતા. એવી રીતનું જન્મેલું બચ્ચું કોઇને યાદ હતું નહી. તેનાથી મરદો તથા ઓરતો અજબ થતાં હતાં કારણ કે આવાં હાથી જેવાં બચ્ચાં વીશે કોઇએ પણ સમજયું હતું નહી. તે માતા

રાત અને દાહાડો દારૂની કેફમાં સુતેલી રેહેતી હતી. તેણી દારૂથીજ સુતેલી હતી નહી પણ તેના દીલમાંથી સુધ્ધી પણ જતી રહી હતી. તેની જખમવાલી જગ્યા (પાછી) સીવી લેવામાં આવી હતી અને તેના સઘલાં દુખને દારૂથી અટકાવેલું રાખ્યું હતું. જ્યારે તે સંરોવર જેવી ઓરત ઉંઘમાંથી બીદાર થઇ ત્યારે તેણીએ સીનદુખતની સાથે વાત કરવાને માટે હોટ ખોલ્યા. આથી તેણીને સુના અને મોતીથી વધાવી લેવામાં આવી અને પરવરદેગારના શુકરાના કરવામાં આવ્યા. તે બાળક કે જે આસમાનની માફક પ્રકાશતું હતું તેને તેની આગળ લાવવામાં આવ્યું. તું કેહેશે કે તે બાલક એક દાહાડામાં એક વરસના જેવું થયું હતું. જાણે તે એક દાડમનું પુલ યા ગુલ મોહુરનીજ એક કળી હતી. તે સીધ્ધું સરોવર તે બાળકને જોઇને હસીયું. તેણીએ તેનામાં પાદશાહી ખોરેહ જોયું. જયારે તેણે તે વાહાલું બાળક કે જે તેના દીલમાં એક મોટો ભાર સમાન હતું તેને તનથી છુટું થયલું જોયું ત્યારે તેણી બોલી કે "હુ (હવે) છુટી છું. મારા ગમનો છેડો આવ્યો છે" આથી તે બાળકનું નામ રુસ્તમ[૧] આપ્યું. તેનાથી જાલ અને સીનદુખત ખુશી થયાં અને તેઓએ ડાહયા પુરૂષોને બોલાવી મંગાવ્યા. એક પેહેલવાનના જેવો પાદશાહ (રૂસતમ) કે જેને રેસમની અંદર સીવી લીધો હતો તે દુધ વગર ઉછરેલા શીંહ (જાલ) ની કેડ ઉપર ચઢેલો હતો, જે (બાળક) ની સાથે (જાલના) ભુરા બાલ ભેલાઇ ગયા હતા. તેના ચેહેરા ઉપર ગોયા સુક્કર સેતારો કે ખોરશેદ પાડેલો હતો (યાને તેનો ચેહેરો તેવો લાગતો હતો.) તેની બાજુ બાધુર અઝદાહના જેવી અને તેની હઠેલી શીંહના પંજાના જેવી હતી. તેણે ચપળતાઇ સાથે ભાલો પકડેલો

---

૧ પેહેલવીમાં એને 'રૂતસતામ' કહયો છે. બુનદેહેસમાં (બાબ ૩૧ ફ૦ ૧૪) માં જાલથી બે બેટા જનમેલાં જણાવ્યા છે તેમાં એક રૂતસતામ (રૂસતમ) અને બીજો હુજવાર (જવારેહ) હતો. 'અઇ યાદગારે જરીરાન' નામની કેતાબમાં રૂસતમને સીસ્તાનના પાદશાહ તરીકે જણાવ્યો છે જેણે 'ફ્રીઆવ' તથા 'જાબુલસ્તાન' શેહેરોની સ્થાપના કીધી હતી. રૂસતમનું નામ કે તેને વીશેનું કાંઇપણ વર્ણન અવસ્તામાંથી મલતું નથી. ફકત બુન્દેહેશ અને અઇયાદગારે જરીરાનમાંથીજ તેનું નામ મલે છે.

હતો. તેના એક હાથમાં ગુરજ અને બીજા હાથમાં લગામ હતી. તેને તેજ વખતે બહુ રંગના ઘોડા ઉપર બેસાડવામાં આવ્યો અને વળી તેની આસપાસ કેટલાએક ચાકરો ઉભા રહ્યા. જે કાંઇ બજાવવું જોઇતું હતું તે પ્રમાણે તમામ કામ પુરૂ થયું ત્યારે જડપ ચાલના એક ઉંટ સવારને ત્યાંથી દોડાવવામાં આવ્યો. તે (ઉંટ) ના ઉપર તેના હોકમ પ્રમાણે દીરમો ભરવામાં આવ્યા. પછી તેની પાસેથી પેલા જાલેજરના રૂસતમનું એક ચીત્ર પોતાના પાદશાહી બાપ (સામ) ઉપર તેણે મોકલ્યું. બાગની અંદર જશન કરવામાં આવ્યું અને કાબુલસ્તાનથી તે જાબુલસ્તાન સુધીના તમામ જંગલો દારૂ સાથના અને વાજીંત્રોના સહાડવાલાં બની રહ્યા હતા. દરેક ખુને સેંકડો મીજલસો તૈયાર કરવામાં આવી હતી. એ બાબદથી મેહેરાબ પણ કાબુલની અંદર ઘણોજ ખુશી થયો અને એ ખુશ ખબરથી તેણે દરવેશો વચે દીનાર વેહેંચ્યા હતા. જાબુલસ્તાનના એક છેડાથી તે બીજા છેડા સુધી તમામ જગ્યાએ ગાયન ગાનારી ઓરતો બેઠી હતી. તે વખતે મોટી પદવીવાલાઓ નાહાનાઓથી ચઢતા ગણાતા હતા નહી. તેઓ (કાપડમાંના) આડા અને ઉભા દોરાઓની માફક ભેલાઇને બેઠા હતા. પછી તે દુધ ધાવતા રૂસ્તમનું ચીત્ર તે (કાસદ) એ સામે સવારની આગળ લેઇ ગયા. તે કાશદે તે (ચીત્ર) સામની આગળ મુકયું અને તે જોઇ તે ઘણો હરખમાં તથા ખુશાલીમાં આવી ગયો. સામ પેહેલવાનના બાલ (ખુશાલીથી) ઉભા થયા અને બોલ્યો કે "એ રેશમી કપડાં ઉપરનો ચીતાર મારી સામે ઓલવાયલો રહેશે. અગરજો આએ ચીત્રથી તેનું શરીર અરધું પણ હશે તો પણ તેના માથા ઉપર વાદલ છાયદો કરશે (યાને તેનું માથું વાદલને પુગશે) અને તેના કપડાંનો છેડો જમીન ઉપર લાગશે." ત્યાર પછી તેણે તે કાસદને પોતાની આગળ બોલાવ્યો અને તેની આગળ (બખશેશ તરીકે) પૈસાનો ઢગલો કીધો કે જે ઢગલો તેના પગથી તે માથાં સુધી પુગ્યો. તેણે એક જશનની તૈયારી કીધી કે જે જશનની જગ્યામાં જાણે ખોરશેદ અને માહાતાબ પણ હાજર થયા હતા. દરબારમાંથી ખુશાલી ભરેલા ઢોલોના અવાજ નીકલ્યા અને તેણે તે દીવાનખાનાને મરઘાની

આંખની માફક સંગારીયું. તેણે સગસાર તથા માજનદરાનના એક છેડાથી તે બીજા છેડા સુધી હોકમ ફરમાવ્યો કે "દારૂ મંગાવો અને રામશગરોને બોલાવો અને માંગનારા દરવીશોને પૈસાથી નવાજો. એવી રીતના કામ સાથે જ્યારે એક અઠવાડીયું વહી ગયું ત્યારે તે નામદારે એક નવીસંદાને (તેડીને) બેસાડયો. પછી તે જાલના નામાનો જવાબ લખ્યો જેની અંદર અજબ જેવા મુબારક સખુનો લખ્યા. ૧ પેહલવેહેલાં તેણે પરવરદેગારની અને ખુશાલી ભરેલા ફરતા જમાનાની તારીફ કીધી. ત્યાર બાદ તેણે જાલની કે જે શમશેર અને ગુરજનો સાહેબ છે તેની તારીફ કીધી. પછી તેણે રેશમી કપડાં ઉપરના ચીત્ર કે જે પેહેલવાની ગરદનવાલું તથા પાદશાહી દમામવાલુ હતું તેને વિષે લખવા માડયું. તેણે જાલને ફરમાવ્યું કે "તે (રૂસતમ)ને એવી રીતે પ્યાર સાથે રાખજે કે તેના એક દમને પણ નુકશાન પુગે નહી. હું રાત અને દીવસ જેહાંનના પેદા કરનાર આગળ છુપી રીતે એવી દુવા કરૂં છું કે મારી આંખ મારી રસમ પ્રમાણે ચાલનારા તું બેટાના બેટા (રૂસતમ)ને જીવતો જોય. હવે તારી તેમજ મારી પીઠ સીધી થઇ છે (યાને એ બચ્ચાંથી આપણુને ટેકો થયો છે) તેથી આપણુને તેનીજ જીંદગી લાંબી ચાહયા શીવાય બીજું કાંઇ કરવું નહી જોઇએ." તે કાસદ જડપથી ફુકતા પવનની માફક રોશન દીલના તથા ખુશાલી ભરેલા જાલની નજદીક આવ્યો. જ્યારે જાલે આએ પ્યારા સખુનો સાંભલ્યા ત્યારે તેનું રોશન રવાન તેના ભેજામાં આવ્યું. તે સામની ખુશાલીથી તેની ખુશાલીમાં વધારો થયો અને તેણે બલુ આસમાન તરફ પોતાની ગરદન (બંદગી કરવાને) ઉંચી કીધી. એ રીતે તેના માથાં ઉપરથી જેહાન ફરી અને જે ભરમો છુપા હતા તે ખુલ્લા થયા. રૂસતમને એવી ધવાડનારી દાઇ ૨ આપ-

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

૨ સર જોન માલકમ એ બાબે કહે છે કે:—

Seven nurses were assigned for his support, but proved insufficient: and, indeed, nearly as many sheep were soon required for his daily sustenance.

વામાં આવી હતી કે જેણીથી તે પ્યારો શીંહ ધરાયલો રેહેતો હતો. જ્યારે તે દુધ છોડીને ખાવા લાગ્યો ત્યારથી તેને ગોસ્ત અને નાનથી ઉધારવામાં આવ્યો. તેનો ખોરાક પાંચ માણસના જેટલો હતો. આવી રીતના તેના ઉધરભાવથી માણસો અજબ રેહેતા હતા. જ્યારે રૂસતમ આંઠ વરસની ઉંચાઇએ પુગ્યો ત્યારે તે ઉંચા સરોવર જેવો બન્યો હતો. એવું થયું કે તેના ગાલ સેતારા (ની માફક દીપતા) થયા અને જેહાન તે સેતારાને જોનારી થઇ. તું કહેશે કે તે ઉંચાઇમાં અક્કલમાં, દેખાવમાં અને વીચારમાં સામ પેહેલવાનનીજ જગ્યા રાખનાર છે. તેને હુનર શીખવનાર, તેનો બાપ કે જે પોતે જમાનાથી તેનો સાથી રેહેતો હતો, તેજ હતો. જ્યારે જોરાવર સામને ખબર મલી કે દસ્તાનનો બેટો શીંહના જેવો બન્યો છે અને જેહાનની અંદર કોઇ પણ છોકરો તેની બરોબરી કરી શકતો નથી અને તેના જેવો શેરમર્દ અને પેહેલવાન કોઇએ જોયો નથી ત્યારે તે સામનું દીલ હરખથી ઉછલવા લાગ્યું. તેથી તેને તે છોકરાનો ચેહેરો જોવાની ઇચ્છા થઇ.

## સામ રૂસતમને જોવાને માટે આવ્યો તે વીશે.

જ્યારે સામની મોહોબત દસ્તાનના બેટા તરફ ખેંચઇ ત્યારે તેણે લશકરને જાબુલસ્તાન તરફ દોરવ્યું. તે ખબર જેવી જાલને મલી તેવાંજ તેણે ઢોલોને (હાથી) ઉપર બંધાવ્યાં અને લશકરથી જમીન સીસમના જેવી કાલી થઇ રહી. તેણે પોતાના લશકરને લશકરના વડા સરદારને સોંફ્યું અને તે અનુભવી માણસોને પોતાની સાથે લેઇને ગયો. તેણે પોતાની સાથે પેહેલવાનોને અને કાબુલના પાદશાહ મેહેરાબને લેઇને તેને સાંમ્એ લેવા જવાનો વીચાર કીધો. તેણે દારૂની જામ ઉપર મોહોર (સીલ) કીધી (યાને દારૂ પીવાનો બંધ કીધો) અને લોકોનો પોકાર ઉઠાવ્યો. દરેક બાજુએ આપ, રાખ અને જા નો પોકાર થઇ રહયો. એક લશકર કે જે એક પાહાડથી બીજા પાહાડ સુધી (પુગી વળે એટલાં) માણસોનું હતું તેઓની ઢાલ એકમેક સાથે વણાઇ જવાથી લાલ અને પીલો રંગ થઇ રહયો હતો. અરબી ઘોડાઓના પોકારનો અવાજ ઘણા માઇલો સુધી જતો હતો.

એક જોરાવર હાથીને સંગારવામાં આવ્યો અને તેની ઉપર એક સુનાનું તખત મુકવામાં આવ્યું. તે સુનેરી તખત ઉપર જાલનો બેટો (રૂસતમ) સરોવર જેવાં કદ, ખભાં અને ગરદન સાથે બેઠો. તેના સર ઉપર તાજ હતું અને કંમરે કંમરબંધ હતો. તેની નજદીકમાં ઢાલ હતી અને હાથમાં તીર અને કમાન હતાં. મેહેરાબ અને જાલ તે હાથીની આગળ ચાલતા હતા. ધુલારૂ ઉડવાથી આ જેહાન લીલા રંગની બની ગઇ હતી. જાલના રૂસતમનો ચેહેરો કે જે ઉંચાઇએથી આફતાબની માફક દીપતો હતો તેને ત્યાંથી ફેરવવામા આવ્યો. જ્યારે સામ પેહેલવાને રૂસતમને દુરથી જોયો ત્યારે તેણે લશકરને બે બાજુએ સફ સમારીને ઉભું રાખ્યું. મેહેરાબ અને જાલ તથા પુશકલ વર્ષ ખાધેલા બુઢાઓ કે જેઓ ત્યાં હતા તેઓ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા. તે સઘળાઓએ પોતાના સર જમીન ઉપર મુકયાં અને સામની ઉપર દુવા કીધી. જ્યારે તેણે તે બાળકની ગરદન અને ખભાં જોયાં ત્યારે તેના ગોલાબ જેવા ચેહેરાથી સામ અચરત થયો. તેણે જ્યારે તેને હાથી ઉપર શેરનાં બચ્ચાંની માફક બેઠેલો દીઠો ત્યારે તે હસીયો અને ખુશાલીથી તેનું દીલ ઉછળવા લાગ્યું. રૂસતમના રખેવાલો એવા વીચારના અને કામના કરનારા હતા કે જ્યારે સરફરાજ સામ પેહેલવાન નજદીક આવી લાગ્યો ત્યારે તેઓ તેને એવી રીતે હાથી સાથે તેની આગળ લાવ્યા કે જેઓ તે (રૂસતમ)નો ચેહેરો જોતા તેઓ તેનાથી અજબ થતા હતા. દલેર સામે તેની તારીફ કીધી કે "ઓ બરોબરીઆ વગરના શીંહ! તું ઘણું સુખી જીવજે. ઓ હીમતવાન! ઓ પેહેલવાન! ઓ શીંહ જેવા જાલના બેટા! તું સર અફરાજ રેહેજે. તારો સેતારો બુલંદી ઉપર ચઢજો. જેહાનની અંદર તારી તારીફ થાય છે તે પુરતી છે. તારા જેવો કોઇ પણ (ખોદાના) ભરમમાંથી બાહેર આવ્યો નથી (યાને જન્મયો નથી). અજબ જેવું તો એ હતું કે રૂસતમે તેના તખતને બોસો લીધો અને પોતાના બપાવાની એક નવી રીતે તારીફ કીધી. જાલના બેટાએ જ્યારે સામને હાથીની ઉપર (જોરાવર) ખભાં અને ગરદન સાથે જોયો ત્યારે તે આ પ્રમાણે બોલ્યો કે "ઓ જેહાનના પેહેલ-

ધાન! તું ખુશાલ રહેજે. હું તારા કુટુંબની એક ડાંખળી છું, તું તેનું થડ કાયમ રેહેજે. સામ પેહેલવાનનો હું એક ગોલામ છું. મને (તેની ખીદમતમાં) ખાવું, સુવું અને આરામ લેવો ઘટતો નથી. વળી હું ઘોડો, જીન, બખતર અને લોઢાની ટોપી માંગું છું. વળી તીર અને નાવક [1] મલવાથી હું તુને દુવા દેવશ. સૌથી ચઢતા ખોદાના હોકમથી હુ દુશમનોના સરને મારા પગ તલે કચડશ. જેવો તું ચેહરો ધરાવે છે તેવોજ હુ ચેહેરો ધરાઉ છું અને વળી તારીજ માફક હું હીંમત ધરાઉ છું." ત્યાર પછી તે જોરાવર હાથી ઉપરથી તે પેહેલવાન (સામ) નીચે ઉતર્યો અને તેનો હાથ હાથમાં ધર્યો. તેણે તેના કપાલ અને આંખને એટલા તો બોસા લીધા કે જેથી હાથીઓ અને ઢોલ વજાડનારાઓ પણ પોતાની જગ્યાએ થાકી ગયા. ત્યાર પછી તેઓ મેહેલ તરફ ગયા અને આખે રસ્તે તેઓ ખુશાલી ભરેલા અને વાતચીત કરતા ચાલવા લાગ્યા. તમામ મેહેલની અંદર સુનેરી તખતો મુકેલાં હતાં. તેઓ ત્યાં બેસતા, ખાતા પીતા અને મજાહ કરતા હતા. એ બાબદને એક મહીનો વહી ગયો પણ તેઓ દુખ સાથે (લડાઇ કરવાને) કદી પણ કંમર બાધતા હતા નહી. દરેક જન વાજીંત્રના અવાજ વચે જમતા હતા અને દરેક જન ખુશાલી સાથે ગાયનમાંજ વાત કરતા હતા. એક ખુનામાંના તખત ઉપર દસ્તાન બેસ્તો હતો અને બીજાં ખુનામાં રૂસતમ હાથમાં ગુરજ ધરી બેસ્તો હતો. તેઓની સામે જેહાનને ખોલ્લી કરનાર સામ કે જેના તાજમાં હોમા પક્ષીનું પીછ લટકતું રેહેતું હતું તે બેસતો હતો. તે રૂસતમથી એ પ્રમાણે અચરત થયા કરતો હતો તથા તેની બાજુ, ગરદન, પીઠ, હાંથ, કલમના જેવી કમંર, સીનો અને પોહોલી છાતી જોઇ હર પળે તે ખોદાને યાદ કરતો હતો. તેની બે જાંગ જોરાવર ઉંટની ટાંગ જેવી હતી. તેનું દીલ શીંહના જેવું અને કૌવત બબર અને વાઘના જેવું હતું. પછી તેણે જાલને તેજ વખતે કહયું કે "જો તું મને સો પેહેડી સુધીના નામ પુછશે તો તે (રૂસતમ) ના જેવો કોઇ પણ (થઇ ગયલો) મને યાદ નથી કે જેને જેમ આએ બાળકને

---

1. 'નાવક' એ પક્ષીને મારવાના એક જાતના તીરનું નામ છે.

નેક ઉપાયો કામે લગાડી પેટમાંથી બાહાર કાઢયો હતો તેમ કાઢયું હોય. તે સીમુર્ગ કે જેને દાહાડે એ ઉપાયો દેખાડયા હતા તેના ઉપર હજારો દુવા હોજો. આએ તેના ખુબસુરત ચેહેરા સાથે અને આએ તેની ગરદનના ભપકા સાથે આ દુન્યાની અંદર કોઇ પણ તેની બરોબરી કરી શકે નહી. આએ ખુશાલીને માટે હમણા આપણે દારૂ પીએ અને દારૂથી જીવના ગમને દુર કરીએ. કારણ કે દુન્યા ત્રણ પાંચ દીવસની છે અને તેની રાહારીતી જુની થાય છે કે બીજી નવી દાખલ થાય છે." તેઓએ દારૂ ઉપર હાથ લંબાવ્યો અને તેથી તેઓ મસ્ત થયા. તેઓ સપેહસાલાર સામની યાદ લેઇ પછી દસ્તાનની લેતા હતા. મેહેરાબે એટલો તો દારૂ પીધો કે જેથી તેણે પોતાના શીવાય બીજા કોઇને (જેહાનમાં) બરોબરયો જોયો નહી. તે બોલ્યો કે "હું જાલેજરની, સામની કે તાજ અને દમામવાલા પાદશાહની દરકાર કરતો નથી. જ્યાં હું તથા રૂસતમ તથા તેના ભુરા રંગના ઘોડા અને તલવાર હોઇશું ત્યાં હમારી ઉપર વાદળ પણ પોતાનો છાયો કરવાની તાકાત ધરાવશે નહી. હું ઝોહાકની રસમને પાછી સજીવન કરશ અને મારા પગની નીચેની ખાકને સુધ કસતુરી જેવી બનાવશ. હું તેને માટે હવે હથીયારો બનાવશ." એ પ્રમાણે તે ખુશ મીજાજથી બોલ્યો. આથી જાલ અને સામના હોટ હસતા બન્યા અને મેહેરાબના એમ બોલવાથી તેઓ ઘણા ખુશી થયા. તે મહીનાને છેડે સામ નરીમાને એક સહવારે પરોઢીયામાં પોતાની મુબારક રાજધાની તરફ ચાલુ મુકયું. જ્યારે તેનું લશકર જાબુલના દરવાજા સુધી આવી પુગ્યું ત્યારે જાલેજર તેના બાપની સાથે થોડી મંજલ તેને વળાવવાને માટે ગયો, રૂસતમ પણ દલગીરી સાથે પોતાના બપાવાને વળાવવાને માટે એક હાથી ઉપર બેસીને ગયો. સામ નરીમાને (છુટા પડતાં) પોતાના પાપનને આંસુથી ભર્યાં કારણ કે તેની ઉમરે તેના આફતાબ (જેવા ચેહેરા) ને પીલો બનાવ્યો હતો.[1] તેણે જાલને કહયું કે "ઓ બેટા! ધ્યાન રાખજે અને ખોદાના ફરમાનથી ઉલટો ના જતો. પાદશાહોના હોકમ ઉઠાવવાને તું તારાં

---

1 એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

દીલને તૈયાર રાખજે અને માલ મીલકતના કરતાં અક્કલને પસંદ કરજે. તમામ દીવસો સુધી ખુસાલી સાથે ખોદાની રાહ ઉપર ચાલજે' આએ ધ્યાન રાખજે કે જેહાન કોઇ ઉપર પાધરી રેહેતી નથી. તેમાનો તું પણ એક જાહેર તેમજ છુપો શખ્સ છે. મારી શીખામણ ઉપર તું ચાલજે અને તેથી ફરતો ના. સચાઇના રસ્તા શીવાય આએ જમીનની ઉપર (બીજે રસ્તે) ચાલતો ના. મને મારાં દીલમાં એવો વિચાર આવે છે કે હવે મારો વખત ઘણો થોડો બાકી રહયો છે." પછી તેણે તે બે ફરજંદો (જાલ અને રૂસતમ) ને ત્યાંથી વીદાય કીધાં અને બોલ્યો કે "આએ શીખામણને તમો છુપાવતા ના (યાને તેથી ઉલટા ચાલતા ના)." જાબુલની દરગાહવાલી છાવણીમાંથી હાથીઓ ઉપરના નગારાં વાગવા લાગ્યા. તે પેહેલવાન ખાવરના મુલક તરફ જવા નીકલ્યો. તેની જબાંન ઉલટ ભર્યાં વચણો બોલતી હતી અને તેનું દીલ (ગમને લીધે અંદરખાનેથી) લડાઇ કરતું હતું. તેના બે ફરજંદો પણ આંસુથી ભીજાયલા ગાલો સાથે અને શીખામણોથી ભરેલા દીલ સાથે તેની સાથે ગયાં. તેઓ તેની સાથે ત્રણ દીવસના રસ્તા સુધી ગયા અને ત્યારબાદ તેઓ ત્યાંથી પાછા ફર્યાં. પછી પેહેલવાન સામ પોતાની લાંબી મુસાફરી ઉપર આગળ વધ્યો. પેલી તરફ પેહેલવાન જાલે તે રસ્તા ઉપરથી પોતાના લશકરને સીસતાન તરફ પાછી કુચ કરાવી. તોપણ તે (જાલ) ખુશાલીનીજ રાહરીતી ઉપર હતો. જાણે કે હજી સુધી ખુશાલીનુંજ કામ તેને ઘટતું હતું. તે શીંહ બચ્ચો રાત અને દીવસ રૂસતમની સાથે ખુશાલી પાળતો હતો અને દારૂ પીતો હતો.

## રૂસતમે સફેદ હાથીને માર્યો તે વીશે.

એક દાહાડે એવું બન્યું કે તેઓ બાગની અંદર દોસ્તદારોની સાથે દારૂ પીતા હતા. તેઓના દીલ ગાયનના ઉંચાં અને નીચાં સુર પોકારતાં હતાં અને (એ પ્રમાણે) તે નામદારો ભેગા મલી ખુશાલી ભોગવતા હતા. જ્યાં સુધી તેઓ મસ્ત બન્યા ત્યાં સુધી તેઓએ બીલોરી જામની અંદર લાલ શરાબ પીયા કીધો. પછી જાલેજરે પોતાના બેટાને એ પ્રમાણે કહયું કે, "ઓ મારા ખોર-

શેરના જેવા ખોરેહવાલા બેટા! જે શખસો ગરદનના ઉંચાવનાર (બાધુરો) હોય તેવા બાધુરોને તું ખેલાત અને સામન સાથના ઘોડા બક્ષ." જ્યારે રૂસતમે પોતાના બાપના એ સખુનો સમજ્યા ત્યારે જે નામદારો ત્યાં ભેગા થયા હતા, તેઓને તેણે ઘણો માલ આપીઓ અને હાથીઓ તથા સાજ સાથના ઘોડાઓ બક્ષ્યા. ત્યાર પછી તેણે તે અંજુમન બરખાસ્ત કીધી. ઘણાઓએ નહી ઉંચકાય એટલો બધો માલ મેલવ્યો હતો. પછી જેમ તેનો કાયદો અને આદત હતી તેમ તે પેહેલવાન (રૂસતમ) પોતાના સુવાના મકાન તરફ ગયો. તે તેહેમતન દારૂથી ફરતાં માથાં સાથે પોતાની સુવાની જગ્યાએ ભપકા સાથે ગયો. જ્યારે તેનું મગજ ઉંઘમાં પડેલું હતું ત્યારે બારીમાંથી પોકારના અવાજો સંભલાયા કે "પેહેલવાન (જાલ) નો સફેદ હાથી બંદમાંથી છુટો થયો છે અને માણસોને નુકશાન પુગાડે છે તથા તે મોહોલામાં અને રસ્તામાં જોરથી દોડે છે." જ્યારે તે હાથીની મસ્તીને લીધે આટલો બધો પોકાર ઉઠી રહેલો તેણે જોયો ત્યારે તે તેહેમતન[૧] (રૂસતમ) પવનની જડપે ઉંઘમાંથી ઉઠયો અને લોકોને (શું બન્યું છે તે) પુછયું. તેથી તેઓએ તેનો જવાબ દિધો. જ્યારે (હાથી છુંટયો છે) એવી રીતની વાત તેને કાને આવી ત્યારે તેની હીંમત અને પેહેલવાની ઉશકેરાઇ ગઇ. તેણે દોડતો જઇને પોતાના બપાવાનો ગુરજ ઉચકયો અને બાહાર નિકળીને તે તરફનો રસ્તો લીધો. જે શખ્સો તેની દરગાહમાં (ચાકરી) હતા તેઓ (હાથી) ના રસ્તા ઉપર એકઠા થયા હતા. જ્યારે તે દરબાનોના વડાએ તે પેહેલવાનને ત્યાં જોયો ત્યારે તેણે તેને (દરવાજો ઉઘાડીને) રસ્તો આપ્યો નહી. (તે બોલ્યો) કે "ઓ નામવર પેહેલવાન! એ હાથીની ફીકરને લીધે હું તારે માટે કેમ દરવાજો ઉઘાડું? રાત અંધારી છે અને તે હાથી સાંકલમાંથી છુટો થયો છે. (એ વખતે) તું બાહાર જાય તો તે કેમ પશંદ આવે?" તેના એમ કેહેવાથી તે તેહેમતન ગુસ્સે થયો અને તેના માથાં અને ગરદન ઉપર એક મુકી

---

૧ 'તેહેમતન' નો અર્થ પોલાદના શરીરનો થાય છે. એજ નામે રૂસતમને ઓલખવામાં આવ્યો છે.

મારી. તેજ વખતે તેનું ડોકું એક ઘડાની માફક બીજાઓની વચે જઇ પડયું. આથી તેઓ તે નામદારી ભરેલા પેહેલવાનની આગળથી નાહાસી ગયા. પછી તે પેહેલવાન દરવાજા આગળ ગયો અને પોતાના હાથો વડે જેમ ગમે તેમ ફટકા મારીને તેની સાંકલ અને બંદ તોડી નાખ્યા અને હાથમાં ગુરજ ધરીને તથા મગજમાં પવન ભરીને તે દરવાજામાંથી જડપે બાહાર પડયો. રૂસતમ તે ગાંદા હાથીની સામે નીલ નદીની માફક પોકાર કરતો ધસી ગયો. ત્યાં તેણે નજર ફેરવીને જોયું તો તેને તે પોકાર કરતો પાહાડ (યાને હાથી) જણાયો. તે પાહાડ જેવા હાથીની નિચેની જમીન પણ ધ્રુજી રહી હતી. તે હાથી આગળ નામદારો જેવાઓ લાચાર બન્યા હતા અને જેમ મેંઢું વરૂનો ચેહેરો જોય તેમ તેને જોતા હતા. પણ તે તેહેમતને એક શીંહની માફક પોકાર માર્યો અને તેનાથી બીધા વગર હીમતથી તેની આગળ ગયો. જેવો તે ઝનુની હાથીએ તેને જોયો તેવોજ તે એક પાહાડની માફક તેની તરફ દોડયો. તે તોફાની હાથીએ રૂસતમને નુકશાન પુગાડવાને પોતાની સુંઘ ઉંચી કીધી પણ તેહેમતને તેના માથા ઉપર ગુરજનો એક ફટકો માર્યો, જેથી તેની પાહાડ જેવી ઉંચાઇ વાંકી વળી ગઇ. તે હાથી તેના ઠાંભલા જેવા પગ ઉપર ધ્રુજવા પડયો અને જખમી થઇને એક કમાનની માફક ભોંય ઉપર પડયો. જેવો તે દોડતો હાથી નિચે પડયો, તેવોજ તેહેમતન પોતાની (સુવાની) જગ્યાએ જડપથી ગયો, અને જ્યાં સુધી સુરજ ઉગમન તરફથી એક પીયારી ઓરતના ચેહેરાની માફક બાહાર આવ્યો ત્યાં સુધી તે ઉંઘાઇ રહયો. હવે રૂશતમે શું કીધું તે બાબેની ખબર જાલને પડી. પેહેલવાન રૂસતમે તોફાની હાથી સાથે કેમ લડાઇ કીધી અને તેણે ગુરજના એક ફટકાથી તે હાથીની ગરદન ભાંજી નાખીને તેનું શરીર ધુલની અંદર લોટતું કીધું, એવી વાત જ્યારે તે પેહેલવાને સમજી, તથા તેની શરૂઆત કેમ થઇ અને સેવટ શું આવ્યું તે તેણે જાણ્યું, ત્યારે તેણે અફશોસ પોકારીઓ કે "આવો મસ્ત હાથી કે જે નીલ નદીની માફક પોકાર કરતો હતો અને તે મસ્ત હાથીએ ઘણી લડાઇઓમાં હુમલા કરતાં સેપાહીને સાફ કરી નાખી કચરઘાણ કીધો હતો ( તેને

એખલા રૂસતમે માર્યો.) અગરજો તે (હાથી) બીજી કેટલીક લડાઇ-ઓમાં ફતેહમંદ થતે તોપણુ નામવર રૂસતમ તેના કરતાં ભલો ગણાય." પછી જાલના ફરમાવ્યાથી રૂસતમ તેની આગળ આવ્યો અને તેણે તેની ગરદન, હાથ અને કપાલને ચુમી લીધી. પછી તેણે તેને કહ્યું કે "ઓ ચુંગાલ અજમાવેલા અને હીંમતવાન થયલા શેરનરના બચ્ચાં! તારા આવા બચપણનાં વખતમાં પણ તારા દમામ, મરદાનગી અને કદ આગળ તારો કોઇ હરીફ નથી. વળી તેથી વધારે એ કે જ્યારે તારો અવાજ વધારે મોટો થશે ત્યારે કોઇ પણ તારા હથીયારને તોડી શકશે નહી. હવે તું નરીમાનના લોહી (ના કીના) ને માટે તારી કંમર બાંધ અને સફેદ કીલ્લા [1] તરફ અરબી ઘોડા ઉપર સ્વાર થઇને જા. તે પાહાડની ટોંચ ઉપર એક પથ્થરનો કીલ્લો છે જે લોકોથી ઘણો દુર છે, પણ લીલોતરી અને પાણીથી ભરપુર છે. ત્યાં તું એક પાહાડને જોશે કે જેનું મઠાલું વાદલને લાગેલું છે, અને તેની ઉપરથી ઓકાબ પક્ષીપણ ઉડી શકતું નથી. તેની ઉંચાઇ ચાર ફરસંગની છે તેમજ તેની પોહોલાઇ પણ ચાર ફરસંગની છે, પણ તે લીલોતરી, પાણી, દીનાર અને સુનાથી ભરપુર છે. તેમાં પુશકલ માણુસો અને જાનવરો રહે છે. તથા ત્યાં પુશકલ ઝાડો અને અનાજના ખેતરો પણ છે. એવી રીતની જમીન કોઇએ જોઇ હશે નહી. પરવરદેગારે તે જમીનને તરેહવાર ધંધા અને કામવાલી અને તરેહવાર મેવાઓ ધરાવનારી પેદા કીધી છે. ત્યાં જવાને એક રસ્તો દરવાજા સાથનો બાંધેલો છે જે આસમાનની માફકનો ઉંચો છે. ફરીદુન પાદશાહના હોકમથી પેહેલવાન નરીમાન બીજા બાધુર પેહેલવાનોની સાથે ત્યાં લડાઇ કરવાને ગયો હતો. તે તે કીલ્લા નિચે જઇ લાગ્યો હતો પણ તેના નિચાનમાંથી કોઇપણ તે ઉંચી જગ્યાએ જઇ શકયું હતું નહી. નરીમાન ત્યાં રાત અને

---

[1] એ કીલ્લાના સફેદ દેખાવ ઉપરથી તેનુ નામ સફેદ કીલ્લો પાડયું હતું. તે કીલ્લો હજી પણ તેજ નામે ઓલખાય છે. એ કીલ્લો સીરાજ શેહેરના નૈરૂત્ય ખુનાએ તે શેહેરથી છોંતેર માઇલની વેગલાઇએ આવેલો છે. એ કીલ્લો એક ઉંચી અને ઉભી ટેકડી ઉપર બાંધવામાં આવ્યો છે.

દાહાડો લડાઈમાં રોકાયલો રહયો હતો. તે ઘડીકમાં ઉપાય કરતો હતો તો ઘડીકમાં કાંઇ યુક્તિ સોધતો હતો. એ પ્રમાણે તે એક વર્ષથી પણ વધારે તે લડાઇમાં ગુટાયલો રહયો હતો. પણ તે પેહેલવાન પોતે બાહાર હતો જ્યારે તેના દુશમનના સીપાઇઓ અંદર હતા. આખરે તેઓએ ઉપરથી એક પથરો ગબડાવ્યો હતો અને તે પેહેલવાન (નરીમાન) થી જેહાનને ખાલી કીધો હતી. આથી નામદાર પાદશાહ (ફરીદુન) આગળ તે લશકર પોતાના પેહેલવાન વગર પાછું ફર્યું હતું. જ્યારે બાધુર સામને એ ખબર પડી કે તે હીમતવાન શીંહ (નરીમાન) તે લડાઇથી ઘરાઇ ગયો છે (યાને ગુજરી ગયો છે,) ત્યારે તે પુશકલ રડીયો અને જારી કીધી. વખત જતાં તેનો રડવાનો પોકાર વધતો ગયો. તે એક અઠવાડીયું સુધી સોક અને દુખમાં રહયો. અઠવાડીયાની આખેરીએ તે પેહેલવાને લશકર એકઠું કીધું, અને તે તે કીલ્લાની દીવાલ સુધી ગયો. તેનું લશકર તે બ્યાબાનમાં જ્યાં ત્યાં પંઠરાઇ ગયું. ત્યાં તે ઘણા વર્ષો અને મહીનાઓ સુધી થોભ્યો પણ તે કીલ્લા તરફ જવાનો રસ્તો તેણે જાણ્યો નહીં. તે કીલ્લાના દરવાજામાંથી કોઇપણ બાહાર આવ્યું નહી યા બાહારથી અંદર ગયું નહી. જો કે મહીનાઓ અને વર્ષો થયાં ત્યાંના દરવાજા બંધ હતા તો પણ ત્યાંના માણસોને એક ઘાસના તનખલાંની પણ અગત્ય પડી નહી. આખેરે સામ નાઉમેદ થઇને પાછો ફર્યો અને તેના બાપના રવાનનો કીનો લેવાની ખાહેશ અધુરી રહી ગઇ. ઓ મારા બેટા! હવે તારે માટે એક યુક્તિ ભરેલો ઉપાય કરવાનો વખત આવ્યો છે. તેથી તું ખુસી ભરેલાં દિલથી અત્રેથી એક વંજાર સાથે જા, કે જેથી દરબાનો તુંને ઓલખે નહી. તું તારાં શરીરને સેપંદ પાહાડ તરફ લેઇ જા અને તે બદજાદોને મુલમાંથી ઉખેડી નાખ. કારણ કે હાલે કોઇ પણ તારૂં નામ જાણતું નથી. તેથી એ પ્રમાણે જતાં તારી ખાહેશ બર આવશે.''

રૂસતમે તેને જવાબ દિધો કે ''હું તારા હોકમને તાબે છું. એ દુખનો હું જલદીથી ઉપાય કરશ.'' જાલે તેને કહયું કે ''ઓ બેટા! તું હુશીયારી રાખજે અને જે કાંઇ હું તુંને કહુ છું તે ઉપર

ધ્યાન પુગાડજે. તું તારાં શરીર ઉપર એક વંજારાની માફકનો પોશાક પેહેર અને જંગલમાંથી ઉંટો મંગાવીને તેની એક વંજાર બનાવ. તે ઉંટો ઉપર ફકટ તું નીમખ લધાવજે અને એવી રીતે જજે કે કોઇ તુંને ઓલખે નહી. કારણ કે ત્યાં નીમખનાજ જઠઠાની અગત્ય છે અને તેઓ નીમખ કરતાં બીજી ચીજને કીંમતી ગણુતા નથી. જ્યારે તું મોટા કીલ્લાના દરવાજા આગળ આવશે ત્યારે તેઓ નીમખ વગરનો ખોરાક ખાતા હશે. તેથી આખરે જ્યારે તેઓ નીમખનો જઠઠો જોશે ત્યારે મોટા અને નાહાનાઓ તુંને સામે લેવા આવશે."

## રૂસતમ સેપંદ પાહાડ તરફ ગયો અને તેણે ત્યાંનો કીલ્લો જીતી લિધો તે વિષે.

જ્યારે રૂસતમે એવું સાંભલ્યું ત્યારે તેણે લડાઇને માટે જેમ ઘટે તેવાં કામની તૈયારી કીધી. તેણે નીમખના જઠઠાની નિચે ગુરજો છુપાવ્યા અને પછી તેણે પેહેલવાની ગરદન અને ખભાંને ઉંચા કીધાં. તેના સગાંઓમાંથી જે શખ્સો હુશીયાર અને પેહેલવાન જેવા હતાં તેઓને તે પોતાની સાથે લેઇ ગયો. તે ઉંટ ઉપર લાધેલા માલમાં તે નામદાર પેહેલવાને પેહેલવાની હથીયારોને પણુ છુપાવ્યાં હતાં. પોતાની તે યુક્તિને સબબે તેના હોટથી હસીહસી પડાતું હતું. એ પ્રમાણે તેઓ સેપંદ પાહાડની આગળ જઇ પુગ્યા. પાહાડના રખેવાલે તે (રૂસતમ) ને આવી પોહોંચતો જોયો અને તેથી તે મોટા સરદાર આગળ દોડયો. તેણે તેને કહયું કે "એક વંજાર આવી છે અને તે વંજારનો માલેક કીલ્લા આગળ આવ્યો છે. તેઓનો અસબાબ હું ધારૂં છું કે નીમખ છે. હુ તેઓના વડાને તેઓનું કામ શું છે તે પુછાઉ છું." પછી તે વડાએ એક માણુસને તે વંજારના વડા આગળ દોડતો મોકલ્યો. તેણે તેને ફરમાવ્યું કે, "તું જો કે તેઓનો અસબાબ શું છે? અને તે કામ પુછીને મને આવીને ખબર આપ." આથી તુરતજ તે કીલ્લા ઉપરથી એક માણુસ નિચે ઉતર્યો અને એક પેહેલવાનની માફક રૂસતમ આગળ આવ્યો. તેણે તેને કહયું

કે, "ઓ વંજારના વડા! તારા છુપા અસબાબને માટે તું મને ખબર આપ કે જેથી આપણે વડાની આગળ જઇએ અને તેનો હોકમ સમજીએ." ત્યારે રૂસતમે તેને એવો જવાબ દિધો કે, "તે નામદાર વડા આગળ તું જા અને તેને કેહે કે, તે એમ કહે છે કે તે એક વંજાર છે અને તે વંજાર નીમખનો જઠો ધરાવે છે. તેને તું હુ જે કહું છું તે કહેજે કે તેનો તમામ અસબાબ નીમખનો છે.'' આથી તે કાસદ ત્યાંથી પાછો ફર્યો અને તે નામદાર સરદાર આગળ ઉપર ગયો. તે બોલ્યો કે, "તે તમામ વંજાર છે અને ઓ નેકનામ! તેઓ નીમખનો જઠો ધરાવે છે." જ્યારે તે સરદારે એમ સમજ્યું ત્યારે તે પોતાની જગયાએથી ઉઠયો. તેના હોટ હસ્તા થયા અને તેની ખુશાલીનો વધારો થયો. તેણે ફરમાવ્યું કે "દરવાજા ખોલી નાખો કે તેથી તે વંજાર ઉપર આવે." જ્યારે તે નામદારી શોધનાર રૂસતમ એ બાબદથી વાકેફ થયો ત્યારે તેણે નિચેથી ઉપર ચઢવા માંડયું. જ્યારે તે દરવાજાની લગભગ નજદિક આવ્યો ત્યારે સઘલાઓ કાંઇપણ ઢીલ કરવા વગર તેને સામે લેવા ગયા. જ્યારે રૂસતમ તે સરદારની આગળ જઇ પુગ્યો ત્યારે તેણે જમીનને બોસો લેઇને તેની તારીફ કરવાનું પસંદ કીધું. તે તેની આગળ નીમખનો મોટો જઠો લેઇ ગયો અને સઘલાઓની પુશકલ તારીફ કરવા લાગ્યો. તેણે તે સરદારને કહયું કે "તું જાવેદાન સુધી જીવતો રેહેજે, અને ચંદ્ર અને સુરજના જેવો ઝલકતો થજે. હૂં એ કબુલ કરૂં છું અને તારો ઉપકાર માનું છું. ભલા દિલના માણુસથી ભલાઇની પીછાણ થાય છે." પછી તે જુવાન માણુસ બજાર આગળ પોતાની સાથે પોતાની વંજારને લેઇને આવયો. (તેને જોવાને) તેની આગળ સઘલી બાજુએથી શું નાહાના છોકરાંઓ કે શું મરદો અને ઓરતો ભેગાં થવા લાગ્યાં. એક તેને કપડાં આપતો તો બીજો તેને સુનું રૂપું આપતો હતો અને એ તેઓ કાંઇપણ ફીકર વગર ખરીદી કરી (નીમખ) લેઇ જતા હતા. જ્યારે અંધારી રાત થઇ ત્યારે તેજ ચુંગાલવાલા રૂસતમે પોતાના નામદારોની સાથે લડાઇની તૈયારી કીધી. તે પોતાની પુઠે લડાઇ કરનારા બાહુરોને લેઇને પોતાના ઘોડાને સરદાર તરફ

હાંકી ગયો. જયારે તે કીલ્લાનો કોટવાલ એ બાબદથી વાકેફ થયો, ત્યારે તેણે પણ નામદાર રૂસતમ સાથે લડાઇ કીધી. તે પેહેલવાને તેનાં માંથા ઉપર એક ગુરજનો ફટકો માર્યો કે તુરતજ તેનું ડોકું અને તાજ જમીન ઉપર નિચે પડયું. એ ખબર તે કીલ્લાના માણસોને મલી અને તેથી તેઓ તે બદખાહોનાં સાથે લડાઇ કરવાને ઉતાવલે દોડવા લાગ્યા. અંધારી રાતને સબબે ત્યાં તલવારો ચકચક થતી હતી અને જમીન બદખશાનના [1] માણેક જેવી (લાલ) થઇ હતી. ઘણી ધરપકડથી અને લોહીના પુશકલ મોજાઓથી તું કેહેશે કે જાણે સાંજનું રાતું ઝઝકલું આસમાન ઉપરથી નિચે તુટી પડયું હતુ. તે તેહેમતન પોતાના ગુરજથી, તલવારથી અને કમંદથી બાધુરોના ડોકાં એક પછી એક ઉખેડી કાઢવા લાગ્યો. જયારે પરદા પછવાડેથી સુરજ ઉપર આવ્યો, ત્યારે તે જેહાનના ભીનાસને સરઇયા સેતારા સુધી લેઇ ગયો. તે કીલ્લાના દરવાજા લોકોને (બાહાર જવાને) માટે બંધ હતા તેથી તેઓ માર્યા જતા હતા અથવા તો આ લડાઇથી ગભરાઇ જતા હતા. ઇરાની બાધુરો દરેક ખુણે ખુણે ધસી જતા હતા અને જે કોઇ મલતા તેઓને મારી નાખતા હતા. ત્યાં તેહેમતને એક કાલા પથરનું ઘેર બાંધેલું જોયું પણ તેમાં દાખલ થવાની જગ્યા મેલવવી મુશકેલ પડતી હતી. તેનો દરવાજો લોઢાંનો બનાવેલો હતો અને એ રીતે તેમાં (ખજાનાનું) ભોંયરૂ બનાવેલું હતું. તેણે એક ગુરજ મારીને તે દરવાજાને ઉખેડી કાઢી ફેંકી દીધો અને પછી તે ઘેરની અંદર દાખલ થયો. ત્યાં તેણે એક ગુમબજને ઉંચો બાંધેલો જોયો કે જે ઉરપુર દીનારથી ભરેલો હતો. જયારે રૂસતમે એમ જોયું ત્યારે તે અજબ થયો અને તેણે અજાયબીમાં પોતાના હોટ કરડાઆ. તેણે તે ગરદનના ઉઠાવનારા નામદારોને કહયું કે એવી રીતના ખજાના વીષે કોઇએ પણ એમ કદી ધાર્યું હશે નહી. એવી રીતે એ સઘલો ખજાનો અત્રે એકઠો કીધેલો હોવાથી અને મોતીઓને અત્રે પાંડરી દિધેલા હોવાથી હવે અત્રેની ખાનમાં

---

[1] બદખશાન શેહેર માણેકોને માટે વખણાય છે.

સોનું પણ રહયું હશે નહી તેમજ દરીઆની અંદર મોતી અને ગોહરો પણ રહયાં હશે નહી. જ્યારે તેણે એ અજીત કીલ્લો જીતી લિધો ત્યારે તેણે ત્યાં બાહારની નવી મોસમની માફકની ખાણી પીણી કીધી.

## સેપંદ પાહાડ ઉપરનો કીલ્લો ફતેહ કીધાની બાબદમાં રૂસતમે જાલ ઉપર નામું લખ્યું તે વિષે.

પછી તેણે પોતાના બાપ ઉપર પોતાના (કીલ્લો જીતવાના) કામ અને વર્તણુંક વીષે એક નામું લખ્યું. સરૂઆતમાં તેણે જેહાનને પેદા કરનારનું નામ લખ્યું કે જે સાત આસમાન અને જમીનનો માલેક છે. ૧ તેણે તેમાં તે ખોરશેદનો માલેક ખોદા કે જે એક સાપનો તેમજ કીડીનો પેદા કરનાર છે તેની પહેલી તારીફ કીધી, જે (સાહેબ) સુકર તથા સની સેતારાનો અને સુરજનો માલેક છે, જે કાંઈ સેતારાઓ આસમાન ઉપર લટકેલા છે તેઓનો પણ તે માલેક છે. ત્યાર પછી તેણે પેહેલવાન જાલની તારીફ કીધી કે, "જાલેજર જાબુલનો જોદ્ધો અને બરોબરીઆ વગરનો પેહેલવાન છે જે પાદશાહોને ગાદીએ બેસાડનાર અને (નવી) જગ્યાઓને (જીતી) લેનાર છે, જેનો હોકમ ખોરશેદ અને માહાતાબ ઉપર પણ ચાલે છે. તે પેહેલવાનોને છાંયદો આપનાર અને ઈરાનને ટેકા જેવો છે. તે કાવ્યાની ઝુન્ડાને દીપાવનારો છે. તે નામદાર બાહુર અને હાથીના જેવાં શરીરનો છે. તે દરેક શેહેર અને દરેક મંડળને લાયકનો છે. તે જોર અને અક્કલનો સાહેબ છે અને મરદાનગી સાથે જેહાનને સંભાળનાર છે. તે નામદાર તેમજ તેનું તાજ, તખત, તોપી અને કંમરબંધ જાવેદાન સુધી રેહેજો." ત્યાર બાદ તેણે લખ્યું કે "હું તારા હોકમ મુજબ સેપંદ પાહાડ આગળ આવી પુગ્યો છું કે જે પાહાડ આસમાન જેટલો ઉંચો છે. (જેવો) તે પાહાડની તલેટી આગળ હું નિચે ઉતર્યો તેજ વખતે (ત્યાંના) વડાઓ તરફથી મને દુવા પુગી. ત્યાંનાં વડાઓના હોકમ મુજબ મેં તૈયારી કીધી અને જેમ હું ચાહતો હતો તેમ હું ઉપર આવ્યો. પછી અંધારી રાત થતાં મેં તે કીલ્લામાના જંગ કરનારા નામદારો-

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે,

માનાં એકને પણ મેં તૈયારી કરવાને વખત આપ્યો નહી. તેઓમાના કેટલાએક માર્યા ગયા, કેટલાએક ઘાહેલ થયા અને કેટલાએક નાહાસી ગયા. ત્યારબાદ મેં કીનાના હથીયાર શરીર ઉપરથી ઉતાર્યાં. ત્યાંનો ભંડાર ચોખાં સુનાના પાંચ લાખ સીક્કા ધરાવે છે, તથા પેહેરવાની અને પાંથરવાની ચીજો તથા જે ચીજો ખરીદી લાવવાને લાયક હોય છે તેવી ચીજોનો તો ત્યાં કોઇ મહીનાઓ અને દાહાડાઓ સુધી ગણત્રી કરે તોપણ હીસાબ કરી શકાય નહી. હવે એ પેહેલવાન! તું શું હોકમ આપે છે? તારૂં કહેલું મારૂં રવાન માથે ચહાવશે." પછી તે કાસદ જડપથી ફુકતા પવનની માફક (જાલ આગળ) આવ્યો અને તે પેહેલવાનને તે નામું પોહોંચારયું. જ્યારે તે પેહેલવાને નામાંને છેડે સુધી વાંચ્યું ત્યારે તે બોલ્યો કે "તે નામવરની સાથે તારીફ (હમેશાં) જોડાયલી રેહેજો." આ ખુશ ખબરથી તે પેહેલવાન એટલો તો ખુશી થયો કે તું કેહશે કે તે જાણે પાછો સરૂઆતથી જવાન બન્યો."

## રૂસતમના નામાનો જાલે જવાબ મોકલ્યો તે વિષે.

પછી તેણે તે નામાનો એક જવાબ લખવાની તૈયારી કીધી અને તેમાં ઘણી એક વાતો લખાવીને તે નામાંને બેહેશતના બાગના જેવું બનાવ્યું. તું કેહેશે કે તે નામું અમબરના કરતાં પણ સૌથી સરસ હતું. તે નામાની સરૂઆતમાં ખોદાની તારીફ કરવામાં આવી. પછી બીજું એ લખવામાં આવ્યું કે "પેલું (તારૂં) દિલને તાજગી આપનારૂં નામું ફતેહમંદ નસીબ સાથે મેં વાંચી પુરૂં કીધું છે, અને તેના ઉપર હું મારો જીવ ખુશાલીથી ફીદા કરૂં છું. તારા જેવો આવો લાયક બેટો પેલી બાજુએ (સેપંદ પાહાડ ઉપર) પણ જેમ ઘટતું હતું તેમ સરઅફ્રરાજ અને સરદાર બન્યો છે. નરીમાનના રવાનને તેં ખુશનુદી આપી છે અને તેના તમામ દુશમનોને તેં ખાલી નાખ્યા છે. જેવું તું આએ નામું વાંચે તેવોજ તું ઘોડા ઉપર બેસજે કારણ કે તારા ચેહેરા વગર હું ગમગીન બન્યો છું. હજારો હજાર ઉંટને મેં તારી આગળ બોજો લાદવાંને માટે મોકલી આપ્યાં છે. જે તુંને પસંદ પડે તે (ચીજો) થી આએ ઉંટોને લાધજે અને

ત્યાર પછી કીનો લેવાને માટે કીલ્લાને આતશથી સલગાવી દેજે.”

જ્યારે તે નામું તેહેમતનને પુગ્યું ત્યારે તેણે તે વાંચીને પુરૂં કીધું અને પછી ખુશાલી પાલી. જે જે ચીજો, જેવી કે મોહોરો, તલવારો, તોપીઓ તથા કંમરબંદો તેમજ પાદશાહી મોતીઓ, ગોહરો, ચીનાઇ ભરેલું રેસમી કાપડ, જે સઘલું લેઇ જવાને ઘટતું હતું તે સઘલું તેણે પસંદ કીધું અને તે પેહેલવાન ઉપર મોકલી આપ્યું. તે (રૂસતમ) પણ વંજારની સાથે રસ્તે પડયો. તેણે સેપંદ પાહાડ ઉપરના કીલ્લાને આગ લગાડી જેથાં તેનો ધુમારો ઉંચા આસમાન સુધી ચઢવા લાગ્યો. પછી તે તે જગ્યાએથી ખુશાલી ભર્યાં દિલ સાથે પાછો ફર્યો, અને તેણે પેહેલવાન જાલની તરફનો રસ્તો ધર્યો. જ્યારે નીમરોજના પેહેલવાનને ખબર પડી કે જેહાનને દીપાવનાર પેહેલવાન પાછો ફરે છે ત્યારે લોકોએ તેને લેવા જવાની તૈયારી કીધી, અને તેઓએ તમામ મોહોલાઓ અને ઘરોને સંગારી મુકયાં. ત્યાંથી નગારાંઓ, વાજીંત્રો અને સરનાઇઓના તથા હીંદી નગારાંના અવાજ નિકળવા લાગ્યા. એ પ્રમાણે જાલેજર તેને લેવાને અને જલદીથી તે મુબારક બેટાના દીદાર જોવાને રસ્તા ઉપર ગયો. જેવો તેહેમતને તે પેહેલવાનનો ચેહેરો (દુરથી) જોયો, તેવોજ તે નિચે ઉતર્યો અને તેના ઉપર દુવાઓ કીધી. તે પેહેલવાને પોતાના બેટાને છાતી સાથે ચાંપ્યો અને તેણે તેને વધાવી લેવાને ફરમાવ્યું. ત્યાંથી તે ખાહેશને સોધનારા શખ્સો સામના બેટા દસ્તાનના મેહેલમાં આવ્યા. તે બેટો રોદાબેહની આગળ ગયો અને તેણીની આગળ પોતાનું માથું ધુલ ઉપર મુકયું (યાને પગે પડયો.) તે માતાએ તેની ગરદન અને ખભાંને ચુમી લીધી અને તેના ચેહેરાની તારીફ કીધી. તેણીએ વળી જાલેજરને તથા તે નેક હુનરના બેટાને દુવા દિધી.

## જાલે સામ ઉપેર નામું લખ્યું તે વિષે.

તે નામદાર પેહેલવાન જાલે આ ખુશ ખબર માટેનું એક નામું સામે સવાર ઉપર મોકલ્યું. તે નામાંની અંદર તેને જે કાંઇ સારૂં દીસયું તે પ્રમાણે તે અક્કલથી ભરપુર પેહેલવાન ઉપર લખ્યું. તે નામાંની અંદર તેણે દરેક જણને યાદ કીધાં અને તેની સાથે ઘણો

એક હદીઓ મોકલ્યો. જ્યારે તે નામું સામ નરીમાનને પુગ્યું ત્યારે તેનો ચેહેરો ખુશાલીથી ગોલાબની માફક ખીલી રહ્યો. તેણે એક ખુશનુમાં વસંતની માફકની ખુશાલી ભરેલી મીજલશ તૈયાર કીધી અને ત્યાં તે નામદાર પેહેલવાને પુશકલ ખુશાલી પાલી. તેણે તે કાસદને એક ખેલાત અને ઘોડો બક્ષ્યો અને તેને રૂસતમ વીષેની વિગત પુછી. પછી તેણે તુરતજ પોતાના નામદાર બેટા જાલ ઉપર તે નામાનો જવાબ પાછો મોકલ્યો. તે નામામાં તેણે લખ્યું કે "એક શેરનર હીમતવાન બને તો તેમાં કાંઇ પણ અજબ જેવું નથી. દુધ નહી ધાવેલાં શીંહ (જાલ)ના બચ્ચાંને તિક્ષણ બુધ્ધીના મોબેદો પણ વખાણે છે. જ્યારે તેવાં શીંહુના બચ્ચાંને લોકોની વચે બાહાર કાઢવામાં આવે ત્યારે તેના બહાર કાઢેલા દાંતથી લોકો ધાસ્તી ખાઈ જાય છે. વળી જેણે માયના દાન જોયાં હોય (યાને ધાવ્યો હોય) તે ખુબીમાં પોતાના બાપના જેવો નિવડે છે. તેથી નામદાર રૂસતમને માટે અજબ થવાનું નથી. કારણ કે તે પોતાના બાપ દસ્તાનના જેવી હીંમત ધરાવે છે. તેની પેહેલવાની અને બાહાદુરીની વખતે તેની સાથે એક શીંહ પણ દોસ્તી કરવાનેજ ઇચ્છે છે (યાને તેનો દુશમન થવા માંગતો નથી)." જ્યારે તે પેહેલવાને તે નામાંને મોહોર કીધી ત્યારે તેણે તે કાસદને તેડી તે તેને સોંપ્યું. તે કાસદ જાલેજરની આગળ એક ખેલાત અને નામાં સાથે આવી પુગ્યો. પેહેલવાન જાલનું દિલ તુરતના જવાનીએ પુગેલા આએ બેટાથી ખુશાલી ભરેલું બન્યું હતું. જમીનની સપાટીથી તે મેસરાબી સુધીની તમામ જેહાન તેનાથી (સારી) ઉમેદ રાખવા લાગી.

(ખોલાશો—આ નીચે આપેલું કકે કોહોજાદ વીષેનું બ્યાન છાપેલાં શહાનામાના પાછલા ભાગમાંથી મલે છે. એ બ્યાન લખેલી નકલમાં આપ્યું નથી.)

## રૂસતમ અને કકે કોહજાદનું બ્યાન.

## કકે કોહજાદના દાસ્તાનની સરૂઆત.

હવે હું કકે કોહજાદનું દાસ્તાન જે પ્રમાણે મને યાદ છે તે પ્રમાણે હું તુંને કહું છું. દાનાઇના સોધનાર દેહેકાને આએ દાસ્તાન

લોકોની આગળ આ પ્રમાણે કહયું હતું કે જાબુલની નજદિક ત્રણ દાહાડાના રસ્તા ઉપર એક પાહાડ હતો કે જેનું મઠાલું ચંદ્ર સુધી પુગતું હતું. તે (પાહાડ)ની એક બાજુએ ખરગાહનું જંગલ હતું અને તેની બીજી બાજુએથી હીદુસ્તાનના લોકોનો આવજાવનો રસ્તો હતો. તે જંગલની અંદર અફ્ગાન જાતના, લાચીન જાતના અને બલુચી જાતના ચોરોની વસ્તી હતી. તે (પાહાડ)ની ઉંચાઇ એટલી બધી તો હતી કે તે બુલંદી કેવી રીતની અને કેટલી વધારે છે. તે કેહેવાઇ શકાતું હતું નહી. તેની ટોંચ ગોયા આસમાનને તાના મારતી હતી અને તે પાહાડની ટોંચની અણી ફરેસ્તાઓને પુગતી હતી. તે પાહાડની ઉંચાઇ ઉપર એક કીલ્લો હતો કે જે કીલ્લામાં પુશકલ માણુસો રેહેતાં હતાં. તે કીલ્લાનું નામ મરબાદ હતું અને તેનાથી તે નાદાન લોકોનો જીવ ખુશાલ રેહેતો હતો. તે કીલ્લાની અંદર એક બુરી કરણીનો માણુસ રેહેતો હતો, જે લડાઇની અંદર અઝદાહાની સામે પણ ટકી રહેતો હતો. તે અફ્ગાન બુન્યાદનો હતો અને તેના હજાર સેપાહો હતા. તેઓ સઘલા તીરના ફેંકનારા અને ભાલાઓ મારનારા હતા. તે (કીલ્લાનો માલેક) કદમાં ઉંચો અને દેખાવમાં જાડો હતો. તે તમામ રીતે શીંહના જેવો અને લડતી વખતે બબરના જેવો હતો. તેની બે જાંગ હાથીની જાંગના જેવી હતી. તે લડાઇના વખત ઉપર નીલ નદીથી પણ વધારે જોશવાલો બનતો હતો. તે પોતાના જોરથી પાહાડને તેના વચલા ભાગમાંથી જુદો કરતો હતો. તેની સાથની લડાઇમાં શેરમર્દ જેવા જોરાવર મરદો (તેની આગળથી) નાહાસી જતા હતા. તે ઉમરે જઇફ, કૌવત ધરાવનાર અને ચાલાક હતો અને તે જંગ અને લડાઇને વખતે સાવચેત રેહેતો હતો. જ્યારે તે મરદાને મરદો સાથે લડાઇ કરતો ત્યારે તે જાણે માણુસો ઉપરથી પોતાના ગુરજવડે ધુલ પખોડતો હતો. તેનું નામ પાહાડી કક હતું. તેને દુન્યાની અંદરની ઘણીક લડાઇઓ યાદ હતી. તેની ઉમર ૧૧૧૮ વર્ષની હતી. જાલના દિલમાં તેને માટે પુશકલ ફીકર રેહેતી હતી. તેણે જાલ, સામ અને નરીમાન પેહેલવાન સાથે તેમજ વળી કેરશાસ્પ સાથે પણ લડાઇનો

હાથ અજમાવ્યો હતો. તે પેહેલવાનોએ કકની સાથે ઘણી એક લડાઈ કીધાં હતી પણ થોડાં યા ઘણા લશકર સાથે પણ તેઓ ફતેહમંદ નિવડયા હતા નહી. તેણે વળી સામ પેહેલવાન સાથે પણ ઘણી એક લડાઈઓ કીધી હતી અને તેના દિલને ગમમાં નાખ્યું હતું. સામ તેની સાથની લડાઈમાં ફાવી શકતો હતો નહી અને તે કકનું માથું પોતાના ફાંદામાં લાવી શકતો નહી હતો. તેની સામે નરીમાન કે જે તેની સાથે લડાઈ કરવા હમેશાં જતો હતો તે પણ તેની સાથની લડાઈમાં ટકી શકતો નહી હતો. (ફારસી જબાનમાં) કોલ્લાને 'હોશન' કહે છે. તેને પેહેલવીમાં 'કંગ' કહે છે, જે કંગની અંદર કક જાવેદાન સુધી ટકી રેહેતો હતો. તેથી એવું બનતું કે તે (કક) દર વર્ષે (સામ પાસેથી) દસ ગાયના ચાંમડાં ભરીને સુનું મેહેસુલ અને ખંડણી તરીકે લેતો હતો. જાલેજર પણ એ મેહેસુલ ભરતો હતો, તે ઉપરાંત દર મહીને બીશીયાર હદીઓ મોકલતો હતો કે જેથી તે જાબુલસ્તાનનો રસ્તો બંધ કરે નહી અને હીંદુસ્તાનનો દરવાજો સેપાહોથી ઘેરી લે નહી. જાલેજર તેનાથી પુશકલ બીહીતો હતો તથા રાત અને દીસ તેની ધાસ્તીમાં રહેતો હતો. જ્યારે રૂસતમ કોહે સેપંદ જીતીને પાછો આવ્યો ત્યારે જાલેજરનું દિલ તેના વિચારમાં પડયું હતું. એ વિચાર તેનો રાત અને દીસનો સાથી થઈ રહયો હતો. તે પોતાના ફરજંદને માટે પણ પુશકલ ચિંતા રાખતો હતો. તે એટલા માટે ચિંતા રાખતો હતો કે તે પ્યારો (બેટો) જ્યારે બોરેમંદ અને બુલંદ કદનો બને ત્યારે તે રખેને કોહોબાદ સાથે લડાઈ કરવા જાય અને પોતાની જીંદગીને બરબાદ કરે. બે પેહેલવાનો રૂસતમના રાત અને દીસના દોસ્ત હતા, જેઓ એક મેકનો ભેદ ધરાવનાર અને એકમેકને માટે દિલને બાલનાર હતા. તેઓ તે જાલના બેટાના એવી રીતના દોસ્તો હતા કે તેઓ જયાંબી જાય ત્યાં ત્રણે સાથે જતા હતા. એક (દોસ્ત) સુનેરી કોલાહવાલો અને લડાઈનો શોખીન કેશવાદ હતો જેનો બાપ કારન થતો હતો. બીજાનું બુજોર્ગી ભરેલું નામ મીલાદ હતું કે જે મુબારક કલવાદની નસલનો હતો. તેઓ બંધે ઘણી અક્કલ તથા હુશીયારી ધરાવનારા હતા.

તેઓ મરદાનગી તથા પેહેલવાનગીરીમાં ફાડીખાનારા શીંહ જેવા હતા. એ બંધે જનાઓ નામદાર રૂસતમની સાથે રાત અને દીસના એક ભરમ ધરાવનારા અને દોસ્તો હતા. જયારે તે (રૂસતમ) બાર વર્ષની ઉમરની નજદિક પોહોંચ્યો ત્યારે તે જાલના બેટાની પેહેલવાની ગરદન ઉંચી થતી ગઇ. એક દાહાડો તે રૂસતમનું મીલાદ અને કેશવાદની સાથે બજારના રસ્તા ઉપરથી જવું થયું. જાલેજરે તે પેહેલવાનોને કહી મુકયું હતું કે, "તે જુલમગાર કોહોજાદને માટેની વાત શીંહને પકડનારા રૂસતમને કેહેવી નહી કારણ કે મને ધાસ્તી છે કે તે બહાદુર તેની સાથે લડાઇ કરવા જવાની ઉટાવલ કરશે અને તે જુલમગારને હાથે માર્યો જશે, તેથી જાલેજરનું સર ધુલ નીચે ધંકાયલું બનશે (યાને તે મરી જશે)." જાલેજર એ (બાબેના) વિચારો પોતાના દિલમાંજ ધરાવતો હતો અને તે બુરા વિચારોથી તેના દિલ ઉપર જાણે કોહોડાલીઓ ભોકાતી હતી. તેથી દસ્તાને સીસતાનમાં પણ સઘલે ઠેકાણે એ (રૂસતમને કકે કોહોજાદની વાતથી વાકેફ નહી કરવા) બાબેની મનાદી ફેરવી હતી. તે જેહાનને દીપાવનાર તથા બાહાદુર પેહેલવાનોના સરદાર નીમરોજના પેહેલવાને (તે મનાદીમાં) એવું ફરમાવ્યું હતું કે "જે કોઇ કકનું નામ જબાન ઉપર લેશે તેની જબાન મોઢાંમાંથી બાહાર કાપી કાઢવામાં આવશે. કારણ કે રૂસતમ બાહાદુર અને પેહેલવાનોની તોખમનો છે તેથી કદાચને તે તેની સાથે લડાઇ કરતાં માર્યો જશે."

## રૂસતમ બજારમાં ગયો અને ત્યાં તેણે બે શાહાદારીઓથી કકની તારીફ સમજી તે વિષે.

તેજ દીવસે તે રૂસતમ સુનેરી કોલાહવાલા પેહેલવાનો સાથે બજારમાં જઇ લાગ્યો. તે પાહાડના જેવો નામદાર રૂસતમ આગળ આગળ પોતાનો ઘોડો ચલાવતો હતો. તેની પુઠે પેલા બે જવાન પેહેલવાનો જતા હતા. તેહેમતન દરેક બાજુએ છુપી રીતે જોતો હતો. તેણે માથાં ઉપર પેહેલવાન સામે સ્વારની તમામ સુનેરી કોલાહ પેહેરી હતી. તેના હાથમાં ફરીદુનનો ગુરજ પકડેલો હતો અને તે

બીસ્તુન પાંહાડની માફકના શરીર સાથે ઉભો હતો. જે કોઇ તેને માંથાથી તે પગ સુધી જોતા તેઓ તેનું કદ અને ઉંચાઇ જોઇ અજબ બનતા હતા. તમામ શખ્સો રૂસતમને જોઇને અજબ થઇને છુપી રીતે તેના ઉપર ભલી દુવા કરતા હતા. એમ કરતાં બે જવાન શખ્સો રસ્તામાંથી તેની આગળ ચાલતા પસાર થયા. તેઓ રૂસતમનો દેખાવ જોઇને અજબ થયા અને દુરથીજ તેની કેટલીક તારીફ કરવા લાગ્યા. તે બેમાનાં એકે બીજાને કહ્યું કે, "આવી રીતના છોકરાને મેં કદી જોયો નથી. તે માય અને બાપ ઉપર હજારો દુવા હોજો કે જેઓએ આવી ખુશ ચાલનું ફરજંદ મેળવ્યું છે. એટલી ઉમરના એ છોકરાના ખભાં, ગુરજ અને ગરદનની બરોબરી પેહેલવાનોમાંથી કોઇપણ કરી શકે નહી. આવી ગરદન અને બાજુ આપણે કોઇની જોઇ નથી. તું કેહેશે કે તે બસ કકે કોહોજાદ પોતે છે. ઉંચાઇમાં, દાનાઇમાં, ખવાશમાં અને શક્તિમાં આએ નોજુવાન કોહોજાદના જેવો લાગે છે" જ્યારે તેહમતનને કાને તેઓની એ વાત સમજઇ ત્યારે તેણે ગર્જના કરતા શીંહની માફક પોકાર માર્યો. તેના લાલ રંગના ગાલોએ તેજી પકડી અને તે સામના બેટાએ તે બંધે ઉપર પોકાર કીધો. તે નામવરે પોતાના માંથાંને શીંહની માફક ઉંચું કરીને તેઓને પોતાની આગળ બોલાવ્યા. તે પીલતને તેઓને એ પ્રમાણે પુછયું કે "તમો એકમેકની સાથે મારે વિષે શું વાત કરતા હતા? જેહાનની અંદર કકે કોહોજાદ કોણ છે કે તમો તેનું નામ બોલ્યા અને તેને યાદ કીધો? તમોએ મારી સરખામની સામની સાથે નહી કીધી કે નહી દાનેશમંદ જાલની મીશાલનો મને ગણ્યો. તમોએ નહી કેરશાસ્પ અતરતનું નાંમ લીધું કે નહી નામદારી મેલવનાર અને મુરાદને પામેલા નરીમાનનું નામ લીધું. તમોએ મારી સરખામની નહી શીંહ કે વાઘ સાથે કીધી કે નહી અઝદાહ કે હીમતવાન મગરમછ સાથે કીધી. તમો બંધેએ મારૂ નામ કક સાથે લેઇને મને તમોએ અત્રે શા વાસ્તે હલકો ગણીઓ? કક શું ચીજ છે? તે પાણીમા રેહેનાર છે કે હવામાં ગીધ સાથે રેહેનાર છે? તે જમીન છે, પાહાડ છે યા જંગલ છે કે શું છે? તેની નિશાન આદમીથી છે યા પરીથી છે?"

જ્યારે તેઓએ તેને એમ બોલતાં સમજ્યો ત્યારે તેઓ ધ્રુજવા લાગ્યા. અને એ વિચારથી પોતાના દિલ સાથે દુખી થવા લાગ્યા. તેઓના ચેહેરા ઉપરનો રંગ ઉડી ગયો અને તેઓ આંખમાંથી આસું પાડવા લાગ્યા. તેઓની (પોતાની) આવી બેહુંદી વાતથી તેઓ ગમગીન થયા. આએ વાત કે જે પીલતને તેઓને પુછી તેથી તેઓ બંધે દિલથી પશેમાન થયાં. જ્યારે રૂસતમે તેઓને એમ કરતાં જોયા ત્યારે તેણે તેઓને સુનુ બક્ષયું કે જેથી તેઓ તે નામવરથી બીહે નહી. પછી જયારે તે બંધેના દિલ નવેસરથી સમાધાન થયાં ત્યારે તે પાક વિચારના પેહેલવાને તેઓને પુછયું કે "તમારી સઘલી વાત કદાચને ખરી હુશે અને જો તેમ હોય તો તે કક વરૂ છે યા મેંઢાના ટોલામાંનો કોઇ છે?" ત્યારે એકે જવાબ દિધો કે "એ લડાયક દીલના અને અક્કલમંદ રવાનના નામવર પેહેલવાન! એ કકે કોહોજાદ એક બુરી બુન્યાદનો માણસ છે. તેના જેવો કોઇપણ થયો હોય એમ જમાનાને યાદ નથી. તે એક જોરેમંદ મગરમછ અને ફાડી ખાનારા શીંહુ જેવો છે. તેના જોરની સામે કોઇએ કંમર બાંધી નથી. તે એક બુરી ખસલતના બુઢા વરૂની માફકનો છે અને તે હમેશાં જુલમની કંમર બાંધી રાખે છે. તે અફ્ગાન તોખમનો છે અને તેનું લશકર બલુચી છે. તે લુટારો ખરગાહના જંગલને પસંદ કરે છે. તેણે ખરગાહનું જંગલ પોતાના કબજામાં રાખ્યું છે. ત્યાના રસ્તામાં તે રાત અને દીવસ લુટ ચલાવે છે." ત્યારે રૂસતમે તેઓને વાત પુછી કે "સરૂઆતથી સામનો દસ્તાન એ વાત જાણુતો નથી? પેહેલવાન સામે તેની સાથે શા માટે લડાઇ કીધી નહી? અને તેણે શાને માટે તેનો માલો સાફ કરી નાખ્યો નહી?" તેઓએ જવાબ દિધો કે "એ શેરમર્દ પેહેલવાન! તેઓએ તેની સાથે ઘણી લડાઇઓ કીધી હતી. તેણે શીંહ જેવા સામ સાથે ઘણી લડાઇ કીધી હતી, જે લડાઇમાં ઘણાક બાહાદુર પેહેલવાનો માર્યા ગયા હતા. કુરંગ[૧] ના ખાનદાનનો નરીમાન તેની સાથે લડાઇ કરવાને ગયો હતો પણ તે

---

[૧] કુરંગ રાજાની બેટી સાથે જમશેદ પરણીઓ હતો અને તેના ખાનદાનથી નરીમાન ઉતરી આવ્યો હતો.

પોતાને હાથ ત્યાંનો એક પથર પણ મેળવી શકયો હતો નહી. તેથી તે (કક) હાલે તેની પાસે મેહેસુલ લેતો થયો છે. તે દસ્તાન પાસેથી દર સાલ દસ ગાયના ચામડાં ભરીને સુનુ લે છે. જયારે હમે તારો હાથ, છાતી, ગરદન, તેમજ તારો દમામ, જોર અને ગુરજ જોયો ત્યારે હમોએ કકનું નામ લીધું હતું કે તે હવે તારી આગળ બીસાદ વગરનો છે."

જયારે રૂસતમે એ સઘલી વાત સમજી ત્યારે તે હારેમનના કામથી દુખી થયો. તે કીનાને સબબે દરીઆની માફક જોશમાં આવ્યો. તેના હોટ ઉપર ફીણ ચઢયું અને તેણે પોકાર માર્યો. તેણે તુંદાઇથી મીલાદ અને કેશવાદને પુછયું કે "આએ બાબદ તમોએ મારીથી શા માટે છુપી રાખી? મારી મરદાનગી અને કૌવતનાં વખતમાં શા માટે તમોએ તે હારેમન વિષે મને કહયું નહી? તે જબરદસ્તીથી સીસતાનમાંથી મેહેસુલ લેછે (તોપણ) શું કોઇએ પણ તેના ઉપર સુરજ અને ચંદ્રને કાલો બનાવ્યો નથી (યાને મારી નાખ્યો નહી?) તમોએ મારીથી એ ભરમ શા માટે છુપો રાખ્યો? જેમ હું આએ જેહાનમાં છું તેમ શું કક પણ આએ જેહાનમાં છે? બાધુરોને એ ઘટતું નથી કે તેઓ એવો ભરમ (મારાથી) છુપયો રાખે. લડાઇને વખતે હું એવો આશા આપનારો બાધુર છું કે ઉંડા દરીઆમાંથી મગરમછને પણ બાહાર લાવું છું. લડાઇના મેદાનમાં હું અઝદાહોનો દંમ લેનારો છું. મારા ગુરજની આગળ કોહેકાફનો પાહાડ પણ ટકી શકતો નથી. હું આશમાનને પણ મારા પગ નિચે લાઉં છું અને દરેક લડાઇમાં મેં મારી મરદાનગી બતાવી છે. શું મારા વખતમાં તે (કક) જાલેજરની પાસેથી મેહેસુલાત લીએ? ત્યારે આવા કદ અને ગરદન સાથે હું જીવેલો શા ખપનો? હું હમણાજ (મારાં) ખંજર સાથે તે પાહાડનો રસ્તો પકડું છું અને તેનાથી જાબુલના લોકોની ખાહેશ બર લાંઉ છું. જાલેજરના (આપેલાં) તમામ સુનાથી ભરેલાં ચાંમડાંઓ તે જુલમગાર પાસેથી હું (પાછા) લેવશ અને એ રીતે દુન્યામાં હું યાદગાર રેહેવશ, તથા જમાનાના લોકો તે (વાત) ને ફરી ફરીથી યાદ કરશે." જયારે મીલાદે એમ સમજયું ત્યારે તેણે

પોતાનું માથું નિચું કીધું અને તેણે તેની સામે તેના ચેહેરા તરફ નજર કીધી નહી. (પણ) કેશવાદ તેના ગુસ્સાની વધુ ગરમી જોઇને ઇંગારની માફક તપી જઇને ગુસ્સામાં આવ્યો. તેણે તેને કહ્યું કે "ઓ જેહાનને શોધનારા, ચાલાક અને રોશન રવાનના નામદાર પેહેલવાન! જાલે નીમરોજમાં એવી મનાદી ફેરવી છે કે '(જે કોઇ એ વાત રૂસતમ આગળ કરશે) તેનો દાહાડો હું તલવારથી કાલો કરીશ. જે કોઇ કકનું નામ જબાંન ઉપર લેશે તેનું માથું અને જીવ નુકશાનીની અંદર રેહેશે. આથી હમે હમારા હોટને (એ વાત બોલવાથી) બંધ કીધા હતા અને કોહજાદનું નામ તું પેહેલવાનજાદાની નજદિક હમોએ યાદ કીધું હતું નહી. પણ જો તારો વિચાર લડાઇ કરવાનો અને તે પાહાડ ઉપર જવાનો હોય તો તું અત્રેથી જાલની આગળ ચાલ અને (એ બાબેની) જુસ્તેજોઇ કર. કક સાથે લડાઇ કરવાની તું તેની પાસે બાહાલી માંગ અને ત્યાર પછી તેની સાથે લડાઇ કરવાને (ગમે તો) ઉતાવલે જા." જ્યારે રૂસતમે કેશવાદથી એવી વાત સમજી ત્યારે આગળ બોલવાથી તેની જબાન અટકી.

## રૂસતમ જાલેજર આગળ આવ્યો અને કકની સાથે લડાઇ કરવાનો ઇરાદો દેખાડીઓ તે વિષે.

આથી તે નેકબખત પેહેલવાન પોતાના ગાલોને પીક્કા બનાવીને તથા (ગુસ્સાથી) ઝાડની દાંખલીની માફક ધ્રુજતો પોતાના બાપની આગળ આવ્યો. તે નામદાર રૂસતમ એક સુનેરી તખત ઉપર જઇ બેઠો અને તેની બે આંખો વસંતની મોસમના વરસાદની માફકના મોતી (આંસુ)થી ભરેલી બની. તેણે પુશકલ ગુસ્સા અને દુખથી પોતાના ચેહેરાને ઉશકેરાયલો બનાવ્યો અને સરૂઆતથીજ કોઇની સાથે વાત ચીત કીધી નહી (યાને રૂસાઇ બેઠો). જ્યારે જાલે તેને એ પ્રમાણે દીઠો ત્યારે તે અજબ થયો અને ગમગીન થઇને તેને તેનું કારણ પુછવા લાગ્યો. તેણે તેને પુછ્યું કે "તુને કોણે ગુસ્સે બનાવ્યો છે? શું તેં કોઇનો તાનો સમજ્યો છે? યાતો કોઇ તુને બુરૂં બોલ્યું છે?" પણ રૂસતમ તેને જવાબ દેવાને માટે (તખત ઉપરથી)

થોડો વખત નિચે ઉતર્યો નહી, પણ તે પેહેલવાનના ચેહેરાનો તમામ રંગ (ગુસ્સાથી) બદલ થઇ ગયો. પછી તેણે યાકુતની દાબડી (મોંઢાં)ના દરવાજા (હોટ) ખોલ્યા અને બોલ્યો કે "તારાં કામને લીધે હું અજબ થાઉ છું. કારણ કે તું કહે છે કે, 'જેહાનની અંદર હું સામનો બેટો ગણાઉ છું અને દરેક ઠેકાણે મેં ફાંદા બીછાવેલા છે.' બીજું એ કે નરીમાનની તોખમનો સામ પેહેલવાનની બરોબરનો જોરાવર કોઇ પણ માયથી જનમ્યો નથી (એવી તારી તારીફ થાય છે). પેલા કુરંગ પેહેલવાનનો નરીમાન પણ આએ કાલા રવાનના ચોરથી હારી પાછો ફર્યો હતો. જેહાનની અંદર કકે કોહજાદ કોણ છે કે તેનાથી મોટા પેહેલવાનો પણ બીહીતા રહે છે? શું એક બુરી તોખમનો બદમાસ ચોર એ પ્રમાણે પાહાડો અને ખીણોને પોતાની જગ્યા બનાવીને બેશે? અને તે જાબુલસ્તાનમાંથી મેહેસુલ તરીકે સુનુ લે? ત્યારે આએ મેહેલ, તખત અને તાજ શા ખપના? તેં સામના તમામ નામને એબ લગાડી છે. તેથી (એ સીધ્ધ થાય છે કે) તું ચીત્તાના જેવા પંજા ધરાવનાર નથી." જ્યારે દસ્તાને એમ સમજયું ત્યારે તેનો ચેહેરો ફીક્કો થઇ ગયો અને તેણે દિલમાંથી એક થંડી હાય મારી. તે દુખથી હેરાન થવા લાગ્યો અને હાથ ઉપર હાથ અફાલવા લાગ્યો અને મસ્ત હાથીની માફક હોટ ઉપર ફીન લાવ્યો. પછી સામે સવારના તે દસ્તાને તેને એવો જવાબ દિધો કે, "ઓ લડાઇના વખતમાં શીંહ જેવું દિલ ધરાવનારા બેટા! એવી વાત તુંને કોણે કહી? તે (કહેનાર)નું મોઢું ખાકથી ભરેલું બનજો. કકે કોહોજાદ એક અઝદાહના જેવો મર્દ છે અને તે કેરશાસ્પ અને સામના કરતાં પણ વધારે લડાયક છે. તેની સામે જોરાવર સુસવાટ પણ તકી શકતું નથી. મરદાનગીમાં તેની જગ્યા કોઇ પણ રાખી શકતું નથી. તેનાથી લડાયક શીંહ દુર નાહાશી જાય છે. તેની સામે લડાઇ કરતાં તમામ લોકો તેનાથી બીહીને નાહાશી જાય છે. તે પાંહાડની ઉચાઇ ઉપર ગીધો પણ ઉડી શકતાં નથી. તેની ધાસ્તીથી પાણીમાંનું મગર પણ હીલચાલ કરી શકતું નથી. બીજું એકે તે પાહાડમાં તે બાહુર મર્દ સાથે શીંહના જેવા હજાર લડાયક સેપાહો

છે. તેઓ દરેક શેહેરના નામીચા પેહેલવાનો છે. તેમાનો દરેક જન એક આખાં લશકરના કરતાં પણ વધારે ગણાય છે. મરદાનગી દેખાડવામાં તે દરેક જન કકથી પણ વધારે છે. તેઓ સાથની લડાઇમાં કકપણ (જોરમાં) હલકો ગણાય છે. તે દરેકની સાથે મેહેનતુ બહુ ચીઓનું એક લાખ સવાર અને પીયાદુ લશકર છે. વળી અફગાન તાયફાના હજારો સવારો તથા લાચીનના બાધુરો તે પાહાડની આસપાસ મઠક કરી રહ્યા છે. તેઓ તમામ લડાઇનો અનુભવ મેલવેલા જંગી માણસો છે. તે પાહાડ ઉપર તેઓ ગર્જના કરનારા વાઘ જેવા છે. બીજું એ કે તું ગમે એટલા ઉંચા તોખમનો છે તો પણ હજી તું જેહાનમાં એક બચ્ચાં જેવો ગણાય છે. અગરજો તું એક હાથીના જેવું જોર ધરાવતો હોય અને તારો ચેહેરો સુરજના જેવો પ્રકાશીત હોય તો પણ તું વસંતની મોહોસમ આવે ત્યાં સુધી સબુર કર, કે જે (મોસમને) વખતે તે પાહાડ અને ખીનો વાદલની ગરજનાથી પુર રહે છે. તે વખતે તે કક તે ઉંચા પાહાડ ઉપરથી પોતાના નામદારોની સાથે મરબાદ [1] આગળની હુઇરમંદ [2] નદીનાં કાંઠા તરફ આવે છે. તેની સાથે તેના એક ભાઇનો છોકરો છે કે જે પણ લડાઇ કરવામાં જરાએ ઉતરતો નથી. તે નામદારનું નામ બેહજાદ છે કે જેને તું લડાઇને વખતે એક પોલાદનો પાહાડ સમજી લેજે. તે (બેહજાદ)ને વળી બીજા આંઠ છોકરા છે કે જેઓ જંગી સવારો અને લડાઇના પેહેલવાનો જેવા છે. તે સઘલાઓ લડાઇને વખતે નર અઝદાહ જેવા છે. કોઇ પણ તેઓની સાથે લડવા ગયલો પાછો ફરતો નથી. જ્યારે તેઓ તે શેકારનાં જંગલમાં જશે ત્યારે ત્યાં તેઓની છાવણીના તંબુઓ ચંદ્ર સુધી માથું ઉઠાવશે. તેઓ તે ખરગાહના જંગલમાં મોજ મજાહને માટે જાય છે અને ગોરખરોની પુઠે તે જંગલમાં દરેક બાજુએ દોડતા ફરે છે. તે વખતે તું અંહીથી તમામ નામદારો અને બાહાદુરોનું એક ભારી લશકર લેઇને જજે અને (એક ઠેકાણે) ભરાઇ બેસીને રાતની વખતે ખુન રેડજે તથા તે તમામ

---

૧ 'મરબાદ' એ એક પાહાડી મઠકનું નામ છે.

૨ 'હુઇરમંદ' એ નીમરોજના પ્રાંતની એક નદીનું નામ છે.

મેદાન અને જંગલને લોહીથી ભરી નાંખજે. તે વખતેજ તું એની તદબીરથી અને જમાનાની ગીરદેશથી તેનું મગજ (છુડી નાખીને) બાહાર લાવી શકશે; માટે ઓ બેટા! તું બે વર્ષ સબુર કર અને પછી તે બદ બુનીયાદની સામે ગમે તો તું લડવા જજે. હાલે છે તેથી પણ વધારે બાહાદુર પેહેલવાન તું બને અને જેહાનના દરેક નામદારોનો તું સરદાર થાય ત્યાં સુધી તું થોભી જા. ત્યાર બાદ તું કક ઉપર હુમલો કરશે તો તે વાજબી ગણાશે. કીનો લેવાને માટે તુંએ હમણા જવું બેહુંદું ગણાશે.” જ્યારે રૂસતમે એ પ્રમાણે સમજયું ત્યારે તે તેની સાથે ગુસ્સે થયો અને તેને કહયું કે “ઓ લડાઇના સોધનારા બાપ! મારા જાનને પેદા કરનારા યજદાંના સોગંદથી, તથા તાજ, તખત, તલવાર અને મોહરના સોગંદથી તથા તખતને સોભાવનારા મીનોચેહેરના જીવના સોગંદથી, તથા નેક બખત પેહેલવાન નરીમાનની ખાકના સોગંદથી, તથા સુરજ અને ચંદ્રના તથા મંગલ અને બુધ સેતારાઓના સોગંદથી, તથા શમશેરના પકડનારા મર્દોના કૌવતના સૌગદ લેઇને હું કહુ છું કે હવે પછી હું એક પળની પણ ઢીલ કરવાનો નથી, પણ હું જોરાવર મગરની મીશાલે તે પાહાડ ઉપર ઉતાવલે દોડશ. તેઓ એક હોય યા એક લાખ સવારો હોય તોપણ એકદમ હું તેઓના ભેજાં બાહાર કાઢશ. હું તે પાહાડની ઉંચાઇ ઉપર પગે ચાલીને જવશ અને જોવશ કે તેઓનો કહી તરેહનો અફગાન તાયફો છે. તમામ ખરગાહના જંગલ (ના લોકો)ને હું ગભરાવી મારશ અને તે બુરા વિચારના શખ્સોની ઉપર હું ગમનો આતશ કુંકશ.” તે જવાન બેટા (ના આવી રીતના બોલવા)થી દસ્તાન હસી પડયો અને ગમથી તેનું દિલ વધારે વિચારવંત બન્યું. આથી તે દસ્તાન પરવરદેગારની હજુરમાં (દુખના) પોકાર કરવા લાગ્યો કે “ઓ જમાનાની ગેરદેશથી પણ વધારે ચઢતા સાહેબ! આએ લડાયક જવાનને મેં તુંને સોંફીયો છે. તેથી તું તેનું મોત નિપજાવી મારા દિલને તોડી નાખતો ના. જ્યારથી તેં આએ મારા દિલના ચેરાગને રોશન કીધો છે ત્યારથી તેં મારા દુશમનોના દિલને ગમથી બાલી નાંખ્યાં છે. તેથી લડાયક વાઘ જેવા એ બેટાને

તું મને (પાછો) બક્ષજે. દરેક કીનાની લડાઇમાં તેને ફતેહમંદ બનાવજે" બીજી બાજુએ તેણે તે પીલતનને એમ કહ્યું કે ઓ લડાયક શીંહ જેવા અંજુમનના સરદાર! ફક્ત આએ ચાલતું આખું વર્ષ તું મારી સાથે વધારે ગુજાર કે જેથી તારા હાથની ચુંગાલ લડાઇમાં લાંબી થાય (યાને તું વધારે જોરાવર બને.)

રૂસતમ હસી પડયો અને ફરીથી બોલ્યો કે "કોઇ પણ સુરજને છુપાવી શકવાનો નથી. તારૂં દિલ જે પ્રમાણે ઇચ્છે છે તે પ્રમાણે હું કરશ, અને જેમ તારી ખાહેશ છે તે રસ્તા ઉપરથી હું જલદીથી પુરી પાડશ (યાને તારા દુશમનને હું તોડશ.") એટલું કહીને તે બાધુર પેહેલવાન મીલાદ અને કેશવાદની સાથે બાહાર પડયો. તે પેહેલવાન રૂસતમ પોતાના મેહેલ તરફ ગયો અને ત્યાં તે રોશન રવાનના શખ્સે એક ખુશાલીની મીજલસ બનાવી. તેણે રૂપેરી દિલની સાકીઓને લાલ દારૂ અને સુનાની જામો લાવવાને ફરમાવ્યું. તે ત્રણે જણાઓ તે ખુશાલીની મીજલશમાં બેઠા ખરા પણ તે પીલતનતો લડાઇ તરફના રસ્તાનોજ વિચાર કરતો રહયો. હડેલીમાં ધરેલા પ્યાલાઓમાંનો લાલ રંગનો દારૂ તેઓ પસાર કરવા (યાને પીવા) લાગ્યા જેથી તેઓના ચેહેરા લાલ રંગના બની રહયા. પછી રૂસતમે તે શીંહ જેવા કેશવાદને કહ્યું કે, "દુશમનનું સર જલદિથી નિચે લાવવું ઘટે છે. માટે એ કીનો લેવા માટે આજ રાતની પણ ઢીલ હું કરવા માંગતો નથી. હું ચાલતો અફગાનીસ્તાન તથા ખરગાહની જમીન ઉપરના તે જંગલ અને પાહાડો ઉપર જવશ અને મારાં કૌવતથી તે ખરગાહના જંગલના લોકોને હું તાબે કરશ. હું એ કીનો લેઇને તે જંગલની અંદર એવું નામ કાહાડશ, કે જેથી મસ્ત હાથીઓના દિલ પણ અજબ થાય." મીલાદે તેને કહ્યું કે "ઓ શીંહના જેવા શખ્સ! લડાઇના મેદાનમાં તું પગે ચાલતો કેમ જશે? ઘટતું નથી કે તે પાહાડને મથાડે સુધી તું દોડતો જાય. એમ કામની અંદર તુંએ ખુબી સાથે દરીયાફ્ત કરવો ઘટે છે. તે (કક) કાંઇ ગોરખર, હરન, જંગલી મેંઢો યા જંગલી બકરો નથી પણ પથ્થરના ગારની અંદર રેહેનાર લડાયક સુરવાટ છે. તે શખ્સની સામે સામ જેવો

ફેરાવી શકયો નથી તેની સામે તું એ લગામ ફેરવવી લાયક નથી, હું તો અત્રેજ રેહેવશ અને હું કાંઇ તે રસ્તા ઉપર આવનાર નથી. અફગાન અને લાચીન સેપાહોની સામે હું ટકી પણ શકું નહી," આવી વાતથી રૂસતમ હસી પડયો. તેના ગાલ દારૂથી લાલ બનયા હતા. તેણે એક જામ ભરીને તે (મીલાદ)ને આપી જેથી મીલાદ ઘણોજ ખુસી થયો. તેણે તે (જામ) પીધી અને જમીનને બોસો લીધો તેથી તે લોકપ્રીય પેહેલવાન હસી પડયો. જયારે તેઓ દારૂ પીને મસ્ત થયા ત્યારે તેઓએ દારૂની કેફથી માહાતાબ ઉપર હાથ લંબાવ્યો. તે શીંહ જેવા મીલાદનું મગજ ગરમ થયું ત્યારે તેણે બાધુર પેહેલવાનોને એ પ્રમાણે કહયું કે "ઉઠ, અને લડાઇના હથીયાર પેહેર કારણ કે હવે આપણે આ મીજલસ વચે શરાબની જામો પીવી ઓછી કીધી છે. તેથી આપણે જડપથી ખરગાહના મેદાન તરફ દોડીએ અને અફગાનો તથા લાચીનો વચેથી ધુલને ઉડતી કરીએ." તેહેમતને વિચાર્યું કે તે છાકતો બન્યો છે તેથી તે પોતાના હાથનું જોર દેખાડવાને એમ બોલતો નથી પણ છાકટપણામાં બોલે છે. પછી તે તેહેમતને લડાઇના હથીયાર સજીયાં. તેણે ફીક્કા માણેકના રંગના જેવો તમામ પોશાક પેહેર્યો. તે નામદાર પેહેલવાને સામનરીમાનની સુનેરી કોલાહ માથા ઉપર મુકી તથા કંમર ઉપર તેહેમુરસનો કંમરબંધ બાંધ્યો. તેના તમામ લડાઇના હથીયારો કયોમર્સનાં હતાં. તેણે ખાંધ ઉપર આસમાન જેવી ઢાલ બોલવી અને પોતાના ચેહેરાને સુરજની માફક કીનાથી દિપતો કીધો. તેણે મસ્ત શીંહની માફક તે બે સરદારોની સાથે કક ઉપર કીનો લેવા જવાની કંમર બાંધી. તેઓએ દરવાજાની બાહાર પગ કાઢયા અને ત્યાં દરેક જને પોતાની જબાનને બોલવાથી બંધ કીધી.

તે રાત દામરના જેવી કાલી હતી અને (આસમાન ઉપર) સેતારાઓ, મંગલ અને બુધ પણ દેખાતા હતા નહી. તો પણ તે કાંઇ હબસીના જેવી બીહામની અને ફીકર લાગે તેવી પણ રાત હતી નહી કે જેથી શેરોના દિલ તે (રાતની ફીકરથી અરધાં થાય). આસમાન ઉપર બામદાદનું ઝઝકલું ફેલાયું હતું તેથી સરઇયા સેતારાએ

પોતાની રસીનો છેડો કાપી નાખ્યો હતો (યાને તે અસ્ત પાંમતો હતો.) તેવી મધરાતે રૂસતમ બાહાર પડયો. તેણે દરેક રીતની વાત કરવાથી પોતાના હોટને બંધ કીધા. આખી રાત તે પવનની જડપે ચાલ્યા કીધો. તેનું મગજ કકે કોહજાદ સાથે લડાઇ કરવાને માટે તલપ્યું હતું. એવું બન્યું કે તેજ રાતે તે સીહા દાહાડાના કકે સ્વપનામાં એવું જોયું કે નીમરોજ તરફની ઝાડીમાંથી એક ગરજના કરતો શીંહ બાહાર આવ્યો અને તે હીમત સાથે તેની પાહાડી જમીન તરફ ચાલી આવ્યો. તે શીંહ તિક્ષણ પંજાનો અને ઝનુની હતો, અને તે પોતાના પંજા વડે રસ્તાખેજ કરવા માંગતો હતો. તે બીહામના દેખાવના શીંહે પોતાના ગંભીર મોઢાં સાથે અને ભવાંઓને વાંક આપીને તેની ઉપર એક હુમલો કીધો. તેણે તેને એક પંજો માર્યો અને તે (કક) ને ઉભેલો હેઠે નાખીને તેના ડોકાંને તેના શરીર ઉપરથી તોડી કાઢયું. પછી તેણે તે પાહાડી જમીન ઉપર આગ લગાડી કે જેના ધુમાડાથી જેહાન કાલી થઇ ગઇ. આએ (સવપનાની) ધાસ્તીથી તે પોતાની જગ્યાએથી ચમકી ઉઠયો. તેણે ધાસ્તી ખાધી અને જે (તેને મનથી) મધ હતું તે ઝેહેર બની ગયું. તેણે તેજ રાતે તમામ મોબેદોને બોલાવ્યા અને તેઓ આગળ પોતાના તમામ ખુવાબની વાત કહી. તે બોલ્યો કે એની તાસીર શું છે? તથા તે બાબે આપણે શું કરીએ? અને તેનો ઉપાય શું યોજીએ તે તમો જોઇ કાઢો. તે મોબેદોના દિલ વિચાર ભર્યા થયાં અને વિચારથી તેઓના દિલ કપાવા લાગ્યાં. તેઓ તેના જવાબમાં બોલ્યા કે "જમાનાથી એક નામદાર મર્દ પેદા થયો છે જે હુમલો કરવામાં વાઘ જેવો છે અને દીલમાં હીમત ધરાવવામાં નર શીંહના જેવો છે. તે ઘણાકોનાં માથાંઓને પોતાના પગની નિચે લાવશે. તું જાણ કે આખરે તેનીજ ફતેહ થશે. આએ બાજુએ તે લડાઇ કરવાને આવશે ત્યારે તારે માટે નવી તરાંહનો વખત આવશે" કોહાજાદે તે મોબેદોને એમ પુછયું કે તેના નામથી હું મારા જીવને શા માટે દલગીર રાખું? હું કોઇ પણ શખ્સથી બીહતો નથી. તમો પણ ખુશાલ રહો. તે માટેના ગમ અને દુખને યાદ કરવું એ ફોકટ છે." આથી એક

અક્કલમંદે તેને કહ્યું કે તે દુન્યાને જીતનાર શખ્સ સીસ્તાન તરફથી આવી લાગશે. તું જાણુ કે તે સામની બુન્યાદનો હશે અને તે પોતાની મરદાનગીથી શીંહોની પાસે તેઓના રેહેઠાણો પણ જીતી લેશે. તે એવા એક નામદાર અઝદાહનું બચ્ચું છે કે જેનાથી અઝદાહો પણ છુટકારો મેલવશે નહી. કારણ કે આસમાન પણ તેની કમાનને ખેંચી શકશે નહી. તેની કમાન રાખવાની રીત આપણા વિચારમાં પણ ઉતરી શકે નહી એવી છે. લડાઇની અંદર તેને માટે ઘણીક વાતો થશે. હું જાણુતો નથી કે તે કેવો મરદાનેમરદ નીવડશે."

જ્યારે કકે એવું સમજ્યું ત્યારે તે તેથી હસી પડયો અને બોલ્યો કે આવી બેહુંદી વાત છુપી રાખવી જોઇતી નથી. અગરજો સામ પોતે લડવાને આવશે તોપણ લડાઇ તો તેજ છે કે જેણે પોતે હું મગરમછ જેવાની લડાઇ તો જોયલી છે. અગરજો જાલ આવે તો જાલથી પણ મને શું બીહીવાનું છે? દસ્તાન મારી આગળ શું બીસાદમાં છે? તેતો ફકટ ખાકની એક મુઠી બરોબર છે. ત્યારે તે મોબેદે તેને કહ્યું કે "છેલ્લાં કેટલાક વર્ષ થયાં જાલના બેટાને માટે ઘણી એક વાતો થાય છે." ત્યારે તેણે બીજી વખતે કહ્યું કે "એ બેહુંદી વાત તું બસ કર. સીમુર્ગની સાથે લડાઇ કરવાને માટે કાંઇ માખ આવતી નથી. મુરગથી પરવરેશ થયલો તે શખ્સ શું જાણે અને કૌવટ તથા હુનર શું ધરાવે? જ્યાં સુધી સુરજ પોતાનો ચેહેરો દેખાડતો નથી ત્યાં સુધીજ તારાઓ આસમાન ઉપર ચલકે છે. મારી આગળ તું તેઓની વાત કરતો ના કારણ કે હું કોઇ પણ એવા શખ્સને જોતો નથી કે જે મારી રૂબરૂ આવે." (પછી તેણે ગુસ્સા ભર માણુસોને હોકમ કીધો કે) "અહીં આવરે! મારે માટે દારૂ અને નામીચા ગવેયાને લેઇ આવ, કારણ કે હમણા લડાઇનો કે મારામારીનો કે કીનાનો વખત નથી. આએ ખરાબ જેહાનનો ગમ શાને માટે ખાવો જોઇએ? શરાબની જામોથી હું થોડો વખત ખુશાલી તો મેલવું. આખરે શું થવાનુ છે તે કોણ જાણે છે? જે કાંઇ ચીજ આવશે તેની સાથે હું મારી કંમર બાંધશ. એક હજાર એકસોને અઢાર વર્ષ તો (મારા) ગુજર્યાં છે પણ આએ પાહાડ અને જંગલમાં

પવનતો તેજ ફુંકે છે. આએ દુન્યાની અંદર મારાં દિલની તમામ ખાહેશ બર આવેલી મેં જોઇ છે, તથા દરેક લડાઇના મેદાન મને પસંદ પડતાં બન્યાં છે, તે ત્યાં સુધી કે મારા તમામ કસ્તુરી જેવા કાલા બાલ કપુર જેવા સફેદ રંગના બન્યા છે. વળી મારા હાથના જોરાવર પંજા કમજોર થયા છે તોપણુ અગરજો મારી આગળ અઝદાહ આવે તો પણુ તે મારા તીરની અણીથી કાંઇ છુટકારો મેલવે નહી." એમ કહીને તેણુ ઉપરાસાપરી શરાબ પીધો અને તે શરાબથી તેણુ પોતાના ચેહેરા ઉપરના ગમને દુર કીધો. તેના મેહેલમાંથી ચંગના અવાજ નિકળવા લાગ્યા અને ગવૈયાઓ ચંગના અવાજને પોતાના ગીત સાથે અંદાજમાં લાવ્યા. તેઓના વાજીંત્રના તાર વળી ગવૈયાની આંગલીના એક એક ફટકાથી એવી રીતે સો કુદકા મારી રેહેતા હતા કે કોહોજાદની ખુશાલીની મીજલસ જાણે એકજ વખતની (યાને છેલ્લી) હોય. તે ચંગના ધીમાં સુરે જાણે તેનો ગમ ધર્યો. જાણે તે વાજીંત્ર અને તેના તારો ભાંગીને વેરાઇ જવાના હોય તેમ લાગતું હતું. તે વાંસલીના તન ઉપર ગમથી ચીરા ઉપર ચીરા પડવા લાગ્યા. જાણે કે તે બીજી વખતે દમ લેવાને ઉઠવાનીજ નહી હોય તેમ લાગતું હતું. તે મીજલસમાંના શરાબના શીશાઓ (હાજર રહેલા)ઓમાંથી એક પણુ શખ્સ જીવતો રેહેવાનો નથી તેને માટે લોહીના આંસુ પાડીને રડવા લાગ્યા. એ પ્રમાણે જ્યાં સુધી કોયલો (યાને રાત) કપુર (યાને ઉજાશ)માં ફેરવઇ ગયો ત્યાં સુધી ચાલ્યું. પછી તે પાહાડ અને જંગલમાં સફેદી પ્રકાશી રહી. જ્યારે દુન્યાંની જામમાંથી શરાબ (સુરજ) બહાર આવ્યો ત્યારે જેહાન ખાસ યાકુતના રંગની થઇ ગઇ.

## રૂસતમ મીલાદ અને કેશવાદ સાથે કીલ્લાની તળેટી આગળ આવી લાગ્યો તે વિષે.

તેહેમતન તે ખરગાહના મેદાનમાં આવી લાગ્યો અને તેણુ એક શીંહની માફક તે પહાડની હદને પસાર કીધી. તેણુ ત્યાં પોકાર કીધો કે "હું લડાઇના મેદાનમાંનો એક શેર બચ્ચો અને કીનાનો લેનાર

જેહાનનો પેહેલવાન રૂસ્તમ છું." જ્યારે કોહજાદે એ પોકાર સમજ્યો ત્યારે તે બદ બુન્યાદનું દિલ અને છાતી ધપકવા લાગી. તેની જામમાંનો તમામ દારૂ કાલો થઇ ગયો. તું કહેશે કે જાણે તે (કક) તેના માલાની અંદરનો વાઘ છે. તેણે પુછયું કે "એ પોકાર અને ફરીયાદ કોણુની છે? તમો જુવો કે પાહાડની તળેટી આગળ કોણુ આવ્યું છે? કારણુ કે મેં વાઘનો પણુ એવો પોકાર સમજ્યો નથી અને બબર પણુ કદી એ રીતે જોશમાં આવતું નથી. જાણે કે તે બહારની નવી મોશમના વાદલાંનો ગડગડાટ છે, અથવા તો જંગલમાંનો એક જનુની શીંહ છે. તેટલામાં દરવાજા આગળથી કીલ્લાનો ચોકીબાન ત્યાં આવ્યો. તેનું દીલ વિચારથી ભરેલું અને તેનો ચેહેરો પીલા રંગનો હતો. તેણે તે કકને કહયું કે, "ત્રણુ લડવૈયાઓ આવ્યા છે અને પહાડની તળેટી આગળથી (ઉપર આવવાનો) રસ્તો કાપે છે. આપણુા કેટલાક સ્વારો શેકારને માટે નદીના કીનારા આગળ પહોંચ્યા હતા તેઓએ એ ત્રણુ જણુનો રસ્તો કીનાથી બંધ કીધો પણુ એમ કરતાં તો તેઓ ઉપર વખત શીહા બન્યો છે. તેઓમાના બે ઘાહેલ થયા અને બીજા ત્રણુ ત્યાંથી નહાસી ગયા છે અને જીવતા પારાની ધાતુની માફક જંગલમાં છુપાઇ ગયા છે. હું જાણુતો નથી કે તેઓ શીંહ છે યા અઝદાહ છે? કારણુ તેઓની સાથે લડાઇ કરતાં કોઇ પણુ તેમના હાથમાંથી છટકી શકતું નથી." ત્યારે કકે કોહોજાદે તેને જવાબ દિધો કે "તેઓ મારી સાથે લડાઇ કરવી પવન જેવી સેહેલી ગણે છે. માટે એક દાનેશમંદ શખ્સને ઘટે છે કે તે (જઇને) તેઓ કયા ટોલાના છે તે ખબર લાવે, અને તે ત્રણે નામવરોની બે બાજુને તે બાંધી લે કે જેથી કોઇ બીજાઓ અંહીથી પસાર થવાનું ઇચ્છે નહી. અગરજો તેઓ સામની તોખમના હોય અથવા તો જાલની બુન્યાદના હોય તોપણુ તેણે તેઓની બે બાજુ ચામડાના પતાથી બાંધીને તેઓને બાંધેલા હાથ સાથે આએ બઝમગાહમાં લાવવા ઘટે છે. તેઓ મારી પાસેથી જગ્યા અને બેસવાની જમીન (બંધીખાનું) મેલવશે. કારણુ કે તેને પોતાની ચુંગાલથી મારાં શરીરને ધરવું અને વાઘની માફક જોરાવર પંજાનો બનવું ઘટતું

નથી.તે પોતાના બચપણુમાંજ માર્યો જાય તો સારૂ, નહી તો કે તે સેવટે જમાનાને પણુ પોતાના કબજામા લેશે."

જેવું બેહજાદે એમ સમજ્યું તેવોજ તે ઉભો થયો અને બુરી બુન્યાદના કકની તેણે કેટલીક તારીફ કીધી અને તેની પાસેથી લડાઇ કરવા જવાનો હોકમ માંગયો કે જેથી તે દસ્તાનની નજરમાં (તેના બેટાને મારી નાખીને) જેહાનને શીહા બનાવી દે, તથા તે જો શીંહ જેવો હોય તો તેને પોતાનો બંધીવાન કરે અને તેની ઉમરના દહાડાની સાંજ (અંત) લાવી મુકે. એમ કહીને તેણે રૂમી બખતર પેહેર્યું અને કીનાની સરૂઆત તરીકે ભવાં ઉપર કરચલી ચઢાવી. તે પગથી તે માથાં સુધી લોખંડના પોશાકથી ધંકાયો અને લડાઇ અજમાવવાને પોતાની કંમર બાંધી. તે વખતે તેના ઉપર જમાનો (તેના મોતનો) અફસોસ કરીને રડતો હતો. કારણુ કે એ લડાઇથી તેનો દહાડો અબનુસના જેવો (કાલો) થનાર હતો. (જમાનો તેને કહેતો હતો કે) "તું કાય તેની સાથેની લઢાઇમાં કીનાની કંમર બાંધે છે? (એમ કરીને) તું તારાં જુવાન નશીબનો અંત લાવશે." જ્યારે બેહજાદે હથીયારોથી પોતાનું શરીર શંગાર્યું, ત્યારે તેને કકે કહયું કે, "એ લડાઇના કરનાર પેહેલવાન! તું આએ મારા કેહેવા ઉંપર ધ્યાન રાખજે અને શેર મર્દથી તું હુશીયારી સાથે તારા જીવની અને શરીરની સંભાળ રાખજે." કકના એમ કેહેવાથી બેહજાદ હસી પડયો (અને બોહલ્યો કે), "એ રીતે તું મને હલકો ના ગણુ. લડાઇના વખતમાં મરદાનગીથી શું શું નિપજે છે? ગુરગથી પરવરશ થયલો જાલ હુવે તો રૂસ્તમને માંગનાર થઇ રહેશે (યાને રૂસતમનો ગમ હઇયે ધરશે"). એટલું કહીને તે બુલંદ કીલ્લા ઉપર ગયો અને ત્યાંથી તેણે તે નિચેના જંગલમાં આતુરતા સાથે જોયું તો તેણે એક બાહુર શખશને એક નર અઝદાહુની માફક ઉભેલો જોયો. તે નર અઝદાહ શું પણુ એક બલતો પહાડ હતો. તેનો ચેહેરો સુરજના જેવો હતો, અને ઝનુનમાં તે સુસવાટના જેવો હતો. તેનો પોકાર શીંહના જેવો હતો અને ફલાંગ મારવામાં તે વાઘના જેવો હતો. તે બેહજાદે પેહેલવાનની નજરે રૂસતમને હલકો ગણીઓ અને તેના ઉપર

પોકાર કીધો કે "ઓ જાબુલી ગધેડા! તું શું નામ ધરાવે છે? અને શા માટે તું એ રીતે શીંહ અને વાઘ સાથે લડાઇ કરવાને અત્રે આવ્યો છે? શું તું જાણુતો નથી કે આએ એક એવી જગ્યા છે કે જેની મંગલ સેતારો પણ સાહેબી કરી શકે નહી? જાણુ કે તારૂં મોતજ તુંને અત્રે ઘસડી લાવ્યું છે અથવા તો તારા વખતનો છેડો આવી લાગ્યો છે."

## બેહેજાદ રૂસતમની સાથે લડાઇ કરવાને આવ્યો અને તે કેદ પકડાયો તે વિષે.

જ્યારે તેહેમતનેં તે ચોરનો અવાજ સમજ્યો ત્યારે તેણે એક પોકાર કીધો કે "ઓ મજુરી કરનાર ઓરત! અગરજો તું એક લડાયક મર્દ હોય તો તારો ચેહેરો મને નિચે આવીને દેખાડ, અને પછી હું કેવું જોર અને હીંમત ધરાઉંછું તે તું જો." આથી બેહેજાદ પુશકલ કીના સાથે ગરજના કરતા શીંહની માફક બરાડ મારતો નિચે આવ્યો. જ્યારે તે નિચે આવ્યો અને તેણે તેને નજરે જોયો ત્યારે ફીકરથી તેનો ચેહેરો સમબુલના ફુલ જેવો સફેદ થઇ ગયો. તેણે એક સુરજના જેવો પેહેલવાન જોયો કે જેની ગરમીથી આસમાન પણ બફાઇ જતું હતું. તે ઉંચા કદનો અને જોરાવર બાજુનો હતો. તેનું માથું સીનો અને છાતી તમામ પેહેલવાનના જેવી હતી. તેની બે જાંગ અને બે હાથ લડાયક કેરશાસપના જેવા હતા. તેની કંમર પટલી અને સીનો પોહોલો હતો. તેની પેહેલવાનના જેવી બે આંખો ઝેહેરની બે જામોના જેવી હતી, તે ચોરની ઉપર કેહેર સાથે ફરતી હતી. પછી તે રૂસ્તમે તેને પુછયું કે "તારૂં નામ શું? અને તારાં મોતને વખતે (બાપ તરીકે) વીલાપ કરનાર કોણ છે? ફરતું આસમાન તારી ઉપર કેવી રીતનો આતશનો ઇંગાર રેડનાર છે તેની તુંને ખબર હશે નહી. તું આવી રીતે મારી સાથે લડાઇ કરવાને બાહાર પડયો છે અને લડાઇ કરીને મારી ઉપર કીનો લેવા આવ્યો છે તો હું તુંને મારા લડવાના ગુરજનો સવાદ ચખાડશ અને તારી તોપીની મારફતે તેની નિચેના મગજને તે ગુરજની ખબર પોંચાડશ." આથી

તે બેહેજાદ પેહેલવાન તેની ઉપર ચિરડાઇ ગયો અને તેણે તેને પોતાનો લડાયક હાથ દેખાડવાને ચાહયું. તેણે તેજ વખતે પોતાના ઘોડાને ઉશકેર્યો અને માથાને છુંદી નાખનારા ગુરજને ઉંચો ધર્યો. જેવો રૂસતમે તેને ભારી ગુરજ સાથે હુમલો લાવતાં જોયો, તેવોજ તેણે પોતાના પેહેલવાની લેબાશની કોર કંમર ઉપર વિટાલી અને તે રોશન બુન્યાદના શખ્સે પોતાની ઢાલને માથાં ઉપર આડી ધરીને પોતાનાં દિલ તથા જાનને ફતેહુમંદ યજદાંનને સોંફયા. તુરતજ બેહેજાદે તેની ઢાલ ઉપર ગુરજનો ફટકો માર્યો, જેથી તે ફટકાનો અવાજ તે પાહાડની ઉંચાઇ સુધી ફરી વલ્યો. રૂસતમ તેના આટલા ભારી ગુરજને જોઇને હસી પડયો (અને તેને પુછયું કે) "શું અફગાનોની લડાઇ આવી હોય છે કે? આવી બાજુ અને જોર ધરાવીનેજ શું તું જાલની પાસેથી દર સાલ દસ ચાંમડાં ભરીને સુનું લેતો હતો કે?" જયારે તે અફગાન બેહેજાદે તેનાથી એમ સમજયું ત્યારે તે બોલ્યો કે "હારેમન તારો સાથી (મદદગાર) બનજો. આવી રીતે લડાઇમાં કોપેશનો કરનારો તથા મજબુટ કદ, દમામ, અક્કલ તથા વિચાર ધરાવનારો તું છે તો તું શું નામ ધરાવે છે?" તેણે તેને જવાબ દિધો કે "મારૂં નામ તારૂં મોત છે. હુમણા આએ તારૂં બખતર અને તારી તોપી તારૂં કફન બની જશે." તે બેહેજાદ તેહેમતનને કાંઇ નુકશાંન પુગાડવાને પોતાના ઘોડા ઉપર (ગુસ્સાથી) ઉછલ્યો પણ તેહેમતને ફરીદુન પાદશાહના ગુરજને ગરદન ઉપરથી ઉંચે ઉઠાવ્યો અને તે રૂસતમ લડાઇ કરવાની ઇચ્છા સાથે એક લુહારની માફક પોતાનો ભારી ગુરજ ફેરવતો તેની આગળ આવ્યો. બેહેજાદ પેહેલવાને ઢાલને માથાં ઉપર આડી ધરી અને તેહેમતને પોતાનો લડાયક હાથ અજમાવ્યો. તેણે પોતાનો ગાયની શીકલનો ગુરજ તેના માથાં ઉપર માર્યો કે જેનો પડઘા પાહાડોમાં અને ગોફાઓમાં ફેલાઇ ગયો. આ ફટકાથી બેહેજાદની ઢાલ તેના માથાં ઉપર ચપટી બની ગઇ અને તે જુલમગાર ચોરને તેથી ઇજા પુગી. તેને થયલા જખમથી તેના ઘોડાની પીઠ જોખમઇ ગઇ અને તે ઘોડાની કંમરનું તમામ હાડકું ભાગી ગયું અને તે ચુનંદો મર્દ બેસુધ થઇને જીન

ઉપરથી નિચે તુટી પડયો. થોડા વખત રહીને જ્યારે તે સુધ્ધીમાં આવ્યો ત્યારે તે જખમથી તેનું મગજ કાન આગળથી બાહાર આવેલું તેને લાગ્યું. તે મસ્ત શીંહના જેવો રૂસતમ તેજ વખતે તેની છાતી ઉપર ચઢી બેઠો અને બેહેજાદની બે બાજુને તેણે મક્કમ બાંધી લિધી. પછી તે જુલમગાર બેહેજાદને બંધીવાન હાલતમાં તેણે મીલાદને સોંફીયો.

જ્યારે ત્યાંનાં ચોકીબાનોએ તે રૂસતમનો આવો દમામ જોયો ત્યારે તેઓએ એ ખબર કકને પોહોંચાડી કે, તે નાનો છોકરો જે આફતાબથી જરાએ કમી નથી તેણે બેહેજાદને કેદ પકડયો છે, જંગના મેદાનમાં બેહેજાદ તેની સામે ટકી શકયો નથી અને તેથી તેનું સર અને નામ શરમની અંદર આવી પડયું છે." તે ચોકીબાન કોહેજાદ સાથે આવી વાત કરતો હતો તેટલામાં તેઓએ એક પોકાર સમજયો કે "ઓ બુરી ખસલતના શખ્સ! તું કીલ્લામાં કેમ ભરાઇ બેઠો છે? અને એટલી બધી ઢીલ શું કામ કરે છે? એમ કરવાથી તો તમામ અફ્ગાન લોકોના નામને એબ લાગે છે. તેં તારી કંમરને હમેશાં ચોરી કરવા ઉપર બાંધી છે અને એક મર્દને નહી છાજે તેમ લોકોને પસાર થવાના આએ રસ્તાને તેં ઘેરી લિધો છે. આવી રીતે ચોરી કરવામાં અને લુટફાટ કરવામાં કાંઇ આદમીયતપણું સમાયલું નથી. એ કામ એક ઓરતના કામથી પણ હલકું છે. હવે તારૂં મોત આવી લાગ્યું છે, તો તું શાને માટે વધુવાર થોભે છે? હવે તું લડાઇ કરવાને માટે તારી કંમર બાંધ અને બાહાર આવ, નહી તો કે હું સુરજ, ચંદ્ર તથા મીનોચેહેર પાદશાહ યા તાજ અને તખતના સોગંદથી કહું છું કે હું એ પાહાડની ઉંચાઇએ એક વાઘની માફક ચઢશ તો તે વખતે એ કીલ્લો, કે પાહાડનો એક પથર પણ રાખશ નહી. તમામ અફ્ગાન જમીન ઉપર હું કેહેર વરસાવશ અને આએ કીલ્લાને મારા કીના તરીકે આતશથી સલગાવી દેવશ." જ્યારે તેણે રૂસતમનો અવાજ કાનેકાન સમજયો ત્યારે તું કહેશે કે જાણે તેના મગજમાંથી હોશ કોશ ઉડી ગયા. તેથી કકે પુછપરછ કીધી કે "એ કોણ છે? અને એ એવા પોકાર શાને માટે કરે છે? એ પ્રમાણે એ કોણને માટે

એ મુજબ પોકાર કરે છે? તે કોણને પુછે છે? તે એવી રીતે શું કહેવા માંગે છે? એ સઘલો કીનો અને ગુસ્સો તે પોતાના મગજમાં શાને માટે ધરાવે છે?" ત્યારે તે ચોકીબાને તેને એવો જવાબ દિધો કે, "ઓ નેકનામ! તે એક સ્વાર છે કે જે લડાઇમાં અને કીનો લેવામાંજ કેલવાયલો છે. તે દમ ઉપર દમ પોકાર મારે છે કે, 'હું દસ્તાનનો અને નામવર નરીમાનની તોખમનો રૂસતમ છું.' તે પેલાં જંગલમાં તુંને સોધતો ઉભો છે. તેના જેવો શીંહ આએ પાહાડ તરફ કદીપણ આવ્યો નથી."

## કકે રૂસતમની બાંગ સમજી અને તેણે પોતા માટે પુશકલ બડાઇ હાંકી તે વિષે.

કકે કોહીજાદ દારૂથી છાકટો થયલો હતો તેથી તે મગજમાં પવન ચઢાવીને વાત કરતો હતો. તેણે ફરમાવ્યું કે "મારે માટે હથીયાર લાવ. હવે મને ખુશાલી અને મજાહ ઘટતી નથી. હું તમામ જમાનાને એક ખેલ બરાબર સમજુ છું અને તેથીજ હમણા મારે માટે આએ લડાઇ જાગી છે. મને લાગે છે કે એ પેલા સીમુર્ગના દોસ્તદાર જાલનોજ બેટો છે. જાલે તેને મારી તરફ લડાઇ કરવાને મોકલ્યો હશે પણ તે જાણતો નથી કે તે મગરના મોઢાંમાં આવેલો છે." એટલું કહીને તેણે નામદારી મેલવવાને માટે એક ફીરોજા રંગનું બખતર પોતાના દિલ ઉપર પેહેર્યું. પછી તેણે પોતાની કંમર બાંધી અને માથા ઉપર તોપી પેહેરી. કીનાને લિધે તેની આંખો આગલ જેહાન કાલી બની હતી. એક પાહાડના ટુકડા જેવો ગુરજ કે જેનાથી અલબરૂજ પાહાડ પણ ગભરાતમાં પડતો હતો, તે તેણે ગરદન ઉપર ધર્યો અને કીલ્લા ઉપર ચઢીને તે કીલ્લાની ઉંચાઇ ઉપરથી રૂસતમને (નિચે) જોવા લાગ્યો. તેણે ત્યાં સીદધાં સરોવરના જેવો એક પેહેલવાન જોયો કે જેનો ચેહેરો એક નર તીતરના જેવો (ખુબસુરત) અને કંમર બરૂના જેવી પટલી હતી. તેણે પગથી તે માંથા સુધીંના સઘલાં શરીરને લોઢાંની નિચે ઢાંકયું હતું. તેના ચેહેરા ઉપર બુજોર્ગોના જેવો દમામ હતો. ફરતાં આસમાને ગોયા તેના ઉપર મોઢાં તરીકે

ચંદ્રમાને લાવી મુકયો હતો. તેની લોઢાંની તોપી ગુલમોહુરના ફુલની કોલાહ માફકની રાતી દેખાતી હતી. તેના મોટા દબદબાએ જેહાનને જીતી લિધી હતી અને તેના માથાં ઉપરની કલગીર (પવનથી) સુરજ તરફ જવા માંગતી હતી. કકે કોહોજાદ તેજ વખતે પોતાના દિલ સાથે બોલ્યો કે "આવો બાધુર શખ્સ કોઇ થઇ ગયો હોય એવી મને જરાએ યાદ નથી." પછી કકે તેને બીજી વખત માંથાંથી તે પગ સુધી તપાસીઓ. તેની હીંમત અને તેનું કદ જોયું અને ત્યારબાદ વરસાદની મોસમના વાદળની માફક તેણે એક ગરજના કીધી કે, "ઓ દેવની માફકના બેહુન્દાં મગજના શખ્સ! તું એ રીતે આટલા બધા પોકારો શાને માટે કરે છે? જોકે તારા એવા પોકાર મારા કાનને તો ઘણા ખુશ લાગે છે. તુને કોણે આવી વાઘની રાહારીતી શિખવી છે? અને તારા જીવને મંગરના મોઢાંમાં કોણે મોકલી આપ્યો છે? આએ પાહાડની ઉંચાઇ ઉપર કેવી જગ્યા આવેલી છે તે શું તું જાણતો નથી? એ જગ્યાથી તો સામ નરીમાન પણ નાચાર બન્યો હતો. હવે તેવી આએ પાહાડી જગ્યામાં તું મારી પાસેથી શું માંગે છે? અને આએ લડાઇ કરવાનો તેં શા માટે ઠેરાવ કીધો છે?"

જ્યારે તેહેમતને કકનો અવાજ સમજયો ત્યારે તેણે પાહાડ ઉપર નજર કરીને તેને જોયો. ત્યાં તેણે એક જાડી બાજુ સાથનો અઝદાહ જોયો કે જેનું દિલ પાહાડના જેવું અને સુરત વાઘના જેવી હતી. તેનો ચેહેરો કાલો અને તેની દાઢી કપુરના રંગની સફેદ હતી. તેની બે આંખો લોહીના બે પ્યાલાંના જેવી હતી. તેણે પોતાની ગરદન ઉપર પાહાડના જેવો મોટો ગુરજ ઉઠાવેલો હતો. રૂસતમે તેને કહયું કે "ઓ કાલા ચોર! તારી શુમીયતને લિધે જમીનો અને ખેતરો વેરાન બન્યાં છે. તુંએ આવી રીતની જુઠી જુઠી ડીંગ મારવી નહીં પણ હુનર દેખાડવો ઘટે છે. આવી રીતની (ખોટી) વાત કરવામાં શું આવે છે? તું તો (પાહાડ ઉપર) આસમાનના જેટલી ઉંચાઇએ છે અને હું તો જમીન ઉપર છું. મારા કાન વડે તારી દુરની બાંગ મારાથી સમજી શકાતી નથી. માટે તું નિચે આવ અને મારી બાજુ અને જોર જોઇ લે. નિચે શું જોયા કરે છે?

હમો કોણું માંણસો છીએ અને પાહાડની નિચે શા માટે આવ્યા છીએ તે શું તું જાણુતો નથી? તેં હરેક જગ્યા ઉપર ઘણીએક લડાઇઓ જોઇ છે તો વળી આએ હું એક કીનો લેનાર છું તેના તરફની પણ તું જો." શીંહ જેવા કોહુજાદે એક બરાડ મારી કે "ઓ પેહેલવાન જાલના બદખુનીયાદ બેટા! તું તારા આવા હાથ, જોર અને હુનર ઉપર શું લાડ કરે છે? અગરજો તું આસમાન હશે તો પણ તું ઉંધો પડવાનો. આએ પાહાડની ઉંચાઇ ઉપર હું એક એવી લડાઇ કરશ કે જેથી તમામ પાહાડના પથ્થરો પણ આજેજ થશે." એમ કેહીને તે કકે કોહોજાદ નર અઝદાહની માફક તેની તરફ ચેહેરો ફેરવીને ઉતર્યો. તે દેવની માફકના કકના પગના જોરથી તમામ પથ્થરો ઉખેડાઇ જઇને નિચે ગબડવા લાગ્યા.

## કકે કોહોજાદ પાહાડની ઉંચાઇએથી નિચે આવ્યો અને રૂસતમની સાથે લડાઇ કીધી તે વિષે.

જેવો તે તિક્ષણ ચુંગાલવાલો કક પેલા પાહાડ ઉપરથી નિચે આવ્યો તેવીજ તેણે તે ગરજના કરતા મગરમછ જેવા રૂસતમની છાતી અને ગરદનને જોઇ લિધી. ત્યાં તેણે ગોયા કીનાથી વળ ખાતા એક અઝદાહાનેજ જોયો. તેની બે આંખો ઝેહેરથી ભરેલી અને ભવાં ઉપર ગુસ્સાની કરચલી ચઢેલી હતી. તેના હોટ ઉપર કીનાને સબબે ફીન ચઢેલું હતું. એક મોટો પાહાડ જેવો ગુરજ તેણે હાથમાં ધરેલો હતો. આથી તે રૂસતમની તરફ જોઇને અજબ થયે. તેને જોવાથી તેની બે આંખમાં અંધારાં આવવા લાગ્યાં. જ્યારે કોઇ પોતાની નજર આગળ પોતાના મારી નાખનારને જોય ત્યારે તેનું દિલ તેના ગુસ્સાને માટેની તેને ગવાહી આપે છે. પછી તે કકે કોહોજાદને માટે પવનના જેવી જડપ ચાલનો એક ઘોડો લાવવામાં આવ્યો. તે ઘોડો વીજલીની માફક કુદતો હતો અને તે ખરીથી તે માથાં સુધી લોહાંની અંદર ઢંકાયલો હતો. બામદાદના પવનના જેવો તે ઘોડો દોડવામાં હરણથી પણ આગળ નિકળી જતો હતો. તેની ગરદનથી તે પુન્ડી સુધીના બાળો ઉપર ઘરેણાં લટકાવેલાં હતાં. તે ઘોડો જોવાથી પીલતન રૂસ-

તમ પણ અજબ થયો. કક તેની પીઠ ઉપર સ્વાર થઇને તે મેદાનમાં આવ્યો. તમામ સ્વારો નેજાની અણી આસમાન તરફ ઉંચી કરીને (તે લડાઇ જોવાને) દરવાજામાંથી બાહાર દોડતા આવ્યા. તેઓએ તે પાહાડી જગ્યા ઉપર સફ સમારી અને જમાનાના એમ ફરવાથી તેઓ અજબ થવા લાગ્યા. દરેક શખ્સ એમ બોલતો હતો કે “ આ એ પેહેલવાન અજબ જેવો હીમતવાન છે અને પેહેલવાન કરતાં પણ ચઢતો છે. એના જેવી (લડવાની) ખાહેશ જેહાનની અંદર બીજા કોઇની જોઇ નથી, અને તેથી એ રીતે લડાઇ કરવાથી તેની નામદારી જેહાનની અંદર આસમાન સુધી પુગશે.”

પછી કોહોજાદે પોતાના લડાયક ઘોડાને ઉશકેરીઓ અને રૂસ-તમને એ પ્રમાણે કહયું કે “ ઓ તુન્દી ભરેલા શખ્સ! અગરજો કોઇ કકની સાથે લડાઇ કરવાને આએ તરફ ભપકા સાથે ચાલી આવે તે પોતાને કાંઇ નુકશાન પુગશે નહી એવા વિચારથી પગે ચાલતો પણ આવે છે કે? તું પેહેલવાનના પગો ઘોડા વગરના કેમ છે? તારો નામવરી ભરેલો જાબુલી ઘોડો કયાં છે? એઇ! તું મને ફરીથી કેહે કે તું શું નામથી ઓલખાય છે? અને તુંને મરબાદના પાહાડ સાથે શું લાગે વલગે છે?” તેણે તેને જવાબ દિધો કે “ઓ વર્ષ ખાઉ બુઢા મુરખ! હું જાલનો બેટો થાઉ છું. સામના બેટા દસ્તાનનો બેટો હું તેહેમતન રૂસતમ છું. હું નામદારોનો સરદાર આપ અખ-ત્યાર રૂસતમ છું. જાલે મને તારૂં મોત લાવવાને માટે મોકલ્યો છે કે જેથી તું બુરૂ ઇચ્છનારના શરીરને હું ખાકમાં નાખું. જે તમામ મેહે-સુલ અને ખંડણી તેં હર સાલ દસ ગાયના ચામઢાં ભરીને લિધા છે તે હું તારી પાસેથી પાછી માગું છું. એ સઘલી મેહેસુલ હું પાછી લેવશ અને તારા માથાંને પણ તારા બદબખતી ભરેલા દિલ ઉપરથી કાપી કાઢશ.” તેના એમ બોલવાથી કોહજાદ હસી પડયો અને પોકાર મારીને તથા તેની તરફ પોતાનો ચેહેરો ફેરવીને તેણે વિજ-લીની જડપે તેના ઉપર પોતાના હાથમાનો ભાલો ફેંકયો કે જેથી તેને ઘોડા ઉપરથી નિચે ફેંકે તેહેમતને તે નેજાની અણીને જડપથી પકડી લીધી અને મરદાનગી ભરેલાં જોરથી તે નેજાને તેના પંજામાંથી

ખુચવી લેઇને તેને એવી રીતે આસમાન તરફ ફેંકી દિધો કે તે નજર આગળથી ગુમ થઇ ગયો અને કોઇને પણુ તે આસમાન ઉપરથી દેખાયો નહી. આથી કકનું દિલ ગમના કાલા ધુવાથી દુઃખી થવા લાગ્યું. પછી કકે કોહુજાદે હાથ લંબાવીને ગુરજને તેની જગ્યા ઉપરથી ઉચકયો અને પોતાના ઘોડાને ઉશકેરીને પીલતન રૂસતમની તરફ ધસી ગયો. જ્યારે તે કોહજાદ પોતાના લોઢાનાં ભારી ગુરજને ફેરવતો એક લુહાડની માફક રૂસતમની તરફ આવ્યો ત્યારે તે જાલના ફરજંદે માથા ઉપર પોતાની ઢાલને આડી ધરી અને તે બુરી ખસલતના કકે પોતાના હાથો મારવાને માટે ઉંચા કીધા. કકે તે ઢાલની ઉપર પોતાનો ગુરજ માર્યો અને પોતાનું કામ પુરૂં કીધું, જેથી આસમાનનો ચેહેરો અને ગાલ પણુ ફીકકા મારી ગયા. જ્યારે તે પેહેલવાન રૂસતમના તાલક ઉપર તેણે તે ફટકો માર્યો ત્યારે તેથી રૂસતમને જરાએ દુખ લાગ્યું નહી પણુ કોહોજાદ ઉલટો તેનાથી દુખી થયો. આથી તે કક રૂસતમ કેવી તરેહનું જોર ધરાવે છે તે બાબદથી તથા આખરે તે તેના ગુરજને કાલો બનાવશે તે બાબદથી સમજી ગયો. પછી તેહેમતને સામનો ગુરજ બાહાર કાઢયો અને ત્યારબાદ તેણે એક પોકાર મારીને પરવરદેગારનું નામ દિધું અને પછી પોતાના બે હાથોના જોરથી તેના માંથા ઉપર તેનો ફટકો માર્યો તેથી તે કકનું પાહાડ જેવું શરીર ધ્રુજી રહયું. તેણે ફરીથી પોતાના હાથોનું જોર વાપડીને તે ગુરજનો બીજો ફટકો માર્યો જેથી તેના જોરાવર ઘોડાની કંમર ભાગી ગઇ. કક તેજ વખતે પોતાના આસમાની રંગના ઘોડા ઉપરથી નિચે તુટી પડયો પણુ પાછો જડપથી ઉઠી ઉભો થયો અને પોતાના કમરબંધને પાછો બાંધી લિધો.

પછી તેણે તિક્ષણુ તલવારને મ્યાનમાંથી બાહાર ખેંચી અને તેને કહયું કે "ઓ સામની બુરી ખસલતના બેટા! તું આએ તિક્ષણુ તલવારનો મારે હાથનો એક ફટકો ઝીલ અને લડાઇનો દાહાડો કેવો હોય છે તે જોઇ લે." જેવી તે જવાને પોતાની ઢાલને માંથા ઉપર આડી ધરી કે તેરોજ તેણે તે ઢાલ ઉપર ફટકો માર્યો જેથી તે ઢાલ રેશમી કપડાંની માફક ચીરાઇ ગઇ. પછી તેહે-

મતને પોતાનો શીંહના જેવો પંજો લંબાવ્યો અને તે હીંમતવાન શખ્સની તલવારની મુઠો પકડી લિધી. પણ કકે તે પોતાના જોરાવર હાથમાંથી છોડી દીધી નહી. આથી તેઓના જોરથી તે તલવાર અને તેનો હાઠો ભાગી ગયા. પછી તેઓ ઘોડા વગર એકમેકને વલગી પડીને કાલી ધુલને ઉડતી કરવા લાગ્યા. તેઓએ હાથી અને મસ્ત શીંહની માફક કુશતીમાં હાથ લંબાવ્યો. જ્યારે તેઓ કુશતી રમવા પડયા ત્યારે તે પેહેલાં તેઓએ લડાયક બાજુને જડપથી ખોહલી કરી નાખી. તેઓએ એવો કોલકરાર કીધો કે તે મેદાનમાં મુકકાબાજી ખેલવી અને જે કોઇ મુક્કીથી નિચે પડે તે ફાડી ખાનારા શીંહના પંજાનો શેકાર થયલો ગણાય. પછી તેઓ કીના ભરેલાં દિલના થઇને ઘણી એક મુકકીઓ મારવા લાગ્યા જેથી તેઓની નિચેની જમીન પણ ધ્રુજવા લાગી. તે રૂસતમે એક મુક્કી સખત રીતે ઉગામીને તે સીહા નસીબના કકના કાન ઉપર એવી રીતે મારી જેથી તે ખાકની ઉપર ગબડી પડયો. તેની સુધ્ધી જતી રહી અને તે સુધ્ધી તથા જોર વગર તે જગ્યા ઉપર પડયો. એ પ્રમાણે કક ત્યાં થોડો વખત પડી રહયો અને તેનું તમામ ભારી (મગરૂરી ભર્યું) મગજ હલકું બની ગયું. જ્યારે કકે કોહોજાદ સુધ્ધીમાં આવ્યો ત્યારે તેણે તેહેમતન માટેની ફીકર સાથે બે આંખોને ઉગાડી. તેના તરફ જોતાં તેહમતન કે જે તેના માથાંને શરીરથી જુદુ કરવા ચાહતો હતો તે તેને ત્યાં ઉભેલો જણાયો. રૂસતમે તેને પુછયું કે "તું બીજા શું શું હુનર ધરાવે છે? જે કાંઇ ધરાવતો હોય તે આએ મર્દોને દેખાડ. હવે તારૂં જોર અને તારા ધરપચીયા પોકારો કયાં ગયા? એક મુકીથીજ શું તું અહી અબરૂ પડયો છે કે?" ત્યારે કકે કોહોજાદે તેને એવો જવાબ દિધો કે "મારી જીંદગીમાં આવું બનેલું હું જરા પણ યાદ કરી શકતો નથી. તારી તે કાંઇ મુક્કી હતી નહી પણ જાણે ગુરજનોજ જખમ હતો. મેં કોઇપણ શખ્સનો એવો હાથ અને જોર જોયું નથી. ઓ નામદાર પીલતન રૂસતમ! હું ખુદાની એક શિખામણ તું સમજી લે. તમામ જેબાઇ ભરેલી અને ભપકાવાલી ચિજો તથા અસબાબો, માલ અને સુનેરી તાજવાલી માહાતાબના જેવી ફનીયાઓ, તથા

ચાલાકીવાલા ચીનાઇ અને રૂમી ગોલામો તથા જુદા જુદા દેશોની જે સઘલી ચિજો હું ધરાઉ છું તે, તથા તમામ ગાયોના ચામડાં (ભરીને લીધેલું સુનું) એ સઘલું હું તુને આપશ. જો તું મારી પાસેથી મેહેસુલ માંગશે તો તે પણ હું માથે ચઢાવશ. આએ ખરગાહના જંગલના અફ્ગાન તાયફાવાલાઓમાંથી આએ જંગલ અને પાહાડ ઉપરના હજારો સ્વારો શું દસ્તાનની તરફથી કે શું પાદશાહ મીનોચેહેરની તરફથી કંમર બાંધીને લડવાને બાહાર પડશે અને દર વર્ષે તું જે માંગશે તે હું આપશ. હું મારી આએ પાદશાહીમાંથી બસો ખજાના ભરેલાં ચામડાં તુંને આપશ. પણ તું તારા હાથને આએ લડાઇ કરવાથી અને કીનો લેવાથી ટુકા કર અને કીનાથી પાછો ફરી દસ્તાનના ઘેર તરફનો રસ્તો લે. તારી સાથે લડાઇ કરવાથી હું લડાઇને વખતે આએ મેદાન વચેથી (જીવતો) પાછો ફરશ નહી, કારણ કે મારા બુઢાપાએ મને ટુકા પંજાનો (યાને કમજોર) બનાવ્યો છે. તું પણ તારી નોજવાનીમાં (આટલી બધી) હીંમત ના કર અને તારા નસીબના ચેહેરાને ઘાસના જેવો પીલો કરવા ના માંગ, કારણ કે આએ જંગલની અંદર મારૂં એક લાખ માણસોનૂં નેજા સાથનું લશકર છે. જો હું તેઓને એકઠા કરશ તો તેઓ આએ પાહાડ અને જંગલમાંથી આએ મેદાન અંદર રેલાની માફક દોડી આવશે. તેઓ તારી સાથે લડાઇ કરીને તારાં મગજને બાહાર કાઢશે અને તું નાચારી સાથે તે લડાઇમાં માર્યો જશે."

જ્યારે રૂસતમે એમ સમજ્યું ત્યારે તે હસી પડયો અને બોલ્યો કે "તું હવે હીલ્લાં અને મકકરની સાથે એ પ્રમાણે કેમ દોસ્તી પાડે છે? હું તારા આવા ફરેબમાં કેમ પકડાવશ? જ્યારે તું પોતાને ધાસ્તીમાં જોય છે ત્યારે તું એમ યુકિત સોધે છે. અગર જો તું નર અઝદાહના પંજા અને મોઢાંમાંથી સલામતી સાથે છુટવા ચાહાતો હોય તો આવી નાખુશ વાતો બંધ કર અને કાંઇ પણ નુકશાન જોયા વગર તારા હાથ મારી બેડીમાં આપ. હું તુને બાંધીને જાબુલસ્તાનના વડા દસ્તાનની આગળ લેઇ જવશ કે જેથી મારા લશકરના પેહેલવાનો તુને જોય અને એકે એક જન મારી મરદા-

નગીને પસંદ કરે. જ્યારે હું મારી એ ખાહેશ પુરી પાડશ ત્યારે હું તારા જીવને ઇજા દેવાથી બચાવવાની કંમર બાંધશ. અગરજો મારી એ વાતને તું ધીલમાં મુકવા ચાહાતો હોય તો કીનાને માટે (નરે-સરથી) મરદાનગી સાથે કંમર બાંધ." આથી તે કક નાચારી સાથે પોતાની જગ્યાએથી પાછો ઉઠયો અને લડાઇના કરનાર રૂસતમની સામે લડવાને આવ્યો, અને બીજી મરતબે તેની સાથે કુસ્તી રમવાને માટે પોતાના પંજા અજમાવવા લ.ગ્યો. જ્યારે એક શીંહના જેવો હતો તો બીજો વાઘના જેવો હતો. તેઓએ જોરાવર અને લડાયક હાથીઓની માફક એક બીજાની કંમર પકડી. તે બંધે વચે ઘણી એક કોશેશો ચાલુ રહી, પણ તેઓમાનો કોઇપણ એકને તોડી પાડી શકયો નહી.

## રૂસતમ કકની સાથે લડાઇ કરવા ગયો છે એવી ખબર જાલને થઇ તે વિષે.

પેલી તરફ જ્યારે અંધકાર વચેથી આરસીનો તખતો (સુરજ) બાહાર આવ્યો અને જેહાનને સુનેરી રંગની બનાવી અને તેણે આસમાનમાંથી (જાલની) લીલા રંગની બારીમાંથી દીવાનખાનાની અંદર સુનેરી કીરણો ફેંકયાં, ત્યારે સામના બેટા દસ્તાનને એવી ખબર મલી કે સીસતાન તેહમતન વગરનું ખાલી બન્યું છે અને અત્રેથી તે કકની સાથે લડાઇ કરવાને અને તે કકના તેજીવાલાં બજા-રને તોડવાને છુપ.છુપ જતો રહયો છે. વળી તેનું દિલ અને તેનો જીવ કકને માટે ઘણો દુખી બનેલો હોવાથી તે કકની સાથે લડાઇ કરવાને પગે ચાલીને ત્યાં ગયો છે વિગેરે. જ્યારે દસ્તાને એ વાત સમજી ત્યારે રૂસતમનું તે ઉધાં નસીબના ચોર સાથે લડાઇ કરવા જવું થયું તે બાબે તે ઘણો સખત રીતે ધ્રુજવા લાગ્યો. દસ્તાન પોતાના દિલ સાથે બોલ્યો કે "અગર જો નામદાર રૂસતમ એ લડા-ઇમાં માર્યો જશે તો જેહાનમાં કકના જેવો બીજો કોઇ મર્દ રહેશે નહી, અને તેથી અફગાનોને હાથે જાબુલના બુરા હાલ થશે. વળી તેથી મારી નજરમાં તમામ જેહાન કાલી બનશે, જેથી હું બીજા

ગોવાલીઆ (પેહેલવાન) ની કે ટોલાં (યાને લશકર) ની ખાહેશ કરશ નહી (યાને હુ એકાંતવાસ પકડશ.) અગરજો હું ત્યાં જડપથી જવશ નહી તો મારૂં કામ બગડી જશે અને મારાં માણસોની (ઉલટની) સહવારની (યાને સરૂઆતની) સાંજ (યાને આખેરી) થઇ જશે." એમ બોલીને તેણે જોશ સાથે નગારાં વજડાવ્યાં. આથી તમામ સીસ્તાનમાં પોકાર ઉઠી રહયો. જાબુલમાંથી લશકર કંમર બાંધીને દમ ઉપર દમ ટોલાં બનીને એક પાહાડની માફક એકઠું થવા લાગ્યું. પછી જાલેજરે તેઓને એ પ્રમાણે કહયું કે "ઓ અત્રેના મારા લોખંડ જેવાં શેરમર્દો! ખરગાહના મેદાન તરફ આપણને જડપથી જવું જોઇએ છે. માટે તે તરફ હુમલો કરવા જવાથી કોઇએ પણ લગામને પાછી ફેરવવી નહી. કારણ કે રૂસતમ પેલા છોકરાઓની સાથે (કકની સામે) લડાઇ કરવાને ગયો છે. પણ તે બાધુર એવી આશા પકડીને તો ગોયા મગરના મોઢાંમાંજ ગયો છે. અગર જો હું તેને ફરીથી જીવતો જોવશ તો ફતેહુમંદ પરવરદેગારની દરગાહમાં ઉપકાર માનશ. પણ જો તે પીલતન રૂસતમ મરી ગયો હશે તો અફ્ગાનીસ્તાનમાંની તમામ રૈયતને હું ખાલી કરી નાખશ. હું જેહાનના પાદશાહ (મીનોચેહેર) નું લશકર મંગાવશ અને એ (રૂસતમ) ના ખુનને ઢંકાઇ જવા દેશ નહી. તમો આએ લડાઇમાં મને મદદ આપો અને આએ મારા ગમ અને દુખની અંદર ભાગ લેવો." ત્યારે લશકરે તેને જવાબ દિધો કે "ઓ પેહેલવાન! જાન અને મુબારક રવાનને બક્ષનાર યજદાંનના નામથી હુમો કહીએ છીએ કે બલુચાંઓમાંનાં એક પણ જનને હુમો રહેવા દેઇશું નહી અને તેઓના બૈરી છોકરાંઓ વિગેરેને જાબુલ તરફ હંકારી લાવીશું. તે પીલતન પેહેલવાન ખરગાહના લશકર સાથે લડાઇ કરે તેની આગમચ હુમો ત્યાં દોડી પોહોંચીને તેઓ ઉપર હુમલો કરીશું અને સઘલાઓની ગરદન અને પીઠ હુમો ભાંજીશું." પછી સામેસ્વારના દસ્તાને લડાઇ કરવા જવા માટે નરીમાનનું બખતર પેહેરીયું. તથા શીંહ જેવા કેરશાસ્પની કમાન બાંધી તથા બાધુર પાદશાહ કુરંગની તલવાર બાંધી. ત્યાર પછી તે જાલેજર પોતાના માથા ઉપર સરદાર

તરીકેની તોપી પેહેરીને સુનેરી જીનવાલા ઘોડા ઉપર બેઠો. તેણે લશકરમાંથી પચાસ હજાર માણુસો કે જે સઘલા સ્વાર અને પાયદલ લશકરને લગતા હતા તે નામદારોને ચુંટી કાઢયા. જ્યારે જાલ ઘોડા ઉપર બેઠો ત્યારે બામદાદની સફેદી નિકળવાનો વખત થયો હતો. તેઓ સઘલા ત્યાંથી વિજલીની જડપે કુચ કરી ગયા. તેમની હુરોલમાં સામનો દસ્તાન જાબુલમાંથી બાહાર પડયો. તેની અણીવાલી તલવાર અઝડાહાના જેવી મીઆનની અંદર હતી. તે લશકર ખરગાહના જંગલમાં આવી લાગ્યું અને તેથી તે અફ્ગાનો ઉપર જેહાન કાલી બની રહી, જમીન હીલવા લાગી અને હવા ધુજવા લાગી અને અફ્ગાનોના જીવને મોતની ગવાહી આપવા લાગી. જ્યાં સુધી ઉજાશે કાલી રાતનું ગીરેબાન ફારી કાઢીને દિવસ ઉગાડયો ત્યાં સુધી તેઓએ તમામ રાત કુચ કર્યા કીધી.

જ્યારે પ્રકાશનો સુરજ આસમાન ઉપર આવ્યો અને આસમાન ઉપર તે ફરવા લાગ્યો ત્યારે તેહેમતનને કકની સાથે કુશતીમાં રોકાયાને રંજ અને તાપ સાથના બે દાહાડા અને બે રાત પસાર થયા હતા. જ્યારે કોહજાદને તેનું કામ એટલું બધું લાંબુ થઇ પડેલું જણાયું ત્યારે તેણે જાણ્યું કે તેનો વખત હવે પડતો આવ્યો છે. સુરજ બપોરના વખત સુધી ફર્યો ત્યાં સુધી તે કક નીમરોજના પેહેલવાન ઉપર ફાવી શકયો નહી. તમામ જંગલ અને પાહાડ તપવા લાગ્યાં અને સુરજને લિધે તમામ વનને પીલો રંગ પકડયો. તે મેદાન, જંગલ અને ખેતર તપવા લાગ્યાથી તું કહેશે કે તેમાંથી આતશજ નિકલતો હતો. તે મેદાનમાં તેઓના લડાઇના બખતરો પણ ગરમ થઇ ગયાં. તું કહેશે કે તેઓ મીનની માફક નરમ થઇ ગયાં હતા. તે કોહજાદ તરસથી આજેજ થઇ ગયો. તેના તાલવાં તમામ સુકાઇ ગયાં અને હોટ હવાથી ભરેલા બન્યા. તેણે રૂસતમને એ પ્રમાણે કહયું કે "ઓ નોજુવાન! હવે મારામાં કુશતી રમવાની શક્તિ રહી નથી. મને તું થોડો વખત આપ કે જેથી હું નાળાં તરફ દોડું અને પછી પાછી કુશ્તી રમવાને કંમર બાંધું, કારણ કે મારો જીવ તરસથી ચાકચાક થયો છે અને આએ

ગરમ ધુલની અંદર મારૂ દિલ ભુંજાઇ જાય છે. યજદાંન કે જે પેદા કરનાર અને પરવરેશ કરનાર છે તેના નામના સોગંદથી તથા ખુશાલીની મીજલશ, લડાઇ તથા શેકારના જંગલના સોગંદથી હું કહુ છું કે મેં તારા જેવું મગર, કે તારા જેવો નર અઝદાહ કે લડાયક વાઘ કદીપણ જોયો નથી. કારણ કે તું ફરતા આસમાનની મદદથી લડાઇના વખતમાં એવી રીતે કામ કર્યો જાય છે કે ત્યાંથી નાહાસવા પણ માંગતો નથી, માટે તારી સામે લડાઇમાં ટકી રેહેવાની કોઇપણ શકિત રાખી શકે નહી. તું તારા પંજાથી મગરના ચાંમડાને પણ ચીરી નાખે છે. હું ઘણો લાખો વખત સુધી જેહાનની અંદર પેહેલવાન ગણાતો હતો. શું નાનાઓ કે શું મોટાઓ મારી સામે લડવાની કંમર બાંધતા હતા તેથી મેં ઘણી એક લડાઇ કીધી હતી અને દરેક લડાઇમાં ઘણા એક ખજાનો ધરાવનારા શખ્સો મારાથી હલકા અને રૂસવાઇ ભરેલા થયા હતા. પુશકલ મુવેલાઓ ( ના ઢગલા ) થી હું મેદાનને પાહાડ જેવું બનાવતો હતો. ઘણા એક પાહાડ જેવા શખ્સો મારા જોરથી આજેજ થયા હતા. મારી સામે લડાઇ કરતાં ઘણા એક ઘોડાઓના જીનો ખાલી થયાં હતા. મારા પંજાના જોરથી મેં ઘણા એક માથાંઓને તોડી કાઢયાં હતાં. હુ ઘણાએક સાલો થયાં લડાઇની કંમર બાંધતો આવ્યો છું અને એકેએક પેહેલવાનોને મેં ઘાહેલ કીધા હતા. પણ મારા બુઢાપાએ હાલે મારા હાથને ટુંકા (યાને નબલા) કીધા છે અને મારા કૌવતની મોહોરને તેણે ભાજી નાખી છે. આથી લડાઇમાં હું તારા જોરથી આજેજ થયો છું. તેં મારા જાન ઉપર ધુલને ઉડતી કીધી છે.” રૂસતમ કકની આવી વાત સમજીને હસી પડયો. તે તેની ( આવી પતરાજી ભરેલી ) વાતોને હલકી ગણતો હતો. તેણે કોહજાદને થોડો વખત છુટો કીધો તો પણ કોહજાદે તો જાણી લીધું કે તેનો અંત આવ્યો હતો. તે શીંહ જેવો કોહજાદ એક પાણીનાં ચશમા આગળ ગયો અને તે ચશમાંમાં થોડો વખત ( થંડક મેલવવાને ) પડી રહયો. તેણે ત્યાંથી પાણી પીધું અને પોતાના ચેહેરા તથા શરીરને ધોયું તથા થાકેલા પગને લિધે થોડો વખત સુઇ રહયો. રૂસતમે પોકાર મારીને તેને ફરીથી કહયું કે “ ઉઠ,

બેસી શાનો રહયો છે? ચાલ આવ અને લડાઇ કર. તું શું ઉમેદ રાખે છે? અને કેવી ઉમેદ રાખે છે? તું શા માટે આટલી બધી ઢીલ કરે છે? તુંને મારી નાખવા શિવાય યા કેદી કરવા શિવાય બીજો કાંઈ ચારો નથી. મોતના કરતાં કાલું દુખ બીજું કાંઇ નથી." જ્યારે કોહોજાદે એમ સમજ્યું ત્યારે તે લડાઇની તૈયારી કરવા લાગ્યો. તેના હરીફને તો તેની સાથે લડાઇ કરવામાં મેજબાનીના જેવી મોજ લાગતી હતી. તેઓએ ત્રીજીવાર સખત રીતે કુસ્તીનો હાથ અજમાવ્યો. પુશકલ જોર વાપડવાથી તેઓના બખતરનાં ટુકડે ટુકડા થઇ ગયા. તેઓ એક બીજા ઉપર એવું તો જોર કરતા હતા કે જેથી તે કીના ભરેલાં લડાઇના મેદાનમાં લોહીથી કીચલ બનવા લાગ્યો. તેઓએ એકમેકના માથાં સાથે માથું અઠડાવીને લડાયક શીંહોની માફક એક બીજાની કંમર પકડી. જ્યારે સુરજ આસમાન ઉપર ફરીને સામો આવ્યો (યાને સાંજ પડી) ત્યારે કકની તમામ મરદાનગી અને જોર ઘટી ગયું. તેટલામાં એકાએક લશકરની ધુલ ઉડવા લાગી જેથી આફતાબ અને માહાતાબના ચશમાઓ પણ કાલા થઇ ગયા.

## જાલેજર રૂસતમની મદદે સીસ્તાનથી આવી પોંહોંચ્યો તે વિષે.

તેહેમતને તે ધુલારાં તરફ નજર કીધી કે દાહાડો શાને માટે એટલો બધો અંધારો થઇ ગયો? પણ તે ધુલારામાંથી તો મુબારક જાલ બાહાર પડયો અને પ્રકાશીત સુરજના તડકાં અંદરથી તેણે પોતાની ગરદન બાહાર કાઢી. તેનો વાવતો સીમુર્ગની આકૃતીવાલો સફેદ હતો અને તે વાવટો પોતાની ટોંચને પ્રકાશીત સુરજ તરફ ખેંચતો હતો. તેની પુઠે પચાશ હજાર માણસોનું પાયદલ લશકર કંમર તંગ બાંધીને આવતું હતું. ખરગાહનું તમામ જંગલ લશકરથી ભરાઇ ગયું અને જેહાને નવેસરથી લડાઇ અને કજીયો કરવા માંડયો. જ્યારે રૂસતમે તે તરફ નજર કીધી ત્યારે તેણે દસ્તાન કે જે ચીનના દરીઆની માફક તેની આગળ દોડતો આવતો હતો તેને

જોયો. આથી તેણે પેદા કરનારની આગળ ફરીયાદ કીધી કે એ ખોદા! તારાથીજ આએ ઉંચુ આસમાન ટકી રહયું છે. તારા હોકમ મુજબજ આસમાન અને સુરજ ફરે છે. તારાથીજ અંધારામાંથી ઉજાશ દેખાય છે. તેં મારા ન્યાગાનો કે જેઓ દેવોની સામે લડાઇ કરવાને કંમર બાંધતા હતા તેઓને હુનર બક્ષીયો હતો, માટે મને પણ તું તેવુંજ નુર અને જોર બક્ષ અને કીનાના મેદાનમાં સુરજના જેવો તાપ મને બક્ષ. હું ચાહતો નથી કે મારો બાપ જાલ મને એ કામમા મદદ કરે, કારણ કે એવાં કાંમથી તો દુશમનો મને તાણો મારશે." એમ કહીને તે નામદાર પેહેલવાને પોતાના બે હાથોથી તે કકની કંમર ધરી અને તેણે એવું ઇચ્છયું કે તેને ખેંચીને ભોંય ઉપરથી ઉંચે ઉચકે અને પોતાના બાપની સામે લેઇ જઇને જમીન ઉપર ફેંકે. પેલી તરફ જ્યારે દસ્તાને પીલતન કે જે તે હારેમન સાથની કુસ્તીમાં વીટલાયલો હતો તેના ઉપર નજર કીધી ત્યારે તેણે પોતાના લડાયક ઘોડાને દોડાવી મુકયો અને તે લડાઇ કરતા બેટાની આગળ આવી લાગ્યો. તેહેમતને પોતાના હાથો લંબાવીને કકના બે પગોને પકડીઆ અને તેને તે મેદાનમાંથી જડપથી ઘસડી લેઇ ગયો. જેમ શીંહ એક ગાયને ઉંચકી જાય અથવા તો પાદશાહી શકરો એક તીતરને ઉચકી જાય તેમ પીલતન રૂસતમે તેને જમીન ઉપરથી ઉંચકયો અને તેને જાલ અને તેના લશકર આગળ લેઇ જઇને તે પેહેલવાનની આગળ તેને જમીન ઉપર અફાડયો અને ગરજના કરતા શીંહની માફક તે તેની છાતી ઉપર ચઢી બેઠો. તેણે તેની બે બાજુઓને ફાંડાની અંદર બાંધી અને કકનુ માંથું તથા ગરદનને મજબુત શીકરી લીધી.

જ્યારે દસ્તાને એ પ્રમાણે જોયું ત્યારે તેણે ખુશાલી દેખાડી અને રૂસતમને પુશકલ દુવા કીધી. તેણે તેને કહ્યું કે "એ જેહાનના પેહેલવાન તથા નામદારોના સરદાર, અને બુજોર્ગોના ચેરાગ! તારી મરદાનગીથી જેહાનની કંમર સીધી થઇ છે. હવેથી જમાંનો વધુ ગમ યા ઘટાડો જોશે નહી. તું આવા એક શીંહ જેવાના માથાંને તારા ફાંડામાં લાવ્યો છે કે જે કામ કેરશાસ્પ પેહેલવાને યા

નરીમાંને યા સામે કીધું નથી. સામના તમામ ખાનદાનને તેં રોશન કીધું છે અને જુલમગારોના દીલ અને જાનને તેં બાલી નાખ્યા છે. તેં આએ બીહામના અઝદાહની ચુંગાલ અને જુલમમાંથી જેહાનને છોડવી છે." પછી તેણે કોહેજાદને આએ પ્રમાણે કહયું કે "ઓ બદમાશ ચોર અને બુરી ખસલતના સરદાર! તેં સીસ-તાન ઉપર શી તરેહનો જુલમ કીધો છે? તારા વિષેના એવાં એવાં ઘણાક દાસ્તાનો મેં યાદ રાખ્યાં છે. શું તું તે સાહેબોના સાહેબથી પણ બીધો નહી કે તું દરેક વંજારનો રસ્તો ઘેહેરતો હતો અને લોકોનો તમામ માલ જોર જુલમથી ખુચવી લેતો હતો? આવાં કામથીજ તારૂં નસીબ સામટી રીતે આ પ્રમાણે આંધલું થયું છે. આએ મારા વાહાલા નાના બેટાની ચુગાલમાં તું આવી રીતે હાર ખાઇને બંધવો થયો છે. હવે જ્યારે તારો જમાનો પડતો આવ્યો છે ત્યારે તું તેહેમતનના ફાંડામાં નાચાર રીતે પડયો છે. અગરજો જેહાનના ખોદાએ તુંને ખજાનો અને માલ મીલકત બક્ષી હતી તો તેં શા માટે જુલમ કીધો કે આવી સખત રીતે રૂસ્તમને તુંને પકડવો પડયો છે?" ત્યારે કોહજાદે તેને જવાબ આપ્યો કે "ઓ બુઢા જાલ! દુન્યાની આપ લે આવી રીતેજ ચાલે છે. મારી ઉપર પુશકલ વર્ષો ગુજર્યાં છે, અને આએ ફરતી જેહા-નમાં કોઇ પણ મારો જોડીઓ હતો નહીં. મારી બરોબરીમાં નહી સામ, કે નહી નરીમાન, કે નહી પાદશાહ કુરંગ કે નહી લડાયક અને લડાઇનો સોખીન કેરશાસ્પ આવતા હતા. હવે જ્યારે મારા વખતનો છેડો આવ્યો છે ત્યારે હું તારા બેટાના હાથમાં કેદ પકડાયોછું." જ્યારે જાલે એ વાતો તેનાથી સમજી ત્યારે તેણે જાબુલના લશકર તરફ એક નજર ફેંકી અને બોલ્યો કે "તમો શા માટે અટકીને ઉભાછો? કીનાથી તમો અફગાન ચોરોના માથાં કાપો અને આએ લડાઇમાં એક અફગાનને પણ જીવતો રેહેવા દેતા ના. અફગાન લશકર (હવે જીવતું) રહે એવું હું ચાહાતો નથી." આથી જંગી બાધુરો વચેથી એક પોકાર ઉઠયો અને વાઘની માફક તેઓએ એક હુમલો કીધો. તેઓએ ઝેહેરી પાણી પાયલી શમશેરને બાહાર ખેંચી અને તે પાહાડની તલેટીએ ઉભેલાં લશકર ઉપર હુમલો કીધો.

તેઓએ તે સખત પથરા ઉપર ઘણાને મારી નાખ્યા, જેઓના લોહીથી જમીન ચીત્તાની પીઠના જેવી બની રહી. દરેક બાજુએ ધુલ અને લોહી વચે ઢોકાંઓ દેખાવા લાગ્યાં અને તે બુરી મનશાનીના શખ્સોના શરીર ઉંધાં પડયાં. જેમ એક પક્ષી ધુલમાંથી દાના ચુંટે તેમ તેઓએ તે ચોરોના જાનને તેઓના બુરાં શરીરમાંથી ચુંટીને સાફ કરી નાખ્યા. તેઓ એક પછી એકને પોતાની તલવાર વડે તે મેદાનમાં નિચે નાખતા હતા. તેઓના ઢગલાથી આસમાન ઉપરના વાદલનો રસ્તો પણ બંધ થઇ ગયો. કાલી રાત આવી પોહોંચી ત્યાં સુધીમાં તે બુરા વિચારના (ચોરો)માંનો કોઇપણ ત્યાં દેખાયો નહી. પછી સામનો દસ્તાન ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને ત્યાં તેણે છાવણી નાખી, તથા ખુશાલીથી દારૂની જામો ઉઠાવવા લાગ્યો. તેઓ-એ ત્યાં બેશીને દારૂની મીજલશની તૈયારી કીધી અને વાજીંત્ર રામશ-ગર વિગેરે સઘલી ચીજો મંગાવી. તે મુબારક પગલાંના દસ્તાને તમામ રાત રૂસ્તમની યાદ ચાહાવામાં ગુજારી. જ્યારે તે બોહોલાં જંગલમાં રોશની ભરેલો દાહાડો ઉગ્યો ત્યારે તેઓએ દરેક બાજુ-એથી લશકરને આવતું જોયું. તે અફગાન અને લાચીનના સેપાહોનુ હજારો માણુસોનું લશકર હતું. તે સઘલું લશકર ટોલાંબંધ બની ને માથા ઉપર તોપી પેહેર્યા વગર (તાબેદારીની નિશાન દેખાડતું) આવી લાગ્યું. તમામ સેપાહો પોતાની તલવારને ગરદન ઉપર ધરીને અને માથું નમાવીને ત્યાં આવ્યા. તે તમામ લડાયક વરૂઓ મેંઢાં જેવા બન્યા હતા. તેઓએ જાલેજરથી માફી ચાહી અને પોતાની જબાનને ચાપલુસી ભર્યા બોલવાથી સંગારી. તેઓ બોલ્યા કે "હમો લુટારાનો ધંધો કરવાથી બે ગુનાહ છીએ. ગમે તો તું હમોને માફ કર, નહી તો તું હમુને ગરદન મરાવ. તારા હોકમથી ઉલટી રીતે હમો સર ફેરવીશું નહી અને અત્રેથી જે કોઇ પસાર થશે તેને હમો બાંધીશું નહી. તું જે મેહેસુલ અને ખંડની માંગશે તે હમો તુંને આપશું, દર વર્ષે હમો તુંને દશ ગાયનાં ચાંમડાં ભરીને (સુનું) આપીશું." આથી સામના દસ્તાને તેઓના ગુનાહ માફ કીધા અને તેજ વખતે તે પોતાના પગલાં પાહાડ ઉપર લઇ ગયો. તે મુબારક

વિચારનો ખુદા (જાલ) તે કીલ્લામાં દાખલ થયો ત્યારે તેણે તે ઘરને શેહેનશાહના મેહેલ જેવું જોયું. ત્યાંના દરેક ખુનામાંથી તેઓ જુદી જુદી જાતનો ખજાનો મેલવવા લાગ્યા. તેઓ તે પાહાડની દરેક બાજુએ ફરી વલ્યા. તે સામના દસ્તાને ત્યાંથી મોતીઓ, યાકુતો. માણેકો, હીરાઓ તથા કોલાહો, પેહેરનો, તાજ અને કમરબંધો તથા પ્રકાશીત ચંદ્રના જેવી લોંડીઓ, તોપીવાલા ચીનાઈ ગોલામો તથા રેશમી કાપડો, દીનારો, બીવરના ચાંમડાંઓ તથા બીજી જાતના મોઘાં ચાંમડાંઓ જે દુરના શેહેરોમાંથી લાવવામાં આવ્યાં હતાં તથા સુનેરી ગલીચાઓ, બાંદીઓ અને ગોલામો બિગેરે સઘલું પોતાના કબજામા લીધું. ત્યાર બાદ તેણે તે મરબાદના કીલ્લાને ખણી ખોદાવીને સાફ કરી નાખ્યો કે જેથી તે કીલ્લામાંથી એક કાલું ધુ-લારૂં ઉડવા લાગ્યું. એ રીતે તે તમામ કીલ્લાનો નાશ કરવામાં આવ્યો. જ્યારે કકે આવી ખરાબી થતી જોઇ ત્યારે તેણે પોતાના માથા ઉપર ધુલ ભરી. જ્યારે ત્યાં તે કીલ્લાની કે મેહેલની કાંઇ નિ-શાણી રહી નહી, ત્યારે જાલે ત્યાથી ઉકાંગીરી કીધી અને લશકરને ત્યાંથી પાછું હંકાર્યું.

## જાલેજર કોહોજાદના કીલ્લા ઉપરથી પાછો ફર્યો અને પેહેલવાન રૂસ્તમ સાથે સીસ્તાન ગયો તે વિષે.

જ્યારે જાલેજર તે પાહાડી જમીન તરફથી પાછો ફર્યો ત્યારે તેણે સીસ્તાન તરફ ચાલુ મુકયું. એક જોરાવર હાથી ઉપરના ફીરો-જાના તખત ઉપર તેહેમતન નાઇલ નદીના જેવા દમામ સાથે બેઠો હતો. ત્યાંથી તે લડાઇને ચાહાનારો રૂસતમ, પાદશાહ મીનોચેહેરની દરબાર તરફ એ તમામ અસબાબ સાથે ગયો. તે પોતાની સાથે કક અને બેહજાદ ચોરોને પણ સાંકલમાં બાંધીને લેઇ ગયો તથા તે ચોરોનો તમામ અસબાબ જે ઘણી મેહેનત સાથે મેલવ્યો હતો તે પણ સાથે લેવામાં આવ્યો. જ્યારે મીનોચેહેરને એ ખબર મલી ત્યારે તે શાહાનશાહ આ ઝલકાટ ભરેલી વાત સમજીને હસ્નો

થયો. અને બોલ્યો કે "મારાં રાજ્ય અમલમાં નોજુવાન રૂસ-તમ જેવો પોતાની માયથી જન્મ પામ્યો છે. વળી જમાનાની આંખોએ એવું પણ જોયું કે તે દસ વર્ષનું બાળક કીનો લેવાને માટે દોડી ગયું અને કાલી તોખમના હારેમન કકે કોહોજાદની બે બાજુને તેણે બાંધી લિધી. પછી તેણે રેવાજ પ્રમાણે તમામ શેહેરને (કામકાજ કરવાથી) બંધ કીધું અને મીનોચેહેર પોતે સુનેરી તખત ઉપર બેઠો. તેણે જમશેદના રેવાજ પ્રમાણે એક ખુશાલીની મીજલશની તૈયારી કીધી તથા તે પાદશાહે ખુશાલી પાલવામાં કાંઇ કમી રાખ્યું નહી. નોજર પોતે ઢોલ અને હાથી સાથે રૂસતમને લેવા જવાને કેટલાક માઇલ સુધી (શેહેરની) બાહાર આવ્યો. સુનેરી જોડાવાલા તમામ નામદારોએ કાવ્યાની ઝુંડાને ઉંચકયો હતો. નોજરની સાથે ઇરાન જમીનનું તમામ લશકર તથા કીનો સોધનારા શખ્સો જેવા કે ગીવ-કાન, શાવરાન, ફ્રરહાદ, અરાશ વિગેરે નામદારો હતા. તે સઘલાઓ પીલતનને નમાજ કરવાને માટે પગે ચાલતા આવ્યા હતા. જ્યારે તેઓએ અફ્ગાન ટોલાના કકને બાંધેલા હાથ સાથે આવી રીતે હીનો પડેલો જોયો તથા ઉંધી વળેલી મુરાદના બેહજાદને પણ તે નામદાર-ના બંધવા તરીકે જોયો ત્યારે સઘલાઓએ રૂસતમની તારીફ કીધી. અને તેણે તેઓના સાથે આવી બીકટ લડાઇ કીધી તેથી તેઓ અજબ બન્યા. (તેના ઉપર કીધેલા નેશારથી) તમામ રસ્તા ઉપર દીરમનો ગલીચો બીછાઇ ગયો. તે નવા સરદાર (રૂસતમ)ને માટે લોકો ખુશા-લીનો પોકાર કરવા લાગ્યા. તેજ વખતે કારને તેને છાતી સાથે ચાંપીઓ અને ઘણોએક અજબ થઇને તે તેને મીનોચેહેરની આગળ લેઇ ગયો. તેહેમતને મીનોચેહેર પાદશાહની આગળ આવીને તેના તખતના પાયાને બોસો લીધો. મીનોચેહેરે રૂસતમના ગાલને બોસો લીધો અને તેનો ચેહેરો જોઇને તે પાદશાહ ખુશી થયો. તેણે તેને માટે પોતાની પાસે એક સુનેરી તખત મુકાવ્યું જે ઉપર તે નામદાર રૂસતમ આવીને બેઠો.

પછી પાદશાહે તેજ વખતે હોકમ ફ્રરમાવ્યો કે કકને રૂસવાઇ સાથે સુલી ઉપર ચઢાવો. આથી શીહા મોઢાંના જોરાવર ચોરોને

માટે આમુલ[1] શેહેરના મેદાનમાં બે બુલંદ સુલીઓ ઠોકવામાં આવી. જ્યારે બેહેઝાદ અને કેહુઝાદને ત્યાં ઘસડી લાવવામાં આવ્યા ત્યારે તેઓને જોતાંજ લોકો અચરત થઇને બોલતા કે "એક વર્ષના બચાંએ આવું (બાહાદુરીનું) કામ કીધું છે અને અફગાન લશકર સાથે લડાઇ અને મારામારી કીધી છે!" તે ચોરોને તયાં ત્રણ મહીના સુધી લટકાવેલા રાખ્યા જ્યાંથી તેઓના શરીર ઉપરની ચામડી (ઉખડાઇ) નિચે વેરાવા લાગી. ત્યારબાદ તે પાદશાહ તથા લશકર લડાઇને ચાહાનારા રૂસતમના દીદાર જોવા લાગ્યા. તેજ દિવસે ત્યાં એક નવી જાતની મીજલસ બનાવવામાં આવી જ્યાં સરોવર માફક ચાલતો જેહાન પેહેલવાન પણ આવ્યો. ત્યાં તે શેહેનશાહે રૂસતમને એક સુનેરી પોશાક, સુનેરી સાંકલી, તાજ અને કંમરબંધ ભેટ આપ્યાં તથા ખરગાહનું તમામ જંગલ તેને હવાલે કીધું, કારણકે તે તેજ જંગલને જીતનારો સપેહસાલાર બન્યો હતો. ત્યાં રાત અને દાહાડો ખુશાલીમાં દારૂ પીવાવા લાગ્યો તથા વાજીંત્ર અને નગારાં વાગતાં રહયાં. ત્યાંથી અગરનો ધુમાડો આસમાન સુધી ઉંચે ચઢતો હતો. ત્યાંની ખુશાલીની મીજલસથી તથા ચંગ અને વાજીંત્રોના અવાજથી મુરગો અને માછલીઓને પણ ઉંઘ આવી નહી. તે મહીનાની આખેરીએ જેહાનનો પાદશાહ (દરબાર ભરીને) બેઠો અને તેજ વખતે રૂસતમનો હાથ પોતાના હાથમાં ધરીને હસીને કહયું કે "ઓ પીલતન! તારા જેવો લડાઇનો જીતનાર જેહાનમાં કોઇ થશે નહી. દસ્તાનને માટે મારૂ દિલ ઘણું દલગીર થયું હતું કારણ કે તે મેહેરાબનો જમાઇ બનવામાં ઉતાવલો બન્યો હતો, પણ જ્યારથી તું જેહાનની અંદર જનમ પાંમ્યો ત્યારથી તેં મારા દિલને છુપી ખુશાલી બક્ષી છે. તે પાદશાહ ખુશાલ બનશે કે જે તારા વખતમાં તારી નામદારી વચે તખત ઉપર બેસશે. જેહાનનાં લોકોના

---

[1] આમુલ એ માજનદરાનના એક શેહેરનું નામ છે. કકંને આમુલમાં લેઇ જઇને ફાંસી ચઢાવવાનું કારણ એજ હોતું જોઇએ કે માજદરાનના લોકો ફીતુરી હોવાથી તેના જેવા જબરા ચોરને ત્યાં ફાંસીએ ચઢાવી લોકોમાં દેહેશત ફેલાવવી.

ચેહેરા ફરતાં આસમાનની બુલંદી ઉપરના સુરજની માફક તાજા થયા છે. તુંજ ફકટ એવો છે કે તારો કોઇ હરીફ નથી. શીંહો પણ તારા પગની ધુલની બરોબર આવે નહી. હાથીને તો તું એક મુકીથી ધુલમાં લોટતો કરે છે. લડાઇ કરવામાં જેહાનની અંદર તારો હરીફ કોઇ નથી. બદ બુન્યાદ કક કે જેના જેવી બલાએ માયથી કદીબી જન્મ લિધો નથી તેને પણ તેં ભોયેં ફેંકયો છે. તારા હાથના જોરથી તેને તેં બાંધ્યો છે અને તું એક મસ્ત હાથીની માફક આમુલમાં ઘસડી લાવ્યો છે. તારા જેવો આવો બાહાદુર શખ્સ કે નર અઝદાહ કે બરાહ મારતો શીંહ (જેહાનમાં) કદી પણ થઇ ગયો નથી. તારા શિવાય બીજો કોણ એવી મકદુર કરે? (તેથી) ઓ જવાન! તું ઘણા વર્ષો અને મહીનાઓ સુધી જીવતો રહેજે."

## જાલે સામ ઉપર રૂસતમની ફતેહ વીશેનું એક નામું લખ્યું તે વિષે.

ત્યાર પછી જાલે સામ ઉપર નામવર રૂસતમ અને કક વચે થયલી એ લડાઇ વિષેની ખુશ ખબર મોકલી અને તેને તેથી વાકેફ કીધો. જ્યારે હુનરમંદ સામ પેહેલવાને એ ખબર સમજી કે રૂસતમે તે કમીના ચોર કકને પકડયો છે, ત્યારે તે પેહેલવાન તેની આવી બાહાદુરીથી અજબ થયો. રૂસતમ વિષે તથા તેની લડાઇના કામથી તે વાકેફ થતાંજ તેણે ખુસાલી સાથે મીજલશ બનાવવાની તૈયારી કીધી. તેણે એક અઠવાડીયું સુધી તે બાબે ખુશાલી પાલી અને દારૂ પીધો. ખુશાલીથી તે રાત અને દિવસ જામમાં દારૂનો વધારો કર્યો રહેતો હતો. પછી તેણે ખુશાલી સાથે ખજાનાના દરવાજા ખોલ્યા અને બાંગીઓ ફેરવીને દરેક બાજુએથી ગરજાઉ લોકોને બોલાવી મંગાવ્યા. તેણે દરેક જનને તે ખજાનો બક્ષીયો. પછી તેણે જાનને પેદા કરનાર ખોદા આગળ ઘણીએક તોબા કીધી. તેને પીલતનને જોવાની ખાહેશ થઇ તેથી તેજ વખતે તે લશકરને તોડનાર પેહેલવાન સામ જાબુલસ્તાન તરફ રવાના થયો કે જેથી ત્યાં જઇને તે હીમતવાન જવાનનો ચેહેરો જોય.

જ્યારે દુન્યાને જીતનાર જાલને એ ખબર થઇ કે સામ ત્યાંથી ( યાને કરકસારથી ) સીસતાન તરફ આવે છે ત્યારેજ તે પોતાની જગ્યાએથી ઉઠયો અને તેને લેવા જવાની તૈયારી કીધી. તેણે પીલતન રૂસતમને પણ પોતાની સાથે લીધો અને લડાઇ જીતનારા સામને જઇ મલ્યો. જ્યારે સામ આએ જાલના લશકરને આવી મલ્યો ત્યારે તે પેહેલવાનોએ એકમેકની ખબર પુછી. તે શીંહથી જનમેલો રૂસતમ જેવો સામની આગળ આવી લાગ્યો તેવોજ તેણે દોડીને તેના હાથને બોસો લિધો. સામ પેહેલવાને રૂસતમને તે કકના કામો વિષે, લડાઇ વિષે તથા તેની સાથની કુશતી વિષે સવાલો પુછયા. સામ પેહેલવાને તેજ વખતે તેને છાતી સાથે દાબ્યો અને તેની તારીફ કીધી અને પોતાની સાથે તેને ચલાવા લાગ્યો. એ રીતે તેઓ તખતની જગ્યાએ જઇ પુગ્યા. તેહેમતને તેની સાથે રસ્તાના ખુલાસાં અને મુસાફરી વિષેની વાતો કીધી. પછી તેઓએ દારૂ ઉપર હાથ લંબાવ્યા અને પીને મસ્ત બન્યા. સામે રૂસતમ, દસ્તાન વિગેરેની યાદ ( માં દારૂ ) પીયા કીધો. બાહુર સામે જાલ તથા શીંહને પકડનાર રૂસતમની સાથે એક મહીનો ગુજારયો. પછી જમાનાના કામથી હેરાન બનીને તેણે પાછો કરકસાર તરફનો રસ્તો ધરીઓ. તેને વલાવવાને માટે તે બે ફરજંદો તેની સાથે ગયાં અને (એકમેકથી) છુટા પડતાં અફસોસ સાથે રૂદન કીધાં. જાલ અને રૂસતમનું દીલ ગમગીન બન્યું. તેઓની આંખમાંથી ગાલ ઉપર આંસુઓ ગબડવા લાગ્યાં. જેહાન ઘણીએક આજાયબ જેવી વાતો ધરાવે છે. ખરો ભાગ્યસાલી તે કે જે શરીરની આસાની સાથે રહે. હવે કક સાથની લડાઇ અને કુસ્તીની વાત મેં તમામ કીધી છે કારણ કે એ લડાઇ અને કીનાની વાત મારી આગળ ઘણી બીગાડ વગરની હતી. જેહાનના પાદશાહ ( મહમદ ) નું દિલ ખુશાલ રેહજો અને તેનું પાક દિલ હરેક બદીથી દુર રેહજો.

## જેહાનની બેવફાઇ વિષે તથા બીજી નશીયતો.

શાએર કહે છે કે " અરે ઓ ઉંચા બુલંદ આસમાન! તું મને બુઢાપામાં શા માટે ગરજાઉ રાખે છે ? જ્યારે હું જવાન હતો ત્યારે

તેં મને ઉંચાઇએ (સારી હાલતમાં) રાખ્યો હતો. પણ બુઢાપામાં તેં મને રૂશવા થવાને છોડી દિધો છે. મારી ફતેહનું ફુળ કરમાઇને પીલું થયું છે, અને જે રેશમી પોશાક હતા તે દુખને સર હલકા બન્યા છે. પેહલું બાગમાનું લાડ કરતું સરોવર (યાને જવાનીની કાયા) હવે (બુઢાપાથી) બેવડ વલી ગયું છે. વળી પેલા દીપતા ચેરાગો (યાને આંખો) જાંખા મારી ગયા છે. સીહા પાહાડ (યાને કાલા બાલ વાલું માથું) બરફથી (યાને સફેદ બાલથી) ભરાઇ ગયો છે. વળી તમામ લશકર (શરીરના જુદા જુદા ભાગો) પાદશાહ (યાને મગજ) નો ગુનાહ જોય છે. ઓ બુલંદ આસમાન? તું હમણા સુધી એક માયના જેવું હતું અને મારાં દુખ ઉપર જાર જાર આંસુ પાડતું હતું. તારી પાસે વફાદારી અને અક્કલ નથી. તારા કાલા વિચારથી હુ દુખ ભર્યો રહુ છું. માટે હું ખોદા આગળ એવું ઇચ્છું છું કે તેં મારી પરવરશી કીધીજ નહી હતે તો કેવું! જ્યારે તેં મારી પરવરશી કીધી તો પછી તુંએ મને દુખ દેવું હતું નહી. માટે જે વખતે હું આએ કાલી દુન્યામાંથી પસાર થવશ (યાને ગુજરી જવશ) ત્યારે તારો જુલમ હું (ખોદા આગળ) યાદ કરીને કેહેવશ. હું પાક યજદાનની આગળ રડીને તારે માટે ફરીયાદ કરશ, અને રડતાં રડતાં હું મારાં માથાં ઉપર ધુલ ભરશ. જ્યારે જમાનાએ મને બુઢાપાથી તંગ દિલનો થયલો જોયો ત્યારેજ તેણે મને મારા ગુનાહના બે હીસ્સા (જેટલું દુખ) પાછા આપ્યા છે” ત્યારે બુલંદ આસમાને તેને એવો જવાબ દિધો કે “કાંઇ પણ સરોપરો રાખ્યા વગરના ઓ બોલનારા શખસ! મારાથીજ તેં આવી નેકી અને બદી જોઇ છે એમ તું શા માટે કહે છે? અક્કલવાલા માણસે આવી રીતનો પોકાર કરવો કેમ ઘટે? તું મારાથી હર મરતબે ચઢતો છે અને તારા જીવની તું એ રીતે દાનાઇ સાથે પરવરેશ કરે છે. ખાવું, પીવુ, સુવું, વિચાર કરવું તથા બેસવું એ સઘલું તું ધરાવે છે. નેક રસ્તો યા બદ રસ્તો લેવો એ પણ તારાજ હાથમાં છે. હું જે કાંઇ કહુ છું તેમાં મારો ચારો નથી. આફતાબ અને માહાતાબ પણ એવી અક્કલથી વાકેફ નથી. જેણે એ સઘલું પેદા કીધું છે તથા જેણે

રાત અને દિવસને તથા રસમ અને દીનને પેદા કીધી છે તેનાથે તું તારી શાંતી સોધ. તે એક ખોદા છે કે જેની હસ્તીનો ભેદ કોઇને માલમ નથી તથા તેના કામની સરૂઆત અને આખેરી પણ નથી. મને તેણે (યાને ખોદાએ) જે કાંઇ સતા આપી છે તે પ્રમાણે હુ પણ તારા જેવો તેનો ચાકર છું, અને તે પેદા કરનાર સાહેબનીજ પ્રશંતેશ કરનારો છું. તેના ફરમાન શિવાય બીજું કાંઇ પણ મેં કીધું નથી અને તેના વચનથી હું ફરી શકતો નથી. તેટલા માટે તું યજદાંની હજુરમાં (બંદગી કરવાને) જા અને તે યજદાંની પનાહ માંગ. જે હદ વગરની ચિજ તું તેની પાસેથી માગવાનો હોય તે માંગ. તેના શિવાય બીજા કોઇને આસમાનના બનાવનાર તરીકે તું ના બોલાવ. તેજ સાહેબ ચંદ્રને, સુકર સેતારાને અને સુરજને દિપાવનાર છે. બીજું પેગમબર ઉપર દુવા હોજો. દરેક જને તેની દોસ્તીનો વધારો કરવો જોઇએ.

## પાદશાહ મહમુદની તારીફમાં.

મુબારક વિચારનો સરફરાજ મહમુદ કે જેનાથી બુજોર્ગીનું નામ કાયમ છે (યાને ઇરાનના બુજોર્ગોની નામદારી તે મહમુદે શાહનામું લખાવીને કાયમ રાખી છે) અને જેહાનને ધરાવનાર અક્કલથી ભરપુર અબુલકાસમ કે જેના વિચાર અક્કલથી પણ ચઢતે દરજજેના છે, તે એવી રીતે જાવેદાન સુધી ખુશાલ દિલનો રહેજો. તેનું દિલ દુખ, ગમ અને કીનાથી છુટું રહેજો. તે ઇરાન તથા જાબુલસ્તાનનો તથા કનોજથી તે કાબુલની જમીન સુધીનો પાદશાહ છે. તેના ઉપર અને તેના લશકર ઉપર તથા તેના કુટુંબ કબીલા ઉપર અને તેના મુલક ઉપર દુવા હોજો. તે જેહાનને ધરાવનાર મહમુદનો સપેહસાલાર અમીર નશર છે કે જેનાથી ફરતો જમાનો ખુશાલ રહે છે. તેનો પેહેલવાન અબુલમુજફર છે. તે લશકરનો સરદાર ચંદ્રથી પણ (નામદારીમાં) ચઢતો છે, જે ફતેહુમંદ નામનો અને ફતેહમંદ નસીબનો છે; જેનાથી રાજ્યનું અને તખતનું સર ઉંચું ચઢે છે. પાદશાહ મહમુદનું શરીર હમેશાં દુખ વગરનું હોજો. તમામ ખજાનાના ઢગલા ઉપર તે બેસનાર થજો, તેમજ તેના પેહેલવાન પણ ખુશાલ

રહેજો. તે દિલથી રોશન અને ગંજથી આબાદ બનજો. તે ફરતાં આસમાનના જેટલું લશકર ધરાવે છે. દયાને તેના ખાનદાનથી તું દુર લેઇ જતો ના. તેના બાપ બપાવાઓથી તે દીકરાના દીકરાઓ સુધીના તમામ તાજ ધરાવનારા અને ફતેહમંદ રહેજો. તેનો ઇનસાફ તું એવી રીતનો સમજ અને તેની નેકીને વિષે તું એવો વિચાર કર કે તે આસમાનથી પણ સરપાવ પામેલો છે. તે (આસમાન) તેની બાજુએ (રહીને) જુનું બનતું હતું નહી (યાને દોસ્તીને તાજી રાખતું હતું). તે તેના માથાં ઉપર પાદશાહી તાજની માફક રહેતું હતું. તેનું મગજ તાજુ રહેજો અને તેનું શરીર દુખ વગરનું રહેજો. તેનું માથું બુલંદ આસમાનથી પણ ઉંચે જજો. જોજે કે આએ નામું દાનાવોના મગજમાં જાવેદાન સુધી જલકાટ આપશે. તે છેક કયોમરસની તોખમ સુધી જાય છે અને દરેક જન તે નામું તે (બનાવનાર)ના ઉપર આફ્રીન કરીને વાંચશે. આસમાન તેને કાલા દસકત સાથે છપાવીને પ્રગટ કરશે અને સેતારા (યાને ભણેલા)ઓ તેમજ પાદશાહો પણ વાંચશે. બેગુનાહોના દિલમાં એ પાદશાહોના નામ વાંચતાં ખુશાલી ઉપજશે. તે હુનરવાલું, અક્કલ આપનારૂં અને ઇનશાફ શિખવનારૂં નામું જાવેદાન સુધી એક ગોહરની માફક સચવાયલું રહેજો. જેહાનની અંદર કોઇપણ ટકી રહેશે નહી, ફકત તમામ નેકનામીજ યાદગાર રહેશે. ફરીદુન, ઝોહાક અને જમશેદ જેવા ઇરાનના પાદશાહો અને અરબોના સરદારો કયાં છે ? તું જેહાનમાંથી તારી ખાહેશ શિવાય બીજું કાંઇ જોતો ના. તારા મેહેલમાં તારૂં નામ લખેલું રાખજે.

## મીનોચેહેરે પોતાના બેટાને નસીહત કીધી અને ત્યાર બાદ તે ગુજર પામ્યો તે વિષે.

હવે હું ફરીથી મીનોચેહેરની વાત ઉપર આવું છું અને તે ભલા પાદશાહની ખબર લેવું છું. તે ઇનશાફી શાહે ગુજર પામતાં પોતાના બેટાને કેવી (ઉમદા) નશીયત કીધી હતી તે તું જો. જ્યારે

તે એકસો ને વીસ[1] વર્ષની ઉમરે પુગ્યો ત્યારે તેણે આએ જેહાંનમાંથી પાછો ફરવાની તૈયારી કીધી. તેની આગળ નજુમીઓ એકઠા થયા અને તેને આસમાનના ભેદની વાતો કહી. તેઓએ તેના દહાડા વધુ લંબાય એવું જોયું નહી પણ તેને જેહાનમાંથી પાછું ફરવું પડશે એવું જોયું. તેથી તેઓએ તેને તેની શાહાનશાહી ફરમાઇ જવાના દાહાડાની કડવી ખબર આપી કે, “ તુંને બીજી જેહાનમાં જવાનો હવે વખત આવ્યો છે, અને તુંને ત્યાં યજદાંની આગળ જગ્યા મલનાર છે. તેથી હવે જે કાંઇ બંદોબસ્ત કરવો હોય તે ઉપર તું ધ્યાન આપ. કારણ કે મોત તારી ઉપર (અચબુચ) ગલબો કરતું આવવું જોઇએ નહી. અત્રેથી જવાને માટેની જો તેં તૈયારી કીધી નહી હોય તો તે કરી લે અને તારાં શરીરને માટીની નીચે છુપાવવાને તૈયાર થા.” જ્યારે પાદશાહે તે ભેદના જાણનારાઓથી એ વાત જાણી ત્યારે તેણે બીજી રીતની (યાને ગમગોન ભરેલી) દરબાર ભરી. તેણે તમામ મોબેદો અને સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા, અને તેઓ આગળ તેણે પોતાના દિલનો ભરમ કહયો. તેણે નોજરને હાજર થવાને ફરમાવ્યું અને તેને અંદાજાથી પણ વધારે નશીયત કીધી કે “ આએ પાદશાહી તાજ ફરેબ દેનારૂં અને પવનના જેવું છે, તેથી તેના ઉપર તું જાવેદાન સુધી તારૂં દીલ બાંધતો ના. મારી ઉપર એકસોને વીસ વર્ષ ગુજરયાં છે. તેટલો વખત મેં દુખ અને શકતી ખેંચવાને માટે કંમર બાંધી હતી. ફરીદુન પાદશાહના જલકાટની બરકતથી મેં મારી કંમર બાંધી હતી. તેની નસીયતથી (ચાલવાથી) મને હર વખતે ફાયદો થયો હતો. જ્યારે પણ હું તે પાદશાહના કેહવા પ્રમાણે બેધડક ચાલતો ત્યારે હું ઘણી ખુશાલી અને મારાં દિલની ઉમેદ પામતો હતો. મેં શરમ વગરના સેલમ અને તુરની ઉપર મારા મોટી પદવીના મમાવા એરચનો કીનો લીધો હતો. જેહાનને મેં બદકારોથી સાફ કીધી હતી, તથા ઘણાએક નવાં શેહેરો અને કીલ્લાઓ મેં બંધાવ્યા હતા. જેમ હું કહુંછું તેવીજ રીતની મેં જેહાનને જોઇ છે. બનેલા બનાવો વહી જઇને

---

[1] બુનદેહશમાં પણ મીનોચેહેરને ૧૨૦ વર્ષ રાજ્ય કરતો જણાવ્યો છે.

તેમની ગણત્રીને અનદીઠ કીધી છે (યાને તે બનાવો વીસરઇ ગયાં છે). જે ઝાડ જેહેરી પાતરાં અને ફળ આપે તો (તેવાં ઝાડ)ની જીંદગી મોતને પણ કામની નથી. ઘણુંએક દુખ અને સખતી વેઠીયા પછી હુ તુંને આએ શાહાનશાહી તખત અને ખજાનો સપુરદ કરૂં છું. જેમ ફરીદુને મને આપ્યું હતું તેમ હું તુંને પાદશાહોની અજમાયશ કરનારૂં તાજ આપું છું. હવે તું એમજ સમજ કે તારૂં બચપણુ વહી ગયું છે અને તેથી પણ વધારે ખુશાલી આપનારો વખત તારે માટે પાછો ફર્યો છે. તું તારી પાછલ એવી નીશાણી મુકી જજે કે જેથી તું (યાને તારૂં નામ) લાંબી મુદત સુધી નીભી રહે અને તારી તારીફ થવા શીવાય બીજું કાંઇ નહી થાય. કારણુ કે પાક તોખમનાઓજ પાક દીનને નીભાવે છે. માટે સંભાળ અને ખોદાઇ દીનથી તું ફરતો ના. કારણુ કે ખોદાની દીનજ પાક વિચાર પેદા કરે છે. હવે જેહાનની અંદર નવી દીન ફેલાશે કારણુ કે મુસા ૧

---

૧ મુસા એ યાહુદી લોકોના પેગમબરનું નામ છે જે ઇ. સ. પુર્વે ૧૫૬૧ માં જનમ્યો હતો અને ઇ. સ. પુર્વે ૧૪૫૧માં મરણુ પામ્યો હતો. દુન્યાંની અંદર સૌથી પેહેલો પેગમ્બર થયો હોય તો તે જરથોશ્ત હતો. અને મીનોચેહેરને મુસાનું નામ દેતો જણુાવ્યો છે તે ફીરદોસી પછીના મુસલમાન નકલ ઉતારનારાઓએ કાંઇક ગફલતીથી લખ્યું હોય એવો સંભવ માલમ પડે છે. જરથોશ્તના સને બાબે વીદવાનોમાં મતફેર છે. કોઇ તેવણુને ત્રણથી ચાર હજાર વર્ષ ઉપર થઇ ગયલા જણુાવે છે તો કોઇ છ થી આઠ હજાર વર્ષ જણુાવે છે. મુસા પેગમબર જો મીનોચેહેરના વખતમાં થયો હોય તો મીનોચેહેરનો જમાનો જટ માલમ પડી આવે છે. હવે જરથોશ્ત અને મીનોચેહેરની વચે વખતનો એક મોટો ગાલો પસાર થાય છે. માટે મુસા પેગમબર વિષેનો ઇસારો અત્રે ખોટો છે અને નકલ ઉતારનારાઓએ મુસાનું નામ ભુલમાં દાખલ કરી લીધું છે. મોહોલ નામનાં ફ્રેંચ વીદવાને ઘણુાએક શાહનામાઓ સાથે સરખાવીને સુધ શાહનામું બહાર પાડયું છે તે સાથે સરખાવી જોતાં એ ભુલ જટ માલમ પડે છે. તે શાહનામામાં મુસાને બદલે મોબદ બોલ મલે છે. એ બે લીટી નીચે પ્રમાણે છે:-

કનુન નઓ શવદ દર જેહાન દાવરી.
કે **મોબદ** બે આએદ બ પેગંમબરી.

( પેગમબર ) રેહબરી કરવાને માટે આવશે. તે શખશ ઉગમનની ૧ તરફથી આવશે. તેથી તું તપાસજે અને તેની સાથે કીનાથી વરતનો ના. તું નેગાહ કરીને જોજે કે તે યજદાંની દીન હશે માટે તેના શું ફરમાનો છે તે તું સરૂઆતથી તપાસજે. યજદાંની રાહથી તું કદીબી ફરતો ના કારણ કે તેનાથીજ નેકી અને તેનાથીજ બદી છે. ત્યાર પછી તુરકસ્તાનનું લશકર તારી ઉપર ચઢાઇ લાવશે. તેઓ ઇરાનનું તખત લેવાને માટે લડાઇની તોપી પેહેરશે. તેથી જમાનો પોકાર અને શોરથી ભરેલો થશે. એ પ્રમાણે સુરજ આસમાન ઉપર ફરવું કરશે. આગળ ચાલતાં તુને સખત કામો કરવાં પડશે. ઘડીકમાં તુને વરૂ ( જેવો જનુની ) બનવું પડશે તો ઘડીકમાં મેઢું બનવું પડશે. તારી ઉપર પશંગના ૨ બેટાથી નુકશાન આવી પડશે, તથા તુરાનના લોકોથી તારાં કામનો બોજો વધશે. જ્યારે એ ( આસમાન ) નો હોકમ તારી ઉપર આવી પડે ત્યારે ઓ બેટા! તું સામ અને જાલની મદદ માંગજે. જાલની બુન્યાદથી જે નવું ઝાડ ( રૂસતમ ) ઉગી નિકલ્યું છે તે જ્યારે પોતાની બાજુ અને ગરદનને ખીલવશે ત્યારે તે કીનાબાજ બનીને તારી તરફથી કીનો લેવાને માટે આવશે. તેનાથી તુરાન શેહેર ઢાલ (યાને બચાવ) વગરનું બનશે." એટલું કેહેતાં તેના ગાલ ઉપરથી આંસુ પડવા લાગ્યાં. નોજર પણ તેની આગળ જાર જાર રડયો. તે વખતે તેને કાંઇ પણ બીમારી હતી નહી અથવા તો તેને કાંઇ દુખથી આજાર પણ હતો નહી. તેણે પોતાની બંધે કેઆની આંખોને ઢાંકી દિધી તથા ચેહેરાને

---

એ મોબેદ કોણ તેને માટે જો અટકલ કરીએ તો જણાય છે કે જરથોસ્તના જનમની ઘણાક વર્ષો આગમચ અવસ્તામાં જણાવ્યા મુજબ એક મોબેદ પેગમબરી કરી ગયો હતો કે જેનું નામ 'હોમ' હતું. મીનોચેહેર જે મોબેદને માટે કહે છે તે કદાચને આએ 'હોમ' પેગમબર હોવો જોઇએ.

૧ ખાવર બોલ ઉગમન તથા આથમન બંધે હિસાને માટે વપરાય છે. સઘલા પેગમબરો ઉગમન તરફથી આવેલા જણાવ્યા છે. માટે ખાવરનો અર્થ અત્રે ઉગમન કીધો છે.

૨ પશંગ એ અફરાસીયાબના બાપનું નામ છે.

કુમલાવી નાખ્યો અને ઠંડી હાય મારી. તે હુનરમંદ પાદશાહ ગુજરી ગયો અને તેને માટેની વાત જેહાનમાં યાદગાર રહી ગઇ. [1]

(હવે સાયર કહે છે કે) "હું તુને સરૂવાતમાં એક નશીયત કહુ છું કે જેહાનની મેહેરથી તુંએ તારા દિલને ધોઇ નાંખવું જોઇએ.

---

1 મીનોચેહેરના રાજ્યના કેટલાએક અગત્યના બનાવો ફીરદોસીએ આપ્યા નથી તે મીરખોંદ નામનો તવારીખનવેશ લખી જાય છે. તે કહેછે કે એ મીનોચેહેરનાજ રાજ્યમાં અફ્રાસીયાબ પેહેલવેહેલો ઇરાન ઉપર ચઢી આવ્યો હતો અને સઘલે નાશ પાંઠરવા લાગ્યો હતો. આ બાબદને બુનદેહેશથી પણ ટેકો મલે છે (જુઓ બુનદેહેશનો બાબ ૩૪ મો). મીનોચેહેર તેની સામે થયો હતો પણ લડાઇમાં તેની હાર થવાથી તે નાહાસીને તબીરસ્તાનમાં આવેલા આમુલના કીલ્લામાં ભરાઇ બેઠો હતો. બુનદેહેશમાં એ કીલ્લાને પાદશ-ખ્વાર પાહાડ ઉપર આવેલો જણાવ્યો છે. આ કીલ્લો ગણોજ અજીત હતો તેથી આફ્રસીયાબે તેને ઘેરો નાખ્યો હતો પણ લાંબી મુદત સુધી તે ફાવી શકયો હતો નહી. અંતે આફ્રસીયાબને મીનોચેહેરની સાથે સુલેહ કરવી પડી હતી. એ સુલેહ કરતાં એવો કોલકરાર કરવામાં આવ્યો હતો કે અરીશ જેને અવસ્તામાં 'એરેક્ષ' કહયો છે તે નામનો એક ચુનંદો તીરઅંદાજ દેમાવંદ પાહાડ ઉપરથી ઉગમન તરફ તીર ફેંકે અને તે તીર જ્યાં જઇ પડે ત્યાંથી ઇરાન અને તુરાનની સરહદ નકી કરવી. તીરયશ્તમાં એ એરેક્ષને માટે કહયું છે કે "ઇરાનીઓમાં ઘણોજ શેતાબ તીર ફેંકનાર એરેક્ષ નામના ઉસતાદ તીરઅંદાજ ઇરાનીએ ક્ષએથ પાહાડ ઉપરથી ફેંકેલો તીર ખનવન્ત પાહાડ સુધી મોકલ્યો હતો." કેહેવામાં આવે છે કે ઉપલા કરાર મુજબ એરેક્ષે બામદાદે ફેંકેલો તીર બપોરના ખનવન્ત (યાને બામ્યાન) પાહાડ આગળ જઇ પડયો હતો. કે જ્યાં જીહુન નદી આવેલી છે. એ રીતે સરહદ નકી થયલી જોઇ અફ્રાસીયાબ ઇરાન છોડીને તુરાનમાં પાછો ફરયો હતો, અને મીનોચેહેરે પાછું સુલેહ ભરેલી રીતે રાજ્ય ચલાવ્યું હતું. ફીરદોસી એ બનાવને નોજરના રાજમાં બનેલો જણાવે છે જે આપણે હવે પછી જોઇશું. જ્યારે મીનોચેહેર આમુલના કીલ્લામાં ભરાયલો હતો તેટલા બાર વરષના અમલમાં અફ્રાસીયાબે ઇરાનમાં રાજ્ય કીધેલું કેહેવાય છે અને તેમ બુનદેહે-શમાં પણ જણાવ્યું છે. અફ્રાસીયાબ અને મીનોચેહેર વચેની એ લડાઇ સરહ-દના વાંધા ઉપરથી જાગી હતી. અફ્રાસીયાબે પાદશખ્વારથી તે દુજકો સુધીના મુલકને પોતે દબાવી પાડયો હતો જે મીનોચેહેરે છોડવ્યો હતો એમ મીનો-ખેરદમાં જણાવ્યું છે. બુનદેહેશમાં જણાવ્યું છે કે એ પાદશાહે લોકોને પાણીનું સુખ આપવાને માટે ફરાત (યાને યુફ્રેતીસ) નદીના પાણીને એક મારગમાં એકઠાં કરયા હતાં અને માણસોને તથા ખેતીવાડીને પાણી પુરૂં પાડયું હતું.

જેહાન રંગ અને સોડમવાલું એક ખેતર છે. તેમાં થતી કાપણી તે મોત છે, ઉમર તે પાણી છે અને આપણે તેના રોપા છીએ. તે ખેતરમાં (યાને દુન્યામાં) કાપણીનું કામ હમેશાં એવીજ રીતનું ચાલે છે. મોતની આગળ આપણે ભલા કે ભુડા હોઇએ તોપણ સરખા છીએ. જેમ એક વંજારના માણુસો આએ શેહેરમાંથી પસાર થઇને બીજા શેહેરમાં જાય છે તેમ આપણે આએ બે સફેદ અને કાલા ઘોડા (યાને રાત અને દિવસ) વચે આપણો રસ્તો કાપીએ છીએ. એક ઘોડો આગળ હોય છે તો બીજો પછીને માટે પછવાડે હોય છે. જ્યારે તેની પણ મંજલ આવી પુગે છે કે તે પણ પોતાની વારણ પ્રમાણે ત્યાં પુગી જાય છે. ચાલો ત્યારે આપણે પણ દિલને દુખી રાખશુ નહી, કારણ કે આએ ત્રણ પાંચ દાહાડાની દુન્યા કોઇની થઇ નથી. હવે તું નોજર કે જેની ઉપર જમાનાથી શુ વીટયું હતું તેની પાદશાહીને માટે બોલ.

## નોજરની પાદશાહી સાત વર્ષની હતી. નોજર તખત ઉપર બેઠો તથા તે મીનોચેહેરના રેવાજથા ઉલટો ચાલ્યો તેથી તેને સામ પાછો રાહ ઉપર લાવ્યો તે વીશે.

જ્યારે પાદશાહ નોજર[૧] બાપનો સોગ રાખી રહયો ત્યારે તેણે સનીશ્ચર સેતારાની ચાલ વચે પાદશાહી તાજ માથાં ઉપર મુકયું. નજુમીઓએ તેના સેતારાઓની ચાલ જોઇ અને જેમ ઘટતું હતું તેમ તેને (તાજ પેહેરાવવાને) માટે એક સુભ દિવસ જોઇ

---

૧ નોજરને અવસ્તામાં 'નઓતર' કહયો છે. એનાથી ઉતરી આવેલાં ખાનદાનને અવસ્તામાં ઘણું નામીચું જણાવેલું છે. નોજર ઘણો નબલો પાદશાહ નીવડયાને લીધે તેને માટેનું બ્યાન અવસ્તામાંથી મલતું નથી. જેમ ફીરદોસીએ મીનોચેહેરના ત્રણ બેટા જણાવ્યા છે તેમ બુનદેહેશ (બાબ ૩૧, ફ૦ ૧૪) માં પણ જણાવ્યું છે જેઓના નામ ફીસ, નોદર અને દુરાસરોબ હતા.

કાઢયો. (તે દિવસે) નોજર મીનોચેહેરના તખત ઉપર બેઠો અને સેપાહો વચે દીરમ અને દીનારો વેહેંચ્યા. ત્યાર પછી બે મહીના ગુજરી ગયા તોપણુ તેણે દરબાર ભરી નહી. તેણે ઇનશાફ અને સખાવતનો માર્ગ પકડયો નહી. તે પાદશાહનું કામ ખાવા પીવાનું અને સુવાનુંજ હતું. એ બાબદને લાંબો વખત વહી ગયો નહી તેટલામાં તે પાદશાહનું મગજ જુલમગાર બન્યું. તેથી જેહાનમાં હર જગ્યાએથી (બેદાદીના) પોકાર નિકલ્યા. તે નવા પાદશાહથી જેહાનના લોકોના સર જુનાં થયાં (યાને લોકો તેનાથી ધરાઇ ગયાં.) જ્યારે તેણે પોતાના બાપની રસમોને વીસારી નાખી ત્યારે તે મોબેદો અને સરદારો સાથે તંટો કરવા લાગ્યો. તેને આદમીયતપણાની રાહારશમ હલકી જણાવા લાગી અને તેનું દિલ ખજાના અને પૈસાનું ગોલામ થઇ રહયું. જ્યારે તેણે નાચાર ખેડુત તરફ (જુલમનું) સર ફેરવ્યું ત્યારે તેઓ તેના દેશમાંથી બીજા દેશમાં જતા રહયા. સઘલા ખેડુતો (હથીયાર ભીડીને) લશકરીઓ બન્યા અને બાધુર લોકો પાદશાહનો જુલમ જાહેર કરવા લાગ્યા. જ્યારે જેહાનની સપાટી ઉપર પોકાર ઉઠી રહયો ત્યારે તમામ જેહાન જોશમાં આવીઆથી તે જુલમગાર પાદશાહ બીહીધો અને સામેસ્વાર ઉપર એક નામુ મોકલ્યું. તે મોટા પાદશાહે તેના ઉપર ઘણી એક આજેજી અને દુખ સાથે નામુ લખ્યું. સામ તે વખતે સગસાર અને માજંદરાંન તરફ હતો. તેણે તેમાં પેહેલાં જેહાનને પેદા કરનારનું નામ લખ્યું અને લખ્યું કે " પરવદેગાર મંગલ અને સુકર સેતારાનો તથા ખોરશેદનો માલેક છે. તે હાથી તથા કીડીનો પેદા કરનાર છે. તેને ઉંચી મનશનીવાલી (યાને તેનાથી ચઢતી) ચિજથી મુશકેલી ખમવી પડતી નથી તેમ તે કોઇને નાઢલો જાણીને નચિંત રહેતો નથી. અગરજો કોઇ ઘણો બુજોર્ગ હોય યા થોડો બુજોર્ગ હોય તોપણુ તેના કોવતની પાસે સૌ કોઇ સરખા છે. હવે તે સુરજ અને ચંદ્રના બનાવનાર સાહેબના નામથી તથા પાદશાહ મીનોચેહેર કે જેનાથી તાજના ભપકાનો જલકાટ વધ્યો હતો અને વળી તેનાથી મને આવો દરજજો મલ્યો છે તેના

રવાનની દુવાથી હુ લખવું શરૂ કરૂ છું. જે પ્રમાણે વરસાદનું વાદલ પાણી રેડે છે તેજ પ્રમાણે સામ પેહેલવાનની ઉપર મારી તેટલીજ દુવા ઉતરજો. જેહાનનો અનુભવ મેલવેલા, સર અફ્રરાજી સાથના તથા લોકોને પસંદ પડેલા તું પેહેલવાનનું દિલ તથા અક્કલ આબાદ રહેજો અને તારૂં રવાન દરેક જાતના દરદથી દુર રેહેજો. વળી તું જેહાનનો પેહેલવાન તમામ જાહેર અને ખાનગી વાતોથી જાણીતો તો હશે. જ્યારે (મીનોચેહેર) પાદશાહે પોતાની આંખો વીચી હતી ત્યારે તેણે સામનરીમાનને યાદ કીધો હતો. તે પેહેલવાન અને પાદશાહની દોસ્તીની કુમકથીજ મારી પીઠ ગરમ છે (યાને મને મજબુતી છે.) પાદશાહના (મીનોચેહરના) વખતમાં તું તેના મુલકનો સંભાળનાર હતો. તે મીનોચેહેરથીજ આએ તખત અને તાજ જલકાટ પાંમ્યું છે. હાલે તેજ પાદશાહી (લોકોના બલવાથી) દેહેસ્ત ભરેલી થઇ છે અને સઘલો મામલો હદ કુદાવી ગયો છે. માટે તું જો કીનાનો ગુરજ હાથ ધરશે નહી તો આએ (કેઆની) તખત આએ જમીન ઉપરથી ઉખેડાઇ જશે."

જ્યારે એ નામું સામ નરીમાનને પુગ્યું ત્યારે તેણે આએ ખબરથી એક હાય મારી. મરઘાના પોકાર મારવાના પાછલી રાતને વખતે તેની દરગાહમાંથી ઢોલના અવાજ નીકલ્યા. તેણે કરકસાર માંથી એક લશકરને કુચ કરાવી કે જેની આગળ ચીનનો દરીઓ[1] બીશાદ વગરનો થઇ પડયો. તે સામ જડપ સાથે બે મંજલની એક કરીને રસ્તો કાપતો ઇરાનના લશકરના પાદશાહ આગળ આવી પોંહોચ્યો. જ્યારે ઇરાનીઓને એ ખબર થઇ ત્યારે તેઓ ઉતાવલે સામ પેહેલવાનની આગળ ગયા. જેવા તેઓ પેહેલવાનની આગળ આવી લાગ્યા તેવાજ તેઓએ સામ આગળ જમીનને બોસો લિધો. તેઓ સઘલા પગે ચાલતા સામ પેહેલવાનની આગળ ગયા અને ઘણીવાર સુધી તરેહવાર વાત કીધી. દરેક શખસ નોજરને માટે કેહેતો કે "તે નેક રાહ ઉપરથી તમામ રીતે ફરી ગયો છે. પછી તેઓએ નોજરની ચાલ ચલન વિષે કેટલીક વાત તે બુલંદ દરજાના

૧ લખેલી નકલમાં ચીનનો દરીઓ છે.

પેહેલવાનને કહી[1] કે તે તાજ ધરાવનાર નોજર બેદાદી સાથે અને પોતાની બેહૂદી ચાલથી પોતાના બાપના રસ્તા ઉપરથી ફર્યો છે. તેના કરતુકથી જેહાન વેરાન થઇ છે, અને તેનું પ્રકાશીત નશીબ ઉંધુ થયું છે. તે અક્કલ ભરેલી રાહ ઉપર ફરતો નથી, તેથી તેનાથી ખોદાઇ નુર દુર થયું છે, માટે તું સામ પેહેલવાન તારાં રોશન રવાન સાથે (ઇરાનના) તખત ઉપર બેશે તો કેવું સારૂ? તારા બખતથી તમામ જેહાન આબાદ થશે. શું ઇરાન કે શું તેનું તાજ સઘલું તારૂંજ થશે. હમે સઘલા તારા બંદા થઇશું અને તારા હોકમને માન આપીશું. તારી મેહેરબાની મેલવવાને હમે હમારા જીવને પટકી નાખીશું."

સામેસ્વારે તેઓને એવો જવાબ દિધો કે "પરવરદેગાર મારાથી એવું કેમ પસંદ કરશે? નોજર કેઆની તોખમનો છે તેથી કંમરે કંમરબંધ બાંધીને તે તખત ઉપર બેઠો છે. પાદશાહી ભોગવતાં મને તે તાજ ફાયદો કેમ કરશે? એવી વાત કયો શખ્સ પસંદ કરશે? મોટા દરજાના લોકો વચેથી કયો શખ્સ પોતે જેહાનની અંદર એમ બોલી શકશે કે તે નોજરની સામે ઝેહેર ધરાવે છે? અગરજો મીનોચેહેર પાદશાહની બેટી પણ માથે તાજ મુકીને આએ તખત ઉપર બેઠેલી હતે તો પણ હું મારા સરને ખાક ઉપર જોહોંકાવ્યા શિવાય બીજું કાંઇ કરતે નહી. મારી આંખો તેણીથી પણ રોશન રહેતે. અગરજો તેનું દિલ પોતાના બાપની રાહ ઉપરથી ફરી ગયું હોય તોપણ (સારૂં છે કે) તે ઉપર લાંગો વખત વહી ગયો નથી. હજી લોહાંએ એટલો બધો કાત ખાધો નથી કે તેને જલકતું કરવાનું કામ મુશકેલ થઇ પડે. હું તેના ઉપર ખોદાઇ નુર પાછું લાવશ કે જેથી જેહાનનું લોક તેની મેહેરબાની મેલવવાને આતુર રહે, કારણ કે મીનોચેહેરની ખાકજ મારૂં તખત છે અને નોજરના ઘોડાના પગ મારૂં તાજ છે. હું તેને ઘણોએક સમજાવશ અને શીખામણ દેવશ. શિખામણથી હું તેના સેતારાઓને ફાયદા ભરેલી ચાલ આપશ તેટલા માટે તમો આએ જે

1 લખેલી નકલમાં આએ બેત-વધુ છે.

બાબદ બની છે તેથી પશેમાન થાઓ અને તેની સાથે નવો કોલ કરાર કરો. જમાનાની ચાલથી અગર તમો નોજર તરફના રાહાથી ફરશો તો જેહાનને પેદા કરનાર ગુસ્સે થશે અને તમારા પાછા ફરવા પછી (યાને ગુજરી જવા પછી) ત્યાં તમારી જગ્યા આતશ (યાને દોજખ) થશે."

આથી બુજોર્ગ લોકો તેનું કેહેવું સમજી પસેમાન થયા અને નોજરની સાથે નવેસરથી કોલકરાર કીધા. તમામ જેહાન પેહેલવાનના મુબારક કદમથી નવેસરથી જુવાન થઇ.૧ તે સઘલાઓ પસતાવા સાથે નોજરની આગળ ગયા અને દિલોજાનથી તેની આગળ કમીનાપણું બતાવ્યું. જ્યારે સામ પાદશાહ નોજરની આગળ આવી લાગ્યો ત્યારે તેણે તેના તખત આગળ જમીનને બોસો લીધો. નોજર તુરતજ તખત ઉપરથી નિચે ઉતર્યો અને તે સપેહસાલારની સાથે બગલગીરી કીધી. પછી તેણે તેને પોતાની આગળ બેસાડીયો અને કેટલીક પુછપરછ કીધી, તથા તેના ઉપર ઘણીએક નવાજેશ કીધી. પછી પેહેલવાને તેને કહયું કે "એ પાદશાહ! તું ફરીદુનની એક યાદગારી છે. માટે તું પાદશાહી કરવામાં અને ઇનશાફ આપવામાં એવી રીતનો બન કે દરેક જન તારી નેકીની યાદ કરે. જાણ કે જેણે આએ જેહાનને પીછાની તે પોતે તેને પોતાની આરામ લેવાની જગ્યા બનાવતો નથી. આએ જેહાનની અંદર જે કોઇ પોતાના દિલને બાંધશે તેને હુશીયાર લોકો મુરખોમાનો એક ગણશે. તેવો શખ્સ ખજાનો અને માલમીલકત એકઠી કરશે અને તેની તમામ મુરાદો ફલેલી જોશે તેટલામાં મોત તેના માથાં ઉપર શબેખુન વરસાવીને તેના માથા ઉપર કાલી તોપી પેહેડાવશે એમ તે જાણતો નથી. તે મોત તેને તખત ઉપરથી કાલી ખાક અંદર નાખશે અને તેના માથાં તથા તાજને એક ખાડામાં (યાને કબરમાં) ઉતારશે. તેનું દિલ આએ જેહાન સાથે વલગેલું હશે તો તે ખોદાની આગળ ભપકાથી ચાલીને (સુરખરૂઇ સાથે) જશે નહી. તેનું રવાન અંધકાર (યાને દોજખ) માં રેહેશે અને તમામ વર્ષો સુધી તેનો જીવ

---

૧ લખેલી નકલમાં એ બેત વધુ છે.

જંજાલીમાં રેહેશે. પણ એક અક્કલવંત માણસ આ જેહાનમાં શા માટે રંજ વેઠશે? તે તો તે (ગંજ) ને ત્યાં મુકી જશે અને પોતે પણ ગુજરી જશે. એક દરવીસ કે તાજ સાથનું સર મોતની આગળ એકજ સરખું છે. તે (મોત) જેમ ચાહે છે તેમ તેને આ દુન્યાનો રસ્તો પસાર કરાવી જાય છે. માટે તું પણ આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં એવો થા કે જેથી ખોદાની આગળ તું રંજીદા બને નહી. ફરીદુનતો ગુજરી ગયો છે પણ તેની દીનનો માર્ગ અત્રેજ રહી ગયો છે. પણ બદબખત ઝોહાકથી લેઆનતની વાત રહી ગઇ છે."

ત્યારે નોજરે જવાબ દિધો કે "ઓ નામદાર! હું તારા કેહેવા પ્રમાણે મારી જીંદગી ગુજારશ. હું મારાં કીધેલાં (બુરાં) કામોથી પશેમાન થયોછું. હવે પછી હું મારાં શરીરને સખાવત તરફ ફેરવશ." પછી તમામ જેહાન તે મુબારક કદમના નામવર પેહેલવાનથી નવેસરથી જુવાન બની. તે બુલંદીના તખત ઉપર (હવે) નોજર દીપવા લાગ્યો અને તેના ઉપર તે આરામ સાથે દમામથી બેસવા લાગ્યો. પછી તેઓએ એક ખુશાલીની મીજલશ બનાવી અને ત્યાં એક અઠવાડીયું તેઓએ દારૂ અને વાજીંત્ર સાથે ગમતમાં ગુજારીયું. ત્યારબાદ તે જેહાન પેહેલવાન ઉઠી ઉભો થયો અને પોતાને મઠકે પાછો ફરવાની રજા માંગી. (જતાં જતાં) તેણે નોજર આગળ શીખામણના દરવાજા ખોહ્યા અને તેની આગળ મુબારક ફરીદુન, તથા પાદશાહ હુશંગ તથા તખતને દીપાવનાર મીનોચેહેર વિષેની કેટલીક નેક વાતો યાદ કીધી અને બોલ્યો કે "તેઓ જેહાનનો દાદ અને ઇનશાફ સાથે રાખતા હતા અને બેદાદી તરફ પોતાની આંખ ખોલ્લી કરતા હતા નહી." એમ કરીને તે તેના દિલને બદીથી ફેરવીને પાછું નેક રાહ ઉપર લાવ્યો. નોજર તેની ખાહેશ મુજબજ કરતો હતો. તેણે (એ રીતે) પોતાની તરફ બુજોર્ગોના દિલને ગરમ બનાવ્યાં, અને ઇનશાફથી આગળી સઘલી બેદાદીને વીસરાવી નાખી. જ્યારે સામે જે કાંઇ વાતો બુજોર્ગોને તથા ટોલાના પાદશાહને કેહેવાની હતી તે કહી ત્યારે તે નોજર તરફનો ખેલાત કે જે તાજ, તખત, વિટીઓ તથા ગોલામો અને સુનેરી સાજવાલા ઘોડાઓ

તથા સુનાની બે જામો ભરીને હીરા માણેક સાથનો હતો તે લેઇને ત્યાંથી બાહાર પડયો. એ વાતને પણ લાંબો વખત વહી ગયો પણ નોજરને કોઇ પણ રીતનું સુખ અને રાહાત હતી નહી. જ્યારે તેની પાદશાહીના સાત વર્ષ ગુજર્યા ત્યારે તે જોડયા વગરનો પાદશાહ સેકશતેહ હાલતનો થયો.

## મીનોચેહેરના ગુજરવાની ખબરથી પશંગ વાકેફ થયો અને તેણે નોજર સાથે લડવાને લશકર મોકલ્યું તે વિષે.

ત્યાર પછી મીનોચેહેર પાદશાહના મોતની ખબર તુરાનના લશકરને થઇ. વળી નોજરના પડતા કારોબારની તમામ વાતથી પણ તે બુરા વિચારનો પાદશાહ વાકેફ થયો. જ્યારે તુરાનીઓના સરદાર પશંગે[1] એ વાત સમજી ત્યારે તેણે ઇરાનમાં લડાઇ કરવા જવાને ઇચ્છયું. એ વાતથી તેને પોતાના બાપ જાદશમની યાદ થઇ તથા તુરનું નામ (યાદ કરીને) તેણે હાયનો દમ માર્યો. વળી તેને મીનોચેહેર અને તેના લશકરની તથા તેના પેહેલવાનો અને સરદારોના કામોની યાદ આવી. તેથી તેણે પોતાના લશકરના તમામ નામદારો તથા જેહાનના બુજોર્ગો કે જેઓ અરજેસબ, કરસીવજ, બારમાન, અને ગુલબાદ હતા અને તે સઘલાઓ ફાડી ખાનારા લડાયક વાઘોના જેવા હતા તેઓને બોલાવી મંગાવ્યા. વળી વીસે જેવો તેજ પંજાનો પેહેલવાન કે જે પશંગના લશકરનો સરદાર હતો તથા તેનો બેટો

---

૧ એક મુસલમાન અંથકાર પશંગને તુરના ખાનદાનથી નીચે મુજબ ઉતરી આવેલાં જણાવે છેઃ-

તુર-શેરવાન-જઓ-તોરક-વરસીબ-સારપાસપ-પશંગ-અફ્રાસીયાબ. બુન-દેહેશ (બાબ ૩૧) માં તેને એ પ્રમાણે ઉતરી આવેલો જણાવ્યો છેઃ-

તુચ (તુર)-દુરોશાસ્પ-સ્પએનસ્પ-તુરક-જાદશમ-પશંગ-અફ્રાસીયાબ.

અફ્રાસીયાબ[1] જે જેહાનનો પેહેલવાન હતો તેઓને પણ બોલાવી મંગાવ્યાથી તેઓ તેની આગળ જલદીથી આવ્યા. તેણે તેઓની આગળ સેલમ અને તુરની સઘલી વાતો કહી કે "એ કીનો યજદાંથી છુપાવી રાખવો જોઇએ નહી. જે લોકોના માંથામાનું મગજ ઘેલું હોય નહી તેઓ જો એ કામને છુપાવે તો તે વાજબી નથી. ઇરાનીઓએ આપણી ઉપર કેવા કાંમો કીધાં છે? તેઓએ એકી વખતે બદીજ કરવાને કંમર બાંધેલી હતી. તેથી હું હમણાં બુજોરગી ભર્યા તુરનો તેમજ બાધુર અને ભલા પાદશાહ સેલમનો કીનો લેવા ચાહુંછું. હાલે તેજીનો અને કીનો લેવાનો તથા મોઢાંને આંખના આંસુથી ધોવાનો વખત આવ્યો છે. તમો હવે શું કહો છો અને શું જવાબ દેઓ છો? તમો એ બાબે તમારો મુબારક વિચાર જણાવો." બાપના એ પ્રમાણે બોલવાથી અફ્રાસીયાબનું મગજ જોશમાં આવ્યું અને તેના દિલને અધીરાઇ લાગવા માંડી. તેથી તે કીના

---

[1] અફ્રાસીયાબ એ પશંગનો વડો બેટો હતો. બુનદેહેશ (બાબ ૩૧) પ્રમાણે પશંગના ત્રણ બેટા હતા જેઓના નામ ફ્રાસીયાવ, કરસેવજ, અને અઘ્રેરદ હતાં. અવસ્તામાં અફ્રાસીયાબને 'ફ્રંઘ્રસ્યાન' કહેલો છે. એની સાથની લડાઇનું બયાન કરતાં ફીરદોસીએ શાહનામાના સફાઓનો મોટો ભાગ રોકયો છે. તે ઇરાનીઓનો એક ઘણોજ મજબુટ હરીફ હતો તેથી તેને અવસ્તાની અંદર ઝોહાકની માફક ધીક્કારવામાં આવ્યો છે. મીનો ખેરદમાં એને ઝોહાક અને સીકંદરની પગથીએ મુકયો છે અને ત્યાં કહે છે કે હોરમને એઓને અમર્ગીમાં ધારી રાખ્યા હતા પણ હોરમજદે તેઓને ઘટતે ફેજે પોહોંચાડયા હતા. તેણે ઇરાનને નુકશાન પુગાડવાને માટે તે તરફ વેહેતી ઘણીક નદીઓના મુખો ફેરવી નાખ્યાં હતાં કે જેથી ઇરાનને પાણીની ટીપણીથી અને દુકાળથી હેરાન થવું પડે. એ અફ્રાસીયાબનો રાજ્ય અમલ મીનોચેહેર પાદશાહના રાજ્યથી સરૂ થઇ કએખસરૂના રાજ્ય સાથે પુરો થયો હતો. ઇરાનનું કેઆની ખોરેહ મેલવવાની એણે અનેકવાર યુકિતઓ કીધી હતી પણ જમીયાદ યશ્તમાં જણાવવા પ્રમાણે તે ફાવ્યો હતો નહી. એ કેઆની ખોરેહ જે પાદશાહો ઇરાન ઉપર રાજ્ય પદ ભોગવે તેઓનેજ હોરમજદ તરફથી મલતું જણાવ્યું છે તેથી તે ઇરાનનું રાજ જીતવાને ઇરાન ઉપર ઘણીએક લડાઇઓ લેઇ ગયો હતો, પણ તે ફાવ્યો હતો નહી. અફ્રાસીયાબ જ્યારે કએખસરૂ સાથની છેલ્લી લડાઇમાંથી હારીને નાઠો ત્યારે તે એક પાહાડમાં જઇ ભરાયો હતો પણ ત્યાં હોમ ફ્રાશમી નામનો આબેદ બંદગીમાં રોકાયલો હતો તેણે તેને જોયો અને કેખસરૂને સપુરદ કીધો હતો.

ભર્યાં દિલ સાથ અને કંમરે કમરબંધ બાંધીને બાપની આગળ આવ્યો અને જબાંન ખોલી કે, "શીંહ લોકોની સાથે લડાઇ કરવામાં હુ લાયક છું. ઇરાનના સરદારોનો બરોબરીઓ હું છું. અગરજો જાદશમે તલવાર ઉચકી હતે તો જેહાન આવી રીતે ખુવાર થતે નહી. અગરજો તેણે કીનો લેવાને કંમર બાંધી હતે તો ઇરાનમાં બીજો કોઇ પાદશાહી કરતે નહી. હવે મારા બપાવાથી જે કાંઇ (કરવાનું) બાકી રહયું છે તે કીનો સોધવાનું, લડાઇ કરવાનું અને કીમીયું (હીલાં બાહાના) કરી દેખાડવાનું છે. તે કામ ઉપર હું મારી તિક્ષણ તલવારને ખેંચશ કારણ કે આએ મારો શોર ઉઠાવવાનો અને રસ્તાખેજ કરવાનો વખત છે."

જ્યારે પશંગે અફ્રાસીયાબના સીધાં કદ તરફ નજર કીધી ત્યારે એ વાત તેના મગજમાં ઝટ ઉતરી ગઇ. તેની છાતી અને બાજુ શીંહના જેવી અને જોર હાથીના જેવું હતું. તેનો છાયોજ કેટલા માઇલ સુધી પડતો હતો. તેની જબાન કાપી નાખનારી તલવારના જેવી હતી. તેનું દિલ દરીઆના જેવું (મોટું) હતું અને તેની હથેલી વરસાદ વરસાવતાં વાદલની માફકની (સખાવતી) હતી. તેથી તેણે તેને ફરમાવ્યું કે "તું લડાઇ કરવાને માટે તલવાર ખેંચ અને પશંગના લશકર સાથે ઇરાન જા. જ્યારે એક પેહેલવાન પોતાના બેટાને લાયક જોય ત્યારે તેને ઘટે છે કે તે પોતાના માથાંને સુરજ સુધી ઉંચે પુગાડે. કારણ કે તેના મોત પછી તેનું માથું (તેવા બેટાથી) તેની જગ્યાએજ કાયમ રહે છે અને તેથી તે એવા બેટાને પોતાના રાહાબર તરીકે ગણે છે." એટલું કહીને તેણે દેશેદેશથી લશકર મંગાવ્યું અને તેણે નામદારી મેલવે એવું એક લશકર તૈયાર કીધું. તેણે એકઠા કીધેલા ખજાનાનું બારણું ખોલ્યું અને લશકરને તમામ અસબાબની બક્ષેશ કીધી. પછી અફ્રાસીયાબ કીના ભરેલાં દિલ અને સેતાબી ભર્યાં સર સાથે પશંગની આગળ આવ્યો. જ્યારે અફ્રાસીયાબ જંગ અજમાવવાનું એ સઘલું કામ તૈયાર કરી રહયો ત્યારે રેહેનુમાઇ કરનારો અગરીરશ[1] મેહેલમાંથી

---

[1] અગરીરશ એ પાદશાહ પશંગનો બીજો બેટો હતો. એ શાહજાદો ઘણોજ દુર અંદેશ, પરહેજગાર અને દાનાવ બુધ્ધીનો હતો. ઇરાનીઓ સાથે છેડતી નહી સોધવાને માટે તેણે પોતાના બાપને ઘણો સમજાવ્યો હતો. તેણે

બાહાર આવ્યો. તે પશંગનો એ બેટો પાક વિચારનો હતો, જેથી તેને રેહેનુભાઈ કરનારો અગરીરશ કરીને બોલાવવામાં આવતો હતો.૧ તે વીચારવંત દિલ સાથે પોતાના બાપની આગળ આવ્યો કારણ કે દિલનું કામજ વિચાર કરવાનું હોય છે. તેણે તેને કહ્યું કે "ઓ અનુભવી બાપ! તુરકીઓની વચે તેં તારાં સરને મરદાનગીથી ઉચું બનાવ્યું છે. અગરજો મીનોચેહેર ઇરાનમાંથી ગુમ થયલો છે તો પણ પેહેલવાન સામ નરીમાન તથા કેરશાસ્પ અને લડાઇનો જીતનાર કારન જેવા તેના લશકરના સપેહ-સાલારો તો જીવતા છે. એ શિવાય ત્યાની અંજુમનના નામદારો છે

---

પશંગને એવી સલાહ આપી હતી કે પશંગે લડાઇની પેહેલ કાઢવી નહી પણ પોતાના બચાવમાંજ રેહેવું, પણ હુજતી અફ્રાસીયાબ આગળ તેનું કાંઇ ચાલ્યું હતું નહી. અગરીરશ જો કે ઇરાનીઓના દુશમનનો બેટો હતો તો પણ તે ઇરાનીઓ તરફ સારી દાઝ ધરાવતો હતો. બુનદેહેશમાં જણાવ્યું છે કે જ્યારે મીનોચેહેર અફ્રાસીયાબથી બચવાને માટે પદશખવારનાં કીલ્લામાં ભરાઇ બેઠો હતો અને અફ્રાસીયાબે બાર વર્ષ સુધી તે કીલ્લાને ઘેરો નાખ્યો હતો ત્યારે અગરીરશે મીનોચેહેરનો જલદીથી છુટકારો થાય એવી ખોદા પાસે અરજ ગુજારી હતી, અને તે અરજ બાહાલ રહી હતી અને મીનોચેહેર તથા તેનું લશકર બચી ગયું હતું. અફ્રાસીયાબે જયારે અગરીરશની આવી ઇરાનીઓની તરફેનદારીની હીલચાલ જોઇ ત્યારે તેણે પોતાના એ ભાઇને પાછલથી મારી નાખ્યો હતો. વળી નોદરનાં વખતની લડાઇમાં પણ અગરીરશે ઇરાનીઓની સારી સેવા બજાવી હતી. તેણે નોદરને અફ્રાસીયાબને હાથે કટલ થતો બચાવ્યો હતો એટલુંજ નહી પણ પાછલથી તેને તાલમેલથી નહ-સાડી પણ દિધો હતો અને બીજી કેટલીએક ઇરાંનીઓની સેવા પણ બજાવી હતી. ઇરાનીઓની આવી સારી સેવા બજાવવાના બદલામાં બુનેદેહેશમાં જણા-વવા મુજબ એ અગરીરસને ત્યાં ગોપતશાહ નામનો એક ભલો બેટો પેદા થયો હતો. બુનદેહેશ પ્રમાણે અગરીરશની વંશાવળી નિચે મુજબ છેઃ—

અગ્રેરદ–પશંગ–ઝએશ્તી–તુરક–સ્પએનીયસ્ત–દુરાશસ્પ–તુગ–ફ્રેદુન.

અગ્રીરશ એક તુરાની હોવા છતાં તે ભલો અને ઇરાનીઓનો ખેરખાહ હોવાથી ફરવરદીન યશ્ત (ફ. ૧૩૧)માં તેનાં અશો રવાનની યાદ પણ કરવામાં આવી છે.

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

તે તો જુદા. પેલા તલવારના મારનારા બુઢાં વરૂ (ફરીદુન)થી બાધુર તુર અને સેલમ ઉપર કેવો જુલમ ગુજાર્યો હતો તે તો તું જાણે છે. તુરકી લશકરનો પાદશાહ જાદશમ જે મારો બપાવો થાય છે અને જેનું તાજ ચંદ્રના આસમાન સુધી પોહોચ્યતું હતું તેણે પણ એ (કીનો લેવા) બાબે કાંઇ વિચાર કીધો હતો નહી, અને તેણે આરામ ભોગવીને કીનાનું નામ લિધું હતું નહી. જો આપણે પણ તેવો ફેસાદ નહી કરીએ તો તે બેહેતર ગણાશે, કારણ કે એવા ફેશાદથી (આપણા) મુલકોને દુખ ખમવું પડશે." ત્યારે પશંગે પોતાના એ બેટાને જવાબ દિધો કે "અફ્રાસીયાબ એક મગરના જેવો બાધુર છે. શેકારને વખતે તે એક નર શીંહના જેવો છે અને લડાઇની વખતે તે એક લડાયક હાથી જેવો છે. જે નબીરો પોતાના વડવાનો કીનો લેવાની ટક નહી સોધે તો તેની તોખમ ખરી નથી એમ કહેવું લાયક ગણાય. તુંને પણ તે (અફ્રાસીયાબ)ની સાથે જવું પડશે અને દરેક ભલાં અને બુરાં કામમાં તારો મુબારક વિચાર જણાવવો પડશે. જ્યારે વાદલની કોર ઉપરથી ગુસ્સાની નિશાની ગુમ થાય (યાને વરસાદની મોસમ પુરી થાય) અને જંગલો વરસાદથી ભીનાયલાં બને તથા પાહાડો અને જંગલો ઘોડાને ચરવાને લાયકની જગ્યા બને અને ઘાસ ઉગીને પેહેલવાનોની ગરદનથી પણ ઉંચે જાય તથા પાકના ખેતરોથી જેહાન ઘણીજ લીલોતરી પકડે ત્યારે તે વખતે તમો ત્યાંના જંગલમાં તંબુ નાખી મુકામ કરજો. તે વખતે તમો ખુશાલી ભરેલા દિલ સાથે તે લીલોતરી અને ફુલ વાલી જગ્યા તરફ જજો અને લશકરને આમુલના મેદાન તરફ દોરવજો. દહેસ્તાનના મુલકને તમો તમારા ઘોડાની નાલથી કુટી નાખજો અને હુમલા કરીને ત્યાંના પાણીને લોહીથી લાલ બનાવજો. જેમ મીનોચેહેર કીનો લેવાને લડાઇ કરતો તે જગ્યામાંથી તુરની સામે આવ્યો હતો અને તે કાલાં વાદલના જેવું એક લશકર લેઇને આપણી સાથે લડાઇ કરવાને આવ્યો હતો, તેમ વળી તમોને પણ ઘટે છે કે તમો પણ જીન ઉપર સ્વાર થઇને તે (ઇરાની) સરકશોના મગજની ધુલ બાહાર કાઢજો. ઇરાનને અને ત્યાંના લશકરને તે મીનોચેહેરથીજ પનાહ હતી

અને તેનાથી તખત અને દરબાર સોભતા હતાં. જ્યારે તે હાલે ઇરાનમાંથી ગુમ થયો છે તો હવે બીહવાનું શું છે? હવે તો હું તે (નોજર)નું વજન એક મુઠી ખાક બરાબર પણ નથી ગણુતો; મારા દિલમાં નોજર વિષેનો જરાએ દર નથી; કારણુ કે નોજર જવાન છે અને તે (લઢાઇના) ધંધામાં પુરો (માહીતગાર) નથી. માટે તું લડાઇના જીતનાર કારન સાથે તથા અન્જુમનનાં બીજા પેહેલવાન કેરશાસ્પ સાથે લડાઇમાં ઉતરજે. અગરજો તું લડાઇના મેદાનમાં ઇરાંન જમીનના તે બે નામદારો ઉપર ફતેહ પાંમશે તો તેમ કરવાથી આપણા ન્યાગાનોના રવાનો ખુશ થશે, અને આપણું બુરૂ ઇચ્છનારાઓના દિલને તું આતશની ઉપર ભુજાતાં કરશે." તે નામના સોધનાંરા અગરીરશે તે નામવરને એવો જવાબ દિધો કે "હું કીનાથી લોહીની નદી વેહેતી કરશ."

## અફ્રાસીયાબ નોજરની સાથે લડવાને આવ્યો તે વિષે.

જ્યારે જમીન ઘાસથી રેશમી કપડાંના જેવી થઇ (યાને વંસત રૂતુ બેઠી) ત્યારે તુરાનના પેહેલવાનોએ લડાઇને માટે કંમર બાધી. બીજે દાહાડે જ્યારે સુરજ પ્રકાશવા લાગ્યો ત્યારે કીનો લેનારા મર્દો શેતાબીથી ત્યાં આવ્યા. હાથીની પીઠ ઉપર પીતલના ઢોલો ચઢાવવામાં આવ્યાં અને જેહાન લડવૈયાઓથી અબનુશના જેવી કાલી બની ગઇ. તુરકસ્તાન અને ચીન તરફથી લશકરો આવ્યાં તેમાં ખાવર જમીનનું ગુરજ ધરાવનારૂ લશકર પણ હતું. તે લશકરની અધવચ યા છેડો હતો નહી; તેમજ નોજરનું પણ નસીબ જવાન (યાને જોરાવર) હતું નહી. જ્યારે તે લશકર જીહુન નદી[1] તરફ આવી લાગ્યું, ત્યારે તેની ખબર તે મુબારક પાદશાહ નોજરને થઇ.[2] જેવી એ કીનો લેવા આવનારાઓની ખબર નોજરને થઇ તેવુંજ તેણે તમામ પાદશાહી લશકરને બોલાવી મંગાવ્યું. તેણે પડઘમ વજડાવીને લશકરને મેદાનમાં બોલાવ્યું અને તે તમામ લશકરને

---

૧ એ 'જીહુન' તે હાલની ઓકસસ નદી છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

જીહુન નદી તરફ લેઇ ગયો. જેહાનને ધરાવનારા પાદશાહનું લશકર તેના મુબારક મેહેલમાંથી બાહાર પડીને જંગલ તરફ જવાને બાહાર નિકલ્યું. તેઓએ દેહેસ્તાન૧ તરફનો રસ્તો લિધો અને તેઓનો સપેહસાલાર લડાઇનો સોધનાર કારન૨ બન્યો હતો. પાદશાહ નોજર તે લશકરની પુઠે રહયો હતો. એ લડાઇની વાતથી તમામ જેહાનમાં હોહા થઇ રહી હતી. જ્યારે તે લશકર દેહેશતાન આગળ પોહોંચ્યું ત્યારે સુરજ તુરતનો અસ્ત પાંમેલો હતો; તેથી નોજરે તે જંગલમાં કીલ્લાની આગળ છાવણી નાખી. લડાઇની તૈયારી કરવામાં દેહેસ્તાનની અંદર ઘણી ઢીલ થઇ નહી.

હવે અફ્રાસીયાબે અરમાન જમીનની૩ અંદર બુજોર્ગોમાંથી બેને સપેહસાલાર તરીકે ચુંટી કાઢયા. તેમાનો એક શમાસાસ અને ખર્જવાન હતો. તેણે તેઓને લશકરમાંથી સ્વારોનું લશકર સોંપ્યું જે લશકર ત્રીશ હજાર લડાયક માણસોનું હતું. તે લશકર ઘટતી લડાઇ કરવાને માટે ત્યાંથી ઉપડી ગયું. તે લશકરે જાબુલસ્તાનનો રસ્તો લિધો અને દસ્તાન ઉપર કીનો લેવાને ગયું. તેટલામાં એવી ખબર મલી કે સામ નરીમાન ગુજરી ગયો છે અને જાલ પેહેલવાન તેને માટે દખમું બનાવે છે. આ ખબરથી તે અફ્રાસીયાબ ઘણોજ ખુશી થયો અને તેને લાગ્યું કે તેનું સુતેલુ નસીબ જાગૃત બન્યું છે. જ્યારે તે દેહેસ્તાન આગળ આવી પુગ્યો ત્યારે ત્યાં તેણે પોતાની છાવણી નાખી. જેહાનના સ્વારોથી ઉડતી ગીરદથી એવું બન્યું કે તું કહેશે કે જાણે તેમાં સુરજ પણ ઘંકાઇ ગયો. તેના સેપાહોની ગણત્રી કોણથી થઇ શકે? પણ તું તેને ચાર લાખને આસરે ગણી લે. તું કેહેશે કે તમામ રેતી અને સખત જમીન જોશમાં આવી હતી, અને તમામ જંગલ કીડી અને તીડની માફક ભરાઇ ગયું હતું. નોજરની સાથનું લશકર તો એક લાખ ચાલીસ હજાર માણસોનું હતું પણ તે સઘલા લડાયક સ્વારો હતા. અફ્રાસીયાબે (નોજરના)

---

૧ 'દેહેસ્તાન' એ તબ્રીસ્તાનના એક શેહેરનું નામ છે.

૨ 'કારન' એ નામીચા પેહેલવાન કાવેઆહંગરનો નબીરો થતો હતો.

૩ 'અરમાન' એ તબ્રીસ્તાનમા આવેલા હીરકેન્યા પ્રાંતનું એક શેહેર છે.

લશકર તરફ નેગાહ પોહોંચાડી અને રાતના ઉઘાવાને વખતે એક ઉંટ સવારને દોડતો કીધો. તેણે પશંગ ઉપર એક નામુ લખ્યું કે "આપણે આપણું ભલું શોધતા હતા અને તે આપણે હાથ આવ્યું છે. નોજરના તમામ લશકરની હમે ગણત્રી કીધી છે. તે તમામ આપણો શેકાર થઇ પડયું છે તો શા માટે આપણે તેનો શેકાર કરીએ નહી? બીજું એકે પાદશાહની પુઠે સામ પણ ગુજરી ગયો છે તેથી તે પણ એ લડાઇમાં આવશે નહી. ઇરાન જમીનમાં મને તેનીજ ફીકર હતી. હવે જયારે તે ગુજરી ગયો છે તો આપણે ઇરાન ઉપર કીનો લેઇશું. જાલેજર તેને અવલમંજલ પોહોંચાડવા પડયો છે તેથી હાલે તે લડવાની શક્તિ ધરાવતો નથી. શમાસાસ તેથી જેહાનને દીપાવનાર (સેપહસાલાર)ના તાજ સાથે નીમરોજમાં દાખલ થયો છે. દરેક કામમાં ટક જોવી સારી છે અને (તેવે વખતે) હુશીયાર માણુસોની સલાહ લેવી વાજબી છે. અગરજો કામની વખતે કોઇ માણસ સુસ્ત થઇ જાય તો એવો વખત ફરીથી પાછો આવતો નથી." તે જડપ ચાલના ઉંટ સવારે (તે નામાં સાથે) દોડવા માંડીયું અને ખોરશેદના જેવો ભપકો ધરાવનાર સરદાર પશંગ આગલ જઇ લાગ્યો. જયારે સફેદીએ (યાને બામદાદે) પાહાડની પછવાડેથી માથું બાહાર કાઢયું ત્યારે તેહકીક કરનારી ટોલી દહેસ્તાન નજદિક પોહોંચી હતી.

## બારમાનને હાથે કોબાદ માર્યો ગયો અને તે બંધેના લશકર હાથો હાથ લડયાં તે વિષે

જયારે તે બે લશકર વચેનો છેટો બે ફરશંગનો રહયો ત્યારે સઘલાઓ હથીયાર અને લડાઇની તૈયારી સાથે રહયા. (તે લશકર વચે) એક તુરકી હતો જેનું નામ બારમાન હતું અને તે ફાડી ખાનારા શીંહની માફક લડાઇ કરનારો હતો.[1] તે ઇરાનીઓના લશકર આગળ આવ્યો અને તમામ લશકરને તથા નોજર પાદ-શાહની છાવણીને (છુપાઇને) જોઇ. પછી તે પાછો તુરાની લશકરના

---

1 એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

થડા આગળ ગયો અને તેને તે લશકર તથા દરબાર વિષેની ખબર આપી. ત્યાર પછી તે સરદારની આગળ ગયો અને બોલ્યો કે "આપણા કેટલાક હુનર શું કામ છુપા રાખવા જોઇએ? જો પાદશાહની મને રજા હોય તો હું એક શીંહની માફક જાઉં અને તે લશકર સાથે લડાઇ કરૂં. જ્યારે તેઓ લડાઇનો હુનર મારે હાથે જાહેર થયલો જોશે ત્યારે તેઓ મારા શિવાય બીજા કોઇને પેહેલવાનને નામે બોલાવશે નહી." ત્યારે ડાહાપણવાલા અગરીરશે જવાબ દીધો કે "અગરજો બારમાનને તેથી નુકશાન થાય તો પછી શું કરવું? એમ થશે તો જાગીરદારોના દિલ તુટી જશે અને આએ લશકરનું કામ અટકી જશે. માટે કોઇ નામદારી મેલચ્યા વગરના મર્દને એ બાબે ચુંટી કાઢવો જોઇએ, કે જેથી હવે પછી આંગલાંને દાંત વચે ધરવું પડે નહી." આથી 'પશં'ગના બેટા (આફરાસીયાબ)ના ચેહેરા ઉપર ગુસ્સાની કરચલી ચઢી. તેને અગરીરશનાં બોલવાથી માઠું લાગ્યું તેથી તેણે નાખુશ ચેહેરા સાથે બારમાનને કહ્યું કે "તું તારૂ બખતર પેહેર અને કમાનને ચીલ્લો ચઢાવ. તું તે લશકર ઉપર ફતેહજ પામશે અને આંગળાંને દાંત વચે પકડવાની અગત્ય પડશે નહી." એમ સાંભળતાં તુરતજ બારમાન લડાઇના મેદાનમાં ગયો અને કારન તથા કાવેહને પોકાર માર્યો કે "આએ નામવરી અને નામદારી ધરાવનારાં લશકરથી કોણ તાકાત ધરાવે છે કે મારી સાથે લડાઇ કરે?" તે લશકરમાંથી તેની તરફથી કોણ લડવાને નિકળે છે તે જોવાને કારને પોતાના મરદાને મરદો તરફ નજર કીધી. તેના નામદારો વચેથી બુઢા થયલા હીમતવાન કોબાદ શિવાય બીજા કોઇએ તેને જવાબ દિધો નહી. તે જોઇને ઘણી હુશીયારી ધરાવનાર સપેહસાલાર કારન દલગીર થયો અને પોતાના (જઇફ) ભાઇના એમ બોલવાથી ગુસ્સે થયો. તેની આંખમાં ગુસ્સાથી આસુ આવ્યાં કારણ કે તેના મોટા લશકરની હાલત ગુસ્સો કરવા જેવી હતી અને આટલા બધા લડાયક જવાન મર્દોમાંથી તે (બારમાન)ની સાથે લડાઇ કરવાને એક મર્દ બાહાર પડયો હતો. કોબાદને લિધે કારનનું દિલ ઘણું દલગીર થયું તેથી

તે બાધુરોની વચેથી આ પ્રમાણે બોલ્યો કે "તારાં વર્ષ હવે એટલી બધી ઉમરે પુગ્યાં છે કે લડાઇ કરવાથી તુંએ તારા હાથને ખાંચવો જોઇએ. બારમાનતો એક આસુદો મર્દ છે. તે જુવાન, ખોલ્લાં દિલનો અને ખુશાલ છે. તે સ્વાર નર શીંહના જેવું દિલ ધરાવે છે અને તે પોતાનું સર (નામદારીથી) ખુરશેદ સુધી ઉઠાવે છે. તું તો સેપાહોનો આગેવાન સરદાર છે. તારા તમામ વિચાર તરફ પાદશાહ ધરે છે. અગરજો તારા સફેદ બાલ લોહીથી લાલ થશે તો આપણા બાધુરો નાઉમેદ થઇ જશે. તેથી આએ લડાઇમાં શીકશત ખમવી પડશે અને તારા નેકખાહોનાં દિલ દુખથી ભરપુર થશે." તે લશકર વચેથી તેનો ભાઇ લડાઇના જીતનાર કારનને શું જવાબ દે છે તે તું જો. કોબાદે તેને એવો જવાબ દિધો કે "આએ ફરતું આસમાન મારી દાદ લેશે. ઓ ભાઇ! તું જાણ કે કાયા તો મરવાનેજ વાસ્તે છે. મારૂં માથું અને ગરદન એ તુરકીને છુંડવાને માટેજ બક્ષાયલાં છે. મુબારક મીનોચેહેરના વખતથી તે આજ સુધી, (લડાઇની અંદર) મારૂં દિલ અંદરખાનેથી પીગલી રહયું છે (યાને મારી છાતી ધાહાડી થયલી છે). કોઇપણ આસમાન ઉપર જીવતો ચાલી જતો નથી. તે એક શેકાર જેવો છે અને મોત તેનો શેકારી છે. જે વખતે બે લશકર જોશમાં આવે છે તે વખતે કોઇનો જીવ શમશેરથી પણ જતો રહે છે અને તેનું શરીર ગીધ અને ફાડી ખાનારાં શીંહોનો ખોરાક થાય છે. તેનું માથું શમશેર અને કાપનારી તલવારનો ભોગ થાય છે. કોઇના વખતનો અંત બીજાના ઉપર આવે છે તો તે વખતે પણ તેને બેશક ચાલી જવું પડે છે. અગરજો હું આએ બોહોલી જેહાનમાંથી ગુજરી જવશ તો તે જગ્યાએ જોરેમંદ ઝાડની માફકનો તું મારો ભાઇ રેહેશે. મારા ગુજરવા પછી તું એટલી મેહેરબાની કરજે કે મારે માટે એક પાદશાહી દખમું બનાવજે. મારાં માથાંને કપુર, કસ્તુરી, અને ગોલાબથી ભરીને મારા શરીરને ત્યાં જાવેદાન સુધીનો ખાબ કરાવજે. ઓ ભાઇ! એટલું મારૂં કામ કરજે. હું તુંને છેલ્લી સલામ કરૂંછું. જેહાન હમેશાં તારી ખાહેશ મુજબની થજો.[1] મને

---

1 એ બેત લખેલી નકલમાં વધું છે.

ત્યાં (દોખમામાં) સોંપી તું નચિંત થજે અને યજદાંની પનાહ હેઠેલ નચિંતાઇથી રેહેજે." એટલું કહીને તેણે પોતાના હાથમાં નેજો પકડયો અને એક મસ્તાન હાથીની માફક લડાઇની જગ્યાએ ગયો. તે લડાયક શખ્સને બારમાને એ પ્રમાણે કહ્યું કે "તારૂં મોત તારાં માથાંને મારી હજુરમાં લાવ્યું છે. જરા તું સબુર કર કારણ કે તારૂં પોતાનું મોતજ તારા જાનની સાથે લડાઇ કરશે." ત્યારે કેબાદે બારમાનને એવો જવાબ દિધો કે "આસમાન મને જે આપવાનું હતું તે એક વખત આપી રહ્યું છે. જયારે મોત સેતાબી સાથે આવે ત્યારે તો મરવુંજ પડવાનું પણ હાલે જો મોત નહી આવ્યું તો પછી નક્કી વખતે તો તે છેજ."૧ એટલું કહીને તેણે પોતાના ઘોડાને દોડાવ્યો અને પોતાના ઉશકેરાયલા દિલને આરામ લેવાને માટે થોભાવ્યું નહી. બામદાદથી તે જ્યાં સુધી સુરજે અંધારૂં પાથર્યું ત્યાં સુધી તેઓએ એકમેક ઉપર જોર અજમાવ્યું. આખરે બારમાન ફતેહમંદ થયો અને તે લડાઇના મેદાનમાં તેની આગળ ધસી આવ્યો અને કેબાદની કંમરમાં ખંજર ભોકી દિધું, જેથી તેની કંમર ચીરાઇ ગઇ. તે ઘોડા ઉપરથી ઉંધે મસતક નિચે પડયો અને તે શીંહ જેવાં દિલનો નામીચો બુઢો સરદાર ગુજર પામ્યો.

પછી બારમાન અફ્રાસીયાબની આગળ ખીલેલા ચેહેરા સાથે તથા મરતબા અને આબરૂ સાથે ગયો. તેજ વખતે અફ્રાસીયાબે તેને એક ખેલાત આપ્યો કે જેની કીંમત કોઇના પણ ખ્યાલમાં આવી શકી નહી. તમામ લશકર તે ખેલાત માહેલી સાંકલી, હાર અને સુનેરી કંમરબંધ જોઇને અજબ થયું; વળી તેની સાથે કાનમાં પેહેરવાના ઘરેણા તથા પાદશાહી તાજો પણ હતાં. નિચલી પદવીવાલાઓમાંથી કોઇએ પણ મોટી પદવીવાલાઓ પાસેથી એવું મેલવ્યું હશે નહી. જયારે તે (કેબાદ) માર્યો ગયો ત્યારે લડાઇના જીતનાર કારને પોતાના લડાયક લશકર સાથે હુંમલો કીધો.૧

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

બંધે લશકર ચીનના દરીઆની માફક (જોશમાં) જણાતાં હતાં. તું જાણે કે જમીનજ હીલવા લાગી હતી. એક ગમથી લડાઇનો જીતનાર કારન હુમલો લાવ્યો તો બીજી તરફથી તુરકીઓનું લશકર હુમલો લાવ્યું. લડાઇનો સોધનાર સર અફ્રાજ કરશીવજ[1] ત્યાં પોતાના લડાયક લશકર સાથે આવી લાગ્યો. ઘોડાઓના ખંખાર અને લશકરથી ઉડતી ધુલથી સુરજ કે પ્રકાશીત ચંદ્ર જણાતા હતા નહી. ચલકતી તલવારોના જલકાટ અને લોહીથી ખરડાયલા ભાલાઓ ધુલની વચે પાણીથી ભરેલાં વાદલની માફક જણાતા હતા. તેની ઉપર સુરજનું તડકું પડવાથી જાણે હીંગરાનો વરસાદ પડતો હોય એમ જણાતું હતું. ઢોલનો અવાજ વાદલ સુધી પુગવા લાગ્યો અને તલવારના તન હીંગરાના રંગનાં પાણી (લોહી) થી ભરાઇ ગયાં. જ્યાં જ્યાં કારન પોતાનો ઘોડો દોડાવતો ત્યાં ત્યાં તેની તલવાર વિજલીની માફક ચમકતી હતી. તું કેહેશે કે તેની તલવાર ગોયા પરવાલાંજ વરસાવતી હતી. તે પરવાલાં એવાં હતાં કે જે કીનાની અંદર જાનો રેડી દેતાં હતાં.

જ્યારે અફ્રાસીયાબે કારનથી એ પ્રમાણે થતું જોયું ત્યારે તેણે ઘોડાને દોડાવ્યો અને તેની આગળ પોતાના લશકરને લાવ્યો. જ્યાં સુધી પાહાડની પછવાડે સુરજ અસ્ત થવાથી રાત પડી ત્યાં સુધી એક લડાઇ તેઓએ જારી રાખી પણ તેઓના દિલ કીનાથી ધરાયાં નહી. જ્યારે સુરજ કાલા રંગના જામાની અંદર છુપ્યો થયો અને

---

૧ કરસીવજ એ અફ્રાસીયાબ તથા અગ્રીરશનો ભાઇ થતો હતો અને પશંગનો ત્રીજો બેટો થતો હતો. એને અવસ્તામાં 'કેરેસવજદ' અને પેહેલવીમાં 'કરસેવજ' કહયો છે. ફીરદોસીના જણાવવા પ્રમાણે એ કરસીવજે ઘણા મરદુમ આજારીના કામો કીધાં હતાં તેથી એવું કરનારને માટે આપણે સાધારણ રીતે કરસેવજ બોલ વાપડીએ છીએ. બુનદેહેશમાં એને 'કદાન'ને નામે પણ ઓલખ્યો છે એ કરસીવજે અફ્રાસીયાબને જુઠું સમજાવીને સીયાવક્ષને મારી નખાવ્યો હતો. બુનદેહેશ (બાબ ૩૧–ફ૦ ૧૫) માં જણાવ્યા પ્રમાણે કેખશરૂએ પાછલથી એ બંધે ભાઇઓને સાથે બાંધ્યા હતા અને મારી નખાવ્યા હતા.

જ્યારે હબસીના જેવી રાત બાહાર આવી ત્યારે જેહાન હારેમનના ચેહેરાના જેવી થઇ અને અઝદાહે જાણે પોતાનું ફરતું કાલું મોહું ઉગાડયું. જ્યારે રાતનું અંધારૂં પડતું ગયું ત્યારે તે લડાઇનો સોખીન કારન તે તુરાની લશકરના સરદારથી છુટો થયો. તે લશકર એક બીજાથી છુટું પડયું. તેઓના માંથાં ગભરાયલાં અને જીગર લોહીથી ભરેલાં હતાં. તુરાની લશકરના સેપાહો બેશુમાર માર્યા ગયા હતા, જ્યારે ઇરાનના પેહેલવાનોમાંથી પચાસ હજાર માર્યા ગયા હતા.

જ્યારે કારન લડાઇના મેદાનમાંથી પાછો ફર્યો ત્યારે તે પોતાના લશકરને દેહુસ્તાન નજદિક નોજરની આગળ છાવનીમાં લેઇ ગયો. તેના ભાઇનું ખુન રેડાયલું હોવાથી તેનું દિલ (ગમથી) ધ્રુજતું હતું. નોજર તેને જોતાંજ રડી પડયો અને ઉજાગરા ભરેલી આંખોમાથી આંસુ રેડવા લાગ્યો. તે બોલ્યો કે "સામેસ્વારના મોતથી મારા રવાને એટલો બધો સોક કીધો હતો નહી તેટલો હું હાલે કરૂં છું. કોબાદનું રવાન સુરજની માફક (જલકતું) રેહેજો. આએ જેહાનમાંથી તુંને જાવેદાન સુધી સારો હીસ્સો મલતો રેહજો. જેહાનની રસમ અને તેનો કાયદો એવોજ છે. એક દાહાડો શાદીનો હોય છે તો બીજો ગમીનો હોય છે. એ રીતે પરવરેશ થયલા લોકોનો મોતની આગળ ચારો રેહેતો નથી. ઘોર શીવાય આએ જમીન ઉપર બીજું કોઇ આરામ કરવાનું પારણું નથી." ત્યારે કારને એવો જવાબ દિધો કે "જ્યારથી હું જનમ્યો છું ત્યારથી મેં મારા હુનરમંદ શરીરને મોતને સોંફેલું છે. મારા માથા ઉપર આએ પેહેલવાનની કોલાહ ફરીદુને મુકી છે કે એરચના કીનામાં હું જમીનને ધ્રુજાવતો રેહુ. હજી તો મેં એ કંમરબંધ છોડયો નથી અને પોલાદી તલવારને બાજુએ મુકી નથી, તેટલામાં મારો પથરના જેવો અને અક્કલમંદ ભાઇ માર્યો ગયો છે. તેથી મારો પણ અંત તેજ પ્રમાણે આવશે. ઓ શાહ! તું ખુશાલી સાથે લાંબો વખત જીવજે. પશંગના બેટાએ આજની લડાઇને ઘણી કઠણ બનાવી છે. જ્યારે તેના લશકરની કેટલીક ખરાબી થઇ ત્યારે તેણે આશાયશ

લેતાં લશકરનો એક બીજો ભાગ તેડી મંગાવ્યો. તે મને ગાયની સુરતના ગુરજ સાથે જોઇને મારી આગળ લડાઇ કરતો આવ્યો. હું તેના ચેહેરાની એટલો તો નજદિક ગયો કે તેની આંખો સાથે મારી આંખો એક થઇ. તેણે મારી સાથે લડતાં એક એવું જાદુ કીધું કે મારી રોશન આંખમાં પાણી અને રંગ રહયો નહીં (યાને મારી આંખે અંધારાં ફરી વલ્યાં.) તેટલામાં રાત પડી અને જેહાનમાં અંધકાર ફેલાયો. મારી બાજુ લડતાં થાકી ગયલી હતી. તું કેહેશે કે જમાનાની જાણે આખેરી આવી હતી, અને હવા જાણે વાદલની નિચે આવી ગઇ હતી. આથી મને લડાઇમાંથી પાછું ફરવું પડયું કારણ કે લશકરથી ધુલ ઉડી રહી હતી અને રાત પણ અંધારી બની હતી. ”
તે બેઉ તરફના લશકરોએ પાછી આસાયશ લીધી અને બીજે દિવસે લડાઇ કરવાને તેઓ પાછા ગયા.

## અફ્રાસીયાબની સાથે નોજરના લશકરે બીજીવાર લડાઇ કીધી અને તેમાં નોજરે હાર ખાધી તે વિષે.

જ્યારે રાતનો કાલો રેશમી પરદો ફાટી ગયો અને જમીન સુરજની રોશનીથી દીપી રહી, તથા સેતારાઓના પાદશાહે કાલા પરદાની પછવાડેથી સુનાં કરતાં પણ વધારે પીલી મસાલને સલગાવી, ત્યારે ઇરાનીઓએ કેઆંનીઓની લડાઇની રશમ પ્રમાણે સફ સમારી. ઢોલનો સાહાડ ગાજી રહયો તથા સરનાઇઓ ચીચવાઇ રહી. તું કહેશે કે જાણે જમીન પણ ધ્રુજવા પડી. જ્યારે અફ્રાસીયાબે તે લશકરને જોયું ત્યારે તે સામો આવ્યો અને લશકરને સફ સમારી ઉભું રાખ્યું. જેહાનના સ્વારોથી ઉડતા ધુલથી એવું બન્યું કે જાણે સુરજ ઘંકાઇ ગયો. તે બંધે લશકરની ધરપકડ શરૂ થઇ તેથી જાણે ત્યાં જંગલ અને પાહાડ હોયજ નહી તેમ જણાયું. એ રીતે તે બંધે લશકર એકમેક સાથે મજબુટ બાજયાં જેથી ત્યાં લોહીની નદી વેહેતી થઇ. લડાઇનો શોખીન કારન જેબી બાજુએ

જતો હતો ત્યાં તે લડાઇના મેદાનમાં લોહી રેડતો હતો. જ્યાં જ્યાં પેહેલવાન અફ્રાસીયાબ આવી પુગતો ત્યાંનું મેદાન પણ લોહીને લિધે પાણીની નદીની માફકનું બની જતું હતું. આખરે નોઝર સેપાહોની વચેથી તેની નજદિક લડાઇ કરવાને આવ્યો. તેઓના નેજા એકમેક સાથે એવી રીતે ગુચવાયા અને એકમેકની બરછી એવી રીતે ભેલાવા લાગી કે એ પ્રમાણે અઝદાહો પણ એકમેકની સાથે ભેલાય નહી. પાદશાહોને એવી લડાઇ શા માટે કરવી પડતી હશે!

એમ કરતાં કાલી રાત નજદિક આવી લાગી ત્યારે પશંગના બેટાનો હાથ તેની ઉપર ફાવ્યો. ઇરાનીઓમાંથી વધારે માણસો ઘાહેલ થવા લાગ્યાં અને તેથી સામી બાજુનાઓને લડાઇમાં જોર મલ્યું. તેથી નાચારી સાથે ઇરાનીઓએ મોઢાં ફેરવ્યાં અને મેદાન અંદરની છાવણીને તજી ગયા. નોઝરનું દિલ ગમથી દુખી બન્યું કારણ કે તેનું તાજ સેતારાઓની ચાલથી ધુલથી ભરેલું બન્યું હતું. જ્યારે મેદાનમાંથી નગારાંનો સાદ ધીમો થઇ ગયો ત્યારે તે નોઝરે તુસ[૧] ને બોલાવી મંગાવ્યો. તુસ અને ગસતહમ બંધે સાથે ત્યાં ગયા. તેઓના હોટ પવનથી ભરેલા (યાને સુકા) હતા અને તેઓના જીવ ગમગીન હતા. તેણે તેઓને તેજ વખતે કહ્યું કે

---

૧ 'તુસ' એ નોઝરના વડા બેટાનું નામ છે. અવસ્તામાં તથા પેહેલવીમાં પણ એને 'તુસ' નેજ નામે ઓલખ્યો છે. બુનદેહેશ (બાબ ૨૯) માં તુસને નોદરના ખાનદાનનો કહયો છે અને તે કીરતીવાનોમાંનો એક ગણાયો છે. 'ગસતહમ' એ નોઝરના બીજા બેટાનું નામ છે. નોઝરની પછી એ તુસને ગાદી મલી હતી નહી. પણ તુસે એક પેહેલવાન તરીકે ઇરાની શોહેનશાહોની ચાકરી બજાવી હતી. 'અઇયાદગારે જરીરાન'માં એ તુસને માટે કેહેવામાં આવ્યું છે કે તેણે લશકરના વડા તરીકે નવસો વર્ષો સુધી ચાકરી બજાવી હતી. વળી તુસને માટે બુનદેહેશ (બાબ ૨૯) માં એમ કહયું છે કે તે અમર્ગ રહયો છે અને તે બીજા અમર્ગ પેહેલવાનોની સાથે ફ્રશોકર્દના વખતમાં સોશ્યોશની મદદે આવશે. 'અઇયાદગાર'માં જણાવ્યા મુજબ તુસની પછી લશકરનું વડપણ જરીરને મલ્યું હતું અને જરીર પછી બસ્તુરને અને બસ્તુર પછી કરજમને પોહોંચ્યું હતું.

'મારાં દિલની અંદર ઘણું દુખ થાય છે". એટલું કહીને તે રડવા લાગ્યો. તેના બાપની શિખામણ યાદ આવતાં તેનું જીગર લોહીથી ઉકલવા લાગ્યું અને તેના હોટ પવનથી સુકા બન્યા. કારણ કે તે મીનોચેહેરે તેને કહ્યું હતું કે "તુરાન તથા ચીન તરફથી ઇરાન જમીન ઉપર લશકર ચઢી આવશે અને તેઓથી તારૂં દિલ દુખી થશે તથા તારાં લશકરને પુશકલ નુકશાંન પુગશે." એ પ્રમાણેની યાદ થવાથી તે બોલ્યો કે "તે પાદશાહ મીનોચેહરના કહેવા પ્રમાણે હમણા નીશાણી જણાય છે અને બાધુરેનો આગળો વખત હાલે પડતો આવ્યો છે. કોઇએ પણ નામા અંદર એવું વાચ્યું હશે નહી કે તુરકસ્તાનમાંથી કોઇએ એવું મોટું લશકર મોકલ્યું હોય. માટે તમો હવે પારસ શેહેર તરફ જાઓ અને ત્યાંથી આપણા કુટુંબને લેઇ આવો. તેઓની તે ટોલીને પાહાડને રસ્તે થઇને અલબરૂજ પાહાડ ઉપર લેઇ જાઓ. તમો હમણાજ ઇસફાહાન 1 તરફનો રસ્તો લેવો અને એ દુશમનના લશકર આગળથી છુપાઇ જાઓ. તમારા એમ છુટા પડવાના કામથી જોકે મારૂં દિલ તુટી જાય છે અને આવી જખમાવનારી હાલતમાં મારૂં દિલ વધારે જખમાય છે તોપણ ફરીદુનની તોખમના એક બે જન પણ આએ બીશમાર હાલતમાં આવેલાં (પાદશાહી) કુટુંબમાંથી જીવને બચાવી શકશે. શું જાણુતો નથી કે હવે પછી આપણો મેલાપ ફરીથી થશે યા નહી. આજની એક રાત આએ મેદાનમાં આપણી છેલ્લી છે. તમારાં કામની અંદર તમો રાત અને દિવસ ખબરદાર રેહેજો, અને જેહાનનો કારોબાર હુશીયારી સાથે ચલાવજો. અગરજો લશકરમાંથી તમુને એવી ખરાબીની ખબર મલે કે આએ મારો શેહેનશાહી દમામ જાંખો મારી ગયો છે (યાને હું માર્યો ગયો છુ') તો તમો તમારા દિલ સાથે ઘણો ગમ કરતા ના, કારણ કે તે ફરતાં આસમાનથી જે બનવા કાલ હશે તેજ બનશે. જમાનો એકને ખાકની અંદર લાવી નાંખે છે તો બીજાને પાદશાહી તોપી સાથે

---

1 આગલા વખતના પારથીઆ (Parthia) ને ઇસફાહાનને નામે પણ ઓલખ્યું છે.

ખુશાલી ભર્યો રાખે છે. કપાઇ મુવેલાનું શરીર ખુદરતી મોતે મુવેલાનાં શરીર સાથે સરખું થઇ જાય છે. તે થોડા વખત તફડે છે પણ પછી તે શરીર શાંતી મેલવે છે.” જેમ ઘટતું હતું તેમ તેણે તેઓને શિખામણ આપી અને ત્યાર પછી તેણે પાદશાહી હાથને લંબાવ્યા અને તે બે ફરજંદોને છાતી સાથે ચાંપયા અને પછી તે પાદશાહે આંખોમાંથી આંસુ પાડયાં. ત્યારબાદ તુસ અને ગસતહમ પોતાના ચેહેરાને આંસું ભરીને અને જીવને ગમગીન બનાવીને આગળથી ગયા.

## અફ્રાસીયાબની સાથે નોજરે ત્રીજીવાર લડાઇ કીધી અને નોજર દહેસ્તાન નાહાસી ગયો તે વિષે.

ત્યાર પછી લશકરે બે દિવસ આસાયશ ભોગવી. ત્રીજે દિવસે જ્યારે જેહાનને દિપાવનાર સુરજે જેહાનને દિપતી કીધી, ત્યારે પાદશાહ નોજરને જમાનાથી વધુ મોહેતલ મલી નહી. તેથી તેને નાચારી સાથે લડાઇની તૈયારી કરવી પડી. અફ્રાસીયાબ તોફાની દરીઆ યા નદીની માફક નોજરના લશકરની સામે (લડવાને) આવ્યો. છાવણીમાંથી ઢોલના અને હીંદી નગારાંઓના અવાજ નિકળવા લાગ્યા અને પાદશાહની દરગાહમાંથી પણ વાજીંત્રના અવાજ નિકલ્યા. તે (વજાડનારા) ઓએ માથાં ઉપર લોઢાંની તોપી પેહેરેલી હતી. એક પાહાડથી બીજા પાહાડ સુધીની જમીન હથીયારબંધ થયલી હતી. તે સેપાહો ભારી ગુરજ સાથે ત્યાં આવ્યા તેથી ત્યાં નહી પાહાડ કે નહી રેતી કે નહી કઠણ જમીન દેખાતી હતી. એક દરીઆથી તે બીજા દરીઆ સુધી જાણે (લશકરનો) ગલીચો પંથરાયલો હતો. કારન કે જે પાદશાહને એક થંભની માફક મદદગાર હતો તેણે તે લશકરના મધ્યભાગને સમારીઓ. તેણે પેહેલવાન તલીમાનને પાદશાહની ડાબી બાજુએ તેડીઓ અને નસ્તુહના બેટા શાપુરને જમના હાથ ઉપર રાખ્યો. પેલી બાજુએ બાધુર અફ્રાસીયાબે પણ એક શીંહની માફક લશકરને ગોઠવ્યું. અફ્રાસીયાબની છાવણીની અંદર કોઇના માથામાં ઉંઘ આવતી હતી નહી. ૧ આખી રાત સુધી તેઓએ લશકરને લગતી ગોઠ-

૧ એ બેત હાથની લખેલી નકલમાં વધારે છે.

વણો કીધી તથા તમામ તલવારો અને બરછીઓને સાફ કર્યાં કીધી. લશકરની જમની બાજુએ પવનના જેવો ચપલ બારમાન ઉભો હતો. તેણે કમાનની અંદર લોહાંનો તીર ભેરવ્યો હતો. જ્યારે બંધે લશકરે સીધી સફ સમારી ત્યારે પીત્તલના પરગમોનો અવાજ નિકલવા લાગ્યો. બામદાદથી તે સુરજ ગુમબજનો ચકરાવો ફરી આવ્યો ત્યાં સુધી પાહડ કે દરીઓ કે જંગલ કાંઇ જણાતું હતું નહી. તું કહેશે કે તલવારનું દિલ (લોહી પીને) ફુલી આવ્યું હતું અને ઘોડાઓની નિચેની જમીન દુખથી પોકાર મારતી હતી. જ્યારે નેજાઓ જમીનને છાયડો આપવાને ઉછલવા લાગ્યા ત્યારે પાદશાહની બાજુએ હાર ખમવા માંડી. જ્યારે તેનૂં નસીબ કાલાસ પકડવા લાગ્યું ત્યારે તુરકી સેપાહો જોર પકડવા લાગ્યા. જે બાજુએ નશતુહનો બેટો શાપુર હતો તે બાજુની જે કાંઇ ટુકડી હતી તે વિખેરાવા લાગી. પણ તે જ્યારે શાપુર માર્યો ગયો ત્યારેજ તેમ બનવા લાગ્યું અને ઇરાનનું તખત કાલું થવા લાગ્યું. લડાઇના મેદાનમાં ઇરાની લશકરના ઘણાક નામદારો માર્યા ગયા અને ઘાહેલ થયા.

જ્યારે પાદશાહે અને કારને એવી રીતનું કામ બનતું જોયું અને લડાઇમાં પોતાના નસીબને મદદ કરતું નહી જોયું ત્યારે તેઓએ તુરકી લશકર સાથે લડવાનું મુકીને દેહેસ્તાન તરફ નાહાસવા માંડયું. તે સઘલાઓ દેહેસ્તાનના કીલ્લામાં ભરાઇ ગયા કારણ કે તેઓને નાહાસવાનો બીજો કાંઇ માર્ગ મલ્યો નહી. તેઓને પસાર થવાની જગ્યા ઉપર રાત અને દિવસ લડાઇ ચાલતી હતી તેથી પણ નાહાસવામાં આટલી બધી ઢીલ થઇ. જેવો નોજરે કીલ્લામાં પગ મેલ્યો કે તે જંગી તુરાની સ્વારોએ તેનો રસ્તો બંધ કરી લિધો અને કીલ્લાને ઘેરો ઘાલ્યો. અફરાસીયાબે તે ઢીલમાં પડેલી લડાઇમાં સેતાબી પકડી અને સ્વારો તૈયાર કીધા. એક પેહેલવાન કે જે કરૂખાન ૧ અને વીશે ૨ ની બુન્યાદનો હતો તેને તેણે

---

૧ 'કરૂખાન' એ પીરાનની માયનું નામ છે.

૨ 'વીશેહ' એ પીરાનનો બાપ અને અફરાસીયાબનો કાકો થતો હતો. એના પીરાન, હોમાન, અને સાન નામના ત્રણ બેટા હતા એમ બુનદેહેશમાં

બોલાવી મંગાવ્યો અને તેને ફરમાવ્યું કે "બ્યાબાનનો રસ્તો પસાર કરીને લશકરને પારસ તરફ લેઇ જા, કારણ કે તે તરફ એ ઇરાનીઓના કુટુંબો રહે છે અને ત્યાંથી તે બુરી ખસલતના માણસોના માલાઓની સોધ કર." તુરતજ કારનને જેવી એ ખબર થઇ કે અફ્રાસીએ રાતના ઉંઘાવાને વખતે લશકરને પારસ તરફ મોકલ્યું છે, તેવોજ તે કીનાથી ઉશકેરાઇ ગયો અને દિલથી દલગીર બન્યો. આથી એક ચીત્તાની માફક નોજરની આગળ ગયો અને બોલ્યો કે "પેલો નાલાયક જુવાન શખસ કે જે તુરાનનો પાદશાહ છે તેણે શું કીધું છે તે તું જો. તેણે આપણુ લશકરીઓના બૈરી છોકરાંઓને પકડવાને માટે તે તરફ મોટું લશકર મોકલ્યું છે. અગરજો તે આપણા કુટુંબ કબીલાને હાથ કરશે તો આપણા નામવરોના દિલ તુટી જશે અને આપણા સરને શરમથી છુપાવવાં પડશે. તેટલા માટે મને કરૂખાનની સાથે લડાઇ કરવી ઘટે છે. તારી પાસે ખોરાક પુરતો છે અને અત્રે વેહેતું પાણી (નદી) પણ છે. તારે માટેની દાઝથી સેપાહો રડે છે. તેથી જો તું ફતેહમંદ નસીબના શાહનો હોકમ હોય તો તે બદખાહ તુરકીની ઉપર હું હુમલો કરૂં. તું અત્રેજ થોભજે અને તારાં દિલને દલગીર બનાવતો ના. કદાચને એ લડાઇમાં તારી ફતેહજ થશે. જ્યાં શીંહ થવું પડે ત્યાં શીંહ થજે કારણ કે પાદશાહોને હીમતવાન બનવું લાયક છે. હું કરૂખાનને દુમબાલે મારાં લશકરને કમાનમાંથી છુટેલા તીરની જડપે લેઇ જવા માંગું છું." ત્યારે નોજરે જવાબ દિધો કે "એ તારો વિચાર વાજબી નથી, કારણ કે તારા જેવો લશકરને સંભાલનાર અત્રેના લશકર માટે કોઇ નથી. તેથી બેહેતર એજ કે હું તે લશકરની પુઠે જાઉં અને આગળથી અને પાછલથી તેઓને ઘેરી લેઉં.[1] જ્યારથી

---

જણાવ્યું છે. એ વીશેહનો બેટો પીરાન પાછલથી અફ્રાસીયાબનો એક ઘણો દુરઅંદેશ અને દાનાવ વજીર બન્યો હતો. અવસ્તામાં વીશેહને 'વએસક' ને નામે ઓલખ્યો છે અને ત્યાં એના બેટાઓને ઘણા બાહુર જણાવ્યા છે. એ વીશેહના છોકરાઓને તુસ પેહેલવાને કેદ કીધા હતા એમ અવસ્તામાં જણાવ્યું છે.

[1] એ બેત લખેલી નકલમાં વધુ છે.

લડાઈનાં ઢોલ ઠોકાયાં છે ત્યારથીજ ગસતહમ અને તુસ આપણા કુટુંબના બચાવને માટે ગયલા છે. તેઓ જડપથી જઈને અત્યાર સુધીમાં મેહેલમાં પુગી પણ ગયા હશે અને જેમ ઘટતું હશે તેવી ગોઠવણો કીધી પણ હશે. તે બાધુર પેહેલવાનો અને મોટા દરજાના શખ્શો તે મેહેલમાં જડપથી જઇ પણ લાગ્યા હશે.

ત્યાર પછી તેઓ સઘલા સાથે બેઠા અને દારૂ મંગાવવામાં આવ્યો અને તેઓએ પોતાના દિલમાનાં ગમને થોડો વખત દુર કીધો. ત્યારબાદ તેઓ કારનના મઠક તરફ ગયા. તે સઘલાઓની આંખો બહુમન મહીનાના વાદલની માફક (પાણીથી પુર) હતી. તેઓએ હરેક બાબદ ઉપર વાતો ચલાવી અને પછી સર્વેએ આએ વાત મુકરર કીધી કે “આપણુને પારશ તરફ જવું અને એ શિવાય બીજો કોઇ વિચાર પસંદ કરવો નહી. અગરજો ઇરાની સેપાહોનો કબીલો તે બુરા કીનાખોરોના હાથમાં કેદ થશે તો આપણા બૈરાં છોકરાં તુરકીઓના બંધીવાન બનશે અને લડાઇ નહી કરવા છતાં પણ (એ દુખને લિધે) તીરની અણી આપણા દિલમાં ભોકાશે. વળી તેમ બન્યા પછી આએ લડાઇના મેદાનમાં નેજાને કોણ હાથમાં ધરશે? અને આરામ કરવાનું અને નચિંતે બેસવાનુ કોણુને સુજ પડશે?” શીદુશ, કેશવાદ, અને કારને સાથે મલીને એ બાબદ ઉપર પોતાના વધતા ઓછા વિચાર જણાવ્યા. એમ કરતાં જ્યારે અંધારી રાતનો અરધો વખત પસાર થયો ત્યારે તે બાધુરોએ ત્યાંથી જવાને માટે હથીયાર પેહેરીઆં. તે હીંમતવાનો દરવાજામાંથી સાથે બાહાર પડયા જેઓની સાથે બીજા પુશકલ બાધુરો પણ હતા.[1] લડાઇનો જીતનાર કારન તેજ વખતે પોતાના લશકર સાથે પારસ તરફ ગયો. આમદાદ થતાં તેઓ નાઉમેદ દિલ સાથે પેલો કીલ્લો કે જેને સફેદ કીલ્લો કહે છે ત્યાં જઇ પુગ્યા. તે કીલ્લાનો રખેવાલ ગઝદહમ પોતાનાં હુશીયાર હીમતવાન શખ્સો સાથે ત્યાં રેહેતો હતો. તે કીલ્લાની પેલી બાજુએથી બારમાન પોતાના લશકર, હાથીઓ અને પેહેલવાનોની સાથે રસ્તો ઘેરીને બેઠો હતો.

---

1 એ બેત લખેલી નકલમાં વધુ છે.

લડાઇના જીતનારા કારને તેનાથીજ પોતાના ભાઇના મોતનો ઘાહ ખમાંઓ હતો. તેથી તેણે પોતાના ભાઇના ખુનનો બદલો લેવાને માટે કીનાની કંમર બાંધી. બારમાનની સાથે બાઝી પડવાંને માટે કારન એક શીંહની માફક તેની તરફ જડપથી ગયો. ૧ પછી કારને લડાઇના હથીયારો પેહેરીઆં અને જેમ કરવું ઘટતું હતું તેમ તેણે લશકરને ગોઠવ્યું. તેના લશકરને બારમાનની આગળથી પસાર થવું પડવાનુંજ હતું તેથી કારન સામો તેની તરફ જડપથી ગયો. તેના પેહેલવાનો પણ તેની પુંઠે ગયા અને તેઓએ એકી વખતે પારસ શેહેર તરફનો રસ્તો ધર્યો. બાહાદુર બારમાન એ ખબરથી વાકેફ થયો હતો તેથી તે એક શીંહની માફક તેની સામે આવ્યો. કારને જ્યારે તેને આવો તેજીવાલો અને લડાઇની વખતે ધુલ વચે પણ લોહીનો રેડનારો જોયો ત્યારે તે એક શીંહની માફક બારમાન સાથે વલગી પડયો અને યુક્તિ વાપરવાનો તેને કાંઇજ વખત આપ્યો નહી. કારન જડપથી તેની આગળ ગયો અને મદદના પોહોંચાડનારા યજદાંની યાદ કીધી અને પછી તેના કંમરબંદ ઉપર તેણે એવી રીતે નેજો માર્યો કે તેની કંમરનાં સાંધાઓ તુટી ગયા અને તે ઘોડાની પીઠ ઉપરથી ઉઠલાઇ પડયો તથા તેની આગળ આસમાનમાંનો પ્રકાશતો સુરજ કાલો થઇ પડયો (યાને મરી ગયો). પછી તે (કારન) નિચે ઉતર્યો અને તેના શરીર ઉપરથી તેનું માથું કાપી કાઢયું અને તે હાથીના જેવા શરીરના પેહેલવાને પોતાના જીન સાથે તે ટાંગ્યું. ત્યારબાદ તેણે તે બારમાનનાં લશકર ઉપર હુમલો કીધો અને તેના પેહેલવાનો વચેથી ઘણાએક નામદારોને નિચે ફેંકયા. (આથી) તમામ સેપાહોના દિલ તુટી ગયાં અને એક બીજા સાથે લડતાં માર્યા ગયા. પછી પોતાના નંમદારી ભરેલાં જંગી લશકર સાથે તે પેહેલવાન કારને પારસ તરફનો રસ્તો લિધો.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

# કારનની પુઠે નોજર નાહાસવા ગયો અને તે અફ્રાસીયાબના હાથમાં કેદ પકડાયો તે વિષે.

જ્યારે નોજરે એમ સમજ્યું કે કારન જતો રહયો છે ત્યારે તેણે પણ તેની પુઠે એક શીંહની માફક જડપથી નાહાસવા માંડ્યું. તે એવા હેતુથી નાહાસ્તો હતો કે બુરો વખત જોવામાંથી તે બચી જાય, અને તેને આસમાન પગ નિચે રગડી નાખે નહી. જેવી અફ્રાસીયાબે એ બાબે ખબર મેલવી કે નોજર જંગલો તરફ નાહાઠો છે તેવુંજ તેણે લશકરને એકઠું કીધું અને દોડીને જડપથી તેની પુઠે જઇ લાગ્યો. જ્યારે તે પાદશાહ ઘેરાઇ ગયો ત્યારે તેણે નાહાસવાનો યા તો લડાઇ કરવાનો ઠેરાવ કીધો. તે જેમ (છુપા છુપ) આવ્યો હતો તેમજ તેણે (નાહાસવાનો) રસ્તો સોધીઓ કે જેથી યા તો તે તેના પગ આગળ (બંધીવાન થઇને) પડે કે યા તો તે તાજ સાથના સર સાથે જીવતો રેહે. અંધારી રાતથી તે આફ્તાબ આસમાનની ઉંચાઇએ જઇ પુગ્યો ત્યાં સુધી અફ્રાસીયાબે નોજરની સાથે લડાઇ કીધી. બાહાદુરોથી ઉડતી ધુલથી જેહાનમાં અંધારૂં ફેલાઇ રહયું અને આખરે નોજર કેદ પકડાયો. પશંગના બેટાએ તેનો કંમરબંધ ધર્યો અને તેને ઘોડાના જીન ઉપરથી ઉચકીને જુદો કીધો. તે અને તેના એક હજાર એકસો ને વીસ નામદારોની તું કેહેશે કે આએ જમીન ઉપર જગ્યા રહી હતીજ નહી. ઘણાકોએ રસ્તો જોઇ કાઢયો અને નાહાસી ગયા અને તે બલાના ફાંદામાં પકડાયા નહી. અફ્રાસીયાબ આવાં લશકરને તથા તેના બુલંદ પાદશાહને સાથે કેદ પકડવા પાંમ્યો. અગરજો આસમાન તારી સાથે ખાનગી વાત કરવાને બેશે તો પણ તું તેની ગીરદેશથી છુટકો પાંમશે નહી. તે તુંને તાજ, તખત અને ચઢતી આપશે તેમ તે વળી તુંને કાલાશ અને નુકશાંન પણ પુગાડશે. તે દુશમન પણ રહે છે અને દોસ્ત પણ રહે છે. તેનાથી તું કોઇ વખતે બી (યાને મગજ) પાંમશે અને કોઇ વખત ઘાસનું છોલતું પાંમશે.

અગરજો તારૂં સર કાલાં વાદલને લાગશે (યાને ગમે એટલી ઉંચી પડવીએ પુગશે) તો પણ આખરે તું તેનાથી મટોડાંની જગ્યા (યાને ઘોર) મેલવશે. માટે તું ખબરદાર રેહે અને જેહાનની અંદર તારૂં દિલ ના બાંધ કારણ કે તું તેની અંદર તેનાથી નચિંત રેહેવાનો નથી. જેહાન એક સુંદર બાજીગરના જેવી છે અને તે દર પળે જુદી જુદી બાજી કરી બતાવે છે. એકને તે મછી આગળથી (યાને પાતાલ-માંથી) ચંદ્ર સુધી ઉચકે છે તો બીજાને ચંદ્ર આગળથી નિચે કુવાના તલીયાંમાં નાખે છે.

પછી અફ્રાસીયાબે લશકરને ફરમાવ્યું કે "તમો ગુફાઓ, પાહાડો, બયાબાનો અને નદીઓમાં સોધ કરો કે લડાઇનો જીતનાર કારન નાહાસીને આએ લશકર આગળથી છુટકો મેલવે નહી. આવી ભયંકાર લડાઇ વખતે તે કયાં ગયો હશે કે મારી આગળ કીનો સોધવાને આવ્યો નથી?" જ્યારે તેણે જાણીયું કે કારનનું દિલ પોતાના કુટુંબકબીલાને માટે દુખાયાને સબબે અત્રેથી અગાઉનો જતો રહયો છે, તથા જ્યારે તેને કેહેવામાં આવ્યું કે તેણે બાર-માનના કેવા હાલ કીધા છે અને તેને કેવી રીતે ઘોડા ઉપરથી ઉચકીને ધુલમાં પટકયો છે ત્યારે તે વાત સમજીને અફ્રાસીયાબ ગમગીન થયો અને દુખથી પોતાના હાથના પોહોંચાને દાંત વચે ધરીને કર-ડવા લાગ્યો. પછી તે નામવરે વીશેને [1] એ પ્રમાણે કહયું કે "તારા બેટાના મોતને માટે તારાં દિલને કઠણ કર. કારણ કે જ્યારે કાવે-હનો બેટો કારન જંગમાં ઉતરે છે ત્યારે તેના ભાલા આગળ વાઘો પણ આજેજ બને છે. માટે તું એક હુનરમંદ લશકરને તૈયાર કર અને તારા મુવેલા બેટાની આગળ તું જા." આથી તે તુરાની લશક-રનો સપેહેસાલાર એક કીનો લેનારૂં નામદારી ભરેલું લશકર લેઇને ત્યાંથી ગયો. તે કારન આગળ જઇ લાગે તે આગમચ તેણે પોતાના

---

1 ફીરદોસી બારમાનને વીશેના બેટા તરીકે ઓલખાવે છે પણ બુનદેહેસ (બાબ ૩૧)માં તો તેના પીરાન, હોમાન અને સાન નામના ત્રણજ બેટા જણાવ્યા છે. ફીરદોસીએ બારમાનને તથા પીલસુમને પણ વીશેનાજ બેટાઓ તરીકે ઓલખાવ્યા છે.

પ્યારા બેટાને માર્ગમાં સુવેલો પડેલો દીઠો. તુરાની લશકરના બાહાદુરો અને પેહેલવાનો પણ તેની સાથે રસ્તામાં પડેલા હતા અને તેઓના વાવટાઓ ફાટી ગયલા અને ઢોલ ઉંધાં પડેલાં હતાં. ગુલલાલાના (યાને લોહીના) કફન વચ્ચે તેઓ સંદરૂસ ફુલની માફકના (ફીક્કા) ચેહેરા સાથે પડેલા હતા. જ્યારે વીશેએ એ પ્રમાણે જોયું ત્યારે તે ગમગીન થયો. તું કેહેશે કે તેનું દિલ ગમથી ફાટી જતું હતું. તેણે આંખોમાંથી ગરમ આંસુઓ પાડયાં અને પછી તેણે કારનની તરફ આસ્તે આસ્તે ચાલવા માંડયું. તુરકી લશકરના બાહાદુરોએ અને મરદાને મરદોએ કારનની પુઠ પકડવાને માટેનો રસ્તો ધર્યો. વીશે વેહેતી નદીની જડપે ત્યાંથી ગયો જેથી જેહાનની અંદર હોહા થઇ રહી. કારનને પણ એવી ખબર પુગી ગઇ કે "તે વીશે ફતેહ સાથે અને ભપકા સાથે આવે છે, તથા તેણે કેટલાક અરબ સ્વારોને નીમરોજ તરફ મોકલ્યા છે અને તે પોતે દુન્યાને રોશન બનાવતો જાય છે."

તે લડાયક વીશેએ પોતાના બેટાને માટેના દુખ સાથે પવન વેગે પારસ તરફનો રસ્તો લિધો. જ્યારે કારન પારસમાંથી લશકરને મેદાન તરફ લેઇ જતો હતો ત્યારે તેણે ડાબા હાથ ઉપરથી ધુલ ઉડતી જોઇ. તે તરફથી એક કાલો વાવટો દેખાવા લાગ્યો અને તુરકીઓનો સરદાર લશકરની હરોલમાં ચાલતો જણાતો હતો. તે બેઉ તરફના લશકરોએ સફ સમારી અને લડાયક પેહેલવાનો લડવાને માટે ગયા. કારને તુરાનીઓ તરફ નજર કીધી તો ઇરાનીઓના તમામ હથીયારો અને સામન તેઓની પાસે જોયાં. આથી તે ઇરાનીઓના શું હાલ થયા છે તે પામી ગયો અને જાણ્યું કે તેઓના કામનું તમામ છેવટ આવી ગયું છે અને તેઓના જાનના આવા હાલ થયા છે. દુન્યા પશંગના બેટાની ખાહેશ પ્રમાણે ફરતી થઇ છે અને ઇરાનનું તખત તે પોતાના કબજામાં લાવ્યો છે. પછી વીશેએ પોતાના લશકરના વચલા ભાગમાંથી બુમ પાડીને કહયું કે "હવે બુજોર્ગોનું તાજ તથા તખત બરબાદ થઇ ગયું છે. કનોજથી તે કાબુલસ્તાન સુધીની જમીન

તથા જાબુલસ્તાનના દરવાજા સુધીના ભાગવાળી તમામ જમીન હાલે હમારા કબજામાં છે અને ત્યાંના મેહેલોની અંદરના ચીત્રો હમારા (પાદશાહોને લગતાં) તાંગવામાં આવ્યા છે. માટે હવે તું તારી આરામની જગ્યા કયાં બનાવવા માંગે છે? કારણ કે હવે તો તારો પાદશાહ કેદ પકડાયલો છે." કારને વીશેને એવો જવાબ દિધો કે "બસ કર. મોતના આવ્યા વગર કયો શખ્સ મરી ગયો છે? તેથી તે (નોજર) ના ઉપર જ્યારે વખત તંગ બન્યો છે ત્યારેજ એવું કામ બન્યું છે તે માટે ગમ કરવો, દુખી થવું અને દલગીર થવું જોઈતું નથી. ફરતાં આસમાનથી એવુંજ સેવટ મલે છે અને તે તારી ઉપરથી પણ એક દાહાડો પોતાની મોહોબતને કાપી નાંખશે. અગરજો નોજર પાદશાહ કેદ પકડાયો છે તોપણ ફરતું આસમાન તો કામ કરતું અટકયું નથી. તેમજ તમારો પણ એવો એક દાહાડો એનાથી પણ બદ ખશલતનો અને બદ ચાલનો નજદિક આવી લાગશે." ત્યારે તે બુરાં નસીબના અને બુરી ઇચ્છાવાલા શખ્સે કારનને આ પ્રમાણે કહયું કે "તમારી પાસેથી ખજાનો, તખત, અને તાજ એ સઘલું છીનવી લેવામાં આવ્યું છે. આએ જમાનો અને જમીન તારા પાદશાહના દુશમન બન્યાં છે. તેથી તારૂં રોશન નશીબ પણ હવે સુશત બની ગયું છે." ત્યારે તેણે જવાબ દિધો કે "હું તે કારન છું કે જે સુખના લેબાશને વેહેતાં પાણીમાં નાખી દે છે. હું કાંઇ (તારા પાદશાહની) ધાસ્તીથી કે એ બાએની વાતચીતથી અત્રે ચાલી આવ્યો નથી, પણ તારા બેટાની સાથે લડાઇ કરવાને માટે આવ્યો હતો. જ્યારે તેની ઉપરના કીનાથી મેં મારાં દિલને ખાલી કીધું છે તો હવે તારી ઉપર પણ કીનો લેવાની અને તારી સાથે લડાઇ કરવાની હું તૈયારી કરશ. હું તુંને મારો લડાયક હાથ દેખાડશ કે જે પ્રમાણે મરદાનેમરદો અને પેહેલવાનોજ દેખાડી શકે છે." પછી તેઓએ પોતાના ઘોડાઓને દોડાવ્યા અને ત્યાં નગારાના અવાજ નિકળવા લાગ્યા. જમની અને દાબી બાજુએથી સેપાહોના પગોથી ધુલ ઉડવા લાગી જેથી હવામાં રોશની કે ચંદ્ર કાંઇ જણાયું નહી. તેઓ એકમેકની સાથે વલગી

પડયા અને તેથી વેહેતી નદીની માફક લોહી વેહેવાં લાગ્યાં. લડાઇનો સોધનાર કારન વીશેની નજદીક જઇ લાગ્યો. પણ તે વીશે તે લડાઇમાંથી મોહું ફેરવીને નાહાસી ગયો. લડાઇ કરનારાઓમાંના પુશકલ માણુસો માર્યા ગયા અને વીશે લડાઇના મેદાનમાંથી નાસી ગયો. જ્યારે સેતારાઓની ચાલથી વીશેને હાર મલી ત્યારે તે લડાઇનો જીતનારો કારન તેની પુઠ પકડવાને ગયો નહીં. વીશે પાછો અફરાસીયાબની નજદિક જઇ પુગ્યો. તેની આંખો બેટાના ગમથી આંસુથી ભરેલી હતી.

## શમાસાસ અને ખજરવાન નામના તુરકી પેહેલવાનો મેહેરાબ અને જાલ ઉપર હુમલો કરવાને ગયા તે બાબે.

અરમાન શેહેરમાંથી જે લશકર કીનો લેવાને જાબુલસ્તાન તરફ ગયું હતું તે શમાસાસવાલું લશકર જ્યારે જીહુન નદી આગળ આવી પુગ્યું ત્યારે તે ત્યાંથી સીસતાન તરફ જડપથી જવાને નિકલ્યું. બીજી તરફથી ખજરવાન તલવારનાં મારનારા અને ખંજરનાં વાપડનારાં નામદારી ભરેલાં ત્રીશ હજાર માણુસોનાં તુરકી લશકર સાથે તથા તે પોતે પોતાની તલવાર અને ગુરજ સાથે તથા પોતાના બુલંદી ભરેલાં નસીબ સાથે હુશીયારીથી હીરમન્દ[1] નદી આગળ આવી પોહોંચ્યો. જાલ પોતાના બાપ (ના મરણ) ને લિધે દુખ અને સોગમાં રેહેતો હતો અને તે ગુરાબેહ નામનાં જંગલમાં તેનું દોખમું બનાવવાને રોકાઇ ગયલો હતો. તેથી (સીસતાન) શેહેરમાં પેહેલવાન મેહેરાબ રોશન રવાન સાથે અને જાગ્રુત હાલતમાં (શેહેરની સંભાલને અર્થે) રેહેતો હતો. તે મેહેરાબની તરફનો એક કાસદ પેગામ લેઇને શમાસાસની તરફ જવાને નિકલ્યો. જ્યારે તે કાશદ તેની છાવણીની આગળ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો ત્યારે તેણે તેને મેહેરાબ તરફથી કેટલીક દુવા પુગાડી કે "તુરાની લશકરનો પાદ-

---

1. એ હીરમન્દ નદી નીમરોજ યાને સીસ્તાન તરફ આવેલી છે.

શાહ ચાલાકી ભરેલાં દિલનો રેહેજો અને તે તાજ સાથે જાવેદાન સુધી જીવજો. મારી બુન્યાદ અરબ ઝોહાકથી છે. હું આએ (જાલની તાબેદારી કરવા સાથની) પાદશાહીમાં ઘણોં સુખી નથી, જો કે મેં તેની સાથે સગાઇ કરીને મારો જાન બચાવ્યો છે કે જેમ કરવા શિવાય મારે માટે બીજો કાંઇ ચારો હતો નહી. હાલે તેનો આએ મેહેલ મારી બેઠકની જગ્યા બની છે અને તમામ જાબુલસ્તાન મારા હાથમાં છે. જ્યારનો જાલ સામને દફનાવવાને માટે સોગ ભર્યો બનીને અત્રેથી ગયો છે ત્યારથી મારૂં દિલ તેની ફીકરથી છુટુ થઇને ખુશાલી ભરેલું બન્યું છે, અને હું એવો વિચાર કરૂ છું કે તેનો ચેહેરો હું ફરીથી જોવા પામુંજ નહી તો સારૂ. હું તું નામદાર પેહેલવાનની પાસેથી થોડી મુદ્દત માંગી લેઉં છું કે જેથી હું એક હુશીયાર માણસને ઉંટ ઉપર સવાર કરીને જડપથી અફરાસીયાબની આગળ મોકલી આપું, કે જેથી તે પણ મારી આએ ખાનગી વાતથી વાકેફ બને તો મારાં દુખનું દાસ્તાન ઓછું થાય. જેમ મને ઘટતું છે તેમ મેં તારી ઉપર આ સાથે વધાવો મોકલ્યો છે. તે ઉપરાંત વળી પાદશાહને લાયકની ભેટ મેં મોકલી છે. જ્યારે તે મને ફરમાવશે કે તું મારી આગળ આવ તો હું તેના તખત નજદીક જઇને ઉભો રેહેવા શિવાય બીજું કાંઇ કરશ નહી. હું આએ તમામ પાદશાહી તેને સોંપી દેવશ અને મારાં દિલને તેનાં આગળ ખુશી રાખશ. હૂં તું પેહેલવાનને અત્રે સુધી આવવાની મેહેનત આપતો નથી. તેથીં હાલે તો મેં તારા ઉપર તરેહવાર રીતનો એકઠો કીધેલો ખજાનો મોકલી આપ્યો છે.૧"

એ રીતે એક તરફથી તેણે તે પેહેલવાન (શમાસાસ) નું દિલ જીતી લિધું અને બીજી તરફથી તેણે કાંઇ ઉપાય કરવાને હાથ લંબાવ્યો. તેણે એક ઘોડેસ્વારને જાલની આગળ મોકલ્યો અને તેને કહયું કે, "તું (પક્ષીની માફક) અત્રેથી જાણે ઉડવાને તારી બાજુ

---

૧ મેહેરાબે એવું નામું ફકટ શમાસાસને ફરેબ આપવાને માટે અને તેને જાબુલસ્તાનમાં આવતો અટકાવવાને માટે લખ્યું હતું જેથી જાલ આવે ત્યાં સુધી તે જાબુલસ્તાનમાં આવીને ખરાબી કરે નહી.

અને પાંખ લંબાવ અને જે સઘલું કામ તેં જોયું છે તે દસ્તાનને કહેજે. વળી તેને કહેજે કે અત્રે આવવાને માટે તારૂં માથું ખવડવાને (યાને વિચાર કરવાને) પણ થોભતો ના, કારણ કે એ પેહેલવાનો જંગલના ચિત્તાઓના જેવું તુરકી લશકર લેઇને લડાઇ કરવાને અત્રે આવ્યા છે. જ્યારે તેઓ હીરમંન્દ સુધી લશકર લાવ્યા ત્યારે મેં દીનારથી (યાને હદીઓ મોકલીને) તેઓના પગને (આગળ વધતા) અટકાવ્યા છે. જો તું અત્રે આવવાની એક ઘડી પણ ઢીલ કરશે તો તે ભુરા વિચારનાઓની તમામ ખાહેશ પાર પડશે." તે કાસદ દસ્તાનની આગળ જઇ પોહોંચ્યો ત્યારે તેનું દિલ આતસની માફક તપતું હતું. જ્યારે સામના દસ્તાને એ પેગામ સમજ્યો ત્યારે તેણે ઘોડા ઉપર સુનેરી લગામ નાખવાને ફરમાવ્યું અને મેહેરાબ પેહેલવાન તરફ જવાને એક જંગી લશકર સાથે ત્યાંથી નિકલ્યો. તેણે રાત અને દિવસ દોડવા શિવાય આશાયશ મેલવી નહી અને એ પ્રમાણે તે પોતાની રૈયતની આગળ જઇ પુગ્યો. જ્યારે તેણે મેહેરાબને પોતાની જગ્યાએ મજબુટ (યાને સલામત) જોયો અને તેના માંથાની અંદર આવા દાનાઇ ભરેલા વિચાર અને અક્કલ જોઇ ત્યારે તેણે તેને કહયું કે "તે તુરકી લશકરને માટે તું શા સારૂ ધાસ્તી રાખે છે? ખજરવાન મારી આગળ એક મુઠી ખાક બરોબર છે." ત્યાર પછી તેણે શેહેર તરફનો રસ્તો લિધો અને જ્યારે તે નામદાર શેહેરની અંદર આવી પુગ્યો ત્યારે તેણે મેહેરાબને કહયું કે "ઓ હુશીયાર મર્દ! તેં સઘલું કામ મને પસંદ આવે તેવુંજ કીધું છે. હું હમણાં અંધારી રાતનેજ વખતે ત્યાં જાઉછું અને તેઓ ઉપર ખુન વરસાવવાને માટે મારો હાથ લંબાઉછું જેથી તેઓ મારે માટે વાકેફ થાય કે હું દિલમાં કીનો રાખીને પાછો ફર્યો છું." પછી તેણે એક મજબુટ કમાન બાજુએ લટકાવી અને ઝાડની ડાળના જેવો એક તીર લીધો. ત્યાર પછી તે (દુશમનના) પેહેલવાનોની જગ્યા કયાં છે તે તેણે જોઇ કાઢી. (તેમ જોઇને) તેણે પોતાનો તીર તે તરફ સીધો ફેંકયો. તેણે એ રીતે ત્રણ તીરો ત્રણ જગ્યાએ ફેંકયા જેથી ત્યાંના લશકરની અંદર ગભરાત મચી રહયો. જ્યારે

રાત દિવસમાં ફેરવાઇ ત્યારે તે સેપાહો ભેગા થયા અને તે તીરને દરેક જણે તપાસ્યો. તેઓ બોલ્યા કે "બસ, આએ તીર તો જાલનો છે. કોઇ પણ શખસ એવો તીર કમાન વડે ફેંકી શકે નહી." શમા સાસ બોલ્યો કે "ઓ શીંહ જેવા ખજરવાન! હવે તું એ લડાઇને મશકેરી ગણુતો ના. અગરજો તું મેહેરાબને માટે, તેના લશકરને માટે અને તેના ખજાનાને માટે શોભ્યો હતે નહી તો તુંને જાલથી આએ પ્રમાણેનું દુઃખ વેઠવું પડતે નહી. અગરજો આપણે લડાઇ અંદર એવી હાલતમાં રહયા હતે નહી તો દુશમન આપણી ઉપર લશકર લાવતે નહી." ત્યારે ખજરવાને એવો જવાબ દીધો કે "એ જાલ પણ એક માણુસ છે. તે લોઢાંના શરીરનો તો નથી યાતો તે હારેમન પણ નથી. તેની સાથની લડાઇને માટે તું જરાએ દિલને દુખી ના કર. તેને હું હમણા મારા હાથમાં કેદ પકડશ. એને તથા ઇરાન જમીનના તમામ નામદારોને હું ઘોડાના જીન ઉપર જીવતા રાખશ નહી."

## ખજરવાને તથા ગુલબાદે જાલ સાથે લડાઇ કીધી અને તેમાં તેઓ માર્યા ગયા તે વિષે.

જયારે પ્રકાશીત સુરજ ઉંચાઇએ ચઢયો ત્યારે મેદાનમાં નગારાંના અવાજ સમજાવા લાગ્યા. જાબુલ શેહેરની અંદરથી પણ ઢોલ, નગારાં, ચંગ અને હીંદી ઘાંટોના સાદ નિકળવા લાગ્યાં. જાલે જડપથી લડાઇનો પોશાક પેહેર્યો અને એક પેહેલવાનની માફક ઘોડા ઉપર સ્વાર થયો. તેનું લશકર પણ માથાંમાં કીના સાથે અને ગુસ્સા ભરેલાં ભવાં સાથે ઘોડે સ્વાર થયું. પછી જાલ તે લશકરને જંગલમાં દોરવી લાવ્યો અને તંબુઓ તથા હાથીઓને બાહાર કાઢયા. તે લશકરો સામાસામી આવી પોહોંચ્યાં જેથી તે જંગલ ધુલારાંથી કાલા પાહાડના જેવું થઇ રહયું. બંધે લશકરે બરોબર સફ ખેંચી. તેમના હોટ ઉપર જીગરમાંનાં કીનાને સબબે ફીણ ચઢયું હતું. ખજરવાને ગુરજ અને ઢાલ સાથે જડપથી જાલેજર ઉપર હુમલો કીધો. તેણે તેના રોશન માથાં ઉપર ગુરજનો એક ફટકો માર્યો

જેથી તે નામદારનું બખતર ભાગી ગયું. એથી જ્યારે જાબુલસ્તાનનો પાદશાહ (જાલ) ગભરાઇ ગયો ત્યારે તેની મદદે કાબુલસ્તાનના પેહેલવાનો દોડી આવ્યા. હીમતવાન જાલે એક બખતર પેહેરી લિધું અને પછી એક શીંહની માફક લડાઇ કરવાને ગયો. તેણે પોતાના હાથમાં પોતાના બાપનો ગુરજ પકડયો અને તેનું માથું ગુસ્સાથી ભરેલું અને જીગર લોહીથી ઉકલતું બન્યું. ખજરવાન કીનો લેવાને એવી રીતે આવ્યો હતો કે જાણે તેને તે લશકરની સામે ગરજના કરતો શીંહજ જોઇ લેવો. જેવો તે ખજરવાન પેહેલવાનની માફક ત્યાં આવ્યો તેવીજ દસ્તાને પણ લડાઇની ધુલ ઉડતી કીધી. તે ખજરવાનની આગળ જોરથી દોડતો ગયો અને જેમ બન્યું તેમ તેણે ગુરજને ઉંચો ધરીને પછી તેણે તેની ઉપર એક અઝદાહની માફક હુમલો કીધો. તેણે મેદાનની અંદર તેનો રસ્તો ઘેરી લીધો અને તેના માથાં ઉપર ગાયની સુરતનો ગુરજનો ફટકો માર્યો કે જેથી જમીન તેના લોહીથી ખરડાઇને ચીત્તાના ચાંમડાની માફકની થઇ રહી. તે ખજરવાન નિચે તુટી પડયો અને મરી ગયો અને જાલ તેની આગળથી પાછો ફરીને તે લશકરની આગળ મેદાનમાં ગયો. પછી તેણે શમાસાસને બાહાર આવવાને ફરમાવ્યું. પણ કોઇબી પોતાના લોહીને ઉશકેરીને બાહાર આવ્યું નહી. આથી ગરદન ઉપર પોલાદી ગુરજ ઉઠાવીને ગુલબાદ ધુલારાં વચેથી બહાર નિકલી આવ્યો. પણ તે શમશેરના મારનારે જેવો દસ્તાનના ગુરજને જોયો તેવોજ તે પોતાના શરીરને તેનાથી બચાવવાને ત્યાંથી નાહાસી ગયો. શમાસાસ અને તેના તમામ પેહેલવાનો પણ જેમ વરસાદના દિવસ ઉપર તમામ લોકો (વરસાદથી બચવાને) નાહાશે તેમ નાહાસવા લાગ્યા. તે સ્વાર જાલે કમાન ઉપર તીર ચઢાવ્યો અને તેઓની વચે ફેંકયો. તેથી તે જઇને ગુલબાદની કંમર ઉપર વાગ્યો અને તેના પોલાદી બખતરની સાંકલની કડીને વીધી નાખીને તેની કંમરને તેના જીનની સાથે સીવી લીધી. આથી તેના સેપાહો ગુલબાદને માટે જીવ બાલવા લાગ્યા. જ્યારે આએ બંધે સખશો લડાઇમાં ઉંધા પડયા ત્યારે શમાસાસ બેદિલ થઇ ગયો અને તેનો ચેહેરો ફીક્કો થઇ ગયો. શમાસાસ

લડાયક લશકરની સાથે લડાઇમાંથી નાહાસીને (અફ્રાસીયાબની તરફ) પાછો ફર્યો. જાબુલસ્તાનના બાહાદુરોએ તથા કાબુલના પાદશાહ અને તેનાં લશકરે તેમની પુઠ પકડી. પુશકલ માણુસો તે લડાઇમાં માર્યા ગયાથી ત્યાં એવુ બની રહ્યું કે તું કેહેશે કે જાણે તે લશકરની ઉપર જેહાન તંગ બની છે. તેઓએ ખુલ્લાં થઇ ગયલાં બખતરો સાથે અને તુટેલા કમરબંધો સાથે તુરકસ્તાનના પાદશાહ તરફ જવાને માટે મોઢાં ફેરવ્યાં. જેવો શમાસાસ બ્યાબાનમાં આવી લાગ્યો તેટલાંમાં રસ્તામાંથી કાવેહનો બેટો કારન કે જેના લશકરથી વીશે ઉંધો પડયો હતો અને તેનું પ્યારૂ ડોકું કંગાલ રીતે ધુલમાં લપેટાયલું પડેલું હતું તે સામો આવતો જણાયો. કીનાના લેનારા કારનને હાથે શમાસાસના લશકરે બીજી મરતબે હાર ખાધી. તેઓ કોણુ છે અને તેઓ શા માટે જાબુલસ્તાનથી નાહાસી આવે છે તે કારન સમજી ગયો. આથી તેણે તેજ વખતે પીતલનું રણશીંગડું વજાડીયું અને તેઓનો રસ્તો ઘેરીને તેના લશકરની સામે પોતાનું લશકર લેઇ ગયો. તે લશકરે ઘેરાઇ જઇને તેને હાથે હાર ખાધી અને તેથી તપતા સુરજ સુધી ધુલ ઉડવા લાગી. પછી પેહેલવાન કારને પોતાના સેપાહોને આ પ્રમાણે કહ્યું કે "ઓ રોશન રવાનના નામદારો! તમો નેજા સાથે લડાઇ કરવાને બાહાર પડો અને તેઓના મગજો તે વડે બાહાર કાઢો." આથી તે સ્વારોએ મસ્ત હાથીઓની માફક બુમ પાડતાં નેજા ઉપર હાથ નાખ્યા. નેજાઓથી તે લડાઇનું મેદાન વાંસની ઝાડી જેવું થઇ રહ્યું. તેઓના નેજાઓને લિધે સુરજ કે ચંદ્ર કાંઇ દેખાતું હતું નહી. હાર ખાધેલું તુરકી લશકર જે કાંઇ ત્યાં હતું તે રસ્તા અંદર ઠામે ઠામ મુવેલું પડયું. શમાસાસ થોડાંક માણુસોની સાથે તે લડાઇમાં ઉડતી ધુલ વચેથી નાહાસી ગયો.

## અગરીરશે અફ્રાસીયાબને નોજરને માટે દરખાસ્ત કીધી તે વિષે. ૧

તુરાનના શાહને જ્યારે એ ખબર પુગી કે તે નામદારો (ખજરવાન અને ગુલબાદ)થી જેહાન ખાલી થઇ છે ત્યારે તેનું દિલ દુખ

૧ આએ આખો બાબ છાપેલી નકલમાં નથી, પણ લખેલી નકલમાંથી મલ્યો છે તેમાંથી એ તરજુમો મેં કીધો છે.

અને ગમના આતસથી ભરાઇ ગયું અને જીગરના લોહીના આંસુથી તેના બે ગાલો ભીજાઇ ગયા. તે ચીરડાઇને બોલ્યો કે "નોજર કયાં છે? તેના ઉપર વીશે કીનો લેવા ચાહે છે." ત્યારે તે બાહાદુર સ્વાર અફ્રાસીયાબને નામદાર અથીરશે આ પ્રમાણે કહયું કે "આસમાન ઉપરના સેતારા તારી ખાહેશ મુજબ હવે ફરતા થયા છે અને જમાનાની (પાદશાહી) મોહોર તારા નામની બની છે. જે કાંઇ તારી ખાહેશ હતી તે તેં મેલવી છે, અને જે ખાહેશ તરફ તેં સેતાબી કીધી હતી ત્યાં તું પોહોંચ્યો છે. જ્યારે પરવરદેગારે તુંને એ લડાઇમાં જીત બક્ષી છે તો તેના ફરમાન તરફ તું તારૂં ધ્યાન લગાડ. જેહાનને ધરાવનાર નોજર જે તારા કબજામાં છે તેને તું તારો સગો અને કુટુંબી ગણ. તું તેને બંધીખાનામાં રાખ, પણ તેને નુકશાન પુગાડવા ના માંગ. તું એવું કામ કર કે જે યજહાંને પણ પસંદ પડે. અક્કલ અને વિચારમાં તું મારેથી ચઢતો છે માટે તું એવું કર કે તેની સાથનો સંબંધ ચાલું રહે. તું નોજર પાદશાહની સાથે સુલેહ કર કે જેથી જેહાનની અંદર વફાદારીનું બી રોપાય. તું તેનો મુલક અને તેનું લશકર તેને પાછુ આપી દે અને દોસ્તી તરીકે તું તેની બેટીને લગનમાં માંગ, કારણ કે તે પરદા પછવાડે એક બેટી ધરાવે છે કે જેણી જેહાનમાં નામદારી સાથે રહે છે. તેણી ડાહાપણ, વિચાર, હુશીયારી, અને હુનરમાં ફરતાં આસમાન ઉપર સરસાઇ ભોગવે છે. ખુબીની અંદર તેણી સુરજને શરમાવે છે અને આસમાનને પણ તેની જડપમાં (તેણીને જોવાને થોભી રહેવાથી) ઢીલ કરાવે છે. તેની તે બેટી પાદશાહી તાજ અને તખતને લાયકની છે. રોશનીનો આપનાર ચંદ્ર પણ તેણીના ચેહેરાની માફક પ્રકાશતો નથી. તે જેહાનને બાલનાર માહતાબનું નામ જેહાંનસાજ છે કે જે મુલકને સરફરાજી આપનારી અને પાદશાહના દિલને દીપાવનારી છે. અગરજો તેણીને તું તારી સગાઇમાં લાવશે તો તેથી તું તમામ રીતે ઇનશાફના રસ્તાને બાંધી લેશે. એમ થવાથી ઇરાન અને તુરાન એક થશે, અને ફરીદુનનું તખત મુબારક દેખાશે. એ લડાઇમાં તુંને ફાયદો એજ મલ્યો છે કે તારા જેવા એક નાના છોકરાથી ઇરાનનો શાહ હેઠો

પડયો છે.જો કે તે નોજર તારા કબજામાં એક બંધીવાન છે તો પણ તું એવી મગરૂરી ના કર કે જેહાન પણ તારે તાબે છે. આએ કુદતી ફરતી જેહાન (નજરમાં) સરખી જણાય છે તોપણ તેણી (પરીણામમાં) જાહેર તેમજ છુપી રહે છે. જ્યારે જમાનો તારી સાથે માયા ભર્યો નિવડયો છે તો હવે તુંએ તારા ચેહેરા ઉપર ગુસ્સાના ભવાં વધારે ચઢાવવાં જોઈતાં નથી. તેટલા માટે તારા હીંગામમાં આવું કામ થયલું ઠીક ગણાશે કેમકે તું ડાહાપણવાલાઓની અક્કલ મુજબ તેનું સેવટ લાવશે. જે વખતે ઇરાનીઓ કીનાની કંમર બાંધે છે તે વખતે તેઓના મક્કમ ઠેડાવને માટે તો તેં સમજયું હશે. પુશકલ ઇરાની પેહેલવાનો પોતાને મઠકે (જીવતા) પડેલા છે અને હરેક જન દરેક બાજુએ વિખેરાઇ ગયા છે. ગસતહમ અને તુસ જેવા નોજરના બે બેટાઓથી ફરતું આસમાન પણ અફશોસ પોકારે છે. જ્યારે તેઓ બાપનો કીનો લેવાને બાહાર આવશે તો તેઓની ચુંગાલમાં શું વરૂઓ કે શું મેંઢાં (જીવતાં) રેહેશે નહી. કાવેહના કુટુંબનો જેહાંન પેહેલવાન કારન, કે જેણે સેલમની પાસેથી જેહાનને ખુંચવી લિધી હતી તેને લડાઇને દિવસે પીઠ ફેરવતો કોઇએ પણ જોયો નથી. તેની આગળ લડાઇનો કે બઝમનો સામન એક સરખો છે. બીજું દસ્તાન કે જેને સામે એક બુતપ્રશતને હવાલે સોંફ્યો છે (યાને તેનાં બુતપ્રશતની દીકરી સાથે લગન કીધાં છે) તે કાંઇ જંગની અંદર ઓછો પેહેલવાન નથી. તેના ગુરજની આગળ જમીન ટકી શકતી નથી અને તેની કમંદ છુપાયલાં આસમાનને ફાંડામાં પકડે છે. તેના નેજાની અણી સુરજનો પ્રકાશ પણ ચોરી લે છે, અને પાણીને સોંફે છે. વળી તેનો તીર બીજા સરવરોના તીરના કરતાં જંગની અંદર વધારે મોટાં કદનો છે. જ્યારે લડાઇને દિવસે તે ઘોડો દોડાવે છે ત્યારે તે સુરજ ની તરફ કાળી ધુલને ઉડતી કરે છે. વલી તે ઘણા નામદારો ધરાવે છે કે જેઓ સઘલા ગુરજના રાખનારા અને નેજા ધરાવનારા છે. જો તે તેઓની સાથે લશકર લેઇને અત્રે આવશે તો તે આસમાનની છાતી આગળના પોશાકને પણ લોહીલુહાન બનાવશે. આપણે તેઓ સાથે લડાઇ કરવાની તાકાત ધરાવશું નહી. આપણું નામ હલકું પડે

એમ કરવું આપણુને ઘટતું નથી. નેકનામી મેળવવાને માટે સુલેહજ કરવી ઘટતી છે કારણ કે જેહાનનો રંગ વખતો વખત જુદો જુદો હોય છે.” જ્યારે અગરીરશે એમ બોલવું ખતમ કીધું ત્યારે તે તુરકીઓના શાહ અફ્રાસીયાબે હોટ ખોલવાની શરૂઆત કીધી નહી. તે થોડો વખત માથું નમાવી મુગો બેઠો અને પછી જવાબ આપવાને તેણે માથાંને ઉંચુ કીધું અને તે પાદશાહે નામદાર અગરીરશને જવાબ દિધો કે “હુ જાણું છું કે તું મારો ખેરખાહ છે. તું પાદશાહી દમામ સિવાય મારામાં બીજું કાંઇ માગતો નથી. તેથી તું જે પ્રમાણે મને ફરમાવે છે તેજ રસ્તે હું ચાલશ. તેં જે વાત કહી છે તે વાજબી છે. તારો દરેક વિચાર ડાહાપણ ભરેલો છે તોપણ જુના વખતના વાતના કેહેનારાઓની આએ વાત તેં સમજી હશે નહી, કે ‘અગરજો તું નુકશાન પુગાડનારા શીંહની સામે ટકી શકે નહી તો બેહેતર એ છે કે તે દુશમનથી (દુર) નીરાંતે બેસવું.’ હું તેને બંધીખાનામાંથી છુટો કરી શકતો નથી તોપણ તેના જાનને હું નુકશાંન પુગાડશ નહી. વળી બીજું તો તું જાણે છે કે જે વખતે લડાઇનો વખત નજદિક આવી પુગ્યો તે વખતે મેં પશંગની આગળ તેના તખત, તાજ, જાન અને સરના ઘણા સખત સોગંદ લિધા છે કે પાદશાહોના કાયદા પ્રમાણે તથા તેઓની મોહર અને વીતીના તરીકા પ્રમાણે જ્યારે હું નોજરને છુટો કરશ ત્યારે તેને માટે જે કોઇ તીર ફેંકે અને તે તીર જેટલી વેગલાઇએ જઇ પડે તેટલી વેગલાઇની જમીન શિવાય (વધારે જમીન ધરાવતો) હું નોજરને રાખશ નહી. તેજ પ્રમાણે હું કામ કરવા માગું છું તેથી હવે હું તેને તેનો મુલક અને તેનું લશકર પાછું કેમ આપી શકું? એવી નાખતી મને કેમ ઘટે?”

અગરીરશે તેને જવાબ દીધો કે “ઓ ભલી ખાશીયતના અફ્રાસીયાબ! તારી સઘળી ખાહેશ પાર પડશે. હું તારા સાચા સોગંદ પ્રમાણેનુંજ કામ કરશ અને તારા વચન પ્રમાણેનુંજ પરીણામ નિપજાવશ.” પછી તે ત્યાંથી નોજરની આગળ જડપથી ગયો અને તેને નમન કીધું તથા તેની પુશકલ તારીફ કીધી. તે બોહલ્યો કે “તું ફીકર નાં કર, તારાં દિલને ખુશી રાખ અને તારા જીવને

અંદેશો કરવાથી છુટો કર. જેહાનનાં કામ જેવું સંપુર્ણ કામ બીજું કાંઇ નથી. તેની આગળ અક્કલવાલું કામ મુશકેલ નથી. તે જેહાન હવાને તથા આસમાનને એકજ સરખાં દેખાડે છે. તેનો કીનો કે તેની માયા હમેશની નથી. અગરજો તેનાથી તુંને ગમ ઉપજે તોપણ તુંએ તારાં મોંઢાંને કુમલાવવું નહી જોઇએ અને જો તે ખુશાલી આપે તો તે ઉપર નચિંત રેહેવું નહી જોઇએ. આએ જેહાન ત્રણ પાંચ દિવસની છે અને તું પણ તેની અંદર ત્રણ પાંચ દિવસનો છે, માટે તેમાં નચિંતાઇ પકડવી જોઇએ નહી, પણ દુખ વગર રેહેવું જોઇએ. તું તારા દિલમાંથી બુરો વિચારો દુર કર અને તારાં રવાનને અક્કલની મોજ દેખાડ. મેં પોતે પણ તારે માટે મારાં જીગરને ઘાહેલ કીધું છે અને તારે માટે કાંઇ પણ કામ બજાવવાને માટે મેં મારી કંમર બાંધેલી છે. ઉંચા આસમાનથી તારી ઉમેદને હું પાર પાડશ અને જો તું પોતે ગમ ભરેલો હશે તો હું પણ ગમ ભરેલો થવશ. હવે તુંને એક કામ કરવું ઘટે છે કે જેને માટે તારે તારા દિલને દુખી રાખવું જોઇતું નથી. તું તારાં દિલને લડાઇ ભર્યા કામથી ખાલી કર અને તારાં રવાનને સુલેહ તરફનો રસ્તો આપ. તું તારો જેહાનનો તમામ અસબાબ અફરાસીયાબને આપી દે અને તેના ગુસ્સાથી તારા રવાનને છુટું કર, કે જેથી તારી તમામ ખાહેશ બર આવે અને તારૂં નામ આસમાન સુધી પુગે. કારણકે અફ્રાસીયાબ જો કે તારી તરફ કીનો ધરાવવાથી તારા બદખાહ જેવો છે, તો પણ તે તારા બાપદાદાથી તારો ખેશી થાય છે. એ સઘલો કીનો બાપદાદાઓના ખુન થવાથી ઉઠયો છે અને તેથી સગાઇનો ગાંઠ દુર થયો છે. મીનોચેહરે પોતાના બપાવાનો કીનો લિધો હતો અને જમાનાની ખાહેશથી તેનું કામ પાર ઉતર્યું હતું. તેથી હુ (એ બંધે કુટુંબો વચે) હવે જાહેર રીતે સગાઇનો ગાંઠ બાંધવા માંગુંછું અને તે ગાંઠ તુટે નહીં તેવી હું કોષેશ કરશ.” જ્યારે નોજરે અગરીરશથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તે અંદરખાનેથી ગુસ્સે થયો, પણ તે ગુસ્સાને જાહેર થવા દિધો નહી. તેણે તેને જવાબ દિધો કે “ ઓ પશંગના નામદાર બેટા! તારી માયાથી જમાનો ઉમેદથી ભરેલો

અને લાયકીવાલો બન્યો છે. આએ તારી વાતથી મારૂં દિલ વિચારવંત બન્યું છે અને મારૂં રવાન તે વિચારથી અધીરૂં બન્યું છે. તેં જે વિચાર જણાવ્યો છે તે ઉપર હું વિચાર પોહોચાડશ. અને એટેફાકથી જો તેમ બનશે તો હું બજા લાવશ. હું એ વાત ઉપર જડપથી વિચાર બાંધી શકતો નથી અને જે કજાથી બન્યું છે તે નહી બનેલું થવાનું નથી.” ત્યારે અગરીરશે તેને જવાબ દિધો કે “હું એવું કરીશ કે તારા દિલમાનાં બુરા વિચારને પણ બાહાર કાઢી નાખશ.” પછી તેજ વખતે નોજર ખરે પગે યજદાંની બંદગી કરીને પોતાની જગ્યાએથી ઉઠીઓ. (તેણે આ પ્રમાણે બંદગી કીધી કે) “ઓ પ્રકાશતા સુરજના બનાવનાર તથા બાર રાશીના ચક્કરને અને ફરતાં આસમાનને પેદા કરનારા સાહેબ! તારાથીજ બુરા લોકોને ભલો આશરો મલે છે તથા ઉમેદોનું મેદાન પણ તારાથીજ ખુલ્લું થાય છે. હું આએ મુરખ વિચારના તુરકીના હાથમાં સપડાઇ ગયો છું માટે તું મને (તેમાંથી છુટવાનો) રસ્તો દેખાડ.” નોજર પોતે એટલો બધો તો ઉશકેરાઇ ગયલો અને વિચારવંત બનેલો હતો કે તે પોતાના દુખ વચે ઉંઘમાં પડયો.

## નોજરે સ્વપનામાં સરોશને તથા મીનોચેહેરને જોયાં તે વિષે. [૧]

તે ખુઆબની અંદર સરોષે તેને કહયું કે “ઉઠ! જે નસીબમાં હતું તે બન્યું છે. તે માટે તું યજદાંને ઠપકો ના આપ. જા અને આએ તુરકી જે કેહે છે તે કર, અને સંભાલજે કે દીલના ગમને દિલમાં લાંબો વખત રાખતો ના. તું તેને તારી બેટી જેહાનસાજને આપીને તેની પાસેથી દીનના રેવાજ મુજબ એક એવું વચણ લેજે કે, ‘આ જમીન કે જેમાં તું ઘણીએક અજાયબી જોય છે તે મારી પાસેથી તું લેઇ લેતો ના.’ અલબરૂજ પાહાડની પછવાડે એક ઝાડ છે જે ઘણા ડાલ પાંખરાંવાલું અને ભપકો ધરાવનારૂં છે. તેના પાતરાં હાથીના કાન જેટલાં મોટા છે, જે સોડમમાં અંમ-

---

[૧] આએ આખો બાબ પણ લખેલી નકલમાંથી મલયો છે.

અરના જેવાં અને રંગમાં લીલાં છે, વળી તેના બાલપણ માણસના માથાંના જેટલાં મોટા છે અને એક પણ વધઘટ ધરાવતું નથી. તેને વળી નાખ, કાન અને આંખ છે તો પણ તેમાં તું જીવ જોશે નહી. તુંને મીઠા સખુનોથી તેની તારીફ કરવી પડશે કારણ કે તે ઝાડ થડથી તે મહાલાં સુધી એક સરખું નથી. અંધારી રાતથી તે બામદાદના વખત સુધી તે જુદી જુદી તરેહનું રહે છે. તે ઝાડનો પોકાર (કે જે તે મારે છે તે) કેટલા માઇલો સુધી સંભલાય છે. તે પોકારથી હાથીના કાન પણ ફાટી જાય છે. જ્યારે પાહાડ પાછલથી સફેદી દેખાવા માંડે છે ત્યારે તે ભપકાદાર ઝાડ ફલવંત બને છે. તું જાણુ કે તે ઝાડ એટલું તો મોટું છે કે તેની આગળથી શીંહ કે વરૂ તથા ફાડી ખાનારા દેવો અને મસ્ત હાથીઓ પસાર થઇ શકતા નથી, તથા તે તરફના આસમાન ઉપરથી પક્ષીઓ પણ ઉડી શકતાં નથી. એક તિક્ષણ નજરનો મોબેદ કે જેણે કદીબી બેદાદી કે કીનો જોયો નહી હોય તેને તુંએ શોધી કાઢવો જોઇએ. તે મોબેદ હીમતવાન, હુશીયાર, તથા ભપકો ધરાવનાર અને નસીબવાલો હોવો જોઇએ કે જેથી તે બખતાવર દરખતની આગળ જઇ શકે. તે ત્યાં જઇને ત્યાંની ખાકને બોસો લે અને પાક યજદાંની બંદગી કરે તથા તે ખાકની ઉપર પોતાનો ચેહરો ઘસે અને બુજોર્ગ લોકોની દુવા કરે અને પછી તેની એક દાંખલી ખાહેશ કરીને માંગે અને તેનાથી મેહેરબાની માંગીને તે હુશીયાર મર્દ તારી આગળ તે દાંખલી લાવે. માટે તું આએ મારૂં તમામ કેહેવું યાદ રાખજે. તે શખ્સ જેમ જેમ તે દરખતની વધારે આગળ જશે તેમ ફતેહમંદ નસીબ તારા હાથને પકડતું જશે. વળી તે પાહાડ ઉપર તું એક જંગલી બકરાને જોશે કે જેની સાથેની લડાઇ કરતાં તેની આગળથી વરૂ પણ નાહાસી જાય છે. તેની બાજુ અને છાતી વરસાદની કમાનના જેવી છે કે જેનો નકશ અને રંગ કોઇ ધરાવતું નથી. તેની ઉપર પગથી તે માથાં સુધી એકજ રંગના બાલ છે કે જે જાણે સુનેરી નકસી હોય તેમ લાગે છે. કાંઇ ઉપાય સોધીને તેને તું તારી તરફ પછવાડેથી ખેંચી લેજે અને છુપી રીતે તેની ચામડી ખેંચજે.

ઝાડની એક ડાંખલી અને તે બકરાના પગની એક કમાન બનાવજે. અને તેમ કીધા પછી એક બીજી ડાંખલીનો તીર બનાવજે અને અને આવી તદબીર કરવામાં તું કાંઇ ઢીલ કરતો ના. તે પાહાડને મથાલે તું એક પક્ષીને જોશે કે જે સીમુર્ગના જેવો રંગ અને ભપકો ધરાવે છે. તેને તું મારી નાખતો ના, પણ તું તેનું પીછ લઇ આએ તીર સાથે બાંધ. તે તીર જે કોઇ ફેંકશે તેની આખેરી લાવશે અને તેનું નામ (જીવતું) રેહેશે.

જ્યારે નોજરે ખુઆબમાં આવી અજાયબી જોઇ ત્યારે તે ખુશાલીથી આફતાબની માફક દીપી રહયો અને ખુઆબમાંથી જાગીને અજબ થયો અને પોતાના આંગલાંને દાંત વચે પકડયાં. પછી તે હુશીયાર શખ્સે (નોજરે) અગરીરશને આ પ્રમાણે કહયું કે "તારો પાક જીવ તારાં કામને મલતો છો. તારા હોકમ મુજબ હું મારૂ સર મુકુ છું (યાને તાબે થાઉ છું), અને મારાં દિલને તારાં વચન ઉપર સોંપુ છું. તું જા અને તું કહે છે તે પ્રમાણેનું કામ કર. તારાં વચન પ્રમાણે તે (મારી બેટી) ને પરનાવ અને મને છુટો કર. તારી સરત મુજબ જે પાહાડ હું કહું તેની ઉંચાઇએથી તીર ફેંકવામાં આવશે અને તે જ્યાં પડશે તે પ્રમાણેની સુલેહ થશે." અગરીરશ તેની આગળથી બાહાર ગયો અને તદબીર કરતો પોતાના ભાઇની આગળ આવ્યો. જેમ તેને કામ કરવું ઘટતું હતું તેમ તેણે કીધું અને તે (નોજરની) બેટીને પાદશાહને સોંફી. એ પ્રમાણે જ્યારે તે કામ પાર પડયું અને લગનનો સામન તૈયાર થયો ત્યારે અફ્રાસીયાબે તેજ વખતે ઓરતોને ફરમાવ્યું કે તે (નોજરની ) બેટીને તેની આગળ લાવે. આથી જેહાંનસાજ છુપાછુપ દેહેસ્તાનમાં ગઇ. તેણીનૂં દિલ અને તેણીનો જીવ જેહાનનાં આવાં કામથી દલગીરીથી ભરેલાં હતાં. નોજરે એક કાસદને તે દીપતા સુરજ જેવી છોકરીની આગળ મોકલ્યો અને કહેવાડીયું કે "તારાં દિલમાંથી ગમ, દુખ અને બલાપાને દુર કર અને અફ્રાસીયાબના મેહેલને તું સોભઇતો બનાવ કારણ કે એ કામથીજ આપણો ઉપાય કરી શકાય છે, જો કે બંધે રાજ્ય વચે તો દુશમનીજ રેહેશે." આથી હાથીઓ, અને પાલખીઓ તૈયાર કરવામાં

આવ્યાં અને એ કામથી જેહાનને સંગાર પાંમેલી બનાવી. જેહાનં સાજના માથાં ઉપર જવેહેરાતવાલું તાજ મુકવામાં આવ્યું અને કાનમાં લુલક પેહેરાવ્યું. તે ચંદ્ર જેવી ઓરતને સુનેરી પાલખીમાં બેસાડવામાં આવી અને પછી તે ખરગાહના માહાતાબને ત્યાંથી ઉંચકી લેઇ જવામાં આવ્યો. તેઓ તેણીને ખરગાહના પાદશાહ આગળ લેઇ ગયા અને જ્યારે તે માહાતાબ રસ્તાની રંજથી આશાયશ પાંમવા લાગ્યો ત્યારે તેની આગળ અફ્રાસીયાબ આવ્યો. પછીં તેણી તેની ખાહેશથી આરામ કરવાને ગઇ. તે નોજરની છોકરીએ તેને કહ્યું કે "હમારી દીન પ્રમાણે હમારો રેવાજ જુદી તરેહનો છે. જે કોઇ અંજુમનનો વડો હોય તેનાથી ઓરતની નજદિક જવાય નહી; તેમજ ઓરત પણ પોતાની નજદિક તે મરદને આવવા દે નહી, શિવાય કે તે આગમચ તેણીના લગન તેની સાથે થયાં હોય. જે દિવસે આપણે મુશાફરી પુરી કરીને મુકામ ઉપર (યાને તારા શેહેરમાં) પુગીશું તે વખતે તું તારી ખાહેશ જણાવશે તો તે વાજબી ગણાશે." તે જેહાનદાર અફ્રાસીયાબે તેણીનો હાથ (વચનમાં) માંગયો અને તેણીને પાકીજગી સાથે છુટી કીધી. તે એવા સંબંધથી તેણીની આગળ એમ આવ્યો હતો કે તેને ફળ, તોખમ અને ફરજંદ મલે. જેહાનમાં તે છુપી રીતે બીજુંજ ઇચ્છતો હતો, જે ભરમ દુન્યાનો કોઇપણ શખ્સ જાણતો હતો નહી.

જ્યારે અગરીરસ એ કામથી પરવારયો ત્યારે તે ઉધાં ખઅતના પાદશાહ (નોજર)ની આગળ આવ્યો અને તેને કહ્યું કે "જેમ તેં ઇચ્છયું છે તે પ્રમાણે કોલ લીધો છે અને સાચી રીતે કોલકરાર પણ કરવામાં આવ્યા છે કે એક તીરને જેટલી વેગલાઇએ ફેંકવામાં આવશે તે પ્રમાણે તે કોલકરાર પાલવામાં આવશે" જ્યારે નોજરે અગરીરશથી એ પ્રમાણે સમજયું ત્યારે તે તુરતજ (સ્વપના મુજબની) યુક્તિ કરવાને ઉતાવલ કરવા લાગ્યો. તેણે લોકો વચેથી એક દાનાવ મર્દને પસંદ કીધો અને તેને અલબરૂજ પાહાડ ઉપર મોકલ્યો. તે તે ઝાડની દાંખલી તેમજ નસીબને રોશન કરનાર પક્ષીનું પીછ પણ લાવ્યો, અને જે પ્રમાણે તે સરોશે કહ્યું હતું

તે પ્રમાણેનો તીર બનાવ્યો અને કાંઇ યુક્તિથી તે પક્ષીનું પીછ સાથે બાંધ્યું. ત્યાં એક વર્ષનો ખાધેલો તમામ બુઢો માણસ હતો જે ઉંચા દરજાનો તથા હૂશીયાર હતો. તેનું નામ અરેશ[1] હતું. મેં સમજ્યું છે કે તે કયાનુંશનો બેટો હતો કે જે અક્કલ, વિચાર તથા હુશીયારી ધરાવનાર હતો. જેહાનના પાદશાહ ફરીદુનનો તે ભાઇ થતો હતો અને બુઝર્ગોની વચ્ચે તે સરઅફરાજી ધરાવતો હતો. તેની દાઢીના બાલ બુઝર્ગીથી રૂપેરી બન્યા હતા તો પણ તેને કાંઇ પણ રીતની ફીકર હતી નહી. નોજરે તેને કહ્યું કે "ઓ પાકીજેહ ખાનદાનના શખ્સ! પરવરદેગારે તુંને એવી (લાંબી) જીંદગી એટલા માટેજ આપી છે કે આએ તીરથી તું મારી ખાહેશ બર લાવે અને તારાં નામને જાવેદાન સુધી તું યાદગાર રાખે. તુ તારા વખતમાં આએ તીરને ફેંક અને તારાં સેવટને એ કામથી દિપાવ." જ્યારે અરેશે તે તીરને જોયો ત્યારે તેને તે કામ મુશકેલ જણાયું. તેણે મરજી ઉપરાંત તેના નસીબના વખતનો અંત આવ્યો છે એમ જાણ્યું. તે સમજી ગયો કે તેની જીંદગીનો અંત આવ્યો છે. પછી તેણે પોતાની પાગડીને ભવાં સુધી બાંધી અને તે કેઆની કમાન હાથમાં પકડી. તેણે એક એવી ઉંચી જગ્યા શોધી કે જેથી ફરતા આસમાનને પણ નુકશાંન પુગે. તે અને પાદશાહ નોજર એક પહાડની ઉંચાઇએ ગયા અને ખલકતથી તથા લોકોના ટોલાંથી અલગ થયા. નોજરને તેણે આ પ્રમાણે કહ્યું કે "આએ જેહાનમાં મારૂં કાંઇ કામ રહ્યું નથી. મને હવે બીજી જેહાન તરફ જવું છે. જો તું પણ ચાહે તો આ જેહાનમાં રેહેવા માંગે નહી." એટલું કહીને તેણે પોતાના હાથમાંનો તીર ફેંક્યો.[2] (તે તીર ફેંકતાં

---

[1] એ 'અરેશ' તે તીર યશ્તમાં જણાવેલો 'એરેશ' છે. જુઓ તીર યશ્ત કરદો ૪ થો.

[2] અરેશ પેહેલવાને આએ રીતે તીર ફેંકયો તે બનાવ તીર મહીનાના તીર રોજે બન્યો હતો. અલબીરૂની નામનો અરબ આગલા લોકોની વર્ષની ગણતરી બાબે જે પુસ્તક લખી ગયો છે તેનો તરજુમો ડોકટર સી. એદવરદ

સાખાઓ નામના શખસે કીધો છે તેમાં એ તીરંગાનના જશનની શુંસદી આમ લખે છે કે:—

"On the 13th, or Tir-Rôz, there is a feast Tîragân, so called on account of the identity of the name of the month and the day. Of the two causes to which it is traced back, one is this, that Afrâsiâb after having subdued Erân-shahr, and while besieging Minocher in Tabaristân, asked him some favour. Minocher complied with his wish, on the condition that he (Afrâsiâb) should restore to him a part of Erânshahr as long and as broad as an arrow-shot. On that occasion there was a genius present, called Isfandârmadh; he ordered to be brought a bow and an arrow of such a size as he himself had indicated to the arrowmaker, in conformity with that which is manifest in the Avasta. Then he sent for Arish, a noble, pious, and wise man, and ordered him to take the bow and to shoot the arrow. Arish stepped forward, took off his clothes, and said: "O king, and ye others, look at my body. I am free from any wound or diseaase. I know that when I shoot with this bow and arrow I shall fall to pieces and my life will be gone, but I have determined to sacrifice it for you." Then he applied himself to the work, and bent the bow with all the power God had given him; then he shot, and fell asunder into pieces. By order of God the wind bore the arrow away from the mountain of Rûyân and brought it to the utmost frontier of Khurâsân between Farghâna and Tabaristân; there it hit the trunk of a nut-tree that was so large that there had never been a tree like it in the world. The distance between the place where the arrow was shot and that where it fell was 1000 Farsakh. Afrâsiâb and Minochir made a treaty on the basis of this shot that was shot on this day. In consequence people made it a feast-day.

બોલ્યો કે) "જમાનો બુઢા કે જવાનને જોતો નથી. તેની ગણત્રીમાં નાના તેમજ મોટા એકજ છે. તારો વખત આવવે તુંને પણ જવાનું છે. તે માણસજ જીવેલો ગણાય કે જે પોતાનું નામ અત્રે મુકી જાય. અરદેશને માટેનો આએ હેવાલ તું યાદ રાખજે કે જે ખાકમાંથી આવેલો તેણે પવનને રસ્તે જવા ઇચ્છયું છે. તો પણ પાક યજદાંએ આએ ખાકની ઉપર પ્રકાશીત ગોહરો વેરી મુકેલાં છે. જે કોઇ તેને જોય છે અને તેને પીછાને છે તેનું સર રોશનીથી સનીશ્ચર સેતારાને દિપાવે છે. જ્યારે તે તેને દિપતો અને રોશનીવાલો કરે છે ત્યારે તે બુલંદ આસમાન ઉપરથી ગોલાબને વરસ્તો કરે છે, નહી તો તે આએ ધુમારીઆંની અંદર (મેસથી) કાલો રહે છે. તે બદ કરણીના હારેમનનો સાથી થાય છે અને દોજખની અંદર તાણા સાથે રહે છે." એટલું કહીને તેણે પોતાની આંખમાથી આંસુ પાડયાં અને અફરાસીયાબ ઉપર લ્યાનત નાખી. જ્યારે તે એટલું બોલી રહયો ત્યારે તે બુઢા માણસે તીરનો ચીલ્લો ચઢાવ્યો. તેણે પેહલાં પરવરદેગારની આફ્રીન કીધી અને બોલ્યો કે તે સાહેબ જેહાનને પેદા કરનાર, જાનને બક્ષનાર અને પરવરેશ કરનાર છે. તે નકસીનો ચીતારનાર અને પાણી ઉપર સુરતનો પાડનાર છે તથા આફતાબથી માહાતાબની બતીને સલગાવનાર છે. તેના હોકમથીજ પથરમાં લોહું છુપાયલું છે અને ખાકમાંથી લોહું છુટું પડે છે. તે હવાને બાંધ્યા વગરની રાખે છે અને પોતાની જગ્યા ઉપર તેને વેહેતી રાખે છે. તેનાં કામની અંદર તેની એટલી બધીતો અક્કલ માલમ પડે છે કે તે પોતાનેજ તકાવી રાખી પોતાનોજ નિભાવ કરે છે. તેના વિચારથી તેની તારીફ એક બાજુએ રહી જાય છે. જે કાંઇ તેને જોઇતું નથી તેને માટે પણ તે જાણીતો છે. જે કાંઇ તે ધરાવતો નથી તેને માટે પણ તે ચોકસ છે. દરેક ચિજ કેમ બની અને કેમ થઇ તે તે કેહેતો નથી. આસમાનની ચાલથી જે કાંઇ ભાગી જાય છે તેને તે પાછું આપે છે. ઓ તું અક્કલ! તું કોઇ અક્કલમંદ માણસને સોધ અને સમાલજે કે તે સોધ તુંને ધાસ્તી ઉપજાવે નહી. જ્યારે તે (પરવરદેગાર)ની અક્કલની કાંઇ હદ નથી ત્યારે સોધ કરનાર તેની કેમ

ગણુત્રી કરે? તું કેમ કેહેશે કે હું તીર ફેંકું છું અને જે કાંઇ ઘટતું છે તે હું મેલવશ. એ સૌ તે પોતાની નાદાનીથી વાકેફ થવાથી છે. સોધ કરવાથી તેને એકનું દસ મલે છે." જયારે આરેશે પોતાની અક્કલ મુજબની નિશાણી લીધી ત્યારે તેણે તે તીરથી જેહાનની ઉંચાઇની નેમ લિધી. તું આએ તમામ દાસ્તાન યાદ કરજે. કમાન ધરાવનાર આરેશનું દાસ્તાન યાદ રાખજે.

જયારે સફેદી પાહાડ ઉપરથી નિકળવા માંડી ત્યારે તેણે પોતાની અક્કલ મુજબ કમાનને ખેંચવા માંડી. તેણે તે આસ્તે આસ્તે ખેંચી અને તેમ ખેંચતા ખેચતાં તેણે જેહાનને પેદા કરનાર તરફથી કૌવત ઇચ્છયું. તું એમ જાણ કે જયારે સુરજ પાહાડ ઉપરથી તપવું સોધતો બાહાર આવ્યો ત્યારે તેણે પરવરદેગારના નામથી તે કમાનને ખોલ્લી કીધી. તેનો તીર વેગલાઇએ ગયો અને પોતે ભોંયે પડયો. તું કેહેશે કે તેની આગળ સરોશ પોતે હતો જે બાહાર આવીને તેના તીરને આગળ લેઇ ગયો. તેના તીરને તે એટલી તો જડપથી લેઇ ગયો કે તું કેહેશે કે તે જાણે તેના ચેહારાની ઉપરજ હતો. નસીબ સંજોગે તેના તીરે એવો રસ્તો લીધો કે પેહેલવેહેલાં (યાને જયારે તે ઉઠયો ત્યારે) હવામાં સુરજ પ્રકાશતો થયો હતો. જયારે ખોરશેદે ઉંચાઇએ જવા માંડયું ત્યારે તેની સાથે તે તીરે ઉડવા માંડયું હતું. તે તીર તેણે ફેંકયો અને તે સેતાબી સાથે ગયો. તે સઘલું અફરાસીવાબ પણ જોતો હતો. તે પોતાના વચન અને કૌલકરારને માટે પશેમાન થયો અને કાંઇ પણ રીતે તે પોતાનો કૌલ રદ કરવાનો ચારો સોધતો હતો. તેણે છુપાછુપ એક જાદુ કરવા માંડયું કે તે શીંહ જેવા (અરેશ) ને તે તેજ વખતે નિચે પટકે, પણ મુબારક સરોશ તેની સંભાલ રાખતો હતો અને તે હારેમનથી તેની સંભાલ કરતો હતો. તેટલામાં એક મજબુટ પવન નિકળી આવ્યો જેથી પાંચ ઝાડો કડમાંથી ઉખડાઇ ગયાં. બીજી તરફથી તે તીર એટલે છેતે જઇ લાગ્યો કે તેને માટે બુઢા ગામડીઆઓ એમ કહે છે કે તે પવન પોતે મુબારક શરોશ હતો કે જે દેવનાં જોર અને શક્તિના કરતાં ચઢતો હતો. હવે આએ

જમીનનું નામ "બરેબાદખીજ"[૧] પડયું. જ્યારે તે તીર હવામાંથી જીહુન નદી તરફ જઇ લાગ્યો ત્યારે જીહુન તરફથી આસમાનમાં પોકાર ઉઠી રહયો. તે તીરથી તે ઝાડના પાતરાં કાલાં થઇ ગયાં. તે તીરને ગુમ કરીને કમાનતો જયાંની ત્યાં રહી. તે રોજથી તીરનું નામ તીર પડયું અને કમાનનું નામ કમાન પડયું. એ વાત તું યાદ રાખજે કારણ કે આગળ કમાનનું નામ અરધું કુંડાલું (નીમ ચરખ) હતું અને તીરને બરૂ (કલેક) ને નામે ઓલખતા હતા.

પછી અફ્રાસીયાબને ખબર મલી કે તીર પાણીની નદી (જીહુન) આગળ આવી પુગ્યો છે ત્યારે તે ઘણો ચિરડાયો અને પોતાના ભાઇ સાથે કીના ભરેલો થયો. પણ તે તેણે મોઢાં ઉપરથી તેમ દેખાડયું નહી. પછી સેવટે તેણે અસબાબ ખાતાંને લગતા સરદારને ફરમાવ્યું કે તમામ અસબાબ ઉઠાવે. જેહાનસાજને અમમારીમાં બેસાડવામાં આવી અને પછી રનશીંગડું વજડાવી ત્યાંથી લશકરને કુચ કરવી. તે પોતાના તમામ લશકરને પોતાની સાથે લેઇ ગયો અને જીહુન નદી સુધીની જગ્યા નોજરને હવાલે કરી ગયો. ત્યારથી તેણે સાદ નામના શેહેર તરફ લશકરને કુચ કરાવી અને તમામ સામનને ત્યાં ઉતાર્યો. તે જેહાનસાજને માટેના એશકથી અધીરો બની ગયો હતો તેથી તે તરેહ તરેહના ફરેબ અને ફાંદાઓ રચવા લાગ્યો હતો. બીજું એકે તેને પોતાના વચનનો, માફીનો, અને એ સગાઇના ગાંઠનોજ વિચાર આવ્યા કરતો હતો. જો અગરીરશનું કહેલું બજા લાવવામાં આવ્યું હતે નહી તો તેને આએ કામનો વિચાર આવતે નહી. હરેક બાજુએથી તે કાંઇ યુક્તિ રચવાની ઉતાવલમાં પડયો કે તે જેહાનસાજને પોતાના હાથમાં મેલવે. જ્યારે તેણીની સાથે તેને દોસ્તીની મોહોબત પડી ત્યારે તેનો જીવ તેથી ખુશી થયો. તે કેટલાક દિવસો અને રાતો તેણીની સાથે રહયો અને તેટલો વખત તેને કાંઇ પણ દુખ યા નુકશાનની યાદ રહી નહી.

---

૧ એનો અર્થ 'પવન નીકલતી જમીન' એવો થાય છે.

પેલી તરફથી જ્યારે નોજરે તે અફ્રાસીયાબને ગયલો જોયો ત્યારે તેનું દિલ જેહાનસાજને માટે બલવા લાગ્યું. જે નામદારો તે અફ્રાસીયાબના બંધીવાન થયા હતા તેઓને માટે તેનું સર કીના-ભરેલું બન્યું હતું, અને તેનું દિલ લોહીથી ઉકલતું હતું. તુસ અને ગસતહમનું શું થયું તે માટે તે વાકેફ હતો નહી તેથી તે દુખ અને ગમ સાથે રહેતો હતો. તેણે જડપથી તેઓ ઉપર નામું મોકલ્યું અને ગુરજ તથા ઢાલ સાથનું એક લશકર તૈયાર કીધું. જ્યારે તે નામું તેઓને પુગ્યું ત્યારે તેઓના જીવે એ ખબરથી થોડો વખત આરામ ધર્યો. જ્યારે તે પ્યારા તુસે પોતાના બાપના કામ વિષે સમજ્યું અને અફ્રાસીયાબ સાથના કોલકરારથી તે વાકેફ થયો ત્યારે તેણે દરેક બાજુએ નામદારો અને મોટા દરજ્જા-વાલાઓ ઉપર કાસદો મોકલ્યા કે જેથી તમામ બાહુરો અને નામ-દારો મોટું લશકર લેઇને તેની આગળ આવે. પછી તેણે તેજ વખતે મુરાદમાં ફતેહ પાંમેલા શેહેનશાહ નોજરના નામાંનો જવાબ લખ્યો અને તે નામું કે જેની અંદર તેણે તે બાપની વારંવાર યાદ કીધી હતી તે પોતાના બાપની આગળ મોકલી આપ્યું. જ્યારે પાદશાહ નોજરે તુસનું નામ જોયું ત્યારે તું કેહેશે કે તેણે તમામ માન તેમાં સચવાયલું જોયું. તેના ગાલો અજબ રીતે ગોલાબની પાતરી માફકના બન્યાં. તેણે હસીને પોતાના દરબારીઓને કહયું કે "વખતો વખત (દુશમનોનું) બોહોલું લશકર આવ્યું તોપણ આપણે પાછા એ દુખથી છુટા થયા છીએ. તમો તમારાં દિલને ખુશાલી ભરેલાં અને શરીરને જોરાવર રાખો કારણ કે બુલંદ આસમાને આપણને પાછી બક્ષેશ કીધી છે." પછી તેણે ઇરાનીઓના પેહેલવાની રેવાજ પ્રમાણે એક પાદશાહી દખમું તૈયાર કરાવ્યું અને તેની અંદર આરેશ કે જેનું નામ શાદમાની સાથે જેહાનમાં યાદગર રહયું છે તેને મુકયો. જ્યારે પાદશાહ નોજર નેક બખત આરેશને અવલમંજલ પોહોંચાડવાના કામથી ફારેગ થયો અને પાછો તાજ અને તખત-વાલો બન્યો ત્યારે તે મોતની ફીકરથી એવો દુખી થયો કે પાદશાહી ભોગવવાને બદલે તેનું દિલ થંડુ થઇ ગયું. તે એમ બોલ્યો કે

"અગરજો હું હજાર વર્ષ જીવું તોપણ તે હજાર પુરાં થયા પછી પણ એવુંજ કામ બનશે." તેથી તેણે પોતાને માટે બંદગી કરવાનું એક પાક મકાન બનાવ્યું અને તેની અંદર તે પોતાનું મોહું ખાક ઉપર નાખી બંદગી કરવા લાગ્યો. તે રાત અને દાહાડો તેમાં બંદગી કરતો હતો અને પરવરદેગારની સનમુખ જારી કરતો હતો. ઘડી-કમાં તે સરને ખાકમાં નાખતો તો ઘડીકમાં તે ઉભો થતો હતો. તું કેહેશે કે જાણે તે મીનોઇ જેહાનને માટેની (બેહેશતમાં) જગ્યા બનાવે છે.

આખરે તેણે એક દાહાડે રાતના ખુઆબમાં જોયું કે જીહુન નદીમાંથી આતશ (ખોરેહ) બાહાર કુદયો અને (તેની પુઠે) તે નદી-માંથી એક અઝદાહ નિકલ્યો. તે અઝદાહની (તે ખોરેહને મેલવવાની) ખાહેશને લીધે તે આતશ હવામાં ગેબ થઇ ગયો. તેથી તે (અઝદાહ) પેહેલાં પાહાડની તરફ ગયો અને તે જગ્યાની જમીન તથા શેહેરનો નાસ કીધો. ત્યાંથી તે શેતાબી સાથે ઇરાન તરફ ગયો અને ત્યાં તે જે કાંઇ જોતો તેને બાલી નાખવા લાગ્યો. પછી તેને તે ખુઆબની અંદર ધુમસના આકારમાં એક રવાન દેખાયું. તેના ચેહેરાનો રંગ કેશરના જેવો પીલો હતો. આથી તે નોજર દિલના દુખથી સોગ ભરેલો થયો અને એ વાત તેણે કોઇને પણ કહી નહી. તે બોલ્યો કે "બુરી ખસલતના અફરાસીયાબની મને બીહીક લાગે છે કે રખેને તે જીહુન નદી તરફથી પાછો આવે. હું જાણું છું કે તે મારી સાથે એવી બદી કરશે અને મારી સાથના વચણો અને કોલ કરારોને તોડી નાખશે. તે જીહુન નદી પસાર કરીને બીજે રસ્તે લશકરની સાથે આએ જમીન ઉપર કીનો લેવાને આવશે. તે મારા જાન ઉપર તેજી સાથે હુમલો કરશે અને મારા જીવને તારાજ કરી મને એક ખાડા (યાને કબર) ને સોફશે. પછી તે ત્યાંથી ઇરાન તરફ લશકર લેઇ જશે અને તે વખતે તેની ઉપર કીનો લેવાને માટે કોઇ પણ આવશે નહી. તે ઇરાનના બુલંદ તખત ઉપર બેસશે અને ઇરાનના બુજોર્ગો તેના તાબેદાર થઇ રહેશે. મીનોચેહેર પાદશાહે જે કાંઇ મને કહયું હતું તે વખત હાલે આવ્યો છે. એ શિવાય બીજું કાંઇ

બનશે નહી અને તેનો કાંઇ ઉપાય પણ થશે નહી. ફરતાં આસમાન સાથે કોઇ લડી શકતું નથી. આએ ત્રણ પાંચ દિવસની દુન્યાના કામની કોઇને ખબર નથી. તે દુન્યા તમામ ધાસ્તીવાલી, તથા દુખ અને રંજવાલી જગ્યા છે. તેના વિચાર મેહેરબાની ભરેલા નથી અને તે કોઇ સાથે કીનો પણ ધરાવતી નથી, તોપણ તે આએ કે પેલું કાંઇ રાખતી નથી. તેની નેકી અને બદી કોઇ સાથે જાવેદાન સુધીની નથી. અક્કલમંદો તેની સાથે દિલની ઉમેદ બાંધતા નથી. કોઇ પણ હુશીયાર માણુસે તે જેહાનની સાથે દિલ બાંધેલુ અને યાદ નથી. તેની સાથના સંબંધથી વલી તે ખુશી પણ રેહેતો નથી."

આએ તરફ નોજર એ પ્રમાણે દુખ અને ફીકરમાં હતો અને પેલી તરફ અફરાસીયાબ કીના ભરેલો હતો. તે તે (નોજર) ની ઉપર શું કરવું તેનો વિચાર કરતો હતો. એક બારગી તેને તેની આગળ બંધીવાન તરીકે લેઇ આવવામાં આવે તોપણ તે જેહાનસાજના વિચારમાં હતો; કારણ કે તેણીને માટેનો તેના દિલમાં પુશકલ એશક હતો. તેણીને માટેના પ્યારને લિધે તેને જરા વખતનો કરાર પણ હતો નહી. તેથી એક અઠવાડીયું સુધી તેણે લશકર ઉપર બોજો મુકયો નહી. એમ કરતાં તે સરોવર જેવી જેહાનસાજ હમેલદાર બની અને ભારી બોજાથી તેણી કામકાજ વગરની બની. તે ઉંચાં (યાને પાદશાહી ખાનદાનના) ઝાડની દાંખલી (ફળના ભારથી) વાંકી વલી ગઇ. તોપણ તેણીને તે હમેલથી કાંઇપણ નુકશાંન પુગ્યું નહી. તે પુટલીએ ચંદ્રના જેવા ચેહેરાવાલા ફરજંદને જન્મ આપ્યો અને તે અફરાસીયાબે તે બેટીનું નામ પાડયું. જ્યારે તે હમેલ તે સરોવર જેવી ઓરતથી છુટો થયો ત્યારે તે તાજગીવાલું સીધું સરોવર કરમાઇ ગયું (યાને જેહાનસાજ મરી ગઇ.) તેથી અફરાસીયાબનો જીવ ગમગીન થયો કારણ કે તેનું આસમાન આફતાબ વગરનું ખાલી થઇ ગયું. તેણે તેણીને માટે એક દખમું બનાવવા ફરમાવ્યું કે જેને માટે તું કેહેશે કે તે (તરેહ તરેહના) રંગ અને ખુશબોવાલું બેહેસ્ત છે. તેજ વખતે તેણે પોતાની બેટીને દાઇને સોંફી અને તેણીના માથાં ઉપર સુનેરી તાજ મુકયું. તે બાપ તે

બેટીની તરફ જેમ જોતો તેમ તે તેણીની તરફ વધારે મોહોબત ભરેલો થતો હતો. તેણે નજુમીઓને બોલાવી મંગાવ્યા અને તેણીની ઉપર આસમાન કેવું ફરે છે તે જોવાને કહ્યું. જ્યારે નજુમીઓએ તે ભરમ સોધીયો કે તે બેટી તેને કેવી રીતે ઉપયોગી થઇ પડશે ત્યારે તેઓ બોલ્યા કે "ઓ પાદશાહ ! આએ ખુશ ખબર કબુલ રાખ કે એ બેટીથી શેહેરોનો જીતનાર એક બેટો પેદા થશે કે જે આધુરોનો પાદશાહ થશે અને ઇરાન તથા તુરાનનો બચાવનાર થશે. તે તુરાન અને ઇરાનનો પાદશાહ થશે અને જમાનો તેના નસીબનો ગોલામ બનશે."૧ જ્યારે પાદશાહે એ વાત સમજી ત્યારે તે અજબ થયો અને તે બેટીને માટે યજહાંનું નામ લિધું. વખતો વખત તે તેણી ઉપર પ્યારનો વધારો કર્યો જતો હતો. તેણીના ચેહેરા શિવાય બીજા કોઇની ઉપર આસમાન જોતું હતું નહી. તે બોહયો કે "આવી બેટી કે જે ફરીદુનના જેવું ખોરેહ ધરાવે છે તે તાજ અને તખતને (ખરેખર) લાયક છે." તેણીનો મુબારક ચેહેરો અને બાલ તેની ખાહેશ મુજબના તેને જણાયા અને તેવા ચેહેરાને માટે તેણે તેણીનું નામ ફરંગીસ આપ્યું. જ્યારે તેણે તેણીની સાથે થોડો વખત પસાર કીધો નહી તેટલાંમાં તેના માથાંમાં વીસેની યાદ થઇ અને તે બોલ્યો કે "તેને ગુજરી જવાને લાંબો વખત થયો છે તોપણ હું જાણતો નથી કે હું પોતે તેના (કીનાના) કામ ઉપરથી કેમ ફર્યો ? મને તેને માટે લડાઈ કરવા જવું જોઇએ કારણ કે તે નેકખાહ વીસે દુઃખ ભોગવીને મરી ગયો છે." એમ કહીને તેણે લશકરને કુચ કરાવવાનો વીચાર કીધો અને તેથી તેનાં આવાં કામથી તમામ લશકર અજબ થયું. તે રાવેહ નામના પાહાડની આગળ આવ્યો અને ત્યાં છાવણી નાખી. તેનું સર કીના ભરેલું અને દિલ ખરાબ વિચારથી ભરેલું બન્યું હતું. તેના દિલમાંથી સબુરી, આરામ અને હુશીયારી જતી રહી હતી. તેની આંખ અને કાન વીસેના (કીનાના) રસ્તા તરફ ખેંચાયલા હતાં. ઇરાનીઓથી તે વીસેના સર ઉપર શું શું વીટયું હતું તે કામની

---

૧ એ ઇસારો પાદશાહ કેખશરૂને માટેનો કરવામાં આવ્યો છે કે જે પાછલથી અફરાસીયાબની એ બેટી ફરંગીસથી જન્મ પાંમશે.

ખબર લોકોએ તેને કહી. તેથી તેજ વખતે તેણે લશકર સાથે લડવા જવાનો વિચાર કીધો કે તે કારન ઉપર કીનો લે. તેણે હાલ સુધી તે નામદાર કારનને જોયો હતો નહી. તેમજ તેની જગ્યાની પણ ખબર તેને મલી હતી નહી. તે જેહાનના પાદશાહ નોજર અને પેહેલવાનોનાં લશકરની સાથે તે કારન એક ફાડી ખાનારા શીંહની માફક રેહતો હતો. તેણે પાદશાહ નોજરનું ઇરાનીઓના ટોલાંવાલું એક પાહાડના જેવું મોટું લશકર જોયું. તે (અફ્રાસીયાબ) પોતાના લશકરને (ઇરાનની) ઘણું નજદિક લાવ્યો. જ્યારે તે લડાઇ કરનારૂં લશકર નજદિક પુગ્યું ત્યારે તે બાબેની ખબર નોજરને જલદીથી થઇ કે "અફ્રાસીયાબ એક નદીની માફકનું લશકર લેઇને તારી સાથે લડવાને નજદિક આવી પુગ્યો છે." જ્યારે નોજરે એ ખબર સમજી ત્યારે તેણે જીગરમાંથી એક સરદ હાય મારી. જ્યારે લશકરે તે (નોજર)ને ઇસ્તેખર[1] શેહેરમાં તુસ અને ગસતહમની સાથે ભપકા સાથે જોયો ત્યારે સેપાહો તેની આગળ ગયા. નોજરની આગળ જેહાન કાલી બની હતી અને તે પાદશાહના વખતનો અંત નજદીક આવી લાગ્યો હતો તથા ફરતાં આસમાનથી તે હીનાયલો બન્યો હતો. જ્યારે અફ્રાસીયાબે દિલના ઝેહેર સાથે જોયું કે તે થોડા સેપાહો સાથે તેની સામે આવે છે ત્યારે તેણે ફાડીખાનારા અઝદાહની માફક તેના ઉપર કીનો સોધ્યો. તું કહેશે કે તે જાણે દમથી આસમાનને પણ ખેંચી લેવા માંગતો હતો. જ્યારે તેઓએ બધી તરફનું લશકર તૈયાર કીધું ત્યારે બંધે બાજુએ (મોતનો) કાલો રસ્તો તૈયાર થયો. જેહાનને ધરાવનાર નોજર લશકરની હરોલમાં હતો અને તે કાલાં વાદલની માફક મેદાનની અંદર આવ્યો. તેણે હાથમાં હીંદી તલવાર ધરી હતી અને તેની બે આંખો લોહીના જેવી રાતી થઇ હતી. તેણે અફ્રાસીયાબ ઉપર એક પોકાર માર્યો કે "ઓ જુઠા વચણના દુખ દેનારા પાદશાહ! તું ઇનસાફના રસ્તા ઉપરથી શું કામ પાછો ફરી ગયો છે? શું તું તારો રસ્તો ભુલી જવાથી અત્રે પાછો ફર્યો છે? આખરનું કામ આખર એજ પોહોં-

---

1 ઇસ્તેખર શેહેર એ હાલના પરસીપોલીસનું જુનું નામ છે.

થશે કે ફાડીખાનારાં જાનવરો તારી પાસેથી બદલો મેલવશે. ચાલ ત્યારે આપણે બંધે એકમેક સાથે લડાઇ કરીએ, કારણ કે તારો દાહાડો સીહા થવા ઇચ્છે છે.” જ્યારે અફ્રાસીયાબે નોજરથી એ વાત સમજી ત્યારે તે પાણી ઉપર કીશતી દોડે તેમ મેદાનમાં દોડી આવ્યો. બે સરફ્રાજ હાથીઓની માફક તે બે શીંહ જેવા શખસો એકમેક સાથે લડાઇ કરવા લાગ્યા. તેઓએ એકમેકની ઉપર તલવારથી, ગુરજથી, કમાનથી તથા કમન્દથી નુકશાંન પુગાડયાની તજવીજ કીધી. ઇરાનના શેહેનશાહે પાણીની જડપે અફ્રાસીયાબનો કંમરબંધ ધર્યો કે જેથી તે જોર વાપડીને તેને જીન ઉપરથી ઉચકે પણ તેટલાંમાં તેના ઘોડાનો પગ કીડીના દરમાં ભેરવાયો અને તેનો ઘોડો તુટી પડવાથી તે નિચે પડયો. જ્યારે નસીબજ જોર નહી કરે ત્યારે બીજો ઉપાય શું ? તે પાદશાહ ઉંધે મસતક પડયો અને અફ્રાસીયાબ તેના સીના ઉપર ચઢી બેઠો. તેણે તેના બે હાથોને બાંધી લીધા અને તેની ગરદનમાં ફાંસો ભેરવ્યો. ફરતાં આસમાનની એવીજ વર્તણુક છે. ઘડીકમાં તે ઝેહેર બને છે તો ઘડીકમાં તે ઝેહેરનો ઉપાય બને છે. તેણે તેના તમામ લશકરની ખુના મરકી કીધી અને કેટલાક નામવરોને ગરદન મરાવ્યા ફતેહથી તે ભપકા સાથે (ઇરાનમાં) આવ્યો અને દુશમનોથી જેહાનને ખાલી કીધી. ત્યાર પછી અફ્રાસીયાબે ફરમાવ્યું કે ગોફાઓમાં, પાહાડોમાં, બ્યાબાનોમાં અને નદીઓમાં લુટારા કારનને માટેની સોધ કરો કે તે આપણે તરફના લશકરમાંથી નાહાસી જાય નહી. જ્યારે તેણે સમજ્યું કે તે અત્યાર આગમચનો નાહાસી ગયો છે તથા તે પોતાના કુટુંબને માટે છેડાયલો છે તથા જ્યારે વલી તેણે બારમાનના કેવા હાલ કીધા હતા અને તેને કેવી રીતે ઘોડા ઉપરથી ખાકમાં નાખ્યો હતો તે વાત લોકોએ જણાવી ત્યારે તે સમજીને અફ્રાસીયાબ ગમગીન થયો અને પોતાના હાથનો પોહોંચો દાંત વચે પકડયો. દુખ અને ગમથી તેનું દિલ આતશથી પુર થયું અને તેણે પોતાના જીગરના લોહી (આંસુ)થી પોતાના બે ગાલોને ભીંજવ્યા.

## અફ્રાસીયાબને હાથે નોજર માર્યો ગયો તે વિષે.

પછી તે એમ બોલ્યો કે "શું આએ તાજનો ધરાવનાર નોજર બંધીખાનામાં જીવતો રહે અને મારાં માણુસો કમીની રીતે માર્યાં જાય?" તેથી તે ગુસ્સાથી બોલી ઉઠયો કે "નોજર કયાં છે? તેની ઉપર વીસે (પોતાના બેટાનો) કીનો લેવા ચાહે છે. તેનું લોહી રેડયા શિવાય બીજો ઉપાય શું હોય? મારે વલી એક નવો કીનો ઉઠાવવો જોઇએ." એમ કહી તેણે જલ્લાદને ફરમાવ્યું કે "તે નોજરને હાજર કરે કે જેથી હું તેને લડાઇનો હુનર શિખવું." જયારે પાદશાહ નોજર એ બાબદથી વાકેફ થયો ત્યારે તે સમજી ગયો કે તેની જીંદગી ટુકી બની છે. (પાદશાહના આવા ગેરઇનશાફથી) સેપાહો વચે બડબડાત અને ચકચાર ચાલી રહી અને તેઓ પાદશાહ નોજરની તરફ જોવા લાગ્યા. જેમ પથ્થરને બાંધે તેમ તેની બાજુને બાંધી લેવામાં આવી અને તેને તેની જગ્યાએથી તે મગરમછ (અફ્રાસીયાબ)ની આગળ ઘસડી લાવવામાં આવ્યો. જલ્લાદો તેને તે તંબુમાથી રૂસવાઇ સાથે બાહાર પકડી લેઇ ગયા અને ઉઘાડા પગ અને માથાં સાથે અને ખુવારેહાલ ત્યાં હાજર કરવામાં આવ્યો. નોજરના (આવવાના) રસ્તા તરફ અફ્રાસીયાબ અધીરાં દિલ સાથે નજર ફેકવા લાગ્યો. ૧ જેવો તેણે તેને દુરથી જોયો તેવીજ તેણે જબાન ખોલીને પોતાના ન્યાગાનોના કીનાની યાદ આપી. તે પેહેલાં સેલમ અને તુરને માટે બોલ્યો અને પોતાના દિલ તથા આંખને પાદશાહોની શરમથી ધોઇ નાખી. તેણે તેને કહયું કે "જે કાંઇ બુરાઇ (તારી ઉપર) આવી પડે તે ઘટતી છે." એટલું બોલીને તેણે ગુસ્સા સાથે તલવાર માંગી અને તાજદાર નોજરને ગરદન મારયો તથા તેના શરીરને રૂશવાઇ સાથે ધુલમાં નાંખ્યું મીનોચેહેર પાદશાહની આએ યાદગારી ગુજરી ગઇ અને ઇરાનનું તખત અને તાજ ખાલી પડયું.

ઓ ઘણી અક્કલના ધરાવનાર દાનેશમંદ મર્દ! તું તમામ લોભની ચાદર ના ઓઢ. તખત અને તાજે તારા જેવા ઘણાઓને

---

૧ એ બેત લખેલી નકલમાં વધુ છે.

જોયા છે પણ તેઓ કોઇ સાથે ઘણી આરામ આપીને રેહેતાં નથી. તું જે જગ્યાએ જવાની ઉટાવલ કરે છે ત્યાં તું પોહોંચે છે તેટલાં તે મેલવેલી ખાહેશનો છેડો આવે છે. આએ કાલી ભયંકાર ખાકમાંથી તું શું સોધે છે? એજ ખાક તુંને ઓસીયાલો પાછો ફેરવશે. અગરજો ફરતું આસમાન તુંને એમાંથી ખેંચશે (યાને ઉંચે ચઢાવશે) તોપણ આખરે તારો તકીઓ તો ખાકમાં છે. ૧

ત્યારબાદ બીજા બંધીવાનોને ત્યાંથી રૂસવાઇ સાથે ઘસડી લેઇ જવામાં આવ્યા. તેઓએ પોતાના જીવને માટે માફી ચાહી. જ્યારે હુનરમંદ અગરીરશે એ પ્રમાણે જોયું ત્યારે તેનું દિલ તેઓને માટે અંદરખાનેથી પીગલ્યું. તેથી તે અફ્રાસીયાબની આગળ ખાહેશ કરતો ગયો અને તેણે તે નામવર સાથે ઇનશાફની રાહે તકરાર કીધી. તે એ પ્રમાણે બોલ્યો કે "તું પાદશાહના હોકમથી આટલા બધા નિરદોશોના ડોકાં શાને માટે શરીરથી જુદાં થાય? આ આટલા બધા નામદાર પેહેલવાનો અને સ્વારો હવે કાંઇ લોઢાની તોપી સાથે અને હથીયાર સાથે નથી અને તેઓ હવે કાંઇ લડાઇ પણ કરવા માંગતા નથી. તેઓ બંધીવાન છે અને તેઓને હાલે મારી નાખવા સજાવાર પણ નથી. તેઓનો જે ઉંચો દરજ્જો હતો તે તો હાલે નિચો થયો છે. તેથી તેઓના જીવને નુંકશાન પુગાડવું લાયક ગણાશે નહી. તું તેઓને એજ હાલતે બંધીખાનામાં રાખ. હું તેઓનું બંધીખાનું એક ગુફામાં કરશ અને હુશીયાર શખ્સોને તેઓની ચોકી કરવાને રાખશ. તેઓના જીવ બંધીખાનામાં રૂદન અને જારી કરતાંજ આખેર થઇ જશે. માટે તું તેઓનું લોહી રેડવાથી હાથને ખાંચેલા રાખ અને આટલા બધા જનને મારી ના નખાવ." તે અગરીરશના કેહેવાથી તથા તેઓની અજુજી અને જારી સમજીને તેણે તેઓના જાન બક્ષ્યા. તેણે તેઓને સાંકલથી મજબુટ બાંધીને રૂસવાઇ સાથે સારી ૨ નામના શેહેરમાં લેઇ જવાને ફરમાવ્યું. ત્યાર પછી તે

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ 'સારી' એ હાલના માજંદરાનના મુલકની રાજધાની ગણાય છે.

તુરકસ્તાન અને ચીનના પાદશાહે કીના ભરેલાં દિલ સાથે લશકરને એકઠું કીધું. જ્યારે તે તેમ કરી રહયો ત્યારે તેણે આગળ જવાની તૈયારી કીધી અને જમીનને ઘોડાઓની નિચે ઢંકાઇ ગયલી બનાવી. તે પોતાના લશકરને દહેસ્તાન આગળથી થઇને રએ [1] શેહેર તરફ લેઇ ગયો. ઘોડાઓ મેહેનત કરવાથી અને દોડવાથી પસીને ગરકાવ બન્યા. તે તુરાન જમીનમાંથી ઇરાન જમીનમાં આવ્યો અને તે મુલકને પોતાની સત્તા હેઠેલ લાવ્યો. તેણે કેઆની તાજ માથે મુકયું તથા લોકોને દીનારની ખેરાત આપવાને ખજાનાના દરવાજા ખોલ્યા. તે ઇરાન જમીનની પાદશાહી ઉપર લડાઇ ભરેલાં માથાં સાથે અને કીના ભરેલાં દિલ સાથે બેઠો [2]

## જાલ અને રૂસતમને નોજરના મરણની ખબર થઇ અને તેઓએ અફ્રાસીયાબની સાથે લડવાને લશકર એકઠું કીધું તે વિષે.

(જ્યારે) ગસતહમ અને તુસને આએ ખબર મલી કે પાદશાહી તાજ ખુવાર બન્યું છે અને તીક્ષણ તલવારથી તે નામદારનું માથું ખુવારી ભરેલી હાલતમાં કાપી નાખ્યું છે તથા સઘલું કામ ઉલટાઇ ગયું છે ત્યારે તેઓએ પોતાના બાલ તોડવા માંડયા અને ચેહેરાને પીખવા માંડયા. ઇરાનમાંથી હાએ અફ્શોસના પોકાર બાહાર આવ્યા. મોટા લોકો પોતાનાં માથાને ધુલ અને ખાકથી ભરવા લાગ્યા. સઘલાઓની આંખ આસુંથી ભરેલી અને પોશાક ફાટેલા હતા. તેઓએ પોતાની જુબાન તે પાદશાહની તારીફ કરવામાં

---

૧ 'રએ' એ આગલાં ઈરાનનું ઇરાક શેહેર કે જેને પારથીયા કહેતા હતા તેની રાજધાની હતી. એવાંજ નામનું એક શેહેર ખોરાશાનમાં પણ છે. અવસ્તામાં એ શેહેરને 'રઘ' ને નામે ઓલખ્યું છે.

૨ બુનદેહેશ કેટાબમાં જણાવ્યા મુજબ અફ્રાસીયાબે ઇરાનના તખત ઉપર ૧૨ વર્ષ સુધી રાજ્ય કીધું હતું.

ખોલેલી હતી અને તેઓના આત્મા પાદશાહનીજ સોધ કરતા હતા. એ રીતે તેઓએ જાબુલસ્તાન તરફનો રસ્તો લીધો. તેઓ લોહીથી જજરતા ચેહેરા સાથે અને ધુલથી ભરેલાં માથાં સાથે તથા સોગ અને દુખ સાથે જાલની આગળ ગયા. (તેઓ આ પ્રમાણે જારી કરતા હતા કે) ઓ કુલવંત! ઓ દલેર! ઓ પાદશાહ! ઓ નોજર! ઓ પેહેલવાન! ઓ તાજના ધરાવનાર! ઓ મોટી પદવીના! ઓ ઇનશાફવાલા! તુંજ ઇરાનનો સંભાલનાર અને મોટા દરજજાના લોકોનો મદદગાર તથા તાજ ધરાવનારોનો વડો અને દુન્યાનો પાદશાહ હતો. હમણા તારૂ માથું ધુલની અંદર તાજ સોધે છે અને જમીનમાંથી પાદશાહના લોહીનો વાસ આવે છે. જે ઘાસ તે જમીન ઉપર ઉગે છે તે પણ સુરજની શરમથી પોતાનાં માથાં નિચાં રાખે છે. હમો સઘલાઓ ઇનશાફ ચાહીએ છીએ અને પોકાર કરી હમારા બાપ (નોજર) ના ખુનને માટે સોગ કરીએ છીએ. તેનાથી ફરીદુનની પેહેડી જીવતી જાગતી હતી અને જમીન તેનાં ઘોડાની નાલની ચાકરડી બની હતી. હાલે તેનું ડોકું તેની નામદારી ભરેલી અંજુમનની વચે કંગાલ રીતે અને બુરી હાલતમાં તેના શરીરથી જુદું કરવામાં આવ્યું છે. આપણે સઘલાઓ ઝેહેરનું પાણી પાયલી તલવારને બહાર ખેંચીએ અને કીનો સોધવાને જઇ દુશમનોને મારી નાખીએ. એક ચલ્લી પણ કીનાને માટે હથીયાર બાંધે છે ત્યારે આપણે એ તાજો કીનો લેવાને ઢીલ શાટે કરવી જોઇએ.[1] આએ સોગ ભરેલી બીનાથી આસમાને પણ હમારો ઉપર દિલસોજી દેખાડીને પોતાની (વાદલવાલી) આંખોમાંથી આસું પાડયાં છે. માટે તમો પણ તમારી આંખોને આંસુથી ભરો અને શરીરમાંથી સોભઇતાં કપડાં બાહાર કાઢી નાખો. તમો સઘલાઓ કીનો લેવાને માટે બખતર પેહેરો અને જે લાંબો વખતનો કીનો છે તેને હમણાં તાજો બનાવો. પાદશાહોનો કીનો લેવાને માટે આપણે આંખોને પાણીથી અને દિલને કીનાથી ભરીએ નહી તો તે સજાવાર ગણાય નહી"

---

1 એ બેત હાથની લખેલી નકલમાં વધારે છે.

આથી (જાબુલની) તમામ અંજુમન જારી કરવા તથા રડવા લાગી અને આતશ ઉપર મજબુત રીતે ભુંજાય તેમ બલવા લાગી. જાલેજરે પોતાના દિલ ઉપરનો પોશાક ફારી કાઢયો અને બાલ પીખતો ધુલની ઉપર બેઠો. તે દસ્તાને કસમ ખાધા કે "જ્યાં સુધી મારી કંમરે બાંધેલી તલવાર રસ્તાખેજ થયલી નહી જોય ત્યાં સુધી મારો ઘોડો મારી નિચેનું બેસવાનું તખત રેહેશે અને અણીવાલો ભાલો મારૂ (છાયડો આપનારૂં) ઝાડ રેહેશે. મારા પગને થરવાની જગ્યા ઘોડાના પાવરા રેહેશે. અને એક કાલી લોઢાંની તોપી તે મારાં સર ઉપરનું તાજ બનશે. આએ કીનો લેતાં હું ઉંઘ અને આરામ લેવશ નહી અને મારી આંખોનાં આંસુ કરતાં નદીમાં વધુ પાણી હશે નહી. દુન્યાના આવા મોટા પાદશાહનું રવાન મોટાઓની વચે પ્રકાશીત રહેજો. જેહાનને પેદા કરનાર તરફનો ઇનશાફ મેલવવાને માટે તમારાં રવાન આરામ સાથે અને દીન (ઉપરના એટેકાદ) સાથે તાજાં રહેજો. આપણે સઘલાઓએ મરવાને માટેજ માયથી જન્મ લીધો છે. માટે ચાલો આપણે દોડીએ અને તે (મોત) ને આપણી ગરદન સોંફીએ."

જેવા તે પેહેલવાનો કીનો લેવાની ઉતાવલ કરવા લાગ્યા તેવીજ તે ખબર સારાં શેહેરમાં (કેદ પકડાયલા ઇરાની) સરદારોએ મેલવી કે "ઇરાનીઓએ (લડાઇને માટે) રસ્તા સમારીઆ છે અને દરેક બાજુએ ઉંટ સવારોને દોડાવ્યા છે. અગણીત લશકરને તેઓએ એકઠું કીધું છે અને તેઓએ ખુશાલી અને આરામને તજી દિધા છે. જાલે સેપાહોને (તમામ ચિંતોથી) આબાદ કીધા છે અને નામીચા લોકોના દિલ તેથી ખુશી બન્યાં છે. જ્યાં જ્યાં તેના ઘોડાઓના ટોલાં ચરવાને વિખેરાઇ ગયાં હતાં ત્યાંથી તે તમામ ઘોડાઓને શેહેરમાં લાવી એકઠા કીધા છે. તેણે હથીયારો યા પૈસા આપવાના સરૂ કીધા છે અને જેહાનને પેહેલવાનોના અવાજથી ભરી નાંખી છે ઇત્યાદી." આથી તેઓની ભુખ, આરામ અને ઉંઘ મરી ગઇ અને અફરાસીયાબથી તેઓ બીહવા લાગ્યા. ત્યારબાદ તેઓ તરફથી અગરીરશની ઉપર એક પેગામ આવ્યો કે "ઓ દાનાઇથી ભરપુર નામીચા વડા!

તારી અરજથીજ હમો દુન્યાની અંદર જીવતા રહયા છીએ અને તેથી હમો એકેએક તારા નોકર છીએ. તું જાણે છે કે દસ્તાન (હાલે) જાબુલસ્તાનમાં છે અને તેની સાથે ત્યાં કાબુલસ્તાનનો પણ પાદશાહ છે. (વળી તેની સાથે) બુરજીન, લડવૈયો કારન તથા ખરરાદ અને લશકરનો તોડનાર કેશવાદ જેવા લાંબા પંજા સાથના પેહેલવાનો છે કે જેઓના જેવું જોર ધરાવનાર ઈરાનમાં બીજા કોઈ નથી. હમણાં તું બેઉ આંખોના પલકારા મારે તેટલાં તેઓ નોજરનો કીનો લેવાને ગુસ્સાભર આવી લાગશે. જો તે પેહેલવાનો આએ તરફ લગામ ફેરવશે તો તેઓ ભાલાઓની અણીને આંખ આગલ લાવશે. આથી અફ્રાસીયાબ પોતે ગરમ થઈ જશે અને બંધવાઓને માટે તે ભારે ગભરાતમાં પડશે. તે તાજને માટે હમો નિરદોશોનાં ડોકાંને ખાકમાં નખાવશે. માટે અગર જો તું દાનેશમંદ અગરીરશ હમો બંધીવાનોને કેદમાંથી છુટા કરશે તો હમો જેહાનમાં વિખરાઈ જઈશું અને મોટા લોકોની આગળ (તારી તારીફમાં) જબાનને ખોલીશું. બુજોર્ગોની આગળ હમો તારી સ્તુતી કરીશું અને યજદાંની આગળ હમો સઘલાઓ (તારે માટે) દુવા ચીહીશું."

ત્યારે તે અક્કલમંદ અગીરશે જવાબ દીધો કે "આવી રીતનો ઉપાય મને લાયક દિસ્તો નથી. આથી તો મારી તરફની દુશમની જાહેર થશે અને તે હારેમન જેવા શખ્સનું મગજ ઉશકેરાશે. માટે એમ કરવાના કરતાં હું એક બીજી યુક્તિ કરવા ચાહું છું કે જેથી તે મારો ભાઈ મારી સાથે કીના ભર્યો બને નહી. અગરજો દસ્તાન તેજ પંજાનો બનીને હમારી સામે એક લશકરને લડવાને મોકલે અને જ્યારે તે લશકર સારીની આગળ આવી પુગે તો હું તમો સઘલાઓને તેઓને સોંફી દેઉ. તેઓની સાથે લડાઈ કર્યા વગર આમુલને છોડી જઇશ. તેમ કરી મારાં સરને નામદારીમાંથી નામોશીમાં લાવશ." આ પ્રમાણે સમજવાથી ઈરાનના તમામ બુજોર્ગોએ પોતાના ચેહેરા બંદગી કરવાને માટે જમીન ઉપર મુકયા. જ્યારે તેઓ તેની તારીફ ગાવાથી પરવારીઆ ત્યારે તેઓએ સારી શેહેરેથી એક ખેપ્યાને (જાલની તરફ) મોકલ્યો.

## ઇરાની બુજોર્ગો કેદ થવાની ખબર દસ્તાનને મલી અને તેણે તેઓના છુટકારાને માટે કેશવાદને આમુલ શેહેર તરફ મોકલ્યો તે વિષે.

તે એપીઓ સામના દસ્તાન આગળ આવી પુગ્યો અને તેને તે નામદારો તરફનો પેગામ પુગાડયો. (તે પેગામમાં લખ્યું હતું) કે "હમારી ઉપર આપણા પરવરદેગારે બક્ષેશ કીધી છે અને તેથી હુનરમંદ અગરીરશ હમારો દોસ્ત બન્યો છે. સરૂવાતથી હમે તેની પાસેથી મજબુટ વચન લેઇ લિધું છે, અને એ બાબે હમોએ તમામ બંધોબસ્ત કીધો છે. (અગરીરશ કહે છે કે) અગરજો ઇરાનના નામદારોમાંથી બે શખસો અત્રે આવીને તેની સાથે લડાઇ કરશે તો તે નેક ચાલનો કુલવંત અગરીરશ પોતાના લશકરને આમુલમાંથી રએ શેહેર તરફ લેઇ જશે, જેથી એ અઝદાહ (અફ્રાસીયાબ) ના હાથમાંથી હમો એકેએક ઇરાની નામદારો જીવતા છુટકારો મેલવી શકીશું. જેવો તે એપીઓ જાબુલસ્તાનમાં આવી પુગ્યો તેવોજ તે દસ્તાનની આગળ તારીફગાતો ગયો. તે જાલે બુજોર્ગો અને લડવૈયાઓને બોલાવી મંગાવ્યા અને તે પેહેલવાનોનો પેગામ તેઓ આગળ કહયો. ત્યાર બાદ તેણે પોતાના સાથીઓને આએ પ્રમાણે કહયું કે "ઓ નામદારી મેલવનારા લડાયક વાઘો! ઉમદા દિલનો એવો કયો પેહેલવાન છે કે જે લડવાને માટે દિલને મરદાનગીથી સેપાહના જેવું બનાવે? જે કોઇ આએ લડાઇ અને આએ હુમલો ખરીદી લેશે તે પોતાની ગરદનને સુરજ સુધી ઉઠાવશે. વળી તેમ કરવાથી એક નામદારોનું ટોલું બંધીખાનામાંથી અને ભારે બેડીમાંથી છુટકાર્યો પાંમશે."

આથી એ કામ (ઉઠાવી લેવા) ને માટે કેશવાદે છાતી ઉપર હાથ ઠોકયો અને બોલ્યો કે "એ ઇનશાફના કામમાં હું મારો હાથ લંબાવશ." મુબારક જાલે તેની તારીફ કીધી કે "જયાં સુધી મહીનાઓ અને વર્ષો ચાલુ રહે ત્યાં સુધી તું ખુશાલી સાથે જીવતો રહેજે." ત્યાર પછી લડાયક પેહેલવાનોના એક લશકરે જાબુલથી

આમુલ તરફનો રસ્તો ધર્યો. તે (કેશવાદ) ભપકા સાથે તે લશકરની હરોલમાં લડવાને બહાર પડયો જેથી તે ખબર નેકખાહ અગરીરશને થઇ. આથી તેણે તમામ કેદીઓને સારી શેહેરમાં રેહેવા દિધા અને રનશીંગડું વજડાવી પોતાના લશકરને ત્યાંથી કુચ કરાવી ગયો. મુબારક કેશવાદ જેવો સારી જઇ પુગ્યો તેવોજ તેણે ત્યાં તેઓના બંધીવાનોનો પતો મેલવ્યો. તેણે સર્વે કેદીઓના પગમાંથી બેડીને દુર કીધી અને તેઓને સારીમાંથી બાહાર કાઢીને જડપથી (જાબુલ તરફ) ફર્યો. તેણે દરેક જનને એકએક ઘોડો આપ્યો અને પછી આમુલથી જાબુલસ્તાન તરફ કુચ કીધી.

જ્યારે સામના દસ્તાનને એ ખબર મલી કે કેશવાદ ભપકા સાથે પાછો ફર્યો છે ત્યારે તેણે એક કીમતી ખજાનો દરવીશોને બક્ષેશ કીધો અને એ ખબર લાવનારને પોતીકો પોશાક આપી દિધો. જ્યારે કેશવાદ જાબુલની આગળ પુગ્યો ત્યારે તેને જોતાંજ જાલેજર તેને સામે લેવા ગયો. તે બંધીવાનો કે જેઓ શીંહના પંજામાં સપડાયલા હતા તેઓને માટે તે જાલ ઘણો રડયો તથા તાજ ધરાવનાર પાદશાહ નોજરને માટે તેણે પોતાનાં માથાંમાં ધુલ ભરી અને જારજાર રડીઓ. પછી તે તેઓને માન સહીત શેહેરમાં લાવ્યો અને ઉંચા દિવાનખાનાઓને સંગાર્યાં. નોજરના વખતમાં જેમ તેઓ તાજ, તખત અને મોટાઇ સાથે રેહેતા હતા તેમજ દસ્તાને તેઓની એક મીજલસ ભરી. તે લશકરને માલમતા મલવાથી તે પાછું મોહોટાઇ વગરનું બની ગયું.

## અફરાસીયાબે અગરીરસને મારી નાંખ્યો તે વિષે.

જ્યારે અગરીરશ આમુલથી રએ શેહેરમાં આવ્યો ત્યારે તે પાદશાહ અફરાસીયાબ તેના કીધેલાં કામથી વાકેફ બન્યો. તેણે અગરીરશને કહયું કે "તેં આએ શી રીતનું ઉશકેરની ભરેલું કામ કીધું છે અને મધની સાથે ઝેહેર ભેલ્યું છે? શું મેં એ બુરા લોકોને મારી નાખવા નહી ફરમાવ્યું હતું? કારણ કે તેઓને સાચવી રાખવા એ હુશીયારીને લાયકનું કામ હતુંજ નહી. એક લડાયક માણસના માંથામાં અક્કલ નહી હોય તો તે લડાઇની અંદર

આબરૂ પામે નહી. જે જંગી માણુસ અક્કલની સાથે કીનાને ભેલે નહી તો તેનું સર કાબેલ ગણાય નહી.'' ત્યારે અગરીરશે અફરાસીયાબને એવો જવાબ દિધો કે "કોઇ વખતે શરમને લીધે (આતશને બદલે) થોડું પાણી થવું પણ ઘટારત છે. જ્યારે પણ બુરાઇ તારો મદદગાર થાય ત્યારે તું યજદાંથી બીહજે અને કોઇની સાથે બુરું કરતો ના, કારણ કે તાજ અને કંમરબંધ તારા જેવા ઘણા (પાદશાહો) એ જોયા છે પણ તેઓ કોઇ સાથે હંમેશ રેહેતાં નથી. ઓ નામવરીના સોધનાર શખ્શ! અગર જો તું ઇનશાફ આપનારો બનશે તો તું તારી દરેક ઇચ્છાઓ ઉપર ફાવી શકશે. હરેક નેક અને બદ કામમાં જો તું પોતાનેજ ઇનશાફ આપશે તો લડાઇની અને અક્કલની જે કાંઇ તું વાત કરે છે તેના કરતાં બેહેતર ગણાશે. જો તારાથી ખુબી ભરેલાં કામો થશે તો તું દેવ અને પલીદના રસ્તાથી છુટો થશે. શું નાના કે શું મોટાઓને જેહાનની અંદર એક કીડીને પણ દુખ દેવું ઘટારત નથી. બુરાઇ તરફ આકાશનો હાથ લાંબો હોય છે (યાને બુરાં લોકોને આકાશ જલદીથી સજા પુગાડે છે.) માટે જો તું અક્કલમંદ હોય તો તમામ ભલાઇના કામ કર. જો તું નેકી કરશે તો તારી આગળ નેકી આવશે, નહી તો બુંડાઇ કરવે બુંડાઇ જોવાને તું લાયક ગણાશે.'' જયારે અફરાસીયાબે તેની આએ વાત સમજી ત્યારે તેણે તેનો જવાબ આપવાને માટે શરૂઆત કે સેવટ કાંઇ જોયું નહી (યાને તેનાથી જવાબ આપી શકાયો નહી). એક આતશથી (યાને ગુસ્સાથી) ભરેલો હતો જ્યારે બીજો અક્કલથી ભરેલો હતો. પણ દેવનાં માથાંને અક્કલ કેમ લાયક હડે? તે પાદશાહ એક મસ્ત હાથીની માફક છેડાયો અને જવાબ તરીકે પોતાનો હાથ શમશેર ઉપર નાંખ્યો અને તે વડે તે આવા બેવફા અને નાલાયક મર્દે પોતાના ભાઇનાં કંમર આગળથી બે ટુકડા કરી નાખ્યાં ૧

---

૧ અગરીરશે ઇરાનીઓની અનેક વખતે સારી સેવાઓ બજાવેલી હોવાથી તે તુરાની હોવા છતાં તેના નામને ઇરાનીઓ માન સાથે યાદ કરતા હતા. એનાં નામને અવસ્તામાં પણ માન સાથેજ યાદ કીધુ છે. ફીરદુસી

## જાલ અફ્રાસીયાબની સાથે લડવા ગયો અને જુને પાદશાહ ઠેડવ્યો તે વિષે.

જ્યારે નામદાર અગરીરશ માટેના એ કામની ખબર સામેસ્વારના જાલને થઇ ત્યારે તે એમ બોલ્યો કે "હવે તે અફ્રાસીયાબનું નસીબ કાલું બનજો અને તેનુ તખત વેરાન થજો." ત્યાર પછી તેઓ લશકરની તૈયારી કેવી રીતે કરવા માંગે છે તેને માટે થોડો વખત દરબાર ભરી. પછી તેણે સરનાઇઓ વજડાવી અને ઢોલ બંધાવ્યા અને લશકરને મરઘાની આંખની માફક ગોઠવ્યું. એક દરીઆથી તે બીજા દરીઆ સુધી તમામ માણસોજ જણાતાં હતાં તથા સુરજ અને ચંદ્રના ચેહેરા ધુલાંરાથી ઘંકાઇ ગયલા હુતા. પછી પેહલવાન જાલે પારસ તરફનો રસ્તો લીધો અને તે ગુસ્સા ભરેલો તથા કીનો સોધતાં દિલ સાથે આગલ ચાલવા લાગ્યો. લડાયક દસ્તાને કેવી રીતની શરૂઆત કીથી છે તે વાત જ્યારે અફ્રાસીયાબે સમજી ત્યારે તે રએ શેહેરના (પ્રગણા) બાર તરફ લશકરને લેઇ ગયો, અને ત્યાં લશકરની તૈયારી કીધી તથા પોતાનો પગદંડો ચાલુ રાખ્યો. તેણે લડાઇના મેદાનમાં તલાયાઓને (ચોકીબાનોને) રાત દિસ ફરતા

---

અગરીરસને માટે જે બ્યાન કરે છે તેને બુનદેહેશથી પણ ટેકો મલે છે. એ કેતાબના ૩૧ માં બાબમાં કેહેવામાં આવ્યું છે કે:—" જ્યારે અફ્રાસીયાબે મીનોચેહેરને (ફીરદુસી નોજરને માટે લખે છે) ઇરાનીઓ સાથે પાદશખ્વારગર પાહાડમાં બંધ કીધો હતો અને તેને મેહેનત અને દુખમાં નાખ્યો ત્યારે અગ્રીરસે ખોદા પાસે દુવા માંગી. તેણે તે દુવા મેળવી કે તેણે તે બાહુર ઇરાની લશકરને તે મુશકેલીમાંથી છેડાવ્યું. અગરીરસના તે (ભલાં કામ)નાં બદલામાં ગોપતશાહ જેવું ફરજંદ જનમ્યું હતું." જો કે બુનદેહશમાં એના બેટાને ગોપતશાહ કહયો છે પણ મીનોખેરદ (બાબ ૬૨) માં એજ અગરીરસને ગોપતશાહનેજ નામે ઓલખ્યો છે અને તેને માટે કહયું છે કે તે સઓકવસ્તાનના મુલકમાં હજી સુધી ગોપતશાહને નામે અમર્ગ રહયો છે. તેનું નીચેનું અરધુ શરીર ગોધાનું છે જ્યારે બાકીનું અરધું શરીર માણસના જેવુ છે. તે સઘલો વખત દરીએ કીનારે ઉભો રહીને ચાલું ખોદાની બંદગી કરતો રહે છે અને પવીત્ર પાણી દરીઆમાં નાખ્યા કરે છે.

રાખ્યા. તું કહેશે કે જેહાન એકજ રંગની બની હતી. બંધે બાજુના લશકરોનાં તમામ લડાયક નામદારો એવી લડાઈ કરતા હતા કે તેમાં બે અઠવાડીઆં પસાર થઈ ગયાં અને પાયદલ તથા સ્વાર લશકર કામ કરવાથી થાકી ગયું. એક રાતે ખુવાબ કરવાને વખતે જાલ (પોતાના સાથીઓ સાથે) બેઠો અને અફ્રાસીયાબને માટેની તેમજ પોતાના લડાયક નામીચા નામદારો તથા પેહેલવાનો અને દોસ્તો વિષેની ઘણીક વાતો કીધી. તે બોલ્યો કે "આપણા પેહેલવાનોના નસીબ ગમે એટલાં જાગરૂત હોય તથા રવાન રોશન હોય તો પણ પેહેલાં પાદશાહી તોખમનો એક (લાયક) પાદશાહ આપણને ધરાવવો જોઈએ છે કે જે ગઈ ગુજરી વાતોની યાદ ધરાવતો હોય. લશકરનું કામ તો એક કીશતીની માફકનું છે કે જેનો પવન અને જેનો સઢ પાદશાહનું તખત ગણાય છે. અગરજો તુસ અને ગસતહમ પાદ-શાહી દમામ ધરાવતા હતે તો (તેઓને માટે) આએ લશકર અને પેહેલવાનો પુરતા છે. પણ જે કોઈ નામદાર અક્કલ ધરાવતો નહી હોય તો તે બુજોર્ગોના તખતને લાયક ગણાય નહી. તેઓને વળી તાજ અને તખત સોભે પણ નહી તેટલાં માટે કોઈ એવા એક નસીબવંત પાદશાહને સોધી કાઢવો ઘટે છે કે જેના ઉપર ઈજદી ખોરેહ ઉતરેલું હોય અને જેની વાતચીતમાં ડાહાપણ પ્રકાશતું હોય."

પછી તે જાલે દેશ દેશના તમામ મોબેદોને બોલાવી મંગાવ્યા અને તેઓ આગળ ઉપર મુજબની વાતો કીધી. ત્યાર પછી ફ્રીદુનની ઓલાદના ઘણાકોની તેઓએ સોધ ચલાવી પણ તેહેમાસ્પના બેટા જુ[1] શિવાય તેઓએ બીજા કોઈને તે બુલંદ તખતને લાયકનો

---

[1] "જુ"ને અવસ્તામાં "ઉજવ" કહયો છે અને પેહેલવીમાં "ઝુબ" કહયો છે. પેહેલવી બુનદેહેશ (બાબ ૩૪)માં એને ઝુબે તુમાસ્પાન યાને તુમા-સ્પ યા તેહેમાસ્પનો બેટો ઝુ કહયો છે. વળી બુનદેહેશમાં કેટલીક ગમ એને તુમાસ્પનો બેટો નહી ગણતાં તુમાસ્પના ખાનદાનનો કહયો છે. બુનદેહેશ (બાબ ૩૧)માં એને મીનોચેહેરના બેટા નોદરના બેટા મરવાકના બેટા રાગી-વોધયના બેટા વએતન્તના બેટા અરૂવશઅનાઈસ્પના બેટા બીરીજીસ્તના

પાદશાહ જોયો નહી. કારણ કે તે કૈઆની કૌવત અને ભલી કેળવણી ધરાવતો હતો. આથી કારન તથા જમીનાદારો તથા મોબેદો તથા પેહેલવાનોનું લશકર અને દાનાવ શખ્સો તે જુ ની આગળ ગયા. તેઓએ જુ ને ખુશ ખબર આપી કે "ફરીદુનનું તાજ તારી ઉપર તાજું બન્યું છે (યાને તુને મલ્યું છે). સપેહેસાલાર દસ્તાને અને તેનાં તમામ લશકરે તુંને તખતને લાયક ઠેડવ્યો છે." નોજરનું જે કાંઇ કામ હતું તે પુરૂ થયું છે. હવે તું જુ ના કામને માટેનો હેવાલ સમજ.

## જુ ની પાદશાહી પાંચ વર્ષની હતી. જાલે જુ ને તખત ઉપર બેસાડયો તથા તેણે ઇરાન અને તુરાનના ભાગ કીધા અને જુ ગુજરી ગયો તે વિષે.

જ્યારે જુએ તે મોબેદોનું તથા કાવેહનું અને અફ્ઝલમંદોનું કહેવું સમજ્યું [1] ત્યારે એક મુબારક દિવસે નેક બખત જુ ઇરાનમાં આવ્યો અને બુલંદ તખત ઉપર ચઢયો. લોકોએ તેને પાદશાહ તરીકે ગણી તેના ઉપર દુવા કીધી અને તેના ઉપર પાદશાહી વધાવો કીધો. જાલે તેના ઉપર પાદશાહ તરીકેની સ્તુતી કીધી. જુ પાંચ વર્ષ સુધી તખત ઉપર બેઠો. તે મરદ ઉમરમાં ઘણો જુનો (યાને બુઢો) તથા હુશીયાર હતો તેથી તેણે ઇનશાફથી તથા ભલાઇથી જેહાનને તાજી બનાવી. તેણે સેપાહોને બુરાં કામો કરવાથી અટકાવ્યા કારણ કે તે (પરેહજગારીને સબબે) પાક યજદાં સાથે એક છુપો ભેદ ધરાવતો હતો. તે કોઇને પકડવા યા મારી નાખવા ચાહાતો હતો નહી જેથી ત્યાર પછી લોકોએ ઘણા-

---

બેટા કયાનકુનના બેટા તોહમાસ્પનો બેટો ગણેલો છે. જુ થી ત્રણ બેટા અને એક છોકરી જનમી હતી. બુનદેહેશમાં પણ એને પાંચ વર્ષ રાજ કરતો જણાવ્યો છે પણ મીરખુંદ જુને ત્રીસ વર્ષ અને કેરશાસ્પને પાંચ વર્ષ રાજ કરતો જણાવે છે.

1 લખેલી નકલમાં એ બેત વધારે છે.

ઓને મરતાં જોયા નહી. એવું બન્યું કે જેહાનની અંદર એક દુકાલ પડયો જેથી મટોડી પણ સુકાઇ ગઇ અને ઘાસના ચેહેરા ચીમરાઇ ગયા. આસમાન ઉપરથી પાણી યા ભીનાસ પડતો હતો નહી તેથી રોટલીને દીરમને તોલે આપવામાં આવતી હતી. તો પણ પાંચ મહીના સુધી બંધે લશકરના સેપાહો એકમેકની સામે મોહું કરીને એ રીતે લડવાને માટે ઉભા રહ્યા. તેઓ દર રોજ મોટી લડાઇ કરતા હતા કારણ કે તેમાં સરદારોને પોતાની લડાઇ તથા પેહેલવાનોને પોતાનુ કૌવત દેખાડવાનું હતું. દુકાલને સબબે એવું બન્યું કે કાંઇ ઉપાય રહયો નહી અને લશકરમાં (લડવાનુ) કૌવત કે તાકાત રહી નહી. પછી તેઓ એકમેક સાથે વાત કરીને એક મલતા થયા કે આપણીથીજ આપણી ઉપર આસમાનની તરફની બુરાઇ પુગી છે, બંધે લશકરમાંથી ગભરાતના પોકાર ઉઠયા અને (બંધે લશકરના) ખેપ્યાઓ જુ ની નજદીક આવ્યા (અને કેહેવા લાગ્યા કે) કે "આએ ત્રણ પાંચ દાહાડાની દુન્યામાં હમારે ફાલે દરદ, દલગીરી અને દુખ શિવાય બીજું કાંઇ આવ્યું નથી. ચાલો ત્યારે આપણે આએ જમીનના ભાગ પાડીએ અને એક બીજા ઉપર આપણે દુવા કરીએ, નામીચાં લોકોના માથાં લડાઇમાં કપાઇને ખાલી થાય છે અને મોબેદવારીને સબબે હવે વધારે ઢીલ કરવાનો વખત રહયો નથી." તે બંધે પાદશાહાએ એવી વાત મુકરર કીધી કે હવે પછી તેઓ "લાંબા વખતના કીનાને ચાલુ રાખશે નહી, દુન્યામાં ભલી રીતીઓ અને ઇનશાફ પાંથરશે અને વહી ગયલાં કામને યાદ કરવામાં આવશે નહી."

જ્યારે તેઓ વચે એ પ્રમાણેનો કોલકરાર થયો ત્યારે ઇરાનના તથા તુરાનના બુજોર્ગો એકમેકની સાથે સુલેહ ભરેલી રીતે બેઠા અને વાતચીત કીધી કે "આપણે એક બીજાની ઉપર કીનો લેવાને લડશું નહી." જીહુન નદીથી તે તુરકસ્તાનની જમીન સુધીનો મુલક અને દુરની જમીનના ભાગ કરતાં એ પ્રમાણે લંબાતી જમીન ચીન અને ખોતન[1] ની પાદશાહી પેલી તુરકી અંજુમનને સોંપવામાં

[1] તારતરીના મુલકને ખોતન કેહેવામાં આવે છે.

આવી. જે જમીન ખરગાહ સુધી લંબાતી હતી ત્યાં સુધીની જમીન ઉપર જાલના હાથ પુગી શકતા હતા નહી (યાને તે જમીન જાલના કબજાની બાહાર હતી.) પેલી તરફ હવે તુરકીઓ પોતાનો રસ્તો સોધતા આવ્યા નહી. એ પ્રમાણે તખત અને તાજની વેહેંચની કરવામાં આવી. પછી જુ એ લશકરને પારસ તરફ કુચ કરાવી. તે જુ બુઢો હતો પણ તેણે જેહાનને નવી (યાને જુવાન) બનાવી. ૧ જાલેજર જાબુલસ્તાન તરફ ગયો અને દરેક જને પોતાના મુલકોને પોતાની પનાહમાં લીધા. તુરકીઓનું લશકર પણ પાછું ફર્યું અને કીનો લેવાથી, લડાઇ કરવાથી અને હથીયાર વાપડવાથી આશાયશ ભોગવી. જ્યારે તે લશકર એક બીજાંથી છુટાં પડયાં ત્યારે સુરજ અને ચંદ્રને ટેકવી રાખનાર સાહેબના હોકમથી પાહાડી જગ્યા આ વાદલની ગરજનાના પોકારોથી ભરાઇ ગઇ અને જમીન તરેહ તરેહના રંગ, સોહડમ અને નકસીથી ભરાઇ ગઇ (યાને ખેતરો અને ઝાડો લીલોતરીવાલાં બન્યાં.) જેહાન એક કનીઆની માફક જવાન બની રહી અને બાગમાંના ઝરાઓ અને વેહેતાં નાલાંઓ પાણીથી ભરાઇ ગયાં. જ્યાંસુધી માણસો વાઘનો ખવાસ ધરાવતા નથી ત્યાં સુધી જમાનો તેઓ ઉપર અગવદ ભરેલો અને બુરો બનતો નથી. જુ એ મોટી પડવી ધરાવનારાં સઘલાં માણસોને ભેગાં કીધાં અને તેઓની સાથે નવેસરથી યજદાંનો ઉપકાર માન્યો. દુકાલમાંથી

---

૧ જુ તેહેમાસ્પે શું શું સુધારાઓ કીધા હતા તે જણાવતાં દીનકર્દમાં કહયું છે કે:–

"He marched on to the destruction of foreigners, to drive out and make them outcast from the land of Irân, he also defeated the village-terrifier of the country of Irân, the wizard who frightened his father and fellow-immortals, Frangrâsîyâk of Tûr; and he enveloped and fertilised the country of Iran and increased the many streams and cultivated lands in the country of Irân." (S. B. E. Vol 47, p. 11-12).

સુકાલ થયો જે બાબેના ભરમની કુંચી પરવરદેગાર ધરાવે છે. લોકોએ દરેક ઠેકાણે જશનો કીધાં અને દિલને કીનાથી અને કદુવાથી ખાલી કીધાં. એ રીતે પાંચ વર્ષ વહી ગયાં. તેટલા વખતમાં લોકોને દુખ તથા દલગીરી હતી નહીં. જમાનો એવી રીતે ઇનશાફથી ધરાઇ ગયો હતો કે તે પોતાના પંજામાં શીંહને પણ પકડવાનું ચાહાતો હતો. જ્યારે તે જુ ની ઉમર છેંઆસી વર્ષની થઇ ત્યારે તે સુર્યના જેવો પાદશાહ કરમાઇ ગયો. જ્યારે ઇરાનના નસીબે બુરાઇ તરફ ચેહેરો ફેરવ્યો ત્યારે ઇનશાફનો પાંઠરનાર જુ પાદશાહ મરણ પાંમ્યો.

## કેરશાસ્પની પાદશાહી નવ વર્ષની હતી. કેરશાસ્પ તખત ઉપર બેઠો અને ગુજરી ગયો તથા અફ્રાસીયાબ પાછો ઇરાન ઉપર ચઢી આવ્યો તે વિષે.

તે જુ નો એક સુરાદે પુગેલો બેટો હતો જેનું તે બાપે કેરશાસ્પ[૧] નામ રાખેલું હતું. તે આવ્યો અને તખત ઉપર બેઠો અને પેલું કેઆની તાજ પોતાના માંથા ઉપર મુકયું. જ્યારે જુનો બેટો કેરશાસ્પ ગાદી ઉપર બેઠો ત્યારે ઇરાનીઓએ તેની ઉપર નવેસરથી દુવા કીધી.[૨] ત્યારબાદ અફ્રાસીયાબને ખબર થઇ કે ઇરા-

---

૧ પાદશાહ કેરશાસ્પને માટે અવસ્તા યા પેહેલવીમાં કાંઇપણ વર્ણન મલતું નથી. પેહેલવી દીનકર્દની ૮ મી કેટાબમાં જાબુલી કેરશાસ્પને ઇરાની પાદશાહ કેરશાસ્પની સાથે ભેલી નાખ્યો છે પણ એ ઇરાની કેરશાસ્પ તથા જાબુલી કેરશાસ્પ એ જુદા જુદા શખ્સો હતા. એ કેરશાસ્પ પાદશાહના હીંગામમાં તો જાબુલી કેરશાસ્પના ઉતરી આવેલા નબીરાઓ જાલ અને રૂસતમ ઇરાનના સપેહેસાલારો તરીકે કામ બજાવતા જણાયા છે, અને જાબુલી કેરશાસ્પની હસ્તી પણ ખતમ થયલી જણાય છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

નીઓનું જાગેલું નસીબ પાછું ઉંઘમાં પડયું છે.૧ તે તુરકીઓને ખબર થઇ કે જુ ગુજરી ગયો છે અને ઇરાનનું તખત જેમ આગળ હતું તેમ વગર પાદશાહનું બન્યું છે. તે સરદાર અફ્રાસીયાબ પોતે (લડાઇ કરતાં) જ્યારે કાયર બન્યો ત્યારે તે રાજ્યના ભાગ કરાવી (સુલેહ સાથે) નદી પસાર કરી ગયો હતો. કોઇ પણ પશંગની તારીફ કરતું હતું નહી કારણ કે તેના માથામાં કીનો ભરેલો હતો અને દિલ લડાઇને માટે આતુર રેહેતું હતું. (પણ પાછલથી) તે પશંગનું પોતાનું દિલ તખત અને તાજથી ધરાઇ ગયું અને તે અગરીરશના માર્યા જવાનાં દુખથી જનુની બન્યો. પશંગ તે અફ્રાસીયાબને કદી પણ પોતાનો ચેહેરો દેખાડતો હતો નહી. તેની ચલકતી તલવાર કીટાયલી બની ગઇ. પશંગની તરફથી ફક્ત ખેપીઆઓ અફ્રાસીયાબની આગળ (કામ કાજને માટે) જતા હતા. પણ તેઓ એકમેકને મહીને કે વર્ષે મોહું દેખાડતા હતા નહી. પશંગ તેને એમ કેહેતો હતો કે "અગરજો તું તખત ઉપર સરદાર હડતે તો અગરીરસ તારો ભલો મદદગાર બનતે. પણ તેં તો તારા ભાઇનું જેમ એક પાલેલી મરઘીનું ખુન રેડે તેમ ખુન રેડીયું છે. મેં તુને દુશમનોની સામે લડાઇ કરવાને મોકલ્યો તો તેં તારા ભાઇનેજ તંગ હાલતનો બનાવ્યો છે. મને તારી સાથે હવે જાવેદાન સુધી કામ નથી અને મારી આગળ મને જોવા આવવાને માટે તારે સારૂ રસ્તો રહયો નથી." એ પ્રમાણે કેટલેક વખત વહી ગયો અને બલાના ઝાડ ઉપર કીનાંના ફળ ઉગ્યાં. જ્યારે આએ ખબર આલમને કાને જઇ અહડી કે (ઇરાનનું) પાંદશાહી તખત (પાદશાહ વગર) નકામું બન્યું છે ત્યારે વળી અફ્રાસીબને બાધુર પશંગ તરફથી તાકીદનો પેગામ મહયો કે "તું જીહુન નદી પસાર કરીને (ઇરાન તરફ) લશકર લેઇ જા. અને ઇરાનની ગાદી ઉપર કોઇ બીજો બેશે ત્યાં સુધી થોભી રેહેતો ના." આથી અફ્રાસીયાબે સેપંનજાબના જંગલથી તે રૂદાબ (નદી) સુધીના વીસતારનું એક લશકર તૈયાર કીધું. તું કેહેશે કે જમીન દોડતા આસમાનના જેવી થઇ ગઇ

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

જેમાથી હીંદી તલવારો જીવોનો વરસાદ વરશાવશે. તે નામદારી ભરેલું લશકર ચાલુ નવ વર્ષ સુધી લડાઇમાં રોકાયલું રહ્યું. અચબુચ ઇરાનમાં એ ખબર પુગી કે તે બુજોર્ગોના તખતનો દાવાદાર અફ્રાસીયાબ (દાવો કરવાને) પાછો આવ્યો છે. વળી તેજ વર્ષમાં જુનો બેટો કેરશાસ્પ પણ ગુજરી ગયો જેથી જેહાનમાં તમામ (પાદશાહી ખાનદાન) સાફ થઇ રહ્યું. જ્યારથી ઇરાનનું તખત પાદશાહથી ખાલી થયું ત્યારથી કોઇએ સારો દિવસ જોયો નહી. દરેક મોહોલાઓ અને ઘરો (લડાઇને માટે) જોશભર થયા અને તમામ ઇરાનમાંથી લડાઇના પોકાર ઉઠયા.

## અફ્રાસીયાબ ઇરાનમાં આવવાની ખબર જાલને થઇ અને રૂસતમે બાપની પાસેથી એક ઘોડો તથા લડાઇના હથીયાર માંગ્યાં તે વિષે.

(એ ખબર જાલને પુગાડવા) લોકોએ જાબુલસ્તાન તરફ ચાલુ મુકયું અને તે વાતની અફવા જેહાનમાં ફેલાઇ રહી. તે ઇરાનીઓએ જાલને કેટલાક સખત શબ્દો કહયા કે "શું તું શેહેલાઇથી જેહાનને મુઠીમાં પકડવા ચાહે છે? જ્યારથી તું સામની પછી પેહેલવાન બન્યો છે ત્યારથી હમો એક દિવસ પણ નચિંતાઇથી રહયા નથી. જ્યારે જુ ગુજરી ગયો અને તેનો બેટો પાદશાહ બન્યો ત્યારે (તેટલો વખત) બુરા લોકોના હાથ બદી કરવાથી ટુકા થયા હતા. હવે (વળી) દુન્યાનો સોધનાર કેરશાસ્પ પાદશાહ ગુજરી ગયો છે તેથી દુન્યા વગર પાદશાહની અને લશકર વગર સરદારનું બન્યું છે. તેથી (તુરકી) લશકર જીહુન નદી ઓલંગી આએ તરફ આવ્યું છે, અને તેથી આફતાબ પણ જેહાનમાંથી અનદીઠ થયો છે. માટે જો તું એ બાબદનો કાંઇ ઇલાજ જાણતો હોય તો કર." આથી તે પેહેલવાન પોતાની બેસવાની જગ્યા ઉપરથી નિચે ઉતર્યો અને તે બુજોર્ગોને આએ પ્રમાણે જવાબ દિધો કે, "જયારથી મેં મરદાનગીને માટે કંમર બાંધી છે ત્યારથી એક પણ સ્વારે મારી માફક પોતાના પગ

જીન ઉપર નાખ્યા નથી, અને કોઇ પણ મારી તલવાર કે ગુરજને ઉચકી શકતો નથી. જ્યાં જ્યાં હુ મારાં પગલાં લેઇ ગયો છું ત્યાં ત્યાં સ્વારોની લગામ ઘોડાની પુછડી તરફ ફરતી હતી (યાને તેઓ ઘોડા ફેરવીને નાહાસી જતા હતા). લડાઇમાં હું રાત અને દિવસ એક સરખો રેહેલો હતો પણ તે બધાં વર્ષો સુધી હું બુઢાપાથી બીહીતો રેહેતો હતો. મારી જવાનીના વખતમાં મારા બે પગોના જોરથી તોફાનની પવનની માફક હું કુદાકુદ કરતો ફરતો હતો. પણ હવે તેજ પેહેલવાનની પીઠ વાંકી થઇ છે જેથી (હાલે) હું કાબુલી ખંજરને પણ ચમકાવી શકતો નથી. પણ હું યજદાંના શુકરાના કરૂ છું કે આએ મારા મુલકમાંથી એક સીદ્ધી અને મુબારક દાંખલી ઉગી નિકળી છે (યાને મારે ત્યાં રૂસતમ પેદા થયો છે). જ્યારે તમો તેને મરદાનગીમાં પુગેલો જોશો ત્યારે તે પોતાના સરને આસમાન સુધી પુગેલું બનાવશે. હાલે રૂસતમ સીધાં સરોવરના જેવો બન્યો છે અને બુજોર્ગોનું તાજ તેને લાયકનુ થયું છે. તેને માટે એક લડાયક ઘોડો જોઇએ છે કારણ કે આએ અરબી ઘોડાઓ તેને લાયકના ઠડતા નથી તેથી જ્યાં જ્યાં ઘોડાઓનો ટોલાં હોય ત્યાંથી હું તેમને મંગાવશ અને હાથીની માફકનો એક ઘોડો તેને માટે સોધી કાઢશ. આએ બાબદ હું રૂસતમને કહી સંભલાવશ કે તું પણ આએ કામની અંદર મારી સાથે એકમત થા અને જાદશમના[1] ખાનદાન ઉપર કીનો લેવાને તું તારી કંમર બાંધ અને તેમ કરવા માટે તું દલગીર બનતો ના." ઇરાનના તમામ લોકો તેના એ પ્રમાણે બોલવાથી ખુશાલ દિલના અને તાજગીવાલા ચેહેરાના બન્યા. જડપ ચાલના ઉંટ સ્વારોને દરેક બાજુએ દોડાવવામાં આવ્યા અને લડાયક સ્વારોને માટેનાં હથીયારો તૈયાર કરાવ્યાં. પછી તેણે રૂસતમને કહયું કે "ઓ પીલતન પેહેલવાન ! તારૂં સર અંજુમન વચે ઉંચાઇમાં વધારે ઉનચું થજો. તારે માટે એક ભારી કામ અને લાંબા વખત સુધીની મેહેનત આવી પડી છે તેથી તુંને ઉંઘ અને આસાયશ અને અને આરામને તજવો પડશે. હજી તું એક બચું છે અને લડાઇના કામથી તું વાકેફ

1 જાદશમ એ પશંગનો બાપ અને અફરાસીયાબનો બપાવો થતો હતો.

નથી. તો પણ હું શું કરૂં કારણ કે હાલે મોજ મજાહ કરવાનો વખત નથી. હજી તો તારા હોટમાંથી માયના દુધનો વાસ આવે છે અને તારૂં દિલ લાડ અને ખુશાલી સોધે છે. ત્યારે હું તુને કેવી રીતે દુખી અને કીના ભરેલા શીંહોની આગળ લડાઈનાં મેદાનમાં મોકલુ? માટે તું (એ બાબે) શું કહે છે? અને એ બાબે શું જવાબ દે છે? મોટાઇ અને ભલાઇ તારા સાથીઓ બનજો.” રૂસતમે તેને એવો જવાબ દિધો કે “ઓ નામના સોધનારા નામદાર સરદાર! મને લાગે છે કે દરેક અનજુમન વચે કીધેલી મારી બાહાદુરીને તું વિસરી ગયો હશે. મને એવો ખ્યાલ હતો કે સેપંદ પાહાડની લડાઇની તથા મસ્તાન હાથીની વાતથી તું પેહેલવાન જાણીતો હશે. હવે જો હુ પશંગના બેટાથી ડરી જાંઉ તો મારે માટેનો રસકસ આએ જેહાનમાં કસો રહે નહી. હવે જ્યારે લડાઇનો અને કુશતીનો વખત આવ્યો છે ત્યારે શરમાવાનું અને નાહાસી જવાનું કાંઇ કામ નથી. મરદાનેમરદ ભંયકાર શીંહોને નિચે ફેંકવાને અને લડાઇ તથા જગડા સોધવાને માટેજ સરજાયલો હોય છે. એવી રીતના કામમાં ઓરતોજ નામદારી મેલવી શકતી નથી કારણ કે તેઓને ખાવાનું અને સુવાનુજ હંમેશા પસંદ હોય છે” ત્યારે જાલ બોલ્યો કે “ઓ બાહાદુર જવાન! અને નામદારોના સરદાર! અને ઓ પેહેલવાનોને ટેકો આપનારા બેટા! સેપંદ પાહાડ અને સફેદ હાથીના બનાવે મારાં દિલમાં ખુશાલી ઉપજાવી હતી પણ તે લડાઇઓ તો ઘણી સેહેલ હતી અને તેથી તે માટે મારૂં દિલ ધાસ્તી ભર્યું શા માટે રેહે? પણ આએ અફરાસીયાબના કરતુકથી તો હું પોતે અંધારી રાતે ઉંઘાવા પણ જઇ શકતો નથી, તો હું તુને તેની આગળ કેવી રીતે મોકલુ? કારણ કે તે બાહાદુર અને કજીયાખોર પાદશાહ છે. હાલે તારો વખત મોજ મજાહ કરવાનો, ગાયન સાંભલવાનો, દારૂ પીવાનો અને પેહેલવાની રાગો ગાવાનો છે, પણ લડાઇ અને જગડા કરવાનો તથા જમીન ઉપરની ધુલને ચંદ્ર સુધી ઉડારવાનો તારો વખત નથી.” ત્યારે રૂસતમે સામના દસ્તાનને જવાબ દિધો કે “હું આરામ સોધનારો અને દારૂની જામ પીનારો મરદ નથી. આવી ગરદન અને

આવા લાંબા પંજાને લાડમાં ઉધારવા લાયક નથી. અગરજો લડાઇનું મેદાન હોય કે મજબુટ લડાઇ હોય તો પણ ફતેહમંદ નસીબવાલાનો મદદગાર યજદાં હોય છે. જ્યારે પણ હું આચી કમાન ઉપર તીરને ખેંચશ ત્યારે મારાં તીરદાનમાં તારાઓને નિચે પાડશ. લડાઇની અંદર હું કેવો નિવડશ તે તું જોજે. જ્યારે હું લશકરની સફની વચે હોવશ ત્યારે હું તેની નિચેથી લોહીને વેહેતું કરશ. મારા પંજામાં હું એક વાદલ (ગુરજ) ધરાઉ છું જે પાણી માફક ચલકે છે તો પણ તે લોહીજ વરસાવે છે. તે પોતાની જાતમાંથી આતશ સલગાવે છે અને તેનું માંથુ હાથીઓના મગજ બાહાર કાઢે છે. જ્યારે પણ હું મારાં શરીર ઉપર બખતર પેહેરૂછું ત્યારે મારા તીરદાન-માંથી જમ પોતાનું માથું બહાર કાઢે છે. જે કીલ્લો મારી બાજુ અને હાથથી ફેંકાયલા ગુરજના ફટકા ખમશે તેને કીલ્લેબંદી તોડવાના હથ્યારોથી કાંઇ બીહુવાનું નથી, અને તેવા કીલ્લાને માટે કોઇ મોટો રખેવાલ પણ રાખવો પડવાનો નથી. જ્યારે જંગની અંદર મારો ભાલો આગળ વધશે ત્યારે પથ્થરોના દીલ લોહીના રંગ પકડશે; તેથી બુલંદ પાહાડના જેવો એક ઘોડો મને જોઇએ છે. તે એવો જોઇએ કે હું તેને મારી પેચદાર કમંદમાં પકડી શકું, જે ઘોડો લડાઇની અંદર મારો ભાર ખમી શકે અને થોભવાને વખતે તે (બીહીને) નાહાસી જાય નહી. વળી પાહાડના એક ટુકડા જેવો મને એક ગુરજ જોઇએ છે કે જેનાથી અગરજો તુરાનથી મારી આગળ લશકર આવે તો આએ ગુરજથી તેઓના માથાં હું કુટી નાખું કે તે આગળ કોઇ લડાઇ કરતો આવે નહી. હું તે ગુરજથી હાથીની પીઠને પણ ભાંગી શકું અને નાઇલ નદીની માફક લોહીની નદીને વેહેતી કરૂં. વળી મને બબરેબ્યાનનું[૧] એક બખતર જોઇએ છે કે જે પહેરવાથી મને પાણી યા આતશથી પણ નુકશાન પુગે નહી. જે બખતરને તીર કે નેજો વિંધી શકે નહી અને કોઇ પણ રીતનો જખમ તે ઉપર લાગે નહી. (પછી) હું લડાઇમાં લશકરની સાથે એવી ટક્કર ઝીલશ કે વાદલ ઉપરથી તે લડાઇની જગ્યાએ લોહીનો વરસાદ

---

૧ બબરેબ્યાન નામનું બખતર રૂસતમે બબર જાતના વાઘના ચામડાંનું બનાવ્યું હતું.

થરશે. મારા તીર સામે કોઇ પણ ટકી શકશે નહી કારણ કે મારો તીર લોહાંને પણ વીંધી બાહાર નિકળી જશે. દુન્યાની તમામ જમીનને હું લશકર વગરની બનાવશ. મારો ભાલો ચંદ્રના કુંડાલાંને પણ વિંધીને બાહાર આવશે. હું વાઘનીજ તમામ રાહા રીતી એખત્યાર કરશ અને મગરૂરી કરનારાઓનાં માથાંને મારા પંજા હેઠેલ લાવશ." રૂસતમના આ પ્રમાણેના બોલવાથી તે પેહેલવાન જાલ એવો (ખુસી) થયો કે જાણે પોતાનો જીવ તેની ઉપર સદકે કરે. સામના દસ્તાને તેના જવાબમાં આ પ્રમાણે કહયું કે "ઓ મારા આરામથી અને દારૂની જામથી ધરાઇ ગયલા બેટા! તારે માટે હું સામેસ્વારનો ગુરજ લાવશ કે જે સામથી હું આ દુન્યામાં તે યાદગારી તરીકે ધરાઉં છું કે જે ગુરજ વડે તેં પેલા તોફાની હાથીને ભોંય ઉપર પટકયો હતો. ઓ પેહેલવાન તું જાવેદાન સુધી જીવતો રેહેજે." પછી તેણે ફરમાવ્યું કે સામેસ્વારનો ગુરજ તે નામદાર પેહેલવાન આગળ લેઇ આવે. જયારે તેહેમતને પોતાના બપાવાનો ગુરજ જોયો ત્યારે તેણે પોતાના બે હોટોને હસ્તા કીધા અને તે ખુસી સાથે પસંદ કીધો. તેણે જાલેજરને દુવા દેતાં કહયું કે "ઓ તમામ જેહાનના પેહેલવાન! હવે મને એક ઘોડો જોઇએ છે કે જે આએ મારા ગુરજને તેમજ મારા આવાં દબદબાં ભરેલાં શરીરને ઉઠાવી શકે." તે પેહેલવાન તેના એમ બોલવાથી અજબ થયો અને તેને માટે તે હર પળે યજદાંનું નામ જબાન ઉપર લેવા લાગ્યો. તેની પાસે જાબુલસ્તાનમાં જેટલું ઘોડાનું ટોલું હતું અને કાબુલસ્તાનમાં પણ (ઘોડાના ટોલાંનો) જે હીસ્સો ધરાવતો હતો તે સર્વે ઘોડા મંગાવ્યા. તે સઘલાઓને રૂસતમની આગળથી (તેની પસંદગીને માટે) ચલાવવામાં આવ્યા કે જે ઘોડાઓની ઉપર પાદશાહી નિશાણીઓ પાડેલી હતી. રૂસતમ દરેક ઘોડાને પોતાની આગળ ખેંચતો અને તેની પીઠ ઉપર પુર જોરથી હાથ અફાલતો હતો. તેના જોરથી તે ઘોડાઓની પીઠ વાંકી વળી જતી હતી અને તેમનું પેત જમીનને જઇને લાગતું હતું. એ પ્રમાણે એકે એક ઘોડા તેનાથી દુખી થયા. એ પ્રમાણે તરેહ તરેહવારના ઘોડાઓના ટોલાં તેની આગલથી પસાર કરવામાં આવ્યા.

## રખશ નામના ઘોડાને રૂસતમે પસંદ કરીને પકડયો અને પછી તે અફ્રાસીયાબ સાથે લડવાને લશકર લેઇ ગયો તે વિષે.

તેની આગળથી એક તેજી ધરાવનારી સફેદ રંગની ઘોડી પસાર થઇ કે જે શરીરમાં એક શીંહના શરીર જેવી અને ટુંકા પગની હતી. તેના બે કાનો પાણી પાયલાં બે ખંજર જેવા (અણીદાર) હતા. તેનુ શરીર તથા ગરદન ફ્રરબે હતાં અને કંમર પટલી હતી. તેની પુઠે તેનીજ ઉંચાઇ જેટલો એક વછેરો હતો, જેનું માથુ તથા શરીર તેનાજ જેટલું પોહોલુ હતું. તેની આંખો કાલી, ભવાં રાતાં અને પુછડી ગાયના જેવી હતી. તેની ઇંદ્રી કાલી હતી અને તે પોતે ચાલાક અને પથ્થરના જેવી ખડીવાલો હતો. તેના કાન ભાલા જેવા હતા અને તે નાજુકાઇ વગરનો હતો.૧ તે ખડી વડે જમીનને છુડી નાખનારો અને મુશાફરીમાં દરીઓ પણ તરી જનારો હતો.૧ પાછલથી જોતાં તે ભપકાવાળી ચાલનો હતો તથા લાંબો રસ્તો કાપનારો હતો. ચલનમાં તે કુદતી ચાલનો અને નાહાસતી વખતે મદદનો કરનારો હતો.૧ જેમ રાતા ગોલાબની પાતરી કેશરથી છંટાઇ જાય તેમ તેનું શરીર એક નાકેથી બીજે નાકે સુધી નકસીવાલુ હતું. તે શું પાણીમાં કે શું સુકી જમીન ઉપર એક સરખી ચાલનો હતો. દિવસે સુરજના કરતાં અને રાતે ચંદ્રના કરતાં તે વધારે ચાલતો હતો. કાલી રાતે તે બે ફ્રરસંગ દુરના રસ્તા ઉપર કાલી ધાબલી ઉપર ચાલતી કીડીના પગો પણ જોઇ શકતો હતો.૨ શકિતમાં તે એક

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ ઘોડાની જોવાની શકિત ઘણીજ તેજ હોય છે એમ અવસ્તામાં પણ જણાવ્યું છે. દીનયસ્તમાં ઘોડાની જોવાની શકિત વિષે કહેવામાં આવ્યું છે કે:—

"જે ઘોડો અંધારી, વરસાદ વરસ્તી, બરફ પડતી, કરાં પડતી તથા ધુમસવાલી રાતે રોહેરથી નવ ઘણા તફાવત સુધી ઘોડાના બાલને જમીન ઉપર પડેલા જોય છે, તથા માંથા આગળના કયા અથવા પુછડી આગળના કયા તે પારખી શકે છે. (દીનયસ્ત ફ્૦ ૧૦.)

હાથીના જેવો અને ઉંચાઇમાં તે એક ઉંટના જેવો હતો. હીંમતમાં તે શીંહના જેવો અને ઉચાઇમાં તે એક ઉભા પાહાડના જેવો હતો. રૂસતમે તે ઘોડીને તપાસી અને પછી તે હાથી જેવા તનના વછેરાને તપાસયો. તે ટોલામાંથી તે વછેરાને પકડવાને તેણે કેઆની કંમદનો ફાંસો બનાવ્યો (તે જોઇ) એક બુઢા ભરવાડે રૂસતમને એ પ્રમાણે કહયું કે "ઓ મોટા દરજાના શખ્સ! કોઇના ઘોડાને તું ના પકડ." રૂસતમે ત્યારે તેને પુછયું કે "એ ઘોડો કે જેની રાન ઉપર દાહમ દેવામાં આવ્યા નથી તે કોણનો ઘોડો છે?" ત્યારે તેને જવાબ દિધો કે "તું તેનો દાહમ ના સોધ. એ ઘોડાની તરેહ તરેહવારની (અજબ) વાતો છે. હમે એને રખશને નામે બોલાવ્યે છીએ અને એનું શરીર રાતું છે. ખુબીમાં તે પાણી જેવો અને રંગ (યાને તેજી) માં તે આતશના જેવો છે. હમે એના માલેક તરીકે કોઇ શખ્સને ઓલખતા નથી. હમે તો ફકટ તેને રૂસતમના રખશને નામે ઓલખીએ છીએ. ત્રણ વર્ષ થયાં એ જીન નાખવાને લાયકનો થયો છે અને તે બુજોર્ગોની આંખમાં પસંદ પડતો છે. જ્યારે એની માય તેને કોઇ સવારના ફાંદામાં જોય છે તો એક શીંહની માફક આવીને તેણી લડવા પડે છે. ઓ જેહાનના પેહેલવાન! હમે જાણુતા નથી કે એની અંદર શું છુપો ભેદ છે. ઓ હુશીયાર શખ્સ! તું પણ તેનાથી દુર રેહે અને એવા અઝદાહની આગળ ના ફર. કારણ કે અગરજો એ ઘોડી લડવાને માટે આવશે તો તે શીંહના દિલને અને વાઘના ચાંમડાંને પણ ફારી નાખશે."

જ્યારે રૂસતમે આવી રીતની વાત સમજી ત્યારે તે તે બુઢા માણસનું કેહેવું સમજી ગયો. રૂસતમે કેઆની કમંદને તે ટટ્ટુ તરફ ફેંકી અને ઓચિંતુ તે ઘોડાના ડોકાંને ફાંદાંમાં પકડયું. તેની માએ એક ફાડી ખાનારાં શીંહની માફક આવી લાગી અને તે રૂસતમનું માથું દાંતોથી ચીરી કાડવા ચાહયું. પણ રૂસતમે એક જનુની શીંહની માફક પોકાર માર્યો, જેના અવાજથી તે ઘોડી ગભરાતમાં પડી. તેણે તેના માંથા ઉપર અને ગરદન ઉપર એક મુકી મારી જેથી તેણી ધ્રુજતાં શરીર સાથે ખાકની અંદર જઇ પડી. પછી તેણી ગભ-

રાતની મારી (ત્યાંથી ઉઠી) પવનને વેગે પીઠ ફેરવીને તે ટોળાં તરફ જડપથી નાહાસી ગઈ. પછી તે જોરાવર રૂસતમે પોતાના પગ પોહોલા કીધા અને તે વાંકી કમંદને તેના ઉપર તંગ બનાવી. તેણે જોર સાથે તેના તરફ પંજો લંબાવ્યો અને બીજે હાથે તે ઘોડાની પીઠ થોકી. તેના થોકવાથી તે પીઠ વાંકી થઇ નહી. તું કહેશે કે તેને (થોકવાની) ખબરજ પડી નથી. તે પોતાના દિલ સાથે બોલ્યો કે "એજ મારે માટે બેસવાને લાયકનો છે. હવે મારૂં કામ કરવાનૂં મારા હાથમાં છે." પછી તે જડપથી ફુંકતા પવનની જડપે તેની પીઠ ઉપર ચઢી બેઠો અને તે ગોલાબી રંગનો ઘોડો તેની નિચે જડપથી દોડવા લાગ્યો. તેણે તે ભરવાદને પુછ્યું કે "આએ અઝ-દાહના જેવો ઘોડો કેટલાનો છે? અને એની કીમત તું શું ધારે છે?" ત્યારે તેણે તેને એવો જવાબ દિધો કે "જો તુંજ રૂસતમ હોય તો તું (તેના ઉપર બેસી) પાધરો ઇરાન જમીન તરફ જા. એની કીંમત ઇરાનની જમીન અને દેશના જેટલી છે. તેની પીઠ ઉપર બેસીને તું ચાહશે તો જેહાનને સુધારી શકશે."

આથી રૂસતમના હોટ પરવાલાંની માફક હસ્તા થયા અને તે એમ બોલ્યો કે "ભલાઇ ખુદ યજદાંથી સજાવાર છે." જેવું તેણે તે ગોલાબી રંગના ઘોડાને જીન બાંધ્યું તેવું તેનું સર કીનો લેવાને અને લડાઇ કરવાને માટે ઉશકેરાયું. તેણે તેનું મોઢું ઉઘાડયું અને જોયું કે તેની ચાલ ઘણી ઝડપી છે. તેણે જોયું કે તે હીંમત, જોર અને નેસોની મજબુટી સારી ધરાવે છે. વળી તે ઘોડો તેનુ બખ-તર, લોઢાંની તોપી તથા ગુરજનો ભાર ખેંચી શકે એવો છે કારણ કે તેની છાતી અને ગરદન હાથીના જેવાં છે. જ્યારે તે એવી રીતનો ઘોડો પોતાને હાથ લાવવા પાંમ્યો ત્યારે તેણે પોતાના દિલને એક-દમ ગમથી ખાલી કીધું. રૂસતમનો ઘોડો એવો (ખુબસુરત) હતો કે લોકો તેને (જાદુનાં) નુકશાનથી બચાવવાને માટે (વેહેમથી) રાતને વખતે સપંદના[1] બીઆં બાલતાં હતાં. તે ઘોડાની દાબી અને

---

[1] 'સપંદ' નામનો એક જંગલી રોપો થાય છે જેનો ધુમાડો નજર લાગતી અટકાવે છે એમ વેહેમી લોકો માને છે.

જમની બાજુએથી એવું બોલાતું હતું (યાને લોકો સઘલી તરફથી બોલતાં હતાં) કે એ (ઘોડો) જાદુનો બનેલો છે. લડાઇના મેદાનમાં તે જપડથી દોડતાં હરનના જેવો બનતો હતો. તે ઘોડો નરમ શુઢડીનો, ફીન નાખનારો, ટુકા પગનો, ગોલ માંથાનો, જાગરૂત દીલનો અને ખુશ પગલાં ભરનારો હતો. તે નવી રીતના રખશથી અને તેના મુબારક સ્વારથી જાલેજરનું દિલ ખીલતી વશંત રૂતુની માફકનું ખુશાલ થયું. તેણે ખજાનાનું બારણું ખોલી લોકોને પૈસા આપ્યા અને તેણે ચાલુ તથા આવતા વખતનો કસો વિચાર કીધો નહી. પછી હાથીની ઉપર ઢંઢેરો ફેરવવામાં આવ્યો અને તેની ખબર કેટલાક માઇલ સુધી લોકોને પડી. ઢોલના, સરનાઇના તથા હીંદી ઘાંતરડીવાલા હાથીઓના અવાજથી જાણે જાબુલસ્તાનમાં કયામતનો દિવસ ઉગ્યો હતો. જમીન જાણે મુવેલાઓને પોકાર મારતી હતી કે “ઉઠો.” પછી જાબુલમાંથી એક લશકર બાહાર પડયું. તમામ લોકોએ શીંહોની માફક પોતાના હાથ લોહીથી ધોયા. તેઓની હરોલમાં પેહેલવાન રૂસતમ ચાલતો હતો અને તેની પુઠે જમાનાના ખાધેલા પેહેલવાનો હતા. તે લશકરથી જંગલો, ખીનો અને પાહાડની કઢણો એટલી તો ભરાઇ ગઇ કે તેઓના માથાં ઉપરથી કાગડા પણ ઉડી શકતા હતા નહી. કેટલેક ઠેકાણે પરગમો એવાં વાગતાં હતાં કે જેથી દુન્યાની સરૂઆત કે છેડો કાંઇ જણાતું હતું નહી. ફુલો અને બાગોને ખીલી રેહેવાને વખતે (વશંત રૂતુમા) લશકરને જાબુલસ્તાનમાથી બાહાર કાઢવામાં આવ્યું.

હવે જાલ બાબેની ખબર અફરાસીયાબને પુગી તેથી તેણે ખાવું, ઉંઘાવું તથા એશ આરામ કરવો છોડી દિધો. રએ શેહેરના ખાર પરગનામાં તે લશકરને લેઇ ગયો કે જ્યાંના જંગલમાં પાણી અને વાંસની ઝાડીઓ હતી. ઇરાનથી જંગલને રસ્તે લશકરો એકની પુઠે એક લડાઇના મેદાનમાં આવવા લાગ્યાં. જ્યારે તુરાની લશકરથી ઇરાની લશકર બે ફરશંગને છેટે રહયું, ત્યારે જાલ પેહેલવાને અનુભવીઓને બોલાવી મંગાવ્યા અને તેણે તેઓને આ પ્રમાણે

કહયું કે "એ અનુભવી શખ્સો અને કામને હાર પાડનારા અક્કલ-મંદો! ૧ અફ્રાસીયાબ એજ માફક (આગલ પણ) એજ (જીહુન) નદીની તરફથી લશકરને લાવ્યો હતો. મેં પણ એજ જગ્યાએ લશકરને સંગાર્યું હતું અને ઘણાએક માનીતા અને મોટા દરજાના લોકોને એકઠા કીધા હતા. પણ તખત પાદશાહ વગરનું હોવાથી લોકોના વિચાર ફરી ગયા હતા અને તેથી તમામ કામ ભાગુ તુટું અને લશકર સફ વગરનું બન્યું હતું. જ્યારે મુબારક જુ તખત ઉપર બેઠો ત્યારે કુલ આલમે તેની નવેસરથી તારીફ કીધી હતી. તેમજ હાલે પણ કોઇ પાદશાહી તોખમનો શખ્સ જોઇએ છે કે જે કંમર બાંધી કેઆની તખત ઉપર બેશે (કે જેથી) તે પાદશાહ પોતાના તખત ઉપરથી દુન્યાને સંભાલે, કારણ કે માણસનું શરીર માથાં વગરનું હોતું નથી. મને મુબારક પાદશાહોમાંના એક ભપકા-વાલા અને જવાન નસીબના પાદશાહની એક મોબેદે (તેના રેહેઠાનની) ઇંધાની આપી છે. તે ફરીદુનની તોખમનો કોબાદ ૨ નામનો પેહે-

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ કએ કોબાદને અવસ્તામાં "કવી કવાત" કહેલો છે. કએ (અવસ્તા 'કવ') બોલ કેઆની વંશને માટે વપડાયલો છે કે જે એ વંશના દરેક પાદશાહની આગલ મુકવામાં આવે છે. એ પાદશાહે ગાદીએ આવતાં કેઆની વંશની સ્થાપના કીધી હતી. એ પાદશાહને ફરીદુનની તોખમનો જણાવવામાં આવ્યો છે તોપણ તે કોણનો છોકરો થતો હતો તે અવસ્તા યા પેહેલવી કેતાબોમાંથી કે શાહનામાંમાંથી માલમ પડતું નથી. બુનદેહેશ ઉપરથી જણાય છે કે કવાદ જ્યારથી તે એક બાલક હતો ત્યારથી તેને તેના માબાપે તજી દિધો હતો. તેને એક ચાંમડાંના કટકામાં વિંટાલી નદીમાં તરતો મુકી દેવામાં આવ્યો હતો જે તરતો તરતો જુ તેહેમાસ્પના ઘરના ઉંબર આગળ બેસુધ પડયો હતો. જુએ તેને ઉચકી લીધો હતો અને પોતાના બેટાની માફક પાલીને મોટો કીધો હતો અને તેને કએ કોબાદ નામ આપ્યું હતું. જુ જ્યારે રાજગાદીએ આવ્યો હતો ત્યારે તે કએ કોબાદને અલબરૂજ પાહાડના એકાંત વાસમાં છોડી આવ્યો હતો, જે વાત જાલ જાણતો હોવો જોઇએ. એને માટે દીનકર્દના ૭ માં દફતરમાં કહ્યું છે કે:—

"Kaikobad arranged the realm of Irân, he united the sovereignty with himself in the Kayân race, and he thereby

લવાન છે કે જે મોટાઇ અને દબદબાનો ધરાવનારો તથા અદલ ઇનશાફ્વાલો છે."

## કએ કોબાદને અલબરૂજ પાહાડ ઉપરથી તેડી લાવવાને જાલે રૂસતમને મોકલ્યો અને તે તેની સાથે આવી લાગ્યો તે વિષે.

મુબારક જાલે રૂસતમને આ પ્રમાણે કહ્યું કે "તું તારો ગુરજ ઉઠાવ અને મોટાઇ મેળવવાને તું તારી ગરદનને ઉઠાવ. એકજ જાતના લશકરને તું ચુંટી કાઢ અને અલબરૂજ પાહાડ તરફ તું દોડતો જા. ત્યાં જઇ તું કએ કોબાદની તારીફ કરજે અને તેની આગળ તું ત્યાં વધારે થોભતો ના. તુંએ બે અઠવાડીયાંની અંદર અત્રે પાછું આવવું જોઇએ છે, માટે વખત બે વખતે પણ મુસાફરી કરવાથી તું અટકતો ના. તું તેને કેહેજે કે પાદશાહી તખતને શંગારવા માટે ઇરાની લશકર તુંને બોલાવે છે, કારણ કે તારા શિવાય બીજા કોઇને હમો કેઆની તાજને લાયક જોતા નથી." જ્યારે જાલેજરે એ સઘલી વિગતો કહી, ત્યારે રૂસતમે પોતાના પાપનથી જમીન નુછી (યાને માથું જમીન ઉપર મુકી પગે પડયો). પછી તેજ વખતે રૂસતમ ખુશી થતો રખશ ઉપર બેઠો અને ભપકા સાથે કએ કોબાદ આગળ ગયો. તુરકીઓના તપાસ કરનારાં લશકરનો આગલો ભાગ રસ્તામાં ઘણે ઠેકાણે (તપાસ અર્થે) હતો તેઓની વચે તે લશકરને પુશતી આપનાર પેહેલવાન રૂસતમ જઇ પુગ્યો અને ગાયની સુરતનો ગુરજ હાથમાં ધરીને તે (તુરકી) નામદારોની સાથે લડવા

---

occasioned much splendour and action of advantage to the creatures. (S. B. E. Vol. 47. p. 12).

એ કએ કોબાદથી થયલા ફાયદાઓ દેખાડતાં મીનોખેરદ (બાબ ૨૭ ફ. ૪૫) માં આવ્યું છે કે:—કોબાદથી ફાએદો એ થયો હતો કે, તે યજદાં તરફ શુકર ગુજાર હતો. તેણે પાદશાહી સારી રીતે કીધી હતી અને તેનાથી કેઆનીઓનો વંશ તથા બુનીઆદ પાછી જારી થઇ.

લાગ્યો. પોતાની ટોલીની મદદ વગર રૂસતમે એખલાએ તેઓ ઉપર એક પાહાડની માફક હુમલો કીધો. એક હુમલાથીજ તેણે તેઓને ત્યાંથી ઉખેડી નાખ્યા અને તે એકઠા થયલાઓને વિખેરી નાખ્યા. જ્યાં જ્યાં તે જંગનો સોધનારો હુમલો કરતો ત્યાંથી મેદાન અંદર લોહીની નદી વેહેતી હતી. તુરાનીઓમાનાં પુશકલ લોકો માર્યા ગયા અને તેઓના માથાં ઉપર આડી ધરેલી ઢાલો ભાગી ગઇ. તુરાની પેહેલવાનો પણ લડાઇમાં ઉતર્યા પણ આખેરે તેઓ તે લડાઇ-માંથી નાહાસી ગયા. આથી લોહીથી ભરેલા દિલ સાથે અને આંસુથી ભરેલી આંખો સાથે તે સઘલાઓ અફ્રાસીયાબની તરફ ગયા. તેઓએ તેને વધતું ઓછું સર્વ કહયું અને તે પાદશાહ તે ઇરાનીઓના કામથી દલગીર થયો. તેણે કોલુનને પોતાની આગળ બોલાવી મંગાવ્યો જે તુરકીઓની વચે બાધુર અને ઘણા મક્કરવાલો પેહેલ-વાન ગણાતો હતો. તેણે તેને કહયું કે "તું લશકરમાંથી સ્વારોને ચુંટી કાઢ અને (ઇરાનના) પાદશાહની દરબાર તરફ જા તથા ત્યાં હીમતવાન, અક્કલમંદ અને હુશીયાર બનીને તેઓની વચે રહી ઘણી સાઉચેટી સાથે તેઓ ઉપર મજબુટ દેખરેખ રાખજે, કારણ કે ઇરાની લોકો મક્કરબાજ હોય છે અને તેઓ તલાયાઓ (યાને સોધ રકનારી ટુકડીઓ) ઉપર અચબુચ હુમલો કરે છે." કોલુન તે પાદશાહ આગળથી બાહાર પડયો. તેને રસ્તો દેખાડનારાં માણુસો તેની આગળ આગળ ચાલવા લાગ્યાં. તેણે લડાયક માણુસોથી અને મજબુટ હાથીઓથી તે નામદારોનો રસ્તો ઘેરી લિધો.

પેલી તરફથી રૂસતમે પોતાના ચુંટી કાઢેલા બાધુરો સાથે ઇરાન જમીનના (ભવીશયના) પાદશાહ તરફનો રસ્તો લિધો. તેણે અલબરૂજ પાહાડથી એક માઇલના રસ્તા ઉપર એક ઘણી દબદબા-વાલી જગ્યા જોઇ જ્યાં પુશકલ ઝાડો અને વેહેતા ઝરાઓ હતા. ત્યાં જવાન માણુસોને બેસવાને લાયકની જગ્યા હતી. તે નદીની આગળ એક તખત મુકેલું હતું કે જેની ઉપર ચોખી કસતુરી અને ગોલાબ છાંટેલો હતો. એક છાયદાવાલી જગ્યામાં તે તખત ઉપર એક પ્રકાશતા ચંદ્રના જેવો જવાન બેઠો હતો. તેની આગળ ઘણા એક પેહેલવાનો

સફ઼સમારીને ઉભા હતા. તેઓએ બુજોર્ગોના રેવાજ પ્રમાણે કંમર ઉપર કંમરબંધ બાંધેલા હુતા. તે જવાને બેહેશતની માફકના રંગ રાગવાલી એક પાદશાહી મીજલશ તૈયાર કીધી હતી. જ્યારે તેઓએ તે પેહેલવાન (રૂસતમ) ને રસ્તા ઉપરથી આવતો દિઠો ત્યારે તેઓ પોતાની જગ્યાએથી તેને સામે લેવાને ગયા. જ્યારે તેઓ રૂસતમની આગળ જઇ પુગ્યા ત્યારે તેની આગળ સઘલાઓએ માથાં નમાવ્યાં, અને બોલ્યા કે "ઓ નામદાર પેહેલવાન! તુંને અત્રેથી આગળ વધવું લાયક નથી, કારણ કે હુમો તારા મેજબાન છીએ અને તું હુમારો મેહેમાન છે. તેટલા માટે હુમારા હોકમને માન આપી તું આએ જગ્યાએ ઉતારો લે કે જેથી આપણે સઘલા ખુશાલીમાં હાથ લંબાવ્યે અને તું નામવરના ચેહેરાની યાદમાં દારૂ પીએ." ત્યારે તેહેમતને તેઓને એવો જવાબ દિધો કે "ઓ નામદાર સરદારો! મને ઘણાજ અગત્યનાં કામ સારૂં અલબરૂજ પાહાડ ઉપર જવું જોઇએ છે. તે કામ બજાવ્યાથી મને શોભવું ઘટતું નથી, કારણ કે લાંબા વખત સુધીનું ભારી દુખ (હુમારી ઉપર) આવી પડનાર છે. ઇરાનની તમામ જમીન દુશમનોથી ભરાઇ ગઇ છે જેથી દરેક કુટુંબમાં માહેતમ અને રૂદન ચાલે છે. ઇરાન શેહેરનું તખત પાદશાહ વગરનું (ખાલી) પડયું છે તેથી (હુમણા) મારે દારૂ પીવો ફોકટનો છે. હાલે આરામ અને મોજમજાહ કરવા બેસવું મને ઘટતું નથી કારણ કે એ (બનાવ) થી હું મારા ગમની હદ ધરાવતો નથી."

ત્યારે તેઓએ તે (રૂસતમ) ને કહયું કે "ઓ નામદાર પેહેલવાન! અગરજો તું સીધો અલબરૂજ તરફ જાય છે તો ઓ નામદાર! તુને હુમુને કહેવું જોઇએ કે તું ત્યાં કોણુની સોધખોલ કરવા જાય છે? હુમો તેજ મુબારક જમીન ઉપરની ટોલી છીએ કે જેઓએ અત્રે ખુશાલીની મીજલશ રચી છે. હુમો તુંને તે શખસનો રસ્તો દેખાડશું અને મદદ કરવાની વખતે તુંને (મદદનો) વધારો કરી આપીશું." ત્યારે રૂસતમે તે ટોલીને એવો જવાબ દિધો કે "ત્યાં એક પવીત્ર શરીરનો પાદશાહ છે. તે માનવંતનું નામ કએ કોબાદ છે અને તે ઇનશાફ઼ આપનારા ફ઼રીદુનની તોખમનો છે. માટે

તમોમાંથી કોઇ જો તેને પીછાણુતા હોવો તો મને તે કએ કોબાદ તરફ જવાની નિશાણી આપો." જ્યારે તે પીલતન આવી રીતે બોલ્યો ત્યારે તેનું બોલવું તે ટોલીના લોકો સમજી ગયા. તેથી બાધુરોના વડાએ જબાંન ખોલી કે "હું કેકોબાદની નિશાણ જાણું છું. અગરજો તું હમારાં મઠક ઉપર ઉતારો લે અને તારા પોતાના ચેહેરાથી હમારા જીવને ખુશી કરે, તો હું તુને કએ કોબાદની ઇધાણી આપું કે તે કેવી શાહા રીતી ધરાવે છે." જ્યારે તેંહમતને તેઓથી કોબાદની ઇધાણી મલવા વિષે સમજ્યું ત્યારે તે પોતાના રખશ ઉપરથી પવનની માફક નિચે ઉતર્યો અને તે નદીના કીનારા સુધી જડપથી ગયો. સઘલાઓ તે ઝાડના છાયા હેઠેલ જઇ બેઠા. તેઓમાંનો પેલો જવાન એક સુનેરી તખત ઉપર બેઠો અને રૂસતમનો એક હાથ પોતાના હાથમાં ધરી બીજે હાથે દારૂની જામ ભરી અને તેમ કરી તેણે નેક લોકોની યાદ લીધી. તેણે બીજી દારૂની જામ રૂસતમને આપી અને તેને કહ્યું કે "ઓ નામવર પેહેલવાન! તુંએ મને જે કોબાદની નિશાણી પુછી તેનું નામ તેં કોણથી સમજ્યું છે?" ત્યારે રૂસતમે તેને જવાબ દીધો કે "તે રોશન રવાનના કોબાદને માટે હું (જાલ) પેહેલવાનની તરફથી પેગામ લાવ્યો છું. તેણે તેને ઇરાનના તખતને માટે વડા તરીકે ચુંટી કાઢયો છે, તેથી મોટા દરજાના લોકો તેને પાદશાહી કરવાને માટે બોલાવે છે. મારો બાપ તમામ સરદારોમાંથી ચુંટી કઢાયલો વડો છે જેને જાલેજરને નામે ઓલખવામાં આવે છે. તેણે મને ફરમાવ્યું છે કે 'તું અલબરૂજ પાહાડ તરફ જા અને લોકો વચેથી બાધુર કોબાદને સોધી કાઢ અને તેને પાદશાહ તરીકે ગણી તેની ઉપર તું દુવા કરજે પણ તેની આગળ ઠોભવાની જરાએ ઢીલ કરતો ના. તું તેને કેહેજે કે પેહેલવાનો તુંને બોલાવે છે અને તેઓએ તુંને ઇરાનના તખતના સરદાર તરીકે ચુંટી કાઢયો છે.' અગરજો તું તેની નિશાણીઓ મને આપી શકતો હોય તો મને આપ અને તે (કોબાદ) ને પાદશાહીએ પુગાડ(વામાં મદદ થા.)"

રૂસતમના એ પ્રમાણે બોલવાથી તે જવાન બાધુર શખ્સ હસી પડયો અને તેને કહ્યું કે ઓ પેહેલવાન! ફરીદુનની તોખમનો

કોબાદ તે હું જ છું અને હું મારી પેહેડીના નામો જાણું છું." જ્યારે રૂસતમે એમ સમજ્યું ત્યારે તેણે પોતાનું માથું નમાવ્યું અને તેની ખીદમત કરવાને સુનેરી તખત ઉપરથી નિચે ઉતર્યો. (તે બોલ્યો કે) "બુઝોર્ગોને કુમકના આપનારા અને બાધુરોને સંભાલનારા એ જેહાનના પાદશાહોના પાદશાહ! ઇરાનનું તખત તારી મુરાદ પ્રમાણેનું રેહેજો અને તોફાની હાથી જેવાઓના શરીર તારા ફાંડા અંદર રેહેજો. પાદશાહી તખત ઉપર તારૂં બેસવું મોટાઇ અને મરતબા ભરેલું હોજો. તું જેહાનના પાદશાહને ચુંટી કહડાયલા વડા પેહેલવાન જાલેજર તરફથી હું મુબારકબાદી પોહોંચાડું છું. જો તું પાદશાહ મુજ બંદાને હોકમ ફરમાવે તો જાલનું જે કેહેવાહવું છે તે હું મારા બંદમાંથી ખુલ્લું કરૂં અને તું રોશન રવાનના પાદશાહની હજુરમાં તે લડાયકોનો પેગામ કહું." તે બાધુર કોબાદ પોતાની જગ્યામાં તડો બેઠો અને રૂસતમના કેહેવા ઉપર પોતાનું દિલ અને ધ્યાન રોકયું. તેહેમતને તેજ વખતે જબાનને ખોહલી કીધી અને તેને ઇરાનના સપેહસાલારનો પેગામ કહ્યો. જ્યારે એ સઘલી વાત તે પાદશાહને કાને પુગી ત્યારે તેનું દિલ અંદર ખાનેથી ખુશાલીથી ધપકવા લાગ્યું. પછી તેણે ફરમાવ્યું કે દારૂની જામ હાજર કરે. તેણે તે જામ તેહેમતનની યાદમાં હોટ આગલ ધરી. તેમજ રૂસતમે પણ પાદશાહની તારીફ કરીને એક દારૂની જામ પીધી. વાજીંત્રોનો ઉંચા (નચાં સુરો સાથનો સાદ નિકળવા લાગ્યો અને તેઓની દલગીરી ઓછી થઇ, ખુશાલીનો વધારો થયો. રૂપાલા ચેહેરાવાલી ઓરતો મોરચંગ[૧] વજાડવાને બેઠી. એક અગરની બાલનાર (યાને ગીત ગાઇ અગરની માફક મીઠાશ આપનાર) હતી અને બીજી અગરની (યાને ગાયનની) બનાવનાર હતી. એક ગાનારીએ તબલા, છમછમીઆં અને વાજીંત્રના સાદ સાથે આએ પ્રમાણેની ગજલ ગાવા માંડી કે "આજનો દિવસ એવો એક મોટાઇ અને ઇનશાફ ધરાવનારો છે કે રૂસતમ કએ કોબાદની સાથે બેઠો છે. તેથી આપણે થોડીએક મુદત ખુશાલી સાથની ઉમેદમાં કાઢીએ, અને જમશેદની

---

૧ ફારસી 'બરબત' ને અંગ્રેજીમાં Harp કહે છે.

વાતો યાદ કરી દારૂ પીજીએ. ઓ સાકી! તું દારૂની જામને છલઃછલ ભર કે જેથી હું તેને ભલે પગલે ચાલનારા પાદશાહની યાદમાં નોશ કરૂં. ઓ સાકી! તું જમશેદી જામ ભરીને મને દારૂ આપ કે જેથી હું દિલની દલગીરીના કાતને ધોઇ નાખું. આએ પાંચ શીન ૧ (થી સરૂ થતા શબ્દો) ની ખાહેશથી તું પાછોના ફરતો જે (શબ) રાત, (શાહેદ) માશુક, (શહદ) મધ તથા મોજમજાહ, (શમ) બતી યા રોશની અને (શરાબ) દારૂ છે. દરેકની સાથે આકાશ તુંડાઇથી વરતવાની તએહ ધરાવે છે. માટે તું તેની સાથે ઘણો બુરો સ્વભાવ ના રાખ. તું લાલ દારૂ પીતો રેહેજે અને (ગમથી) દિલના લોહીને બાલતો ના. તું ખાકનો બનેલો છે માટે આતશની માફક ગરમ અને તુંદ મીજાજનો થતો ના. માટે ઓ પાક દિલના માણુસ! એક નાવારેશના દિલનું લોહી પીવા (યાને માલ મીલકત ખાઇ જવા) ના કરતાં લાલ રંગનો દારૂ પીવો વધારે સારો છે. અગરજો પોશાકની કોર દારૂથી ભીજાય (તો તે શુકાઇ જશે) પણ કોઇનો માલ પચાવી પાડવો હરામ છે. અને તે વળી પાછલથી હજમ પણ થતો નથી. એક બુધીઆ ઓરત તુંને કહુવા દે તેના કરતાં તે રંગીન પાણી (દારૂ) મારી આગળ વધારે સારૂં છે.'' ગાનારાઓએ એ પ્રમાણેની બેતો ચંગ અને વાજીંત્રના ઉંચા અવાજ સાથે ગાઇ.

જ્યારે તે કીરમજી રંગના દારૂ (પીવા) થી દુર થયો (યાને પીને ફારેગ થયો) ત્યારે તે જવાન પાદશાહનો ચેહેરો ખીલી નિકલ્યો. તે વખતે તે પેહેલવાન આગળ આ પ્રમાણે બોલ્યો કે "મારાં રોશન સ્વાને એક સ્વપનો જોયો હતો કે બે સફેદ બાજ પક્ષીઓ સુરજ માફક પ્રકાશતાં એક તાજ સાથે ભપકાથી અને ઉતાવલે ઉડતાં મારી આગળ આવી પુગ્યાં અને તે તાજને મારાં માથા ઉપર મુકયું. ૨

---

૧ ફારસી બારાખડીના સોલમાં અક્ષરને 'શીન' કહે છે જેનો ઉચાર ગુજરાતી 'શ'ના જેવો થાય છે.

૨ તવારીખ નવેસો કેકોબાદે સ્વપનામાં જોયલાં બે બાજ તે જાલ અને રૂસતમને ગણે છે.

જ્યારે હું જાગી ઉઠયો ત્યારે તે ચલકતાં તાજ અને સફેદ બાજથી મારૂ દિલ ઉમેદ ભરેલું બન્યું. તેથી તું જેમ જોય છે તેમ આએ નદીને કીનારે મેં એક પાદશાહી મીજલશ તૈયાર કીધી હતી. તેહેમતન મારે માટે સફેદ બાજ જેવો થયો છે (યાને તે બાજની માફક તાજની ખબર લાવ્યો છે) અને તેનાથી મને બાધુરોના તાજ વિષેની ખુશ ખબર મલી છે.” જ્યારે નેહેમતને તે પાદશાહના સવપનામાં દેખાયલાં બાજ અને માહાતાબ જેવાં ચલકતાં તાજની વાત સમજી ત્યારે તેણે તે પેહેલવાનોના પાદશાહને આ પ્રમાણે કહયું કે “તારો સવપનો પેગમબરોની તરફની બશારત છે. માટે હાલે તું ઉઠ કે આપણે ઇરાન તરફ જઇએ અને બાધુરોને મદદ કરવાને તેઓની આગળ પુગીએ.” આથી કોબાદ આતશની માફક પોતાની જગ્યા ઉપરથી ઉઠયો અને રાતા રંગના લડાયક ઘોડા ઉપર સ્વાર થયો. રૂસતમે પણ પવનની જડપે કંમર બાંધી લિધી અને કુએ કોબાદની સાથે ભપકાથી ચાલવા લાગ્યો. રાત અને દિવસની કુચ કરવાથી તેઓએ જરાએ આશાયશ લિધી નહી. એ પ્રમાણે તેઓ (તુરકી) તલાયાઓની આગળ આવી પુગ્યા બાધુર કોલુન એ બાબદથી વાકેફ થયો તેથી તે તેઓની સામે લડાઇનાં મેદાન તરફ ગયો.

## કોલુન રૂસતમને હાથે માર્યો ગયો તે વિષે.

જ્યારે ઇરાનના પાદશાહે એ પ્રમાણેનો મામલો જોયો ત્યારે તેણે કાલુનની સામે લશકરની સફ ખેંચવાને ચાહયું. પણ તેહેમતને તેને કહયું કે “ઓ પાદશાહ! તુંને લડાઇ કરવી સજાવાર નથી. મારી આગળ તથા મારા રખશ, ગુરજ અને બખતરની આગળ તેઓમાંનું કોઇ પણ ટકી શકવાનું નથી. મારાં મદદગાર દાખલ મારૂં દીલ, બાજુ અને ગુરજ બસ છે. હું મારા નેગેહબાન તરીકે ખોદા શિવાય બીજા કોઇને માંગતો નથી. જ્યાં સુધી આએ મારા હાથો છે અને મારી નિચે આએ ગોલાબી રંગનો ઘોડો છે ત્યાં સુધી કોણ મારી તલવાર અને ગુરજની સામે આવી શકે છે?” એટલું કહી તેણે પોતાના ઘોડાને ત્યાંથી દોડાવ્યો અને ગુરજના ફટકાથી તે સ્વારોને છુંડી નાખવા લાગ્યો. એકને ઉંચકીને તે બીજાને

છુટો મારતો હતો જેથી તેઓના માથામાંનુ ભેજું તેઓના નાખ વાતે બાહાર આવતું હતું. એકાએક તે સ્વારોને જીન ઉપરથી ઉંચકીને પોતાના હાથના પંજામાં ધરતો અને જમીન ઉપર પટકતો હતો. તે એટલાંતો જોરથી તેઓને હાથમાંથી ફેંકતો હતો કે જેથી તેઓના માથાં, ગરદન અને પીઠ ભાગી જતી. જ્યારે કોહુને એક ફાંડામાંથી છુટેલા દેવ જેવા રૂસતમને હાથમાં ગુરજ અને જીન ઉપરની કમંદ સાથે જોયો ત્યારે તેણે પવનની જડપે તેની ઉપર હુમલો કીધો અને ભાલો મારીને તેના બખતરનો ગાંઠ ખોલ્લો કીધો. તેહમતને હાથની એક છાપત મારી તેના હાથમાંથી ભાલો છીનવી લીધો જેથી તેની હીંમત જોઇને કોહુન અચરત થયો. પછી તે નામદારે જેમ પાહાડી જગ્યામાં વાદલની ગરજના થાય તેમ બુમ પાડી તેના હાથમાંનો જે નેજો તેણે જુતવી લિધો હતો તેજ નેજા વડે તેને ફટકો મારી તેને જીન ઉપરથી અલગો કીધો અને તે નેજા સાથે તેને જમીન ઉપરથી ઉંચો કીધો, જેથી લશકરના તમામ લોકોને તે કોહુન સીક ઉપર (ભુજવાને માટે) ચઢાવેલી મરઘીની માફક દેખાયો. પછી રૂસતમે તેની છાતી ઉપરથી પોતાના ઘોડાને ચલાવ્યો અને તેને ત્યાં કંગાલ હાલતમાં પડતો નાંખ્યો. તેના મગજમાંથી તેનું ભેજું એક દમ બાહાર નિકળી આવ્યું. આથી તમામ સ્વારોએ ત્યાંથી નાહાસવાને માટે ચેહેરા ફેરવ્યા અને કોહુનને એજ હાલતમાં ત્યાં પડતો નાખ્યો. કોહુનનું લશકર તેઓની આગળથી વિખેરાઇ ગયું, કારણ કે તેઓનું નસીબ એકદમ ઉધું વલ્યું હતું. પછી તે લશકરની હરોલમાં તેહેમતન સ્વાર થઇને કોબાદની સાથે આગળ વધ્યો અને પુર જડપથી કુહસાર તરફ ગયો. તે તરફ એક જગ્યા હતી કે જ્યાં ઘાસનું ખેતર અને પાણીનો ઝરો હતો. ત્યાં તે પેહેલવાન વિસામો લેવાને ઉતર્યો અને તે તેહેમતને જ્યાં સુધી કાલી રાત આવી પુગી ત્યાં સુધી હરેક તરેહની તૈયારીઓ કીધી, તેણે પેહેલવાનોને લાયકનો પોશાક તથા તાજ અને પાદશાહી ઘોડો તૈયાર કીધો. જ્યારે અંધારી રાત થઇ ત્યારે તે દુર અંદેશ પેહેલવાને તે ઇરાન જમીનના પાદશાહને સંગાર્યો અને રાતનેજ વખતે તેને

જાલની આગળ લેઇ ગયો અને તેના આવવાની ખબર કોઇને પણ પડવા દિધી નહી. પછી તેઓ એક અઠવાડીયું સુધી ત્યાં મોબેદોની સાથે ભેગા મલીને મસલહત કરતા બેઠા અને તેમ કરીને તેઓ એકમત થયા કે દુન્યાની પાદશાહીને માટે પાદશાહ કોબાદના જેવો છુપો અથવા જાહેર શખ્સ બીજો કોઇ નથી. ત્યાર પછી એક અઠવાડીયું સુધી તે સઘલાઓ ખુશાલીની મીજલસની અંદર કોબાદની સાથે દારૂ પીતા ખુશાલી ભોગવવા લાગ્યા.

## કએ કોબાદ તખત ઉપર બેઠો અને તેણે અફ્રાસીયાબની સાથે લડવાને માટે લશકર મોકલ્યું તે વિષે.

આઠમે દીવસે તેઓએ એક હાથી દાંતના તખતને સંગાર્યું અને તે હાથીદાંતના તખત ઉપર એક તાજને ટાંગ્યું. કએ કોબાદ તે તખત ઉપર પાદશાહી કરવાને માટે બેઠો અને જવેરાત સાથનું તાજ માથાં ઉપર મુકયું. (તે ક્રિયામાં) તમામ નામદારો જેવા કે દસ્તાન, લડાઇનો જીતનાર કારન, કેશવાદ, ખરરાદ તથા પેહેલવાન બુરજીન વિગેરે ત્યાં ભેગા મલ્યા. તેઓએ એકઠા થઇને તે નવાં તાજ ઉપર જવેહરાતનો નેસાર કીધો. ત્યાર બાદ તેઓ બોલ્યા કે "ઓ પાદશાહ! હવે તું તુરકીઓ સાથે લડાઇ કરવાની તૈયારી કર." જ્યારે કોબાદે તે વડાઓથી આ વાત સમજી ત્યારે લડાઇના મેદાનમાં જઇ તેણે લશકરની સફ ખેંચી. તેણે નામદારી ભર્યા સરદારોને લોઢાંના ભારી હથીયારો પેહેરવાનો હોકમ કીધો. પાદશાહની દરબારમાંથી એવી મનાદી ફેરવવામાં આવી કે "ઓ ઇરાની લશકરના પેહેલવાનો! હાલે લડાઇનો વખત છે માટે તમો કીનો ધરો અને સરકશી કરનાર તુરકીઓને ફાંદાંમાં લાવો. જે કોઇ જાહેર રીતે મરદાનગી દેખાડશે તે હમારીથી સરપાવ અને ખોદાતાલાથી (તમામ નીયામતોની) બક્ષેશ મેલવશે." ત્યાર બાદ બીજે દિવસે તેણે લશકરને કુચ કરાવી; આથી તે છાવનીમાં પોકારો ઉઠી રહ્યા. રૂસતમે

લશકરી હથીયારો પેહેર્યાં તથા રખશ ઉપર બેસી ધુલને ઉડતી કરવા લાગ્યો. ૧ ઇરાનીઓએ સફ સમારી અને લોહી રેડવાને માટે તેઓએ કંમર બાંધી. કાબુલનો માલેક મેહેરાબ લશકરની એક બાજુએ ઉભો જ્યારે બીજા હાથ ઉપર લડવૈયો ગસતહમ ઉભેલો હતો. લશકરના મધ્ય ભાગમાં લડાઇ જીતનાર કારન લશકરને તોડ-નાર કેશવાદની સાથે ઉભો હતો. હરોલમાં પેહેલવાન રૂસતમ હતો અને તેની પુઠે બુદા પેહેલવાનો હતા. તેઓની પુઠે કોબાદની સાથે જાલ હતો. એક હાથ ઉપર આતશ (યાને લડાઇનો જુસ્સો) અને બીજા હાથ ઉપર પવન (યાને લડાઇની તેજી) હતી. હરોલમાં કાવ્યાની ઝુન્ડો હતો કે જેનાથી દુન્યા લાલ, પીલી અને જાંબુરી થઇ હતી. આએ થંભ જમીન વાહાનની માફક હીલતી થઇ હતી અને જેમ ચીનના દરીઆના મોજા ઉડે તેમ તે જણાવા લાગી. જંગલો અને પાહાડની ઉપર ઢાલની સાથે ઢાલ મલી જવાથી તમામ જેહાન કાલા દરીઆના જેવી થઇ રહી હતી, અને તલવારો ચેરાગની માફક ચમકી રહયાથી લખો બતી સલગી હોય એમ લાગતું હતું. રણુશીંગડાંના અવાજ અને સેપાહોની બાંગથી તું કેહેશે કે સુરજ પણ પોતાનો રસ્તો ચુકી જતો હતો.

પેલી તરફ અફ્રાસીયાબે પણ પોતાના નામદારોની સાથે ગુસ્સાના આંસુ સહીત લડાઇની તૈયારી કીધી. એખબાસ અને વીસેહ ૨ જેવા નામીચા એક્કા પેહેલવાનો લશકરની જમની બાજુએ ઉભા હતા. ડાવી બાજુએ શમાસાસ અને કરસીવજ હતા, જે સવ-લાઓના ભાલાને ઝેહેરનું પાણી પાવામાં આવ્યું હતું. તુરાની લશ-

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

૨ 'વીસેહ' એ અફ્રાસીયાબનો કાકો અને પશંગનો ભાઇ થતો હતો. એના પીરાન, હોમાન, શાન વીગેરે બેટા હતા. એ વીસેહનો બેટો પીરાન પાછલથી અફ્રાસીયાબનો ઘણો દુર અંદેશ અને દાનાવ વજીર બન્યો હતો. અવસ્તામાં એ વીસેહને 'વએસક' કહયો છે. એના બેટાઓને અવસ્તામાં બાહુર જણાવ્યા છે. એ વીસેહના બેટાઓને પાછલથી તુસ પેહેલવાને કેદ કીધા હતા એમ અવસ્તામાં જણાવ્યું છે.

કરનો પાદશાહ કેટલાક નામીચા કીનાના સોધનારાઓની સાથે લશ-કરના વચલા ભાગમાં ઉભો હતો. ત્યાં કાલા દામરનાં જેવું ધુલનું વાદલ ચઢી રહયું હતું જેથી મંગલ અને બુધ સેતારાનાં કુડાલાં પણ સીહા થઇ ગયાં હતાં. બેઉ તરફનું લશકર એક જગ્યાએ આવી પુગ્યું જેથી તે લશકરના માણુસોનાં માથાં કે પગ કાંઇ દેખાતું હતું નહી. બેઉ તરફના લશકરમાંથી રણશીંગડાં અને પરગમના અવાજો નિકલ્યા. ગોયા જમીન આસમાનની દસ્તબોસી કરતું હતું. પોલાદને ઘસી નાખે તેવી ઘોડાઓની નાલથી જમીન આસમાનના વાદલની માફક એક બાજુએથી બીજી બાજુએ હીલવા ચાહાતી હતી. નેજાઓની અણીઓ સેતારાઓની (સંખ્યા) ઉપર ફાવી ગઇ હતી. ચલકતી તલવારોની અણી વિજલીની સાથે હુરીફાઇ કરતી હતી. કીનાના મેદાનની ખાક પણ લોહી પીને ધરાઇ ગઇ હતી. બાધુરોની તલવાર આગળથી શીંહો પણ છટકી શકતા હતા નહી. કમંદો ઉડીને (સેપા-હોના) જાનને સીકરી લેતી હતી અને સરદારોના ઉશકેરાઇ જવાથી લોકના બે ધડક જાન જતા હતા.

જ્યારે લડાઇ જીતનારા ચાલાક કારને આ પ્રમાણે જોયું ત્યારે તેણે ઝનુની શીંહની માફક પોકાર કીધો. તે બાધુર શખ્સે લશકરની વચેથી બાહાર આવીને નર શીંહની માફક એક પોકાર માર્યો. તેણે થોડો વખત પોતાના ઘોડાને તે મેદાનમાં જોંક આપી અને પોતાની બાજુના મરદાનગી ભરેલા હુનરો દેખાડીઆ. તે બોલ્યો કે "ઇરાની બાધુરોને હું મદદ કરનારો છું અને હું ઇરાની પેહેલવાનો મધેનો એક છું. હું (દુશમનો વચેથી) એક બાધુર સ્વારને માંગુ છું કે તેની સાથે મેદાનમાં હું લાંબો વખત લડાઇ કરૂં." કોઇ પણ તે મેદાનની અંદર પોતાના પેહેલવાની હુનરથી તેનું માથું ફેરવવાને (યાને હરાવવાને) તેની આગળ બાહાર આવ્યું નહી. અફરાસીયાબ ઉપર કીનો લેવાને તે ઉશકેરાઇ ગયો અને તેથી તેનું મગજ કીના ભરેલું અને દીલ અધીરૂં બન્યું. આથી તે તુરાની લશકર ઉપર ધસી ગયો અને તેના દોડવાથી ઉડતી ધુલથી સુરજ અને ચંદ્ર પણ કાલા થઇ ગયા. ઘડીકમાં તે જમની બાજુએ તો ઘડીકમાં દાબી

બાજુએ જતો હતો અને દરેક જન સાથે કીનો સોધવા લાગ્યો. તે નામદારી ભરેલો કારન દરેક હુમલે દસ નામીચા પેહેલવાનોને મારી નાંખતો હતો. તે બાહુર પેહેલવાન તેઓને પોતાના ગુરજ, તલવાર, અને લાંબા ભાલાઓથી મારી નાખતો હતો. મુવેલાઓના ઢગલાથી જમીન પાહાડની માફક બની રહી. તુરકી પેહેલવાનો કારનથી ધાસ્તી ખાઈ ગયા. તેવામાં તે બાહુર પેહેલવાને શમાસાસને નરશીંહની માફક જંગમાં પોકાર મારતો જોયો. તેથી તેણે જડપથી પોતાની તિક્ષણ તલવારને મ્યાનમાંથી બાહાર ખેંચી અને તે શમાસાસની આગળ જડપથી જઈ પોહોંચ્યો, અને "હું નામદાર કારન છું" એમ બોલીને પછી પોતાની ઝેહેર પાયલી તલવાર વડે તેના માંથાં ઉપર ફટકો માર્યો. આથી શમાસાસ પેહેલવાન ઉંધે મસતક નિચે પડયો અને જેવો તે પડયો તેવોજ તે મરણ પાંમ્યો. બુઢાં આસમાનના કામો એવીજ રીતનાં છે. કોઈ વખત તે કમાન જેવું (વાકુ) બને છે તો કોઈ વખત તીરના જેવું (સીધું) બને છે.

## અફ્રરાસીયાબની સાથે રૂસતમે લડાઈ કીધી તથા રૂસતમે તેના માંથાં ઉપરથી તાજ જુટવી લિધું અને અફ્રરાસીયાબ તુરાન નાહાસી ગયો તે વિષે.

કારને શું કીધું તે, તથા લડાઈ કરવાનું અને હુમલા કરવાનું કામ કેવું હોય તે સઘલું જ્યારે રૂસતમે જોયું ત્યારે તે પોતાના બાપની આગળ ગયો અને તેને કહયું કે "મને તું જેહાનના પેહેલવાનો વિષેની ખબર કેહ. બુરી ઇચ્છાવાલો અફ્રરાસીયાબ લડાઈના મેદાનમાં કહી જગ્યાએ ઉભો રહયો છે? તેણે શું પેહેર્યું છે? તેનો વાવતો કયાં ઉડે છે? કારણ કે ત્યાં મને જાંબુરો ઝુન્ડો ચલકતો દેખાય છે. માટે તું મને તેની નિશાણી આપ કે હું તે સાથે લડાઈ કરૂં અને તેમ કરી બાહુરોની વચે નામીચો બનું. જો સુર્ય અને ચંદ્ર મારા મદદગાર થશે તો હું તેને (આપણા) પાદશાહની નજદિક ઘસડી લાવશ. તેના શિવાય મને આજે બીજા કોઈની સાથે લડાઈ

કરવી નથી. પછી હું છું તથા મારો ગુરજ અને લડાઇનું મેદાન છે અને (મારી સામે) પસંગનો બેટો છે. આજે હું તેની કંમરનો પતો પકડીને તેને ખેંચતો અત્રે લાવશ. જીવને પેદાના કરનાર એક ખોદા તાલાના સોગંદથી હું કહું છું કે અગરજો તે એક પાહાડ પણ હશે તો પણ હું તે અધર્મી, જુલમગાર અને બુરાં કરતુકના શખ્સને ઉખેડી કાઢશ અને તેને બાંધીને કએ કોબાદની આગળ લાવશ.'' જાલે તેને જવાબ દિધો કે "ઓ બેટા! તું મારી વાત સાંભળ. આજનોજ એક દિવસ તું તારી સાવચેટી રાખ, કારણ કે તે તુરકી લડાઇમાં નર અઝદાહના જેવો છે અને દમ ખેંચવામાં અને કીનો લેવામાં તે બલાના વાદલના જેવો છે. તેનો વાવતો કાલો છે તેમ તેનું બખતર પણ કાલું છે. તેનો હાથનો પંજો અને તોપી લોઢાંની છે. તેના તમામ લોઢાંના બખતર ઉપર સુનેરી ઢોલ ચઢાવેલો છે, અને લોઢાંની તોપી ઉપર એક કાલો વાવતો બાંધેલો છે. લડાઇને વખતે તે બાધુર પેહેલવાન જેવો છે અને ખુદ લડાઇની અંદર તે દશ (માણસ) ની બરોબર છે. તે પશંગના બેટાની રીત એવી છે કે તે લડાઇમાં એકજ ઠેકાણે ઠરીને ઉભો રેહેતો નથી. તે પોતાના એક દમના ફુંફારાથી દરીયાના મગરને પણ બહાર લાવે છે. તેની ઉંચાઇ હેંસી વેહેંતથી ઓછી નથી. તેનાથી તું તારી પોતાની ઘણી સંભાલ રાખજે કારણ કે તે હીંમતવાન અને ફતેહમંદ નસીબનો શખ્સ છે. અગરજો એક લોઢાંનો પાહાડ પણ અફ્રાસીયાબનું નામ સમજે તો તે (પીગલીને) પાણીનો દરીઓ બની જાય.''

ત્યારે રૂસતમે તેને કહયું કે "ઓ પેહેલવાન! તું તારા જીવને મારે માટે દુખી ના કર. દુન્યાને પેદા કરનાર મારો મદદગાર છે અને મારૂં દિલ તથા મારી તલવાર અને બાજુ મારા કીલ્લા બરોબર છે. અગર જો તે અઝદાહ હોય કે નર દેવ હોય તોપણ તેનો કંમરબંધ પકડીને હું તેને અત્રે લાવશ. હું લડાઇના મેદાનમાં સેપાહોની હાર વચેથી તે લડાયક પાદશાહની ઉપર કેવો નાશ લાવી નાખું છું તે તું હમણાજ જોશે. હું તેને લડાઇમાં એવો પુરો પડશ કે જેથી તેના ઉપર પશંગનું લશકર રૂડન કરતું બનશે.'' એટલું

કહીને તેણે ઘોડાંની ખરીવાલા રખશને એડી મારીને દોડાવ્યો અને લશકરમાંથી રણુશીંગડાંના અવાજો નિકળવા લાગ્યા. રૂસતમ તુરાની લશકર તરફ જડપથી દોડયો અને તે લશકરનો બચાવ કરનારા શીંહે તેના ઉપર એક પોકાર માર્યો. જ્યારે અફ્રાસીયાબે રૂસતમને તે મેદાન વચે જોયો ત્યારે તે કાચી ઉમરના છોકરાને જોઈ તે અજબ થયો. તેણે પેહેલવાનોને પુછયું કે "આએ અઝદાહુ કોણુના ફાંદા-માંથી છુટીને અત્રે આવ્યો છે? એ કોણુ છે કે જેને હું નામે પણ ઓલખતો નથી?" ત્યારે એક જને એવો જવાબ દિધો કે "એ સામના દસ્તાનનો બેટો છે. એનું નામ રૂસતમ છે અને એ ઘણો બાધુર છે. તે લડાઈની અંદર પાણી જેવો (થંડો) અને આતશના જેવો (નુકશાન કરનારો) છે. તે સામનો ગુરજ લેઈને અત્રે આવ્યો છે તે શું તું જોતો નથી? તે પોતે જવાન છે અને તેથી તે નામદારી મેલવવાને માટે અત્રે આવેલો છે." આથી જેમ એક વાહાન મોજાથી ઉછલતું આગળ આવે તેમ અફ્રાસીયાબ લશકરની હુરોલમાં આવ્યો. જેવો રૂસતમે તેને જોયો તેવોજ તેણે પોતાના પગો પોહોલા કીધા અને ભારી ગુરજને ગરદન ઉપરથી ઉંચકીને ઉંચો કીધો. જેવા તેઓ તે જગ્યાએ પાસે પાસે આવ્યા તેવોજ તેણે તે ભારી ગુરજને નીચે જીન તરફ ઉતાર્યો.

જ્યારે અફ્રાસીયાબે તેને એમ કરતાં જોયો ત્યારે તેણે તલવાર ઉપર હાથ નાખીને તેને મ્યાનમાંથી બાહાર કાઢી. તેણે થોડો વખત જાલના બેટા સાથે એ પ્રમાણે લડાઈ કીધી તેટલામાં તેહેમતને ગરદનને વાંકી કરી પોતાના હાથને લંબાવ્યો અને પોતાના પંજાને તેના કંમરબંધમાં ભેલવીને તેને ઘોડાના જીન ઉપરથી ઉંચે ઉચકયો. તે રૂસતમે તેને કોબાદની આગળ લેઈ જવા ઇચ્છયું અને (તેમ કરી) તેણે પેહેલા દીવસનીજ લડાઈમાં યાદગારી રાખવા માંગી. પણુ તે પાદશાહની ખેંચતાણુને લીધે અને તેણે હાથો વડે પોતાની કમરનો પતો ખેંચેલો રાખ્યાથી તે ટકી શકયો નહી. તે તુટી ગયો અને તેનું માથું ખાકમાં પડયું. તેવાજ તેના સ્વારો તેની આસપાંસ ફરી વલ્યા. તેહેમતને તુરતજ પોતાનાં લંબા-

વેલો હાથ નિચો કીધો અને તે બાધુર શખ્સના માંથાં ઉપરથી તાજને જુટવી લીધું. રૂસતમના એક હાથમાં તેનો કંમરબંદ રહી ગયો અને બીજા હાથમાં ખુંચવી લિધેલું તાજ રહયું. જેવો તે પાદશાહ રૂસતમના હાથમાંથી છટકી ગયો તેવોજ રૂસતમે ગુસ્સાથી પોતાનો હાથ કરડયો, અને (પોતાના દિલ સાથે) બોલ્યો કે "મેં તેને પગ આગળથી કાંય નહી પકડયો? તેનો કંમરબંધજ પકડીને હું શું કરવા સંતોષ પામ્યો?" તમામ ઇરાની પેહેલવાનો જેવા કે કારન, કેશવાદ તથા બીજા તમામ પેહેલવાનો એકી વખતે તે પીલ-તનની આગળ આવ્યા અને સઘલાઓએ તેની તારીફ ગાઇ. પછી તેહેમતને એક શખ્સને પોતાની આગળ બોલાવ્યો અને તેની આગળ તમામ વીતેલી બીના કેહેતાં તે બોલ્યો કે "મેં તે પાદશાહને કંમરબંદમાંથી પકડીને તેજ હાલતમાં તેને ઇરાની લશકર વચે લાવવા ચાહયું હતું, પણ તે કંમરબંધ તુટી ગયો અને તે મારા હાથમાંથી પડી ગયો, પણ જેવો તે જમીન ઉપરથી ઉઠયો તેવુંજ મેં તેના માથાં ઉપરનું ખોરશેદના જેવું ચલકતું તાજ ખોદાની મદદથી ઉચકી લિધું છે. માટે તું તે ચુંટી કઢાયલા પાદશાહની આગળ જડ-પથી લેઇ જા, કે જેથી હું મારી તલવાર મ્યાનમાંથી બાહાર ખેંચું અને તુરાનીઓ ઉપર રસ્તાખેજ વરસાઉ."

ત્યાર પછી જ્યારે હાથીની પીઠ ઉપરથી ઘાંટોના અવાજ નિકલ્યા અને તે સાથે પરગમના અવાજ કેટલા માઇલ સુધી ફેલાઇ રહયા ત્યારે તે (ઇરાની)ઓ પાદશાહની આગળ ખુશ ખબર લાવ્યા કે "રૂસતમે (તુરકી) લશકરની મધ્ય બાજુની સફને તોડી નાખી છે અને જેવો તે તુરકીઓના પાદશાહ આગળ જઇ પુગ્યો કે તેવોજ તેણે તે પાદશાહનો વાવતો ગુમ કરી નાખ્યો છે. તેણે અફરાસીયાબને કંમરબંધમાંથી ઉચકીને જમીન ઉપર નાખ્યો હતો અને તેથી તુર-કીઓ વચેથી રૂદનનો પોકાર ઉઠી રહયો હતો પણ તેના બાધુર સરદારોએ તેને આજુબાજુથી ઘેરી લીધો અને તે સરદારો તેને નસાડી લેઇ ગયા. જેવી તે તુરકી પાદશાહ અફરાસીયાબે હાર ખાધી તેવોજ તે એક જડપી ચાલના ઘોડા ઉપર બેસી ગયો અને

મેદાનમાંથી નિકલી જઇ તેણે બ્યાબાનનો રસ્તો પકડયો છે. તેણે પોતાનો જીવ બચાવવાને પોતાના લશકરને પણ તજી દિધું છે." જ્યારે કોબાદે એ ખુશખબર સમજી ત્યારે તેણે ફરમાવ્યું કે તેનું લશકર પવનની જડપે એકદમ તુરાની લશકર ઉપર તુટી પડે અને તેઓની તમામ ખુનબેખને ઉખેડી કાઢે. કોબાદ પણ પોતાની જગ્યા ઉપરથી આતશની માફક ઉભો થયો અને પોતાના લશકરને જેમ દરીઓ પવનથી હીલતો થાય તેમ હીલતું બનાવ્યું. બીજા હાથ તરફથી જાલ અને શેર બચો મેહેરાબ પણ લડાઇ શોધવા અને બાધુરી દેખાડને માટે ગયા. જેથી ધરપકડના પોકાર ઉઠી રહયા, ખંજરો ચમકવા લાગ્યાં અને તીરો (લોકોને) વિંધવા લાગ્યા. સુનેરી ટોપીઓ અને સુનેરી ઢાલો ગુરજના ઘાહા ખમતાં ખમતાં ગમગીન થઇ ગઇ. તું કેહેશે કે એક ખુનામાંથી વાદલ ઉંચે ચઢીને ત્યાં હીંગરા (યાને લોહી)નોજ રંગીત વરસાદ પાડતું હતું. બેઉ લશકરો એક બીજા સાથે બાઝી પડયાં. તું કેહેશે કે તેઓ એક બીજા સાથે ભેલાઇ ગયાં હતાં. બાધુરોના પોકાર અને ઢોલોના અવાજ વાદલની ગરજનાને પણ અફસોસ બોલાવતા હતા. પોલાદી પંજાના શીંહોના મારથી શીંહોના દિલ અને વાઘોના ચાંમડાં પણ ફાતી જતાં હતાં. ગાયની સુરતનો ગુરજ હાથમાં પકડીને રૂસતમે તે લડાઇમાં જમીનને રાતા રંગની બનાવી. જે બાજુએ તે પોતાનો ઘોડો દોડાવતો ત્યાં પાનખર રૂતુના પાદડાંઓની માફક દોકાંઓ ખરતાં હતાં. જ્યારે તે કાટેલ તલવાર ઉપર હાથ નાખતો ત્યારે તે નામદારોના ડોકાંને ભોંયે પટકતો હતો. જો તે નામદાર પોતાની તલવાર કોઇના માથાં ઉપર મારતો તો તેના ઘોડા અને બખતર સાથેજ તેના બે કટકા કરતો હતો. અગરજો તે શમશેરને ગરદન ઉપરથી ઉડાવતો તો તે સ્વારોના ડોકાંઓથી પાહાડના જેવો ઢગલો બનાવતો હતો. બાધુરોના લોહીથી તે મેદાનની જમીન ઉપર દરીઆની માફકના લોહીના મોજા દોડતા હતા. તમામ મેદાનની જમીન ઉપર લડાયક ઘોડાઓની ખડીની નીચે ડોકાંઓ અને હાથ પગો કચડાતા હતા. તે બોહોલાં મેદાનમાં ઘોડાઓની ખડીથી (ધુલ નિકળી જઇને) જમીન

છ (પડની) બની હતી અને આસમાન આંઠ (પડતુ') બન્યું ૧ હતું. તે લડાઇના મેદાનમાંથી લોહીનો ભીનાસ (જમીનમાંથી ચુશાઇને) પાતાલમાં માછલીઓ સુધી પુગ્યો અને ધુલારૂં ઉડી ચંદ્ર સુધી ઉંચે પુગ્યું. તે કુલવંતા પેહેલવાને તે લડાઇના દિવસે પોતાની તલવારથી પેહેલવાનોનાં માથાં કાપ્યાં, ખંજરથી પેહેલવાનોની છાતી ચીરી, ગુરજથી બાધુરોના પગો ભાંજ્યા અને કમંદથી તેઓના હાથો બાંધ્યા. તે શીંહ સાથે લડાઇ કરતાં (તુરકીઓના) એક હજાર એકસોને સાઠ બાધુર પેહેલવાનો એક વખતે માર્યા ગયા.

જે પલે રૂસતમે તે પાદશાહ (અફ્રાસીયાબ)નો કંમરબંધ પકડયો હતો અને તેને કાલા ઘોડા ઉપરથી ઉચકયો હતો તેજ પળે તેનો કંમરબંધ તુટી જવાથી તેનું માથું ખાકની અંદર પડયું હતું. આ વખતે તે પાદશાહના માથાં ઉપર એક તાજ હતું જે જમશેદ પાદશાહથી યાદગારી ધરાવતું હતું. જ્યારે રૂસતમ સાથે લડાઇ કરતાં તે પાદશાહ પડી ગયો ત્યારે તે કેઆની તાજ ખાકની અંદર ગબડી પડયું હતું અને તે જેહાનના નામદાર પેહેલવાન રૂસતમે ફતેહમંદ પેહેલવાન તરીકે તે તાજને નેજાથી ઉંચકી લિધું હતું. તે તાજ પાછું મેલવવાને માટે તુરાની પેહેલવાનો અને લશકર તેની ઉપર પાહાડની માફક ધસી આવ્યા હતા તથા તે વખતે હજારથી પણ વધારે ગુરજોના ફટકા તે નામદારના માથાના તાલક ઉપર આવી પડયા હતા, પણ તે તુરાની લશકર પોતાના પેહેલવાનોના

---

૧ મી૦ મનસુખ પોતાના ગુજરાતી શાહનામામાં એ બેતની મતલબ સમજાવતાં લખે છે કે :—

"ઉગમન પ્રાંતના અને બીજા દેશોના હકીમોના મત મુજબ, આએ જમીનના સાત પરો અથવા તબક્કાઓ છે, જેમકે ખાક, પાણી, ધાતુ ઇત્યાદી. તેમાંથી એક પેહેલું પર, જે ખાક છે તે રૂસતમની મચકુર લડાઇમાં ઘોડાઓની સખત સુમથી એવું તો ઘસાઇ પીસાઇ ગયું કે ધુલની મીસાલે આકાશ ઉપર ઉડી ગયું,—અને એ આકાશનાબી સાત પરો અથવા તબક્કાઓ છે, તેમાં જમીન ઉપરથી ઉડી ગયલું પર જઇને શામેલ થયું ત્યારે ગોયા આકાશના પર વધીને ૮) આંઠ થયાં અને જમીનનું પર એક ઘટયું તેથી માત્ર ૬) છ પરજ બાકી રહયાં. એવો એ બેતનો ખોલાસો થાય છે."

ભોગે પાધરૂં ઉતર્યું હતું (થાને પુશકલ પેહેલવાનો મારીઆ જવાથી તેઓને સુધ આવી હતી) અને આખરે તે લશકર નાહાસવા લાગ્યું હતું. જ્યારે તમામ લશકર લડાઇ કરતું નાહાસી ગયું ત્યારે તે તીક્ષ્ણ પંજાવાલો બાહુર રૂસતમ બાહાર આવ્યો અને કએ કોબાદની આગળ જઇને તે પાદશાહી તાજ તેના માથાં ઉપર મુક્યું. આથી પાદશાહ કએ કોબાદે તેને 'તાજનો બખશનાર' તથા 'જેહાનનો બચાવનાર' અને 'રખશનો માલેક' એવા ખેતાબો આપ્યા હતા ૧

તુરકીઓ તે ઇરાનીઓના મારથી દુર નાહાસી ગયા અને દામગાન શેહેર તરફ લશકરને દોરાવ્યું. ત્યાંથી તે લશકર તુટેલાં દિલ સાથે તથા ગમ સાથે એ (હાર) બાબેની વાત ચીત કરતું જીહુન નદી તરફ ગયું. તેઓના હથીયારો ભાગી ગયલાં અને તેઓની કમંદો તુટી ગયલી હતી. તેઓ પાસે રનશીંગડાં કે પરગમ કાંઇ હતું નહી અને કોઇની પણ પાસે ટોપી કે કંમરબંધ હતાં નહી. ૨ તે તુરાની લશકર ત્રણ દિવસ સુધી નદીને કીનારે રહયું અને ચોથે દિવસે તેણે ત્યાંથી કુચ કીધી. આથી ઇરાની લશકરના તમામ પેહેલવાનો મેદાનના રસ્તામાંથી બાહાર પડી પાછા પાદશાહની પાસે ગયા. માર્યા ગયલાઓનો ખજાનો મલવાથી (ઇરાનના) તમામ લશકરીઓ ધરાઇ ગયા હતા. તેઓએ તે તુરકીઓની પાસેથી તે સઘલું ઢગલાં બંધ મેલવ્યું હતું. પછી મોટા લશકરીઓએ ભેગા થઇને જેહાનના પાદશાહ કોબાદની ઉપર દુવા ગુજારી. પેલી તરફથી જ્યારે તેહેમતન પાછો ફર્યો ત્યારે તે પાદશાહની આગળ આવીને ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો. જ્યારે પાદશાહે એ પ્રમાણે જોયું ત્યારે તે ઉભો થયો અને રૂસતમનો હાથ પોતાના

---

૧ "જે પલે રૂસતમ" . . . . થી તે . . . . "એવા ખેતાબો આપ્યા હતા" સુધીની અગીયાર બેતો છાપેલી નકલમાં નથી પણ લખેલી નકલમાંથી મળે છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કરવામાં આવ્યો છે.

હાથમાં લિધો. તે નામવરે પોતાના એક હાથ ઉપર પોતાની પાસે તેને બેસાડયો અને બીજા હાથ ઉપર જાલેજરને બેસાડયો.

## અફ્રાસીયાબે પોતાના બાપ આગળ રૂસતમ સાથની લડાઇનું બ્યાન કીધું અને સુલેહ કરવાની ખાહેશ જણાવી તે વિષે,

બીજી ગમથી જેવો અફ્રાસીયાબ નાહાસી ગયો તેવોજ તે નદીની પેલી બાજુએ જઇ પુગ્યો ત્યાં સુધી જોરથી દોડવા લાગ્યો. એક અઠવાડીયું સુધી તેણે તે નદીની આગળ વીસામો લિધો અને આંઠમે દિવસે ગુસ્સા અને દલગીરી સાથે તેણે આગળ વધવાની તૈયારી કીધી અને નદી કીનારેથી તે પશંગની આગળ ગયો. તેની જબાન બોલવાને તટ ઉપર હતી તથા તેના પંજા લડાઇની હાર ખમવાથી ટુકા બન્યા હતા. તેણે તે (પશંગ) ને કહયું કે "એ નામદાર પાદશાહ! તેં આએ લડાઇ સોધવામાં ગુનાહ કીધો હતો. (ઇરાનના) પાદશાહ સાથે કીધેલા એકે એક કોલકરાર કે જે બજાવવાને માટે આગળા ન્યાગાનો ડાહાપણ ભરેલા રસ્તા શિવાય બીજું કાંઇ જોતા હતા નહી તે તેં તોડીઆ છે. વચણ તોડનારા માણસો અંજુમનની અંદર માન પામેલાં હોતાં નથી તે શું તું જાણુતો નથી? એમ કરવાથી કાંઇ તે જમીન આએ એરચની ઓલાદથી પાક થવાની નથી (યાને એરચની ઓલાદ નાસ પાંમવાની નથી,) અને ઝેહર પોતે ઝેહરનો ઉતાર બનવાનું નથી. એક (પાદશાહ) જો મરી જાય છે તો બીજો તેની જગ્યાએ આવે છે. ઇરાનીઓ પોતાની સલતનતને પાદશાહ વગરની રાખતા નથી. હાલે કોબાદ ત્યાં આવ્યો છે અને તેણે માથાં ઉપર તાજ પણ મુકયું છે અને તેણે નોજરનો કીનો લેવાની સરૂઆત પણ કીધી છે. સામની ઓલાદથી એક સ્વાર પેદા થયો છે કે જેનું નામ દસ્તાને રૂસતમ પાડયું છે. તે એક ફાડી ખાનારાં મગરની માફક મારી સાથે લડવાને આવ્યો હતો. તું કેહેશે કે જાણે તે એક દમમાં જમીનને બાલી નાખવા માંગતો હતો. લડાઇની અંદર તે પોતાના ઘોડાને આમથી

તેમ દોડાવતો હતો અને ગુરજ, તલવાર અને કોડાલીથી લોકોને મારી નાખતો હતો. (તેની આગળ) મારા જાનની કીમત મુઠી ભરીને ખાક બરોબરની પણ થઇ હતી નહી. તેના ગુરજથી હવા પણ (સુરહાંઓથી) ભરાઇ જતી. તેણે આપણા લશકરનો એકવગો નાશ કીધો છે. આએ જેહાનમાં એવી રીતની અજાયબી કોઇએ પણ જોઇ નથી. તેણે એક બાજુએ મારો વાવતો ઉડતો જોઇને પોતાનો ભારી ગુરજ જીનની ઉપર મુકી દિધો અને આવીને મારો કંમરબંધ ધર્યો. તું કેહેશે કે તે જાણે મારો (જેહાન સાથનો) સંબંધજ તોડી નાખવા માંગતો હતો. તેણે મને એવી રીતે ઘોડાના જીન ઉપરથી ઉચકયો કે જાણે હું તેની આગળ ભારી પથરના જેવું પણ વજન ધરાવતો હતો નહી. પણ મારા કંમરબંધના તથા પોશાકના બંધ તુટી ગયા અને હું તેના પગ નિચે ઉંધો પડયો. એક શીંહ પણ એવું જોર કદી ધરાવી શકે નહી. જાણે તેના બે પગ જમીન ઉપર હતા અને માથું વાદલને લાગેલું હતું. (આપણા) સઘલા બાધુર સવારો દોડી આવીને તે પાહાડના તુકડા જેવા (રૂસતમ) ના હાથમાંથી મને છોડવી લેઇ ગયા. તું મારા પાદશાહી દિલ વિષે તથા મારા (લડાયક) પંજા તથા તે પંજાનું જોર અને મારા હુમલા કરવાની રીત વિષે તો જાણે છે. (તે છતાં) હું તેના હાથમાં એક મગતરાના જેવો હતો. આથી હું તેની પેદાયશ વિષે વિચારમાં ચકચુર રહું છું. મેં તો તેને એક હાથીના જેવા શરીરનો અને શીંહના જેવા પંજાનો જોઇ લિધો છે. તેને માટે આપણી સુધ્ધી, અક્કલ, વિચાર કે સાબેતી કાંઇ કબુલ કરી શકે નહી. તેણે પોતાની લગામ મસ્ત હાથી જેવા રખશને સોંફી દિધી હતી, કે જે (ઘોડા) ની આગળ પાહાડ, ખીણ કે (ખરબચડા) રસ્તા સઘલું નજીવું હતું. મેં ઘણા એક બાધુરો અને શેર બચાઓને જોયા છે પણ એવી રીતના લગામને ફેરવનારા (સ્વાર) વિષે મેં સમજયું નથી. સેપાહોએ તે નામદારના તાલક ઉપર કમમાં કમ ત્રણ લાખ ગુરજ માર્યા હશે. તું કેહેશે કે તે લોઢાંનોજ ઘડેલો છે, અથવા તો તેને તાંબાં અને પથરનો બનાવેલો છે. તેની આગળ શું દરીઓ કે શું બબરનાં

ચામડાંનું બનાવેલું બખતર કે શું ફાડી ખાનારો શીંહ કે મસ્ત હાથી સઘલું સરખુ છે. શેકારને દિવસે જેમ નિરાંતથી ઘોડા હાંકવામાં આવે તેમ તે પોતાના ઘોડાને હાંકતો હતો. તેની આગળ લડાઇનું કામ રમત જેવું દિસ્તું હતું. અગરજો એવુંજ કૌવત સામ પણ ધરાવતો હતે તો તુરકીઓના નામીચા પેહેલવાનો રહયા હતેજ નહી. તેથી તેઓની સાથે સુલેહ કરવા શિવાય તારે માટે બીજો કાંઇ ઉપાય નથી કારણ કે તેની સામે તારૂં લશકર તકીં શકવાનું નથી. દુન્યાને સોધનાર અને લશકરને મજબુટી આપનાર (તારાં લશકરમાં) હુંજ છું અને તારી મુશકેલીની વખતે તુંને પનાહ આપનાર પણ હુંજ છું. પણ તેની સામે થવાની મારામાં કાંઇપણ શક્તિ રહી નથી. માટે તું જા અને (દરબારીઓની) સલાહ મેલવીને સુલેહની તૈયારી કર. ખોદાઇ દુવા પાંમેલા ફરીદુને એરચના ભાગ તરીકે ઇરાનની જમીન આપી હતી તથા જે જમીન ફરીદુન પેહેલવાને બાધુર તુરને તેના ભાગ તરીકે સોંફી હતી તે ઇરાનીઓએ પાછી મને આપી હતી અને તે ભાગ વાજબી હતો. માટે તુંએ આગલા વખતનો કીનો સોધવો જોઇતો હતો નહી જો કે તે કોલથી આપણે ફરી ગયા અને લડાઇ કીધી તો તેથી આપણે (હાથે કરીને) આપણા દિલ ઉપર જેહાનને તંગ બનાવી છે. સાંભલ્યાના કરતાં નજરે જોયલું સારૂં છે એમ તો તું જાણે છે. સાંભલવાની અંદર હમેશાં ખાલી જગ્યા (યાને સરાહગાત કરીને ઉમેરેલુ) હોય છે. તેથી તું આજનું કામ કાલની ઉપર ના રાખ, કારણ કે આવતી કાલે જમાનો કેવો ફરશે તે કોણ જાણે છે. ઇરાન સાથની લડાઇ તો તુંને રમત જેવી લાગી હતી અને રમત જાણીનેજ તેં લશકરને ત્યાં મોકલ્યું હતું. ફુલની વારી જે આજે ખીલી રહે છે તેમાના ફુલ તુંને કાલે (કરમાઇ જવાને લિધે) કામ આવતાં નથી. તું જો કે (તે લડાઇમાં) સુનેરી તોપીઓ, સુનેરી ઢાલો, સુનેરી લગામ સાથના અરબી ઘોડાઓ, સુનેરી મ્યાન સાથની હીંદી તલવારો વીગેરે કેટલો બધો આપણો માલ જતો રહયો છે. એના કરતાં વધારે ખરાબ તો એ છે કે નામીચા પેહેલવાનો જેવા કે ગુલબાદ, બાધુર બારમાન કે જે તમામ

નર શીંહોનોજ શેકાર કરતો, ખજરવાન કે જેનું શરીર જાલે પોતાના હાથમાં ભારી ગુરજ પકડીને છુડી નાખ્યું હતું, શમાસાસ કે જે લશકરનો બચાવ જેવો હતો અને જેને કારને લડાઇનાં મેદાનમાં મારી નાખ્યો હતો તથા બાધુર કોલુન જેને રૂસતમે મારી નાખ્યો અને એ વિગેરે બીજા પેહેલવાનો કંગાળીયત સાથે માર્યા જઇ બરબાદ થયા છે. એ સઘલાઓથી આપણી મુઠી (ખાલી થઇને તેમાં) ફ્કટ પવન રહયો છે. એ નામદારો શિવાય વળી બીજાં દસ હજારથી વધુ માણુસો એ લડાઇમાં માર્યા ગયાં છે. એ સઘલાંથી વધુ ખરાબ તો હાર ખાધાની શરમ છે. તે એવી હાર છે કે જેનો કદી પણુ બદલો વળી શકશે નહી. જો કે નામવરોનો સરદાર હુનરમંદ અગરીરશ મારે હાથે (નાહક) માર્યો ગયો છે, તો પણુ જમાનાની અંદરથી મારી નેકી અને બદીના બદલાનો આજ અને આવતી કાલને માટેનો હીસાબ તુંએ કાઢવો જોઇએ છે- જો કે હું તે બાધુરો વચેથી પાછો ફર્યો છું તો પણુ મારી પુઠે વાવતાવાલા કેટલાક (ઇરાની) પેહેલવાનો પકડવાને માટે દોડતા હતા. જ્યારે હું એ ખુવારી ખમીને રૂદન કરતો દોડતો હતો ત્યારે તેઓએ મને (તાણા મારીને) જમાનાને માટેની ઘણીએક યાદ આપી હતી. તે વેલા મારી આગળ પસતાવો આવી ઉભો હતો અને મારી કરણીને માટે મારૂં દીલ ગમથી ભરાઇ ગયું હતું. હાલે જમાનાથી હું ઘણોજ દુખી થયો છું. તેટલા માટે ઓ પાદશાહ! તું મારો (અગરીરશને મારી નાખવાનો) ગુનાહ માફ કર. હવે જે વહી ગયું છે તે યાદ ના કર, અને કૌબાદ સાથે સુલેહ કરવાની કોષેશ કર. અગરજો તારી ખાહેશ બીજી તરાંહની (યાને લડાઇ કરવાની) હોય તો પછી દુશમનનું લશકર આપણી ચારે બાજુએ ફરી વળશે. એક બાજુએ પ્રકાશતા સુરજના જેવો રૂસતમ છે કે જેની સામે લડાઇની વખતે આપણું જોર ફાવી શકશે નહી. બીજા હાથ ઉપર લડાઇનો મારનાર કારન છે કે જેની આંખોએ કદી પણુ હાર જોઇ નથી. ત્રીજી બાજુએ સુનેરી કોલાહવાલો કેશવાદ છે કે જે આમુલમાં આવીને પેલા (બંધીવાન ઇરાની) સેપાહોને છોડવી લેઇ ગયો હતો. ચોથી બાજુએ કાબુ-

લનો પાદશાહ મેહેરાબ છે કે જે ઇરાનના પાદશાહનો સપેહસાલાર છે અને તે અક્કલ અને દમામનો ધરાવનાર છે.”

## પશંગે સુલેહ કરવાને માટે કોબાદની ઉપર નામું લખ્યું તે વિષે.

તે તુરાની પાદશાહ પશંગની બેઉ આંખો આંસુથી ભરાઇ ગઇ અને તે અફ્રાસીયાબ કે જેને આટલી બધી (દાનાઇ ભરેલી) વાત યાદ આવી હતી અને તેના માથામાં કીનશાકી વિચારો હાલે આવ્યા હતા તેના એમ બોલવાથી તે અજબ થયો. આથી એક હુશીયાર દિલના માણુસને ચુંટી કાઢવામાં આવ્યો અને તેને જેમ ઘટતું હતું તેમ ઇરાન તરફ મોકલવામાં આવ્યો. તે નામવરનું નામ વીસે હતું કે જે તે (પશંગ)નો એક માય અને બાપથી જનમેલો ભાઇ હતો. પાદશાહે નામું લખનાર નવીસંદાને ફરમાવ્યું કે “કલમ, કાગજ અને કાલી કસતુરી (ની સાહી) લાવ અને ચીતાર સાથનું એક નામું લખ અને તેમાં સેંકડો જાતના રંગથી ચીતાર પાડ.” (પછી તેને લખાવ્યું કે) “સુરજ અને ચંદ્રના માલેક ખોદાના નામથી (આ નામું) શરૂ કરૂં છું કે જેણે પેદાયશો ઉપરાંત સર્વ સામન બક્ષ્યો છે. તે ખોદા દોસ્ત આસનાવ અને બરોબરીઆ વગરનો છે કે જેનાથી જાહેર બાબદ ખોલ્લી છે અને ખાનગી બાબદ છુપી રહે છે. તે જેહાનને પેદા કરનાર કંઇ પણુ હાજત વગરનો છે અને તેનાથીજ ચઢતી અને પડતી છે એમ તું જાણે છે. તેનાજ હોકમથી સુરજ અને ચંદ્ર ફરતા થયા છે અને તેનાથીજ કાલી ખાકને પણુ આરામ મલે છે. ફીરોજા રંગના ગોઠલા (યાને સુરજ)ને દિપાવનાર તેજ સાહેબ છે અને સાંજના ઘરમાંથી સહવારને બાહાર લાવનાર પણુ તેજ છે. અમબરના જેવી રાત તે તેનો હીંદુસ્તાની (યાને કાલો) મેહેલ છે અને ઝઝકલું તે તેની પીવાની જામ માહેલો થરો છે. સુરજ તેનો રસ્તો સોધતાં ચીનની ખુબસુરત ઓરતોની માફક તે ખોદાના બેસવાના ગલીચાનો પણુ ગોલામ છે. ચાંદરાતનો ચાંદ પણુ તેના રસ્તા ઉપર જવાને માથું જીકતો રહી એક ગોલામની

માફક કાનમાં (ગોલામગીરીનું) કરૂં પેહેરી રાખે છે. તે સાહેબ એકને ઉંચાં આસમાન ઉપર લેઇ જાય છે તો બીજાને ગરજવંત હાલતે ધુલમાં નાખે છે. તે સાહેબથી ફરીદુનના આત્મા ઉપર દરૂદ હોજો કે જેનાથી આપણું ખાનદાન વણાયું (યાને બન્યું) છે. હવે ઓ નામવર કેકોબાદ! હું પાદશાહી અને ઇનશાફની રીતે જે વાત કહું છું તે તું સાભલ. તાજ અને તખતને લિધે તુરથી નેકબખત એરચની ઉપર બુરાઇ પુગેલી જાહેર થઇ હતી. અગરજો એરચ (ના મોત)થી એ કીનો ઉઠયો તો પણ મીનોચેહેરે તેનો બદલો પેહેલેથી છેલ્લે વેર લિધો હતો. તેથી એ બાબદ ઉપર હવે આપણને વાત કરવી ઘટતી છે અને જેમ શરૂઆતથી જે કજીયો રહી ગયો છે તેજ પ્રમાણે તે રેહેવો જોઇતો નથી. પેહેલવાન ફરીદુને શરૂઆતમાં રાજયનાં ભાગ કીધા હતા તે ભાગ કરવાનું તેને રાસ્તીની રાહે સુજયું હતું. માટે તે ઉપરજ આપણને સંતોષથી રેહેવું સજાવાર છે. તેથી આપણે આપણા વાડવાઓની રાહારીતીથી (હવે પછી) ફરશું નહી. ખરગાહના જંગલથી તે જીહુન (ઓકસસ) નદીના પેલી બાજુના ભાગની* હદ સુધી કે જેની વચેથી જીહુન નદી વહે છે તે જગ્યા અને ખેતરો પાદશાહ (ફરીદુન)ના વખતમાં હમારા હતાં અને એ જમીન તરફ એરચે કસી નજર રાખી હતી નહી. એરચનો ભાગ ઇરાન જમીનનો હતો કે જે તેણે ફરીદુન તરફની દુવા સાથે મેલવ્યો હતો. તેથી જો તે (ભાગ)થી આપણે (નારાજ થઇને) હવેથી ફરીશું અને લડાઇ કરીશું તો તેમ (કરવા)થી આપણા દિલ ઉપર જેહાનને તંગ બનાવીશું અને (આપણી ઉપર) શમશેરના જખમો અને 'ખોદાનો કોપ આવી પડશે તથા બંધે દુન્યામાંથી આપણે ભલાઇનો ભાગ મેલવશું નહી. બીજું એકે જેમ ફરીદુન પેહેલવાને સેલમ, તુર અને એરચને ભાગ ગોઠવી આપ્યા હતા તેમ હવે પછી આપણે ભાગ કરી લેઇશું અને કીનો સોધશું નહી. કારણ કે આવી બલા આ જમીન ઉપર લાવી નાખવી ઘટતી નથી. મોટી

---

* "માવર અલ નેહેર" યાને ઓકસસ (Oxus) નદીની પેલી બાજુનો ભાગ. એ ભાગ તે ખોરાશાનનો મુલક છે.

પડવીના જાલનું માથું હવે (બુઢાપાથી) બરફના જેવું (સફેદ) થયું છે અને પેહેલવાનોના લોહીથી મટોડી હીંગરાના રંગની થઇ રહી છે. આખરે કોઇ પણ પોતાના કફન શિવાય પોતાની જગ્યાનો (વધુ) ભાગ લેઇ શકવાનો નથી. (જ્યારે આપણે મરી જઇશું ત્યારે) આપણે પાંચ વેહેંટ જેટલી (ઉંડાઇમાં) ધુલમાં રહીશું તથા માથું અને પગ અંધારી જગ્યાવાલાં કફનની અંદર રેહેશે. વળી (આપણી લડવાની) ઇચ્છા તે દુખ અને દલગીરી (વાલી) છે અને (તેનાથી) આપણે આએ ફાની દુન્યામાં તંગ દિલના બનીએ છીએ. તેથી અગરજો આપણે લશકરને લડવાને માટે પાછું લાવીશું તો આપણે પોતાના માંથાંને બલાના ફાંડામાં મુકીશું. હમેશાં બદ કામો કરવા કરતાં નેકી કીધેલી સારી છે, માટે હવે પછી (લડાઇ કરીને) આપણે આપણું પોતાનુંજ દુખ સોધીશું નહી. અગરજો કએ કોબાદ એ બાબે કબુલ થાય અને તે દાનાવ મરદનું મગજ ઇનશાફથી પાછું ફરે નહી તો હમારામાનો કોઇ પણ જીહુન નદીને સ્વપને પણ જોશે નહી. તેમજ ઇરાનીઓ પણ નદીની આ બાજુથી પેલી બાજુએ આવવા જોઇએ નહી. પણ બેઉ મુલકો (એકમેક ઉપર) દુવા, સલામ અને પેગામો મોકલીને એ વાતમાં પોતાની ભલી મુરાદે પુગે.” જ્યારે પાદશાહે તે નામાંને સીલ કીધું ત્યારે તેણે તે ઇરાનના લશકર તરફ મોકલ્યું. વળી તે સાથે તેણે જવેહેરાત, તાજ અને સુનેરી તખત, સુનેરી કંમરબંધ સાથના ખુબસુરત ગોલામો, સુનેરી સાજવાલા અરબી ઘોડાઓ, રૂપેરી મ્યાન સાથની હીન્દુસ્તાની તલવારો તથા તે મુલકમાંથી ઉત્તપન થતી બીજી કીંમતી ચિજો વાજબી હદીઆ તરીકે તે નામાંની સાથે મોકલી આપી. તે નામું કએ કોબાદ પાસે લેઇ જવામાં આવ્યું અને ત્યાં એ વિષેની વાતો પણ કેહેવામાં આવી.

## કએ કોબાદની તરફથી પશંગના નામાનો જવાબ મોકલવામાં આવ્યો અને પશંગ તુરાનમાં પાછો ફર્યો તે વિષે.

જ્યારે પાદશાહ કએ કોબાદે આએ સઘલું સમજ્યું ત્યારે તેણે પોતાની રૈયત વચે માથું ઉંચું કીધું અને આ પ્રમાણે જવાબ

આપ્યો કે "તમો પુરતી રીતે જાણો છો કે એ કામની પેહેલ હમારીથી થઇ હતી નહી. પરથમ તુરથી જુલમની શરૂઆત થઇ હતી અને એરચને તખત ઉપર પાદશાહી કરતો અટકાવ્યો હતો. તેજ પ્રમાણે આએ જમાનામાં અફ્રાસીયાબ જીહુન નદીને ઓલંગીને ઇરાનમાં પાછો આવ્યો હતો. તેં સંભાલ્યું તો હશે કે તેણે નોજર પાદશાહ સાથે શું કીધું છે. તેની ચાલથી જાનવરો અને ફાડી ખાનારાંઓનાં દિલ પણ દાઘેલ અને દુખ ભર્યાં થયાં છે. તેણે કીનો રાખી પુર અક્કલવાલા અગરીરસની સાથે એવી ચાલ ચલાવી છે કે જે જરાએ માણસાઇને લાયકની નથી. અગરજો તમો તમારાં બુરાં કરતુકથી પસેમાન થાઓ છો અને નવેસરથી નવા કોલ કરાર કરો છો તો મને કીનો લેવાની અને દુખ પુગાડવાની જરાએ ખાહેશ નથી. પણ હું આએ ફાની દુન્યામાં બધી રીતે સંતોષ પાંમ્યો છું. અગરજો હવે અફ્રાસીયાબ આરામ પકડવા માંગતો હોય તો નદીની પેલી બાજુનો મુલક હું તમુને સોંપું છું" પછી એક નવે સરનો કોલકરાર ફરીથી કરવામાં આવ્યો કે જેથી બુજોર્ગીના બાગમાં એક ભલું ઝાડ રોપાયું તે કાસદ એક ચીત્તાની માફક (પશંગ તરફ) જઇ પુગ્યો અને તે નામું પશંગને પોહોંચાડયું. તેથી તેણે ત્યાંથી અસબાબ લાધીઓ અને લશકરને કુચ કરાવી અને તેમ કરી આસમાન ઉપર ધુલને પાંહરી દીધી. જીહુન નદીને તે પવનને વેગે પસાર કરી ગયો, અને તે ખબર કોબાદને પુગી. તેથી તે પાદશાહનું દિલ ઘણું ખુશી થયું કારણ કે તે દુશમન તેની આગળથી લડાઇ કીધા વગર જતો રહયો હતો.

પછી રૂસતમે કૈકોબાદને કહયું "ઓ પાદશાહ! લડાઇની વખતે તું સુલેહ ના કર. તેઓ હૂમલો લાવ્યા તેની આગમચ તો તેઓ સુલેહ કરવા માંગતા હતા નહી, પણ આજે મારા ગુરજે તેઓને તેમ કરવાની ફરજ પાડી છે." કએ કોબાદે તે નામવરને એવો જવાબ દિધો કે "ઇનશાફના કરતાં બીજી સરસ ચિજ હું કાંઇ જોતો નથી. મુબારક ફરીદુનનો નબીરો પશંગ જરાક સરખી ચિજને માટે લડાઇ કરવાને માથું ફેરવે છે. તેથી અગરજો કોઇ

અક્કલનો ધરાવનાર હોય તો તેને ઘટે છે કે તે ખોતારાં અને જુદાઈ તરફ ધલે નહી. હવે હું તુંને જાબુલસ્તાનથી તે સીંધના દરીઆ સુધીની પાદશાહી રેશમી કપડાં ઉપર લખી આપું છું. તેથી તું નીમરોજના તાજ સાથે તે તખત તરફ જા અને તેની સાચવની કર તથા જેહાનને દિપાવનાર બન. કાબુલની આએ તરફની બાજુ મેહેરાબને (રાજ્ય કરવા માટે) આપ અને તારા તમામ ભાલાને ઝેહેરનું પાણી પા. જે કોઇ પાદશાહી કરનારા હોય તે લડાઈ કરયા વગર રેહે નહી, પછી તે ગમે એટલી બોહોલી જમીન ધરાવતો હોય તો શું થયું." પછી તે ટોલાના પાદશાહે ઘણાએક ખેલાતો તૈયાર કીધા અને તે સઘલા પેહેલવાનોને બક્ષેશ કીધા. જેમ કએ કોબાદને કરવું ઘટતું હતું તેમ તેણે રૂસતમને પુશકલ પોશાક અને ઘોડા આપ્યા. તેના સરને સુનેરી તાજથી અને તેની કંમરને સુનેરી કંમરબંધથી સનગારી. તેણે રૂસતમને જેહાનનો એક ભાગ સોંફયો જેથી તે મરદાનગીવાલા પેહેલવાને તેની આગળ જમીનને બોસો લિધો. મુબારક કોબાદ ત્યાર પછી આ પ્રમાણે બોલ્યો કે "બુજોર્ગોનું તખત જાલ વગરનું રેહેતું ના. આ જેહાન દસ્તાનના એક બાલની કીંમતની બરોબરીની નથી. તે જાલ આપણી આગળ બુજોર્ગોની વચે એક યાદગારી જેવો છે." પછી એક પાદશાહી સુનેરી પોશાક તથા યાકુત અને ફીરોજાનું તાજ તથા કંમરબંધ લાવવામાં આવ્યા, તથા પાંચ હાથીઓની ઉપર અમ્મારી ચઢાવવામાં આવી કે જે ઉપરના ફીરોજાઓને લીધે નાઇલ નદીના પાણીથી પણ વધારે ચલકાત મારતો હતો. આ અમ્મારીઓ ઉપર સુનેરી ગુથણનો ગાલીચો પાંઠરીઓ અને તેમાં કોઇથી પણ ગણત્રી નહી થઇ શકે એવો ખજાનાનો એક ઢગલો મુકયો. એ સઘલો સામાન પછી દસ્તાનની આગળ મોકલવવામાં આવ્યો (અને તેને કેહેવાડયું) કે "તારો ખેલાત તારી ઇચ્છાના પ્રમાણથી પણ વધારે હોવો જોઇએ. પણ હું બીજી વખત એથી પણ વધારે સારી રીતે તુંને (ખેલાતથી) આરાસ્તા કરશ, અને તારી આગળ ખજાનાનો દરવાજો મુકશ. અગરજો હું લાંબી જીંદગી સુધી જીવશ તો હું તુને જેહાનની અંદર વગર હાજતનો બના-

થશ." વલી બુઝોર્ગ કારનને તથા કેશવાદને તથા તથા બુરજીન, ખરરાદ તથા પુલાદ જેવા પેહેલવાનોને ખેલાતને માટે તેણે જેમ લાયક જોયા તેમ તેઓને ઘટતી રીતના ખેલાતો બક્ષયા. વળી તેણે કેટલાકોને દીરમ તથા દીનાર અને તલવાર તથા ઢાલ બક્ષી. જેઓ તોપી અને કમંરબંધને લાયક જણાયા તેઓને તેવી બક્ષેશ કરવામાં આવી.

## કોબાદે ઇસતખરમાં રાજ્યધાની સ્થાપી તથા તેણે દુન્યામાં મુસાફરી કીધી અને તે ગુજરી ગયો તે વિષે.

પછી તે કોબાદ ત્યાંથી પારસ[1] તરફ ગયો, કારણ કે પારસની અંદર ખજાનાઓની કુંચી હતી (યાને તે વેપારનું મઠક હતું.) તે વેલા તે (પાદશાહ) ઓની બેસવાની જગ્યા (યાને રાજયધાની શેહેર) ઇસ્તેખરમાં હતી. કેઆનીઓ તે જગ્યામાં મોટાઇ ધરાવતા હતા. જેહાનના લોકોએ તે (કએકોબાદ) ની તરફ ચેહેરો ફેરવ્યો કારણ કે તે તાજનો સોધનાર સરદાર બન્યો હતો. તેણે કેઆની તખત ઉપર પગ મુકયો અને ઇનશાફ, ભલી અક્કલ તથા રીતીથી તે રાજ્ય ચલાવવા લાગ્યો.[2] તેણે (ભેગા મલેલા) નામવર દાનાવ

---

૧ 'પારસ' એ એક ફલદ્રુપ અને વેપારી મઠકના પ્રાંતનું નામ છે. એ પારસ ઇરાનનો મુખ્ય પ્રાંત હોવાથી અને પાછલથી એ પ્રાંતનું બેબીલોન (Babylon) શેહેર ઇરાની પાદશાહાતની રાજ્યધાની થઇ પડવાથી એ પારસ ઉપરથી આખા ઇરાનનું નામ ઇંગ્રેજીમાં પરસીયા (Persia) પડયું હતું. પારસની સીમા આ પ્રમાણે આપવામાં આવી છે. ઉતરે ખોરસાનના જંગલો અને ઇસફહાનનો મુલક, પુર્વે કેરમાનનો મુલક, અને દક્ષીને ઇરાનનો અખાત (Persian Gulf) આવેલો છે.

૨ કએ કોબાદથી થયલા ફાયદાઓ દરશાવતાં મીનોખેરદમાં કેહેવામાં આવ્યું છે કે તે યજદાં તરફ શુકર ગુજાર હતો. તેણે પાદશાહી સારી રીતે કીધી હતી, અને તેનાથી કેઆની વંશ તથા બુન્યાદ પાછી જારી થઇ હતી. (મીનોખેરદ બાબ ૨૭ મો.)

પુરૂશોને એ પ્રમાણે કહયું કે “ દુન્યા એક નાકેથી તે બીજે નાકે સુધીની મારી છે. તેથી અગરજો હાથી (જેવો મજબુટ શખ્સ) એક મગતરાં (યાને નબલાં માણુસ) સાથે કીનો રાખશે તો તે ઇનશાફ અને દીનને તમામ રંજીદા કરનાર ગણાશે. દુન્યામાં હું સચાઇ શિવાય બીજું કાંઇ ચાહતો નથી. કારણકે જુઠાઇથી તો ખોદાનો કોપ ઉતરે છે. ઇનશાફ કરવામાં અને ( લોકોનું ભલું કરવાની) સખતી ખેંચવામાંજ મારાં તનની નચીંતાઇ છે. જ્યાં પાણી અને માતી[૧] (યાને ખેતીવાડી તથા આબાદી) છે ત્યાં મારો ખજાનો છે. તમામ (ખંડીઆ) રાજાઓ તે મારાં લશકર જેવા છે. મારી આગળ લશકરી અથવા શેહેરી એક સરખા છે. એ સઘલાઓ જેહાનને પેદા કરનારની પનાહ હેઠેલ રેહેજો. તેઓ અક્કલવંત અને સુખીઆરા રેહેજો. હરેક શખ્સ જે કાંઇ (દોલત) ધરાવતો હોય તે તે (સુખેથી) ખાય અને બક્ષેશ કરે, અને તે ખાઇને મારી ઉપર ભલી દુવા કરે. જો તે શખ્સ (પોતાનો પૈસો બેસીને ) ખાતો અટકી જાય (યાને તે પડતીમાં આવે) અને કામ કરવાથી પણ ગુજરાન મેલવી શકે નહી તો તેઓને ચરી ખાવાની જગ્યા મારી દરબારગાહ છે (યાને તેઓને દરબાર તરફથી ખોરાક પોહોંચતો કરવામાં આવશે.) હરેક માણુસ મારી પનાહ હેઠેલ રેહેશે.[૨] ”

ત્યાર બાદ તેણે લશકરને ભેગું કીધું અને મુસાફરી કરીને તેણે તમામ જેહાન જોઇ. જ્યારે જેહાનની મુસાફરી કરવામાં દસ વર્ષ વહી ગયાં ત્યારે તેણે જાહેર અને છુપી રીતે તમામ ઇનશાફના કામો કીધાં. તે કેઆની ખાનદાનના પાદશાહે ઘણાક ખુશનુમાં શેહેરો

---

૧ પાણી અને માતીને હખામની પાદશાહો તાબેદારીની નિશાણી ગણતા હતા. તેઓ જે જે પાદશાહો ઉપર જીત મેલવતા હતા તેઓ પાસેથી એ પાદશાહો “પાણી અને માંતી ( earth and water ) માંગતા હતા. તેટલા માટે પાણી અને માતીનો અર્થ અત્રે પણ તાબેદારી તરીકે લેવાઇ શકાય.

૨ એ ભાશણ કએ કોબાદે તખત ઉપર બેસવાની ક્રીયા વખતે કીધેલુ હોવું જોઇએ.

સ્થાપ્યાં, જેવાં કે કએ શેહેરની આસપાસ બાંધેલા શો ગામડાંઓ વિગેરે. જ્યારે જમાનાનો (યાને મોતનો) પંજો તેને પુગવા લાગ્યો (યાને જૈફી આવી) ત્યારે તે પારસ તરફ ફર્યો. (ત્યાં) તે મોબેદો, નજુમીઓ અને ડાહયા પુરૂશોની હજુરમાં તખત ઉપર બેઠો. તેના તમામ પેહેલવાનોને ત્યાં હાજર કરવામાં આવ્યા, અને તે સઘળાઓ તરફ દિલસોજીથી નજર કરવા લાગ્યો. તે તેઓની આગળ ગુજરી ગયલા નામદારોની યાદ કરતો હતો. એ પ્રમાણે તેણે ઇનશાફ અને બક્ષેશથી દુન્યાને આબાદ કીધી હતી. એ મુજબ તે સો વર્ષ[1] સુધી ખુશાલી સાથે જીવ્યો. તું જો કે દુનયામાં એવો પાદશાહ હાલે કોણ છે? તે કોબાદના ચાર અક્કલમંદ બેટા હતા[2] કે જેઓથી આ જેહાનમાં યાદગારી રહી ગઇ હતી.

---

૧ ફીરદુસી કએ કોબાદને સો વર્ષ રાજ કરતો જણાવે છે. પણ બુનદેહેશમાં કએ કોબાદનો રાજ્ય અમલ ફકટ પંદર વર્ષનો જણાવ્યો છે. પાદશાહ ફેરશારપના ગુજરવા પછી અરધી સદી ઉપરનો વખત પાદશાહ વગરનો ગયો હતો તે સઘલો વખત કદાચને ફીરદુસીએ કએ કોબાદના રાજ્ય અમલમાં સમાવી દિધો હોય.

૨ ફીરદુસી કએ કોબાદના જે ચાર બેટા જણાવે છે તે બુનદેહેશમાં જોતાં ખુદ કએકોબાદના બેટાઓ નહી પણ કએકોબાદના બેટા 'અપીવેહ'ના એ બેટાઓ થાય છે. બુનદેહેશમાં એ બેટાઓના નામ આ પ્રમાણે આપ્યાં છે. અર્શ, વીઆર્શ, પીશીન અને કાઉસ. બુનદેહેશ પ્રમાણે કએકોબાદની ઓરત ફરહાંનક નામની હતી. તેણી મીનોચેહેરના બેટા દુશરાબના બેટા રાકના બેટા ઉર્વત-ગાઇ ફરતની બેટી હતી, (બુનદેહેશ બા૦ ૩૧ ફ૦ ૩૧.) તબરીના જણાવ્યા પ્રમાણે કએકોબાદ કોઇ ઇરાની સ્ત્રી સાથે નહી પરણ્યો હતો પણ કોઇ તુરાની ઉમરાવની બેટી સાથે પરણ્યો હતો. "શત્રોઇહાએ ઇરાન"માં જણાવ્યા મુજબ કએકોબાદને લગનની ભેટમાં નીનવ શેહેર ભેટ મલ્યું હતું જે તુરકસ્તાનનું એક શેહેર ગણાય છે. કએકોબાદની એ ફરહાંનક નામની ઓરતથી કએ અપીવેહ જનમ્યો હતો. ફીરદુસી કએ અપીવેહની હસ્તીથીજ નાવાકેફ હોય એમ જણાય છે. તેથીજ તે કએકોબાદની પછી કાઉસને ગાદીએ લાવે છે. અવસ્તામાં જે જે પાદશાહોની સાથે કેઆની ખોરેહ જોડાયલું છે તેઓએ ઇરાનમાં રાજ્ય કીધેલું ગણાય છે. અફરાસીયાબે ત્રણ વખત એ કેઆની ખોરેહ (યાને ઇરાનનું રાજ્ય) મેલવવાની તજવીજ કીધી હતી તેજ પ્રમાણે

પેહલો વખાણુ સાથનો કાઉસ, બીજો કએ આરશ, ત્રીજો કએ પશીન અને ચોથો કએ અરમીન એ પ્રમાણેના તેઓના નામ હતાં. તેઓએ પોતાની જીંદગી આરામ અને મુરાદ મેલવવા સાથે કાઢી હતી. જ્યારે તે કએ કોબાદના તાજ અને તખત ઉપર સો વર્ષ ગુજર્યાં ત્યારે આખરે તેના નસીબને ધોકો પુગ્યો. જ્યારે તેણે જાણ્યું કે મોત નજદિક આવ્યું છે અને તેના (જીંદગીના ઝાડના) લીલાં પાદડાં કરમાઇ જવાના છે ત્યારે તેણે પોતાના છોકરાઓ મધેના પાદશાહ કાઉસને પોતાની પાસે બોલાવ્યો અને તેની સાથે ઇનશાફ અને સખાવત વિષેની કેટલીક વાતો કીધી. તેણે તેને કહ્યું કે "મેં લડાઇનો સામન હવે બાજુએ મુક્યો છે. તું મારાં તાબુત (યાને મુવેલાં શરીર) ને અવલ મંજલ પોહોંચાડજે અને (મારૂં) તખત તું

---

જમીયાદ યશ્ત (ફ૦ ૫૬, ૫૯ અને ૬૨) માં પણ એ અફ્રાસીયાબને એ ખોરેહ મેલવવાની ત્રણ મરતબે તજવીજ કરતો જણાવ્યો છે, પણ તે ખોરેહને મેલવવા પામ્યો હતો નહી. એજ યશ્તમાં (ફ૦ ૭૧) માં જણાવ્યા પ્રમાણે આખરે તે ખોરેહ કએકોબાદની સાથે જોડાયું હતું. કએકોબાદ પછી એ ખોરેહ કએ અઇપિ વંઘંહુ, કએ કાઉસ, અરેશ, કએ પીસીન, કએ બ્યર્શન અને કએ સ્યાવક્ષ સાથે જોડાયું હતું. એ ઉપરથી એ સીધ્ધ થાય છે કે કએ કોબાદ પછી તેના બેટા કએ અઇપિવંઘંહુ (પેહેલવી કએ અપીવેહ) એ રાજ્ય કીધું હતું. ત્યારબાદ તેનો બેટો કાઉસ ગાદીએ આવ્યો હતો. ફીરદુસીએ કએ કોબાદથી તે કએ ખુસરૂ સુધી ત્રણ પાદશાહોને રાજ્ય કરતા જણાવ્યા છે. અવસ્તામાં એ સઘલા પાદશાહોને નામીચા, જોરેમંદ, સારી તંદરોસ્તીવાલા, દબદબાવાલા, તદબીરવાલા અને સખત કામના કરનારા ગણીઆ છે. વળી દીનકર્દમાં પણ એ પાદશાહી એ ત્રણ ભાઇઓને ઉતરી હોય એમ નિચલા ફકરા ઉપરથી જણાય છે. ત્યાં કેહેવામાં આવ્યું છે કે :—

At another time it came to Kaî-Arsh and his brothers the descendants of Kobad; through it they have been all experienced and powerful, heedful and performing wonders; and the eldest brother of them, Kaî-ûs, seized upon the sovereignty of the seven regions, and became very illustrious and full of glory (S. B. E. Vol. 47 p. 13.)

લેજે. મને લાગે છે કે હું અલબરૂજ પાહાડ ઉપરથી જાણે હમણાજ પેલી એક તોલકીની સાથે અત્રે આવ્યો છું (યાને મારો તખત ઉપર વખત પસાર થયો તે મને માલમ પડયો નથી). જો કોઇને અચળુચ તખત હાથ આવે તો તે તેની પુજા કરનારો બને તો અક્કલમંદ ગણાય નહી. અગરજો તું ઇનશાફ અને ભલી બુધ્ધી ધરાવનાર હશે તો (આ દુન્યાના) વેપલાનું ફળ તું બીજી દુન્યામાં પાંમશે. અગરજો લોભ તારાં માથાને પોતાના ફાંડામાં પકડશે તો તું ધારવાલી તલવારને મ્યાનમાંથી બાહાર કાઢીને તેનાથી તું પોતાનેજ દુખ પુગાડશે અને પછી (તેજ તલવાર)ને (તારૂં સર છટકાવવાને માટે) દુશમનના હાથમાં તું સોંફશે. તારી જગ્યા પેલી દુન્યામાં આતશ (યાને દોજખ) થશે અને આએ દુન્યામાં તારૂં દિલ કડવું અને નાખુશ બનશે. ઓ કુલવંત અને ભલી બુન્યાદના (બેટા)! તું જાણ કે તુંને અદલ અને ઇનશાફી થવું ઘટે છે. આએ પાદશાહી તાજ અને તખત હું તુંને આપું છું માટે તું ઇનશાફ અને સખાવત કરવાની કોષેશ કરજે અને તે રસ્તા ઉપરજ ચાલજે." એટલું કહીને તે આએ ઓહોલી દુન્યામાંથી ગુજરી ગયો અને તખત તથા મેહેલ છોડી તેણે કફનની પેતીને પસંદ કીધી. આ દુન્યાનો સ્વભાવ અને તેની આદત એવીજ છે કે પરથમ તે (કોઇને) લાડમાં રાખીને અંતે દુખમાં લેઇ જાય છે. આ દુન્યા પુશકલ ફળવંત દાંખલીઓવાલાં ઝાડના જેવી છે જેનાં ફલ તાજાં અને ફુલ સંગારવાલાં છે. પેહેલાં તે ફુલોથી તુને ખુશાલ અને ખીલતો કરે છે અને પછી કાંતાની માફક દલગીર અને કંગાલ બનાવે છે. ઘણાએક નામદાર પાદશાહો અત્રેથી નાશવંત હાલતમાં ગયા છે તેઓમાંથી ફકટ તેઓનું નામજ રહયું છે, પણ આ દુન્યામાં કોઇ પણ જાવેદાન સુધી રહયું નથી. દુન્યાની રસમ અને પાયો એવોજ છે. તે (માણુસોને) ખાકમાંથી પેદા કરે છે, અને (આખરે) તેઓને પવનને સોંફી દે છે (યાને નાશ કરે છે). આએ ડાહાપણુ ભરેલા બુઢા મર્દના કેહેન તું સાંભલ અને તે જરાએ જરા યાદ રાખજે. હવે કએ કોબાદનો કીસ્સો તમામ થયો છે તેથી હવે કાઉસની બીના શરૂ કરવી જોઇએ.

## કએ કાઉસની પાદશાહી ૧૫૦[1] વર્ષની હતી. કેકાઉસ તખતે બેઠો અને તેણે માજનદરાંન જીતવાનો ઇરાદો કીધો તે વિષે.

જ્યારે એક ફલવાલુ ઝાડ ઘણું ઉંચું થાય છે ત્યારે તેની ઉપર આકાશી બલા ઉતરે છે અને તેથી તેના પાતરાંઓ કરમાઇ જાય છે અને મુલ્યાંઓ સુસ્ત બને છે તથા તેનું સર પેહેલાં જમીન તરફ નિચું નમે છે. જ્યારે તેનું થડ તેની જગ્યા ઉપરથી ઉખડી જાય છે ત્યારે તે પોતાની જગ્યા બીજા નવા રોપાને આપે છે અને તેને ફુલ, પાંતરાં, બાગ અને રોશન ચેરાગની માફકનો બાહાર સોંપે છે. અગરજો ભલાઇના મુલ્યાંમાંથી બુરાઇની ડાંખલી ફુટે તો તું તે મુલ્યાં સાથે તુંડાઇ કરવાની શરૂઆત કરતો ના (યાને તું મુલ્યાંનો વાંક ગણતો ના). ફરજંદથી બાપનું નામ દુન્યામાં રહી જાય છે. જો તે (બાપ)નું નામ છુપું હોય છે તો તે (ફરજંદ) પોતાની નામદારીથી જાહેર કરે છે. અગરજો તે (બેટો) બાપનું નામ અને દબદબો તજી દે તો તું તેને પારકો ગણજે પણ દીકરો કરીને ના બોલાવતો. અગરજો એક ચેલો (ઉસતાદની) રીતી ભુલી જાય તો તે જમાનાથી દુખ ખમે તો તે વાજબી છે. આ જુની દુન્યાની રસમ એવીજ રીતની છે. તેના થડમાંથી નીકળતી શરૂઆત તું જોઇ શકશે નહી. અગરજો કોઇ તેની ભુંડી રસમોથી પાછો ફરે છે (યાને સુધરી જાય છે) તો તે દુન્યામાં વધુવાર રેહેવા પણ ચાહાતો નથી.

જ્યારે કાઉસે[2] બાપનું તખત લિધું ત્યારે તમામ જેહાન તેની ફરમાનબરદાર બની. તેણે હરેક તરેહનો ખજાનો એકઠો કરી

---

૧ બુનદેહેશમાં કએ કાઉશને ૧૫૦ વર્ષ આ મુજબ રાજ્ય કરતો જણાવ્યો છે:—કઅ કાઉસ આસમાન ઉપર ગયો ત્યાં સુધીના ૭૫ વર્ષ અને ત્યાર પછીના બીજા ૭૫ વર્ષ મલીને તેણે ૧૫૦ વર્ષ રાજ્ય કીધું હતું.

૨ 'કએ કાઉસ' ને અવસ્તામાં 'કવી ઉસધન' કહ્યો છે, અને પેહેલવીમાં કએ કાઉસ કહ્યો છે.

મુકેલો જોયો અને તમામ દુન્યાને પોતાની આગળ એક ગોલામ માફકની જોઇ. તખતો, સાંકલીઓ, કાનના લુલકો, પોખરાજ, જડી લીધેલાં સુનાના તાજો અને લટકતી ચાલવાલા અરબી ઘોડાઓ ધરાવવામાં તેણે જેહાનની અંદર કોઇ પણ જોડીઓ જોયો નહી. એવું બન્યું કે એક દિવસે જ્યારે સુનેરી સંગારવાલા બાગની અંદર તે જેહાનનો માલેક કાઉસ ખુશ લેહેજટનો દારૂ પીતો બીલોરી પૈયાના એક સુનેરી તખતની ઉપર બેઠો હતો અને તે પાદશાહ જે ઇરાનના પેહેલવાનો તેની આગળ બેઠા હતા તેઓની સાથે દુર બાબદો વિષે લાંબી ટુકી વાત કરતો હતો ત્યારે તે એમ બોલ્યો કે "દુન્યામાં મારીથી ચઢતો તખતને લાયકનો બીજો પાદશાહ કોણ છે? મનેજ દુન્યામાં મોટાઇ ઘટે છે અને મારા જેવો ઇનશાફ બીજો કોઇ કરી શકનાર નથી." તે પાદશાહ દારૂ પીતાં એ પ્રમાણે બોલ્યો તેથી બીજા સરદારો અને વડાઓ અચરત થયા. તેટલામાં એક દેવ રામશગરના કપડાં પેહેરીને ત્યાં આવ્યો અને શાહની આગળ હાજર થવા માંગ્યું. તેણીએ તે દરબાનને કહ્યું કે "માજનદરાન[1] શેહેરમાં ખુશ ગાનારીઓની વચે હું એક સૌથી સરસ રામશગર છું. અગરજો પાદશાહની ખીદમત કરવાને હું લાયક જણાતી હોઉં તો તેના તખત આગળ જવાને માટે તું મારો રસ્તો ખુલ્લો કર." આથી તે દરબાનોનો વડો પરદાની પછવાડે પાદશાહ આગળ ભપકા

---

૧ 'માજનદરાન'ને અવસ્તામાં 'માજન્ય' અને પેહેલવીમાં 'માજનદર' યા 'માજનદરાન' કહ્યું છે. એ મુલક ગીલાનની ઉતરે કેસ્પીયન સમુદ્રની નજદિકમાં આવેલો છે. અવસ્તા જમાનામાં એ મુલકના લોકો ઇરાનીઓને ઘણું દુઃખ આપનારા ગણાતા હતા. તેથી ત્યાંનાં લોકોને અવસ્તામાં દેવોને નામે ઓલખેલા છે. પાદશાહ હોસંગે (આવાં, ગોશ અને અશીસવંઘ યસ્ત મુજબ) પેહેલવેહેલો એ શેહેર ઉપર હુમલો કરી ત્યાંનાં બેત્રત્યાંશ ભાગ દેવોને મારી નાંખ્યા હતા. એ મુલક પાહાડોની વચે આવેલો હોવાથી ત્યાં હુમલો લેઇ જનારને ઘણી સખતી વેઠવી પડતી હતી તેથી તે નહી છતાય એવો મુલક ગણાતો હતો. એ મુલકની આબોહવાનું બયાન જે રામશગર કાઉસની હજુરમાં ગાય છે તે બયાનમાં સરાહગાત જેવું કાંઇ નથી. આજના મુસાફરો પણ એ મુલકની આબોહવાની એકે અવાજે તારીફ ગાય છે.

સાથે ચાલીને ગયો અને તેને કહયું કે "દરવાજા આગળ એક મોરચંગ સાથની રામશગર આવી છે જે ખુશ સરોડે ગાનારી રામશગર ગણાય છે. તેણી આએ તારા તખત આગળ હાજર થવાને માગે છે. માટે ઓ નામવર પાદશાહ! તું શું હોકમ આપે છે?" પછી તે દરબાન તેની ફરમાશથી તેણીની આગળ પાછો ફર્યો અને તેણીને પાદશાહના ગવૈયાઓની ટોલી વચે લાવીને બેસાડી. પછી જેમ ઘટતું હતું તેમ તેણીએ મોરચંગ વજાડવાની તૈયારી કીધી અને તે પાદશાહની આગળ માજનદરાની જબાંનમાં એક ગાયણ શરૂ કીધું કે "હમારૂં માંજનદરાન શેહેર પ્રખ્યાત રેહેજો અને ત્યાંની જમીન અને ખેતરો હંમેશાં આબાદ રેહેજો. ત્યાંની વારીઓ હમેશાં ફુલોવાલી હોય છે અને પાહાડો ઉપર પણ ગુલલાલા અને સમબુલ ફુલ ઉગે છે. ત્યાંની હવા સારી અને માફકસરની છે અને જમીન લીલોતરીવાલી હોય છે. ત્યાં નહી શોયાલો કે હુનાલો હોય છે પણ હમેશાં વશંત રૂતુજ રહે છે. ત્યાંના બાગોની અંદર બુલબુલો ગાતાં ફરે છે અને પાહાડોની કઠનમાં હરનો કુદતાં ફરે છે. ઝરાઓ ચાલુ આસાયશ લીધા વગર વેહેતા રહે છે અને દરેક જગ્યાએ આંખુ વર્ષ સુધી લીલોતરી અને ખુશબો રહે છે. તું કેહેશે કે ત્યાંના ઝરાઓમાં જાણે ગોલાબજલજ હોય છે કે જેના સોડમથી આત્મા ખુશ થાય છે. દેહ, બહમન, આદર અને ફરવરદીન મહીનાની (શોયાલાની મોસમ) માં પણ તું ત્યાંની જમીનને હમેશાં લાલ ફુલોથી ભરાયલી જોશે. તમામ વર્ષ નદી કીનારાઓ (ખીલેલાં ફુલોથી) હસી રહે છે તથા શેકારી અને સકરાઓ ત્યાંની દરેક જગ્યામાં (શેકાર કરવામાં) મશગુલ રહે છે. ત્યાંનો તમામ મુલક રેશમી કાપડ, દીનાર અને માલમતાથી સંગાર પામેલો રહે છે. ત્યાં સુનેરી તાજવાલી પુટલી જેવી ખુબસુરત ઓરતો અને સુનેરી કંમરબંધવાલા નામદારો રહે છે. જે કોઈનો મુલક અંદર ખાનેથી આબાદ નહી હોય તેનું દિલ તેની ખાહેશ મુજબનું નહી હોય અને તેનો જીવ ખુસાલ નહી હોય."

જ્યારે કાઉસે તેણીથી એ પ્રમાણેની વાત સમજી ત્યારે તેને નવેસરથી વિચાર પેદા થયો. તેણે પોતાનાં દિલને લડાઈ કરવાને

માટે અંદર ખાનેથી મજબુત કીધું કે માજંનદરાન તરફ લશકર લેઇ જવું. તેથી તેણે લડાઇ ખાતાંનાં નામદારોને આ પ્રમાણે કહ્યું કે "આપણે તો એકદમ ખુસી ભરેલી મીજલસો કરવા ઉપર દિલ બાંધ્યું છે. અગરજો એક બાધુર શખ્સ આલસાઇનો ધંધો પકડે તો ઉતમ ટક મેલવવાને વખતે પણ તે આલસાઇ કરવાથી પાછો ફરે નહી. જયાં આલસાઇ હોય છે ત્યાં બુરૂં નસીબ પણ હોય છે અને આલસુ માણસ ઉપર હમેશાં દુખ અને સંકટ પડે છે.[૧] અગરજો એક જવાન બુરૂં દિલ (યાને કીનો કપટ) રાખવાનો ધંધો પકડે તો તે નીચ શરીરનો અને બુરા આત્માનો બને છે. તખત, ભપકો અને બુન્યાદ ધરાવવામાં હું જમશેદ, ઝોહાક અને કેકોબાદથી પણ વધારે ચઢતો છું. તેટલા માટે મને હુનરમાં પણ તેઓના કરતાં ચઢીયાતું થવું જોઇએ, તથા દુન્યાનો સોધનાર બનીને તાજવરોનો સરદાર બનવું જોઇએ. તેથી તમામ માજનદરાનને ભારી ગુરજથી જીતવાને માટે મને ત્યાં લશકર લેઇ જવું પડશે." જયારે બુજેર્ગોએ પોતાના કાનોથી એવી વાત સમજી ત્યારે તેઓમાંના કોઇએ આ વિચારને મુબારક (યાને પસંદ કરવા જોગ) જોયો નહી. સઘલાઓ ફીક્કા મારી ગયા અને તેઓના ચેહેરા દલગીર બન્યા. દેવો સાથે લડાઇ કરવાની કોઇએ પણ ખાહેશ દેખાડી નહી અને કોઇપણ સીદ્ધો જવાબ આપી શકયું નહી. તેઓના દિલ ગમગીન બન્યાં અને તેઓના હોટ-માંથી સરદ હાએ નિકલી. શું તુસ અને ગોદરેજે કે કેશવાદ અને ગેવે તથા ખરરાદ અને ગુરગીને કે બેહેરામ પેહેલવાને એક અવાજે કહ્યું કે "હમો તારા ચાકરો છીએ, અને હમે તારા હોકમ શિવાય ધરતી ઉપર ચાલી શકતા નથી." ત્યાબાદ તેઓએ એક મીજલશ ભરી અને ત્યાં તેઓએ તે પાદશાહના કેહેવા ઉપર દિલ ખલી કીધાં (યાને સર્વેએ પોતાના વિચારો જણાવ્યા.) તેઓ મીજલસમાં બેસી એક બીજાને કેહેવા લાગ્યા કે "આપણે નસીબે આપણી ઉપર આએ શું આવી પડયું છે? આએ વાત કે જે પાદશાહ બોલ્યો છે તે દારૂ પીતાં (દારૂની બાહારમાં) બોલ્યો છે, તો પણ તે ઢંકાઇ જવાની નથી

૧ લખેલી નકલમાં એ બેત વધુ છે.

(યાને કદાચને પાદશાહ યાદ રાખશે.) તે આપણો અને ઇરાનનો નાશ કરશે અને આ જમીન ઉપરનું પાણી અને માતી[1] પણ રેહવા દેશે નહી. કારણ કે જમશીદ કે જે તાજ અને વીતી (સતા) ધરાવતો હતો અને જેના ફરમાન હેઠેલ દેવો, પક્ષીઓ અને પરીઓ હતાં તેણે પણ માજનદરાન (જીતવા) નો વિચાર કદી પણ કીધો હતો નહી અને (ઇરાનના) બાહદુરો તથા (માંજનદરાનના) દેવો વચે લડાઇ કરાવવાનુ સોદ્યું હતું નહી. દાનાઇથી ભરેલા અને તલેસમાત વાલા ફરીદુને પણ પોતાની ખાહેશને રસ્તો દેખાડયો હતો નહી. અગરજો બાહદુરી, નામવરી, ખજાનો અને જવેહરાતથી એ રસ્તો જીતાતો હતે તો મીનોચેહેરે પેહલે એ કામમાં હાથ લંબાવ્યો હતે, અને એ કામની અંદર પોતાની કીંમતને હલકી પડવા દિધી હતે નહી. માટે આપણને હાલ્લે એ કામમાં હાથ લંબાવવો જોઇએ અને છુપી રીતે એક નવી યુક્તિ કરવી જોઇએ. એ કામમાં એક ઉપાય દેખાડવો જોઇએ કે જેથી ઇરાન જમીન ઉપરની આએ (આવી પડેલી) બુરાઇનો નાશ થાય." પછી તુસે મોટી પડવી ધરાવનારા શખ્સોને આ પ્રમાણે કહયું કે "ઓ લડાઇનો અનુભવ મેલવેલા સરદારો! આએ કાવતરાંનો ઉપાય હમણા એકજ છે અને તે આપણે કરીએ, કારણ કે એ કામ કાંઇ બીકત નથી. આપણે એક જડપ ચાલના ઉંટ સવારને સામના જાલની આગળ મોકલ્યે અને તેને એવો પેગામ પોહોંચાડીએ કે 'અગરજો તારાં માથાં ઉપર ધુલ ભરાઇ હોય તો તે પણ ધોવાને તું હમણા શોભતો ના. પણ તારાં મગજને તેજીવાલું બનાવીને તારો ચેહેરો હમુને દેખાડ (યાને તું હમારી તરફ આવ.) અને આએ બુરાં કામના નવેસરથી નખાયલા પાયાને માટે તું કએકાઉસ પાદશાહને કાંઇ સમજાવ. કારણ કે તેના (આવાં કામ) થી છેલ્લે પશેમાની ઉપજશે માટે કાંઇબી કરીને હાલે

---

[1] અત્રે પણ પાણી અને માટીનો અર્થ હુટાપણું થઇ શકે છે તેથી એ બેટનો અર્થ એમ પણ થઇ શકે કે "આએ જમીન ઉપરનુ છુટાપણું હવે રેહેશે નહી" યાને કે માજનદરાનીઓ આપણા પાદશાહ પાસેથી પાણી અને માતી (યાને તાબેહારી) માંગશે.

તે કામથી તેનો ચેહેરો ફેરવવો (યાને વાલવો) જોઇએ. તુંજ તે મોટા પાદશાહના દિલ ઉપર શિખામણના શબ્દોથી અસર કરી શકે એમ બનવા જોગ છે. તેને તું કેહેજે કે એમ કરવા તુંને હારેમને ઉશકેરીઓ છે. (પણ) દેવનું બારણું કદી પણ ઉગાડવું જોઇએ નહી. એવુ બને કે જાલજ તેને એ પ્રમાણે કહી પાછો ફેરવશે, નહી તો કે આપણી ચઢતી પડતીનો છેડો આવશે."

આથી તમામ પેહેલવાનો એજ વિચારને મલતા થયા કે જાલજ એ કામને રાહ ઉપર લાવી શકશે. તેથી તેઓએ એ બાબદ ઉપર તરેહ તરેહની વાતો કીધી અને પછી જડપ ચાલના ઉંટ સ્વાને ત્યાંથી (જાલ તરફ) રવાના કરવામાં આવ્યો. તે ખેપીઓ નીમરોજ (સીસ્તાન) પુગ્યો ત્યાં સુધી દોડયા કીધો અને જ્યારે તે જેહાનને દિપાવનારા જાલની આગળ આવી પુગ્યો ત્યારે તેણે તેને તે નામદારોનો પેગામ આવી રીતે પોહોચાડીઓ કે "સામના કુલવંત અને નામચા બેટા! હાલે એવું એક અજબ જેવું કામ આવી પડયું છે કે તેની હદ દાનાઈથી વિચારી શકાતી નથી. અગરજો એ કામમાં તું કંમર નહી બાંધશે તો અંહીઆ (યાને ઇરાન અને જાબુલસ્તાનમાં) કોઇ માણસ કે જમીન કે ફળફુલ રેહેશે નહી. પાદશાહના દિલમાં એક (ઉંધો) વિચાર ઉત્તપન થયો છે અને હારેમને તેના દિલને સીધા રસ્તા ઉપરથી ફેરવી નાખ્યું છે. પોતાના આગળ થઇ ગયલા ન્યાગાનોએ ખેચેલાં સંકટ ઉપર તે એકમત થવાને ચાહાતો નથી અને તે આશાયશવાલાં ખુણાને છોડી દેવા માંગે છે અને તે માજનદરાનનું તખત લેવા ચાહે છે. અગરજો તું ત્યાં (ઇરાનમાં) આવવાને માટે કાંઇ બાહાણું કાઢશે તો પાદશાહ જલદીથી પડતી દશામાં આવી પડશે, તથા સરૂઆતમાં તેં કેકોબાદને માટે જે સઘલી મેહેનત વેઠી હતી તે સઘલી બરબાદ જશે. ધરાઇને દુધ નહી પીધેલા (બાળક) રૂસતમની સાથે બાધુર શીંહની માફક તેં (તુરાનીઓની સામે) કંમર બાંધી હતી. હાલે એ કાઉસની આગળ એ સઘલું બરબાદ થયું છે. તેણે હાલે પોતાના જીવને બુરા વિચાર ઉપર ફેરવ્યો છે." જ્યારે દસ્તાને આએ વાત સાંભલી ત્યારે

તે ઘણો ગુસ્સે થયો (અને બોલ્યો) કે "કેઆની દરખતના પાદડાં મને કરમાઇ જતાં લાગે છે." તે વળી બોલ્યો કે "કાઉસ પોતાનાજ વિચાર પ્રમાણે ચાલનારો શખ્સ છે. જેહાનની લીલી સુકીનો તેને અનુભવ નથી અને તેથી તે અનુભવીઓની વાતો ઉપર ધ્યાન આપતો નથી અને પોતાની અક્કલથીજ અંધારામાં કુડકો મારે છે. જે કોઇ દુન્યાની અંદર જુના વખતના (બુઢા) હોય છે અને જેની ઉપરથી સુર્ય ચંદ્રનાં વર્ષો પસાર થયાં હોય છે તેઓ તથા સર્વે બુધાઓ તથા જવાનો પણ તેની તલવારની ધાસ્તીથી જેહાનની અંદર ધ્રુજે છે, તો તે મારા કેહેવા પ્રમાણે પણ નહી ચાલે તો અચરતી ભર્યું નથી. જો તે મારી શિખામણ પણ નહી સાંભલશે તો મને દલગીરી લાગશે. જો હું એ મેહેનત ઉઠાવી મારાં દિલને મુસાફરીનું દુઃખ નહી દેખાડું અને પાદશાહને માટેનો વિચાર કરવાથી મારા દિલને તોડી નાખું (યાને પાદશાહનો વિચાર નહી કરૂ) તો જેહાનનો પેદા કરનાર મારી એ રીત પસંદ કરશે નહી. તેથી હું જવશ અને જે શિખામણ દેવી મને સુજશે તે હું તેને દેવશ. અગરજો પાદશાહ મુજથી તે શીખામણ કબુલ રાખશે તો તેનેજ ફાયદો થશે અને જો તે ગુસ્સે થશે તો તેનો (માજનદરાન ઉપર લડાઇ કરવાનો) રસ્તો ખુલ્લો છે. તેહેમતન (શેહેરની પાસબાની અર્થે) લશકરની સાથે અહુયાંજ રેહેશે." પછી તેણે તે લાંબી આખી રાત વિચાર વચે કાઢી અને જ્યારે સુરજે પોતાના કીરણનું તાજ ઉંચાઇએથી દેખાડયું ત્યારે તેણે પોતાની કંમર બાંધી અને પાદશાહની તરફ જવાનો (ઇરાન તરફનો) રસ્તો ધર્યો. એ મુશાફરી અંદર તેની સાથે બુજોર્ગો પણ સાથી બન્યા.

જ્યારે એ ખબર તુસ, ગોદરેજ, ગેવ, બેહેરામ, ગુરગીન અને બીજા બાધુર પેહેલવાનોને થઇ કે દસ્તાન ઇરાન આગળ આવી પોહોંચ્યો છે અને તેનો મુબારક વાવતો (દુરથી) દેખાવા લાગ્યો છે ત્યારે તે લશકરના સરદારો તથા જે સરદારો પેહેલવાની કોલાહ પેહેરતા હતા તે સઘલાઓ તેને લેવાને ગયા. જ્યારે સામનો દસ્તાન તેઓની લગભગ નજદિક આવી પોહોંચ્યો ત્યારે તે સઘલાઓ

તુરત ઘોડા ઉપરથી નિચે ઉતર્યો. સર્વે સરદારોએ તેના ઉપર દુવા કીધી અને તેઓ તેની સાથે પાદશાહની દરબાર તરફ ચાલવા લાગ્યા. તુસે તેને કહ્યું કે "ઓ નામવર પેહેલવાન! તુંને આવી લાંબી મુસાફરીની સખતી ખેંચવી પડી છે ઇરાન જમીનના સરદારોને માટે તેં નચિંતાઇ ભોગવવાના કરતાં મેહેનત ખેંચવાનું ઉત્તમ ગણ્યું છે. હમો સઘલાઓ તારૂં ભલું ઇચ્છનારા છીએ અને તારાં તાજના દમામની વખાનના ગાણારા છીએ." જાલે તે નામદારોને એ પ્રમાણે જવાબ દિધો કે "જે કોઇ વર્ષે ઘસાતો જતો હોય તેને બુઢાઓની સઘલી શિખામણો યાદ આવે છે અને ફરતો જમાનો પણ ત્યારેજ તેને મદદ આપે છે. તેથી જો હું તેને શિખામણ દેવાથી અટકું તો તે મને ઘટતું નથી કારણ કે તે પોતે આપણી શિખામણને માટે ગરજ વગરનો નથી (યાને તેને શિખામણ ઘટે છે). અગરજો તે પોતાના મગજને આપણી શિખામણો અને નશીયત સમજવાથી ફેરવશે તો તે પોતાની આગળ પસતાવા અને દુખને જોશે" તેઓએ જાલને એક અવાજે કહ્યું કે "હમો પણ તુંને મલતા છીએ. જો તે તારી શિખામણોથી ફરશે તો હમો બીજા કોઇની શિખામણ સાંભલવાના નથી." પછી તે સઘલાઓ પાદશાહની આગળ ગયા અને તે નામદારના તાજ અને તખતની હજુરમાં આવી લાગ્યા. જાલેજર પેહેલાં અંદર દાખલ થયો અને તેની પુઠે સુનેરી કંમરબંધવાલા બુજોર્ગો પણ દાખલ થયા. જ્યારે સામના દસ્તાને કાઉસને પોતાની ભલી મુરાદ મુજબ તખતે બેઠેલો જોયો, ત્યારે તું કેહેશે કે જાણે મીનોચેહેરજ ત્યાં પાછો આવ્યો છે અને તાજની નિચે મોટાઇ પાંમ્યો છે. જાલ અદબવાલીને અને માંથુ નિચું નમાવીને એ ધપે તે પાદશાહની બેસવાની જગ્યા સુધી ગયો અને ત્યાર પછી જેમ તે નામદારને ઘટતું હતું તેમ તેણે તે પાદશાહની તારીફ કીધી. તે આ પ્રમાણે બોલ્યો કે "ઓ દુન્યાના માલેક! અને બુજોર્ગોની વચે નામદારી ધરાવનારા ઓ બુલંદ દરજાના શખ્સ! કોઇએબી તારા જેવું તખત જોયું નથી અને તારા જેવાં તાજ વિષે પણ સાંભલ્યું નથી. ફરતા આસમાને પણ તારાં જેવાં નસીબની વાત સમજી નથી.

મોટાઈના તખત અને તાજને તું લાયક છે. જેહાનની અંદર તારા જેવો કોઇ પણ થયો નથી અને થશે પણ નહી. તારી સઘલી ઉમર ફતેહ અને ખુશાલી ભરેલી બનજો. તારૂં દિલ દાનાઇથી ભરેલું અને માથું ઇનશાફથી ભરેલું રેહેજો." તે નામીચા કેકાઉસ પાદશાહે તેને માનથી નવાજેશ કીધી અને પોતાની પાસે તેને તખત ઉપર બેસાડયો. પછી તેણે તેને લાંબી મુસાફરીની હાડમારીઓ વિષેની તથા પેહેલવાનો અને બહાદુર રૂસતમ વિષેની ખબરો પુછી.

## જાલે કાઉસને માજનદરાન નહી જવા બાએ શિખામણો દિધી અને તેણે કબુલ નહી કીધી તે વિષે.

પછી જાલેજરે તે પાદશાહને એ પ્રમાણે કહયું કે "ઓ ફતેમંદ પાદશાહ! તું ખુશી સાથે જીવજે. તારૂં માથું મોટાઇ પામેલું અને તારો જીવ તથા શરીર તંદરોસ્તી સાથે રેહેજો. તારો કેઆની કંમરબંધ કદી પણ ઘીલો થતો ના. તારાં નસીબથીજ સઘલા લોકો ખુશાલ અને ખીલતા રહે છે અને તારાં રાજ્યની બરકતથી તેઓ પોતાના સરને મોટાઇએ ચઢાવે છે." ત્યાર પછી તે જાલે એક દાસ્તાન કેહેવું શરૂં કીધું અને ઘટતા શબ્દો સાથ બોલવા લાગ્યો કે "ઓ જેહાનના પાદશાહ! મોટાઇના તખત અને તાજને તું લાયક છે. તું ફરીદુન પાદશાહની યાદગારીનો રાખનાર છે. માટે જમાનાની તારી ઉપરની મેહેરબાની ઓછી થતી ના. મેં એક ઘણી અગત્યની નવી વાત સમજી છે કે તું પાદશાહ માજનદરાન (જીતવા)નો વિચાર ધરાવે છે. ઓ નામવર પાદશાહ! તું મારી આએ વાત સમજ અને આ દુવાગોની શિખામણ શિખ કારણ કે દાનાઇથીજ ભલાઇ અને મોટાઇ મલે છે, તથા દાનાઇથીજ વધારો અને સરસાઇ મલે છે. અક્કલમંદ અને ભલી મનશાનીનો જવાન દુન્યાની અંદર કોઇનો પણ ઠપકો સમજતો નથી. તે પોતાની ભલી ચાલચલનથી તમામ જીંદગી સુધી ખુશાલ રહે છે, અને તે દાનાવ માણસોને પસંદ પડતો રહે છે. તેવા માણસને પોતાની કરણીને માટે પેલી દુન્યામાં પાક યજદાંની હજુરમાં કસી ફીકર ચિંતા

શીખવી પડતી નથી. અગરજો એક માણસ નમનતાઈવાલું માથું નહી ધરાવે તો તણે નમનતાઈ વગરના શખસોની સાથે રહવું જોઇએ. નમનતાઇ અને બોજવાલો ફ્તેહમંદ દાનાવ પોતાના ભલાં અને ભુડાં કામનો વિચાર કરવાને થોભે છે, અને તે પોતાની હુશીયારી, ધીરજ, અક્કલ અને વિચારથી આએ જમીન અને જમાનાને પોતાના પગ નિચે (તાબામાં) લાવે છે. હું તુંને એક બીજી શિખામણ દેઉ છું અને તેથી હું તારાં દિલનો કાલાશ ધોઇ નાંખવાં માંગુ છું. તારી જે ભલાઇઓ અને ખુશાલી ભરેલી ખાહેશો હોય તે પાર પડજો અને આ દુન્યામાં તારાં નેકનામી ભર્યાં નામનો ફેલાવો થજો. તું જાણે છે કે તારો વડવો જમશીદ હતો કે જેનું તાજ પ્રકાશતા સુરજની માફકનું હતું. તમામ દેવો અને ફાડી ખાનારાં જાણવરો તેના હોકમ હેઠળ રેહેતાં હતાં અને તમામ જેહાન તેની તાબેદારી કરતી હતી. તણે પણ એ (મજનદરાન જીતવાના) કામની અંદર પોતાના મગજને (વિચારથી) ભારી બનાવ્યું હતું નહી અને તેના દિલમાં માજનદરાન વિષેની યાદ હતી નહી. ફરેદુન કે જેણે પોતે જે હાકના તખતનો નાશ કીધો હતો તેણે પણ એટલું બધું (માજન-દરાનનું ભારી) કામ યાદ કીધું હતું નહી. તારી આગળના થઇ ગયલા પાદશાહોએ પણ હરગેજ એ માર્ગ ધર્યો હતો નહી. મારાં માથા ઉપરથી આટલો બધો વખત પસાર થયો છે અને આસમાન આએ જમીન ઉપરથી આટલું બધું ફરી રહયું છે. તેઓ આ દુન્યામાંથી ગુજરી ગયા અને અત્રે પુશકલ ખજાના અને મોહેલો રાખી ગયા છે. વળી તુર, નોજર અને કએ કેઆબાદ કે જેઓને આપણે હાલે યાદ કરીએ છીએ, તેઓ કેવી મોટી પડવી ધરાવતા હતા, તેઓએ પણ પોતાની પાસે ભારી ગુરજવાલું લડનારૂં લશકર ધરાવવા છતાં માજ-નદરાનનો ખ્યાલ કીધો હતો નહી, કારણ કે ત્યાં દેવો અને જાદુગરના રેહેઠાણો છે. તમાં તલેશમો છે તથા જાદુનાં જાલો પાંઠરેલી છે. તે સઘલું શમશેરથી ભાંજી શકાતું નથી અને ખજાના અને અક્કલથી હાથ કરી શકાતું નથી. તે (પાંઠરેલી) જાલોને કોઇ પણ રીતે ખોલી શકાતી નથી માટે તું તારાં માણસોનો, ખજાનાનો અને પૈસાનો નાસ

ના કર. કોઇ પણ ત્યાં જવાનું મુબારક ગણતું નથી, તેમજ અત્રેથી ત્યાં જવા થકી કોઈ પણ ભલું મત ઓચારતું નથી તું એ પણ તે તરફ લશકરને લેઈ જવું જોઇએ નહી, કારણ કે આગળના પાદશાહો-માંથી કોઇએ પણ એ વિચારને મુબારક જોયો હુતો નહી. જો કે આવા નામદારો તારી આગલ ચાકર છે અને તારા જેવા જેહાનનો ઇનશાફ કરનારના બંદાઓ છે તો શું થયું? માટે મોટાઇ મેલવવાને ખાતર તું આવા નામદારોના સરનું લોહી રેડી એવું ઝ ડ ના રોપ કે જેનું વધવું અને તેના ફળ હયાનત સાથના હોય. તેવું કામ આગલા પાદશાહોના રીવાજ મુજબનું નહી ગણાશે."

ત્યારે કાઉસે તેને પ જો એવો જવાબ દિધો કે "તારી સલાહની મને કાંઇ જરૂર નહી હોય એમ નથી. તોપણ મારી પાસે ફરીદુન અને જમશેદના કરતાં વધારે હીંમત. મોટાઈ અને પૈસા છે. વળી મીનોચેહૃર અને કએ કોબાદ કે જેઓએ માજ઼ન્દરાનને યાદ કીધું હતું નહી તેઓના કરતાં મારૂ લશકર, મારી હીંમત અને મારો ખજાનો વધારે છે. તમામ જેહાન મારી તિક્ષણ તલવારની હેઠેલ છે. જ્યારે તે તલવાર ઉડાવવામાં આવે છે તોજ જેહાન (આપણે માટે) ખુલ્લી બને છે. ત્યારે શા માટે જેહાનને તે લોઢાંથી (યાને તલવારથી) છુપી રાખીએ? હું ત્યાં જવશ અને તેઓને ઓચિંતા મ રા ફાંડામાં લાવશ, તથા ત્યાં તલવારની રીતી વાપરી હું ત્યાં નામદારી મેલવશ. જો મારીથી બનશે તો માંજન્દરાંનમાં હું એક પણ શખ્સને જીવતો રાખશ નહી. નહી તો કે હું તેઓ ઉપર ભારે કર અને ચેહડાઈ નાંખશ. મારી નજરમાં ત્યાંની દેવોની રૈયત કે તેઓનું જાદુ તમામ તુચ્છ એ. તારે કાને આવી ખબર પોતાની મેલે આવશે કે દુન્યા તે દેવોથી ખાલી થઇ છે. તોપણ એ ખાહેશને પુગી વલવાને માટે મને ઘણી એક મેહેનત ખેંચવી પડશે. હાલે તું રૂસ્તમની સાથે જેહાનને તપાસનાર બનજે અને જાગ઼ની સાથે ઇરાનની સંભાલ કરજે. દુન્યાને પેદા કરન ર સાહેબ મારો મદદગાર છે અને તેથી નર દેવોનાં માંથા મારો શેકાર બનગે હવે એ લડાઇમાં જો તું મારો મદદગાર થવા નહી માંગતો હોય તો એ કામમાં

ઢીલ નાખવાને પણ તું મને ફરમાવ ના." જ્યારે જાલે પાદશાહથી એવી વાત સમજી ત્યારે તેણે શરૂઆતથી તે આખેર સુધીનો કાંઇ-પણ જવાબ જોયો નહી. તેણે તેને કહયું કે "તું હમારો પાદશાહ છે અને હમો તારા બંદા છીએ. હમારાં દિલની લાગણીનેજ લિધે હમોએ એ વાત કીધી છે. અગરજો તારૂં બોલવું ઇનશાફ સાથનું હોય યા જુલમાત ભરેલું હોય તો પણ હમુને તો તારા વિચાર પ્રમાણેનાંજ પગલાં ભરવાં જોઇએ અને દમ લેવો જોઇએ. જે વિચાર મને સુજ પડયા તેથી મેં મારૂં દિલ ખાલી કીધું છે તથા જે કાંઇ વાત હું જાણતો હતો તે મેં તુંને કહી છે. મોતને જોર જુલમે શરીરથી દુર કરી શકાતું નથી અને જમાનાની આંખને કાંઇ સોયથી સીવી શકાતી નથી. વળી દુરી કરવાથી પણ કોઇ પોતાની ખાહેશ હાંસલ કરી શકતો નથી. માટે એ ત્રણથી (મોતથી, જમાનાની આંખથી અને દુરી પકડવાથી) તું જેહાનને સોધનાર પાદશાહ પનાહ મેલવી શકશે નહી. રોશન દુન્યા તુંને મુબારક થજો. પણ કહાયને તુંને પાછલ મારી શિખામણ યાદ આવશે. તારા કીધેલાંને માટે તું કદીપણ પસેમાન બનતો ના. તારી સાથે તારૂં દિલ, તારો ધર્મ અને તારી રીતી રોશણ રેહેજો. તુંને ઘટે છે કે તું પાદશાહ મારા એ કેહેવાને માટે ગુસ્સો નહી કરશે કારણ કે એ વાત મેં ભલું ઇચ્છવાને માટે કીધી છે. પછી તુરતજ જાલે (તેનાથી છુટો પડતાં) પાદશાહને સફલ સફર ઇચ્છી. જતાં જતાં તેનું દિલ ગમથી ભરપુર થયું હતું. પછી તે કાઉસ પાદશાહની આગળથી બાહાર પડયો. (ગમને લિધે) તેની નજરમાં સુરજ તથા ચંદ્ર કાલા બન્યા હતા. બીજા મોટા પેહેલવાનો જેવા કે તુસ, ગોદરેજ, બેહેરામ, ગેવ વિગેરે તેની પુઠે (તેને વલાવવાને) ગયા. તે વખતે ગેવે જાલને કહયું કે "હુ ખોદાથી ઇચ્છું છું કે તે સાહેબ હમારો ભેરુયો થાય. જે કોઇ કાઉસનો મદદગાર નહી બને તેને હું કસી ગણત્રીમાં ગણું નહીં. લોભ, મોત અને ગરજ તારાથી દુર રેહેજો તથા તારી ઉપર કોઇ પણ દુશમન ફાવતો ના. જ્યાં પણ હમો આવ્યે અને જઇએ ત્યાં તારો વખાણ શિવાય હમો બીજી કાંઇ વાત સમજીએ નહી.

જેહાનને પૈદા કરનાર પરવરદેગાર પછી ઇરાન જમીન તારી ઉપર ઉમેદ બાંધે છે. તેં (ઇરાનના) પેહેલવાનોને માટે આવી રંજ ઉઠાવી લિધી છે અને (સીસ્તાનવેરથી) આવો બીકટ રસ્તો પસાર કરી અત્રે આવ્યો છે. હવે હમારો ઇલાજ માત્ર એજ છે કે તું પેહેલવાન શિવાય હમારો બીજો કોઇ પાદશાહ નથી.” દસ્તાને એવો જવાબ દિધો કે “દાનાવ (યાને ખોદા) એકજ છે અને તકદીર આગળ કાંઇબી તદબીર ચાલી શક્તી નથી. પાદશાહ (કાઉસ)નાજ હોકમ ઉપર તમો ધ્યાન આપજો અને આએ લડાઇના મેદાનમાંથી એક પણુ જણુ પોતાના ચેહેરાને નાફરમાનીથી પછો ફેરવનો ના. તે વગર ગરજના પરવરદેગારથી હું એવી ઉમેદ રાખું છું કે (તે લડાઇમાંથી) તમો સઘલાઓને ખુશી સાથે પાછા ફરેલા જોઉ.” એટલું કહીને તેણે તેઓને બગલગીરી કીધી અને તેણે સીસ્તાનના રસ્તા તરફ જવાની તૈયારી કીધી. જેવો તે પેહેલવાન જાલ તે શેહેરમાંથી ગયો કે દરપલે લશકર (લડાઇની) દોડધામમાં પડયું.

## કાઉસ માજનદરાન ગયો તે વિષે.

પછી પાદશાહ કાઉસે તુસ અને ગોદરેજને લશકર લેઇને બાહાર પડવાને ફરમાવ્યું. જ્યારે રાત પસાર થઇ અને દિવસ ઉગ્યો ત્યારે પાદશાહના પેહેલવાનોએ માંજનદરાંન તરફનો રસ્તો લિધો. તે પાદશાહે ઇરાન જમીનના ખજાનાની કુંચી, તાજ તથા વીંટી મીલાદને[૧] સોંફી. તેણે તેને કહયું કે “અગરજો કોઇ દુશમન અહીં આવે તો (લડવાને માટે) તુંને કીનામાં તલવાર ખેંચવી પડશે. કાંઇ પણુ બદી આવી પડે ત્યારે જાલ અને રૂસતમની તું મદદ લેજે કે જેઓ લશકરને ટેકા તરીકે છે અને તખ્તને દિપાવનારા છે.” બીજે દિવસે ઢોલના સાદ નિકલ્યા અને ગોદરેજ તથા તુસે લશકરને કુચ કરાવી. લશકરને દિપાવનાર કાઉસે જઇને અસપરૂજનાર[૨] પાહાડ આગળ મુકામ કીધું. જે બાજુએ સુર્ય અસ્ત પાંમે

---

૧ ‘મીલાદ’ એ શાહનામાના પ્રખ્યાત અને રમુજી ગુરગીનના બાપનું નામ છે.

૨ ‘અસપરૂજ’ એ માંજનદરાન તરફના એક પાહાડનું નામ છે.

છે તે જગ્યાએ (યાને પશ્ચિમ તરફના મુલકમાં) તેણે આરામ લેવાની અને સુવાની જગ્યા કીધી. તે ખુશ ખવાશના દેવોની જગ્યા હતી કે જે જગ્યામાં દેવોને પણ ફીકર રાખવી પડતી હતી. તેણે તે પાહાડી જગ્યામાં એક ગલીચો બીછાવ્યો અને ખુશ સવાદ આપનારા દારૂના સોડમથી ત્યાંની હવા ભરાઈ ગઈ. ને કૈઆની કાઉસના તખતની આગળ મુબારક પગલાંના તમામ પેહેલવાનો બેઠા. તેઓએ આખી રાત મીજલશને સંગાર આપ્યો અને બામદાદ પડતાં ખુઆબમાંથી ઉઠીને તથા છુટા છુટા કંમરબંધ બાંધીને તથા કોલાહ પેહેરીને તેઓ પાદશાહની આગળ આવ્યા. ત્યારબાદ પાદશાહે ગેવ[1] ને ફરમાવ્યું કે "લશકરમાંથી તું બે હજાર સીપાહેને ચુંટી કાઢ કે જે સેપાહો ભારી ગુરજના ઉઠાવનારા અને માંજનદરાન શેહેરને ખુલ્લું કરે એવા હોવા જોઈએ." પછી પાદશાહ કાઉસે ગેવને આ પ્રમાણે કહયું કે "તું તારા પંજા બે સૌ રસ્તો કાપટો માજંદરાન શેહેરના દરવાજા સુધી જા અને જે કોઈ ઘરડા અને જુવાન શખ્શોને તું ત્યાં જોય તેઓના શરીરને તલવારથી અને ભારી ગુરજથી જીવ વગરના બનાવ. ત્યાં તું જે કાંઈ આબાદ જોય તેને બાલી નખજે અને ત્યાં જે કાંઈ દિવસના જેવું (રોશન) હોય તેને રાતના જેવું (કાલુ) બનાવજે. તે એવી રીતે કે જ્યાં સુધી દેવોને એ ખબર થાય ત્યાં સુધી તું જેહાનને જાદુથી ખાલી કરજે.

આથી ગેવે કંમર બાંધી અને પેહેલવાનોનું એક લશકર ચુંટી કાઢીને તે પાદશાહની દરબારમાંથી બાહેર પડયો. ત્યરબાદ તે માંજનદરાનના દરવાજા સુધી જઈ પોહોંચ્યો અને ત્યાં શમશેર તથા ભારી ગુરજનો ઉપયોગ કીધો. તેની તલવારથી બરાં, છોકરાં કે બાઘુર મર્દોમાંનાં કોઈએ બચાવ જોયો નહી. તે લુટ ચલાવતો, શેહેરોને બાલતો અને ઝેહેરના ઉતારને બદલે ઝેહેરનો વધારો કરતો તે આગળ વધ્યો. તેણે એક ચઢતાં બેહેશતના જેવું શેહેર જોયું કે જે તેને ખુબસુરતીમાં ઘણું ચઢતું માલમ પડયું. તેની અંદર સંખ્યા-

---

[1] ગેવ એ નામીચા કાવેહ્લાંગરના બેટા કેશવાદના બેટા ગોદરેજનો બેટા થતો હતો. એ જાલનો જમાઈ થતો હતો.

બંધ મોહોલ્લાઓ અને ગલીઓ હતી. ત્યાંના ચાકરો પણ (સુનેરી) સાંકલી અને કાનમાં લુલક પેહેડનારા હતા. તે ઉપરાંત ત્યાં તોપી પેહેરેલી ચાકરડીઓ હતી કે જેઓ દેખાવમાં પ્રકાશ્તા ચંદ્રના જેવી હતી. તે જગ્યાના દરેક ખુણામાં સુનું વિખ-ાઇને પડેલું હતું તથા કોઇ જગ્યાએ પૈસા તો કોઇ જગ્યાએ જવેહેરાત પડેલું હતું. બેશુમાર ચોપગાં ઢોરો તે શેહેરમાં ભરેલાં હતાં. તું કેહેશે કે જાણે તેજ જગ્યા બેહેસ્ત છે. પછી તે ખુશનુમાં જગ્યા વિષેની અને તેના દમામ વિષેની ખબર કાઉશને પુગાડવામાં આવી. તે (પેગામ લેઇ જનાર) બોલ્યો કે "તે શેહેર જેમ (ગવૈયાથી) કહેવામાં આવ્યું હતું તેથી પણ વધારે ખુશનુમાં છે, કારણ કે એ માજનદરાંન બેહેસ્તનીજ જોડી છે. તે તમામ શે ,રને માટે તું કેહેશે કે તે જાણે પુટલીઓ-વાલું દેહેડું છે, અને જાણે ત્યાં ચીનના રેશમી કાપડથીજ તમામ માંડવાઓ બાંધેલા છે. ત્યાંની પુટલી જેવી ઓરતો માટે તું કેહેશે કે તેઓ ખરેખર બેહેસ્તનીજ પુટલીઓ છે. તેઓએ જાણે બેહેસ્તના દાડમના રસથીજ પોતાના ચેહેરા ધોયા છે." પછી એક એક ઇરાની-ઓએ લુટ ચલાવવાને માટે પોતાની કંમર ખુલ્લી કીધી. જ્યારે તેને એક અઠવાડ્યું પસાર થયું ત્યારે તે ખબર માજનદરાનના પાદશાહ ને પુગી. આથી તેનું દિલ દલગીરી ભરેલું અને માથું ભારી બન્યું. તેના દેવોની વચે તેની આગળ સનજેહ નામનો દેવ હતો કે જેનું દિલ અને જીવ પણ આએ બાબદથી દુખી બન્યો હતો. તેણે (પાદ-શાહે) તેને કહયું કે" જેમ ફરતાં આસમાન ઉપર જે જડપે સુરજ જાય છે તેજ માફક તું સફેદ દેવની [૧] આગળ જા અને તેને કેહે કે 'ઇરાનથી એક ભારી લશકર લુટ ચલાવવાને માટે માજનદરાંનમાં આવ્યું છે. માજનદરાંનનાં તમામ શેહેરોને તેઓએ બાલી નાંખ્યાં

---

૧ સફેદ દેવ એ માજંદરાનીઓના લશકરનો કોઇ ગોરી ચામડીનો પેહે-વાન હોવો જોઇએ. તે હરકેનાઆ પ્રાંતના દેવોનો સરદાર ગણાતો હતો. તે પોત.ની એક ૨ક્ષશી કદની બેટી સાથે એક ગુફામાં રેહેતો હતો જે ગુફાને "ખાનેએ દીવે સપીદ" યાને સફેદ દેવના રેહેઠાણને નામે ઓલખવામાં આવતો હતો.

છે અને લડાઈ કરવાને માટે કીનાનો આતશ સલગાવ્યો છે. તેઓનો સરદાર દુન્યાને સોધનાર કાઉસ નામનો છે અને તેના લશકરની અંદર પુશકલ જવાન લડાયક શખ્શો છે. અગરજો તું હાલે મને મદદગાર થશે નહી તો માજનદરાનની અંદર તું કોઈને જીવતું રહેલું જોશે નહી.' "

જેવો સનજેહે એ પેગામ સમજ્યો તેવોજ તે પાદશાહનું નામું અને પેગામ લેઈને ત્યાંથી જડપથી ગયો. જ્યારે તે પેલા માન પાંમેલા સરદાર પાસે જઈ લાગ્યો ત્યારે તે લડવૈયા પાદશાહથી જે કાંઈ તેણે સમજ્યું હતું તે તેને કહયું. પાદશાહે જે કાંઈ તેને કેહેવાડયું હતું તે તમામ કહી રહયો ત્યારે તે પેહેલવાન પણ ઘણો ગુસ્સે થયો. તે સફેદ દેવે એવો જવાબ કેહેવાડયો કે "તું જમાનાથી ના ઉમેદ ના બન. અગરજો ઇરાની લશકરનો પાદશાહ કીનો લેનારાં લશકરની સાથે આવ્યો છે તો પણ તું તેની દરકાર ના કર. હું હમણા ભારી લશકર સાથે આવું છું અને તે (કાઉસ)ના પગને માજનદરાનમાંથી કાપી કાઢું છું." એટલું કહીને તે એક પાહાડની માફક ઉભો થયો. જેથી તેનું માથું ફરતાં આસમાન સુધી સીધું જઈ પુગ્યું. પેલી તરફથી કાઉસ લશકરની સાથે જડપથી મુસાફરી કરતો તે (ગેવ)ને માજનદરાનમાં આવી મલ્યો. જ્યારે તે પાદશાહ તે ખુશનુમાં જગ્યામાં આવી પુગ્યો ત્યારે ત્યાંના મેદાનમાં તેણે તંબુઓ નાંખ્યા. રાતા અને પીલા રંગના પુશકલ તંબુઓ જોનારની આંખને છક કરી નાખતા હતા. જ્યારે સુરજ તે તંબુઓ ઉપર પ્રકાશ્તો હતો ત્યારે જમીન જાણે પાણીનો દરીઓ હોય તેવી દેખાતી હતી. સંગારેલા ઘોડાઓ અને માણસોથી તથા બીજી ચિજોથી જમીન બેહેસ્તના જેવી જણાતી હતી. મોટા તંબુની અંદર એક બીલોરી તખત હતું તેને માટે તું કેહેશે કે તે જાણે સુરજની માફક ચલકાત આપતું હતું. તે તખતની ઉપર પાદશાહ કાઉસ માથે કેઆની તાજ પેહેરીને બેઠો હતો. તે જગ્યાએ લશકરના બુજોર્ગો કે જેઓ તેને સારાં અને નરસાં કામની અંદર રસ્તો દેખાડતા હતા તેઓ પણ બેઠા હતા. કાઉસે પોતાના સરદારોને આ પ્રમાણે કહયું કે "ઓ

નામદારો અને પેહેલવાનો! તમો એકેએક જણ મારા ખેરખાહ છો તથા મારા હોકમ અને રેવાજ મુજબ ચાલનારા છો. હવે હું માંજનદરાનના પાદશાહને મારા હાથમાં લાવશ અને દેવોને હાર આપશ. તે માજનદરાનના પાદશાહ આગળ પેગામ અને નામુ મોકલી જબાન ખોલવાને હું ચાહાતો નથી. માટે આવતી કાલે જ્યારે સુરજ ઉગમનેથી ઉગે ત્યારે આપણે સઘલા એકદમ માજનદરાનમાં દાખલ થઇશું અને ત્યાંના પાદશાહને કે લશકરને આપણે જીવતા રેહેવા દેઇશું નહી. આપણે તેનો એક નાકેથી તે બીજે નાકે સુધીનો મુલક જીતી લેઇશું અને તેઓના માથાંને ચોપગાં જાનવરોની નાલથી છુદશું તથા તે દેવોને આપણા હાથનું જોર દેખાડશું. આપણે તે તમામ દેશને આપણા પગની હેઠેલ લાવીશું અને આપણાં દિલની ખાહેશને પુરી પાડશું."

આથી બુજોર્ગોએ પોતાના માથાં જમીન તરફ નમાવ્યાં અને પાદશાહના જીવની સલામતીને માટે દુવા ગુજારી કે "બુરાઓના હાથ તું પાદશાહની ઉપર ટુંકા રેહેજો અને જમીન તથા જમાનો તારૂં ભલું ઇચ્છનાર બનજો. હમો ગુરજ, તલવાર અને તીરના ધરાવનારા સર્વે તારા ચાકરો અને હોકમ બજા લાવનારા છીએ. જ્યારે લશકર પાદશાહનાજ ખજાનાથી પરવરેશ થાય તો તે કેમ કરીને મેહેનત કરવાથી પાછું અટકે. હમે હમારા જીવને તું પાદશાહની ઉપર ફીદા કરીએ છીએ અને હમો ભારે લડાઇ કરવાની ધારના રાખીએ છીએ. પણ પેલો જુલમગાર સફેદ દેવ અત્રે નહી આવે અને દેખાવ નહી દે તો સારૂં, કારણ કે એ દેવ ઘણોજ જાદુગર છે અને તે માજનદરાંનના દેવોનો સરદાર ગણાય છે. અગરજો તે આએ લડાઇમાં નહી આવે તો આપણે દેવોના જાનોની ખુવારી કરીશું. એ વાતમાં તેઓ રાત સુધી ગુટાયા અને તે લડવૈયા મહીં એ પ્રમાણે ત્યાં પુશકલ વડાઇ હાંકતા હતા. એ રીતે તે દિવસે સાંજ પડી ત્યાં સુધી કાઉસ એ પ્રમાણે કાચા સીધાસામનને રાંધતો હતો (યાને પોતાના મનમાં નકામા વિચારો કરતો હતો).

## સફેદ દેવે કાઉસને તથા તેના લશકરને આંધલા બનાવ્યા તે બાબે.

રાત પડતાં તે લશકરની ઉપર એક વાદલ ચઢી આવ્યું તેથી દુન્યા એક સીદ્દીના ચેહેરાના જેવી કાલી થઇ રહી. તું કેહેશે કે જેહાન જાણે દામરનો દરીઓ બની છે અને તમામ રોશની છુપાઇ ગઇ છે. કાલા ધુમાડાથી તેઓના માંથા ઉપર એક પરદો ફરી વલ્યો જેથી તમામ જેહાન કાલી બની અને આંખોને અંધારૂં ફરી વલ્યું. આસમાન ઉપરથી પુશકલ પથરા અને ઇતરડીનો વરસાદ પડવા લાગ્યો જેથી ઇરાનીઓનું લશકર જંગલમાં વિખેરાઇ ગયું. ૧ તે (વરસાદ)થી તેઓમાનાં ઘણાઓનો નાશ થયો. તે બદબખતો સાથની કાંઇ પણ ચિજ બચી શકી નહી. ઘણાકોએ ઇરાન તરફ નાહાસવાનો રસ્તો પકડયો અને તે પાદશાહનું દિલ દુખથી ચીરાઇ ગયું. જ્યારે રાત વહી ગઇ અને દાહડો નજદિક આવ્યો ત્યારે તે જેહાનને સોધનાર પાદશાહની આંખ આંધલી થઇ. તેમજ લશકરના બે ભાગની આંખ પણ આંધલી થઇ, તેથી નામદારોના મગજ ગુસ્સા

---

૧ આ ખુદરતનો બનેલો બનાવ ફીરદુસી જાદુથી બનેલો બનાવ ગણાવે છે. એવા બનાવને નેપોલીઅન બોનાપારતે રશીયા ઉપર કીધેલી ચઢાઇ વખતે બનેલા ખુદરતના બનાવ સાથે સરખાવી શકાય. એ નામીચો પેહેલવાન પણ જ્યારે રશીયાનું મોસ્કો શેહેર જીતવાને ગયો ત્યારે તેને પણ ખુદરત સામી નડી હતી અને ત્યાં એક બરફનું તોફાન અંચીતું થઇ આવવાથી તમામ ફ્રેંચ લશકર ગભરાત અકરાતમાં પડયું હતું, જેનો લાભ લેઇ રશીયનો ફ્રેંચ લોકો ઉપર તુટી પડયા હતા અને ખુદરતની સાથે તેઓએ પણ નેપોલ્યનના તમામ લશકરનો નાસ કીધો હતો. એવોજ બનાવ કાઉસના માજંદરાન જીતવા જવાને વખતે બન્યો હતો અને માંજનદરાનના લોકોએ એ ખુદરતી તોફાનનો લાભ લેઇ કાઉસને અને તેના લશકરને કેદ પકડયું હતું. ફીરદુસીએ એ ખુદરતી તોફાનને માજનદરાનના લોકોએ કીધેલા જાદુ તરીકે ચીતાર્યું છે. એજ પ્રમાણે ફરીદુનના ત્રણ બેટાઓ યમન શેહેરના પાદશાહની ત્રણ બેટીઓને વરવાને ગયા હતા ત્યારે તેઓ રાત્રે ત્યાં બાગમાં સુતા તે વખતે થયલાં બરફના તોફાનને પણ ફીરદુસીએ જાદુથી ઉપજાવેલાં તોફાન તરીકે ચીતાર્યું હતું.

ભર્યાં થયાં.[૧] જ્યારે કાઉસ પાદશાહની આંખ આંધળી થઇ ત્યારે તેની કરણીથી લશકર ઉપર બુરાઇ આવી પડી. તેનો સઘલો ખજાનો તારાજ થયો અને લશકર કેદ પકડાયું. તેઓની દોલતની જવાનીનું જલદીથી ઘડપણ આવ્યું (યાને તેઓની ભરપુર દોલત જલદીથી ખાલી થઇ ગઇ.) આપણને સઘલાં દાસ્તાનો યાદ રાખવાં જોઇએ કારણ કે તેની અજાયબી ઉપર અજાયબીથી આપણને તે અચરત કરે છે. જ્યારે પાદશાહે આવું દુખ (પડતું) જોયું ત્યારે તે આ પ્રમાણે બોલ્યો કે "એક દાનવ વજીર ખજાનાના કરતાં વધારે સારો છે. અફશોસ કે દુન્યાને જીતનાર જાલની શિખામણ મેં કબુલ કીધી નહી અને તેથી મારા આવા બુરા હાલ થયા છે." જ્યાં સુધી સખતી ભર્યું એક અઠવાડયું વહી ગયું ત્યાં સુધી ઇરાનીઓમાનો કોઇપણ આંખ વડે જોઇ શકતો હતો નહી. આઠમે દાહાડે સફેદ દેવે પોકાર માર્યો કે "ઓ વગર ફળના વાંસના ઝાડ જેવા પાદશાહ! તેં તુંને તમામ મોટાઇથી સંગાર્યો (યાને તેં બીજા દેશો ઉપર સરસાઇ મેલવી) તે છતાં તેં શા માટે માંજનદરાનનું તખત લેવાને ચાહયું? તેં તારામાં એક મસ્તાન હાથીના જેવું જોર જોયું તેથી કોઇની તરફની મદદ મેલવવાને માટે પણ તેં તારો હાથ લંબાવ્યો નહી. તું તારાં તખત ઉપર તારાં તાજ સાથે સંતોષી રહયો નહી અને તારી અક્કલને તેં આવી રીતે ફરેબ આપ્યો છે. તું ઘણાએક પેહેલવાનોને માજનદરાનમાં લાવ્યો અને ભારી ગુરજોથી તેં ઘણા-કોને મારી નખાવ્યા. શું તુંને સફેદ દેવને માટેની ખબર હતી નહી કે તું (અત્રેના) આસમાનને સીતારાઓ (યાને નામીચા પેહેલવા-નો)થી ખાલી કરવા માંગે છે? જે આરજુઓ તેં ચાહી હતી તે તારાં કામની લાયકી પ્રમાણે હાલે તારાં દિલે મેલવી છે. અગરજો મારા ઉસ્તાદની મને શિખામણ મલેલી નહો હતે તો હું તારા જીવનો નાશ કરતે તથા તારાં લશકરમાંના એકને પણ રેહેવા દેતે નહી, તથા તારા તમામ મુલકોનો પણ હું નાશ કરતે. પણ લશકરને તોડ-

---

૧ સર જોન માલકમ જણાવે છે કે એ અંધારૂં ઇરાનીઓની આંખે ફરી વલવાનું કારણ એ લડાઇની વખતે થયલાં સુર્ય ગ્રહનને સબબે હતું.

મારા કેરશાસ્પ[1] ની સાથે મારા જાદુના બદલામાં એવો કોલકરાર થયો હતો કે 'ઇરાનના મુલક ઉપર મારે કદીપણ હુમલો કરવો નહી', નહી તો કે હું ત્યાં જઇને રસ્તાખેજ મચાવતે. હવે જ્યાં સુધી તમારો પોતાનો અંત આવશે ત્યાં સુધી હું તમો લોકોને દુખમાં અને હલગીરીમાં રાખશ."

એ પ્રમાણે તે બુરા જમાનાના દેવે ગુસ્સા અને તુંદી સાથે તે પાદશાહને કહયું. ત્યાર પછી તેણે ખંજરના વાપડનારા નર દેવોમાંથી બાર હજાર લડાયક દેવોને ચુંટી કાઢયા અને તેઓને ઇરાનીઓ ઉપર ચોકીબાન ઠેડવ્યા, અને (તેમ કરીને) તે સરકસી કરનારાઓના મગજને દુખ ભર્યાં કીધાં. તમામ (ઇરાની) સરદારોને બંધીખાને નાખવામાં આવ્યા, જ્યારે તેઓ તે ઇરાનીઓને બંધીખાને નાખવાથી પરવાર પાંમ્યા ત્યારબાદ તેઓએ તેમના જીવને બચાવી રાખવાને થોડો થોડો ખોરાક આપ્યો, કે જેથી તેઓ દાહાડા પછીના દાહાડાઓ (કંગાહલયતમાં) પસાર કરે. ત્યારબાદ તે પાદશાહનો તથા લશકરનો તમામ ખજાનો જેવો કે યાકુતનું તાજ અને ફીરાજાનું તખત વિગેરે જે કાંઇ એક નાકેથી બીજે નાકે સુધીનું તેણે જોયું તે સઘલું તેણે માજનદરાનના સરદાર અરજંગ દેવ[2] ને સોંફી દિધું અને તેને કહયું કે "પાદશાહને તું કેહેજે કે હવે તુંને હારેમનથી[3] ઉપાય સોધવાની કાંઇ અગત્ય નથી, કારણ કે જે કાંઇ સઘલું ઘટતું હતું તે મેં કીધું છે અને તે તમામ લશકરને ધુલ બરોબરનું બનાવ્યું છે. તમામ ઇરાનના પેહેલવાનો કે પાદશાહ હવે સુરજ કે ચંદ્રને રોશન જોઇ શકતા નથી. તેઓને મારી નાખવાની મેં ઉતાવલ કીધી નથી કે જેથી તેઓ ચઢતી પડતીને સમજી શકે. તેઓનો રડવાથી અને સખતી ભોગવવાથીજ ત્યાં અંત આવશે.

---

૧ એ કેરશાસ્પ તે નરીમાનનો બાપ અને જાલનો વડવો હોવો જોઇએ.

૨ એ અરજંગ દેવને માટે કેહેવામાં આવે છે કે તે આગળ ઇરાની પાદશાહ તેહેમુરસ્પના હાથમાંથી છુટી ગયો હતો પણ આખરે તે રૂસતમના હાથે માર્યો ગયો હતો.

૩ માજનદરાનના લોકો ખોદાને બદલે હારેમનને માનતા હતા.

વળી તેઓની આવી હાલતમાં તેઓની કોઇ ત્યાં ફરીયાદ પણ સમજશે નહી.'' જ્યારે અરજંગે તેનું એ પ્રમાંણે કેહેવું સમજ્યું ત્યારે તે માજનદરાનના પાદશાહ આગળ જવા નિકલ્યો. તે દેવ લશકર, ખજાનો, બંધવાઓ અને સંગાર સાથના ઘોડાઓ લેઇને (પાદશાહ આગળ) ગયો અને એ સઘલું તેણે પાદશાહને સ્વાધીન કીધું તથા ત્યાંથી જલદીથી પાછો ફરીને તે સપાટ મેદાનમાંથી પાહાડની ઉંચાઇ ઉપર ગયો. સફેદ દેવ પણ એ સઘલું કરીને ત્યાંથી પાછો ફર્યો અને સુરજ માફક પ્રકાશતો બનીને પોતાને મુકામે ગયો.

## પાદશાહ કાઉસે જાલેજર ઉપર પેગામ મોકલ્યો અને રૂસતમ હફતેખાનને રસ્તે માજંદરાન ગયો તે વિષે.

તે કાઉસ પાદશાહ માજનદરાનમાં (એક કેદી તરીકે) રહ્યો. તે પોતાના મન સાથે બોલતો હતો કે "એ ગુનાહ મારાથી (જાણી જોઇને) થયો છે.'' ત્યારબાદ તે તુટેલાં દિલના પાદશાહે જેમ એક પક્ષી પાંખ ઉપર ઉડી જાય તેમ એક પેહેલવાનને (કાંઇ સીફતથી) બાહાર પાડયો, કે જે (ખેપીઓ) ત્યાં છુપી રીતે તે પાદશાહ અને લશકરથી જુદો આવ્યો હતો અને તે જડપથી તે પાદશાહની આગળ (કામે) આવી લાગ્યો હતો. તેણે તેને જાબુલસ્તાન તરફ દસ્તાનની આગળ ધુમારાની જડપે મોકલ્યો અને તેને કેહેવાડયું કે "મારે નસીબે મારા ઉપર ઘણું ગુજર્યું છે અને મારૂ તાજ અને તખતવાલું માથું ધુલની ઉપર આવી પડયું છે. સુનું તથા ખજાનો અને વસંતની અંદરના સંગાર આપનારાં ફુલોની માફકનું મારૂં નામીચું લશકર એ સઘલું ફરતા જમાનાએ દેવોને સોંફી દીધું છે. તું કેહેશે કે એક (તોફાની) પવન નિકલી આવીને તે સઘલું ઘસડી ગયો છે. હાલે મારી આંખ આંધલી થઇ છે અને નસીબ બેશરમ બન્યું છે તથા તાજ અને તખતવાલું મારૂં માથું ઉંધે મસતક પડયું છે. હારેમનને હાથે હું એવો ઘાહેલ થયો છું કે મારાં શરીરમાંથી મારૂં રવાન

બીરાઇને છુટું થાય છે. જ્યારે તારી નસીયતો મને યાદ આવે છે ત્યારે મારા જીગરમાંથી થંડી હાએ બહાર પડે છે. તારા કેહેવા ઉપર મેં ધ્યાન આપ્યું નહી તેથી મારી કમ અક્કલથી મારી ઉપર આવી આફ્તત આવી પડી છે. એ કામમાં અગરજો તું તારી કંમર બાંધશે નહી તો સઘલો નફો નુકશાનીમાં બદલાઇ જશે.” તે ખેપીઓ જડપથી ઉડતાં એક પક્ષીની માફક માજંદરાંનથી ધુમાડાની જડપે ગયો. જ્યારે તે દોડનારો દસ્તાનની નજદિક જઇ પુગ્યો ત્યારે તે જે સઘલું જાણુતો હતો તથા તેણે જે જોયું અને સાંભલ્યું હતું તે સઘલું તેને કહયું.

જ્યારે જાલે એમ સમજ્યું ત્યારે તેણે (દુખથી) પોતાના શરીર ઉપરની ચામડીને ચીરી કાઢી અને એ વાત દુશમનોથી તથા વળી દોસ્તોથી પણ છુપી રાખી. તેણે પોતાના રોશણુ દિલથી તેના ઉપર જમાનાથી શું શું ગુજરશે તે દુરનો બનવાનો બનાવ આગમચથી જોઇ લિધો હતો તેથી સામના દસ્તાને રૂસતમને એ પ્રમાણે કહયું કે “ તારી તલવાર મ્યાનની અંદર ટુંકી થઇ જાય છે. આપણુને હવે પછી મોજમજાહ કરવી અને તાજ પેહેરીને આપણી પોતાની પરવરશી કરવી ઘટતી નથી કારણ કે જેહાનનો પાદશાહ કાઉસ અઝડાહોના દાચામાં છે અને ઇરાનીઓ ઉપર પુશકલ બલાઓ આવી પડી છે. હાલે તુંને ઘટે છે કે રખશ ઉપર તું તારૂં જીન બાંધે અને તારી મુબારક તલવારથી તું તેનો કીનો લે. પરવરદેગારે તુંને આવા વખતનેજ માટે ખરેખર ઉધાર્યો છે. એ કામ કરવું હાલે તુંને ઘટે છે કારણ કે મારી ઉમરતો બસો વર્ષની ઉપર ગઇ છે. એ કામથી તું નેક નામી મેલવશે અને પાદશાહને નુકશાનમાંથી છોડવનાર ગણાશે. આએ હારેમનના આવાં કામ વખતે તું આશાયશ લેવાને કે દમ લેવાને પણ થોભે તે તુંને ઘટતું નથી. તું બબરેબ્યાન પેહેરીને તારા તનને સખત બનાવ અને તારાં સરને ઉંઘાવાના વિચારથી ખાલી કર. જે શખ્સની આંખે તારો ભાલો દેખાયો કે પછી કોણ કેહેનાર છે કે હવે પછી તેનો જીવ બચશે ? અગરજો તું દરીઆ સાથે લડાઇ કરે તો તે પણ લોહી બની જાય અને પાહાડ પણ તારા અવાજથી

એક જંગલ જેવો બની જાય. અરજંગ તથા સફેદ દેવ તારાથી કદી પણ જાનની ઉમેદ રાખે એમ બનવા દેવું જોઇએ નહી. માજનદરાનના પાદશાહની ગરદનના તમામ હાડકાં તારા ભારી ગુરજથી તું ભાંજી નાખજે. અગરજો તારી આએ જીંદગીમાં તું નામના મેલવશે તો તે નામનાથી તારી ઉમેદો પાર પડશે. વળી તારા મુવા પછી તારૂં નામ બરકરાર રેહેશે. માટે તું માજનદરાન તરફ દોડ અને અત્રે એક પળ પણ થોભ ના કે જેથી તું સામે સવારના નામને દીપતું કરે. કારણ કે તે સામના જેવો નામદાર જેહાનમાં કોઇ હતો નહી. ત્યાર પછો જેહાન તારાથી આરામ ભોગવશે અને તારૂં નામ સમજીને દેવો પણ ધ્રુજશે.”

ત્યારે રૂસતમે જાલને એવો જવાબ દિધો કે “રસ્તો ઘણો લાંબો છે તો હું કીનો લેવાને કેવી રીતે જાઉં? એ માટે પાદશાહે પોતે છ મહીનાની મુસાફરી કીધી હતી અને ત્યાર બાદ માજનદરાન પુગ્યો હતો. જ્યારે હું એટલી મુદતે ત્યાં પુગું તો તેટલો વખત પાદશાહ કોબાદની તે નાજુક ઓલાદ કેમ કરીને જીવી શકશે?” ત્યારે જાલે તેને જવાબ દિધો કે તે રાજ્યમાં જવાના અત્રેથી બે રસ્તા છે અને તે બંધે દુખ અને સંકટથી ભરેલા છે. તેમાંનો એક લાંબો રસ્તો છે કે જ્યાંથી કાઉસ ગયો હતો અને બીજો એકજ પખવાડીયાંનો રસ્તો છે. જે રસ્તો શીંહો, દેવો અને અંધકારથી એવો ભરેલો છે કે જેથી તારી આંખ અજબ થયા વગર રેહે નહી. તું ટુકો રસ્તો પસંદ કર અને ત્યાંની અજાયબી પણ જોઇ લે કારણ કે પરવરદેગાર તારો મદદગાર બનશે. જો કે તે રસ્તો દુઃખથી ભરેલો છે તો પણ તે તારીથી પસાર કરી શકાશે અને તારા મુબારક રખશના પગલાં તે રસ્તો (આશાની સાથે) કાપી જશે. અંધારી રાતથી તે રોશન દિવસ થશે ત્યાં સુધી હું પાક યજદાંની સેતાયશ કરશ કે જે (બંદગીની બરકત)થી હું તારૂં કદ, ગરદન, માથું, બાજુ, પંજા અને તારો ગુરજ એ સઘલાંને પાછું જોવા પાંમું. અગરજો જગતનો માલેક પરવરદેગાર એ દેવને હાથે તારા જીવનો નાશ કરશે તો પણ આપણે કોઇને પણ એમતો કહી શકીએ કે જ્યાંથી તું આવ્યો છે

ત્યાંજ તું જવાનો છે. જો કોઇને લાંબો વખત સુધી જીવવા ગમે તો પણ તે હમેશાં આ દુન્યામાં રેહેતો નથી. જે કોઇ ભલાં નામથી દુન્યાને જીતે છે તે માણસને મરવાને માટેનો ગમ નથી.” રૂસતમે તે સખકતા બાપને એવો જવાબ દિધો કે “ હું તારા હોકમ મુજબ કંમર બાંધુ છું પણ તે (કામ)થી દોજખમાં પગ લેઇ જવા બરોબર છે. આગળા બુજોર્ગોએ તેમ કરવામાં ડહાપણ જોયું નથી. જે કોઇ પોતાના જીવથી ધરાઇ ગયલો હોય નહી તે શખ્સ ફાડીખાનારાં શીંહના મોઢાંમાં (હાથે કરીને) જતા નથી. તું મને હમનાજ ત્યાં કંમર બાંધીને ગયલો સમજજે. પરવરદેગાર શિવાય હું બીજા કોઇની મદદ ચાહાતો નથી. હુ મારાં શરીર અને જાનને તે પાદશાહને ફીદા કરશ તેટલા માટે હું ત્યાંના તલેશમો અને જાદુગરોના તનને ભાંજી નાખશ અને (કેદ પકડાયલા) ઇરાનીઓમાંના જે કોઇ જીવતા હશે તેઓને હું હીમતથી કંમર બાંધીને અત્રે પાછા લાવશ. હું અરજંગ કે સફેદ દેવ, કે સનજેહ દેવ, કે પોલાદના જેવા ગન્દી દેવને જીવતા રાખશ નહી. દુન્યાને પેદા કરનારા એક ખોદાના કસમથી હું કહું છું કે રૂસતમ જ્યાં સુધી અરજંગ દેવનો હાથ પથરની માફક મજબુટ બાંધી લેશે નહી અને તેની ગરદનમાં ફાંસો ઓરવશે નહી અને પોલાદ દેવનું માથું રખશના પગ તલે જમીન ઉપર કચડશે નહી ત્યાં સુધી તે રખશ ઉપરથી પોતાના પગને ઉતારશે નહી.”

જ્યારે સુરજે તેકડીની પછવાડેથી પોતાનું માથું બાહાર કાઢયું અને તેનાથી દુન્યામાં એક બાગના જેવો દાહાડો બની રહયો ત્યારે રૂસતમે બબરેબ્યાન પેહેર્યું અને પોતાની ગરદનને (ગુસ્સાથી) ઉંચી કીધી. જાલે તેના ઉપર ઘણી એક દુવા કીધી કે “દુન્યામાં તારી મુરાદ જ્યાદા થજો અને તારા દુશમનોનું શરીર પીગલી જજો. તારૂં નામ દરેક જગ્યાએ હમેશાં ફેલાતું રેહેજો અને તારો રખશ આસમાનની ઉપર પોતાના પગલાં ભરનાર થજો. પરવરદેગાર યજદાંન તારો મદદગાર થજો અને તારા દુશમનોના સર ઉંધાં વલજો.” જ્યારે તે હાથી જેવો રૂસતમ રખશની ઉપર સ્વાર થયો ત્યારે તેના ચેહેરાનો રંગ હમેશ માફકનો હતો અને તેનું દિલ ગાભરૂં બનેલું હતું નહી.

રોદાબે તેની આગળ આંસુ ભર્યા ચેહેરા સાથે આવી, તેમજ દસ્તાન પણ તેની આગળ જાર જાર રડયો. માહાતાબના જેવા ચેહેરાવાલી રોદાબેએ રૂસતમને આ પ્રમાણે કહયું કે "તું તો મુસાફરીએ બાહાર પડવા ચાહે છે અને મને મારા પોતાના ગમમાં છોડી જાય છે. (એમ કરવામાં) તું યજદાંથી શું ઉમેદ રાખે છે?" ત્યારે રૂસતમે જવાબ દિધો કે "એ ભલા સ્વભાવની માતા! આ મુશાફરી હું મારી ઇચ્છાથી કરતો નથી. મારાં નસીબમાં એમ જમાનાથી લખાયલું છે તેથી તું મારા જીવ અને શરીરને માફી બક્ષ." તેઓ તેને મુકવા જવાને માટે આગળ ચાલ્યા કારણ કે તેઓ એક વાર ફરીથી તેને જોશે એમ કોઇ જાણતું હતું નહી. એજ પ્રમાણે વખત પણ વહી જાય છે તેથી દુર અંદેશ દાનાવ શખ્સ તેને કસી રીતે ગણત્રીમાં લેતો નથી. જે દાહાડો હોય છે તે તો તારી આગળથી પસાર થઇ જાય છે. જો તેમ નહી હતે તો તારી આગળ જેહાન પણ આબાદજ રેહેતી હતે. તે નીમરોજ (સીસતાન)નો પેહેલવાન રૂસતમ શેહેરની બાહાર પડયો અને તેના જેહાનને દિપાવનાર બાપની આગળથી દુર થયો. બે દિવસની મંજલને એક દિવસમાં કાપવા લાગ્યો અને અંધારી રાતને પણ દિવસ તરીકે ગણવા લાગ્યો. એજ પ્રમાણે રખશના પગો પણ પ્રકાશીત દિવસે કે સીહા રાતે પણ રસ્તો કાપતા રહેવા લાગ્યા. જયારે તેનું શરીર ખાવાનું સોધવા લાગ્યું અને (ભુખનો) પોકાર કરવા લાગ્યું ત્યારે ગોરખરોથી ભરપુર એક જંગલ પણ આવી લાગ્યું. તેણે રખશને દોડવાને ઉશકેરવાને માટે પોતાની જાંગનો એક ગોદો માર્યો જેથી ગોરખરોનું દોડવું તે ઘોડાના દોડવાની આગળ મુશકેલ થઇ પડયું. રૂસતમ જેવા સ્વાર આગળ, તેના રખશના દોડવાનાની આગળ અને તેના ફાંડા આગળ ફાડીખાનારાં અને જંગલી જાનવરો નચિંતાઇ પાંમતાં હતાં નહી. તે શીંહ જેવા રૂસતમે કેઆની કંમદ ફેંકી અને એક જોરાવર ગોરખરને તેના ફાંડામાં પકડયું. તેણે તે કમંદ ખેંચી અને તેજ પળે ગોરખરને નિચે પાડયું અને એક ફાડી ખાનારા વાઘની માફક તેની ઉપર તુટી પડયો. પછી તીરોની અણીથી તેણે આતશ સલગાવ્યો

અને તેની અંદર કેટલોએક કાંતો, કચરો અને લાકડાં બાલ્યાં. પછી તે ગોરખરને નાચાર અને જીવ વગરનું કરીને તે સલગેલા આતશ ઉપર તેને ભુજવા મુકયું, ત્યાર પછી તેણે તે ખાધું અને હાડકાં દુર ફેંકી દીધાં. એવી રીતની તેની (રાંધવા માટેની) તપેલી અને (ખાવા માટેનો) ખુમચો હતો. પછી તેણે ઘોડાના મોઢાંમાંથી લગામ કાઢી નાખી અને ચારાવાળી જમીન જોઇ તે મેદાનમાં તેને ચરતો મુકી દિધો. તેણે એક શેરડીનાં ખેતરમાં પોતાનું બીછાણું બનાવ્યું અને તે ધાસ્તી ભરેલી જગ્યાને તેણે નચિંતાઇવાલી જગ્યા જાણી. પછી તે પોતાના માંથા તલે તલવાર મુકીને એક શીંહની માફક આરામ કરવાને સુતો.

## હફતેખાન પેહેલું—રખશે શીંહને માર્યો તે વિષે.

તે શેરડીના ખેતરમાં શીંહોને માટેની એક ઝાડી હતી, કે જેઓની ધાસ્તીથી એક હાથી પણ તે શેરડી ખાઇ શકતો હતો નહી. જેવો એક પોહોર ગુજર્યો કે એક ફાડી ખાનારો શીંહ બાધુરી સાથે પોતાના મઠક તરફ આવ્યો. તેણે શેરડીઓ વચે એક પીલતનને સુટેલો જોયો અને તેની આગળ એક મજબુટ ઘોડાને (ચરતો) જોયો. તે શીંહે વિચાર્યું કે "પેહેલાં ઘોડાને મારવો જોઇએ કે જેથી હું ધારૂં તે વખતે તે સ્વારને પણ મારા કબજામાં લેઇ શકું." તેથી તે દોડતો તેજી રખશ આગળ ગયો, કે તેજ પળે તે રખશ આતશની માફક છેડાયો. તેણે પોતાના આગળા બે પગ ઉંચા કીધા અને તેના માથાં ઉપર માર્યા અને પોતાના અણીવાલા દાંતો તેની પીઠમાં ભોકીને ભોંય ઉપર ફેંકી ચીરી કાઢયો. એ રીતે તેણે તે ફાડી ખાનારાં જાણવરને નાઇલાજ કીધો. જ્યારે તેજ પંજાનો રૂસતમ જાગરૂત થયો ત્યારે તેણે એક શીંહની ઉપર જેહાનને કાલી અને તંગ બનેલી દીઠી. તેણે તે ઘોડાને કહયું કે "ઓ બુબખ રખશ! તુંને શીંહ સાથે લડવાને કોણે કહયું હતું. અગર જો તું તેને હાથે માર્યો ગયો હતે તો હું આએ બખતર, લોઢાંની તોપી, કમંદ, કમાન, તલવાર અને ભારી ગુરજને કેવી રીતે માઝંનદરાન સુધી ઉચકી લેઇ જતે? તારા જેવો જડપથી દોડનાર, તેજીવાલો, હુશીયાર, નરમાસવાલો અને

જોરાવર નસ સાથનો હું બીજો કોઇ ઘોડો જોતો નથી. શું કરવા તું (મને ઉઠાડવાને) મારી આગળ પોકાર મારતો આવ્યો નહી? તારો પોકાર વટીક મારે કાને કેમ સમજાયો નહી? જો મારૂં સર ખુશ ખુવાબ વચે પણ એ બાબદથી જાણીતું થતે તો તુંને શીંહ સાથે લડાઇ કરવી પડતે નહી." એટલું કહીને તે નામદાર બાહુર પેહેલવાન પાછો સુતો અને લાંબો વખત સુધી તેણે આરાયશ લીધી. જ્યારે ખોરશેદ કાલા પાહાડ પછવાડેથી બાહાર નિકલ્યો ત્યારે તેહમતન ખુશ ઉંઘ કાહાડવાથી ધરાઇ ગયો. તેણે ઘોડાને માલીશ કીધો અને તેના ઉપર જીન ચઢાવ્યું તથા નેકીના બક્ષનાર યજદાંની યાદ કીધી.

## હફતેખાન બીજું—રૂસતમ તરસ લાગવાથી આજેજ બની ગયો અને પુશકલ સોધ પછી એક પાણીના ચશમાં આગળ જઇ લાગ્યો તે વિષે.

ત્યારબાદ તે પેહેલવાન તેજીવાલા બાહુર રખશ ઉપર બેઠો અને બીજા હફતેખાન તરફ જવા લાગ્યો. માર્ગમાં એક ઘણોજ બીકટ રસ્તો આવી લાગ્યો પણ નાચારી સાથે તેને ત્યાંથી જવું પડયું. તે પાણી વગરનું અને પુશકલ ગરમીવાલું એક બ્યાબાન હતું, જેમાં પક્ષીઓ પણ પોતાના તન ચીરાઇ જવાથી મરી જતાં હતાં. તે બ્યાબાન અને જંગલ એટલું તો ગરમ બન્યું હતું કે જેથી તું એમ કેહેશે કે તેના ઉપરથી જાણે આતશ પસાર થાય છે. આથી રખશનું શરીર અને સ્વારની બોલવાની જબાન ગરમીથી અને તરસથી અટકી પડી. તે એક નાનો ભાલો હાથમાં ધરીને ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને એક છાકટની માફક આગળ ચાલવા લાગ્યો. કાંઇ પણ ઇલાજ સોધવાનો રસ્તો તેણે જોયો નહી તેથી તેણે તેજ વખતે આસમાંન તરફ (આજુજી ભર્યો) ચેહેરો કીધો અને બોલ્યો કે "ઓ દાદગર દાવર! તમામ દુખ અને સખતીનો છેડો લાવનાર તુંજ છે. જો મારા મેહેનત ઉઠાવવાથી તુંને ખુશનુદી પુગતી હોય તો પેલી જેહાનમાં (મારે માટે) સવાબનો ખજાનો એકઠો થતો

હશે. હું આવી કોશેશ કરૂં છું તે એટલાજ માટે કે તું પરવરદેગાર કાઉશ પાદશાહને છુટકારો બક્ષે. વળી તું જેહાનનો માલેક તે ઇરાનીઓને પણ દેવના પંજામાંથી કાંઇપણ ઇજા પોહોંચ્યા વગર છુટા કરે. તેઓ સર્વે તારા ગુનેહગાર છે અને તારી આગળ નિચા પડેલા છે. (તો પણ) તેઓ તારી બંદગી કરનારા અને તારા ગોલામો છે. તે સઘલાઓને તું મારે હાથે છુટકારો બક્ષાવ કારણ કે હું મારો જીવ અને શરીર તેઓનેજ માટે ધરાઉં છું. તું કહે છે કે 'હું બક્ષનાર તથા ઇનસાફ આપનાર છું અને મુશકેલીની વખતે દુખીઓને મદદનો કરનાર છું.' માટે અગર જો તું મારા કામમાં ઇનશાફ જોતો હોય તો મારા બજાર (યાને મારી તેજી) ને તું કાલું (થડું) ના બનાવ. તું મારાં કામની અંદર મદદગાર થા અને બુઢા જાલનું દિલ મારે માટે બલીઆ કરે એમ બનવા ના દે, માટે મારા લશકરની મેહેનતને તું બરબાદ ના કર અને મને, મારાં લશકરને અને મારા દેશને તું ખુશાલ રાખ." એ પ્રમાણે જ્યારે પીલતન પોતાના મન સાથે બોલતો હતો ત્યારે તેનેતો પોતાની ઘેર અને કફનની વાત યાદ આવતી હતી. (તે બોલતો કે) "અગર જો મને લશકર સાથે લડાઇ કરવી પડે તો એક શીંહની માફક હું તેઓની સામે લડાઇમાં જતે. હું એક હુમલામાં તેઓની ઉઠલપાઠલ કરી નાખતે અને તેઓના શરીરમાંથી જીવને બાહાર કાઢતે. અથવા તો મારી સામે કંગ (દેઝ) નો પાહાડ પણ આવી ઉભો હતે તો તે મારા એક હુમલા આગળ પણ ટકી શકતે નહી. હું તે પાહાડ જેવાને પણ મારા ભારી ગુરજથી હલકો કરતે અને મારી મરદાનગીથી તેની હાર થતે. જો જીહુન નદી મારી આગળ હતે અને તે નદીમાના વાહાનથી બાહાર આવી શકાતે નહી તો પાક યજદાંના આપેલાં કૌવતથી તેજ પળે હું તેને ખાકની સાથે ભેલી નાખતે. પણ તે મરદાનગી અને કૌવત હમના શા ખપનું? કારણ કે મારાં કામ કરતાં નસીબની આંખ (હમણા) આંધલી બની છે. આવી તરસ સાથે આએ જમીન ઉપર હું શું કરૂં ? અને ચાલી આવતાં મોત ઉપર હું શું યુકિત અજમાઉ ?"

જેવો તે એમ બોલી રહયો તેવુંજ તેનું હાથીના જેવું શરીર તરસથી સુસ્ત સુસ્ત થઇ ગયું અને તે ગભરાવા લાગ્યો. તે રૂસતમ ગરમ ખાક ઉપર પડયો અને તેની જીભ તરસથી ચિરાઇ જવા લાગી. તેટલાંમાં એક મજબુટ તાંગવાલું મેંઢું તે તેહેમતન આગળની જમીન ઉપરથી દોડી ગયું. તે મેંઢાંના જવાથી તેને વિચાર આવ્યો અને તે પોતાના મન સાથે બોલ્યો કે "આએ જગ્યા ઉપર કેહેં ઝરો હોવો જોઇએ? મને લાગે છે કે પવરદેગારની બક્ષેશથીજ તે આએ પળે મારી નજદિક આવી લાગ્યું છે. પછી રૂસતમે જમનો હાથ પોતાની તલવાર ઉપર ટેકવીને (તેની મદદથી) તે પરવરદેગારે બક્ષેલાં જોર સાથે ઉભો થયો. તે એક હાથમાં તલવાર પકડીને અને બીજે હાથે ઘોડાની લગામ પકડીને તે મેઢાંની પુઠે ચાલવા લાગ્યો. જેમ તે મેઢું આગળ ચાલતું તેમ તે પેહેલવાન પણ ચાલતો હતો. તે તે મેઢાંને એક મુબારક દાહાડાની નિશાણી ગણવા લાગ્યો. રસ્તામાં તેને એક પાણીનો ઝરો દેખાયો કે જ્યાં તે નામીચું મેઢું જઇ પુગ્યું. તેહેમતને આસમાન તરફ ચેહેરો ફેરવ્યો અને આ પ્રમાણે બોલ્યો કે "ઓ સાચું બોલનારા દાવર! તું કહે છે કે હુ બક્ષનાર તથા ઇનશાફી છું અને મુશકેલીને વખતે દુખીઆઓનો મદદગાર છું તે વાત ખરી છે.૧ જે કોઇ તે બક્ષેશના કરનાર ખોદાથી ફરે છે તે પોતાની અક્કલને ઠેકાણે રાખનાર ગણાય નહી.૧ આએ ઝરો કાંઇ મેઢાંના પગલાં આવવાની જગ્યા નથી અને આએ જંગલનું મેઢું મારૂં પોતાનું ખેસી પણ નથી. જે જગ્યાએ જ્યારે વાત ઘણી બારીક થઇ પડે ત્યારે તું પાક યજદાં શિવાય બીજા કોઇની પનાહ સોધવી જોઇએ નહી. જે કોઇ એક દાદગર ખોદાતાલાથી ચેહેરો ફેરવે તે બેઅક્કલી હોવો જોઇએ." પછી તેણે તે મેઢાંની પુશકલ તારીફ કીધી કે "ફરતાં આસમાનથી તુંને કસી ઇજા થતી ના. જંગલ અને પાહાડ ઉપરની લીલોતરીઓ તારે માટે હંમેશાં તાજી રેહેજો અને તારાં દિલ ઉપર કસી ઇજા પોહોંચતી ના. જે કોઇ તારી ઉપર તીર કમાન વાપડે તો તેની કમાન ભાગી જજો, તેનો જીવ રંજીદા બનજો,

---

૧ હાથની લખેલી નકલમાં એ બેત વધારે છે.

કારણ કે પીલતનનું શરીર તારીથી જીવતું રહ્યું છે, નહી તો કે તેને કફનનો વિચાર કરવો પડતે. જે (રૂસતમ) મોટા અઝદાહના સીનામાં સમાઇ શકતો હતો નહી તે (હમણા) એક વરૂના પંજામાં સમાઇ શકતે. મારાં કપડાંના અને શરીરના ટુકડે ટુકડા થયા હતે, અને રૂસતમ વિષેની એ ખબર દુશમનોને પુગી ગઇ હતે.'' જ્યારે તેની જબાંન તેની તારીફ કરવાથી ફારેગ થઇ ત્યારે તેણે તે તેજી રખશ ઉપરથી જીન ઉતાર્યું અને તેનું તમામ શરીર નિર્મળ પાણીથી ધોયું જેથી તે રખશ ખોરશેદની માફક પ્રકાશીત બન્યો. જ્યારે તે પાણીથી ધરાયો ત્યારે તેણે શેકારે જવાની તૈયારી કીધી. તે તૈયાર થયો અને તીરના કોઠલામાં તીર ભર્યાં. તેણે એક હાથીના જેવાં મજબુટ ગોરખારને હેઠે પાડયું અને તેના પગ, ચામડું અને માસ જુદું કીધું. પછી તેણે ખોરશેદના જેવો તપતો આતશ સલગાવ્યો અને તે ગોરખરને પાણીમાંથી (ધોઇને) બાહાર કાઢી આતશ ઉપર ભુજવાને મુકયું. તે ભુજીને પરવારીઆ પછી તેણે તે ખાવા માંડીયું અને પોતાના હાથોથી હાડકાઓને સોરવા માંડયાં. ત્યારબાદ પાણી પીવાને માટે તે નીરમલ ઝરા આગળ ગયો અને જ્યારે પાણી પીને ધરાયો ત્યારે તેણે સુવાનો વિચાર કીધો. તેહેમતને તે લડાયક ઘોડાને કહયું કે "તું કોઇની સાથે લડતો ના અને વળી કોઇની સાથે દોસ્તી પણ કરતો ના. જો દુશમન આવે તો મારી આગળ આવજે, પણ તું પોતે દેવ અને શીંહા સાથે લડાઇ કરતો ના. ખોદાતાલાએ મને લડાઇ કરવાને માટે પેદા કીધો છે અને તુંને જીન અને તંગ લગામને માટે પેદા કીધો છે.'' પછી તે સુતો અને આશાયશ લિધી અને (તેટલો વખત) બોલવાને માટે હોટ ખોલ્યા નહી. તે રખશે પણ અરધી રાત સુધી ચારો ચરીઆ કીધો.

## હફતેખાન ત્રીજું–રૂસતમે અઝદાહને માર્યો તે વિષે.

તે જંગલમાંથી એક અઝદાહ નિકળી આવ્યો કે જેને માટે તું કેહેશે કે તેના હાથમાંથી એક હાથી પણ છુટી શકે નહી. તે મોટા અઝદાહને માટે હું શું કહું ? તેની પુછડીથી તે તેના દંખ

સુધી તે હેંસી ગજ લાંબો હતો. તેનું તે જગ્યામાં રેહેઠાણુ હતું અને તેની ફીકરને લિધે તેના રસ્તા ઉપરથી એક દેવ પણુ જઈ શકતો હતો નહી. હાથીઓ, દેવો કે શીંહોમાંથી કોઇ પણુ ત્યાંથી પસાર થવાની હીંમત કરતું હતું નહી. જો કોઈ ત્યાં આવતું હતું તો તે બુરી મનશનીના નર અઝદાહથી છુટકો પાંમતું હતું નહી. તે (અઝદાહ) ત્યાં આવ્યો અને રૂસતમને સુટેલો જોયો તથા તેની આગળ એક આશુદા ઘોડાને પણુ જોયો. એમ કેમ બન્યું તેને માટે તે વિચારવંત થયો કારણુ કે એ જગ્યામાં આવીને સુવાની કોઈની મકદુર હતી નહી. તેણુે પેહેલાં રખશ તરફ ધસારો કીધો અને તે પેહેલવાન આગળ દોડી ગયો. તેણુે પોતાની તાંબાંના જેવી ખરી જમીન ઉપર થોકી અને ગરજનાની માફક પોકાર કરી પોતાની પુછડી હીલાવી. જેવો તેહેમતન ઉંઘમાંથી જાગી ઉઠયો તેવુંજ તેનું દાનાઇ ભરેલું મગજ લડાઇ કરવાને માટે ઉશકેરાયું. તેણુે તે બ્યાબાનમાં આસપાસ જોયું પણુ તે મોટો અઝદાહ ત્યાંથી નાહાસી ગયો હતો. તેથી તે ચીરડાઇને રખશની સાથે મારામારી કરવા લાગ્યો કે "મને સુતેલાને તેં શા માટે જાગરૂત કીધો?" જેવો તે બીજી વખત ઉંઘમાં પડયો તેવોજ તે અઝદાહ અંધારાંમાંથી પાછો બાહાર આવ્યો અને તે રખશ રૂસતમના માથાં આગળના તકીઆ આગળ દોડયો અને પગ વડે જમીન ખોદવા લાગ્યો તથા તેના ઉપર વાંકો વલવા લાગ્યો. તે સુતેલો શખ્સ બીજી વખત જાગરૂત થયો અને ગુસ્સાથી ચેહેરાને લાલ બનાવ્યો. તેણુે આખાં જંગલની આજુબાજુ જોયું પણુ કાલી રાત શિવાય તેની આંખે કાંઈ દેખાયું નહી. પછી તેણુે તે મેહેરબાન જાગરૂત રખશને કહ્યું કે "શું તું અંધારી રાતે એખલો રેહેવા માંગતો નથી કે મારાં સરને ઉંઘાતું અટકાવે છે? શું તું મને જાગરૂત રાખવા થકી બોહોંશ પકડે છે? જો આવે વખતે હવેથી તું મને ઉઠાડશે તો તારાં સરને હું તિક્ષણુ તલવારથી કાપી નાખશ અને હું માજનદરાન તરફ મારાં બખતર, તલવાર અને ભારી ગુરજને ઉંચકી લેઇ જવશ. મેં તો તુંને એમ કહ્યું હતું કે 'અગરજો શીંહ તારી સાથે લડવા આવે તો તારે બદલે હું

તેને પંજાથી પકડશ.' મેં તુંને એમ કહ્યું નથી કે 'આજ રાતના તું મારી આગળ દોડી દોડીને આવજે અને મને ઉંઘમાંથી ચોંકાવીને ઉઠાડજે.'" ત્રીજી વખતે તેનું સર ઉંઘમાં પડ્યું અને તેણે બબરે-બ્યાનને પોતાના દિલ ઉપર ઓઢ્યું કે તુરતજ તે અઝદાહ પાછો ફુંફારા મારવા લાગ્યો. તું કેહેશે કે તે જાણે પોતાનો દમ ફુંકી આતશને સલગાવતો હતો. તેજ પળે તે રખશે ચરવાની જગ્યા છોડી દિધી પણ તે પેહેલવાનની આગળ જઈ શકયો નહી. અજબ જેવું તો એ હતું કે એ કારણને લિધે તેનું દિલ વેહેંચાઈ ગયું હતું કારણ કે તેને રૂસતમ તથા અઝદાહ એ બંધેની ફીકર હતી. વળી શેઠ તરફના પ્યારને લિધે તેનું દિલ નચિંત રહયું નહી તેથી તે પવન વેગે રૂસતમની તરફ દોડયો અને પોકાર મારતાં તથા ગુસ્સે થતાં મટોડું ખોડવા લાગ્યો, જેથી તેની નાલથી જમીન ચીરાઈ જવા લાગી.

જ્યારે રૂસતમ ખુશ ઉંઘમાંથી જાગરૂત થયો ત્યારે તે કવાયદ પાંમેલા ઘોડાની સાથે ગુસ્સે બન્યો. પણ પરવરદેગારે તેજ વખતે એવું ઉજરડું પાડયું કે ફરીથી જમીન તે અઝદાહને છુપાવી શકી નહી. તેથી રૂસતમે તેને અંધારાં વચે ઉભેલો જોયો. તેજ પળે તેણે પોતાની તિક્ષણ તલવારને મ્યાનમાંથી બાહાર ખેંચી અને વસં-તના વાદલની માફકની એક ગરજના કીધી. તથા લડાઈના આતશથી જમીનને ભરી નાખી. તેણે તે અઝદાહને કહયું કે "તારૂં નામ કેહ કારણકે તું જેહાનને હવે પછી તારી ખાહેશ મુજબની જોશે નહી. એવું નહી બને કે નામ આપ્યા વગર મારે હાથે તારાં કાલાં તન-માંથી જીવ નિકળી જાય." ત્યારે તે બુરાં કરતુકનો નર અઝદાહ બોલ્યો કે "કોઈ પણ મારા પંજામાંથી છુટકારો મેલવી શકતું નથી. સદીઓ પછીની સદીઓ થઈ આએ જંગલ મારૂં રેહેઠાન છે, અને બુલંદ આસમાન મારી ખાહેશ મુજબનું રહે છે. એ જમીનની ઉંચાઈએથી એક સમડી પણ ઉડી શકતી નથી અને તેની જમીનને સેતારાઓ ખુઆબમાં પણ જોઈ શકતા નથી." પછી તે અઝદાહે તેને પુછ્યું કે તારૂં નામ શું છે? કારણ કે તુંને જનમ આપનારને તારે

માટે રડવું પડશે." તેણે તેને જવાબ દિધો કે "હું નરીમાનની ઓલાદના સામના બેટા દસ્તાનનો છોકરો રૂસતમ છું. હું એખલીજ એક કીનો લેનારાં લશકરના જેવો છું અને આએ બાધુર રખશ ઉપર હું મુશાફરી કરૂં છું. હમણા તું મારો લડાઈનો હાથ જોશે કે તુંને હું ખાકમાં કેમ લોટતો કરૂં છું." તે અઝદાહ તેની સાથે લડાઈ કરવા ઉતર્યો પણ તેઓના જોરનું કાંઈ સેવટ આવ્યું નહી. તે પીલતનની સાથે એવી રીતે લડવાને વલગ્યો હતો કે તું કેહેશે કે રૂસતમનીજ હાર થશે. જ્યારે તે રખશે અઝદાહના શરીરનું આવું જોર જોયું ત્યારે તે પણ તે તાજના બક્ષનાર (રૂસતમ)ની સાથે લડવાને જોડાયો. તે પોતાના કાનને હીલવીને જોશમાં આવ્યો અને તે અઝદાહને દાંતથી કરડવા લાગ્યો તથા લાતથી છુંડવા લાગ્યો. તેણે તેને એક તલવારનો ફટકો માર્યો અને તેના ડોકાંને શરીરથી જુદું કીધું જેથી તેના શરીરમાંથી લોહીની નદી વેહેવા લાગી. જમીન તે (લોહી)ની નિચે ઢંકાઇ ગઇ અને તેના ઉપરથી એક લોહીનો ઝરો વેહેવા લાગ્યો. જ્યારે રૂસતમે તે બીહામના અઝદાહને તેની ગરદન, મોઢાંનો ઘેરાવો અને અણુંવાલી પુછડી સાથે જોયો ત્યારે તેનું ભારે કદ જોઈને તે અજબ બન્યો અને તેને થોડો વખત સુધી જોયા કીધો. તેણે પોતાની આગળનું જંગલ (તે અઝદાહથી) સાફ થયલું જોયું અને તેના ગરમ લોહીને કાલી ખાક ઉપરથી વેહેતું જોયું. તેહેમતન તેનાથી ઘણો અચરત રહયો અને પેહેલવી જબાનમાં ખોદાનું નામ લેવા લાગ્યો. પછી તેણે પાણીમાં જઈને પોતાનું માથું તથા શરીર ધોયું અને તેણે ખોદાની શક્તિ સિવાય દુન્યામાં બીજી કાંઇ પણ સોધ કીધી નહી. તેણે પરવરદેગારને આ પ્રમાણે કહયું કે "ઓ દાદગર! તેં મને અક્કલ, કૌવત અને મોટાઈ બક્ષી છે. મારી આગળ શું પાણી વગરનું બ્યાબાન કે નાઇલ નદી એ સઘલા થોડા યા ઘણા દુશમનો હોય તો પણ જ્યારે હું છેડાંઉ છું ત્યારે તે સઘલા મારી નજરમાં સરખાજ છે." જ્યારે તે બંદગી કરવાથી ફારેગ થયો ત્યારે તેણે તે ગોલાબી રખશને તૈયાર કીધો.

## હફતેખાન ચોથું—રૂસતમે જાદુગર ઓરતને મારી નાખી તે વિષે.

પછી તે રખશ ઉપર બેસી આગળ ચાલવા લાગ્યો અને સેહેલ કરતો એક જાદુગરના રેહેઠાણ ઉપર આવી લાગ્યો. જ્યાં સુધી તપતો સુરજ (અસત પાંમવાને) ઉંચાઇએથી નિચે ઉતર્યો ત્યાં સુધી તેણે લાંબો રસ્તો કાપ્યા કીધો. જવાન માણુસને જે પ્રમાણેની જગ્યા જોઇએ તેવી ઝાડ, ઘાસ અને દોડતા ઝરાવાલી જગ્યા તેણે જોઇ કાઢી. તેણે એક તીતરની આંખના જેવો (ખુબસરત) ચશમો જોયો જેની પાર ઉપર દારૂથી ભરેલી એક સુનેરી જામ હતી. એક ભુજેલો મોરગ તથા નાન, નીમકદાની અને અચાર સાથે ત્યાં મુકેલું હતું. જ્યારે રૂસતમે આવી લાયક જગ્યા જોઇ ત્યારે તેણે પરવરદેગારની બંદગી કીધી. ત્યાં પુગતાં રૂસતમે જે ખાણું જોયું તે જાદુગરે મુકેલું હતું, પણ તેના અવાજથી તે દેવ સંતાઇ ગયો હતો. રૂસતમ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને જીન છોડયું અને તે મોરગ તથા નાન જોઇ તે અજબ થયો. તે મુબારક પગલાંનો રૂસતમ તે ઝરાની આગળ બેઠો અને તે યાકુતની જામ અંદર દારૂ ભર્યો. તે દારૂની સાથે એક સુંદર તંબુરો હતો. એક બ્યાબાન મોજમઝાહ કરવાની જગ્યા કેમ હોઇ શકે? તંહેમતને તે તંબુરાને ખોલા ઉપર ધર્યો અને તે વાજીંત્ર વજાડી ગાયન લલકારવા લાગ્યો કે "આએ ભટકનાર કમનસીબ રૂસતમ છે, કે જેના નસીબમાં ખુશાલીના દિવસોનો ભાગ ઓછો છે. સઘલાં મેદાનો તેની લડવાની જગ્યા છે તથા જંગલો અને પાહાડો તેના બાગો છે. તેને સઘલા દેવો અને નર અઝદાહોની સાથે લડવાનું છે. તે દેવોથી અને બ્યાબાનોથી છુટકારો પામતો નથી. જમાનાએ મને દારૂ, જામ, ખુશબોદાર ફુલ અને શેકારના મેદાનની બક્ષેશ કીધી નથી. હું હંમેશાં મગરમછના પંજા વચે રહું છું અને બીજું તો હું વાઘોની સાથે લડાઇ કરૂં છું." આએ સાહાડ તથા રૂસતમનું ગાયન અને તંબુરાનો અવાજ તે જાદુગર ઓરતને કાને ગયો. જો કે તેણી એટલી બધી ખુબસુરત

હતી નહી તો પણ તેણીએ પોતાના ચેહેરાને વસંતની માફક સંગાર્યો અને સુગંધીવાલાં અને તરેહ તરેહના રંગના કપડાં સાથે તેણી રૂસતમની આગળ આવી અને તેની ખબર પુછી તેની આગળ બેઠી. તેહેમતને ખોદાની બંદગી કરવી સરૂ કીધી અને તે પરવરદેગારની તારીફ ગાઇ કે "માંજનદરાનનાં જંગલમાં હું ખાનું, દારૂ, વાજીંત્ર અને જુવાન દારૂ પીનારી સ્ત્રી મેલવવા પાંમ્યો છું." પણ તે જાણતો હતો નહી કે તે અપવીત્ર જાદુગર ઓરત છે અને બાહારના રંગમાં અંદરથી હારેમન છુપાયલો છે. તેણે હથેલીમાં એક દારૂની જામ પકડી અને નેકીના પોહોંચાડનાર પરવરદેગારની યાદ કીધી. તે દયાલુ પરવરદેગારના નામના અવાજથી તે જાદુગર ઓરતનો ચેહેરો બીજી તરેહનો (બદ શીકલમાં) બદલાઇ ગયો. તેણીનો આત્મા બંદગી કરવાને ઇચ્છતો હતો નહી અને તેણીની જબાંન પરવરદેગારની બંદગી કરવાની શકિત ધરાવતી હતી નહી. જેવું તેણીએ યજદાંનુ નામ સમજયું તેવીજ તેણી કાલી બની ગઇ. તેહેમતને તુરતજ તેણીને તે રૂપમાં જોઇ તેજ વખતે તેણે કમંદનો ફાંસો તેણી તરફ હવામાં ફેંકયો અને તે ફાંસામાં તે જાદુગર ઓરતનું માથું પકડયું. તેણે તેણીને પુછયું કે "તું કોણ છે તે મારી આગળ કહી દે અને જેવી તું હોય તેજ પ્રમાણેનો તારો ચેહેરો દેખાડ" તેજ વખતે તે કમંદની અંદર તેણી એક કરચલીવાલી, જાદુઇ ભરેલી, ફેલ ફરેબવાલી અને નુકશાંન ભરેલી, વાસ મારતી એક બુઢીયા થઇ ગઇ. પછી તેણે પોતાના ખંજરથી તેના શરીરના બે ભાગ કરી નાખ્યા જેથી જાદુગરોના દિલ ધાસ્તી ભરેલાં થયાં.

## હફતેખાન પાંચમું-રૂસતમે જંગલના ચોકીબાનના બેઉ કાન કાપી નાખ્યા અને તે અવલાદની આગળ ફરીયાદ લેઇ ગયો તે વિષે.

જે પ્રમાણેની મુસાફરોની રીત હોય તે પ્રમાણે રૂસતમે ત્યાર બાદ ત્યાંથી આગળ રસ્તો ધર્યો. ચાલતાં ચાલતાં તે એક એવી જગ્યાએ આવી લાગ્યો કે ત્યાંની જગ્યામાં તેણે કસી રોશણી જોઇ

નહી. એક કાલા સીધી માફકની તે કાલી રાત બની ગઇ અને ત્યાં તારાઓ કે ચલકતો માહાતાબ જણાતા હતા નહી. તું કેહેશે કે જાણે ખોરશેદ બંધીખાને પડયો છે અને સેતારાઓ કમંદના ફાંસામાં સપડાયા છે. આથી તેણે પોતાની લગામ રખશને સોંફી દિધી અને આગળ ચાલ્યો. અંધારામાં તેને ઉંચાન કે નિચાંન કાંઇ દેખાતું હતું નહી. તેવી જગ્યામાંથી તે રોશનીવાલી જગ્યામાં આવી લાગ્યો અને ત્યાંની તમામ જમીનને પાકથી ભરચક લીલોતરીવાલી બનેલી જોઇ. તમામ લીલોતરીથી અને દોડતા ઝરાઓથી બુઢી દુન્યા જાણે નોજુવાન બની રહી હતી. તે (રૂસતમ)ના શરીર ઉપરના તમામ કપડાં પસીનાથી ભીજાઇ ગયાં તેથી તેની ખાહેશ આરાયશ લેવાની અને ઉંઘાવાની થઇ. આથી તેણે બબરેબ્યાન દિલ ઉપરથી ઉતાર્યું. તેની તોપી પણ અંદરથી ભીજાઇને તરબોર થઇ ગઇ હતી. તેથી તેણે તે બંધે ચીજો તડકામાં સુકવવાને મુકી અને જલદીથી તે ઉંઘાવા અને આરાયશ લેવા ગયો. તેણે ઘોડાના માથાં ઉપરથી લગામ કાહાડી નાખી અને તેને ખેતરમાં છુટો મુકી દેઇ તે પાછો ફર્યો. જ્યારે તે તોપી અને બબરેબ્યાન સુકાયું ત્યારે તેણે તે પાછું પેહેર્યું અને પછી તેણે વાઘની માફકનું બીછાણું બનાવ્યું. તેણે માથાં તલે ઢાલ મુકી અને તલવારને પાસે રાખી અને તેની મુઠ ઉપર પોતાનો હાઠ મુકી રાખ્યો. જ્યારે તે જંગલના ચોકીબાને લીલોતરી વચે ઘોડાને (ચરતો) જોયો ત્યારે તે ગાલ દેતો ત્યાં દોડતો આવ્યો. તે રૂસ્તમ અને તેના રખશની આગળ ગયો અને તે (રૂસતમ)ના પગ ઉપર મજબુત રીતે લાકડીનો ફટકો માર્યો. જ્યારે તે પીલતન ઉંઘમાંથી જાગી ઉઠયો ત્યારે તે જંગલના ચોકીબાને તેને કહયું કે "ઓ હારેમન! તેં ખેતરમાં ઘોડાને શું કરવા છોડયો? અને હરામનું ફળ શા માટે મેલવવા લાગ્યો છે?" તે અક્કલમંદ શખ્સ તેના એમ બોલવાથી ઉશકેરાઇ ગયો અને એકદમ કુદી ઉઠી તેના બે કાન પકડયા અને કાંઇ પણ ભલું યા બુરું બોલ્યા વગર તેમને ચીમટીને થડમાંથી તોડી કાઢીઆ.—તે જંગલના રખેવાલે તે કાનો જડપથી ઉંચકી લિધા અને એ (બનાવ)થી અચરત થતો પોકાર મારવા લાગ્યો. તે ખેતરની

અંદર એક નામદાર અને હીંમતવાન જવાન હતો જેનું નામ અવ-લાદ પેહેલવાન હતું. તેની આગળ તે જંગલનો રખેવાન લોહીથી જજરતો અને હાથમાં તોડેલા બે કાન ધરીને પોકાર મારતો ગયો, અને તેને કેહેવા લાગ્યો કે "કાલા દેવના જેવો એક માણુસ લોઢાંની તોપી સાથે અને વાઘના ચામડાંના બખતર સાથે (ખેતરમાં આવ્યો) છે. તે તમામ જંગલની અંદર હારેમન જેવો છે, અથવા તો બખ-તરમાં ઢંકાયલો અઝદાહ હોય તેવો તે લાગે છે. હું તેના ઘોડાને ખેતરમાથી હાંકી કાઢવાને ગયો પણ તેણે મને તે ઘોડા આગળ યા ખેતર તરફ જવા દિધો નહી. મને જોતાંજ તે કુદી ઉઠયો અને કાંઇ પણ બોલ્યા વગર મારા બે કાનોને તોડી કાઢયા અને પાછો જઇને સુઇ ગયો." જેવું તે અવલાદે એમ સમજયું તેવોજ તે જડપથી કુદી ઉઠયો અને બલતાં દિલ સાથે ધુમાડાની જડપે બાહાર આવ્યો કે જેથી તે તેને જોય કે તે કેવોએક માણુસ છે અને તેની સાથે શાને માટે એવી બુરાઇ કીધી છે.

આથી તે અવલાદ ખંજર રાખનારા કેટલાક નામદારો સાથે ખેતર તરફ ગયો. જેવી તેણે જંગલના રખેવાલથી એ વાત સમજી તેવોજ તે જે શીંહને તેણે જોયો હતો તેનો શેકાર કરવાને માટે ગયો. તેણે પોતાના લડવૈયાઓની સાથે જે જગ્યાએ તેહેમતનને માટેની નિશાણી મલી હતી તે તરફ લગામ ફેરવી. જેવો તે લડવૈયો તેની છેક નજદીક આવી પુગ્યો તેવોજ તેહેમતન પોતાના રખશ તરફ ગયો તથા તેના જીન ઉપર ચઢી બેઠો અને વેરેની તલવારને બાહાર ખેંચીને વાદલની માફકની ગરજના કરતો તેની સામે આવ્યો. જેવા તેઓ એકમેકની આગળ આવી પુગ્યા તેવાજ તેઓ એકમેકનો ભરમ પુછવા લાગ્યા. અવલાદે તેને પુછયું કે "તારૂં નામ શું છે? તું કોણ શખ્સ છે? અને તારો પાદશાહ અને મદદગાર કોણ છે? તુંને આ તરફ લડાઇના કરનારા નરદેવોની આગળ આવવું ઘટતું હતું નહી. તેં શાને માટે આએ જંગલના રખેવાલના કાનો તોડી કાઢયા? અને ઘોડાને આએ ખેતરમાં કેમ છોડયો? હમણા હું જેહાનને તારી ઉપર કાલી બનાવશ અને તારી પેહેલવાની તોપીને

ખાક ઉપર નાંખશ." રૂસતમે તેને જવાબ દિધો કે "મારૂં નામ વાદલ છે અને તે વાદલ એવું છે કે તે એક વાઘનું જોર ધરાવે છે. તે તમામ નેજા અને તલવારનોજ વરસાદ વરસાવે છે અને સરદારોના ડોકાંને (કાપી નાખી) તેઓની બગલમાં પકડાવે છે. અગરજો મારૂં નામ તારે કાને પડશે તો તારો દમ, જીવ અને દિલનું લોહી (ધાસ્તીથી) બંધાઇ જશે. શું પેહેલવાન પીલતનની કંમદ અને કમાનની વાત કોઇ પણ અંજુમન વચેથી તારે કાને આવી નથી? જે કોઇ માય તારા જેવા બેટાઓને જનમ આપે છે તે માયને હૂં કફનની સીવનારી અને રૂદન કરનારી ગણું છું. આએ સેપાહોની સાથે તું મારી આગળ દોડી આવ્યો છે તે ગોયા શુમબજની ઉપર તેં હડો ફેંકયા બરોબર કીધું છે." પછી તેણે બલા વરસાવનારી મગરમછ (તલવાર)ને મ્યાનમાંથી બાહાર કાઢી અને જીન ઉપરથી વલખાતી કમંદના ફાંસાને ફેંકવા લાગ્યો. તે એબખલો પાણી પાયલી તલવાર વડે એકએક ફટકાએ બબે જનને હેઠે નાખવા લાગ્યો. તે મેંઢાંઓના ટોલાં વચે જાણે શીંહની માફક ઉતરી પડયો અને જે સઘલાઓ તે અવલાદની આગળ હતા તેઓને મારી નાખ્યા. તેણે તે સરદારોને તલવારના જખમે પગ આગળ નિચે પડેલા કીધા અને તેઓનાં આત્માને શરીરના ફાંડામાંથી છોડવ્યા. પેહેલવાન રૂસતમથી તે લશકરે હાર ખાધી અને પોતાના પાપી આત્મા સાથે તેઓ નાહાસભાગમાં પડયા. સ્વારોથી ઉડતી ધુલથી તે જંગલ અને બ્યાબાન ભરાઇ ગયું અને તેઓ પાહાડી જગ્યામાં વિખેરાઇ ગયા. રૂસતમ સાઠ વીટા વાલેલી કમંદ બાજુએ લટકાવીને એક જોરાવર હાથીની માફક અવલાદની પુઠે ગયો અને જેવો તેનો રખશ અવલાદની નજદિક જઇ પુગ્યો તેવોજ તેનો રોશન દિવસ રાતની માફક કાલો થઇ ગયો. રૂસતમે પોતાની લાંબી કમંદ તેની ઉપર ફેંકી અને તે નામદારનું માથું તેના ફાંડામાં આવી પડયું. પછી રૂસતમ ઘોડા ઉપરથી ઉતરી પડયો અને તેના બે હાથો બાંધીઆ અને તેને પોતાની આગળ નિચે નાખીને તેની ઉપર પોતે ચઢી બેઠો. તેણે તેને કહયું કે "તું ખરેખરી વાતજ મને કેહેજે. હું તારીથી જુદાઇ

ભરેલું અને ધડપુછડાં વગરનું સમજવા માંગતો નથી. મને તું સફેદ દેવની તથા પુલાદ, ગન્દી તથા બીદ દેવની રેહેવાની જગ્યા તથા જે જગ્યાએ કાઉસ પાદશાહને બંધ કીધો છે તે જગ્યા તથા જેઓએ એ બુરો રસ્તો દેખાડયો છે તેઓને તું મને દેખાડી આપ. જો તું મને તે દેખાડશે અને ખરેખરૂં કહી દેશે તથા ઇનશાફના કામમાં જુઠું બાહાનું નહી લાવશે, તથા જો તું (તેઓનો) રસ્તો દેખાડીને મારી સાથે ભલો થશે તો હું તુંને માજનદરાનનો પાદશાહ બનાવશ. [1] હું આએ તાજ, તખત અને મારી ગુરજના સોગંદ ખાંઉ છું કે હું તુંને માજનદરાનનો પાદશાહ બનાવશ. તું આએ જમીન અને મુલકનો પાદશાહ ત્યારેજ બનશે કે તું આએ કામમાં કાંઇ પણ જુઠું બોલે નહી. અગરજો તું મને કેહેવામાં જુઠાઇ વાપડશે તો તારા આએ (બદનના) ઝરામાંથી હું લોહીની નદીને વેહેતી કરશ."

અવલાદે તેને કહયું કે "તું તારા મગજમાંથી ગુસ્સાને ખાલી કર અને તારી આંખને એકવગી ખોલ્લી કર. મારાં તનને તું વગર ફેકટનું જીવથી ખાલી ના બનાવ. તું જે ઇધાની મને પુછશે તે તું મારીથી મેલવશે. જે જગ્યાએ કાઉસ પાદશાહને બાંદયો છે ત્યાંનાં એકેએક શેહેરો અને રસ્તાઓ હું તુંને દેખાડશ. વલી જે ઉમેદ તેં મને આપી છે તેને માટે હું તુંને બીદ દેવ તથા સફેદ દેવના રેહેઠાનો પણ દેખાડશ. એ દેવના જેવું દિલ ધરાવનારા વખાનને લાયકના પેહેલવાન! આએ મટોડીના ઢગલા કરતાં ખોદા સોથી ચઢતો છે. તું જાણુ કે કાઉસ પાદશાહની નજદિક જવાને માટે સો ફરસંગ સુધી દુર પગલાં ભરવાનાં છે. ત્યાંથી તે દેવ તરફ જવાનો પણ સો ફરસંગનો એક ઘણોજ કઢંગો અને ખરાબ રસ્તો આવે છે. તે ભયથી ભરેલી જગ્યા બે પાહાડની વચમાં આવી છે, અને ત્યાંના આસમાન ઉપરથી હોમાય પક્ષી પણ ઉડી શકતું નથી. તે બસો ફરસંગના રસ્તા વચે અજબ જેવા ચોકી કરનારા દેવો છે કે જેઓની ગણુત્રીનો અંદાજો થઇ શકે નહી. લડાયક દેવોમાંના બાર

---

[1] લખેલી નકલમાં એ બેત વધારે છે,

હજાર દેવો તે પાહાડી જગ્યામાં રાતે પાસબાની કરે છે. તેઓના સરદારો પુલાદ અને ગનદી જેવા દેવો છે અને બીદ અને સંનજે જેવા તેઓના પાસવાનો છે. તે નરદેવોનો સરદાર સફેદ દેવ છે કે જેનાંથી પાહાડ પણ નેતરના ઝાડની માફક ધ્રુજે છે. તે સફેદ દેવને તું શરીરે પાહાડના જેવો જોશે તથા તેનું શરીર, ખભાં અને ગરદન દસ રસનના[1] ઘેરાવા જેટલી છે. તે દેવ સાથે લડવાને માટે તારા આવા હાથ પગ, તથા લગામ, તથા તલવાર, ગુરજ, અને ભાલો વાપરવાને તારો આવો હુનર તથા તારૂં આવું ઉંચું કદ અને તારી કામ કરવાની આવી રીત (તેની આગળ) કાંઇ બીસાદમાં નથી. જ્યારે તે (રસ્તો) તુંને પસાર કરવો પડશે ત્યારે તુંને પથરાવાલી જગ્યા અને જંગલો મલશે કે જ્યાંથી એક હરણ પણ પસાર થઇ શકતું નથી. જ્યારે તું તે પસાર કરી રહેશે ત્યારે વળી આગળ ચાલતાં પાણીની એક નદી આવશે કે જેની પોહોલાઇ બે ફરશંગથી પણ વધારે છે. ત્યાંનો ચોકીબાન કનારંગ નામનો દેવ છે અને તેના હોકમ હેઠેલ બીજા સઘલા નર દેવો છે. બોજકુશ શેહેરથી તે નર-મપા શેહેર સુધી એક ફરશંગ જેટલી જગ્યામાં ત્રણ હજાર તંબુઓ મારેલા છે. બોજકુશથી માજનદરાન શેહેર સુધી ઘણાએક ફર-શંગો સુધીનો ખરાબ રસ્તો આવે છે. તે સઘલા રસ્તા ઉપર પાદ-શાહના લખો સવારો વિખેરાયલા રહે છે. તે એવું હથીવારો અને પૈસા ધરાવનાં લશકર છે કે તેઓમાંનાં એકને પણ તું (તંગીથી) ગમગીન બનેલો જોશે નહી. વળી ત્યાં બારસો લડાયક હાથીઓ છે કે જેઓથી કરીને શેહેરમાં જવાનો જરાએ રસ્તો રેહેતો નથી. તું એખલોજ છે તેથી જો તું લોહાંનો પણ બનેલો હશે તોપણ તે હારેમનોની કાનસોથી તું ઘસાઇ જશે.” તેના એમ કેહેવાથી રૂસતમ હસી પડયો અને તેને કહયું કે “અગરજો તું મારી સાથે માર્ગમાં રહેલો હશે તો તું જોશે કે આએ એકલા પીલતનના શરીરથી તે નામીચાં લશકરનું શું થાય છે? ફતેહમંદ યજદાંના બલથી તથા

---

1 ‘રસન’ એ એક જાતનો ભાલો છે જે એક ગજ લાંબો હોય છે. રસનનો અર્થ દોરડું પણ થાય છે.

મારાં નસીબ, તલવાર, તીર અને હુનરથી જેવા તેઓ મારૂં જોર, બાજુ, ગરદન જોશે તથા લડાઇની અંદર પડતા મારા ગુરજના ફટકા જોશે તેવાજ તેઓના પગ ધાસ્તીથી ફસડાઇ જશે અને તેઓની પીઠ ચીરાઇ જશે અને લગામ શું અને પાવડા શું તે તેઓ ફરીથી જાણશે નહી. જે તરફ કાઉસ પાદશાહ છે તે તરફનો મને રસ્તો દેખાડવાને હાલે તું ચાલવા માંડ."

એટલું કહીને તે ખુશાલી સાથે રખશ ઉપર બેઠો અને તે અવલાદ પવન વેગે તેની આગળ ચાલવા લાગ્યો. જે જગ્યા સુધી કાઉસ લશકરને લેઇ ગયો હતો અને જ્યાં તેના ઉપર દેવો અને જાદુગરોથી બુરાઇ પુગી હતી ત્યાં તે જઇ પુગ્યો ત્યાં સુધી તેણે અંધારી રાતે કે રોશન દિવસે આશાયશ લિધી નહી અને એ રીતે તે અસ્પરૂજ પાહાડ સુધી જઇ પુગ્યો. જ્યારે અંધારી રાતનો અરધો ભાગ વહી ગયો ત્યારે જંગલ અંદરથી બુમોના અને ઘોંઘાત ભર્યા અવાજો નિકલ્યા. માજનદરાનની અંદર લોકોએ આતશ સલગાવ્યા અને દરેક ઠેકાણે મીનબતીઓ બલવા લાગી. તેહેમતને અવલાદને પુછ્યું કે જમની તથા ડાબી બાજુએ આતશ સલગી રહ્યો છે તેનું કારણ શું?" ત્યારે તેણે જવાબ દિધો કે એતો સઘલું માજનદરાન શેહેરની અંદર થાય છે કે જ્યાંના લોકો રાતના પણ બે ભાગ ઉંઘાતા નથી. પુલાદ, અરઝંગ અને બીદ જેવા સપેહસાલારો સફેદ દેવના પેહેલવાનો છે. જે ઝાડ વાદલ સુધી પુગેલું છે અને તેની ઉપર દોરીઓથી તારાનાં જેવાં ફાનસો હાર બંધ તંગાયલાં છે તે અરજંગ દેવની જગ્યા હોવી જોઇએ, કે જે જગ્યામાંથી હર પળે પોકાર અને ગડગડાતના અવાજો નિકળે છે." જ્યાં સુધી પ્રકાશીત સુરજે પોતાનો ચેહેરો દેખાડયો ત્યાં સુધી તે લડાયક રૂસતમ ઉંઘાઇ ગયો અને તેટલો વખત તેણે અવલાદને પોતાની કમંદના ફાંસાથી મજબુટ રીતે બાંધીને ઝાડ સાથે તાંગ્યો.

## હફ્તેખાન છઠું-રૂસતમે અરજંગ દેવને મારી નાખ્યો તે વિષે.

જ્યારે સુરજ પાહાડની કઠનમાંથી ઉગ્યો અને દુન્યાની મોટાઇ અને દબદબો વધાર્યો ત્યારે તે તાજનો બક્ષનાર પેહેલવાન ઉંઘમાંથી જાગરૂત થઇને ત્યાંથી રખશની આગળ ગયો. તેણે જીનની અંદર પોતાના બપાવાનો ગુરજ નાખ્યો અને યુક્તિઓથી ભરપુર થઇને તે બાહુરી સાથે આગળ ચાલ્યો. તેના માથાં ઉપર એક પાદશાહી તોપી હતી અને તેના શરીર ઉપર પસીનાવાલું બબરેબ્યાન હતું. તેણે સપેહસાલાર અરજંગ તરફ ચાલવા માંડયું અને જેવો તે પેહેલવાન તે છાવણીમાં આવ્યો તેવોજ તેણે તેના લશકરની અંદર એક પોકાર માર્યો કે જેથી તું કેહેશે કે દરીઆ અને પાહાડો પણ ચીરાઇ ગયા. જેવો અરજંગને કાને આવી રીતનો પોકાર પુગ્યો તેવોજ અરજંગ દેવ પોતાના તંબુમાંથી બહાર કુદી પડયો. જેવો રૂસતમે તેને જોયો તેવોજ તેણે ઘોડાને ઉશકેરીઓ અને વિજલીના આતશની જડપે તેની આગળ જઇ પુગ્યો. તેણે તેનું માથું, કાન અને ગરદન બાહુરી સાથે પકડી અને પછી એક શીંહની માફક તેનું માથું શરીરમાંથી તોડી કાઢયું અને શરીરમાંથી તોડી કાઢેલું તે લોહીથી ભરેલું માથું જે તરફ તેનું લશકર હતું તે તરફ ફેંકયું. જ્યારે તે દેવોએ તેનો ગુરજ તથા તેના પંજા જોયા ત્યારે તેઓનું દિલ (ધાસતીથી) ફાટવા લાગ્યું. તેઓએ પોતાના વતન અને જમીનની દરકાર કીધી નહી અને ત્યાંથી છુટવાને માટે તેઓ દોડવા લાગ્યા અને દોડતાં દોડતાં બાપ દીકરાઓ એક એક ઉપર ગબડી પડવા લાગ્યા. પીલતને કીના ભરેલી શમશેરને બાહાર ખેંચી અને તે લશકરને દેવોથી ખાલી કરી નાખ્યું. જ્યારે દુન્યાને દિપાવનાર સુરજ અસ્ત પાંમ્યો ત્યારે તે દોડતો અસપરૂજના પાહાડ તરફ ગયો અને અવલાદના બંધ છોડી નાખીને એક બુલંદ ઝાડની નિચે તેઓ બેઠા. પછી તેહેમતને અવલાદને જે શેહેરમાં કાઉસ પાદશાહ હતો તે તરફના રસ્તાની ઇધાણી પુછી. જ્યારે તેણે તે ઇધાની મેલવી

ત્યારે તેણે તે તરફ જવાનું ચાલું મુકયું. અવલાદ તેને રસ્તો દેખાડવાને આગળ ચાલવા લાગ્યો. જેવો તે તાજનો બક્ષનાર તે શેહેરમાં આવી પુગ્યો તેવોજ તેના રખશે વાદલની ગરજનાની માફકનો પોકાર માર્યો. જેવો કાઉસે તેનો અવાજ સમજ્યો તેવોજ તે સરૂઆતથી તે આખેર સુધી (ની વાત) પાંમી ગયો. પછી તે પાદશાહે ઇરાનીઓને કહયું કે "હવે આપણા ખરાબ વખતનો છેડો આવ્યો છે. રખશના ખંખારવાનો સાહાદ મારે કાને સમજાયો છે અને તે ખંખારથી મારો જીવ તથા મારૂં દિલ ખીલી રહયું છે. જે વખતે તુરકીઓ પાદશાહ સાથે લડાઈ કરતા તે વખતે પણ એ રખશે એજ પ્રમાણે કોબાદની દરબાર આગળ ખંખાર માર્યો હતો." ત્યારે તે લશકરીઓ બોલ્યા કે "કાઉસ પાદશાહનો જીવ ભારી જંજીરથી કંટાલી ગયો છે તેથી તેના માથામાંની અક્કલ, હુશીયારી અને મોટાઇ જતી રહી છે. તું કેહેશે કે તે જાણે સ્વપનાનીજ વાત કરે છે. આપણને માટે આ ભારે કેદખાનામાંથી છુટવાનો કસો ઇલાજ નથી, કારણ કે આપણું નસીબ ઉંધું વલ્યું છે." જેવા તે ઇરાનીઓ એ પ્રમાણે બોલી રહયા કે તેવોજ તે આતશને સલગાવનારો લડાયક પેહેલવાન કંમરને તંગ બાંધીને તેજ પળે તેઓની આગળ આવી પોહોંચ્યો. જેવો પીલતન કાઉસની આગળ જઈ લાગ્યો કે તેવાજ તમામ નામદારો જેવા કે ગોદરેજ, તુશ તથા બાધુર ગેવ, ગસતહમ, શીદુશ તથા શેર નર બેહેરામ વિગેરે તેની આગળ ભેગા થયા. તેઓએ (ખુશાળીથી) પુશકલ ઘોંઘાટ કરી મુકયો અને તેને નમન કીધું અને લાંબી મુસાફરીના શંકટો વિષે તેઓએ તેને પુછપરછ કીધી. કાઉસ પાદશાહે તેને બગલગીરી કીધી અને તેને જાલની ખેરઆફીયત તથા રસ્તાની થાકને માટેની પુછપરછ કીધી. તેણે તેને આસ્તેથી કહયું કે "આએ રખશને એ જાદુગરોથી છુપાવી રાખવો જોઇએ, કારણ કે જેવી સફેદ દેવને એવી ખબર મલશે કે જેહાનની સપાટી અરજંગ દેવથી ખાલી થઇ છે અને પીલતન કાઉસની આગળ જઇ પુગ્યો છે તો તેવીજ તે તમામ નર દેવોની એક મીજલશ ભરશે અને તેથી દેવોના લશકરથી જેહાન ભરાઇ જશે. તેથી તારી સઘલી મેહેનત

ફીકરમાં જશે." પછી કાઉસ પાદશાહે રૂસતમને એ પ્રમાણે કહ્યું કે આએ વીતી તથા આએ તારી કોલાહ તારા વગરની હોતી ના. ૧ હવે તું હમણાજ સફેદ દેવના ઘર તરફનો રસ્તો લે અને તારા શરીરને, તલવારને તથા તીરને મેહેનતમાં નાખ. કદાચને એવું પણ બને કે પાક યજદાંન તારો મદદગાર થાય અને તું જાદુગરોના માથાંને ધુલમાં રગડી શકે તેથી તુને 'હફત કુહ' નામના પાહાડ ઉપર કે જયાંની દરેક જગ્યાએ દેવોના ટોલેટોલાં હોય છે ત્યાં જવું જોઇએ. જેમ મેં ધાસ્તી અને ફીકર સાથે સમજયું છે તેમ તુંને ત્યાં એક ભંયકાર ગુફો મલશે. ત્યાંના રસ્તા લડવૈયા જેવા નરદેવોથી ભરેલા છે કે જેઓને લડાઇ કરવાને માટે વાઘના જેવા બનાવેલા છે. તે ગોફાની અંદર સફેદ દેવનું રેહેઠાન છે કે જેનાથી તે માજનદરાનના લશકરને ઉમેદ અને ધાસ્તી રહે છે. જો તું તેનો નાશ કરવાને શક્તિવાન થશે તો સારૂં કે તે દેવ સરદારો અને લશકરને ટેકો આપનારો છે. (આપણા) લશકરની આંખ ગમથી આંધલી થઇ છે અને મારી આંખપણ અંધાળાંથી કંટાલી ગઇ છે. જે તબીબોએ તે તપાસી છે તેઓ એવી ઉમેદ રાખે છે કે સફેદ દેવના દિલના લોહી તથા મગજથી તે સાજી થઇ શકશે. એક હુશીયાર તબીબે એમ કહ્યું છે કે 'જયારે તેના લોહીના આંસુની માફકના ત્રણ ટીપાં આંખમાં નાંખવામાં આવશે તો તે લોહીથી તમામ અંધાપો દુર થશે.' તેથી હું એવી ઉમેદ ધરાવું છું કે પાક પરવરદેગારની બક્ષેશથી તું તે લડાયક દેવનો નાશ કરશે."

તે પીલતન પેહેલવાને તેથી લડાઇની તૈયારી કીધી અને તે જગ્યાએથી ચાલવા માંડયું. તેણે ઇરાનીઓને કહ્યું કે "તમો સાવધ રેહેજો, કારણ કે મેં સફેદ દેવ સાથે લડવાની ધારના કીધી છે. તે દેવ યુક્તિ રચનારો એક લડાયક હાથી જેવો છે અને તેની આજુબાજુ પુશકલ લશકર છે. અગરજો એવું બને કે તે મારી પીઠને ફાંદામાં લેવા ફાવશે તો તમો લાંબો વખત સુધી બુરી સ્થીતીમાં અને ગમગીન રેહેશો. પણ જો સુરજનો માલેક પરવરદેગાર

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

મારો મદદગાર થશે અને મારૂં સારૂં નસીબ મને વધુ જોર બખશશે તો તમો સઘલા તમારૂં દેશ, વતન અને તખત પાછું મેલવશો અને પેલું (ઇરાનનું) પાદશાહી ઝાડ ફલવંત બનશે.'' તેના ઉપર મોટી પડવીના શખ્શોએ દુવા કીધી કે ''તારો ઘોડો, ગુરજ અને જીન તારા વગરનું રેહેતું ના.'' પછી રૂસતમ પોતાની કમંદને તંગ બાંધીને તથા પોતાના માંથામાં કીનો લેવાનું જણુન રાખીને તે જગ્યાએથી બાહાર પડયો. તે પોતાની સાથે અવલાદને લેતો ગયો અને પોતાના રખશને પવન વેગે દોડાવી મુકયો. તે નેકખાહ પેહેલવાને રસ્તામાં આરામ લિધી નહી. તેને રસ્તો દેખાડનાર તરીકે અવલાદજ રહયો હતો. જ્યારે તે રખશના પગલાં હફ્ત કુહ ઉપર ચઢવા લાગ્યાં, ત્યારે નર દેવોનાં ટોલેટોલાં ત્યાં ભેગાં થવા લાગ્યાં. તે છેડા વગરના ગુફાની નજદિક તે રૂસતમ જઇ પોહોંચ્યો. તેણે ત્યાં પોતાની આસપાસ દેવાનું લશકર જોયું. તેણે અવલાદને કહયું કે ''મેં જે જે બાબદ વિષે તુંને પુછયું છે તે સઘલામાં તારાથી સચાઇજ જોઇ છે. અત્રે મારે એક ભારી કામ ઉઠાવવાનું છે. માટે ઓ ભલા નસીબના શખ્સ! અગરજો તું આએ ખોલાશો કરે તો સારૂં. તે એકે હમણાં (તેની સાથે લડવા જવાનો) વખત નજદિક આવી લાગ્યો છે કે? એ બાબેનો તું મને કાંઇ ઉપાય દેખાડ અને એ ભરમને ખુલ્લો કર.'' ત્યારે અવલાદે તેને જવાબ દિધો કે, ''જ્યારે સુરજ તપવા માંડશે ત્યારે તે દેવ ઉંઘમાં પડશે. તે વખતેજ તું તેઓ ઉપર લડાઇમાં ફતેહમંદ નીવડી શકશે. માટે તારે હમણા તો થોડો વખત ઢીલ કરવી ઘટે છે. દિવસને વખતે દેવોમાંથી કોઇને તું બેઠેલા જોશે નહી. ફકટ થોડા જાદુગરો ત્યાં પાસબાન તરીકે રહેલા હશે. અગરજો ફતેહમંદ ખોદાતાલા તારો મદદગાર થશે તો તે વખતે તું તેઓ ઉપર ફતેહ મેળવી શકશે.'' આથી જ્યાં સુધી સુરજ ઉંચે ચઢીયો નહી ત્યાં સુધી રૂસતમે ત્યાં જવાની ઉટાવલ કીધી નહી. પછી તેણે અવલાદના હાથ પગો મજબુટ બાંધ્યા અને ત્યાર બાદ તે વાંકી કમાન સાથે તેજ વખતે ઘોડા ઉપર ચઢી બેઠો. તેણે લડાયક મગરમછ (તલવાર)ને

મ્યાનમાંથી બાહાર કાઢી અને વાદલની ગરજના કરતાં પોતાનું નામ બોલવા લાગ્યો. જેવો તે પેહેલવાન લશકરની વચે જઇ પુગ્યો તેવોજ તે તેઓના ડોકાંને ખંજરથી દુર કરવા લાગ્યો.. તેના જોર આગળ ટકી રેહેવાની તેઓમાં શક્તિ હતી નહી. તેઓ તેની તલવારથી પોતાના જીવને માટે ધાસ્તીમાં પડવા લાગ્યા. લડાઇમાં તેની આગળ કોઇપણ થોભી શકતું હતું નહી, તથા કોઇપણ તેની સાથે મરદાનગી અને નામદારી સોધતું હતું નહીં.

## હફતેખાન સાતમું–રૂસતમે સફેદ દેવને મારી નાંખ્યો અને તેણે કાઉસને તથા ઇરાનીઓને બંધીખાનામાંથી છોડાવ્યા તે વિષે.

પછી રૂસતમ એક પ્રકાશતા સુરજની માફક ત્યાંથી સફેદ દેવની આગળ જઇ પુગ્યો. તેણે ત્યાં એક દોજખના જેવો ગોફો જોયો કે જેમાંનાં અંધારાંથી તે જાદુગરનું શરીર દેખાતું હતું નહી. રૂસતમ તલવારને હાથમાં પકડીને થોડો વખત ત્યાં ઉભો રહયો કારણ કે તેને ત્યાંની કાંઇ પણ જગ્યા કે ગુફો કાંઇ દેખાતું હતું નહી. ત્યાંના કાલાશથી તે કાંઇ પણ ચિજ જોઇ શકતો હતો નહી, તેથી તેણે થોડો વખત તે જગ્યામાં આશાયશ લીધી. ૧ જ્યારે તેણે પાપનને ચોલીઆં અને આંખને ધોઇ ત્યારે તે અંધારા ગારમાં તે થોડુંક જોઇ શકયો. તે અંધારાંની વચે તેણે એક પાહાડ (સફેદ દેવ)ને જોયો કે જેનાથી તે તમામ ગોફો બે માલુમ થઇ ગયો હતો. તેનો ચેહેરો કાંસાના રંગનો અને તેના બાલ શીંહના જેવા હતા. તેના શરીરની ઉંચાઇ અને પોહોલાઇથી જાણે દુન્યા પણ ધંકાઇ જતી હતી. તેણે તે દેવને તે ગોફા અંદર સુટેલો જોયો. તેથી તેને મારી નાખવાની રૂસતમે ઉતાવલ કીધી નહી પણ એક વાઘની બરાડની માફક તેણે ત્યાં એક બુમ પાડી. તેથી જ્યારે તે જાગરૂત થયો ત્યારે તે તેની સાથે લડવાને વલગ્યો. રૂસતમની આગળ તે એક કાલા પાહાડની

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

માફક આવ્યો કે જેથી તું કેહેશે કે તમામ જેહાન જાણે નાશ પામી ગઇ. તેણે ઘંટીના પથરના જેવો એક પથરો ઉંચકયો અને રૂસતમની આગળ ધુમાડાની જડપે આવી લાગ્યો. પીલતનનું દિલ તેનાથી ધાસ્તી ખાઇ ગયું અને તે બીહીધો કે તેનું નસીબ તંગ બન્યું છે. પછી તેણે એક ઝનુની શીંહની માફક ચીરડાઇને પોતાની તિક્ષણ તલવારનો એક ફટકો તેની કંમર ઉપર માર્યો અને રૂસતમે પોતાનું જોર વાપડી તેના શરીર ઉપરથી તેનો એક પગ અને હાથ કાપી નાખ્યો. તેમ કપાયા છતાં પણ એક નામીચા હાથીની માફક યા ઝનુની શીંહની માફક તેની સાથે લડવાને તે વલગી પડયો. તે નામવરની સાથે તે દેવ એક પગે પણ લડવા લાગ્યો અને તમામ ગોફાને ઉઠલપાઠલ કરી નાખ્યો. તેણે તે બાધુર પેહેલવાનની ગરદન અને ખભું પકડયું કે જેથી તે પેહેલવાનને તે નિચે તોડી પાડે. નામદાર રૂસતમ પણ તેને વલગી પડયો અને તેની ગરદન તથા ખભું મજબુટ પકડયું. તેઓ એકમેકનું માસ ખેંચી કાઢવા લાગ્યા જેથી તે તમામ જમીન ઉપર લોહીથી કાદવ બની ગયો. રૂસતમે પોતાનાં દિલ સાથે વિચાર્યું કે "જો આજ રોજે મારો જીવ બચી જાય તો હું જાવેદાન સુધી જીવતો રેહેવશ." તે સફેદ દેવ પોતાના દિલ સાથે એમ બોલ્યો કે "મારા મીઠા જાનથી હું ના ઉમેદ બન્યો છું. અગરજો આએ અઝદાહુના પંજામાંથી હું કપાયલા પગ અને ચાંમડાં સાથે છુટકારો મેલવશ તો પણ નામદારો મધેના શું નાંઢલા કે મોટા મારો ચેહેરો માજનદરાનમાં જોશે નહી." સફેદ દેવ એ પ્રમાણે બોલી પોતાના દિલને એ પ્રમાણેની ઉમેદો આપતો હતો. તેઓ એવી રીતે એકમેકની સાથે લડતા હતા કે તેઓના શરીરમાંથી લોહી તથા પસીનો નદીની માફક વેહેતો હતો. જાનને પેદા કરનાર ખોદા તરફથી મલેલા જોરથી તે તેહેમતન ઘણાં દુખ અને કીના સાથે તેની સાથે પુશકલ લડયો. આખરે તે કીના ભરેલી લડાઇમાં તે નામદાર પેહેલવાન ઘણો ગુસ્સે થયો. તેણે તેને એક હાથનો પંજો માર્યો અને તે નર શીંહ જેવો રૂસતમ તેના ઉપર તીંગાયો અને તેની ગરદન પકડી તેને નિચે નાંખ્યો. તેણે તેને એક ભયંકાર શીંહની

માફક જમીન ઉપર પટકીને તેના શરીરમાંના જીવને બાહાર કાઢી નાખ્યો. પછી ઉગામેલાં ખંજરને તેણે નિચે ઉતાર્યું અને તેના દિલને ચીરી નાંખ્યું. તેણે તેનાં કલેજાંને તેના કાલાં દિલમાંથી બાહાર ખેંચી કાઢયું. તે તમામ ગોફો તેના કપાયલાં શરીરથી ભરાઇ ગયો અને તમામ જગ્યા લોહીના દરીઆની માફકની બની રહી. જ્યારે બીજા દેવોએ તેનું આએ કામ જોયું ત્યારે તેનાં કાંમથી તેઓ બીહીને નાહાશવા લાગ્યા.

પછી જ્યારે કીનો લેનારો રૂસતમ બાહાર આવ્યો ત્યારે તે જગ્યામાં એક જન પણ રહયો હતો નહી. આથી રૂસતમે પોતાની કંમર ઉપરથી કેઆની કંમરબંધ છોડયો અને દિલ ઉપરથી બખ્તર તથા તોપીને કાઢી નાખી. પછી તેણે બંદગી કરવાને માટે પોતાનું મોહુ અને શરીર ધોયું અને બંદગી કરવાને એક પાક જગ્યા સોધી કાઢી. ત્યારબાદ તેણે પોતાનું માથું ખાક ઉપર નાંખ્યું અને બોલ્યો કે "ઓ ઇનશાફી પેદા કરનાર! દરેક ખરાબી વખતે તું બંદાઓને મદદનો કરનાર છે. તેંજ મને પેહેલવાનનું જોર તથા લડાઇમાં જીત બક્ષી છે, નહી તો કે દુન્યાની અંદર મારા જેવો હીનો અને કંગાળ શખ્સ બીજો કોઇ હતે નહી. ગમગીની, દલગીરી, મેહેનત, દુખ, દરદ તથા નેકી બદીથી જે કાંઇ માણસો ઉપર આવી પડે છે તે, તથા તંગી, ફરાખી, ભલું નસીબ, ચઢતી પડતી, અને પેહેલવાની એ સઘલું તારા ઇનશાફથીજ હું મલતું જોઉછું. વળી જે કાંઇ હસ્તી ધરાવે છે તે તારાથી બક્ષાયલું હું જોઉં છું અને તે કામની અંદર બીજો કોઇ પણ શખ્સ (મદદનો) હાથ ધરાવતો નથી. દરેક જીની રચકણ તારા ફરમાવ્યાથી સુર્ય જેવી બને છે અને તારીજ મોટાઇથી એક કોરીથી આસમાન બની શકે છે." જ્યારે તે માનવંત પેહેલવાન આએ બંદગી કરી રહયો ત્યારે તેણે દિલ ઉપર તમામ અસબાબ પાછો પહેરીઓ. ત્યારબાદ અવલાદની પાસે જઇ તેને બંધમાંથી છુટો કીધો અને તે કેઆની કમંદને જીનના પતા સાથે બાંધી લિધી. તેણે તે (દેવના પેતમાંથી) ખેંચી કાઢેલા કલેજાંને અવલાદને સોંફીયું અને પાદશાહ કાઉસની તરફ ચાલવા માંડયું. અવલાદે તેને કહયું

કે "ઓ નર શીંહ! તુ તારી તલવાર વડે જેહાનને તારા પગની નિચે લાવી શકયો છે. હવે માજનદરાનની અંદર બીજો કોઇ શખ્સ હશે નહી કે જે તું નામવરની સાથે લડાઇ કરે. દરેક કામની અંદર તું ફતેહમંદ નસીબનો છે. તાજ અને તખતને લાયક તુંજ છે. તેથી તુંને ઘટે છે કે હવે તું મારૂં કામ પાર પાડે કારણકે મેં તારી આગળ સઘલું સાચુંજ કહયું હતું. તેં તાણીને બાંધેલી દોરીના કાપાઓની નિશાણી મારાં શરીર ઉપર પડેલી છે તથા હજી પણ તારી કમંદની નિચે હું દબાયલો છું. તેં જે ચીજની (યાને માંજનદરાનના રાજની) મારાં દિલને ઉમેદ આપી છે તે ઉમેદને મેલવવા મારૂં દિલ ચાહે છે. તે વચણ તોડવાને લાયકનોં તું કાંઇ જણાતો નથી, કારણ કે તું એક જોરાવર શીંહ છે અને પાદશાહી નજર ધરાવે છે." ત્યારે રૂસતમે તેને જવાબ દિધો કે "હું તુંનેજ એક નાકેથી તે બીજે નાકે સુધીનું સઘલું માજનદરાન સોંફશ. પણ હજી તો એક ભારી મેહેનતનું કામ આવે છે કે જેનાથી પડતી આવે કે ચઢતી પણ થાય. તે એ છે કે હજી તો માંજંદરાંનના પાદશાહને તખત ઉપરથી ખેંચી કાઢીને ઉંડા ખાડામાં નાખવાનો છે, તથા લખો જાદુગર દેવોના માંથાં ખંજરથી કાપીને ખોપરી સાથે ફેંકી દેવાના છે. ત્યાર બાદ હમે તુંને એ જમીન સોંફી શકીશું, નહી તો કે તુંને આપેલું વચન મારાથી પાળી શકાય નહી. એવું બન્યા પછીજ તુંને હુ ગરજ વગરનો બનાવું અને માંજનદરાનની ઉપર હું તુને મોટાઇ બક્ષી શકું."

પેલી તરફ ઇરાની શરદારોની બે આંખો, તે લડાઇ ઇચ્છનારો પેહેલવાન (રૂસતમ) તે નરદેવની સાથની લડાઇમાંથી તેનું ડોકું ખંજર વડે જુદું કરીને ફતેહમંદી સાથે પાછો કયારે ફરે તેના રસ્તા તરફ, ખેંચાઇ રહી હતી. આથી રૂસતમના ફતેહ સાથે આવી પુગ્યાથી તે પેહેલવાનો વચેથી ખુશાલીના પોકારો ઉઠયા કે "રોશન રવાનનો પેહેલવાન રૂસતમ પાછો ફર્યો છે" આથી તેઓ તેની તારીફ કરતા તેની આગળ દોડી ગયા અને તેના ઉપર તેઓએ બેહદ દુવા કીધી. પછી તે મોટો પેહેલવાન અને મુબારક પગલાંનો

શીંહ, કાઉસની આગળ આવી પુગ્યો, અને બોલ્યો કે "ઓ અક્કલના પસંદ કરનાર પાદશાહ! તારૂં બુરૂં ઇચ્છનાર (સફેદ દેવ) ના મોતથી તું ખુશી થા. સફેદ દેવની કલેજાંની જગ્યા મેં ચીરી નાખી છે. તેથી તેને (પાછો) જોવાની પાદશાહે ઉમેદ રાખવી નહી. મેં તેનાં પેતમાંથી કલેજાંને ખેંચી કાઢયું છે. માટે ઓ ફતેહમંદ પાદશાહ! હવે તું શું હોકમ આપે છે?" કાઉસ પાદશાહે તેના ઉપર દુવા કીધી કે "તાજ અને લશકર તારા વગરનું બનતું ના. જે કોઇ માય (તથા બાપ) તારા જેવું ફરજંદ જણે તેની તારીફ કરવા શિવાય બીજું કાંઇ ઘટતું નથી મારૂ નસીબ આ બધે (યાને માબાપો) કરતાં વધારે મુબારક છે કે તું વાઘોને મારનારો હાથી મારા તાબા હેઠેલ છે. હવે તું તેનું લોહી મારી આંખમાં તેમજ આએ મારી અંજુમનના લોકોની આંખમાં નિચવ કે જેથી હમે તારો ચેહેરો પાછો જોઇએ. અને જાણીએ કે તારો મદદગાર જેહાનને પેદા કરનાર પરવરદેગાર થયો છે." આથી તેહેમતને તે દેવનું કલેજું બાહાર કાઢયું અને તેમાંથી પાદશાહની આંખોમાં લોહી નિચવ્યું. જેવું તેની આંખમાં લોહી નિચવવામાં આવ્યું કે તેની આંદલી આંખ ખોરશેદના જેવી પ્રકાશતી થઇ. ત્યારબાદ તુરતજ તે હુનરમંદ રૂસતમે તે કલેજાંનું લોહી સઘલાઓની આંખમાં નિચવ્યું કે જેથી તે સઘલાઓની આંખો રોશનીવાળી બની અને તમામ જેહાન (તેઓની આંખમાં) બાગ જેવી દેખાવા લાગી. પછી તેઓની વચે એક હાથી દાંતનું તખત લાવીને મુકવામાં આવ્યું અને તે હાથી દાંતના તખતની ઉપર એક તાજને તાંગયું. ત્યાર બાદ તે માંજનદરાંનનાં તખત ઉપર તે વડાઓનો સરદાર (કાઉસ) રૂસતમની સાથે બેઠો. કાઉસ પાદશાહની આજુબાજુ તુસ, ગોદરેજ, કેશવાદ, ગેવ, રેહામ, ગુરગીન તથા બાહુર બેહેરામ જેવા બુજોર્ગો બેઠા. એ રીતે એક અઠવાડયું સુધી કાઉસ પાદશાહે ત્યાં દારૂ અને વાજીંત્ર સાથની ખુશાલીની મીજલશ બનાવી. આઠમે દાહાડે પાદશાહ, પેહેલવાનો, લશકર તથા સઘલાઓ ઘોડા ઉપર બેઠા અને તે સઘલાઓ ભારી ગુરજ ઉઠાવી માજનદરાંન શેહેરની અંદર વિખેરાઇ ગયા. જે પ્રમાણે સુકા

વાંસોમાંથી આતશનું ભડકું ઉડે તે પ્રમાણે સઘલાઓએ પાદશાહના હોકમ પ્રમાણે જઇને તિક્ષણ તલવારથી (કીનાનો) આતશ સલગાવ્યો અને તમામ શેહેરને બાળી મુંકયું. તેઓએ જાદુગરોમાંથી એટલા બધાઓને મારી નાખ્યા, કે તેઓના લોહીથી નદીઓ વેહેવા લાગી. જ્યારે અંધારી રાત નજદિક આવી લાગી ત્યારે તમામ પેહેલવાનોએ લડાઇ કરવાથી આશાયશ લીધી. પછી કાઉસ પાદશાહે લશકરને આ પ્રમાણે કહયું કે હવે એઓએ કીધેલા ગુનાહનો બદલો લેવાઇ ચુકો છે અને જેવું એ લોકોને ઘટતું હતું તેવું એ લોકોને મલ્યું છે માટે તમો હવે તેઓને મારી નાખવાથી હાથ ખાંચો.

## માજનદરાંનના પાદશાહ ઉપર કાઉસે નામું લખ્યું તે વિષે.

પછી કાઉસ પાદશાહે રૂસતમને આ પ્રમાણે કહયું કે "ઓ નામીચા, મુબારક પંગલાંના પેહેવાન! એક હુશોયાર અને સખતી ખેંચનારો માણસ કે જે ઉતાવલનો અને ઢીલનો ફરક સમજી શકતો હોય તેને હાજર કર કે જેથી તે શખસ માંજનદરાંનના પાદશાહની આગળ જાય અને તેના દિલને (એ ખબરથી) જાગૃત કરે અને તેના દિલને (ગમથી) ભારી બનાવે." જાલના બેટા રૂસતમે તે કામ કરવાને પોતાની ખુશાલી દેખાડી અને જે કોઇ બુજોર્ગો તેની સાથે હતા તેઓએ તેને ટેકો આપ્યો. બીજે દાહાડે જ્યારે સુરજે આસમાનની ઉપર પીલું રેશમી પાંદરનું (તડકુ) પાથર્યું ત્યારે તે (માંજનદરાંનના પાદશાહ) ના રોશન જીવને સીહા બનાવવાને માટે એક નામું મોકલવામાં આવ્યું [1] એક સફેદ રેશમી કપડાંની ઉપર એક નામું લખવામાં આવ્યું કે જેની અંદર કેટલીક ધ્રાસ્તી ભરેલી તથા ઉમેદ આપનારી વાતો હતી. દાનાવ લખનારે તેની અંદર સારી અને માઠી વાતોને અછી રીતે ભેલીને લખી. પેહેલાં તેણે પરવરદેગારની તારીફ સરૂ કીધી કે "પરદેગારથી દુન્યાની અંદર સઘલા

---

1 લખેલી નકલમાં એ બેત વધારે છે.

હુનરો પેદા થયા છે. તે સાહેબે અક્કલ આપી છે અને ફરતાં આસ-માનને પેદા કીધું છે તથા તેણે સખતાઇ, તુંદાઇ અને દયાને પેદા કીધી છે. તેણેજ ભલાંઓ અને બુંડાઓ ઉપર આપણને સતા બક્ષી છે, કે જે સાહેબ ફરતા સુરજ અને ચંદ્રનો માલેક છે. આએ દુવા ભરેલું નામું ઇરાન જમીનના પાદશાહ કાઉસ તરફથી માજંનદરાનના પાદશાહ કે જે દેવો તથા જાદુગરોની ભાષા જાણનારો છે તેના ઉપર મોકલવામાં આવ્યું છે. ઓ મગરૂરીના ફાંડામાં ફસેલા પાદશાહ! તું જાણ કે દુન્યાની ખુશાલી ભરેલી રીત એવીજ છે. અગરજો તું ઇનશાફ વાલી અને પવીત્ર દીન પાળનારો હતે તો દરેક શખ્સોથી તારી તારીફ થવા શિવાય તું બીજું કાંઇ જોતે નહી. પણ તું બુરી જાતનો અને બુરી કરણીનો છે તો તારી ઉપર બુલંદ આસમાનથી ઠપકો ઉતરવો ઘટે છે. એક પાદશાહ અગર જો ઇનશાફી હોય તો તેના હોકમથી કોઇ પણ કેમે કરી ફરી શકે નહી. પરવરદેગારે તારા ગુનાહની શિક્ષા શું કીધી છે તે તું જો. તેણે તારા દેવો અને જાદુ-ગરોનો નાસ કીધો છે. જમાનાની હાલચાલથી અગરજો તું વાકેફ હતે તો તુંને (સારો રસ્તો) શિખવનાર તારૂં રવાન અને અક્કલ હતે. હવે તું માજનદરાનનું તાજ જયાં છે ત્યાંજ મુકીને એક નિચી પડવીના માણસની માફક આએ મારી દરબારમાં આવ. જયારે તારામાં રૂસ-તમની સાથે લડવાની શક્તિ નથી તો નાચારી સાથે તેમ તુંને કરવું પડશે અને તુંને ચોઠાઇ આપવી પડશે. અગરજો તુંને માજનદરાનની પાદશાહી કરવી હોય તો તારે માટે આ મુજબનો રસ્તો ખુલ્લો કરી આપ્યો છે. નહી તો કે અરજંગ તથા સફેદ દેવની માફક તારાં દિલને જીવથી ના ઉમેદ બનવું પડશે. શું તું આએ જાણતો હતો નહી કે જયારે રૂસતમ લડવાની ધારણા કરે છે ત્યારે તે પોતાની તલવારથી દરીઆમાંના મગરને પણ બાલી નાંખે છે?" જયારે તે મુબારક લખનારે તે નામું તમામ કીધું ત્યારે તેના ઉપર કસતુરી અને અમબરની મોહર કીધી, પછી પાદશાહે તુરતજ પોતાના પોલાદી ગુરજવાલા ફરહાદ કે જે ઇરાન શેહેરના બુજોર્ગો વચે નામીચો અને લડાઇ તથા શંકટ જાવાથી વેગલો હતો તેને બોલાવ્યો.

તેણે તેને કહ્યું કે "આએ મારૂં ડાહાપણ ભરેલું નામું ફાંદામાંથી છુટા રહેલા દેવ (માજનદરાનના પાદશાહ) ની પાસે લેઇ જા." જ્યારે તે ફરહાદ પેહેલવાને પાદશાહથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે જમીનને બોસો લિધો અને તે નામું લેઇ તે ત્યાંથી એક શેહેર કે જ્યાં નરમ પગલાંના માણસો હતાં ત્યાં આવ્યો. તેઓ તલવારના મારનારા સ્વારો હતા. જે કોઇના પગ તું જીનના પાવડામાં જોય તે સઘલાઓને તમામ વર્ષો સુધી એજ (ઇરાનીઓની) અટકથી ઓલખજે. માંજનદરાનનો પાદશાહ તે શેહેરમાંજ હતો અને ત્યાંજ તેના બાધુરો અને પેહેલવાનો હતા. ફરહાદે એક શખ્સને ત્યાં આગળથી મોકલી પોતાની હીલચાલથી તેને વાકેફ કીધો.

જ્યારે તેણે સમજ્યું કે કાઉસ પાદશાહની આગળથી એક હુશીયાર કાસદ આવી પુગ્યો છે ત્યારે તેણે તેને સામે લેવા જવાને માટે બાધુરો અને માજનદરાનનાં શીંહ જેવા શખ્સોનું અને એકેએક સેપાહીનું એક મોટું લશકર એકઠું કીધું અને ઇચ્છયું કે તે તેઓથી તેને પોતાનો હુનર દેખાડે. તેણે તેઓને કહ્યું કે "આજ રોજે તમારા દેવપણાથી મરદાનગીને છુટી કરવી જોઇએ તમોએ તમામ વાઘનીજ રાહરીતિઓ અખત્યાર કરવી જોઇએ. અને દાનાવોના માથાંને તમારા પંજામાં લાવવાં જોઇએ કે જેથી જ્યારે તે કાસદ આવી લાગે ત્યારે તે (જોઇને) દલગીર થઇ જાય અને તમારા દેખાવથી સખત રીતે બીહી જાય." આથી ચેહેરા ઉપર ગુસ્સાની કરચલી ચઢાવીને તેઓ તેને લેવાને ગયા અને તેની સાથે તેઓએ કાંઇપણ દિલસોજીની વાત કીધી નહી. જ્યારે તેઓ ચાલાકી દેખાડનારા નામદારોની સાથે ફરહાદ પેહેલવાનની આગળ આવી લાગ્યા ત્યારે એક જને તેનો હાથ હીલવવાને માટે પકડયો અને જોરથી દાબી તેના હાડકાં દુખવ્યાં, પણ તેથી ફરહાદનો ચેહેરો ફીક્કો મારી ગયો નહી, યા તો તેના ચેહેરા ઉપર રંગ યા દુખની નિશાણી જણાઇ નહી. તેઓ ફરહાદને પાદશાહની આગળ લેઇ ગયા અને તે પાદશાહે તેને કાઉસ વિષેની તથા મુશાફરીની ઠાકની તેને ખબર અંતર પુછી. ત્યાર બાદ તે નામું કે જે રેશમી કપડાંની અંદર

કસ્તુરીની મોહરથી બંધ કરી લિધું હતું તે મુનશીની આગળ મુકવામાં આવ્યું. એક ભણેલો શખ્સ તે નામું તેની આગળ વાંચી ગયો અને તે લડાઇ સોધનારાં નામાંથી તે (પાદશાહ) કચવાયો. જ્યારે તે રૂસતમ અને સફેદ દેવની બીનાથી જાણીતો થયો ત્યારે તેની આંખો લોહીથી ભરેલી અને તેનું દિલ ફરીયાદ કરતું બન્યું. તે મન સાથે બોલ્યો કે "સુરજ છુપાઇ જશે અને રાત પડશે તથા આરામ લેવાને અને ઉંઘ કાઢવાનો વખત થશે, તો પણ રૂસતમને લીધે જેહાન આશાયશ લેઇ શકવાની નથી, અને તે રૂસતમના જીવનો નાશ પણ થવાનો નથી." તે પાદશાહ અરજંગ, સફેદ દેવ, પુલાદ, ગનદી અને બીદ દેવો માર્યા ગયા તેને માટે ઘણો ગમગીન થયો.

## માજનદરાંનના પાદશાહે કાઉસના નામાંનો જવાબ મોકલ્યો તે વિષે.

જ્યારે તે પાદશાહનું નામું તમામ વંચાઇ રહયું ત્યારે તે પોતાનાં દિલના લોહી (આસુ)ને આંખમાં લાવ્યો. તેણે ફરહાદને ત્રણ દિવસ સુધી પોતાના મેહમાન તરીકે પોતાના નામદારો અને દોસ્તોની વચે રાખ્યો. ચોથે દીવસે તેણે તેને કહયું કે "પેલા અક્કલ વગરના નવા પાદશાહ કાઉસની આગળ તું પાછો જા અને તે કાઉસ પાદશાહને એવો જવાબ દેજે કે 'પાણી અને દારૂ વગરની જામની અંદર હમેશાં કાલાશ રહે છે. આએ કામથી તું મગરૂરી કરે છે પણ શું તું જાણતો નથી કે હું દરેક અંજુમનની વચે નામદાર છું? હું તે શખ્સ છું કે જેને તું દેશ, તાજ અને તખત તજીને તારી દરબારમાં આવવા કહે છે. મારી દરબાર તારી દરબાર કરતાં ચઢતી છે અને મારૂં લખો માણુસોથી પણ વધારે લશકર છે. જે લશકર જ્યાં પણ લડવાને જાય છે ત્યાં એક પથર, કે રસકસ કાંઇ રેહેવા દેતું નથી (યાને સઘલું વેરાન કરે છે). વળી સનજેના જેવા મારા બસો સ્વારો છે કે જેઓ લડાઇને વખતે પાદશાહને (સંભાલથી) હાથમાં રાખે છે. અગરજો હું લડાઇમાં જવાનો વિચાર કરૂં તો તે વખતે તું પોતે પણ ચંદ્ર અને માછલી વચેનો ફરક સમજીં શકે નહી. મને લાગે છે કે તારી જીંદગી હવે બાકી રહી

નથી તેથીજ જમ તુંને આએ જમીન ઉપર ઘસડી લાવ્યો છે. તું લડાઇના કામની તૈયારી કર અને જરા પણ અંદેશો લેતો ના. કારણ કે હું પણ લડાઇની તૈયારી કરવાની ગોઠવન કરૂં છું. હું શીંહાનું એક લશકર તમારી સામે લાવશ અને તમારા મગજમાંથી ઉંઘ અને ખુશાલીને દુર કરશ. મારા બારસો લડાયક હાથી છે, જયારે તારી દરબારમાં એક પણ હાથી નથી. ઇરાનની અંદર હું કાલી ધુલને ઉડતી કરશ અને પછી પડતીમાંથી ચઢતી શું તે તમો જાણશો નહી." જેવો ફરહાદે તેનો દાવો તથા તેની તુંડાઇ અને બાધુરી સાંભલી તથા જેવો તે નામાંનો જવાબ મેલવ્યો તેવીજ તેણે ઇરાનના સરદાર તરફ લગામ ફેરવી. તે ત્યાં જલદી આવી લાગ્યો અને જે કાંઇ તેણે જોયું અને સાંભલ્યું હતું તે તેને કહયું અને તમામ ભરમનો પરદો તેણે ફાડી કાઢયો. તેણે તેને કહયું કે "તે (પાદશાહ) આસમાનથી પણ ચઢતો છે અને આ નિચલી દુન્યામાં તે ઉંચા વિચારો ધરાવે છે. વળી તેણે મારા કેહેવાથી સર ફેરવ્યું છે અને કાંઇ પણ ચિજ તેની નજર આગળ ગણત્રીમાં નથી." પછી તે જેહાનના પાદશાહે પેહેલવાન (રૂસતમ)ને બોલાવી મંગાવ્યો અને જે કાંઈ ફરહાદે કહયું હતું તે તેને કહયું. રૂસતમ એ કેહેનથી એટલો બધો તો ચિરડાઇ ગયો કે તેના શરીર ઉપરના દરેક બાલ ભાલાની માફક ઉભા થયા. પીલતને કાઉસને આ પ્રમાણે કહયું કે "આવી શરમ ભરેલી વાતને લિધે મને આએ અન્જુમન છોડી (તેની આગળ) જવું પડે છે. હું એક પેગામ લેઇને તેની આગળ જવા માગું છું કે જેથી હું ત્યાંજ તિક્ષણ તલવારને મ્યાનમાંથી ખેંચી શકું. માટે તું તેના ઉપર એક કાપી નાખતી તલવારનાં જેવું એક તીખું નામું લખ અને તેના ઉપર ગરજના કરતા વાદલના જેવો એક પેગામ મોકલ, તે લેઇને હું તેની આગળ એક કાસદ તરીકે જવશ અને ત્યાં તેની અપમાન ભરેલી વાતને માટે હું લોહીની નદી વેહેતી કરશ." ત્યારે કાઉસ પાદશાહે જવાબ દિધો કે "આ શાહાનશાહી વીતી અને તાજ તારીથીજ દીપે છે. જેવો તું બાધુર હાથી જેવો છે તેવોજ તું પેગામ લેઇ જનાર પણ છે. હરેક કીનાની વખતે તું એક બાધુર શીંહના જેવો છે."

## કાઉસે માંજનદરાનના પાદશાહની ઉપર રૂસતમની મારફતે નામુ મોકલ્યું તે વિષે.

પછી કાઉસના ફરમાવ્યાથી મુનશી તેની આગળ આવ્યો અને કલમની અણીને એક તીરની અણીની માફક તીક્ષણ બનાવી. તેણે દુન્યાના પેદા કરનારની સ્તુતી કીધા બાદ લખાવ્યું કે "ઓ દીનની રાહ ઉપરથી ફરેલા શખ્સ! દુન્યામાં હુશીયાર માણસોએ બુરા શખુનો કાઢવા ઘટતા નથી. અગરજો તું તારાં માથાંમાથી મગરૂરાને તજી દેશે અને એક તાબેદારની માફક મારાં ફરમાનને તું માન આપશે અને કીનો રાખ્યા વગર ઉટાવલે મને તારૂં તાજ સોંફી દેશે તો તેમ કરવાથી તું તારા દેશની ખરાબી કરતો અટકશે. વળી તું ખુશાલી સાથે માંજનદરાંનમાંજ રહેશે અને રૂસતમને હાથથી તું તારા જીવનો છુટકારો પાંમશે. નહી તો કે હું લડાઇ કરવાને માટે દરીઆના એક કીનારાથી તે બીજા કીનારા સુધીનું લશકરને લાવશ. હું માજંનદરાંનમાં લોહીની નદી વેહેતી કરશ અને સરદારોના ડોકાંઓને ધુલમાં લોટતાં કરશ. બીજું એકે મને બીજા શખ્સોની પણ અગત્ય નથી કારણકે આએ લડાઇની અંદર તમારા લોકને માટે રૂસતમ એકલોજ બસ છે. જ્યારે તે મેદાનમાં લડાઇ કરવા જવાનો વિચાર કરે છે ત્યારે તે નરદેવોના ડોકાંને ધુલમાં લોટતાં કરે છે. તેની મરદાનગીની બરોબરી કરનારો જેહાંનમાં કોઇ શખ્સ નથી. દુન્યા અંદર કોઇ પણ તેનો જોડયો નથી. તે કીનો લેનાર પેહેલવાન જ્યારે મેદાનમાં આવે છે ત્યારે દુશમનો પડતી શિવાય ચડતીને જાણુતા નથી. લડાઇને વખતે તે એક એવો પેહેલવાન છે કે જે શીંહોના દિલ અને વાઘોના ચાંમડાં ફાડી કાઢે છે. બુરી મનશનીના સફેદ દેવનો જીવ લેઇને રૂસતમે ગીવેને તારૂં પણ મગજ ખાવાને માટેની ખુશ વધાઇ આપી છે" જ્યારે તે નામાં ઉપર પાદશાહે મોહર કીધી ત્યારે જેહાનને સોધનાર રૂસતમે જીનની અંદર ભારી ગુરજ ઓલવીને તથા તે નામું લેઇને આગળ રસ્તો કાપવા માંડયો. જેવો તે માજંનદરાનની નજદિક આવી પુગ્યો, તેવીજ તે પાદશાહને ખબર થઇ કે, "કેઆની કાઉસે એકની પુઠે

બીજા કાસદને નામાં સાથે મોકલ્યો છે, જે બેપીઓ એક ફાડીખાનારા વાઘના જેવો છે. તેની કમંદને સાઠ આંતા મારેલા છે તથા તેના જીનની નિચે પગલાં ભરનાવાલો એવો તો ઘોડો છે કે તું કેહેશે કે તે શરીરમાં એક જબરો હાથીજ છે. વળી તે નામદાર એક હીલતા ચાલતા પાહાડના જેવો છે જેને માટે તું કેહેશે કે તે શેકાર કરવાની જગ્યા ઉપરના એક શીંહ જેવો છે."

જ્યારે માંજનદરાંનનાં સરદારે એ વાત સમજી ત્યારે તેણે લશકરમાંથી કેટલાક સરદારોને ચુંટી કાઢયા. તેણે તેઓને ભેગા થવા અને તે ફાડીખાનારા શીંહને સામે લેવા જવાને ફરમાવ્યું. તેઓએ એક લશકરને વશંતની માફક તૈયાર કીધું અને તે નામદારની નજદિક તેઓ ગયા. જેવી તેહેમતનની નજર તેઓ ઉપર પડી તેજ વખતે તેણે રસ્તા ઉપર એક ભારે દાંખલીઓવાલું ઝાડ જોયું. તેણે તુરતજ તે ઝાડની બે દાંખલીઓ પકડી અને ગુસ્સા સાથે તેઓને સખત રીતે હીલવી જેથી તે ઝાડ જડપથી થડ મુલમાંથી ઉખડાઈ આવ્યું. પણ તેથી તેના શરીર ઉપર જરાએ નુકશાંન પુગ્યું નહીં. તેણે તે ઝાડ ઉખેડી કાઢીને એક ભાલાની માફક હાથમાં ધર્યું, જેથી તે તમામ લશકર અચરત થઈ ગયું. જ્યારે તે તેઓની નજદિક પુગ્યો ત્યારે તેણે તે ઝાડને તેઓ ઉપર ફેંકયું જેથી ઘણા સ્વારો તે ઝાડની નિચે કચડાઈ ગયા. પછી માંજનદરાંનના બુજોર્ગોમાંનો એક કે જે તેઓનો સરદાર અને ઉપરી હતો તેણે તેનો એક હાથ હીલવવાને ધર્યો અને તેને (પોતાના કૌવતનો) અનુભવ આપવાને માટે દુખ આપવા લાગ્યો. આથી પીલતન રૂસતમ હસી પડયો, જેથી તે સીપાહેની આંખો ધાસ્તી ખાઈ ગઈ. પછી રૂસતમે હસ્તાં હસ્તાં તેનો હાથ એવો તો મસલીઓ કે જેથી તેના હાથની નેસ તુટી ગઈ અને મોઢાં ઉપરનો રંગ ઉડી ગયો. તે જોર અજમાવવા આવનાર શખ્સ બેસુધ થઈ ગયો અને ઘોડા ઉપરથી તેના પગની આગળ તુટી પડયો. એક જન માંજનદરાનના પાદશાહ આગળ દોડી ગયો અને જે કાંઈ તેણે જોયું હતું તે તેની આગળ પેહેલેથી તે છેલ્લે સુધી કહયું. એક સ્વાર કે જેનું નામ કોલાહુર હતું કે

જેનાથી માંજનદરાન શોર ભરેલું થયું હતું, અને જે સ્વભાવમાં એક ફાડીખાનારા વાઘના જેવો હતો અને તે લડાઇ શિવાય બીજી કાંઇ ખાહેશ કરતો હતો નહી, તેને તે પાદશાહે તે (રૂસતમ) ને સામો લેવા જવાને માટે તેડાવી મંગાવ્યો તથા પાદશાહે તેને તેની બાધુરીને સબબે ફરતાં આસમાનના ચક્કર ઉપર બેસાડયો. તેણે તેને કહયું કે "તું તે કાસદની સામે જા અને તેને તું તારા નવા હુનર દેખાડ. તું એવું કરજે કે જેથી તેનો ચેહેરો શરમથી ઉતરી જાય અને આંખમાંથી ગરમ આંસુ ગાળ ઉપર ગબડે." આથી કોલાહુર તે જેહાનને સોધનારા હીંમતવાન મરદની આગળ એક નરશીંહુની માફક ગયો અને એક વાઘની માફક પુછપરછ કરવા લાગ્યો તથા તેજ વખતે ગુસ્સા ભરેલા ચેહેરા સાથે પોતાનો હાથ તેને આપી તે નામદાર હાથી જેવા રૂસતમના હાથને મસલવા લાગ્યો, જેથી દુખને સબબે તેનો પોતાનો હાથ લાલ થઇ ગયો. તેને દુખ તો લાગ્યું પણ પોતાનો ગભરાત જાહેર થવા દિધો નહી, કારણ કે તે મરદાનગી ધરાવવામાં ખોરશેદથી પણ ચઢતો હતો. પછી રૂસતમે કોલાહુરનો હાથ સખત રીતે દાબ્યો જેથી તેના નખો ઝાડના પાતરાંની માફક ખરી પડયાં. કોલાહુર પોતાનાં ખરી ગયલાં નખ સાથનો અને ચાંમડાના જેવો જુલતો હાથ રાખી પાદશાહની આગળ આવ્યો અને તેને તે દેખાડીને બોલ્યો કે "આપણી ઉપર દુખ આવી પડવાનું હવે છુપુ રેહેતું નથી. તેથી તારે માટે લડાઇ કરવાના કરતાં સુલેહ કરવીજ સારી છે. તું તારાં દિલને સગવડમાંથી અગવડમાં નાં નાંખ. આવા પેહેલવાન આગળ તું કસી બીસાડ ધરાવી શકતો નથી, માટે તેને ખંડણી આપી નરમ પાડવા શિવાય છુટકો નથી. તેને આપણે માજનદરાનનો વડો કબુલ કરીએ અને નાનાં મોટાંઓનો તેને સરદાર ઠેરવ્યે. આપણે આપણા જીવને દુખમાં નાખીએ તેના કરતાં આપણને ઘટે છે કે આવાં મુશકેલી ભરેલાં શંકટને સેહેલ કરીએ." ઉંધાં નસીબના કોલાહુરના એમ બોલવાથી તે બુરી ખસલતનો અને બુરાં કરતુકનો (પાદશાહ) દલગીર થયો. તેટલામાં ત્યાં તેહેમતન પણ એક મજબુટ હાથીની માફક તે પાદશાહની

આગળ આવી પોહોંચ્યો. પાદશાહે તેની તરફ જોયું અને તેને ઘટતી જગ્યાએ બેસાડીયો અને તેને કાઉસ તથા તેના લશકરને માટેની ખેરઆફીયત પુછી. પછી લાંબી મુસાફરીની રંજની કેટલીક વાતો કીધી અને તે ઉચાંન નિચાનવાલા રસ્તા ઉપર તેણે કેવી રીતે મુસાફરી કીધી તે વિષે પુછયું. ત્યારબાદ તેણે તેને પુછયું કે "પેલો ભારે શરીર અને પેહેલવાન જેવી બાજુનો ધરાવનાર રૂસતમ તુંજ છે કે? શું સફેદ દેવ તારાથીજ માર્યો ગયો હતો કે? અને શું તારાથીજ મારૂં સર ખાકમાં પડનાર છે કે?"

તેણે તેને જવાબ દિધો કે "અગરજો ચાકરી કરવામાં હું પોતે કાંઇ લાયક હોઉ તો તે (રૂસતમ) નો તો હું એક ચાકર છું. જ્યાં તે હોય છે ત્યાં હું કાંઇ કામમાં આવતો નથી; કારણ કે તેજ એક પેહેલવાન, બાધુર અને સ્વાર છે. જ્યારથી જેહાનના પેદા કરનારે જેહાનને પેદા કીધી છે ત્યારથી રૂસતમ જેવો નાંમીચો બીજો કોઇ શખ્સ પેદા થયો નથી. તે લડાઇની અંદર ગોયા એક પાહાડના જેવો છે અને તેનો રખશ તથા ગુરજ કેવો છે તેની હું વખાણ કરી શકતો નથી. જ્યારે તે લડાઇ કરે છે ત્યારે તેની સાંમે લશકર તકી શકતું નથી. તે પાહાડનો દરીઓ કરે છે અને દરીઆનો પાહાડ બનાવે છે. તેની સાથની લડાઇમાં શું હાથી કે શીંહ કે દેવ સરખાજ છે. જ્યારે તે લડાઇ કરે છે ત્યારે ત્યાં (દુખના) પોકાર ઉઠી રહે છે. તે પોતે એખલો એક નાંમીચા લશકરની બરોબર છે. માટે તે (તારી ઉપર) પેગામ લેઇને આવવાને માટે લાયકનો નથી, પણ તેણે મને મોકલ્યો છે. તેથી જે પેગામ તેણે મને આપ્યો છે તે હું તુંને કહું છું. તે નામદાર રૂસતમે તુંને એમ કેહેવાડયું છે કે 'જો તું દાનાવ હોય તો તું બુરાઇનું બી ના વાવ. તેં ઘણાં બુરાઇના બી વાવ્યાં છે અને હલકાઇથી માણુસાઇ રીતીને છોડી દિધી છે. કીનો લેવાને માટે તેં ઇરાન જમીનના પાદશાહ, પેહેલવાનો અને લશકર સાથે કેવી ચાલ ચલાવી છે?' પણ હું ધારૂં છું કે રૂસતમ કે જેનું ફરતું આસમાન પણ કમતરીન નોકરના જેવું છે તેનું નામ તારે કાને પડયું હશે નહી. અગરજો તારી મીજલશમાં આવવાની પાદશાહે તેને રજા આપી હતે તો તારાં લશ-

કરમાનો એક પણ શખ્સ જીવતો રેહેતે નહી, અને તારૂં સર પણ નેજાની ટોંચ ઉપર ઉચકાયું હતે." ત્યાર પછી તે નામવરે તે નામું કે જે તે મુરાદવાલા પાદશાહ કાઉસનો પેગામ હતો તે તેને આપ્યું, અને બોલ્યો કે "જ્યારે કાઉસની શમશીર ભારી બને છે ત્યારે નામદારોના ડોકાં છુટાં પડી જાય છે." જ્યારે તેણે તે પેગામ સમજ્યો તથા તે નામું વાચ્યું ત્યારે તે દલગીર થઇ ગયો અને અચરતીમાં ગરક થયો. પછી તેણે રૂસતમને જવાબ દિધો કે "એ બાબે જુસ્તેજુઇ કીધેલી શા ખપની? કારણ કે તારૂં કેહેવું બેહુદુ અને જુઠું છે. તું કાઉસને કેહેજે કે 'અગરજો તું ઇરાનનો સપેહેસાલાર હોય યા તો તું શીંહોનાં દિલ અને પંજા ધરાવનારો હોય તો પણ હું સુનેરી તખતવાલો અને માથાં ઉપર તાજનો ધરાવનારો તથા પુશકલ લશકરવાલો માંજનદરાનનો પાદશાહ છું. મારી આગળ જુઠાં તારીફના બાકાં ફુકવાં એ કેઆનીઓની રાહરીતીને અનુસરતું નથી. તું વિચાર કર અને આ બુજોર્ગી ભરેલું તખત સોધવા ના માંગ, નહી તો કે તુંને કંગાલીયત ખેંચવી પડશે તું તારી લગામને ઇરાન શેહેર તરફ પાછી ફેરવ, નહી તો કે તારી જીંદગીનો છેડો આવ્યો છે એવી નિશાણી જાણજે. અગરજો હું મારાં લશકર સાથે અત્રેથી કુચ કરશ તો તે વચે તું તારૂં માથું કે પગ ખુલ્લે ખુલ્લા જોઇ શકશે નહી. ધાર કે તે વખતે તું મારા ફાંડામાંજ આવી પડેલો ગણાશે માટે હજીબી ભલો વિચાર કર અને મગરૂરીને છોડી દે. જેવો હું તારાં મોઢાં આગળ સામે આવીને ઉભો રેહેવશ તેવીજ તારી તુંડાઇનો અને ખાલી બકબકનો છેડો આવશે.' મારી તરફથી તું રૂસતમને પણ એમ કેહેજે કે 'ઓ નેક નામ પેહેલવાન! તુંને કાઉસ પાદશાહની તરફથી શું મલતું હશે? જો તે એક આપતો હશે તો હુ તુંને સો આપશ. પેહેલવાનોની વચે હું તુને નામદાર બનાવશ અને સુના રૂપાંથી હું તુંને વગર હાજતનો કરશ. તારાં સરને હુ ખોરશેદ અને માહાતાબ સુધી પુગાડશ અને તુંને લશકરની ઉપર સરદારી આપશ.' રૂસતમે પોતાંન રોશન રવાન સાથે તેના તખત, લશકર અને પેહેલવાનોની તરફ જોયું.

તેનું કેહેવું તેના મગજમાં ઉતર્યું નહી તેથી તેને ઇજા દેવાને માટે તેનું મગજ ઉશકેરાઇ ગયું. તેણે તેને એ પ્રમાણે જવાબ દિધો કે "ઓ અક્કલ વગરના પાદશાહ! મને લાગે છે કે તારો જમાનો કાલો બન્યો છે. શું તું એમ ધારે છે કે નામદાર પેહેલવાન તારા ખજાના અને લશકરને માટે મોહોતાજ છે? તે તો નીમરોજનો પાદશાહ અને જાલનો બેટો થાય છે. જેહાનમાં તે કોઇને પણ પોતાનો બરોબરીઓ ગણતો નથી. તું તારી જબાનને ફરીથી એવી રીતે હીલવતો ના, નહી તો કે તે તારી જબાંનને મોઢાંમાંથી બાહાર કાઢશે."

આવી વાતથી તે પાદશાહ ઉશકેરાઇ ગયો અને તે બે બુન્યાદે તેનું લોહી રેડવાનો વિચાર કીધો. (તેણે જલ્લાદને હોકમ કીધો કે) "આએ ખેપીઆને મારી આગળથી ધરી લેઇ જાઓ અને તેને તખત ઉપરથી નિચે નાખીને તેને ગરદન મારો." આથી તે જલ્લાદ દોડતો તેના તખત આગળ ગયો કે તે નેક બખતનો હાથ ધરે અને તેને તેની જગ્યાએથી નિચે નાખે. તેવોજ રૂસતમે એક શીંહ નરની માફક પોકાર માર્યો અને તેનું માથું તથા હાથ ધરીને તેને પોતાની નજદિક ખેંચ્યો, તથા જયાં તે બેઠો હતો ત્યાં તેને ખેંચી કાઢીને તેને નિચે ફેંકી તેના પગ ધર્યાં અને પોતાનો એક પગ તેના બીજા પગ ઉપર મુકીને તે પગોને એક બીજાથી ચીરી નાખ્યા કે જેવી અજાયબી કોઇએ પણ જેહાનમાં જોઇ હતી નહી. ત્યારબાદ તે નામદાર મોટે અવાજે બોલ્યો કે "અગરજો મને મારા પાદશાહથી તારા લશકરની સાથે લડવાની રજા મલી હતે તો આએજ પળે હું તારા પણ બુરા હાલ કરતે." એટલું કહીને તે દરબારમાંથી બાહાર નિકલ્યો. તેની બે આંખો લોહીના બે કુલીઆં જેવી જણાતી હતી. તે નામદારના જોરેમંદ હાથોથી અને તેનાં ચાલાકી ભરેલાં બોલવાથી તે પાદશાહ ધ્રુજવા લાગ્યો અને એક પાદશાહને લાયકનો ખેલાત તૈયાર કરી તેણે એક સવાર સાથે રૂસતમની પુઠે મોકલ્યો. પણ તેણે તે પોશાક, ઘોડા કે ખજાનો કબુલ રાખ્યો નહી. તેને તેના તાજ અને કંમરબંધ ઉપર ધીક્કાર છુટતો હતો. તે રૂસતમ તેની દરબારમાંથી દલગીરી સાથે બાહાર પડયો. ત્યારે તે પાદશાહે પોતાના નસીબને

તથા ચંદ્રને કાલો થયલો જોયો. રૂસતમ માંજનદરાન શેહેરમાંથી બાહાર પડયો પણ એ બનાવથી તેનું માથું ભારી બન્યું હતું. જ્યારે તે પાદશાહની આગળ આવી પુગ્યો ત્યારે તેનું દિલ કીના ભર્યું બનેલું હતું અને તેનું લોહી ઉકલેલું હતું. તેણે જે કાંઇ માંજનદરાંનમાં જોયું અને સાંભલ્યું હતું તે સઘલું તેણે ઇરાનના પાદશાહની આગળ જાહેર કીધું. ત્યાર બાદ તેણે તેને કહયું કે "તું કાંઇ ધાસ્તી ના કર, પણ બાધુરીથી દેવોની સાથે લડવાને તૈયાર થા. તેના લશકરના બાધુરો અને પેહેલવાનોને માટે તું એમજ ધાર કે તેઓ મારી નજરમાં જરાપણ બીશાદ ધરાવતા નથી. તેઓ મારી આગળ ખાકના એક દાણાથી વધારે ગણત્રીમાં નથી. માટે હું તેઓનો આએ ગુરજથી નાશ કરશ. તું પોતે તારી મુરાદને પાર પડેલી જોશે કારણ કે હું આએ તારાં દિલના દુખની દવાઇ જાણું છું."

## માંજનદરાનના પાદશાહની સાથે કાઉસે લડાઇ કીધી અને તેમાં માંજનદરાનનો પાદશાહ માર્યો ગયો તે વિષે.

જેવો રૂસતમ માંજનદરાંનથી પાછો ફર્યો તેવોજ તે જાદુગરોના પોદશાહે લડાઇની તૈયારી કીધી. તેણે શેહેરની બાહાર છાવણી ઠોકી અને તમામ લશકરને મેદાન તરફ લેઇ ગયો. જ્યારે તેઓના પગોથી કાલી ધુલ ઉડતી થઇ ત્યારે સુર્યનો રંગ ધંકાઇ ગયો અને જંગલ, બ્યાબાન કે પાહાડ કાંઇ જણાયું નહી. હાથીઓના પગથી જમીન પણ કંટાલી ગઇ. તેઓથી તમામ જેહાન પણ કાલી બની રહી અને સેપાહોથી ઉડતી ધુલથી આસમાન પણ દામરના જેવું કાલું બની ગયું. તે લશકર એક જોરથી ફુકતા પવનની માફક કુચ કરવા લાગ્યું અને તેમ જવામાં કાંઇ પણ ઢીલ કીધી નહી. જ્યારે કાઉસ પાદશાહને ખબર થઇ કે દેવોનું લશકર ઘણું નજદિક આવી પુગ્યું છે ત્યારે તેણે તે કીનો લેવાને માટે જાલેજરના બેટા રૂસતમને પેહેલી કંમર બાધવાને ફરમાવ્યું.

વળી તેણે તુસ, ગોદરેજ, કેશવાદ, ગેવ, ગુરગીન તથા બીજા પેહેલવાનોને લશકર તૈયાર કરવા તથા ભાલા અને ઢાલો સજવાને ફરમાવ્યું. પાદશાહના તથા સરદારોના તંબુઓ માંજનદરાનના જંગલમાં ખેંચવામાં આવ્યા. નોજરનો બેટો તુસ જમની બાજુએ ખરે પગે ઉભો રહયો તથા તેના લશકરની સરનાઇના અવાજે પાહાડોની અંદર ઘેરાઇ જવા લાગ્યા. ગોદરેજ અને કેશવાદ જેવા પેહેલવાનોથી ડાબી બાજુએ લોઢાંનો તમામ પાહાડ થઇ રહયો. પાદશાહ કાઉસ લશકરના વચલા ભાગમાં રહયો જેની દરેક બાજુએ સેપાહો સફ સમારીને ઉભા રહયા. પીલતન રૂસતમ કે જેણે કદી પણ હાર જોઇ હતી નહી તે લશકરની હરોલમાં ઉભો. જ્યારે બંધે બાજુનું લશકર તૈયાર થયું ત્યારે બાહાદુરો એક બીજા ઉપર કીનો લેવા લાગ્યા. માંજનદરાંનના લશકર વચેથી એક નામદાર ગરદન ઉપર ભારી ગુરજ ઉઠાવીને મેદાનમાં આવ્યો. તે નામદારનું નામ જુયા હતું કે જે ભુડી નાખનારા ગુરજનો વાપડનાર હતો. તે પોતાના પાદશાહના હોકમથી જડપથી કાઉસના સપેહેસાલારની આગળ ગયો. તેનું તન બખતરની અંદરથી લડવાને ઉકલતું હતું તથા તેની તલવારની ગરમીથી જમીન પણ બલી જતી હતી. તે ઇરાની લશકરને પસાર કરીને ત્યાં આવ્યો અને તેના બુલંદ અવાજથી પાહાડ અને જંગલ ગાજી રહયું. તે બોલવા લાગ્યો કે "મારી સાથે કોણ લડાઇ કરશે? એવો કયો શખ્સ છે જે પાણીમાંથી ધુલને ઉડતી કરી શકે?" એ પ્રમાણે તે લશકરની બે હાર વચે પોકાર મારતો ફરવા લાગ્યો અને બુમ પાડતાં તેના હોટ ઉપર ફીણ ચઢવા લાગ્યું. (ઇરાની) બાહાદુરોમાંથી કોઇ પણ તેની આગળ ગયું નહી તેથી તે લડાઇ સોધતો પોતાની જગ્યાએજ ઉભો રહયો. કાઉસ પાદશાહે ઇરાનીઓને કહયું કે "તમો લડાઇના મેદાનમાં જવાની કાંય ઢીલ કરો છો?" તોએ કોઇ પણ શખ્સ જુયાની આગળ જવાને બાહાર પડયો નહી. તું કેહેશે કે તેઓની નેસો કે લોહી કાંઇ હીલતું હતુંજ નહી. આથી તેજ વખતે તે પાદશાહે મોટે સાદે કહયું કે "ઓ બાહાદુરો તથા સરદારો! તમુને એ શું થયું છે? આ

દેવથી શું તમારૂં દિલ આટલું બધું બીહી ગયું છે? અને તેના અવાજથી શું તમારા ચેહરા ફીક્કા મારી ગયા છે?" તે બાધુરો પાદશાહને જવાબ આપી શકયા નહી. તું કેહેશે કે તે તમામ લશકર જુયાને જોઇને ફીકકું મારી ગયું હતું. ફકટ એખલા રૂસતમે ગરદન ઉપર ચલકતો ભાલો ઉઠાવીને તે પાદશાહની તરફ લગામ ફેરવી અને તેને પુછયું કે "આ નાલાયક દેવની આગળ જવાની શું તું પાદશાહ મને રજા આપે છે?" કાઉસે જવાબ દિધો કે "એ તારૂંજ કામ છે, કારણ કે ઇરાનીઓ વચેથી કોઇ પણ એની સાથે લડાઇ કરવા માંગતું નથી. તું જા અને પરવરદેગાર તારો મદદગાર થશે, અને સઘલા જાદુગર દેવો તારા શેકાર બનશે."

જેવું રૂસતમે તે જમાનાના પાદશાહથી એમ સમજ્યું તેવુંજ તેણે એક જોરાવર શીંહની માફક તે (જુયા)ની તરફ દોડવા માંડયું. તેણે પોતાના બાધુર રખશને ઉશકેરીઓ અને પોતાના નેજાની અણીને નમાવીને પકડીને એક છેડાયલા હાથીની માફક તે લડવાની જગ્યાએ ગયો. તેની નિચે વાઘના જેવો રખશ હતો અને હાથમાં એક અઝદાહના જેવો નેજો ધરેલો હતો. તેણે ઘોડાની લગામ ફેરવ્યાથી ધુલ ઉડવા લાગી અને તેની બુમથી લડાઇનું મેદાન ધુજવા લાગ્યું. તેણે જુયાને આ પ્રમાણે કહયું કે "એ બુરી નીશાણના શખ્સ! તારૂં નામ બાધુરોની વચે (આજે) હેઠું પડશે. હાલે તારી ઉપર મારે દયા દેખાડવાનો વખત આવ્યો છે. હાલે આરામ અને આશાયશ પકડવાનો વખત નથી. તુંને જન્મ આપનારી માતા હમણા તારે માટે રૂદન કરશે. તેણીએ તુંને એ દુખ ખમવાને માટેજ ઉછેર્યો હતો." ત્યારે જુયાએ તેને જવાબ દિધો કે "તું જુયાથી અને તેના ડાકાંઓની કાપણી કરનારાં ખંજરથી નચિંત ના બન, કારણ કે હમણા તારી માયનું કલેજું ચિરાઇ જશે અને તેણીને આએ બખતર ઉપર તથા લોઢાંની ટોપી ઉપર રૂદન કરવું પડશે." જ્યારે રૂસતમે આએ તમામ વાત સમજી ત્યારે તેણે એક પોકાર મારી પોતાનું નામ જાહેર કીધું અને પછી એક હીલચાલ કરતા પાહાડની માફક તે પોતાની જગ્યાએથી ખીસ્યો, જેથી તેનો હરીફ

કાલા આતમાનો બની ગયો. તેણે લગામ ફેરવીને પોતાની પીઠ (નાહાસવાને) મંડી, કારણ કે તે રૂસતમની સાથે લડાઈ કરવાની ખાહેશ રાખતો હતો નહી. જેવો જુયા તે નામદાર બાધુરની આગળથી નાહાસવા લાગ્યો તેવોજ રૂસતમે એક શીંહની માફક પોકાર મારીને તેની પુઠે વંટોલ્યાની જડપે ગયો અને તેની કંમરબંધ ઉપર પોતાનો ભાલો સીધો માર્યો. તે ભાલો તેના બખતર ઉપર અને તેના બંધ ઉપર એવો લાગ્યો કે જેથી તેના બંધ યા ગાંઠ રહયાં નહી. તેણે તેના પાંસરામાં તે ભાલાને એવી રીતે ભોંકયો કે તે વધુવાર પોતાની આંખોથી જેહાનને જોઇ શકયો નહી. પછી તે ભાલા વડે તેણે તેને જીન ઉપરથી ઉંચકયો અને તેને ઉચે ઉઠાવી જેમ શીક ઉપર મરઘીને ચઠાવે તેમ ચઠાવીને તેને ઘોડાની પીઠ ઉપરથી ધુલમાં ફેંકયો. તેનું મોહડું ધુલથી ભરાઇ ગયું અને તેના બખતરના ટુકડે ટુકડા થઇ ગયા. આથી માંજનદરાનનાં પેહેલવાનો અને બાધુરો અજાયબી સાથ ધાસ્તી ખાઇને ઉભા રહયા. તે લશકરના લોકો તુટેલાં દિલના અને ફીક્કા ચેહેરાનાં બન્યાં, અને તે લડાઇના મેદાનમાં ચકચાર ઉઠી રહી. પછી તે માજનદરાનના સરદારે પોતાના એક નાંકેથી તે બીજે નાંકે સુધીના લશકરને ફરમાવ્યું કે "તમો તમારૂં માથું ઉચકો અને લડાઇ કરો અને વાઘોની રાહરીતી એખતીયાર કરો." જેવા તે તમામ પેહેલવાનોએ તે લડાયક પાદશાહની એ વાત સમજી તેવાજ તે ગણુત્રી વગરના લશકરમાંથી કીનો લેવાને ઘણાકો લડાઇના મેદાનમાં ગયા. જ્યારે ઇરાનના પાદશાહે એ પ્રમાણે જોયું ત્યારે જેમ તેને ઘટતું હતું તેમ તે પોતાની જગ્યાએથી બાહાર આવ્યો. બેઉ તરફના લશકરોમાંથી પરગમ અને સરનાઇના અવાજો નિકળ્યા તથા હવા ઘેરા રંગની અને જમીન કાળી બની ગઇ. સઘરાઓએ એકી વખતે કીનાની તલવાર ખેંચી અને એક બીજાને મારવા લાગ્યા. જેમ કાલાં વાદલમાંથી પ્રકાશીત વિજલી પડે તેમ ગુરજ અને તલવારો આતશની માફક પ્રકાશવા લાગ્યા. પુશકલ ભાલાઓથી અને તરેહ તરેહના વાવતાઓથી હવા કાલી, પીલી અને રાતી બની હતી. જમીન કાલા દરીઆના જેવી બની

રહી. તે દરીઆના તમામ મોજાઓ તે ખંજરો, ગુરજો અને તીરો હતા. દેવોના પોકારથી અને કાલી ધુલથી તથા ઢોલના અવાજથી અને ઘોડાઓના ખંખારવાથી પાહાડો હુટી જતા હતા અને જમીન ચિરાઇ જતી હતી. આવી રીતની કીના ભરેલી લડાઇ કોઇએ જોઇ હતી નહી. તું કેહેશે કે જેહાન જાણે વાદલના ગડગડાતથીજ ભરાઇ ગઇ છે અથવા તો દહાડો કાલી રાતની પછવાડે છુપાઇ બેઠો છે. ગુરજ, તલવાર અને તીરનો ખખડાત ઉઠી રહયો અને પેહલવાનોના લોહીથી તે મેદાન તલાવની માફકનું બની રહયું. તમામ જેહાન દરીઆના જેવી દેખાતી હતી અને તે માહેલો મગરમછ તે ગુરજો અને તલવારો હતા. સ્વારો તે માહે હીલચાલ કરતાં વાહાણો જેવા લાગતા હતા, જેઓ કીનો લેવાને સામાસામી જતા હતા. પાનખર-રૂતુના પવનથી જેમ બાંમણુના ઝાડ ઉપરના પાતરાં ખરે તેમ સેપાહોની તોપી ઉપર ગુરજનો વરસાદ પડતો હતો. ઘણાંએક ડોકાંઓ તથા દિલ તથા સીનાના ટુકડાઓ પાહાડની માફકના ઢગલા થઇને પડયાં હતાં અને લોહીથી નદી બની ગઇ હતી. તું કેહેશે કે જડપથી દોડતા ઘોડાઓ જેમ પાણીની ઉપર વાહણ દોડે તેમ દોડીને ડુબી જવાનીજ ઉતાવલ કરતા હતા. લશકરી સફોને તોડનાર પેહેલવાન રૂસતમ જીવને ખુંચવી લેનાર અને દુશમનોને મારી નાખનારી પોતાની તલવાર સાથે રખશની ઉપર એક પાહાડની માફક બેસીને દેવોના ટોલાં વચે પોતાનાં તનને જોહોંકાવતો હતો. જ્યારે તે પોતાના ઘોડા ઉપરથી તિક્ષણ તલવાર ઉઠાવતો ત્યારે તે દેવોની વચે રસ્તા-ખેજ કરતો હતો. એક ફટકે તે દસ માંથાઓને ગરદન ઉપરથી નિચે ફેંકતો હતો અને પોકાર મારી શીંહ જેવાઓના દિલને ગભરાવી નાખતો હતો. તેના ગુરજથી આસમાનનું પણ દિલ ફાટી જતું અને તેનાથી ઉડતી ધુલથી આસમાન પણ ધુલારાંએ ભરાઇ જતું હતું. જ્યારે તેનો તીર કમાનમાંથી પસાર થતો ત્યારે તે તેનાથી શેર નરોના દિલને વિંધી નાખતો હતો. જ્યારે તે કમંદનો ફાંસો બનાવીને કોઇ શખ્સના દિલ ઉપર સીધો ફેંકતો હતો ત્યારે જેમ અઝદાહ ફુંફારો મારીને કોઇને ખેંચી લીએ તેમ તે પેહેલ-

વાનોને એ'થી લેતો હતો. તેના પગો અને તેની રેકાબ જોઇને લોકો અચરત બનતાં હતાં. તેની તલવારથી જમીન જેમ આંખો લોહીથી ભરેલી થાય તેમ બની હતી.

એ પ્રમાણે તે નામદારી ભર્યા લશકરમાંથી તે લડાઇના મેદાનમાં પુશકલ લોકો માર્યા ગયા. એક અઠવાડીયું સુધી તે બ'ધે નામીચાં લશકરો એ રીતે એકમેકની સામે રહી લડતાં હતાં. આઠમે દાહાડે જેહાનના પાદશાહ કાઉસે પોતાનાં માથાં ઉપરથી કેઆની તાજ ઉતાર્યું અને રાહના બતલાવનાર પરવરદેગારની હજુરમાં જઇને ફરીયાદ કરતો ઉભો. પછી તેણે પોતાના ચેહેરાને ખાકની ઉપર ઘસ્યો અને બોલ્યો કે "ઓ સચાઇને ચાહનારા ઇનશાફી સાહેબ! તુંજ પાણી અને જમીનનો પેદા કરનારો છે માટે આ ધાસ્તી ફીકર વગરના નરદેવોની ઉપર તું મને ફતેહ ફીરોજી બક્ષ અને શાહાનશાહી તખતને મારે માટે તાજું કર." ત્યાર બાદ તેણે પોતાનાં માથાં ઉપર લડાઇની તોપી પેહેરી અને પોતાનાં નાંમીચાં લશકર આગળ પાછો ફર્યો. તેટલામાં સરનાઇના અવાજો અને પોકારો ઉઠી રહયા અને લશકર એક પાહાડની માફક હીલવા લાગ્યું. તે પાદશાહે ફરમાવ્યું કે "તુસ અને ગેવ ઢોલને લશકરના પાછલા ભાગમાંથી અ'દર લઇ જાય. આથી ગોદરેજ શાવરાનના જ'ગેહની સાથે તથા રેહામ અને લડાયક ગુરગીન સાથે ત્યાં ગયો. ગોરાજેહ એક રાણી દુકરની માફક આંડવારનો વાવતો ઉ'ચો ચઢાવીને ત્યાં જઇ લાગ્યો. ફરહાદ, ખરરાદ, ભુરજીન, ગેવ, નામદાર બેહેરામ અને બાહુર ગસતહમ તે લડાઇના મેદાનમાં ધસી આવ્યા. તેઓ જાણે ત્યાં નવેસરથી કીનો લેવાને માટે આવ્યા હતા. તેહેમતન રૂસતમ લશકરના મધ્ય ભાગમાં પેહેલો ગયો અને તે બાહુરોના લોહીથી ત્યાંની જમીનને ધોવા લાગ્યો. જમની બાજુએથી ગોદરેજ અને કેશવાદ પરગમ અને બીજા સામન સાથનું હથીયારબ'ધ લશકર લેઇને ગયા. આ તરફની જમની બાજુએથી તે પેલી તરફની દાબી બાજુ સુધી જેમ વરૂ મે'ઢાંના તોલાં ઉપર જઇ પડે તેમ ગેવ જઇ પડયો. બામદાદથી તે આફતાબ અસ્ત પામ્યો ત્યાં સુધી જેમ

ઝરણામાંથી પાણી વેહે તેમ લોહી વેહેવા લાગ્યું. ચેહેરા ઉપરથી શરમ, શાહા રીતી અને દયા જતી રહી હતી. તું કેહેશે કે જાણે આસમાન ઉપરથી ગુરજનો વરસાદ પડતો હતો. હરેક ઠેકાણે મુવેલાંઓની લાશોથી ટેકડાઓ બન્યા હતા તથા (મેદાનમાંનું) ઘાસ માંથામાંનાં મગજોની સાથે ભેલાઇ ગયું હતું. જે બાજુએ માંજંનદરાંનનો પાદશાહ હતો તે તરફ પીલતન પોતાનાં ભારી લશકર સાથે ગયો. રણશીગડાં અને ઢોલ વાદલના ગગડાતની માફક વાગવા લાગ્યાં અને સુરજ સીસમના જેવા કાલા પરદા પાછલ ઢંકાઇ ગયો. તે પેહેલવાન (રૂસતમ) એક પળ પણ પોતાની જગ્યાએ ઠરતો હતો નહી પણ પોતાના પગલાં કીનો લેવાની જગ્યાએજ ભરતો હતો. ત્યારબાદ તેહેમતને એક નેજો ઉઠાવ્યો અને તે માંજનદરાંનના પાદશાહની તરફ સીદધો લંબાવ્યો.૧ જેવા તે દેવ અને હાથી બંધે જણા સાથે લડવા લાગ્યા૨ અને તેઓ એકી વખતે સામાસામી આવીને ઉભા તેવુંજ પાદશાહ કાકેસે પોતાના સરદારોને આ પ્રમાણે કહયું "ઓ નામીચા લડવૈયાઓ! તમો પણ આજના એકજ દિવસ હુશીયારી પકડો અને મરદાનગી બતાવવામાં ઘણા સખત થાઓ." આથી સરદારોએ પોતાની તલવાર અને ગુરજને બાહાર કાઢયા અને તે ભારી લશકરની સાથે ભેલાઇ ગયા જેથી તે લડાઇના મેદાનમાં એક એવું તો ધુલારૂં ઉડી રહયું કે તેણે સુરજનો રંગ પણ છીણવી લિધો. જેહાનના સોધનાર રૂસતમે પરવરદેગારની યાદ કીધી અને પોતાનો અણીવાલો નેજો પોતાના નેજો ધરનારને આપ્યો અને ગુરજને હાથમાં લેઇ જોશમાં આવ્યો. તેના અવાજથી હવા ભરાઇ ગઇ હતી. તેણે તે લડાઇમાં તલવાર વડે ઘણા નામદારોનો નાશ કીધો. તે સરદારોને મારનાર પેહેલવાનના અવાજથી દેવોમાં જીવ અને હાથીઓમાં શક્તિ રહી હતી નહી. હાથીની સુંઢો તમામ જંગલમાં વેરાઇને પડી હતી અને ઘણાક માઇલો સુધી તમામ મુવેલાંઓની લોઠો જણાતી હતી.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

૨ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

ત્યાર બાદ તે નામવર પેહેલવાને પોતાના નામદારો અને બાહુરો સાથે માંજનદરાનના પાદશાહ ઉપર હુમલો કીધો જેથી તેનું તમામ લશકર આજેજ થયું. તે રૂસતમ તે બુરી ઇચ્છાવાળા શખ્સની આગળ દોડતો ગયો અને એક જોરાવર હાથીની માફક બાંગ મારી તેણે તેને કહયું કે "ઓ બુરા કરતુકના બેબુન્યાદ! હવે તું કીનાના મેદાનમાં કેમ મજબુટ ઉભો રેહેશે?" જેવો તે પાદશાહે તે જોરાવર પેહેલવાનને જોયો તેવોજ તે ફાડી ખાનારાં વરૂની માફક તેની આગળ પોકાર મારતો આવ્યો. તેણે જીનમાંથી પોતાના પાહાડના જેવા ભારી ગુરજને ખેંચી કાઢીને તે દોડતો રૂસતમની આગળ આવ્યો. એક ગમથી તે જાદુગરોના પાદશાહ અને બીજી ગમથી તે રૂસતમ એ બંધે જણાએ વાદલની ગરજનાની માફક પોકાર કીધા. ત્યારબાદ રૂસતમે એક નેજો માંગ્યો અને તે માંજનદરાંનના પાદશાહની તરફ સીધો દોડી ગયો. જેવું તેણે રૂસતમના ભાલા તરફ જોયું તેવુંજ તેનામાં બાહુરી કે ગુસ્સો કાંઇ રહયું નહી. રૂસતમનું દિલ કીનાથી જોશમાં આવ્યું તેથી તેણે એક ભયંકાર શીંહની માફક પોકાર મારીને તેના કમરબંધ ઉપર નેજાનો એક ફટકો માર્યો જે તેના બખતરમાં થઇને તેની પીઠના હાડકાંમાં ભોકાયો. આથી તે જાદુગરનું શરીર એક પાહાડના ટુકડામાં ફેરવાઇ ગયું. તે જોઇને ઇરાની તમાશબીનો તેની આગળ ભેગા થયા. આવી અજાયબ જેવી વાતથી તેહેમતન પણ અચરત થયો અને તે અણીવાલા નેજાને ગરદન ઉપર પાછો ઉઠાવ્યો. તેટલામાં કાઉસ પાદશાહ પોતાના હાથી, ઢોલ તથા લશકરની સાથે તે જગ્યાએ આવી પોહોંચ્યો. તેણે રૂસતમને પુછયું કે "ઓ નામદાર પેહેલવાન! એ શું થયું છે કે તું અત્રે લાંબા વખતનો થોભી રહયો છે?" રૂસતમે જવાબ દિધો કે "જ્યારે ભારી લડાઇ થઇ અને આપણું રોશન નસીબ ખુલવા માંડયું, ત્યારે જેવો તે માંજનદરાનના પાદશાહે મને જોયો તેવોજ તે ભારી ગુરજ ગરદન ઉપર ઉઠાવીને તથા ઘોડાની લગામને ફેરવીને મારી તરફ કીનો લેવાને જે પ્રમાણે હોમાય પક્ષી ઉડવા માંડે તે માફક મારી તરફ દોડતો આવ્યો. મારી લગામ મેં

માશ બાધુર રખશને સોંપી દિધી અને તેના બખતર ઉપર કંમરબંધની જગ્યાએ મેં ભાલો માર્યો. મેં ધારીયું કે તે પોતાના જીનની બેઠક ઉપરથી ઉંધે મસતક નિચે પડશે પણ તે તો આએ રોતે મારી આગળ પથર બનીને પડયો છે. તેને હવે મારે માટેની વધતી ઓછી સુધ્ધી પણ નથી. તે આ પ્રમાણે એક પાહાડનો સખત પથર બન્યો છે અને લડાઇ કરવાથી તથા મરદાનગી દેખાડવાથી નચિંત થયો છે. હવે હું તેને આપણી છાવણીમાં લેઇ જવા માંગું છું કારણ કે તે કદાચને સખત પથરમાંથી બાહાર નિકળશે.''

તેથી પાદશાહે તેને ત્યાંથી ઉઠાવીને તેની દરબાર નજદિક લાવવાને ફરમાવ્યું. આથી જે કોઇ લશકર અંદર જોરાવરો હતા તેઓમાંના કેટલાકોએ તેને ઉચકવાની અજમાયશ કીધી પણ તે ભારી પથર કે જેની અંદર તે માંજનદરાનનો પાદશાહ હતો તે તેની જગ્યાએથી ઉંચકાઇ શકાયો નહી. પછી પેહેલવાન રૂસતમે પોતાના પંજા લંબાવ્યા. તે તેવી અજમાયશ કરવાને ખાહેશમંદ હતો નહી. તેણે તે પથરને એવી રીતે ઉચકયો કે જેથી તમામ લશકર અચરત બન્યું. તે પોતાના ખભાં ઉપર તે પાહાડને ઉચકીને પગે ચાલીને ગયો. તેની પુઠે સેપાહોનું ટોલું બુમ અને પોકાર મારતું ગયું. તેઓ પરવરદેગારની તારીફ ગાવા લાગ્યા અને તે રૂસતમના ઉપર સુનાનો અને જવેહેરાતનો નેશાર કીધો. રૂસતમ તેને પાદશાહના તંબુ આગળ ઉચકી ગયો અને ત્યાં તેને નિચે ફેંકીને ઇરાનીઓને હાથ સોંપીઓ. પછી તેણે તે (પથર)ને કહયું કે "આએ જાદુઇ ભરેલી હાલતમાંથી તું પાછો જાહેર થશે તો ઠીક, નહી તો કે હું હથોડા, વાંસલા અને કોહોડાલીઓથી એ તમામ પથરને કપાવી કાઢશ." જેવું તેણે એમ સમજયું તેવોજ તે એક વાદલના ટુકડાની માફકનો બન્યો અને તે પાછો માથાં ઉપર પોલાદની તોપીવાલો અને શરીર ઉપર બખતરવાલો પાદશાહ બન્યો. તેહેમતને તેજ વખતે તેનો હાથ પકડયો અને પછી હસીને પાદશાહની તરફ ચેહેરાને ફેરવ્યો અને બોલ્યો કે, "જે પાહાડના ટુકડાને હું અત્રે લાવ્યો હતો તે તો કોહોડાલીની બીહીકથી મારા

હાથમાં સપડાઈ ગયો છે. કાઉસ પાદશાહે તેના તરફ દુરથી જોયું પણ તેણે તેને તખત અને તાજને લાયકનો જોયો નહી. તે એક કદરૂપા ચેહેરાનો અને ઉંચા કદનો શખ્સ હતો. તેને જંગલી દુક્કરની માફકનું માથું, ગરદન અને સુંઢ હતી. કાઉસે તેનાથી લાંબો વખત સુધી ખમેલાં દુખોને યાદ કીધાં જેથી તેનું દિલ દલગીર બન્યું અને હોટોમાંથી થંડા નીસાશા બાહાર પડ્યા. પછી તેણે જલ્લાદને ફરમાવ્યું કે "તું તિક્ષણ તલવાર હાથમાં લે અને તેના તનના ટુકડે ટુકડા કર." આથી ત્યાર બાદ તેના તે ફતેહમંદ શાહના હોકમથી ટુકડે ટુકડા કરવામાં આવ્યા. તે જુલમગાર પાદશાહ કે જે તાજ અને કંમરબંધને લાયકનો હતો નહી તે જેવો માર્યો ગયો તેવોજ કાઉસે એક જનને તેની છાવણીમાં જડપથી મોકલ્યો અને તેને ફરમાવ્યું કે "ત્યાં જે કાંઈ અસબાબ જેવો કે ખજાનો, તાજ, તખત, જવેહરાત, ઘોડાઓ, તલવારો, બખતરો અને કમંરબંધો વિગેરે હોય તે અત્રે લાવ." આથી તે તમામ લશકર ટોલાંબંધ થઈને ત્યાં ગયું અને તેઓએ તમામ અસબાબ લાવીને જુદે જુદે ઠેકાણે પાહાડની માફકના ઢગલા કીધા. દરેક જણાઓ જેઓ લાયક હતા તેઓને તેણે ખજાનો બક્ષ્યો, તેમાં મુખ્ય કરીને જે કોઈની મેહેનત વધારે હતી તેને વધારે બક્ષેશ કરવામાં આવી. પછી દેવોમાંથી જે કોઈ નાલાયક હતા તથા જેઓથી લોકોના દિલ રંજીદા બન્યાં હતાં તેઓના ડોકાં કાપી નાખવાનો તેણે હોકમ કીધો અને તેઓને જ્યાંથી લોકોની ઘણી આવજાવ કરવાનો રસ્તો હતો ત્યાં નખાવ્યા. ત્યારબાદ તે પાદશાહ બંદગી કરવાની જગ્યાએ ગયો અને તે પાક પરવરદેગારને પોતાનો છુપો ભેદ કેહેવા લાગ્યો કે "ઓ મુરાદને પુરી પાડનારા દાદગર દાદાર! મને તેં દુન્યાની અંદર વગર હાજતનો કીધો છે. તેં મને જાદુગરોની ઉપર ફતેહ બક્ષી છે અને મારાં બુઢાં થઈ ગયલાં નસીબને તેં જવાન બનાવ્યું છે." તેણે એક અઠવાડીયું સુધી પાક યઝદાંનની હજુરમાં બંદગી કરયા કીધી અને માથાંને ખાક ઉપર મુકેલું રાખ્યું. આઠમે દાહાડે તેણે પોતાના ખજાનાના દરવાજા ખોલ્યા અને જે કોઈ હાજતમંદ હતા તેઓને

બક્ષેશ કીધી. એજ પ્રમાણે વળી તેણે જે જે ચિજો જે કોઇને જોઇતી હતી તે બક્ષવામાં એક બીજું અઠવાડીયું ગુજાર્યું. ત્રીજે અઠવાડીએ જ્યારે તે કામ પાર પડી રહયું ત્યારે તેણે દારૂ તથા પીવાની જામો તથા યાકુત અને ખજાનો મંગાળ્યો. તેઓએ હાથમાં દારૂથી ભરેલાં ગલાસો સાથે માંજનદરાનમાં એક અઠવાડીયું ગુજાર્યું.

## અવલાદને કાઉસે માંજનદરાંનના તખત ઉપર બેસાડીઓ તે વિષે.

તેહેમતને પાદશાહને આ પ્રમાણે કહયું કે "ગમે એવો (નજીવો દિસ્તો) માણુસ પણ કામમાં આવે છે. અત્રે થયલા સઘલાં મારાં કામો અવલાદની મદદથી બન્યાં છે. કારણ કે તેણે મને સઘલી બાજુનો ખરો રસ્તો દેખાડીઓ હતો. હાલે તે માંજનદરાંનની પાદશાહીની ઉમેદ ધરાવે છે કારણ કે મેં તેને એ બાબેનું વચણ આપ્યું હતું. માટે તું નાની પડવીના શખ્સો ઉપર નવાજેશ કરનાર પાદશાહ હાલે આએ મીજલશમાં તેને સરફરાજ કરશે તો તે લાયક ગણાશે. માટે હાલે પરથમમાં તેને એક શેહેનશાહને લાયકનો પોશાક તથા તારી મોહોર સાથનું પાદશાહી નામું તુંએ લખી આપવું જોઇએ છે, જેથી તે માંજંનદરાનનો પાદશાહ બને અને સઘલા વડાઓ તેની તાબેદારી કરે. તે તારો ભલો નોકર થઇ રેહેશે અને ઘટતે વખતે તારી ઉપર મેહેશુલ મોકલી આપશે." જ્યારે તેણે પાદશાહની તાબેદારી કરનાર (રૂસતમ) નું કેહેવું સમજ્યું ત્યારે તે ચાલાક પાદશાહે તેમ કરવાને વચણ આપ્યું. તેણે માજનદરાનના મોટી પડવીવાલા શખ્સોને બોલાવી મંગાળ્યા અને તેઓ આગળ અવલાદને માટેની કેટલીક વાતો કીધી. તે બોલ્યો કે "તમો તેના હોકમથી ફરતા ના, નહી તો કે તમો તમારી કરણીનો બદલો મેલવશો." ત્યાર બાદ તેણે તેને લાયકનો ખેલાત બક્ષ્યો અને બોલ્યો કે "તું હમેશાં છુપી રીતે પણ ભલાઇજ કરજે." તેજ વખતે તેણે તેને પાદશાહી તખત બક્ષ્યું અને પોતે ત્યાંથી પારસ તરફ જવાને નિકલ્યો.

# માંજનદરાનમાંથી કાઉસ ઇરાન જમીનમાં પાછો ફર્યો તથા તેણે રૂસતમને ભારે સરપાવ સાથે સીસતાન તરફ વિદાય કીધો તે વિષે.

જ્યારે કાઉસ ઇરાન શેહેરમાં આવી પુગ્યો ત્યારે તેના લશકરથી ઉડતી ધુલથી હવા કાલી બની. લોકોની ખુશાલીનો પોકાર સુરજ સુધી પુગી રહયો. મરદો તથા ઓરતો ખુશાલીના પોકાર કરતા તેની આગળ આવ્યા. તમામ ઇરાન શેહેરને શ‍ંગારવામાં આવ્યું તથા દારૂ અને વાજીંત્ર મંગાવવામાં આવ્યાં અને રામશગરોને બોલાવવામાં આવી. નવે જનમે જન્મેલા પાદશાહથી તમામ જેહાન નવી થઇ. જાણે કે ઇરાનની અંદર એક નવોજ ચંદ્રમાં ઉગયો. જેવો તે ફતેહ અને ખુશાલી સાથે તખત ઉપર બેઠો તેવોજ તેણે જુના વખતના ખજાનાવાલા ભંડારને ખોલ્લો કીધો. સઘલે ઠેકાણેથી રોજી આપનારાઓને બોલાવી મંગાવ્યા અને તેઓને દીવાનાખાનામાં પૈસા વેહેંચવાને બેસાડીઆ. પીલતનની દરગાહ આગળ પણ લોકોના પોકાર ઉઠી રહયા અને લશકરના બુજોર્ગો તેની આગળ ભેગા થયા. પછી તે નામવરના તખત આગળથી સઘલાઓ ખુશાલી સાથે પાદશાહની આગળ ગયા. તેહેમતન પણ માથે તાજ પેહેરીને ત્યાં ગયો અને પાદશાહની નજદિકના તખત ઉપર તે આવી બેઠો. તેણે જાલેજરની આગળ પાછું જવાની તે તાજદાર પાદશાહ પાસેથી રજા માંગી. આથી તે જમીનના પાદશાહે તેની તારીફ ગાઇ અને તેને લાયકનો એક ખેલાત તૈયાર કીધો. તે ખેલાતમાં એક મેઢાંના આકારનું ફીરોજાનું તખત, જવેહરાતથી જડેલું પાદશાહી તાજ, એક કસબી પાદશાહી ગલીચો તથા એક ભપકાદાર હાર અને સાંકલી, સુનેરી કંમરબંધ સાથના માહાતાબ જેવા સો ગોલામો, કસતુરીના જેવા બાલવાલી ખુબસુરત અને ભપકાવાલી સો ગોલામડીઓ, સુનેરી સામન સાથના ભારી કીંમતના સો ઘોડાઓ, કાલા બાલવાલા સુનેરી લગામ સાથના સો ઉંટો કે જે ઉપર રૂમી, ચીનાઇ અને ઇરાંનનું પાદશાહી રેશમી કાપડ લાધેલું હતું, વળી તેની સાથે સુનાના દીર-

મની સો ઠેલીઓ તથા જાતજાતના રંગ અને સોડમવાળી તરેહવાર ચિજો, ખાલેશ કસ્તુરીથી ભરેલી એક યાકુતી જામ તથા ગોલાબથી ભરેલી ફીરાજાની જામ વિગેરે ભેટો તેણે તૈયાર કીધી. ત્યારબાદ કાઉસે કસ્તુરી, દારૂ, અગર, અમબર અને કેશરથી બનાવેલી સાહીથી રેસમી કપડાંની ઉપર એક પરવાનો લખાવ્યો કે "સીસ્તાનનો સઘલો દેશ જેહાનને દિપાવનાર સપેહસાલારને નવેસરથી બક્ષવામાં આવ્યો છે, તે એવી રીતે કે કાઉસ પાદશાહના આ વચન પછી કોઇ પણ તે તખત ઉપર તાજ પેહરીને બેસે નહી." ત્યારબાદ તે પાદશાહે તેની તારીફ કીધી કે "તારા વગર (હમારામાંનું) કોઇપણ સુરજને યા ચંદ્રને (ફરીથી) જોઇ શકતે નહી. નામીચા પુરૂશોના દિલ તારી તરફ ગરમ રહેજો અને તારૂં રવાન શરમવાળું અને ભલી ખાહેશ સાથનું રેહેજો." પછી રૂસતમ ઉઠીને ઉભો થયો અને તખતને બોસો લિધો અને જવાની રજા મેલવીને તેણે મુસાફરીનો અસબાબ બાંધ્યો. આથી શેહેરમાંથી ઢોલના અવાજ નિકલ્યા અને દરેક જનને ખુશાલી ઉતપન્ન થઇ. ત્યાં ઢોલ, પરગમ, સરનાઇ અને વાજીંત્રોના અવાજ નિકલી રહયા. જાલનો રૂસતમ ત્યાંથી ગયો અને પાદશાહે તખત ઉપર બેસી જેહાનને જલકતી અને ભલી રાહારીતી મુજબની બનાવી. તે ખુશાલી સાથે સુનેરી તખત ઉપર બેઠો અને તંમામ જાતના જુલમ અને ગેરઇનશાફના દરવાજા બંધ કીધા. જેવો તે માંજનદરાંન શેહેરથી પાછો ફર્યો તેવીજ તેણે મોટી પડવીના શખસોને (તેઓની બાધુરીને માટે) જમીનની બક્ષેશ કીધી. તેણે તુસને ઇરાન સરજમીનનો સપેહસાલાર બનાવ્યો અને તેને કહયું કે "તું ઇરાનમાંથી બુરાઇનો નાશ કરજે." પછી તેણે ઇસફાહાનનો મુલક ગોદરેજને બક્ષ્યો અને તે મુલકની ગાદી તથા હકુમત તેને આપી. ત્યારબાદ તેણે જેહાનમાં કેટલીક જીતો મેલવીને ખુશાલી પાળવા તરફ અને દારૂ તરફ હાથ લંબાવ્યો. ઇનશાફની તલવારથી તેણે દલગીરીને ગરદન મારી. તેના દિલને તેના મોત વિષેની પણ યાદ રહી નહી. જમીન લીલોતરી, પાણી અને ભીનાશવાલી બની અને

બેહેશ્તના બાગની માફક સંગાર પામી. ઇનશાફ્ અને નચિંતાઇને લિધે (લોકોની) તવંગરી વધી અને હારેમનના હાથ બુરાઇ કરવાથી બંધાઇ ગયા. ઝાડના ફૂળ અને પાતરાંઓ પણ દિવસે તથા રાતે તેના તાજ અને તખત ઉપર આફ્રીન કરતાં હતાં. દર કલાકે તે પાદશાહની ઉપર દુન્યાના પેદા કરનાર તરફની લાખલાખ દુવા ઉતરતી હતી, કારણ કે તે જેહાનને ઇનશાફ્થી આબાદ રાખતો હતો. વળી તે ઇનશાફ્ અને સખાવતનીજ યાદ કરતો હતો. જેહાનની અંદર ખબર ફેલાઇ કે કાઉસ પાદશાહ માંજનદરાનનું તખત અને તાજ છીનવી લેઇને (પાછો) આવ્યો છે, તેથી તમામ લોકો કાઉસ પાદશાહે આવી મોટાઇ મેલવી તેને માટે અચરત થયાં. આથી તમામ લોકો હદીઆ સાથે તથા નેસાર કરવાની ચિજો સાથે આવીને પાદશાહની દરબાર આગળ સફ્સમારીને ઉભાં. તેથી ભરપુર ઇનશાફ્થી અને પુશકલ માલ જમાવ થવાથી જેહાન બેહેસ્તની માફક સંગાર પામેલી બની.

## કાઉસે જેહાનની અંદર મુસાફરી કીધી તથા તેણે બરબર, હામાવરાન અને માસરના પાદશાહો સાથે લડાઇ કીધી તે વિષે.

માંજનદરાનની તમામ લડાઇનું તેં બ્યાન સમજ્યું છે માટે હવે તું હામાવરાનની લડાઇનું બ્યાન સમજ. પછી પાદશાહ કાઉસે પોતાની (સઘલી) સલતનતમાં ફરવા નિકળવાનો વિચાર કીધો તેથી તે ઇરાનથી નિકળી તુરાન અને ચીન સુધી જઇ પોંહોચ્યો અને ત્યારબાદ મકરાન[૧] દેશ તરફ તે ફરી વલ્યો. મકરાનથી તે જરેહ નદી સુધીની મુશાફરી ગોઠવાઇ કે જેની વચે કાંઇપણ મુશકેલી કે અડચણો નડી નહી. ત્યાંના દરેક પાદશાહોએ ખંડણી તથા મેહેસુલ આપવાની કબુલ કીધી કારણ કે તે ગાય જેવાઓ શીંહ સાથે લડાઇ અજમાવવાની શક્તિ ધરાવતા હતા નહી. એવી રીતના ભપકા સાથે તે જેહાનનો પાદશાહ પોતાના તાજ અને તખત સાથે

---

૧ મકરાન એ એક પાહાડી મુલકનું નામ છે.

બરબર[1] સુધી જઇ પોંહોંચ્યો. બરબરસ્તાનના પાદશાહે (કાઉસની સામે) લડાંઇની તૈયારી કીધી જેથી જમાનાનો રંગ બીજી તરેહનો થઇ પડયો. બરબરમાંથી લશકર લડાઇ કરવાને બાહાર પડયું જેથી પાદશાહ (કાઉસ) ના લશકરને ખુશાલી પેદા થઇ. નેજાઓને લિધે તું કેહેશે કે જાણે હવા જંગલના જેવી થઇ રહી અને ઘોડાઓથી ઉડતી ધુલથી જાણે ખોરશેદ પણ વિચારમાં પડયો. ધુલારાંને લિધે કોઇપણ પોતાનો હાથ કે લગામ જોઇ શકતા હતા નહી. સેપાહોના પગથી ઉડતી ધુલથી હાથીઓ પણ ધંકાઇ ગયા હતા. એક લશકર બીજા લશકર ઉપર જેમ પાણીમાં મોજા ઉછલે તેમ જખમ મારવા પડયું. જ્યારે ગોદરેજે[2] જેહાનને એવી રીતની જોઇ, ત્યારે તેણે ભારી ગુરજને જીન ઉપરથી ઉઠાવ્યો. જેવી તુસે,[3] ફરીબરૂજે[4] શીંહ જેવા ગસતહમે,[5] ખરરાદે, ગુરગીન તથા બાહુર ગેવે[6] લશકરની જમની તથા ડાબી બાજુને સંગારી તેવાજ લડાયક સ્વારોની વચેથી લડાઇનો પોકાર ઉઠયો. બધે લશકરનો પોકાર આસમાન સુધી પુગ્યો અને જમીન દરીઆની માફક જોશમાં આવી. પુશકલ ગુરજોથી તથા તીરોના વરસાદથી તથા સ્વારોની ધરપકડની ગરમીથી તું કેહેશે કે દુન્યા જાણે નર અઝદાહનું

---

૧ બરબરના મુલકને ઇંગ્રેજીમાં બારબરી (Barbary) કહે છે.

૨ ગોદરેજ એ ઇરાની લશકરના એક જોરેમંદ પેહેલવાનનું નામ છે. તે એક જોરાવર પેહેલવાન ઉપરાંત ઘણો અકકલમંદ શખસ હતો તેથી તેને કાઉસ પાદશાહે પોતાનો વજીર બનાવ્યો હતો.

૩ તુસ એ નોઝર પાદશાહનો બેટો થતો હતો. જ્યારે ઇરાનની ગાદી ઝુને આપવામાં આવી ત્યારે તેને ઇરાની લશકરનો સપેહેસાલાર બનાવ્યો હતો. એ પેહેલવાન ઘણો જોરેમંદ હતો.

૪ ફરીબરૂઝ એ કાઉસના બેટાનું નામ છે, એ પણ ઇરાની લશકરનો લડાયક અને બાહુર પેહેલવાન હતો.

૫ ગસતહમ એ નોઝરનો બેટો અને તુસનો ભાઇ થતો હતો.

૬ ગેવ એ ગોદરેજના બેટાનું નામ છે. એ ગેવ રૂસતમની બેહેનની સાથે પરણીઓ હતો.

હાચુ' બન્યુ' છે અને પેહેલવાનોના આત્મા બલાના ફાંડામાં આવી પડયા છે. સ્વારોથી ઉડતી ધુલથી હવામાં વાદલ બ'ધાયાં તથા ઢાલથી ગગડાટ થવા લાગ્યા અને તલવારોથી વીજલી પડવા લાગી. તેઓના તીર તે વરસાદ હતો અને ખ'જર તે કરાં હતાં. તેઓના વરસવાથી અને વિજલી પડવાથી માણુસોના જીવો જતા રેહેવા લાગ્યા. લશકરને તોડનાર પેહેલવાન ગોદરેજે, પોતાના હાથમાં દુશમનોને મારનારી તલવાર સાથે, એક જોરાવર હાથીની માફક બુમ પાડતાં અને જોશમાં આવતાં, તે બુરી મનશાનીવાલા લોકો ઉપર એક હુમલો કીધો. જ્યારે તે તેજીવાલી તલવારને પોતાની બાજુથી ઉગામતો હતો ત્યારે તે બરબરી લોકોની ઉપર રસ્તાખેજ વરસાવતો હતો. બીજી બાજુએ લડાઇનો સોધનાર ગેવ પોતાની બાજુના જોરથી પેહેલવાનોને હુનર દેખાડતો હતો. તે એક જખમથી દસના ડોકાં નિચે ફે'કતો હતો અને તલવારથી તે જમીનને લોહીનો દરીઓ બનાવતો હતો. જ્યારે લશકરના વચલા ભાગમાંથી તુસે એ પ્રમાણેનો મામલો જોયો ત્યારે તે પણુ લડાઇના મેદાનમાં આવ્યો. તેણે નેજા, તીર તથા હથીયારો વાપડનારા એક હજાર નામદારોની સાથે ઘોડાઓ દપતાવ્યા અને એક હુમલો કરી (દુશમનોનાં) લશકરનો મધ્ય ભાગ તોડી નાંખ્યો. તેની પુઠે વલી જડપથી (કાઉસ) પાદશાહ ગયો. ઇરાની પેહેલવાનો તથા કાઉસ પાદશાહથી સામી બાજુનુ' લશકર નાહાસવા માંડીયુ'. તુ' કેહેશે કે જાણે બરબરની અ'દર એક સ્વાર યા તેઓની વચે એક પણુ ભાલો ધડાવનાર શખ્સ રહયો હેતો નહી. શેહેરની અ'દર જે કોઇ બુઢાઓ હતા તેઓએ લડાઇના પવનને ઉ'ધો ફુકતો જોયો ત્યારે તેઓ સઘલા ચિરાયલાં જીગર સાથે અને માફી માંગતા કાઉસ પાદશાહની આગળ આવ્યા કે "હમો પાદશાહના ચાકર અને ગોલામ છીએ માટે તુ' જે કર ઠેડવે તે આપવાને માટે હમો હમારી ગરદન નમાવીએ છીએ. દીરમની જગ્યાએ હમો તુ'ને સોનુ' અને જવેહેરાત આપશુ' અને તુ' પાદશાહના ભારે ઉપકારી રહીશુ'." કાઉસે તેથી તેઓને માફ કીધા તથા નવાજીયા અને ત્યાં એક નવી રીત અને રસમ ઠેડવી.

પછી તે જગ્યાએથી કુચ કરવાને માટે પરગમના તથા છમ છમીઆંનો અવાજો તથા સરનાઇઓના પોકારો નિકલ્યા અને જ્યારે લશકરે કુચ કરવા માંડી ત્યારે ધરતી ધ્રુજવા લાગી અને દિવસની રોશની પણ જણાઇ નહી. કાઉસ બરબર શેહેરમાંથી થઇને આગળ વધવાને બાહાર પડયો અને કોહેકાફ[1] તથા પશ્ચીમ તરફના મુલકોમાં આવી લાગ્યો. જ્યારે ત્યાનાં પાદશાહને તેઓને માટેની ખબર થઇ ત્યારે તે તેની તારીફ કરતો તેને સામે લેવા ગયો. તમામ સરદારો તેને સામે લેવા જવાને માટે ગયા અને પોતાના માંથા ઉપર ભારી કરનો બોજો ખુશીથી ઉઠાવી લિધો. જ્યારે તેઓએ તેનો હોકમ માથે ઉઠાવ્યો અને પોતાનો છુટકારો કીધો ત્યારે પાદશાહ લશકર સાથે તેઓને નુકશાન પુગાડયા વગર ત્યાંથી પાછો ફર્યો. પછી તેણે જાલના બેટાની મેહેમાનદારી ચાખવાને માટે લશકરને જાબુલસ્તાનની તરફ હંકાર્યું. તે પાદશાહ એક મહીનો સુધી નીમરૂજમાં રહયો. ત્યાં તેટલા વખતમાં તે કોઇ વખત દારૂની ખાહેશ કરતો તો કોઇ વખત (શીકાર કરવાને માટે) શેકારી બાજ અને કુતરાઓની ખાહેશ કરતો હતો. એ બાબદને થોડી મુદત વીતી નહી તેટલાંમાં વલી બાગના ખુનામાં કાંતા ઉગ્યા (યાને જઘડો ઉઠયો). કોઇપણ અજમાયશ મેલાવ્યા વગર ઘડાતો નથી. જે કોઇ ઉંચાઇએ ચઢે છે તે નિચે પડે છે. જ્યારે જેહાનનું કામ સીધે રસ્તે ચાલતું હતું ત્યારે અરબોથી[2] કડવાસ ઉભો થયો. તેઓએ કએ કાઉસની સામે બલવો ઉઠાવ્યો અને તાબેદારીના દરજાથી વેગલા ગયા. એક ખજાનાનો ધરાવનાર અને સતાદાર પૈસાવાલા માણુસે મીસર તથા સામ (સીરીઆ) તરફથી બલવાનો ઝુન્ડો ઉઠાવ્યો. જેવી તે જેહાનના પાદશાહ કાઉસને એ ખબર થઇ કે તે તેની પાદશાહીમાં ભાગ પડવા માંગે છે તેવોજ તે જેહાનને દિપાવનાર પાદશાહે ખુશાલી ભર્યાં દિલનો બનીને (કુચના) પરગમ વજાડવાનો હોકમ કીધો, અને

---

૧ કોકેશસ પાહાડને કોહે કાફનો પાહાડ કેહેવામાં આવે છે.

૨ હામાવરાનના પાદશાહને તવારીખ નવેસો અરબસ્તાનનો પાદશાહ ગણે છે. ફરહંગે જહાંગીરીમાં એને શારીઆનો પાદશાહ ગણીઓ છે.

નીમરોજમાંથી લશકરને ઉઠાવીને તે આગળ ચાલ્યો. તે જેહાન પેહેલવાનને પોતાની સાથે લેઇ ગયો નહી પણ તેને તેનાં કુટુંબની આગળ તેજ શેહેરમાં રેહેવા દિધો. ઇરાન દેશના તમામ સરદારો અને નામીચા પુરૂષોને તે પોતાની સાથે કીનો લેવાને અને લડાઇ કરવાને લેઇ ગયો. સેપાહોએ પોતાની ઢાલ ઉપર નામ લખીયાં. તેમની તલવારો મીઆનની અંદરથી (કીનો લેવાને) તપતી રહી. પાણી ઉપર વાહાન હીલે તેમ જમીન હીલતી થઇ અને સેપાહોથી ઉડતી ધુલથી સુરજ પણ કાલો થઇ ગયો. તેણે લશકરને દુશમનો જોય નહી તેમ જમીન ઉપરથી દરીઆ તરફ કુચ કરાવી, તેથી સંખ્યા બંધ વાહાનો અને મછવાઓ બનાવવામાં આવ્યા અને તેમાં લશકરને ગોઠવીને બેસાડીયું. અગરજો (તે છેટાંને માટે) પગ રસ્તાની ગણુત્રી કરવામાં આવે તો તે એક હજાર ફરશંગનું છેટું ગણાય. દુન્યામાં જમીનના જે પ્રમાણે ભાગ કીધા હતા તે ભાગમાંના ત્રણ શેહેર વચે તેઓ જઇ લાગ્યા, ત્યાં સુધી તેઓએ હંકારીઆ કીધું. ડાવા હાથ ઉપર મીસર અને જમના હાથ ઉપર બરબર રહયું હતું અને જે તરફ તેઓ જવાને ઇચ્છતા હતા તે રસ્તો વચમાં હતો. તેની સામે હુમાવરાનનો દેશ આવ્યો હતો અને તે દરેક દેશમાં ભારે લશકર હતું. તેઓને ખબર થઇ કે કાઉસ પાદશાહ નદી અને દરીઆને રસ્તે લશકરની સાથે આવે છે ત્યારે તેઓ એકમેકની સાથે મલી ગયા અને લશકરને બરબરમાં એકઠું કીધું. તે લશકર પુશકલ તલવારના મારનારા પેહેલવાનોનું બનેલું હતું તે સઘલું બરબરસ્તાનમાં એકઠું થયું. તે એવું ભારી લશકર હતું કે તેઓના ઘોડાઓની નાલથી જંગલ, દરીઓ અને પાહાડ પણ કંટાલી ગયા હતા. ફાડીખાનારા શીંહને (વસવાને) માટે પણ ત્યાં જગ્યા હતી નહી, અથવા તો જંગલી ગોરખરોને માટે પણ પસાર થવાનો ત્યાં રસ્તો રહયો હતો નહી. ચીત્તાઓ પાહાડની ઉપર, માછલીઓ પાણીમાં તેમજ ઉંચે ઉડતાં ઓકાબ પક્ષીઓ હવામાં રસ્તો સોધતાં હતાં પણ કેમે કરીને તેઓ રસ્તો મેલવતાં હતાં નહી. જંગલી અને ફાડીખાનારાં જાનવરોની એવી રીતની હાલત હતી. જયારે કાઉસે

લશકરને જમીન ઉપર ઉતાર્યું ત્યારે જેહાનની અંદરના પાહાડ અને જંગલને કોઇપણ જોઇ શકયું નહી. તું કહેશે કે જેહાન હથીઆરની અને બખતરનીજ બનેલી છે અને ભાલાઓની અણી સેતારાઓની માફક ચલકે છે. પુશકલ સુનેરી તોપીઓથી, સુનેરી ઢાલોથી અને ગરદનની ઉપર ઓલવેલી કોહાડાલીઓથી તું કેહેશે કે જાણે જમીન વેહેતાં સુનાના જેવી બની છે અને તલવારોથી રવાનોનો વરસાદ વરસે છે. તેઓથી ઉડી રહેલી ધુલથી હવા સનદરૂસ નામના શુંદરના જેવી બની રહી અને તમામ જમીન સીસમના જેવી કાળી થઇ ગઇ. રણશીંગડાંના અવાજથી પાહાડો ફાતી જતા હતા અને ઘોડાઓની નાલથી જમીન જખમી થતી હતી. બરબરસ્તાનની અંદર સરનાઇઓના અવાજથી તું કેહેશે કે ત્યાંની જમીન લશકરને ખુંચવી લેનારી બની છે.

જ્યારે તે બંધે બાજુના લશકરો સામસામાં નજદિક આવી લાગ્યાં ત્યારે તેઓના દિલ કીનાથી ભરેલાં અને માથાં કજીયાથી ભરેલાં બન્યાં હતાં. બંધે તરફના લશકરે સફ સમારી. તેઓના હાથમાં ખંજર પકડેલાં હતાં અને હોટ ઉપર ફીન બાઝયું હતું. ઇરાની લશકરમાંથી સરનાઇ અને ઢોલના અવાજ નિકલ્યા અને બેહેરામ, ગુરગીન તથા તુસ (લડવાને) બાહાર પડયા. જે બાજુએ ગોદરેજ, કેશવાદ, ગેવ, શીદુશ અને ફરહાદ હતા ત્યાં તેઓએ લગામને ઘોડાની ગરદનને સોંફી દિધી, અને ઝેહેર પાએલી અણીવાલા ભાલાઓ હાથમાં ધર્યા. જેવા તેઓએ લગામના છેડા જીન ઉપર મુકી દિધા તેવાજ પોકારો અને કોહોડાલીના કાપવાના અવાજો ઉઠી રહયા. તું કેહેશે કે તેઓ પથ્થર અને લોઢાંનેજ ભાંજે છે અથવા તો તેઓ આસમાનને જમીન ઉપર લાવી નાખવા માંગે છે. કાઉસે લશકરના વચલા ભાગમાંથી કુચ કીધી અને તે લશકર સામાસામી આવી ઉભું. તેથી એવું બન્યું કે માણુસોની આંખે અંધારાં ફરી વલ્યાં અને તે કાલાશની અંદર ગેરૂનો રંગ (લોહી) વરસવા લાગ્યો. તું કેહેશે કે જાણે હવા દવને વરસાવે છે અને તે પથરની અંદર ગુલલાલાના ફુલો રોપે છે. ભાલાઓની અણીમાંથી આતશ નિકલવા

લાગ્યો અને જમીન લોહીના દરીઆની માફકની થઇ રહી. ઇરાની-ઓથી તે ત્રણ લશકર એવાં (ગભરાત ભર્યાં) થયાં કે તેઓની કંમર અને માથાં ઓલખી શકાતાં હતાં નહી. ગેવે એક પોકાર માર્યો અને તે બોલ્યો કે "ઓ સરદારો! એ બુરી ખશલતના લોકોની સાથની લડાઇમાં તમો કોશેશ કરો. લડાઇમાંથી નાહાશી જવું આપણને ઘટતું નથી. પછી તે લડાઇમાં આપણા જાન જાય તો શું થયું."
ઇરાની પેહેલવાનોની વચે જે સેપાહ બચ્ચાઓ હતા તેઓએ પોતાના ઘોડાને ધુમાડાની જડપે દોડાવ્યા. (તેઓમાંથી) એક અઝદાહના જેવો બન્યો. દુશમનો ઉપર તેઓએ કીનાની તલવારને ઉગામી જેથી જમીનની ઉપર ઘણાએક ડોકાંઓ વેરાયલાં પડયાં. આપ લે અને ધર પકડના પોકારો ઉઠયા અને ભાલાઓ તથા તીરો વરસાદની માફક વરસવા લાગ્યા. ઝેહેરનું પાણી પાયલા પુશકલ નેજાઓ અને તલવારોથી તે ખંજર વાપડનારાઓની આંખે અંધારાં ફરી વળતાં હતાં. એક કાલાં વાદલની માફક ધુલ વીટલાઇ રહી જેથી ખોરશેદ અને માહાતાબ પણ કાલા થઇ ગયા. નેજાઓને સબબે હવા એક ઝાડીની માફક થઇ રહી, તથા દરેક સ્વારોનાં દિલ (પોતાના જીવને માટે) વિચારવંત બન્યાં. જમીન ઉપર પુશકલ લોહી રેડાતું હોવાથી તે કીનાનું મેદાન ગુલલાલાની એક વારીની માફકનું બની ગયું હતું. તીરોની અણીથી અને ઓકાબ પક્ષીના પીછાંઓથી જાણે સુરજનો પ્રકાશતો ચેહેરો પ્રકાશ આપી શકતો હતો નહી. સ્વારોથી ઉડતી ધુલથી આસમાનને કરાર હતો નહી. ભોંયે વિખેરાઇ પડેલું (મુવેલા માણસોનું) ગોસ્ત ગીધો હવામાં ઉંચકી જતાં હતાં. અતી-યંત વગર પગના હાથો અને વગર હાથના પગોથી તું કેહેશે કે તે લડાઇના મેદાનમાંથી કોઇએ છુટકારો મેલવ્યો નથી. દરેક ઠેકાણે મુવેલાંઓના ઢગલા થયા હતા અને તે આખું મેદાન લોહીથી ભીનાઇ ગયું હતું. તે ત્રણે પાદશાહોએ અને તેમના લશકરોએ હાર ખાધી અને તેઓમાના એકેએક જના માફી આહવા લાગ્યા. હામાવરાનના પાદશાહે પેહેલ વેહેલાં (તાબેદારી દેખાડવાને માટે) પોતાની શમશેરને અને ભારી ગુરજને ફેંકી દિધો.

તેણે જાણ્યું કે તે બલાનો દિવસ હતો તેથી તે દલગીર થઇ ગયો અને તે કાઉસ પાદશાહની માફી ચાહાવા લાગ્યો અને હામાવરાન શેહેરમાંથી તે પાદશાહે મોટી ખંડણી અને ચોઢાઇ આપવાને માટેનો કૉલકરાર કીધો. વળી તેણે ઘોડાઓ, હથીયારો, તખત તથા તાજ અને એવી બીજી ઘણીક ચીજો કાઉસ પાદશાહ ઉપર મોકલવાને કબલ્યું. કાઉસે પણ જો તે એ પ્રમાણે આપતું કરે તોજ ત્યાંથી જતું રહેવાનું અને ત્યાર બાદ પોતાનાં લશકર સાથે તેના દેશની ઉપર ચઢાઇ નહીં લાવવાનું કબુલ્યું. એજ મુજબ બરબર તથા મીસર, અને સીરીયાના બંધે પાદશાહોએ પણ એજ પ્રમાણેના સુલેહના પેગામ મોકલ્યા. કાઉસ પાદશાહે ખેપીયાઓથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે તેનો જવાબ મોકલ્યો કે "તમો સઘલાઓ મારી પનાહ હેઠેલ રેહેનારાઓ છો અને નહી કે તમો મારૂં તાજ અને તખત લેનારાઓ છો."

## કાઉસે હામાવરાનના પાદશાહની બેટી સોદાબેહની માંગણી કીધી તથા તે તેણીની સાથે પરણીઓ તે વિષે.

ત્યાર બાદ તે ખેપીઆએ કાઉસને કહ્યું કે "હામાવરાનનો પાદશાહ એક પરદેપોશ બેટી ધરાવે છે કે જેણીનું કદ સરોવરના ઝાડ કરતાં પણ વધારે સોભઇતું છે. તેણીના માથાં ઉપર કાલી કસ્તુરી જેવા બાલનું તાજ રહે છે. તેણી ઉંચા કદની છે અને તેનો ચોટલો ફાંડાની માફકનો લાંબો છે. તેની જબાંન ખંજરની માફક ચાલતી છે અને હોટો સાકરના જેવા (મીઠા) છે. તેણીનો છોડેલો ચોટલો જમીન સુધી લટકે છે. તે ચંદ્રના જેવા ચેહેરાવાલી ઉપર ખોદાની દુઆ ઉતરજો. તેણી તમામ સંગાર પાંમેલાં બેહેસ્તના જેવી છે અથવા તો તે ખુશનુમા વસંતના તપતા સુરજ જેવી છે. તેણી શિવાય બીજી કોઇપણ ઓરત તું પાદશાહની બાયડી બનવી જોઇતી નથી. તે માહતાબના જેવી છોકરી તું પાદશાહની ભલી ધણીયાની

થશે." આથી કાઉસનું દિલ ખુશાળીથી ધપકવા લાગ્યું અને તેને એવો જવાબ દિધો કે "તારો વિચાર નેક છે. હું તેના બાપ પાસેથી તેની માંગણી કરશ કારણ કે તે પુટલી મારાજ મેહેલને લાયકની લાગે છે." પછી તે પાદશાહે પોતાના લશકરમાંથી એક હુશીયાર અને અક્કલમંદ માણસને કે જે ઉંચ તોખમનો અને ભારી ગુરજ રાખનારો હતો તેને તે કામ બજાવવાને માટે ચુંટી કાઢયો. તેણે તેને હામાવરાન જવાને ફરમાવ્યું અને તેને કહયું કે "તું તે (પાદશાહ) નું દિલ મારી તરફ ખેંચાય તેમ કરજે અને મીઠી વાતોથી તેના ભેજાંને સંગારજે. તેને કેહેજે કે, 'આએ દુન્યાની અંદર અનુભવી સરદારો જેવા મારી સાથની સગાઇ શોધે છે કારણ કે મારૂં તાજ ખોરશેદની માફક પ્રકાશે છે, અને જમીન મારા હાથીદાંતના તખતના પાયા જેવી છે. જે કોઇ મારા છાયા હેઠેલ આસરો નહી મેલવે તો તેનો મરટબો ઘટી જાય છે. હાલે હું તારી સાથે સગાઇ કરવા માંગું છું અને મારા ચેહેરાને સુલેહથી ધોવા માંગુ છું. મેં સાંભલ્યું છે કે તારા પરદાની પછવાડે એક બેટી છે કે જેણી મારા તખતને લાયકની છે. તેણી પાક ચેહેરાની અને પવીત્ર શરીરની છે. દરેક શેહેરમાં અને દરેક મંડલમાં તેણીની તારીફ થાય છે તેથી તેને માટે તું તારા જમાઇ તરીકે કેખાદ જેવા પાદશાહના બેટાને મેલવશે. માટે તું એમજ સમજજે કે ખોરશેદે તારી દાદ લીધી છે.'"

પછી તે હુશીયાર અને બોલકનો શખ્સ હામાવરાનના પાદશાહ આગળ ગયો અને ત્યાં જઇને પોતાની જબાનને બોલતી કીધી, અને દિલને ગરમ બનાવ્યું અને પોતાના હોટોને નરમ બોલોથી સંગાર્યા. તેણે તેને કાઉસની દુવા સલામ પુગાડી અને ત્યારબાદ જે કાંઇ પેગામ તે લાવ્યો હતો તે તેને કહયો. જ્યારે હામાવરાનના પાદશાહે એમ સમજ્યું ત્યારે તેનું દિલ દુખથી ભરેલું બન્યું અને માથું ભારી થયું. તે દિલ સાથે બોલ્યો કે "તે ગમે એવો પણ પાદશાહ હોય તથા ફતેહમંદ રીતે જેહાનનો માલેક અને હોકમનો ફરમાવનાર હોય તો પણ આએ દુન્યાની અંદર તેણી મારી એક-

પુરી બેટી છે અને તે મારા મીઠા જાણથી પણ વધારે વાહાલી છે. અગરજો હું એ એલચીને તોછડાઈથી અપમાન કરૂં છું તો પછી કાઉસની સાથે લડાઇ કરવાની હું શક્તિ અને જોર રાખી શકતો નથી અને જો હું મારાં આંખના નુરને તેની સાથે મોકલી આપું છું તો મારી આંખોમાં કાલાશ ફરી વલે છે. તો પણ ભલું એજ છે કે એ દુખના દરદની આંખને હું ઉંઘતી કરૂં (યાને દુખ ખમું) અને ગુસ્સાને દિલમાં છુપાવી દેઉ." ત્યાબાદ તેણે ઘણાએક વિચાર કીધા. અને (છેહલે) તેણે પોતાની અક્કલ અને વિચારનો ઉપયોગ કીધો તેણે તે મીઠું બોલનારા મરદને કહયું કે "હું તેની ખાહેશ વિષે ધઠ કે પુછડું કાંઇ સમજતો નથી. તે મારી પાસે બે પ્યારી ચિજો માંગે છે કે જેના જેવી બીજી ચીજ હું કાંઇ જોતો નથી. મારી પીઠ માલમતાથી ગરમ હતી અને મારૂં દિલ ફરજંદથી ખુશી હતું. અગરજો એ બંધે ચિજો ઇરાનનો પાદશાહ મારી પાસેથી હાલે ખુંચવી લે તો હવે પછી મારાં શરીરમાં જીવ પણ રહેશે નહી. તો પણ તે જે માંગે છે તે હું તેને સોંપું છું અને તેના વિચાર અને હોકમથી હું મારાં સરને ફેરવતો નથી." પછી તે દલગીર બન્યો અને સોદાબેહને પોતાની આગળ બોલાવી મંગાવી, અને તેણી આગળ કાઉસ વિષેની કેટલીક વાતો કીધી. તેણે તેણીને કહયું કે "તે માનવંત વડો (પાદશાહ) કે જે વડપણ અને ચઢતીને માટે વગર ગરજનો છે તેના તરફથી એક નામું લેઇને કેટલીક વાતો કરતો એક મીઠું બોલનારો એલચીઓ આવી લાગ્યો છે. તે મારી પાસેથી મારી મરજી ઉપરાંતની માંગણી કરે છે, જેથી મારાં દિલમાંથી ઉંઘ અને નચિંતાઇ જતી રહી છે. હવે તું શું કહે છે? અને એ માટે તું તારા શું વિચાર જણાવે છે? એ કામમાં તારૂં સેવટનું મત શું છે?" સોદાબેહે જવાબ દિધો કે "અગરજો એ બાબે કાંઇ ઉપાય રહયો નહી હોય અને તેના કરતાં વધારે દિલસોજ દોસ્ત બીજો કોઇ નહી હોય તો જે કોઇ જેહાનનો પાદશાહ ગણાતો હોય અને જે મોટા દરજાના શખ્સો પાસેથી શેહેરો અને જમીનો જીતી લેતો હોય તેવાની સાથે સગપણ કરવામાં તું શા માટે દલગીર થાય છે? કોઇપણ શખ્સ

ખુશાલીને દલગીરી તરીકે ગણી લે નહી." હામાવરાનના પાદશાહે જાણ્યું કે "સોહાબેહુને એ વાત ભારી જેવી લાગતી નથી." પછી તે પાદશાહે પોતાના કામ તથા જમાનાના ફરવા ઉપર વિચાર પુગાડયો કે "જે કોઇનાં ઘરમા છોકરી હોય તે જો તાજ યાને પાદશાહી ધરાવતો હોય તો પણ તે કમનસીબ ગણાય."

પછી તેણે તે પાદશાહે મોકલેલા ખેપીયાને બોલાવી મંગાવ્યો અને પોતાના નામદારોની વચે તેને બુલંદ જગ્યાએ બેસાડીઓ. ત્યાર પછી જે (લગનનો) બંધોબસ્ત કરવાનો ચાલ તે જમાનામાં હતો તે મુજબ પોતાના રેવાજ પ્રમાણે દીન અને આઇન મુજબનો લગનનો ગાંઠ બાંધ્યો. હામાવરાનના પાદશાહે પોતાના મોટી પડવી ધરાવનારા માણસો સાથે એક અઠવાડીયું સુધી કામ ચલાવ્યું. ત્યાર પછી તે દુખી દિલનો પાદશાહ ત્રણસો ગોલામડી તથા ચાલીસ પાલખીઓ લાવ્યો તથા હજાર ઉંટ ઘોડા, અને ખચરોની ઉપર રેશમી તાકાઓ તથા દીનારો લાદીયા. તે પાલખીમાં જાત જાતનાં રેશમી કપડાં પાંઠરીઆ અને તેની આસપાસ ટોલાંબંધ લશકરને ઉભું રાખ્યું. તે સંગાર પાંમેલો માહાતાબ સોહાબેહ તે પાલખીમાં બેઠો અને તેણીની પુઠે એ સઘલો સામન ગયો. પછી તેણે એક બેહેસ્તની માફકનું લશકર તૈયાર કીધું. તું કેહેશે કે જાણે હવાએ જમીનની ઉપર ગુલલાલાના ફુલો રોપી દિધાં છે. તે દિલને આરામ આપનાર સોહાબેહ અને તેનું ખુબસુરત લશકર કાઉસ પાદશાહની નજદિક આવી લાગ્યું. જ્યાં સંગાર પાંમેલો નવો પાદશાહ કાઉસ તખત ઉપર બેઠો હતો ત્યાં તે નવો માહાતાબ પાલખીમાંથી બાહાર આવ્યો. તેણીના ગોલાબી ગાલો ઉપર કાલી કસતુરીથી ચીતાર પાડવામાં આવ્યા હતા અને તેણીના કાનમાં એરીંગો લટકતાં હતાં. તેણીના બે હોટ ચલકતા યાકુતના જેવા લાગતા હતા તથા બે આંખો નરગેશ ફુલના જેવી હતી તથા બે ભવાંનો ઢાંબલો યાને નાક એક રૂપેરી કલમની માફકનું હતું. તેણીના બે ભવાં ચાચી કમાનની માફકનાં (વાંકદાર) હતાં, જેનાથી માણસોના દિલ ઘાહેલ થઇ જતાં હતાં. જેવી કાઉસે તેણીને જોઇ તેવોજ તે અજબ બન્યો અને સોહાબેહને

માટે ખોદાનું નામ લેવા લાગ્યો. તેણે અક્કલમંદો, ડાહયાઓ અને બુઢા મોબેદોની એક સભા ભરી. તે સભાએ સોદાબેહને તેની ધણીયાણી બનવાને લાયકની જોઇ. તેથી તેણે પોતાની દીન અને રેવાજ મુજબ તેણીની સાથે લગન કીધાં. ત્યારબાદ તેણે તેણીને કહયું કે "જેવી મેં તુંને કસતુરીના સંગાર સાથે અને કસબી પોશાક સાથે જોઇ તેવીજ મેં તુંને પસંદ કીધી છે." (પેલી તરફ) હામાવરાનના પાદશાહનું દિલ ગમગીન થયું અને તેથી તે જાતજાતની યુક્તિઓ સોધવા લાગ્યો.

## હામાવરાનના પાદશાહે યુક્તિ રચી અને તેણે કાઉસ પાદશાહને કેદ પકડયો તે વિષે.

જ્યારે (તે લગનને) એક અઠવાડીયું ગુજરી ગયું ત્યારે આંઠમે દિવસે સહવારના કાઉસ પાદશાહની આગળ એક ખેપીઓ આવ્યો. (તે હામાવરાનના પાદશાહ તરફથી એવું નામું લાવ્યો હતો) કે "અગરજો તું પાદશાહ મારો પરોણો થવાને લાયક ધારતો હોય તો તું મારે ઘેર ભપકા સાથે આવ કે જેથી હામાવરાનના શેહેરના લોકો તું મોટા પાદશાહનો ચેહેરો જોઇ ખુશી થાય. એ પ્રમાણે તેણે તેની સાથે યુક્તિ કીધી. તે અંદરખાનેથી બુરો હતો અને તેનો આએ મજબુટ ઠેડાવ હતો, કે જે ઠેડાવ અમલમાં મુકયાથી તેનું શેહેર અને બેટી તેની પાસેજ રહે અને તેને માથે તેનો કાંઇ પણ કર રહે નહી. સોદાબેહ તેના બાપની ધારણા સમજી ગઇ કે તે તેણીના તેની સાથે લગન થવાને લિધે પોતાના મગજમાં કીનો ધરાવે છે. તેથી તેણીએ કાઉસ પાદશાહને કહયું કે "તુંને એમ કરવું લાયક નથી અને તુંને પોતાને તેના મેહેમાન તરીકે જવું ઘટતું નથી. તે તુંને વગર બાહાને કેદ પકડાવશે કારણ કે તે પોતાના જમાઇની સાથે લડાઇ કરે એમ તો કાંઇ બને નહી. એ સઘલી વાત મારે લિધેજ થાય છે તેથી તુંને ત્યાં જવાથી દલગીરી શિવાય બીજો કાંઇ ફાયદો થવાનો નથી." તેણે સોદાબેહના કેહેવા ઉપર ધ્યાન આપ્યું નહી કારણ કે તે તે (હામાવરાનના શેહેરી)ઓ-

માંના કોઇને મરદાનગીવાલા ગણતો હતો નહી. પછી તે હામાવરાનના પાદશાહની પરોણાગત ચાખવાને માટે પોતાના બાહુરો અને પેહેલવાનોની સાથે ત્યાં ગયો. તે પાદશાહનું એક શાહે નામનું શેહેર હતું, જેની અંદર લગન, જશન, અને બીજી ખુશાલી ભરેલી બાબદો કરવામાં આવતી હતી. તે શેહેરમાં તે પાદશાહની બેઠક હતી. આ તમામ શેહેરની અંદર કાઉસને આવકાર આપવાની ધામધુમો કીધી. તે નામદારી ભરેલો પાદશાહ કાઉસ શાહે શેહેરમાં દાખલ થયો ત્યારે તમામ શેહેરના લોકોએ તેને આવકાર આપ્યો. તેઓ જવેહરાત, કેશર, દીનાર તથા અંમબરને ભેલીને તેના ઉપર નેસાર તરીકે નાખવા લાગ્યા. શેહેરની અંદરથી વાજીંત્રો અને ગીતોના સરોદ કપડાંનાં લંબાઇ પહોલાઇએ ગુંઠેલા દોરાની માફક એક-બીજામાં ભેલાઇ ગયા. જેવો તે હામાવરાનના પાદશાહે કાઉસને જોયો તેવોજ તે પોતાના દરબારીઓની સાથે પગે ચાલીને તેને લેવાને ગયો. તે પાદશાહના મેહેલના ચોકમાંથી તે દરવાજા સુધી તમામ મોતી, યાકુત અને સુનુંજ વરસી રહયું હતું. તેના માથાં ઉપર સુનેરી ખુમચાઓમાંથી કસતુરી અને અંમબર નાખવામાં આવતી હતી. તેના મેહેલની અંદર એક સુનેરી તખત મુકવામાં આવ્યું જ્યાં તે તખતની ઉપર કાઉસ ખુશાલી સાથે બેઠો. એક અઠવાડીયું સુધી તે હાથમાં દારૂની જામ પકડીને ખુશી અને ખુરમી સાથે પોતાની બેસવાની જગ્યાએ આવીને બેસ્તો રહયો. હામાવરાનનો પાદશાહ રાત અને દિવસ એક ચાકરની માફક કંમર બાંધીને તેની આગળ ઉભો રેહેતો. વળી તેનાં સઘલાં લશકરે પણ ઇરાનીઓની નોકરી બજાવવાને જાણે કંમર બાંધી હતી. એ રીતે જ્યાં સુધી તેઓ પુછપરછ, ગભરાત, અને ધાસ્તીથી નિરભય બન્યા ત્યાં સુધી ચાલ્યું. તેઓ અઠવાડીયાંના છેલ્લા દિવસ સુધી એ પ્રમાણેના સંગાર સાથે રહયા. ત્યાર બાદ તેઓએ (યાને હામાવરાનના લોકો) પોતાના વિચાર અમલમાં મુકવાની તૈયારી કીધી. બરબર મધેનું સઘલું લશકર એ (કાવાદાવાઓ)થી વાકેફ હતું તેથી તે જે પ્રમાણેનો બંધોબસ્ત હતો તે પ્રમાણે ત્યાંથી બાહાર પડયું. એક રાત્રે રણશીગડું કુંકાવાનો

અને હુમલો કરવાનો ત્યાં અવાજ સમજાયો, પણ (ઇરાનીઓમાંના) કોઇને લડાઈ કરવાની ખાહેશ હતી નહી. જેવું બરબરસ્તાનથી તે લશ્કર આવી પોહોંચ્યું તેવીજ હામાવરાનના પાદશાહને ખુશાલી ઉપજી. તેઓએ અચબુચ કાઉસને તથા ગેવ, ગોદરેજ, તુસ, ગુરગીન અને શાવરાંનના જંગેહને તથા બીજા તમામ નામદારો અને પેહેલવાનોને કેદ પકડીઆ, અને તેઓને સખત બંધીખાંનામાં નાખ્યા, જેથી તેઓની મોટાઇ અને પાદશાહી ઉંધી વળી ગઇ. દાનાવ લોકો એ બાબદમાં શું કહે છે? ઓ તું અનુભવી શખ્સ! એ બાબે તું શું સમજે છે? (દાનાવો કહી ગયા છે કે) જ્યાં સુધી કોઇની સાથે જાતી લોહીમાં (યાને હમજાતીની સાથે) સગાઇ થઇ નહી હોય ત્યાં સુધી તે (સગાઇ)ની ઉપર પુશકલ ઇતબાર રાખવો નહી જોઇએ. વળી તે લોહીની સગાઇમાં ગમે એવો પ્યારનો પણ સંબંધ હોય તો પણ તે સગાઇને તે તોડી નાખે છે અને પોતાના ચેહેરાને તારી આગળથી ફેરવી નાંખે છે. જે દોસ્ત નહી હોય તેવા શખ્સની સાથે કોઇ છુપો ભેદ સાંધે છે તો તેજ શખ્સ કે જે (સગાંઇનો) જુઠો ઢોંગ કરનાર છે તે તુંને ફસવા કરે છે. જો તું કોઇ પણ શખ્સથી પ્યારનો ફાયદો મેલવવા માંગતો હોય તો પ્રથમ તેને તુંએ નફા નુકશાનમાં અજમાવી જોવો જોઇએ. એમ પણ બને છે કે કોઇ તારા કરતાં હલકા મરતબાનો હોય તો તે અદેખાઇથી પણ તારી સાથની પોતાની સગાઇને તોડી નાખે છે. બુરા વિચારની જેહાન એવીજ છે કે જે દરેક નકામાં ફુંકાતા પવનથી પણ હીલ્યા કરે છે.

જ્યારે કાઉસ આવી અજાયબ જેવી રીતે કેદ પકડાયો ત્યારે હામાવરાનના પાદશાહની ધારણા પાર પડી. ત્યાં એક પાહાડ હતો જેની ટોંચ વાદલ સુધી લાગતી હતી. પરવરદેગારે તે પાહાડને પાણીના તળ્યાંમાંથી આટલી ઉંચાઇએ મોકલ્યો હતો. તે પાહાડ ઉપર એક કીલ્લો બાંધવામાં આવ્યો હતો. તું કેહેશે કે જાણે તેને આસમાને પોતાની બાથમાં લિધો છે. તેણે તે કીલ્લામાં કાઉસને તથા ગેવ, ગોદરેજ તથા તુંસને મોકલ્યા તથા બીજા વડાઓને પણ કાઉસ પાદશાહની સાથેજ તે કીલ્લામાં પુરીઆ અને ખંજરના

વાપરનારા તમામ નામદાર પેહેલવાનોમાંનાં એક હજાર પેહેલવાંનો તે કીલ્લાની ચોકી કરવા લાગ્યા. તે (કાઉસ)ની છાવણી અને તંબુ-ઓને તારાજ કરવામાં આવ્યા અને તેના તાજ અને પૈસા ફુલવંતોને આપી દિધા. ઢાંકેલા ચેહેરાવાલી ચાકરડીઓની બે ટોલી તેઓની વચે એક પાલખી લેઇને ગઇ કે સોદાબેહને તેણીની જગ્યાએ પાછી લાવે અને તમામ તંબુઓનો નાશ કરે. જેવી સોદાબેહે તે ચાકર-ડીઓને જોઇ તેવોજ તેણીએ પોતાના પાદશાહી પોશાકને પોતાના શરીરમાંથી ફાડી કાઢયો. તેણીએ પોતાના કસતુરીના જેવા બાલોને પીખી કાઢવાને માટે તે ઉપર હાથ નાખીઆ અને પોતાના ગાલને લોહીના રંગના બનાવી દિધા. તેણીએ તે ચાકરડીઓને કહયું કે "મરદાંનેમરદો આવાં કાવત્રાંને તારીફ લાયક ગણે નહી. જ્યારે તેનો પોશાક બખતર હતું અને તેનું તખત ઘોડો હતો ત્યારે તેવી લડાઇની વખતે તમોએ તેને કાંય નહી કેદ પકડયો. ગેવ, ગોદરેજ અને તુસ જેવા પેહેલવાનોના ઢાલના અવાજથી તો તમારાં દિલો ચિરાઇ ગયાં હતાં. તે વખતે એ પ્રમાણે કરવાને બદલે હાલે તેને સુનેરી તખત ઉપર બેસાડીને તમોએ તેના ઉપર અચબુચ હુમલો કીધો છે, અને તેની સાથની સગાઇનો ગાંઠ કાપી નાખ્યો છે." તેણીએ તે ચાકરડીઓને કુતરીઓને નામે બોલાવી અને પોતાના ગાલોને પીખી નાખીને લોહીથી ભરેલા બનાવ્યા. તેણી પોકાર મારતી હતી કે "અગરજો કાઉસ પાદશાહને ખાકમાં પણ છુપાવેલો હશે તોપણ હું તેનાથી જુદી પડનાર નથી. અગરજો કાઉસને કેદમાં પુરવો ઘટતો હોય તો મારાં સરને પણ વગર વાંકે કટલ કરવું જોઇએ." તે દાસીઓએ તેનું બોલેલું તેણીના બાપને કહયું જેથી તેનું મગજ કીના ભરેલું અને તેનું જીગર લોહીથી ઉકલતું બન્યું. આથી તેણે ગમથી ચિરાયલાં દિલ સાથે અને આંસુથી ધોવાતા ચેહેરા સાથે તેણીને તેના ધણીની આગળ કીલ્લામાં મોકલી આપી. તેણી તે પાદશાહની સાથે એકજ જગ્યામાં રહી અને ત્યાં તેની ચાકરડી બનીને તેના ગમને ભુલાવવા લાગી.

## અફ્રાસીયાબ ઇરાન ઉપર ચઢાઇ લેઇ ગયો અને ઇરાનીઓએ રૂસતમની મદદ મેલવી તે વિષે.

બાગ માહેલાં સીધાં સરોવરના જેવા કાઉસના ગુમ થવાની આ ખબર જેહાનની અંદર જલદીથી ફેલાઇ ગઇ. જયારે તે તાજનો સોધનાર પાદશાહ કેદ પકડાયો ત્યારે તેનું લશકર ઇરાન તરફ પાછું ફર્યું. જયારે ઇરાનીઓએ ઇરાનના સુનેરી તખતની ઉપર પોતાના પાદશાહને જોયો નહી ત્યારે દરેક જન ત્યાનું તાજ લેવાની કોશેશ કરવા લાગ્યા. તુરકીઓ વચેથી અને નીજેવરાનના જંગલમાંથી ચોતરફથી ભારી લશકર આવવા લાગ્યું. અફ્રાસીયાબે એક ભારી લશકર ઉભું કીધું અને તેણે ખાવુ પીવું, સુવું અને આરામ લેવું તજી દિધું. ઇરાનની દરેક બાજુએ ચકચાર ઉઠી રહી તથા લડાઇ અને જુસ્સાથી જેહાંનની નચિંતાઇ જતી રહી. તેટલાંમાં તેઓની વચે અફ્રાસીયાબ જડપથી આવી લાગ્યો અને અરબોનું લશકર (જે ત્યાં ચઢી આવ્યું હતું તેની) ઉપર તેણે હુમલો કીધો. તે પાદશાહે પોતાનો હાથ કીનાના ગુરજ ઉપર લંબાવ્યો અને જેને તે ગુરજ મારતો તેનો તે નાશ કરતો હતો. તેનાં લશકરે પણ એકઠું થઇને તેની સાથે એક પાહાડની માફક સામતો હુમલો કીધો અને તે નામદારી ભર્યા લશકરના ઘણાએકોને શમશેરથી ધુલમાં રગડોલાતા નાખ્યા. હીરાના જેવો દરીઓ માણેકની ખાનના જેવો બન્યો અને મુવેલાંનાં શરીરો ઘોડાની નાલની નીચે છુંદાવા લાગ્યાં. તેઓ ઉપર ગુરજ અને તલવાર વરસવાથી તે બાધુરોને નાહાસવાનો રસ્તો ધરવાની ફરજ પડી. વરૂના પંજામાંથી નાહાસ્તાં ભાગતાં મેંઢાંના તોલાંની માફક તે ભારે લડાયક લશકર નાહાસી ગયું. ત્રણ મહીના સુધી તે લશકરો લડતાં રહયાં અને તાજને માટે સેપાહો પોતાના સર આપતા હતા. તુરકીઓથી તે અરબોએ હાર ખાધી. તેઓ વધારો મેલવવા જતાં આખરે નુકશાન પાંમ્યા. ઇરાનમાંનું લશકર ત્યાંથી વિખેરાઇ ગયું અને માણસો, ઓરતો અને બચ્ચાંઓ સઘલા બંધી-

થાન બન્યાં. આ ત્રણ પાંચ દિવસની દુન્યાની રીતીજ એવી છે. સઘળાઓ લોભને લિધે દુખ અને રંજ ખેંચે છે અને આખરે તેમાંથી ભલા અને ભુંડા બધે ચાલી જાય છે. મોત ત્યાંનો શેકારી છે જે તેઓનો શેકાર કરે છે. તે (તુરાની) લશકર આખાં ઇરાનમાં ફેલાઇ ગયું જેથી ઇરાનીઓ ઉપર જેહાન કાલી થઇ પડી. ત્યાનાં લોકોનો બે તુત્યાંશ ભાગ દસ્તાનના બેટાની ખાહેશ કરતો જાબુલસ્તાન તરફ ગયો (અને રૂસતમને કહયું) કે "હાલે જ્યારે કાઉસ પાદશાહનો હમામ ગુમ થઇ ગયો છે ત્યારે હમારા મુશકેલીના વખતમાં તું હમોને આસરો આપ." તે દરેક જન બોલવા લાગ્યા કે "હમારાં બુરાં નસીબથી હાલે હમારી ઉપર આવું સખત કામ આવી પડયું છે. ઓ ઇરાન! અફશોસ કે તું વેરાન બનયું છે અને તું વાઘો તથા શીંહાનો માલો થઇ પડયું છે. દરેક ઠેકાણે જ્યાં લડાયક સ્વારો હતા અને પાદશાહોની બેઠક હતી તે હાલે દુખ અને બલાની જગ્યા થઇ પડી છે અને તિક્ષણ પંજાવાલા અઝદાહોનું મઠક થઇ પડયું છે. તેથી જે કોઇ વાઘોનું દુધ ધાવ્યો હોય તેજ હમારાં આએ દુખ વખતે હમુને મદદ આપનાર થઇ પડશે. અગરજો તું દુન્યાનો પેહેલવાન લાયક ધારતો હોય તો ઇરાનને તુરકી પેહેલવાનોથી ખાલી કર અને આરામ સાથે તખતની ઉપર બેશ કે જેથી હમો સઘલા તારા ગોલામ થઇશું અને તું હમારો પાદશાહ બનજે, નહી તો કે હમારાં બૈરી, છોકરાં તે દેવાના હાથમાં કેદ પકડાઇને કંગાલ બનશે. માટે હાલે કોઇ પણ રીતનો ઇલાજ તારે કરવો જોઇએ છે અને હમારાં દિલને આએ દુખથી ખાલી કરવાં જોઇએ છે."

## પાદશાહ કાઉસના કેદ પકડાવાની ખબર રૂસતમને થઇ અને તેણે હામાવરાનના પાદશાહ ઉપર નામું લખ્યું તે વિષે.

રૂસતમે પોતાની આંખોમાંથી આંસુઓ પાડયાં. તેનું દિલ ઉશકેરાઇ ગયું અને તેનો જીવ દલગીર બન્યો. તેણે તેઓને એવો જવાબ દિધો કે "હું લશકર સાથે લડાઇમાં કીનો લેવાને તૈયાર છું

તેથી જેવી હું કાઉસ તરફની કાંઇ ખબર મેલવીશ તેવોજ હું ઇરાન શેહેરને તુરકીઓથી ખાલી કરશ." પછી તેણે કાઉસ પાદશાહને કેદમાં પુરવાને લગતી તથા તેના લશકરના કામને માટેની ખબર મેલવી. તેણે લશકરને કાબુલથી જાબુલમાં બોલાવ્યું અને ત્યાંથી કમર બાંધી લડાઇ કરવાને લશકરને કુચ કરાવી. તે વિજલીના આતશની જડપે દોડતો હતો અને તોફાની પવનને વેગે લશકરને કુચ કરાવતો હતો. તેણે એક હુશીયાર અને રસ્તાનો જાણનાર માણુસને કાઉસ પાદશાની આગળ મોકલ્યો (અને કેહેવાડીયું) કે "હું એક ભારી લશકર સાથે હામાવરાનના પાદશાહની સામે લડવાને આવું છું. હું તેને તથા જેઓ કોઇ સેના લશકર તરીકે છે તેઓને સ્વાદ ચખાડશ. તું તારાં દિલને ખુશી રાખજે અને ગમ ખાતો ના કારણ કે હું જલદી તે દેશની જમીન ઉપર આવી લાગશ૧ વળી એજ પ્રમાણે પેહેલવાનોમાંથી એક નામદાર હામાવરાનના પાદશાહની આગળ પણ ગયો. રૂસતમે તેની ઉપર તાકીદ સાથનું નામું લખ્યું અને તેની અંદર ગુરજ, શમશેર અને લડાઇની બીના જણાવી. તેમાં તેણે જેહાનના પેદા કરનારની યાદ કીધી અને અક્કલ તથા ઇનશાફના બારણાં ખુલ્લાં કીધાં. બીજું એમ લખ્યું કે "ઓ હામાવરાનના પાદશાહ! તું બુરી ખશલતના શખ્સોમાંનો એક છે. આએજ દાખલો તારી બુરી ખસલત જાહેર કરવાને માટે બસ છે કે તું બાધુરોની સાથે ઠગાબાજી રમીઓ છે. તેં કમઅક્કલીપણે મોટાઇને સોધી છે, તેથી તું બે ગુન્યાહ છે એટલુંજ નહી પણ એક નિચ કુતરો છે. તુંને તારા પોતાને માટેજ શરમાવું જોઇએ કારણ કે તું દુન્યાની લીલી સુકીથી માહીતગાર નથી. ઇરાનના પાદશાહની સાથે તું ઠગાબાજી

---

૧ રસતમે ઇરાનને અફરાસીયાબના હાથમાંથી છોડવવાને બદલે પેહેલાં હામાવરાન ઉપર હુમલો કીધો તેનું કારણ એ કે ઇરાની રૈયત જ્યાં સુધી પોતાને માથે વાસે પાદશાહને જુએ નહી ત્યાં સુધી તેઓ ધીરજ પકડીને લડાઇમાં ઉલતથી લડે નહી. તેટલા માટે તેણે કાઉસને છોડવાનું કામ પેહેલાં માથે લિધું હતું અને કાઉસને છોડવ્યા બાદ તેણે ઇરાનને કાઉસ પાદશાહની સરદારી હેઠેલ તુરાનીઓના હાથમાંથી છોડવ્યું હતું.

રમ્યો છે અને સગાઇને બાહાને તેને બંધીખાને નાંખ્યો છે. લડાઇની અંદર ફરેબ રમવો એ કાંઇ બાધુરીનું કામ નથી. કાંય નહી તું તેની સામે એક જોરાવર મગરમછની માફક ગયો. અગરજો કોઇનું દિલ ગમે એટલું પણ કીના ભર્યું હોય તોએ લડાઇમાં કદી પણ દાગો રમવો જોઇએ નહી. હું તુને ચેટાવુંછું કે એવી મોટાઇ ભોગવવાથી તું હાથ ઉઠાવ અને નમનતાઇનો રસ્તો સોધ. અગરજો કાઉસ પાદશાહ પોતાનું છુટાપણું મેલવશે તો એમજ જાણજે કે તું એક બુરા અઝદાહના પંજામાંથી છુટયો છે. પણ જો તું મારી શિખામણથી માથું ફેરવશે તો તું તારાં ડોકાંને શરીરથી છુટું થયલું જોવા ચાહાશે. શું તું જાણતો નથી કે જયારે પણ હું લડાઇની ધારણા કરૂછું ત્યારે મારી તલવારથી દરીઆમાનું મગરમછ પણ બહી જાય છે. માટે તું તારા ઉપર તથા તારા મુલકની ઉપર દયા લાવ કે જેથી તું ગમ અને પરીશાન હાલતમાં આવી પડે નહી. નહી તો કે મારી સાથે લડવાની તેયારી કર અને તારી ગરદન ઉપર મારો ભાર ખમ. દુન્યાને સમાલનાર પરવરદેગારનાં, હોરમજદ (ભેરસપતી)ના, ખોરશેદના, તથા લડાઇ, ખુશબખતી, ધાસ્તી અને ઉમેદના હું સોગંદ લેઉ છું કે હું કાઉસ પાદશાહનો તથા ઇરાનના લશકરનો કીનો તું કમઅક્કલી પાદશાહની ઉપર લેવશ. માંજનદરાનની લડાઇ મેં કેવી રીતે કીધી હતી તે માટે તેં તારા દરબારીઓથી સમજયું તો હશે.”

તે કાસદ હામાવરાન સુધી જઇ પુગ્યો અને તે જેહાન પેહેલવાનનો પેગામ તેને પુગાડયો. જયારે તેણે તે પેગામ સમજયો અને તે નામું વાંચ્યું ત્યારે તે પોતાના કીધેલાં કામને માટે દુખી બન્યો. ૧ જયારે તે નામું વંચાઇ રહયું ત્યારે તેનું સર ગભરાતમાં પડયું અને તેની આંખ આગળ જેહાન અંધારી બની ગઇ. રોશન દિલવાલા (રૂસતમ)ના નામથી તે ઉશકેરાઇ ગયો અને વાડલના ગગડાતની માફકના પોકાર કરવા લાગ્યો. તેણે તે કાસદને એવો જવાબ આપ્યો કે “કાઉસ પાદશાહ હવે પછી કદી

---

૧ હાથની લખેલી નકલમાં એ બેત વધારે છે.

પણ હામુન (હામાવરાન)માંથી બાહાર નિકલશે નહી. જ્યારે પણ તું અત્રે આવશે ત્યારે બરબરસ્તાનના સ્વારો ઘોડા ઉપર લગામ નાખીને તૈયાર રહેશે. જો તારી પણ એવીજ ઇચ્છા હોય તો તારે માટે પણ બેડી અને કેદખાનું તૈયાર રેહેશે. હું લશકરની સાથે તારી સામે લડાઈ કરવા માટે આવશ અને તારા લખ્યા મુજબની શાહારીતીને પાર પાડશ.” પછી તેણે તે (રૂસતમ)ના કાસદને અપમાન કરીને ત્યાંથી હાંકી કાઢયો અને ગુસ્સાના તથા કીનાના આતશને (વધુ) સલગાવ્યો. તેણે તેજ વખતે એક લશકર કે જે તમામ લશકર નેજા તથા ગુરજ ધરાવનારાઓનું તથા ખંજર વાપડનારા પેહેલવાનોનું બનેલું હતું તે ભેગું કીધું, જેથી ત્યાં રોશન દિવસ અંધારી રાતના જેવો બની ગયો.

પેલી તરફ જ્યારે તે નામાચો ખેપીઓ નામદાર પેહેલવાનની આગળ આવી લાગ્યો ત્યારે તેણે તે બુરી ખસલતના શખ્સની વર્તણુક અને તેનો તમામ પેગામ રૂસતમની આગળ કહયો. જેવો તે બાધુર પેહેલવાને એ જવાબ સમજ્યો તેવુંજ તેણે બાધુરોનું એક લશકર ભેગું કીધું. તેણે દયા, કીનો, ધર્મ અને ઇનશાફ વિષેના લિધેલા સોગંદ પુશકલ ગુસ્સા અને કીના સાથે યાદ કીધા અને બોલ્યો કે “ હું તે બદજાત કુતરા અને બુરી નિશાણીના શખ્સની પાસેથી તમામ હામાવરાનનો દેશ છીનવી લેવશ અને તેની સાથે લડાઇ કરતાં તેને રગદોલી નાખી જેમ મુરગને સીક ઉપર ચઢાવે તેમ તેનો જીવ લેવશ.”

## રૂસતમે લશકરને કુચ કરાવી અને હામાવરાન મીસર અને બરબરના પાદશાહો સાથે લડાઇ કીધા તે વિષે.

ત્યાર બાદ તેણે તે કીનો ઇચ્છનારા હામાવરાનના પાદશાહની સાથે લડાઇ કરવાને માટે લશકરને ઘોડે સ્વાર બનવાનો હોકમ કીધો. લડાઇ કરવાને માટે તે ઉંડા દરીઆને રસ્તે ગયો કારણ કે ખુશકીનો રસ્તો ઘણો બીકટ હતો. તેનું ભારી લશકર કીશતીઓ અને મછવાઓમાં હામાવરાનની નજદિક આવી પુગ્યું. તેઓએ ત્યાં

નાશ કરવાની અને કતલ ચલાવાની તૈયારીઓ કીધી અને પોતાની દીલોને કીનાથી ભર્યાં. હામાવરાનના પાદશાહને એ બાબદની ખબર થઇ કે રૂસતમે રખશની ઉપર (લડાઇ કરવાને માટે) જીન બાંધ્યું છે, ત્યારે તે ગુસ્સે થયો, તેથી તે દેશમાં લડાઇના પોકાર ઉઠયા અને જેહાન લુટફાટ અને લોહીથી જોશમાં આવી. (રૂસતમે કહ્યું કે) "આપણુ એકેએક જણાએ લડાઇમાં ઉતરવું જોઇએ જેથી તે માણસોને ઢીલ કરવાનો પણ વખત રહે નહી." જેવો તે (હામાવરાનનો પાદશાહ) પોતાના લશકરની સાથે શેહેરમાંથી બાહાર પડયો તેવોજ તેની ઉપર દાહોડો કાલી રાતના જેવો થઇ પડયો. તેઓએ લશકરને જમની અને દાબી બાજુએથી તૈયાર કીધું અને પછી તે નામવરોને લડાઇ કરવાને માટે બોલાવવા લાગ્યા. પેહેલવાન પીલતન બોલ્યો કે "અત્રે લડાઇનો કરનારો હુંજ છું અને લડાઇના મેદાનમાં મજબુટી સાથે ટકી રેહેનારો પણ હુંજ છું" પછી તેણે લડાઇનું બખતર પેહેર્યું અને બાધુર રખશની ઉપર સ્વાર થયો. ત્યાર બાદ તે પેહેલવાને બાધુરોને આ પ્રમાણે કહ્યું કે "ઓ નામીચા માનવંત પેહેલવાનો! તમો લડાઇની અંદર નેજાઓ વાપડો અને તેઓનો તમામ નાશ કરો" આથી સ્વારોએ નેજાની ઉપર હાથ લંબાવ્યા અને તોફાની હાથીઓની માફક પોકાર મારવા લાગ્યા. તે લડાઇનું મેદાન તે (ભાલાઓ)થી બાંબુના ખેતર માફકનું થઇ રહ્યું. નેજાઓને લીધે સુરજ કે ચંદ્ર કાંઇ જણાતું હતું નહી. રૂસતમે લશકરના વચલા ભાગમાંથી પવનવેગે હુમલો કીધો. તે વખતે તેને હામાવરાનીઓની કાંઇ યાદ હતી નહી. તેણે ખભાં ઉપર ભારી ગુરજ ઉઠાવ્યો અને રખશને ઉશકેરીને ત્યાં જોશભર ગયો. જ્યારે તે લશકરે તેનું કદાવર શરીર અને મજબુટ ગરદન જોઇ તથા તેના હાથમાંનો ભારી ગુરજ જોયો, તથા વલી તેઓએ પાહાડના જેવા કદના નામદાર જાબુલીઓનું ભાલા સાથનું લશકર જોયું ત્યારે તું કેહેશે કે તેઓના શરીરમાંથી તેઓના દિલ નિકલી પડયાં અને તેઓથી ધાસ્તી ખાઇને તે લશકર ત્યાંથી વિખેરાઇ ગયું. તે ભારી લશકર તેહેમતનની આગળથી નાહાસીને હામાવરાનમાં ભરાયું. આથી તે (હામાવરાનનો)

સરદાર પોતાના સલાહકારો સાથે મસલત કરવાને બેઠો. તેણે લશકરમાંથી બે જવાન શખ્સોને તેડી મંગાવ્યા અને તુરતજ તેઓને ફુંકતા પવનને વેગે મીસર અને બરબર તરફ મોકલ્યા. દરેકના હાથની અંદર એકએકું નામું હતું જે દિલના દુઃખ સાથે અને લોહીના પાણીથી લખાયલું હતું. (તેમાં એવું લખ્યું હતું) કે, "આએ રાજ્યએ (મીસર અને બરબરના રાજ્યોએ) અગાઉ એક બીજાથી દુર રેહેવું હતું નહી પણ તે રાજ્યો સારે અને માઠે વખતે તથા લડાઇ અને ખુશાલીને વખતે સાથેજ રેહેતાં હતાં. માટે હાલે પણ જો મારી સાથે તમો જોડાઇ જાઓ તો મને એ લડાઇમાં રૂસતમથી જરાએ ફીકર રહે નહી. પણ પેલી બાજુએથી તમો અને આ બાજુએથી હુમે એ નર અઝદાહુની સાથે લડાઇમાં ઉતર્યે. એમ બનશે નહી તો એ (રૂસતમ)નાથી આપણુ સઘલાઓને નુકશાન પુગશે. કારણ કે બુરાઇનો હાથ દરેક બાજુએથી લાંબો હોય છે." જ્યારે તે નામું તે પાદશાહોની નજદિક જઇ પુગ્યું ત્યારે તેઓએ જાણીયું કે રૂસતમ તે તરફના જંગલમાં લડવાને લશકર લાવ્યો છે, આથી તે પાદશાહો ધાસ્તી ભર્યા દિલ સાથે ઉઠયા અને તે બેઉ દેશના લશકરને તૈયાર કીધાં. પછી તેઓએ હામાવરાન તરફનો રસ્તો ધર્યો; જેથી એક નાકેથી બીજે નાકે સુધીની જમીન પાહાડના જેવી બની ગઇ. લશકરે એક પાહાડથી તે બીજા પાહાડ સુધીની સફ ખેંચી જેથી જમીન ઉપર કીડીને પગલું ભરવાની પણ જગ્યા રહી નહી.

જ્યારે રૂસતમે એ પ્રમાણે જોયું ત્યારે તેણે ખાનગી રીતે એક પેહેલવાનને પાદશાહ (કાઉસ) ની આગળ જવાને મોકલ્યો અને કેહેવાડીયું કે "ત્રણે મુલકના પાદશાહો એક થઇ મારી સામે લડાઇ કરવાને આવ્યા છે. અગરજો હું લડવાને માટે મારી જગ્યાએથી આગળ વધશ તો તે બાધુરો પગ કયાં અને માથાં કયાં તે જાણશે નહી. પણ એ કીનો લેતાં તુને કાંઇ નુકશાન પુગવું જોઇએ નહી. કારણ કે બુરા માણસથી બુરૂંજ થાય છે. માટે જો તું પાદશાહના શરીરને કાંઇ ઇજા પેહોંચી તો પછી બરબરનું તખત મને જરાએ કામનું નથી." ત્યારે પાદશાહે જવાબ મોકલ્યો કે "તું એ બાબેની

ફીકર ના કર; કારણ કે દુન્યા કાંઇ મારે માટેજ સરજાયલી નથી. જ્યારથી ફરતો આસમાન ઉતપન્ન થયો છે અને જ્યાં સુધી તે રેહેશે ત્યારથી મધની સાથે ઝેહેર અને જુલમની સાથે દયા ભેલાયલી છે. બીજું એકે તે બચાવનાર સાહેબ પરવરદેગાર મારો દોસ્ત છે. તેની મોટાઇ અને દયાના કીલ્લાની અંદર હું છું. તું તારા તેજી રખશને લગામ સોંફી દે અને ભાલાની અણીથી તું કોષેશ કરવાની તૈયારી કર. તું તેઓમાંના એકને પણ જાહેર અથવા છુપી રીતે જીવતો રેહેવા દેતો ના. અગર જો ઉચાં આસમાનના ચક્કરના ફરવાથી હુમોને તે બદકારોથી કાંઇ નુકશાંન પુગે તો તું ઇરાન જમીનનો સંભાલનાર થજે અને અદલ ઇનશાફની કોષેશ કરી દાનાવ બનજે.” તે કાસદે એમ સમજયું અને પાછો ફર્યો તથા તે નામદારની આગળ આવ્યો. તે બાધુર શખ્સે જે કાંઇ વાત સમજી હતી તે સઘલી તે પેહેલવાનની આગળ યાદ કરીને કહી. જેવું તેહેમતને તેનું કેહેવું સમજયું તેવીજ તેણે તૈયારી કીધી અને લડાઇ કરવા માંડી. તેણે દોડનારા રખશને ઉશકેરી મુકયો અને તેઓમાનાં કોઇને લડાઇ કરવાને માટે બોલાવવા લાગ્યો. રૂસતમ લડાઇના મેદાનમાં હરોલમાં જઇને તે દુશમનોની સામે ઉભો રહયો અને તેઓ ઉપર પોતાની નજર દોડાવા લાગ્યો, તથા તેઓના થોડા ઘણા પેહેલવાનો વચેથી કોઇ બાધુર પેહેલવાનને પોતાની સાથે લડવાને બોલાવવા લાગ્યો. પણ કોઇએ પણ તે લડાયક શખ્સની સામે આવવાની હીંમત કીધી નહી. આથી તે બાધુર જ્યાં સુધી પ્રકાશીત સુરજ પાણીની અંદર ગયો (યાને અસ્ત પાંમ્યો) અને કાલી રાત ઉટાવલે આવી લાગી ત્યાં સુધી તેજ જગ્યાએ થોભી રહયો. જયારે સુરજના પીલાં કીરન અંધારામાં પડયાં અને તે બલુ રંગનો ગુમબજ જવેહેરોથી (તારાઓથી) સંગરાઇ ગયો તથા તારાઓ ફુલોની માફકના બન્યા અને આસમાન કાગડાની માફકનું કાલું બન્યું, તે આસમાનમાં પરવીન સેતારો મગતરાંનાં જેવો અને ચંદ્ર બતીના જેવો દેખાવા લાગ્યો, ત્યારે તે વખતે નામદાર પેહેલવાન પીલતન રૂસતમ પોતાની જગ્યાએ પાછો ફર્યો. જ્યાં સુધી રાત ગુજરી ત્યાં સુધી તે આરામ-

ગાહામાં રહયો અને બીજે દાહાડે જ્યારે સુરજ પ્રકાશતો થતો ત્યારે પેહેલવાન પીલતન પોતાની જગ્યાએ આવ્યો અને પેહેલવાનોના લશકરની પાછી સફ ખેંચી.

## હામાવરાનના પાદશાહ સાથે રૂસતમે બીજી લડાઇ કીધી તેમાં તે ફતેહ પાંમ્યો અને કાઉસ બંધીખાનેથી છુટો થયો તે વિષે.

બીજે દિવસે તેઓએ પોતાનું લશકર ગોઠવ્યું અને બંધે બાજુના વાવતાઓ ઉડવા લાગ્યા. હામાવરાનમાં સો જોરાવર હાથીઓ હતા અને તેઓનું બે માઇલ સુધીનું લાંબુ એક લશકર બની રહયું. તું કેહેશે કે જાણે તમામ જેહાન લોઢાંની બનેલી છે અથવા તો અલબરૂજ પાહાડે જાણે બખતર પેહેરીયું છે. તે પેહેલવાનોની પુઠે પ્રકાશતો ઝુન્ડો હતો જેની આસપાસ લાલા, પીલા અને બહુ રંગના વાવતાઓ હતા. પેહેલવાનોના પોકારથી પાહાડો ધ્રુજવા લાગ્યા અને ઘોડાઓની નાલથી જમીન કંટાલવા લાગી. બાહાદુર શખ્સોના પંજા અને દિલ ફાતી જવા લાગ્યાં. હીમતવાન ઓકાબ પક્ષીના (તીરોમાંના) પીછાં વેરાઇ જવા લાગ્યાં. વળી જ્યાં વાદલાંઓ પણ હવામાં પીગલી જતાં હતાં, ત્યાં તેવી જગ્યામાં ઉભું રેહેવાનું કોણ ડાહાપણ જોય? લશકરની ડાવી અને જમની બાજુ સંગારવામાં આવી અને બાહાદુરો લડવાને અને કીનો લેવાને તૈયાર થયા. ગોરાજેહે જમની બાજુ કે જે જગ્યાએ તેના લશકરે મઠક કીધું તે બાજુને સંગારી. શીંહના જેવો નામદાર જવારેહ કે જે બાહાદુર અઝદાહના જેવો હતો તે ડાબી બાજુએ ઉભો. લશકરના મધ્ય ભાગમાં સામના બેટા દસ્તાનનો બેટો કે જેણે જીનની બેઠક ઉપર પેચદાર કમંદને લટકાવેલી હતી તે રહયો. જેવું હામાવરાનના પાદશાહે દુરથી જોયું કે રૂસતમ એ પ્રમાણે દોડતો આવે છે તેવો-જ તે દલગીર થઇ ગયો. લડાઇમાં (આગળે દિવસે) ઢીલ થઇ હતી માટે તેણે હવે લડવાનો ઠેડાવ કીધો. તે જમની તથા ડાવી બાજુએ લશ-

કરને લેઇ ગયો તેથી (ત્યાં થઇ રહેલા) પોકારોથી તમામ પેહેલવાનોના મગજ પીગલી જવા લાગ્યાં. હામાવરાનનો પાદશાહ લશકરના વચલા ભાગમાં રહ્યો અને તેની આજુબાજુએ પુશકલ લશકર ઉભું હતું. ભારી બોજાથી જેહાન ધ્રુજવા લાગી અને એક નાકેથી બીજે નાકે સુધીના પાહાડો લોઢાંના જેવા બની ગયા. લશકરથી ઉડતી પુશકલ ધુલથી દુન્યા કાલી થઇ ગઇ. જાણે કે પ્રકાશતો સુરજ કેદ પકડાઇ ગયો. જેવો તે પાદશાહ લશકરને લેઇને મેદાનમાં આવ્યો તેવુંજ ત્યાં રૂસતમને તે ત્રણ પાદશાહનું અને ત્રણ દેશનું લશકર દેખાવા લાગ્યું.

પછી રૂસતમે પોતાના બાહુર લશકરને એ પ્રમાણે કહ્યું કે "તમો તમારી આંખને આજનોજ દહાડો ખુલ્લી રાખજો, અને તમારા ઘોડાની ચાલ, ગરદન અને લગાંમ તરફ તમો તમારી નજર રાખજો તથા ભાલાની અણી ઉપર તમારી એ આંખોને ઠેડવેલી રાખજો. અગર જો તે લશકર લાખ માણુસનું હોય કે એક માણુસનું હોય તો પણ તે પુશકલ લશકર પણ આપણી આગળ ફોકટનું થઇ પડશે. જો આપણને પાક યજદાંની મદદ મલશે તો દુશમનોના માથાંને આપણે ખાકમાં નાખીશું" રૂસતમે ત્યાર બાદ સરનાઇ વજાડવાને અને લશકરને કુચ કરવાને ફરમાવ્યું. ઇરાનીઓએ તે મોટાં લશકરની બાબદનો વિચાર છોડી દિધો અને એવા વિચારથી પોતાનાં દિલને છુટાં કરીને તેઓ હુમલો કરવાને માટે બહાર પડયા. તલવારો, ગુરજો અને તીરોના અથડવાના અવાજો નિકલવા લાગ્યા. તે મેદાન પેહેલવાનોના લોહીથી તલાવના જેવું બની રહયું. તલવાર અને નાના ભાલાઓ ચમકવા લાગ્યા. તું કેહેશે કે જાણે જમીન ઉપરથી હવામાં ગુલલાલાના ફુલો ઉગ્યાં છે. તે મેદાનમાં રેડાયલાં લોહીને લિધે તું કેહેશે કે જાણે તે મોતની નદી છે. તો પણ રૂસતમ પેહેલવાનને મનથી તે કાંઇ લડાઇ હતી નહી. સામી બાજુના લશકરમાંથી પુશકલ માર્યા ગયા અને તેઓના માથાં ઉપરથી જાણે આફતનું વાદલ પસાર થવા લાગ્યું. તે કમઅક્કલના હામાવરાનના પાદશાહના કરતુકને લિધે તે લડાઇમાં લશ-

કરને નુકશાન પુગવા લાગ્યું. મેદાનની અંદર મુવેલાંઓની લોહથી એક ટેકડો બની ગયો અને સેંકડો માણુસોના ટોલાં દરેક ખુને નાહાસ ભાગ કરવા લાગ્યાં. મેદાનની અંદર ઢગલાબંધ પુશકલ ડોકાંઓ પડયાં હુતા. અને પેહેલવાનોના લોહીથી ત્યાં જાણે નદીઓ વેહેતી હુતી. લોઢાંની તોપી સાથનાં ડોકાંઓ દરેક બાજુએ કપાયલાં પડેલાં હુતાં, તથા તમામ જંગલ અને ખીનોમાં બખતરો વિખેરાઇને પડેલાં હુતાં. પછી તેહેમતને તુરતજ પોતાના રખશને તેજી બનાવ્યો અને તે નિચ તોખમના શખ્સોનું લોહી રેડવાથી અટકીને સીરીયાના પાદશાહની [illegible] ઘોડાને દોડાવ્યો અને તેના ઉપર પોતાની કમંદનો ફાંસો નાખ્યો. તેણે તે ફાંડામાં તેની કંમરને પકડી લિધી જેથી તું કહેશે કે જાણે તે ફાંડામાંજ તેની કંમર કચડાઇ ગઇ. પછી તેણે જેમ એક દડાને ચોગાનની લાકડી ફટકો મારવાને ઉંચે ઉડારે તેમ ત્યારબાદ તેણે તેને જમીન ઉપર નાંખીને તેના બે હાથોને બાંધી લિધા. વલી તે રૂસતમના હાથમાં બીજા સાઠ નામદારો પણ કેદ પકડાયા. બંધે તરફના લશકરમાં પુશકલ માણુસો કપાઇ જવાથી તે જંગલ અને પાહાડ લોહીથી ખરડાઇ ગયા. બરબરસ્તાનનો પાદશાહ બીજા ચાલીશ નામદારોની સાથે ગોરાજેહના હાથમાં કેદ પકડાયો. જવારેહ એક ફાડી ખાનારા શીંહની માફક મીસરના પાદશાહની નજદિક દોડતો ગયો અને તે સ્વાર થયલા લડાયક પાદશાહની સાથે લડવાને વલગી પડયો. તેણે તેના માંથાની ઉપર ઝેહેરનું પાણી પાયલી તલવારનો ફટકો મારીને માંથાથી તે કંમર સુધી તેને ચિરી નાખ્યો. તેમ કરીને તેણે લડવૈયાઓના દિલમાં ધાસ્તી બેસાડી દિધી. જ્યારે તે નામદાર બાધુર પાદશાહ લડાઇના મેદાનમાં જવારેહને હાથે માર્યો ગયો ત્યારે જવારેહે દરેક બાજુએ એક તોફાની હાથીની માફક હુમલો કીધો અને ટોલાબંધ સેપાહોને મારી નાખ્યા તથા કેટલાકોને ઘાહેલ કીધા. કપાઇ ગયલાઓથી જમીન પાહાડની બરોબરીની ઉંચાઇની બની ગઇ જેથી ત્યાં દરેક જન એમ બોલતું હતું કે આજે બલાનો દિવસ આવી પડયો છે. ત્યાર બાદ જ્યારે હામાવરાનના પાદશાહે તે તરફ નજર કીધી ત્યારે તેણે ત્યાં સઘલાઓને

એક નાકેથી તે બીજે નાકે સુધી માર્યાં ગયલા જોયા. તેણે ટોલાંબંધ નામદારોને ઘાહેલ થયલા જોયા તો બીજા ટોલાંબંધ સેપાહોને ભારે બેડીમાં કેદ પકડાયલા જોયા. વળી પીલતન રૂસતમની તિક્ષણ તલવારથી તે મેદાનમાં રસ્તાખેજ વરસેલી તેણે દિઠી તેથી તેણે વિચાર્યું કે જાણે તે આફ્તનોજ દિવસ હતો.

આથી તેણે કોઇ શખ્સને મોકલી રૂસતમની માફી ચાહી. તેણે તેને એવું વચન આપવા માગ્યું કે તે પાદશાહ કાઉસને તેના સરદારોની સાથે હામાવરાનથી રૂસતમની આગળ મોકલી આપશે તથા તે સાથે તંબુઓ, તાજ, ખજાનો, જવેરાત, ગોલામો, તખતો તથા સુનેરી કંમરબંધો તેને ભેટ આપશે. વળી બીજું તેણે કાઉસ પાદશાહને તાજ અને તખત સાથે કર અને મેસુલાત ભરવાને માટે કબુલ કીધું. પછી તેણે તે પાદશાહ (કાઉસ) ને બોલાવી મંગાવ્યો અને તેને લાયકનું તેને બેસવાને માટે તખત આપ્યું. તે ત્રણે દેશના પાદશાહોએ તેની માફી ચાહી અને જે કાંઇ બોલચાલ થઇ હોય તે માટે દરગુજર ચાહી. વળી તે તમામ લશકર એકમત થયું કે હવે પછી કોઇપણ તે (ઇરાની) ઓ સાથે કીનો સોધશે નહી. આ કામ તમામ પાર પાડવામાં આવ્યું અને તે ત્રણે દેશનું લશકર નચિંત બન્યું. પેહેલવાન પીલતને પણ તેના કેદીઓને છોડી દેવાનું વચન આપ્યું. કાઉસને તથા ગેવ, ગોદરેજ તથા તુસને જેવા કીલ્લામાંથી છોડી દેવામાં આવ્યા તેવુંજ તેણે (હામાવરાનના પાદશાહે), તે ત્રણ મુલકોના પાદશાહોએ હથીયારો, ખજાનો, પાદશાહ તથા લશરને માટેના તંબુઓ, તાજો, તખતો, હાથીઓ, ફીરોજાનાં અને હાથીદાંતના તખતો, રેશમી ગાદીઓ, મોતીના તાજો, હીન્દી તલવારો, ભારી ગુરજો, કીંમતી ઘોડાઓ, જવેહેરાતો, લશકરની પુશકલ તોપીઓ, બખતરો, હજારથી પણ વધારે જોરાવર હાથીઓ તથા એ માલ શિવાય જે કાંઇ તે પાદશાહે ભેટ આપવાને લાયકનું જોયું તે સઘલું ઇરાનના પાદશાહના ખજાનામાં મોકલ્યું. પછી સુરજના જેવા દબદબાવાલા કાઉસે રેશમી ગાદી સાથની એક સુનેરી પાલખી તથા યાકુતનું તાજ અને ફીરોજાનું તખત કે જેની કાલી ગાદીની

ઉપર જવેહેરાત જડી લિધેલાં હતાં તે તથા એક સારી ચાલનો ઘોડો કે જેની લગામ સુનેરી હતી તે સઘલુ' તૈયાર કીધુ'. તે પાલખીનુ' તમામ લાકડુ' સુગ'ધી આપનારાં અગરનુ' હતુ' જેની ઉપર તરેહવાર જવેહેરાત જડી લેવામાં આવ્યાં હતાં. તેણે સોદાબેહને ફરામાવ્યુ' કે તેણી તેમાં બેશે અને જેમ ખોરશેદ જમીનની નિચે છુપાઇ જાય છે તેમ તેમાં છુપાઇ જાય. ત્યારબાદ તેણે હામાવરાનના પાદશાહને બક્ષેશો કીધી અને પોતાને ભારી કેદખાનમાં પુર્યો તેને માટે કાંઇ પણ દિલમાં રાખ્યુ' નહી. કાઉસ ત્યાંથી કુચ કરી ગયો અને હામાવરાનના પાદશાહે તેની પુઠે સામનને મોકલી આપવામાં પોતાને મોટાઇ મલેલી ગણી. એક આસમાનના જેવા ર'ગનુ' ફીરોજાનુ' તખત કે જેની ઉપરના જવેહેરાતો સેતારાઓની માફક ચલકતાં હતાં તે, તથા તેની સાથે વલી બસો રેશમી પોશાકો ઉમેરીયા, જેના વણુતના આડા તથા ઉભા તાર કસબ અને જવેહેરાતથી વણેલા હતા, તે તથા સુનાની સાંકલીઓ સાથની એકસોને ચાલીસ દાસીઓ તથા સુનેરી કમરબ'ધ સાથના બસો ખુબસુરત ગોલામો તથા બેસુમાર ઘોડા અને ઉ'ટો કે જેના ઉપર ગાલીચાઓ અને પૈસા લાધીઆ હતા, તે સઘલુ' કાઉસ પાદશાહ ઉપર મોકલી આપ્યુ' જેથી તે ઇરાની લશકરનો પાદશાહ ખુશાલ થયો. ત્યાર બાદ તે કાઉસ શેહેરમાંથી પોતાની છાવણીમાં ગયો. એ પ્રમાણે જેહાનમાંથી ફાયદો મેલવાય છે. પછી તેણે ઇરાન જમીન તરફ જવાની તૈયારી કીધી તેથી તેણે તે દેશના કેટલાક કીનાના લેનારા પેહેલવાનોને બોલાવ્યા. આથી બરબરીનુ' ભારી લશકર જે લડાયક સ્વારો અને પાયદલનુ' બનેલુ' હતુ', તે તેની આગળ આવ્યુ'. તે પાદશાહની આગળ બરબરી, મીસર અને હામાવરાનના લાખ સ્વારો ભેગા થયા આથી તેનુ' ભાલાનુ' ધરાવનારૂ' અને બખતરવાલુ' ત્રણ લાખથી વધારે માણસોનુ' લશકર બન્યુ'. તે લશકરમાંનો દરેક જન પોતાની રીત પ્રમાણે પુશકલ ખુબી દેખાડતો હતો. તે બાધુર પાદશાહો પણ પોતાના સુનેરી તખત સાથે તાબેદારીની ક'મર બાંધીને પાદશાહ કાઉસની નજદીક ગયા.

## કાઉસે રૂમના પાદશાહ ઉપર સંદેસો મોકલ્યો અને તેણે પાછો જવાબ મોકલ્યો તે વિષે.

પાદશાહ કાઉસની તરફથી રૂમના[૧] કયસરની[૨] ઉપર એક રસ્તાથી માહીતગાર સ્વારને મોકલવામાં આવ્યો અને તેને ફરમાવ્યું કે "રૂમના નામીચા શખ્સોમાંથી જેઓ પારકા મુલકોની ઉપર હુમલાના કરનારા શખ્સો હોય તેવાઓને મારા ગમગીન મનને ખુશી કરવાને માટે મારી આગળ મોકલી આપજે. તે શખ્સો ફકટ અનુભવના ધરાવનારા અને લગામના વાપડનારા હોવા જોઇએ અને લગામ તથા પાવડા તેઓના સાથીઓ તરીકે હોવા જોઇએ. તે સઘલાઓ અત્રે આવવાની ખાહેશ રાખનારા હોવા જોઇએ અને ભાલાઓને વાદલ તરફ ઉડાવનારા હોવા જોઇએ. રૂમની જમીન ઉપરનું આવું એક લશકર મને જોઇએ છે કે જેઓ મારી આગળ (મને મદદ કરવાને) આએ આબાદી ભરેલી જમીન (ઇરાન) તરફ આવે. ત્યાર બાદ જ્યારે હામાવરાનથી નેજાના ધરાવનારા ઘોડેસ્વાર લશકરવાલાં મેદાન (ઇરાન)માં એ ખબર ફેલાઇ કે રૂસતમે તે લડાઇના હીંગામમાં મીસર અને બરબરીના પાદશાહો સામે કેવી બાહાદુરી કીધી છે અને હવે તેણે ઇરાન તરફનો રસ્તો ધર્યો છે અને તુરાની લશકર સાથે લડાઇ કરવા ઇચ્છે છે ત્યારે ત્યાનાં બાહાદુરોએ, પેહેલવાનોએ તથા સ્વારો અને લગામના વાપડનારાઓએ તથા કટલ ચલાવનારા અને નેજાના ધરાવનારાઓએ હીમત ધરી. તેઓએ એક પાદશાહને લાયકનું નામું લાયક શબ્દોનો અને ભપકાવાલી બાબદો સાથનું તે કાઉસની ઉપર લખ્યું કે "હમો સઘલાઓ તું પાદશાહ

---

૧ આગલા ઇરાનીઓ યુરોપના દેશોને રૂમને નામે ઓલખતા હતા. હખામની શાહાનશાહાતના વખતમાં ગ્રીસનો દેશ ઇરાનીઓને ઘણો જાણીતો હતો અને તે ગ્રીસને તે વખતે રૂમનેજ નામે ઓલખવામાં આવતું હતું. ઇટલીથી તે તરકી સુધીના યુરોપના તમામ ભાગને ઇરાનીઓ રૂમને નામેજ ઓલખતા હતા.

૨ કયસર એ રૂમ અને ગ્રીસના પાદશાહનો ખેતાબ છે.

કાઉસના નોકરો છીએ અને તારા હોકમથી હુમો ઉલટા ચાલનારા નથી. તું નામીચા પાદશાહ કાઉસનું તખત સોધવાને જ્યારે કર-કસારના મુલકમાંથી લશકર આન્યું ત્યારે તેઓના એવા કામથી હુમારાં દિલ દુખી થયાં હતાં કારણ કે તેઓના દિલે આપણી ચઢતી પચાવી પાડવાની ઇચ્છા કીધી હતી. વળી અફ્રાસીયાબે પણ તારૂં તખત મેલવવાને ઇચ્છયું હતું. કોઇપણ શખ્સ એવી રીતની બુરાઇ સ્વપનામાં પણ જોતો ના. હુમો લાંબા ભાલા સાથે તેઓની સામે લડવાને ગયા હતા અને તે (અફ્રાસીયાબ) ને આરામ અને ખુશાલી ભોગવતાં હુમોએ નાઉમેદ બનાવ્યો હતો (યાને હુમોએ બલવો જગાડીઓ હતો). તેઓ તરફના તથા હુમારી તરફના પુશકલ માણુસો માર્યાં ગયાં અને એ પ્રમાણે ભલો ભુંડો વખત વહી ગયો. હાલે હુમુને તું કાઉસના કામની ખબર મલી છે કે તારો પેલો શેહે-નશાહી દમામ ફરીથી તાજો બન્યો છે, તેથી હુમો સઘલા તલવારના મારનારા નામદારો અત્રે એક ઠેકાણે એટલા માટે ભેગા મલ્યા છીએ કે જ્યારે તું બરબરીથી લગામ ફેરવીને ભપકા સાથે પાછો અત્રે આવે ત્યારે હુમો સઘલાઓ (તારી સાથે અફ્રાસીયાબની સામે લડ-વાને) હુમારા ભાલાને ગરદન ઉપર ઉઠાવ્યે અને જમીનને પાહાડને એક નાકેથી તે બીજે નાકે સુધી લોહીથી ભરેલી બનાવીએ તથા દુશમનો (ના લોહી)થી જમીનને જીહુન નદીના જેવી બનાવીએ." તે કાસદ ત્યાંથી ઘોડાને દોડાવતો ગયો અને જડપથી બરબરસ્તાન તરફનો રસ્તો લિધો. જ્યારે તે નામું ઇરાનના પાદશાહની આગળ જઇ પુગ્યું ત્યારે તેણે આવી રીતની વાતને લાયક જોઇ. તેઓનું એ કામ કીધેલું તેને પસંદ પડયું અને તેણે પણ તેજ વખતે અફ્રા-સીયાબની ઉપર એક નામું મોકલ્યું.

## કાઉસ પાદશાહે અફ્રાસીયાબની ઉપર નામું લખ્યું તે વિષે.

કાઉસ પાદશાહે તે તુરાની લશકરના પાદશાહ ઉપર એવું એક નામું લખ્યું કે "તું કાંઇપણ બાહાનું કાઢીયા વગર ઇરાન ખાલી કરી જા, તારે માટે હુમારા લોકોના સર ચકચાર ભર્યાં બન્યાં છે. તુંને

પોતાને તુરાન દેશ પસંદ છે તો તું શા માટે બુરાઇ તરફ વગર ફોકટનો હાથ લંબાવે છે? અગરજો તું વગર ગરજનો બન્યો હોય તો વધારે મેલવવા ના માંગ, નહી તો કે તારી ઉપર ભારી સંકટ આવી પડશે. તારે માટે તાબેદારી દેખાડવાનુંજ કામ ભલું છે કે જેથી તું તારા તન ઉપરના ચામડાંની સંભાલ કરી શકશે. ઇરાન મારી બેસવાની જગ્યા (પાએ તખત) છે અને તમામ જેહાન મારે તાબે છે તે શું તું જાણુતો નથી? એક ફાડીખાનારો વાઘ ગમે એટલો બાહાદુર હોય તો પણુ તે શીંહની સાથે પંજો અજમાવી શકવાનો નથી. આગળ લડાઇઓ કરીને તો તેં તારૂં દિલ ખાલી કીધું હતું અને તે વખતે તારી ખાહેશ તો તું બર લાવ્યો હતો. ત્યારે તું શા માટે નવેસરથી લશકર લેઇ અત્રે આવ્યો છે અને મોટાઇ મેલવવાનો (લડાઇનો) વાવતો તેં ખુલ્લો કીધો છે? આગલી લડાઇઓની અંદર તેં ઘણું સારૂં નરસ જોયું છે માટે હવે જે કાંઇ તારી અક્કલ પસંદ કરે તે મુજબ તું અમલ કરજે. જ્યારે તારા પોતાના દેશનો અને આબાદીનો નાશ થાય ત્યાર પછી પસતાવો કરવો કાંઇ કાંમ લાગવાનો નથી. એક જોરાવર શીંહે વાઘને એ પ્રમાણે કહયું હતું કે તારી ધારણા કરતાં તારો દાહાડો કેમ ઉંધો વળી ગયો? જ્યારે તેં પોતાની ઉપર સારૂં માઠું પડેલું જોયું ત્યારે તું હમારી પાસે દોડતો આવીને તાબે થઇ ગયો, એજ પ્રમાણે હું તારે માટે પણુ સમજુ છું. હું તારા માથાંમાં જરાએ અક્કલ જોતો નથી. એ કામમાં તુંને ઘણો વિચાર કરવો ઘટે છે અને (આએ નામાંના) જવાબ તરીકે તુંએ અક્કલની મદદ લેવી ઘટે છે. અગરજો હું લશકર સાથે લડાઇ કરવાને આવશ તો તારી આંખ આગલ જેહાનને સીહા બનાવશ. મારા લશકરના મરદાનેમરદોના પુશકલ ગુરજો અને તલવારોથી તારાં વાહલ ઉપર ચઢેલાં સરને હું ધુલમાં નાખશ. હમારી તિક્ષણુ તલવારો અને ભારી ગુરજોની સામે તું લડી શકશે નહી, તેમજ નાહાસવાને માટેનો રસ્તો પણુ તું મેલવી શકશે નહી. માટે હવે જો હું આએ લશકરની સાથે આવશ તો તારાં સરને તેમજ તારાં તાજને મારા પગની તલે છુંદશ. તારાં બાહાદુર લશકરને કે તુંને પીલતન રૂસતમ કાંઇ બીસાડમાં

ગણુતો નથી. અગરજો તું તુરાન જમીનનો પાદશાહ ગણાતો હોય તો તુંને ઇરાંની બાધુરો તથા તેઓના શેહેર અને પાદશાહની સાથે શું લાગે વલગે છે?"

જ્યારે તે નામું તમામ લખાઇ રહયું ત્યારે તે નામવરે એક કાસદને ચુંટી કાઢયો. તે કાસદ જેમ વાહણુ દરીઆ ઉપર દોડે તેટલી જડપે અફ્રાસીયાબની આગળ જઇ પુગ્યો. જેવો તે તુરાની લશકર આગળ આવી પોહોંચ્યો તેવાજ તેના સેપાહો તેને પાદશાહની આગળ લેઇ ગયા. જ્યારે અફ્રાસીયાબે તે નામું વાચ્યું ત્યારે તેનું માથું કીના ભરેલું અને ઉશકેરાયલું બન્યું. તે કાસદને એવો જવાબ દેવામાં આવ્યો કે "એક અદેખા માણસ શિવાય બીજાને આવી વાત કરવી લાયક નથી. અગરજો તુંને ઇરાન દેશજ ઘટતો હતે તો તું હામાવરાન મેલવવાની ખાહેશ કરતે નહી. તું જાણે છે કે જ્યારે હું લડાઇ કરવાનો ઠેડાવ કરૂં છું ત્યારે મારી તલવારથી દરીઆમાના મગરોબી બલી મરે છે. હાલે હું ચલકતો વાવટો ઉઠાવીને લડાઇ કરવાને માટેજ આવ્યો છું. એક નાંકેથી તે બીજે નાંકે સુધીના તારાં લશકરને ગુરજ, તલવાર, તીર અને ભાલાઓથી તું ગમે એટલું સંગારશે તો પણ લડાઇને દિવસે મારી સામે આવવાની કોઇપણ કીંમત કરી શકશે નહી. પછી તે જંગલમાંનો શીંહ હોય કે દરીઆમાંનું મગર હોય તો શું થયું. નામીચા શખસોની વચ્ચે હું શીંહ જેવું દિલ ધરાવનારો એવો તો નામદાર છું તથા જેહાનની અંદર હું એવી મરદાનગી ધરાવનારો છું કે જ્યારે તું બલતવારીથી કીનો લેવાને મેદાનમાં આવશે, ત્યારે તું અત્રે લડાયક મરદાનેમરદોનેજ જોશે. ઓ બે-બુન્યાદ! હું તુને (તે વખતે) એવું માન આપશ કે ફરીથી તુંને ઇરાનની યાદ આવશે નહી. બીજું એ કે ઇરાન દેશ એ રીતે મારો ગણાય. તે બાબેની ખરી વાત જે છે તે તુંએ સમજી લેવી જોઇએ. ફરીદુનનો બેટો તુર મારો વડવો થાય છે તેથી તમામ ઇરાન શેહેર મારૂં છે. બીજું એ કે મારા શમશેરના મારનારાઓના બળથી મેં અરબોના લશકરનો અત્રેથી નાશ કીધો છે. શમશેર વડે હું પાદશા-

ડની ટોંચને પણ ખુંચવી લેઇ શકું છું અને ઓકાબ પક્ષીને કાલાં વાદલ ઉપરથી હું નિચે લાવું છું." તે કાસદ ત્યાંથી પવનવેગે પાછો ફર્યો અને જે કાંઇ તે યાદ રાખતો હતો તે કાઉસને કહયું.

## કાઉસ બારબરીથી પાછો ફર્યો અને તેણે અફ્રાસીયાબની સાથે લડાઇ કીધી તથા તેમાં તે ફતેહ પામ્યો તે વિષે.

જ્યારે કાઉસે તેની એ વાત સમજી ત્યારે તેણે અફ્રાસીયાબની સાથે લડવાને માટે લશકર તૈયાર કીધું. તે રૂમીઓનું એક મોટું લશકર લેઇને બારબરીથી અરબસ્તાંનમાં[1] આવ્યો. તેણે બે માર્ગેથી એક લાખ પેહેલવાન જેવા લડાયક માણસનું લશકર બાહાર કાઢયું. ઢોલના અવાજોથી તથા લડાયક પેહેલવાનોથી ઉડતી ધુલથી જમાનો કાલો બની ગયો અને જમીન તંગ થઇ પડી. અફ્રાસીયાબે પણ તેની સાથે લડવાની તૈયારી કીધી જેથી પાણીમાંથી પણ ધુલ આસમાન સુધી ઉડવા લાગી. તેણે તુરાનીઓનું એક લશકર ભેગું કીધું કે જેથી રોશન દાહાડો કાલી રાતના જેવો બની ગયો. તું કેહેશે કે તુરાનમાં એવો કોઇપણ સ્વાર રહયો નહી હશે કે જેને અફ્રાસીયાબે ઇરાનમાં બોલાવ્યો નહી હોય. ઢોલ અને રનશીંગડાંના અવાજ દુન્યામાં ફેલાઇ રહયા તથા જમીન લોઢાંની અને આસમાન સીસમના જેવું બની ગયું. બંધે બાજુનું લશકર કીનો લેવાને બાઝી પડયું તેથી બાધુરોના (રેડાતાં) લોહીથી નદી વેહેવા લાગી. કોહોડાળી અને તીરોના પુશકલ જખમથી તે લડાઇના મેદાનમાં લોહીના મોજા ઉડવા લાગ્યા. જેવો રૂસતમ પોતાના હાથમાં અઝદાહુની માફકનો નેજો પકડીને લશકરના પાછલા ભાગમાંથી મધ્ય ભાગમાં આવ્યો[2] તેવોજ લશકરના તે મધ્ય ભાગ-

---

૧ ફીરદોસીએ અરબસ્તાન બોલ વાપડયો છે તે અરબસ્તાનને બદલે ઇરાન હોવો જોઇએ.

૨ લખેલી નકલમાં એ બેત વધારે આવેલી છે.

માંથી તેણે એક પોકાર માર્યો અને એક હુમલામાં સામા લશકરના મધ્ય ભાગને તોડી નાખ્યો. તે દરેક હુમલે જીવોને છીનવી લેનાર પોતાના નેજા વડે તે જમાનાના નામદારોનો અંત લાવી નાખતો હતો. તેણે પુશકલ માણસો અને ઘોડાઓનો નાશ કીધો જેથી તુરાની લશકરમાંથી રૂદનના પોકારો નિકળવા લાગ્યા. અફ્રાસીયાબના પેહેલવાનોનું નસીબ તે લડાઈમાં ઉંધું વલી ગયું. જ્યારે પાદશાહ અફ્રાસીયાબે એ પ્રમાણેનું કામ દીઠું ત્યારે તે આતશ વગર ઉકલતા દારૂની માફક ઉકલવા લાગ્યો. તે પોકાર મારીને બોલ્યો કે "ઓ મારા બાહાદુરો, મારા નામીચા વડાઓ અને મારા શીંહો! શું મેં તમોને આવા વખતને માટે મારી છાતી સાથે (પ્યારથી) દાબીને પાલ્યા હતા કે? તમો વળી એ રીતે કોશેશ કરીને એ લડાઈને પુસ્તી આપો અને જેહાનને કાઉસની ઉપર તંગ બનાવો અને ખંજરથી તમો બાહાદુરોને મારો અને તેમના નામદારોનાં ડોકાંને શરીરથી જુદાં કરો. વળી એમ પણ બની શકે કે તે શીંહ જેવા દિલનો બેબુન્યાદ સગજી બચ્ચો (રૂસતમ) કે જેની તલવારથી ફરતાં આસમાનને પણ બજાલત પુગે છે તેને તમો તમારી બાહાદુરીથી કેદ કરવા અને તમારી કમંદના ફાંસામાં તેનું માથું પકડવા પામશો. લડાઈના મેદાનમાંથી જે કોઇ તેને તેના વાઘના ચામડાંના બનાવેલાં જીન ઉપરથી ઉચકીને ધુલમાં ફેંકશે તેને હું મારી પાદશાહી અને મારી બેટી આપશ, તથા તેના નામને સરદારોની વચે બુલંદીએ ચઢાવશ. વળી હું તેને ઇરાન દેશ સોંફશ અને તેને આ ફરતાં આસમાનના ચક્રની ઉપર ઉંચે ચઢાવશ." જેવી તુરકીઓએ તેની એ વાત સમજી તેવાજ સઘલાઓ લડવાને માટે દોડીઆ. તે લડાઇની અંદર જાણે આતશજ ફુકાતો હતો કે જેનાં બલતાં તરીકે ભાલાઓ હતા અને ચીંગારીઓ તરીકે ખંજરો ચમકતાં હતાં. તેમજ વળી ધુલારૂં ધુમારાની માફક ઉપર ચઢતું હતું અને તેના દુખથી સુરજના ચેહેરાને પણ નુકશાન પુગતું હતું. ઇરાનના બાહાદુરો અને તમામ સરદારોના હાથમાં ભારી ગુરજો પકડેલા હતા, જે વડે તેઓએ ઘણાક તુરાનીઓને મારી નાખ્યા જેથી ત્યાં મેદાન કે દરીઓ કે પાહાડ કાંઇ

જણાતું હતું નહી. તુરાની લશકરનો બે તુરૂત્યાંશ ભાગ માર્યો ગયો, જેઓના લોહીથી જમીનની ઉપર કીચલ બાઝ્યો. તેવામાં અફરાસીયાબે રૂસતમની આગળથી નાહાસવા માંડયાથી તે તુરકીઓનું નસીબ ઉંઘમાં પડયું. તે ગુરચાન[1] ના લશકર સાથે જડપથી નાહાસી ગયો. એ રીતે ફાયદો સોધવા જતાં તેનો નુકશાનીમાં અંત આવ્યો. જયારે તેણે જમાનાનું ફરવું એ પ્રમાણેનું જોયું ત્યારે તે ગુર શેહેરમાંથી તુરાન તરફ ગયો. તેના લશકરના બે ભાગ માર્યા જવાથી તેનું દિલ તુટી ગયું. તે જેહાનની અંદર મધ સોધવાને ગયો પણ તેણે ઝેહેર મેલવ્યું.

## કાઉસ પારસ (ઇરાન)માં આવ્યો અને તેની ગુમરાહીની સરૂઆત થઇ તે વિષે.

કાઉસ પાદશાહના પારસમાં આવ્યાથી જેહાનની અંદર નવેસરથી ખુશાલીનો પાયો નખાયો. તેનાથી તખત પાછું સંગાર પામ્યું અને તેણે ત્યાં ઇનશાફને પાછો પાંથર્યો તથા ખુશાલી અને ખાણી પીનીના દરવાજા ખોલલા કીધા. તેણે જેહાનને ધરાવનારા, હુશીયાર અને રોશન રવાનના પેહેલવાનોને દરેક ઠેકાણે મોકલી આપ્યા તથા મરવ, નેશાપુર, બલખ અને હેરાત[2] તથા બીજી તરફ લશકરને (સમાધાનીને માટે) મોકલી આપ્યું. તમામ જેહાન ઇનશાફથી ભરેલી બની જેથી વરૂઓએ મેંઢાંઓની આગળથી પોતાના મોઢાં ફેરવ્યાં. પુશકલ ખજાનાથી તથા ભલાઇ અને મોટાઇ પાંમવાથી માણસો પરી જેવાં બન્યાં અને દેવો તેમના ચાકરો બન્યા. કાઉસની આગળ સઘલા હોકમના બજાલાવનારા થયા. તાજના ધરાવનાર સઘલા પાદશાહો તેની રૈયત તરીકે બન્યા. તેણે રૂસતમને જેહાનની પેહેલવાની સોંપી કારણ કે તેનાથીજ તે પોતાનો ભલો વખત આવેલો સમજતો હતો. જયારે તે દુશમનોથી અને તાજ તખતથી નચિંત બન્યો ત્યારે વલી થોડા વખતમાં તેનું નસીબ બુરાઇથી ઉંઘું

[1] ગુરચાન એ અરબસતાનના એક પ્રાંતનું નામ છે.

[2] એ સઘલાં ઇરાનના શેહેરોના નામો છે.

વહ્યું. પોતાની મરજી પુરી પાડનારા તે પાદશાહે શું કીધું તે તું જો. તેના જેવી બુરી મનશનીના પાદશાહ થોડાજ હુશે. તેણે અલબરૂજ પાહાડની અંદર એક જગ્યા બનાવી,[૧] કે જે બનાવવાની મેહેનતથી દેવો પણ આજેજ થયા. તેણે તેઓને ફરમાવ્યું કે "સખત ખડકને ખોડો અને તેમાં બે ઘર બનાવો અને તે દરેકમાં દસ મેહેરાબ બનાવો." તે પ્રમાણે આખરે પોલાદ અને છીનીથી ખડક ખોડીને તે પથરમાંથી ઠાંભલા બનાવી તે ઘરો તૈયાર કીધાં. તેની અંદર લડાયક ઘોડાઓને તથા રસ્તો કાપનારા તથા અમ્મારી ઘસડી લેઇ જનારા ખચ્ચરોને બાંધ્યા. બીજાં બે ઘરો કાચના બનાવ્યાં જેની અંદર દરેક ઠેકાણે પોખરાજ જડી લેવામાં આવ્યાં. એવી રીતે ત્યાં ખાવા પીવાની ખુશનુમા જગ્યા બનાવી કે જે જગ્યામાં ખોરાક ખાધાથી શરીરને પુશતી મલે. વળી નામહારી ભરેલા મોબેદોને બેસવાને માટે ચમનની કોરીઓનો એક ગુમબજ ત્યાં બનાવવામાં આવ્યો. એ પ્રમાણે તેણે ઇરાનની અંદર એક એવી જગ્યા ઉત્તપન કીધી કે જ્યાંથી અક્કલ કદી પણ ઓછી થાય નહી. વળી તેણે લડાઇના હથીઆરો રાખવાને માટેના નક્કર રૂપાના બે ઘરો બનાવવાનો હોકમ કીધો અને તેણે પોતાની બેઠકને માટેનું એકસોને વીસ ગજ (ની લંબાઇ પોહોલાઇ) નું એક સુનેરી ઘર પણ બંધાવ્યું. તે ઘરની ઉપર ફીરોજાની નકસી બનાવી અને દીવાનખાનામાં યાકુતનો ઉપયોગ કરવામાં આવ્યો.

---

૧ અલબરૂજ પાહાડની ઉપર કાઉસે એવાં મકાનો બાંધ્યાં હોય એમ દીનકર્દમાં પણ જણાવ્યું છે. એ કેટાબમાં કહ્યું છે કે :—

"About the exercise of sovereignty by Kâî-Us, with triumph over the earth of seven regions; the advancement of his commands, by the people of the creation, more swiftly than a wave of the hands; the construction of his seven dwellings in the midst of Albûrz, one of gold, two of silver, two of steel and two of crystal." (S. B. E. Vol. 37., p. 220).

તેણે આવી જગ્યા દુન્યાના મદ્ધમ રેશા ઉપર કે જ્યાં નહી દાહાડો વધારે કે નહી રાત વધારે હતી ત્યાં બનાવી હતી. જ્યાં જરાએ ગરમી કે સરદી માલમ પડતી હતી નહી પણ ત્યાંની હવા અંમબ-રના જેવી સુગંધવાલી અને વરસાદ દારૂના જેવો હતો. ત્યાં આંખુ વર્ષ સુધી વસંતનીજ મોસમ રહેતી હતી. ત્યાંનાં ફુલ ગોલાબી ગાલવાલી ઓરતોના ગાલના જેવાં લાલ લાગતાં હતા. ત્યાંના સર્વેના દિલ દુખ, દલગીરી અને સંકટથી વેગલાં હતાં અને દેવોનાં દિલ બદી (નહી થતી હોવા) ને લિધે દુખી રહેતાં હતાં.

## શેતાને કાઉસને ગુમરાહ કીધો તથા છેતરયો અને તેથી તે આસમાનની (પાદશાહી લેવાને) ઉપર ગયો અને આમુલ દેશની જમીન ઉપર જઇ પડયો તે વિષે.

ભલાઈ અને ઇનશાફના શિખવનારા (કાઉસ)થી જમાનાનું સર વળી ઉંઘમાં પડયું. તેના વખતમાં દેવો દુખની અંદર ગીરફતાર થયલા હતા તેથી તેઓ તેને શીક્ષા પુગાડવા માંગતા હતા. એવું બન્યું કે એક દિવસે સહવારના શેતાને પાદશાહથી છુપી રીતે દેવોની એક મીજલશ ભરી ત્યાં તેણે દેવોને એ પ્રમાણે કહયું કે "હાલે પાદશાહથી આપણને અત્યંત મેહેનત અને સખતી વેઠવી પડે છે માટે હાલે મને એવા ચાલાકી ભર્યા હાથવાલા દેવ કે જે (દરબારમાં) બેસવાની રાહરીતી જાણતો હોય તેની અગત્ય છે. તે ત્યાં જાય અને કાઉસ પાદશાહની જીંદગીને અકારી કરે તથા તેમ કરી દેવોનું દુખ ઓછું કરે. વળી તે તેના માથાંને પાક યજદાંની રાહથી ફેરવી નાખે અને તેની માન પાંમેલી મોટાઇની ઉપર ધુલ છાંટે." દેવોએ તેની એ વાત સમજીને પોતાના મનમાં તે બાબે વિચાર કરવા માંડયો પણ કાઉસની ધાસ્તીને લીધે કોઇએ પણ તેને જવાબ દિધો નહી. તેટલામાં એક બુરાં કરતુકનો દેવ ઉઠીને ઉભો થયો અને એ પ્રમાણે બોલ્યો કે "એ કામ મારૂં છે. હું તેના માથાને ખોદાઇ રાહા ઉપરથી ફેરવશ. એ ભરમનું કામ મારા

શિવાય બીજું કોઇ બજાવી શકશે નહી." [1] પછી તેણે પોતે એક

[1] દીનકર્દમાં પણ ફીરદોસીના એ બ્યાનને લગતુંજ બખાન મલે છે જે નીચે મુજબ છે:—

"Afterwards the consultation of the demons about the death of Kâî-Us, and the coming of Aeshm to Kâî-Us, approving his death, and, therefore, making him wretched in his mind about the great sovereignty which was possessed by him over the seven lands, and causing him to long for the sovereignty of the heavenly region of the archangels. And owing to the seductiveness of Aeshm, and the other demons who remained his co-operators for that undoing, Kâî-Us was even engaged in opposing and molesting the sacred beings. Also his not returning across Albûr'z, but rushing upwards, with many demons and wicked people, into the outer edge of darkness; and the [illegible]on of the glory of the Kayâns becoming a figure of clay on that border. The previous separation of Kâî-us from the troops, and his not turning from that ill-advisedness even on renewed strife aloft with the supreme sacred beings. Afterwards, the creator's calling back the glory of the Kayâns to himself, the falling of the troops of Kâî-Us to the earth from that height, and the flying of Kâî-Us to the wide-formed occan"

"This, too, it says, that, besides him, some one flew behind him, thus associated with him; and after him flew Nêryôsang, the promoter of the world, for diverting that person from him And the cry of him, the unborn Khûsroi, who was thus associated with him, like that of a regiment a thousand strong, was thus: 'Thou shouldst not smite him, O Nêryôsang, promoter of the world! for if thou shouldst smite this man, O Nêryôsang, promoter of the world! there will not be afterwards obtained, fcr acquirement, a thorough destroyer of the high-priest of Tûrân; because owing to this man will be born him whose name is Sîyâvakhsh, and owing to Sîyâvakhsh I shall be born, who am the Khûsrôî who will entice the most heroic one of Tûrân—who is mostly the destruction of champions and troops—to the numerous heroes of religion, so that I may accomplish the destruction of his champions and troops, when I would occasion a distant flight of the sovereign of Tûrân.' Through these words the guardian spirit of Khûsrôî delighted Nêryôsang, the promoter of the world; and on these words, the latter was releasing him and that Kâî-Us who thereby became discreet."

બોલકના અને અંજુમનને લાયકના ગોલામનો વેશ લીધો અને જ્યાં સુધી તે નામવર પાદશાહ શેહેરમાંથી શેકારને માટે બાહાર નિકલ્યો ત્યાં સુધી તે થોભી રહયો. (જ્યારે તે શેકારને માટે બાહાર નિકલ્યો ત્યારે) તે તેની નજદીક ગયો અને જમીનને બોસો લિધો અને એક ફુલનો તોરો કાઉસને આપ્યો અને એ પ્રમાણે બોલ્યો કે, "તારી માન પામેલી મોટાઇને માટે તુને એવું ઘટતું છે કે તારી બેઠક આ ફરતાં આસમાનની ઉપર થાય. તમામ જેહાનની સપાટી તારી ખાહેશ મુજબની બની છે.[૧] તું ભરવાદ જેવો છે અને નામદારી ભરેલા શખ્સો તારાં મેઢાંના ટોલાંની માફકના છે. પરીઓ, આદમીઓ અને દેવો તારી આગળ ખરેપગે ઉભા રહે છે. તું જમશેદની માફક જેહાનનો માલેક બન્યો છે. પણ એક કામ કે જેથી તારી નિશાન આ જેહાનમાંથી કદી પણ ભુસાય નહી તે કરવાનું રહી ગયું છે. તે એજ કે સુરજ નિચાનમાંથી ઉનચાંનમાં કેમ ફરે છે તે તે તારીથી શા માટે છુપાવે છે? માહાતાબ કેવો છે? દાહાડો રાત કેમ થાય છે? અને આ ફરતાં આસમાનનો વડો કોણ છે? એ સઘલા બનતા બનાવો અને ભરમો પણ તુંએ જાણવા જોઇએ છે. તે માટે કાંઇક યુક્તિ કરી તુંએ ઉંચે ઉડવું જોઇએ. તેં જમીનને જીતી છે અને તારી જે ખાહેશ હતી તે પાર પાડી છે. તેમ વળી આસમાન પણ તારા ફાંદામાં આવશે." તે પાદશાહનું દિલ તે દેવથી ગુમરાહ બન્યું અને તેનું રવાન અક્કલમાં કમ બન્યું. તેને એવો વિચાર આવ્યો કે ફરતાં આસમાને આ દુન્યામાં તેના તરફ (માયા ભરેલો) ચેહેરો ફેરવ્યો છે. પણ કાઉસે એમ નહી વિચાર્યું કે આસમાનના ચક્કરને કસો પાયો નથી તથા સેતારાઓ પુશકલ છે, જ્યારે (તેઓને બનાવનાર) યજદાં એક છે કે જેના ફરમાનની નિચે સઘલા નાચાર છે અને સર્વે ભલાઇ અને ભુંડાઇની સાથે ફરવું કરે છે. જેહાનના પેદા કરનારને આ

---

૧ કાઉશ તમામ જેહાનનો પાદશાહ હતો એમ દીનકર્દમાં જણાવ્યું છે કારણ કે તેને ત્યાં હફતે કેશ્વર ઉપર પાદશાહી કરનાર અને પાદશાહીને ટકાવી રાખનાર કહયો છે.

બાબદ જાણુવાની ગરજ નથી. આસમાન અને જમીન તો તમારે (યાને માણુસ જાતને) માટેજ છે. આથી તે પાદશાહનો જીવ ઘણો વિચારમાં પડયો કે તે પાંખ વગર હવામાં કેમ જઇ શકશે.

ત્યાર બાદ તે પાદશાહે અનુભવીઓને પુછયું કે "સુરજ અને ચંદ્ર આ દુન્યાથી કેટલા દુર છે?" ત્યારે તેનો તે નજુમીઓએ જવાબ દિધો અને તે પાદશાહે તે સમજી લિધું. પછી તેણે એક ઉલટી અને નાલાયક યુક્તિ રચી. કેટલાક શખ્સો તેના હોકમથી રાતે સુવાને વખતે ઓકાબ (ગીધ) પક્ષીના માલા તરફ ગયા. તેઓએ તેઓના બચ્ચાંઓમાંથી ઘણાકોને ઉંચકી લિધાં અને દરેકને પેલા બે ઓરડાવાલા ઘરમાં લાવી રાખવામાં આવ્યા. તેઓને મહીનાઓ અને વર્ષો સુધી ભુજેલા મુરગ અને ગોસપંદો ખવાડીને તે ઉપર ઉછેરવામાં આવ્યાં. જ્યારે દરેક ગીધે શીંહના જેવું કૌવત મેલવ્યું ત્યારે તેણે પોતાના ઠેડાવ પ્રમાણેનું કામ લેવા માંડયું. તેણે કોમારી[1] શેહેરના અગરનું એક તખત બનાવ્યું અને તે તખતના પૈયા સખત સુનાના બનાવ્યા. તખતની બાજુએથી લાંબા ભાલાઓને બાંધી લિધા અને એ રીતે પોતાનું કામ તૈયાર કીધું. પછી તે નેજાની ઉપર મેઢાંની તાંગો લટકાવવામાં આવી અને ત્યાર બાદ તેણે પોતાના દિલના ઠેડાવને પકકો કીધો. તેણે તે ચાર મજબુટ ઓકાબ પક્ષીઓને લાવીને તખતની સાથે મજબુટ બાંધી લિધાં. ત્યાર પછી કાઉસ પાદશાહ તખત ઉપર બેઠો અને પોતાની આગળ દારૂની જામ મુકી. જ્યારે તે જડપથી ઉડનારાં ઓકાબો ભુખ્યાં થયાં ત્યારે દરેક પક્ષીએ તે ગોસ્તની તરફ જડપથી ઉડવા માંડયું. તેઓના તેમ ઉડવાથી તખત જમીનની સપાટી ઉપરથી ઉંચે ઉચકાયું અને તે જંગલમાંથી વાદલ તરફ ઉંચે જવા લાગ્યું. તે પક્ષીઓમાં જેટલું જોર અને શકિત હતી તે વાપડીને તે ગોસ્તની તરફનો રસ્તો લેવાનો તેઓ

---

1 હીંદુસ્તાનની દક્ષીને આવેલું કેપ કોમોરીન (Cape Comorin.).

ઠેહાવ કરવાં લાગ્યાં.૧ મેં સાંભળ્યું છે કે કાઉસ એ મુજબ આકાશ ઉપર ફરતો હતો કે જેથી તે ફરેસ્તાઓની હદથી પણ આગળ વધે. બીજાઓ કહે છે કે તે આસમાન ઉપર એટલાં માટે ગયો હતો કે તે તેની સાથે તીર કમાનથી લડાઇ કરે. એ બાબદ ઉપર તરેહ તરેહ-વારની વાતો થાય છે અને દાનાવો શિવાય બીજું કોઇ પણ એ ભેદ જાણતું નથી. તે પક્ષીઓ ઘણું ઉડયાં જેથી તેઓ થાકી ગયાં. જે કોઇ લોભ ધરે છે તેના એવાજ હાલ થાય છે. જ્યારે તે ઉડતાં પક્ષીઓમાં (ઉડવાનું) કૈવત રહયું નહી ત્યારે તેઓ દલગીર થયાં અને પોતાની પાંખોને બંધ કરી નાખી જેથી તેઓ કાલાં વાદલ ઉપરથી ઉઠલાઇ ગયાં અને હવામાંથી તે નેજાઓને તથા તખત અને પાદશાહને નિચે ઘસડી લાવ્યાં. તે પક્ષીઓ ચીન શેહેરના જંગલ તરફ આવી લાગ્યાં અને આમુલની જમીન ઉપર ઉતર્યાં. જેહાનથી અજાયબી એ હતી કે તે કાઉસનો નાશ હતો નહી કારણ કે તેના નસીબમાં ગેબી રીતે જીવવાનું હતું.૨ તેનાથી સીયાવ-ક્ષનો જનમ થવાનો હતો અને તે સીયાવક્ષનાથી તે થોડા વખત

---

૧ કાઉસે આસમાન ઉપર ઉડવાની યુક્તિ કીધી તે વિચારને આગળા તવારીખ નવેસોએ ધીક્કારી કાઢયો છે. અને તેવો વિચાર તેના મગજમાં સેતાનથી દાખલ થયો હોય એમ દેખાડયું છે. પણ ઉલટું એ ઉપરથી તો કાઉસની ઉચાં જ્ઞાનની શક્તિ માલમ પડી આવે છે. જેમ હાલના સોધકો આસમાનમાં ઉડવાના તરેહવાર સાંચાઓની સોધ કરતા રહે છે અને બલુન યા ઉંચે ઉડવાના યંત્રોની મદદથી ઉંચે ઉડવાની કોષેશો કરે છે તેવી કાંઇ કોષેશ કાઉસ પાદશાહે પેહેલ વેહેલી કીધેલી હોવી જોઇએ કે જે કોષેશ તે વખતના લોકોને રૂચી નહી હોય અને તેથી તેના આવાં કામને ડાહાપણથી ઉલટું ગણવામાં આવ્યુ હોય. તેથી મીનોખેરદમાં કહેવામાં આવ્યું છે કે પરવરદેગારે કાઉસને અમરગી બક્ષી હતી પણ તેણે તેની આવી લોભી ચાલને લિધે તેવી અમરગી ખુંચવી લિધી હતી.

૨ મીનોખેરદ (બા૦ ૮ ફ૦ ૨૭) માં કહેવામાં આવ્યું છે કે "દીનમાં એમ જાહેર છે કે હોરમજદે જમશેદ, ફરેદુન અને કાઉસને વગર મોતના બનાવ્યા હતા."

ખુશી ખુશાલીમાં રહેવાનો હતો.[૧] અંગરજે પાદશાહ કાઉસનો નાશ થયો હતે તો તે પાદશાહથી દુન્યાની માલેકી ધરવનાર કોઈ બીજો પાદશાહ થયો હતે નહી. જ્યારે તે આવી ભયંકાર જગ્યામાં જઈ પડયો ત્યારે તે ગમને લિધે નાચાર થઇ ગયો. અને તેનું દિલ કપાઇને બે ટુકડા થવા લાગ્યું. તેણે બુજોર્ગી અને બેસવાને માટેનું તખત હાથ કરવાને બદલે પસેમાની અને દુખ હાથ કીધું. જંગલની અંદર તે ખુહાર હાલે રૂડન કરતો રહયો અને ત્યાં પરવરદેગારની બંદગી કરવા લાગ્યો તથા પોતાથી થયલા ગુનાહનો પસતાવો કરવા લાગ્યો, જ્યારે બીજી તરફથી તેનું લશકર તેને માટે દરેક બાજુએ સોધ કરવા લાગ્યું.

## રૂસતમ તથા ઇરાની સરદારો કાઉસની નજદીક જઇ લાગ્યા અને તેને ઇરાનના પાયતખતમાં પાછા લાવ્યા તે વિષે.

તેના (ગુમ થવા) વિષેની ખબર જ્યારે રૂસતમ, ગેવ, અને તુસને થઇ ત્યારે તેઓ પોતાના ઢોલ સાથનાં મોટાં લશકરની સાથે ત્યાં (ઇરાનમાં) આવ્યા. બુઢા ગોદરેજે રૂસતમને એ પ્રમાણે કહયું કે "જ્યારથી મારી માયે મને દુધથી છોડવ્યો છે ત્યારથી મેં દુન્યાની અંદર તાજ, તખત, પાદશાહી અને ભલા નસીબના ઘણા બુજોર્ગોને જોયા છે. પણ નાની અને મોટી પદવી ધરાવનારાઓની વચ્ચે કાઉસના જેવા આપઅખત્યાર માણસને મેં આ દુન્યાની અંદર કોઇને જોયો નથી. તે દેવાનાઓની માફક અક્કલ અને હુશીયારી વગરનો છે અને જરાએ પવન લાગતાં હીલવા માંડે છે (યાને ભલતા શખ્સના કાંઇપણ કેહેવા ઉપર મન લગાડે છે.) તેને અક્કલ કે દીનધર્મનું જ્ઞાન કે વિચાર કાંઇ નથી. યા તો તેની અક્કલ ઠેકાણે નથી કે યાતો તેનું દિલ ઠેકાણે નથી. તેનો એક પણ વિચાર ભલો નથી. તું કેહેશે કે તેના માથાંની અંદર ભેજુંજ નથી. આગળા વખતના કોઇપણ નામદારોએ પણ આસમાન ઉપર જવાનો કદી વિચાર

---

૧ મીનોખેરદ (બા૦ ૮ ફ૦ ૨૭) માં જણાવ્યું છે કે કેકાઉસથી દુન્યાને ફાયદો એ થયો હતો કે તેને પેટ સીયાવક્ષના જેવો બહાદુર બેટો જન્મયો હતો.

કીધો હતો નહી કે (ઉપર જઇને) ફરતાં આસમાનનો ભરમ પીછાણે. શિવાય કે જ્યાં સુધી દેવે તેના ચેહેરાને કાલો બનાવ્યો હોય ત્યાં સુધી તેને એવું સુજે નહી." ત્યારબાદ તે પેહેલવાનો તુંદ મીજાજ સાથે તથા ગુસ્સાથી ભરેલા અને ઠપકો દેતા તેની આગળ જઇ પુગ્યા. ગોદરેજે કાઉસને કહયું કે "તુંને તે મોટા શેહેર ઇરાનમાં લેઇ જવા કરતાં તારે માટે દીવાનાઓના આરામની જગ્યા વધારે લાયક છે કારણ કે તું તારી જગ્યા વખતો વખત દુશમનોને સોંપે છે. વળી તું તારા બેહુંદા વિચારો બીજા કોઇને જણાવતો પણ નથી. તારી ઉપર ત્રણ વખત દુખ અને સખતી આવી પડી તોપણ તેવા અનુભવથી તારૂં મગજ ડહાપણવાળું બન્યું નથી. વિચાર કર કે જ્યારે તું માજંનદરાનમાં લશકર લેઇ ગયો ત્યારે તુંને ત્યાં કેટલી બધી સખતી વેઠવી પડી હતી. બીજી વખતે તું વલી દુશમનનો મેહેમાન બન્યો અને તું તેની મુરતી હતો તેને બદલે તેનો બ્રાહમન થયો (યાને કે તે તારો તાબેદાર હતો તેને બદલે તું તેનો તાબેદાર બન્યો.) જેહાનની અંદર પાક યજદાંન શિવાય કોઇ બાકી રહયું નથી કે જેણે તારી તલવારનો હોકમ (તાબેદારીથી) માન્યો નહી હોય. જમીન ઉપર તેં લડવાને માટે ઉપરાસાપરી હુમલાઓ કીધા અને વળી તેં આસમાન (જીતવા) ની પણ ધારણા કીધી છે. તું એખલો તે આસમાન કેવી રીતે જીતી શકતે અને તું વાદલની સાથે કેવી રીતે લડાઇ કરતે? તું જરા નેગાહ પોહોંચાડ કે તું કેટલી જાતની બલાની અંદર જઇ પડયો અને તેમાંથી છુટકારો પાંમ્યો. લોકો તારી પછી તારે માટેનો એવો હેવાલ લખશે કે 'ફલાના પાદશાહે સુરજ અને ચંદ્રને જોવાને તથા સેતારાઓની ગણત્રી કરવાને બુલંદ આસમાનની ઉપર જવાનો વિચાર કીધો હતો.' જે પ્રમાણે હુશીયાર, વખણાયલા અને ભણી મનશાનીના પાદશાહો કરી ગયા છે તે પ્રમાણે તું પણ કર. જેમ બને તેમ બંદગી કરવા શિવાય તું બીજું કાંઇ ના સોધ અને, તે (પરવરદેગાર) ના શિવાય તું બીજાં કાંઇપણ ભલાં બુરાં

કામમાં હાથ ના નાખ."૧ ત્યારે તેણે (કાઉસે) એવો જવાબ દિધો કે "તારૂં કેહેવું રાસ્તીની રાહનું છે. ઇનશાફમાં જુઠું ફાવી શકતું નથી. તું જે સઘલું બોલ્યો છે તે ખરૂં છે અને તેમાં કાંઇ ગેરવાજબી નથી. તારા (સચાઇના) ફાંડામાંથી મારો જીવ છુટકારો પામનાર નથી." કાઉસ વધુ બોલતો અટકી ગયો અને તે નામદાર મરદાનેમરદોની આગળ શરમાઇ ગયો. તે આંખોમાંથી આંસુ પાડવા લાગ્યો અને પરવરદેગારની યાદ કરવા લાગ્યો. તેણે પસતાવો કીધો અને ત્યારબાદ પસતાવા અને દુખી દિલ સાથે પાલખીમાં બેઠો.

જ્યારે તે પોતાના બુલંદ પાયતખત શેહેરમાં આવ્યો ત્યારે તેનું દિલ પોતાનાં આવાં કામથી ઘણું દલગીર હતું. તેણે ખરેપગે ચાલીસ દાહાડા સુધી યજદાંની બંદગી કીધી અને સઘલું કામ તજી દેઇ ખાકની ઉપર પડયો. શરમને લિધે તે મેહેલમાંથી પણ બાહાર નિકળતો હતો નહી. તું કેહેશે કે તેણે શરમને લીધે જાણે ચાંમડું ઓઢીલું હતું. તે ઘણી એક અજીજી સાથે આખમાંથી આંસુ પાડવા અને પરવરદેગારની માફી ચાહાવા લાગ્યો. તેણે પશેમાન બનીને દુખ અને રંજ ખમવાનું પસંદ કીધું અને ગરીબોને તે પુશકલ ખજાનાં બક્ષવા લાગ્યો. બાહુરોની આગળ તેના વિચારો હલકા પડયાથી તેણે શરમીંદો બનીને શેકારે જવાનું અને દરબારમાં જવાનું બંધ કીધું. તે બંદગી કરવાને પોતાના ચેહેરાને કાલી ખાકમાં મસલતો અને પાક યજદાંનની હજુરમાં બંદગી કરયા કરતો હતો. જ્યારે એ રીતે કેટલોક વખત રડવામાં ગુજાર્યો ત્યારે પરવરદેગારે તેના ઉપર બક્ષેશ કીધી. જે લશકર (તેના શોધમાં) વિખેરાઇ ગયલું હતું તે પાછું ફર્યું અને કાઉસ પાદશાહની દરબારમાં પાછું આવ્યું. ખોદાતાલાની બક્ષેશથી તે (પાછો) દિપી રહયો અને તેણે પોતાની વેઠેલી રંજનું ફળ મેલવેલું જોયું. તે પોતાના સુનેરી તખત

---

૧ ગોદરેજ ઘણો દાનાવ માણુસ હતો તેથી તેને કાઉસ પાદશાહે પોતાનો વજીર બનાવ્યો હતો. પાદશાહની ઉપર તેનો જબરો લાગવગ ચાલતો હતો અને તે પાદશાહને શિખામણના સખત સખુનો પણ કેહેવાને ચુકતો હતો નહી.

ઉપર તાજ પેહેરીને બેઠો અને તેણે ખજાનાના બારણાં રૈયતને માટે ખોલ્લા કીધાં. તેણે જેહાનની અંદર એક નવું કામ આરંભ્યુ જેથી તે નાની મોટી પદવીવાલા શખ્સો વચ્ચે (પાછો) પ્રકાશતો થયો. તું કેહેશે કે જેહાન ઇનશાફ્ને લિધે કસબી ખીનખાબના જેવી બની ગઇ અને પાદશાહ તખતની ઉપર દિપતો બન્યો. દરેક મુલકના નામાંકીત સરદારો પોતાનાં માંથાની ઉપર બુલંદીનું તાજ પેહેરીને કાઉસ પાદશાહની દરબારમાં આવ્યા અને સરકસી તજીને નમનતાઇના રસ્તા ઉપર ઉતર્યાં. આગળ જેવો ભલો વખત હતો તેવોજ પાછો થયો અને પાદશાહના તાજ તરફ્ ચાહા અને વફાદારીનો વધારો થયો. તમામ નામીચા શખસો તેના તાબેદાર બન્યા અને તેના ગોલામ અને ચાકર થઇ રહયા. તે તાજ પેહેરીને તથા ગાયની સુરતનો ગુરજ પકડીને જવેહેરાતથી જડેલાં તખતની ઉપર બેસતો હતો, અને પોતાના દીલની ખાહેશ મુજબના પગલાં ભરતો હતો. તે પોતાની ખાહેશ બર લાવીને તથા નામદારી મેલવીને ખુશાલ દીલનો બન્યો. તે તમામ ઇનશાફ્ આપતો હતો અને ઇનશાફ્ (ની નજર)થીજ જોતો હતો, કારણ કે તેણે જેહાનને પવનના જેવી ખાલી જોઇ હતી. જ્યાં પણ પાદશાહ માત્ર ઇનશાફી હોય ત્યાં તે લોકોની ફરીયાદને પોહોંચી વલવાથી કોઇ પણ રીતે હાજતમંદ રેહેતો નથી. જેહાનની અંદરથી તે પોતાના નામદારો અને મુબારક સરદારોની સાથે પોતાની ખાહેશ મુજબનુંજ કામ મેલવવા લાગ્યો. તેના તુસ અને રૂસતમ જેવા દોસ્તો હતા તેથી તેનું કામ (લડાઇને બદલે) બીજલશનું અને શેકારનુંજ રેહેતું હતું. ફરીદુનના જેવી મનશાનીવાલો અને જમશેદના જેવા મરતબાવાલો તેના જેવો પાદશાહ તાજ અને તખત ઉપર બેઠેલો તમો બીજા કોઇને જોશો નહી. અગરજો તે હાલે પણ હસ્તી ભોગવતો હતે તો મહમુદ પાદશાહની આગળ તેને ખીદમતગારીની કંમર બાંધવી પડી હતે. જેવું દાસ્તાન મેં કહયું છે તેવું તેં સાભલ્યું પણ હશે નહી તથા કોઇને પણ એવી વાત યાદ હશે નહી. તે જેહાનના પાદશાહ (કાઉસ)ની એવી રીતભાત હતી અને

રૂસતમ તેનો આવો વડો પેહેલવાન હતો. કાઉસ પાદશાહ વિષેની બીના હવે પાછી પુરી કરૂંછું અને પેહેલવાનોની લડાઇનું હું બ્યાન કરૂંછું. મોતની સાથે કોષેશ કરવામાં કાંઇ ફાયદો નથી માટે હાલે તો તું રૂસતમની લડાઇ વિષેનુંજ બ્યાન સમજી લે.[1] દાસ્તાનના કેહેનારા પેલા બાધુર શખ્સે શું કહયું છે? તેણે કહયું છે કે "નરશીંહની સાથે જો તુંને અચાનુચ લડવું પડે તો તે વખતે અગર-જો તું બાધુરીથી નામના મેલવવા ચાહાતો હોય તો તારી હીન્દી તલવારની અણીને (લોહીથી) ધો. જ્યારે લડવાનો વખત તારી સામે આવે ત્યારે જે કાંઇ બનવાનું હોય તેનો તું અટકાવ કરી શકશે નહી. જ્યારે તંગ વખત તારી નજદીક આવી પોંહોચે ત્યારે હુનરથી પુરો માણસ પણ તેને ફેરવી શકે નહી. જો તું અક્કલથી મોતને તારો સાથી બનાવે તો લડાયક શખ્સો તુંને બાધુરને નામે ઓલખે નહી. અક્કલનો અને દીનનો રસ્તો જુદોજ છે કારણ કે તેઓના નેક સખુનો ભેદ ભરેલા હોય છે. જ્યારે મારી જીંદગી સાઠ વર્ષની થઇ ત્યારે મેં દુખ અને મેહેનત ખમવાને માટે કંમર બાંધી છે. કારણ કે બીજી જેહાનમાં જવાનો હાલે મારો વખત આવ્યો છે માટે હું (એ દાસ્તાન રજુ કરી) યજદાનની નજદિક જગ્યા મેલવવા માંગું છું. જે કાંઇ હું કહું છું તે તેં જેહાનની અંદર જોયું પણ હશે નહી, કારણ કે સઘલું બનેલું ચુપચુપ પસાર થયું છે. જ્યારે ભલો વખત પસાર થવાનોજ છે તો ભલું એજ કે કોઇપણ રીતની મેહેનત ખેંચી લેવી.

## રૂસતમ સાત પેહેલવાનોની સાથે અફ્રાસીયાબના શેકારગાહમાં શેકાર કરવાને ગયો તે વિષે.

હવે આએ લડાયક રૂસતમને માટેનું રસકસવાલું દાસતાન આવે છે. મેં સાભલ્યું હતું કે એક દિવસે પેહેલવાન પીલતને એક શેહેર કે જેનું નામ નવંદ હતું ત્યાં પોતાની અંજુમન વચે એક ખુશાલી ભરેલી મીજલશ બનાવી. આ શેહેરની અંદર મોટી મોટી

---

[1] લખેલી નકલમાં એ બેત વધારે છે.

હવેલીઓ હતી અને તે તમામ હવેલીઓ સંગારવાળી હતી અને ત્યાંના જંગલો શેકારથી ભરેલાં હતાં, જ્યાં હાલે આદર ખુરજીનનું આતશ કદેહ છે કે જે જગ્યામાં રાહાના બતલાવનારા (ધર્મગુરૂ)ઓ તે આતશને રોશન રાખતા હતા. તેની મીજલશની અંદર તમામ ઇરાનના નામીચા સરદારો જેવા કે તુસ, ગોદરેજ, કેશવાદ, બેહેરામ, ગુરગીન, શાવરાનનો જંગેહ, ગસતહમ, લડાયક ખરરાદ, નામદારી ભરેલો તલવારનો મારનાર ખુરજીન, અને અંજુમનના તાજના જેવો ગોરાજેહ એ સઘલાઓ ભેગા મલ્યા હતા. તે નામદારોમાના દરેક જનની સાથે (રસાલાના) કેટલાંક માણુસો હોવાથી ત્યાં ભલા શખ્સોનું એક લશકર ભેગું થયું હતું. રૂસતમે તે જગ્યામાં એક એવી મીજલશ બનાવી હતી કે જે બઝમમાં સુરજ અને ચંદ્ર પણ આવવાની ખાહેશ કરતા હતા. તે લશકરે ત્યાં ચોગાન (દડીદાવ)ની રમતથી, તીર ફેંકવાથી, દારૂ પીવાથી અને શેકાર કરવાથી જરાએ આશાયશ લિધી નહી. એ પ્રમાણે કેટલાએક દીવસો પસાર થયા અને સઘલાઓનાં દીલ ખુશાલી અને રામશનીથી ખીલી રહયાં. એક દીવસે ગેવે રૂસતમને દારૂની બાહારમાં આ પ્રમાણે કહયું કે "ઓ નામદારી મેલવનારા પેહેલવાન! અગરજો તું શેકારની ધારણા કરતો હોય તો અને દોડનારા શેકારી કુતરાઓ સાથે તું કામ લેવા માંગતો હોય તો તું અફરાસીયાબના શેકારગાહમાં ચાલ કે ત્યાં આપણે સ્વારો, શેકારી કુતરાઓ અને સકરાઓથી ઉડતી ધુલથી અને લાંબા ભાલાઓને ફેંકવાથી પ્રકાશીત સુરજનો ચેહેરો ઢાંકી નાખીએ. આપણે જડપ ચાલના ગોરખરોની પુઠે આપણા ઘોડાઓને દોડાવીશું અને શીંહોને તલવારોથી ઘેરી લેઇશું. આપણે શેકાર સોધવાને માટે શકરા અને શેકારી કુતરા સાથે લેઇને દગુઇ નામના શેકાર કરવાના જંગલની અંદર જઇશું અને રાણી ડુક્કરોનો ભાલા વડે શેકાર કરીને અને તીતરોને શકરાઓ મારફતે પકડાવીને ત્યાં લાંબો વખત પસાર કરીશું. તે તુરાનના જંગલની અંદર આપણે એવો તો શેકાર કરીએ કે તે જેહાનની અંદર યાદગાર રહી જશે. ઓ પેહેલવાન! અગર જો તારૂં

રોશન રવાન એમ કરવાને કબુલ કરતું હોય તો મારો એવો વિચાર છે. કારણ કે પાદશાહો વચેથી જે કોઇ આપણું એ કામ જોશે તો તેઓ એ કામની વખાણ કરશે." ત્યારે રૂસતમે તેને જવાબ દીધો કે "જેહાન તારી ખાહેશ મુજબની બનજો અને તારૂં સેવટ ભલું નિવડજો. આપણે બામદાદને વખતે તે તુરાનનાં જંગલમાં જઇશું અને શેકાર કરીને તથા ઘોડા દોડાવીને આપણે ત્યાં મજાહ ભોગવીશુ. ઓ નામદાર પેહેલવાન! મારી પણ એવીજ ખાહેશ છે. આપણે (શેકાર કરીને) જેહાનની અંદર એક યાદગારી રાખીશું. આવતી કાલે જ્યારે દાહાડાની રોશની જાહેર થાય ત્યારે તું તે જગ્યાએ શેકાર સોધવાને જજે. દારૂ, જામ અને શેકારનું કામ આપણે સાથે ઉઠાવીશું અને દમ ઉપર દમ દારૂ પીને આપણે શેકાર કરીશું." એ વાતને સઘલાઓ મલતા થયા અને કોઇએ પણ ઉલટો વિચાર જણાવ્યો નહી.

જ્યારે બામદાદમાં તેઓ ઉંઘમાંથી ઉઠયા ત્યારે તેઓએ તે ખાહેશ મુજબ જવાની તૈયારી કીધી. તેઓ શેકારી કુતરા અને શકરાઓને લેઇને ભપકા સાથે ઘોડા દોડાવતા શહદ નામની નદી આગળ જઇ પુગ્યા. પાદશાહ અફરાસીયાબના તે શેકારગાહની એક બાજુએ પાહાડ આવ્યો હતો અને બીજી બાજુએ નદી હતી. ત્રીજી બાજુએ સરખશ[1] શેહેરમાં જવાને માટેનું જંગલ હતું જે જંગલમાં હરણોના અને જંગલી બકરાઓનાં ટોલાં હતાં. તેઓએ તે નદીને કીનારે ઉતારો લિધો. સુંદર દારૂથી તેઓના મગજ ઘણાં ખુશાલ બન્યાં હતાં. તેઓ રોશન દિલ સાથે અને ખુશાલી સાથે તે જંગલની અંદર થોડો વખત થોભ્યા.[2] નાના મોટા તંબુઓથી તે તમામ જંગલ ભરાઇ ગયું જેથી હરણોનાં ટોલાં ગભરાતમાં પડયાં. ત્યાર બાદ તે સઘલાઓ કે જેઓ મોજમજાહ અને લડાઇના કરનારા હતા તેઓ શેકારની જગ્યા ઉપર ગયા. તેઓએ ત્યાંની જગ્યાને, જંગલને અને શેકારને ઉખેડી કાઢયા અને તેઓના પોકારો આસમાન સુધી પુગવા

---

૧ સરખશ એ ખોરાશાનમાં આવેલાં એક શેહેરનું નામ છે.

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

લાગ્યા. ફાડીખાનારા શીંહોથી તે જગ્યા ખાલી થઇ ગઇ અને ઉડતાં પક્ષીઓને પણ એ ખબર પુગી ગઇ. જે જે જગ્યાઓમાં પક્ષીઓ અને શેકારો હતા તે સઘલાઓ ત્યાં મુવેલાં યા તો તીરથી ઘાહેલ થઇને પડેલાં હતાં. સીંગડાંવાલાં સાબરના ટોલેટોલાંથી તમામ જમીન ઝાડીના જેવી અને ચીતારવાલી બની ગઇ હતી. બાજ પક્ષીઓથી હવા સઘલી વરસાદના વાદલ માફક ઘેરાયલી જણાતી હતી અને તીતર પક્ષીના લોહીથી જમીન ગુલલાલાની વારી બની ગઇ હતી. બાજ અને શેકારી કુતરાઓ સાબરોની પુઠે જોરથી દોડતા હતા, યાતો ઓચીંતો હુમલો કરવાને પાહાડો અને જંગલોમાં ભરાઇ રેહેતા હતા. કુતરાઓ દરેક બાજુએથી સસલાઓ પકડી લાવતા હતા અને ઘોડાઓ દોડવાને લિધે પસીનાથી ફીણુ ભરાઇ ગયા હતા. શકરાઓ કબુતરોને ઉટાવલે પકડતા હતા અને તેઓના લોહીથી પોતાના પંજાને અકીકના રંગના બનાવતા હતાં. તોગરલ નામના પક્ષીના તબલા જેવા અવાજ વાદલ સુધી પુગતા હતા અને સ્વારોથી ઉડતી ધુલથી વાઘો પણ નાહાસભાગ કરતા હતા. ચોકી કરનારાઓ પાહાડ ઉપરથી પોકાર કરતા હતા અને ભરાઇ બેસનારાઓ તે તરફ પોતાના કાન ખેંચેલા રાખતા હતા. કાલા કાનવાલા હરણોની ઉપર તેઓએ એવી તો નેમ તાંકી હતી કે જેથી તેઓની આંખો ગુસ્સાથી ચલકી રહી હતી. દરેક બાજુએ સરદારોમાંથી એક એક નામદાર રહયો હતો જે ગોરખરો અને હરણોના શેકાર કરી તેમના માથાં નિચે નાખતો હતો. પેહેલવાન રૂસતમ શીંહો અને વરૂઓ ઉપર હુમલો કરતો હતો અને તીરોની અણી તથા તલવારોથી તેઓ ઉપર મોહોત વરસાવતો હતો. ઘડીકમાં તે જંગલો અને ખીનોમાંથી શેકાર મારતો તો ઘડીકમાં વાદલ તરફ તીર ફેંકી માગ નામના પાણીમાના પક્ષીને મારતો હતો. ઘોરખરોના ડોકાં તેની કમંદના ફાંદા અંદર પકડાઇ જતાં હતાં અને શીંહોના દિલ તેની તલવારની મીઆન બની જતી હતી. તેણે તીરવડે પુશકલ મોટાં ગોરખરોને ભોંયે ફેંકીયાં, કે જેથી તે જંગલનું તરસું દિલ લોહી (પીવાથી) ધરાઇ ગયું. પક્ષીઓના પોકારથી અને હરણોના દોડવાથી

તે સરદારોના દિલ ખુશાલી ભર્યાં બન્યાં. તેઓનાં દિલ ખીલી રહેલાં અને ખુશાલી ભરેલાં હતાં અને તેઓના હોટો એક ઘડી પણ હસવાથી અટકતા હતા નહી. પછી તેઓ ખુશાલ દિલે ખુશીની મીજલસ તરફ પાછા ફર્યા અને મોજમજાહ સાથે તે શેકારને ઇનશાફ આપવા લાગ્યા. ત્યાં તેઓએ બેઠકની તથા ખુશાલી પાલવાની તૈયારીઓ કીધી અને દિલમાંથી ગમ અને દુખને હાંકી કાઢયા. તેઓના હાથમાં દારૂની જામો પકડેલી રેહેતી હતી અને તેઓના કાને વાજીંત્રના અવાજો સમજાતા હતા. હરણોની તાંગો આતશ ઉપર ભુજવાને મુકવામાં આવી હતી. એ રીતે તેઓએ હાથમાં દારૂ સાથે એક અઠવાડીયું ગુજાર્યું અને તેઓ ત્યાં ખુશાલ દિલથી દારૂના પુજારી બની ગયા. આંઠમે દિવસે સહુવારના તેહેમતને આવીને લશકરની સાથે આ પ્રમાણે મસલત કીધી. તેણે પોતાના નામીચા સરદારોને, બુજોર્ગોને, નામદારોને તથા વડાઓને કહયું કે "બેશક આપણે વિષેની એ ખબર આટલા વખતમાંતો અફરાસીયાબને પુગીજ હશે. માટે તે બુરાં કરતુકનો પલીદ માણસ પોતાના સરદારોની સાથે મસલત કરીને આપણી સાથે લડવા આવવાને માટેની કાંઇ યુક્તિ રચે અને એ શેકારના મેદાનને આપણા શેકારી કુતરાંઓને માટે તંગ બનાવે એમ બનવું જોઇતું નથી. તેથી આપણને ઘટે છે કે ચોકી કરનારા લશકરને રસ્તા વચે રાખીએ અને જેવા તેઓ તેને માટેની જરાએ પણ ખબર મેલવે તેવાજ તેઓ આવીને આપણને તે લશકરની ખબર આપે કે જેથી તે બુરી મનશાનીના શખસો આપણો રસ્તો ઘેરી લે નહી." ગેવના ખાનદાનના વડા બેટા ગોરાજેહે એ કામ ઉપાડી લેવાને માટે કમ'ર બાંધી. તેણે તે નામવર પેહેલવાનને આ પ્રમાણે કહયું કે "હું મારા રોશન રવાન સાથે ત્યાં જવા ઇચ્છું છુ." ત્યારે રૂસતમે તેને જવાબ દિધો કે "ઓ નામદાર! ત્યારે તો તું ઘોડાને દોડાવીને જડપથી નદી કીનારે અને રસ્તામાં સાવચેટી સાથે ચોકી કરજે, અને તારાં લશકરની પણ તુંજ સંભાળ કરજે." આથી તે શીંહના જેવો નામીચો ગોરાજેહ કેટલાએક નામીચા સ્વારો સાથે ત્યાં ગયો. જ્યારે પણ તે લશકરનો સંભાળનાર

બનતો ત્યારે તેની આગળ દુશમનોની તમામ યુક્તિઓ વ્યર્થ જતી હતી. ત્યાર બાદ સઘલાઓ પાછા શેકાર કરવામાં ગુંટાયા અને તે કજીયાખોરોને માટેની કોઇને પણ યાદ રહી નહી.

## તુરાનની જમીન ઉપર શેકાર કરવાને માટે ઇરાનીઓ ગયા તે ખબર અફ્રાસીયાબને પુગી અને તે તેઓની સામે લશકર લેઇને ગયો તે વિષે.

એક અંધારી રાતે સુવા જવાને વખતે તેઓ વિષેની એ ખબર અફ્રાસીયાબને પુગી તેથી તેણે લશકરના અનુભવી શખ્સો બોલાવી મંગાવ્યા અને તેઓની સાથે રૂસતમને માટેની તથા (તેની સાથના) તે સાત બાધુર પેહેલવાન સ્વારો કે જેઓમાંનો દરેક શીંહના જેવો હતો તેઓને વિષેનું બયાન કરીને તેણે કેટલીક વાતો કીધી. પછી તેણે સઘલાં લશકરને કહયું કે "આપણે માટે એક અજબ જેવું કામ આવી પડયું છે તેથી તે બાબેનો કાંઇ ઉપાય કરવો આપણને ઘટે છે, જેથી આપણે તેઓની ઉપર ઓચિંતો હુમલો કરીએ. અગરજો આપણે એ સાતે પેહેલવાનોને આપણા કબજામાં લેઇશું તો આપણે કાઉસ માટે દુન્યાને તંગ બનાવીશું." વળી તેણે તે નામીચા લડવૈયાઓને કહયું કે "આપણે માટે હાલે ઢીલ કરવાનો વખત નથી માટે તમો પણ શેકાર કરવાને બાહાને ત્યાં જાઓ અને તેઓ ઉપર લશકર પાસે ઓચિંતો હુમલો કરાવજો. તુરાની લશકરના સરદારો અને સ્વારો પાદશાહની સાથે એ વાતમાં એકમત થયા. આથી ત્રણ હજાર તલવારના મારનારા શખ્સોને ચુંટી કાઢવામાં આવ્યા કે જેઓ લડાઇની અંદર ઘણા નામાંકીત હતા. તેણે તેઓને કહયું કે "તમો એકદમ રસ્તો કાપજો અને રાતે કે દિવસે કુચ કરવાથી અટકતા ના." આથી તે સઘલાઓ લડાઇ કરવાને માટે માંથાને ઉચાં કરીને જંગલ તરફ જવાને બાહાર પડયા. તે નામદારોનો રસ્તો ઘેરી લેવાને માટે દરેક બાજુએથી પુશકલ લશકરને મોકલવામાં આવ્યું. જેવા તેઓ શેકારના જંગલ આગળ આવી પુગ્યા તેવાજ તે

અબલાઓ કીનો લેવાને જડપથી ગયા. જ્યારે ગેરાજેહે લશકરથી ઉડી રહેલી ધુલને જોઇ ત્યારે તે (છુપાઇને) ત્યાં ગયો અને તે તમામ લશકરને જોઈ લિધું. તેણે નજર ફેરવીને તે તમામ લશકર કે જે એક કાલા વાદલની માફકનું હતું તેને તપાસીયું. તેણે પેહેલાં જંગલ વચે ધુલ ઉડી રહેલી જોઇ અને તે કાલાસ વચેથી એક વાવતો કે જે તે તુરાની લશકરના સરદારનો હતો તે જણાવા લાગ્યો. જેવો તેણે તે જોયો તેવોજ જેહાનનો દેખાવ કાલો મારી ગયો[1] (યાને અંધારૂ પંઠરાઇ રહયું.) ગેરાજેહ પોકાર કરતો, બાંગ મારતો અને બુમ પાડતો ત્યાંથી પવનવેગે પાછો ફર્યો. જ્યારે તે શેકારના જંગલ આગળ આવી લાગ્યો ત્યારે તેહેમતન લશકરની સાથે દારૂ પીતો હતો. તે બોલ્યો કે 'ઓ શેરમર્દ રૂસતમ! તું હવે અત્રે મોજ મજાહ કરતો અટક' કારણ કે એક ભારી લશકર કે જેનો કાંઇ છેડોજ નથી તે આવી પુગ્યું છે. તે લશકરથી પહાડ અને મેદાન એકસરખું થઇ ગયું છે અને તે જુલમગાર અફ્રાસીયાબનો વાવતો ધુલારાં વચેથી સુરજની માફક પ્રકાશી રહયો છે."

જ્યારે રૂસતમે એ પ્રમાણે સમજ્યું ત્યારે તે પુશકલ હસવા લાગ્યો અને બોલ્યો કે "આપણું નસીબ ફતેહમંદ છે. તું તુરકી પાદશાહથી તથા તુરાની લશકરથી ઉડતી ધુલથી એટલો બધો શાને માટે બીહે છે? તેની પાસે લગામ વાપડનારૂં, બખતરવાલું અને ઘોડેસ્વાર એક લાખ માણસથી વધારે લશકર હશે નહી. અગરજો હું મારા ગુરજ, રખશ અને હથીયાર સાથે આ મેદાનમાં એખલો પણ હોવું તોપણ અફ્રાસીયાબની આવી ધરપચથી તથા આટલાં બધાં લશકરથી હું ડરૂં નહી. અગરજો આપણામાંનો એકજ જન આ કીનાનાં મેદાનની અંદર હોય તો તમામ તુરાની લશકર તે લડાઇમાં તેની સામે ઓછું ગણાય. મારે માટે જ્યારે આવો કીનો લેવાનો વખત આવ્યો છે ત્યારે મને ઇરાની લશકરની અગત્ય નથી. તલવારના મારાનાર આપણ જેવા સાત નામદાર પેહેલવાન સ્વારો હાલે અત્રે ભેગા મલ્યા છે. અગરજો તેના લશકરની અંદર લખો

---

1 લખેલી નકલમાં એ બેત વધારે છે.

માણુસનો બીજો વધારો થાય તો પણ તે વધારો આપની આગળ નકામો છે. આપણામાંનો એકએક જણ હડી હજાર ઘોડા દોડાવનારા અને નેજા ધરાવનારા માંણુસો સાથે લડવાને માટે પુરતા છે. અગરજો તે નામદાર સરદાર અફ્રાસીયાબ નદીની આએ બાજુએ આવવાનો વિચાર ધરાવતો હોય અને તે નામદાર અત્રેજ આવતો હોય તો તેનો બરગશ્તે દાહાડો આવેલો સમજવો, માટે ઓ તું દારૂ પીરસનાર, તું મને એક પીઆલું કીનારી સુધી જાબુલી દારૂથી ભરી આપ." આથી તે દારૂ પરીશનારે તેને જડપથી એક પ્યાલું ભરી આપ્યું. તેના તે આપવાથી તેહેમતન જલદીથી ખુશાલ બન્યો. તે ચકચકીત જામને તેણે હાથમાં ધરી અને પેહેલે કાઉસ પાદશાહની યાદમાં તે પીધી (અને બોલ્યો) કે "જમાનાના પાદશાહ (કાઉસ)ની મને ચાલુ યાદ રેહેજો, અને તેનું તન અને જાન હમેશાં આબાદ રહેજો." એક જામ બીજી લેઇને તેણે જમીનને બોસો લિધો અને અને બોલ્યો કે "હું આ દારૂ તુસની સલામતીમાં પીવુંછું." પછી તે જેહાનના સરદારો ઉભા થયા અને પેહેલવાન (રૂસતમ)ની ખાહેશ મુજબ લડાઇ કરવાની તૈયારી કીધી, અને બોલ્યા કે "દારૂની જામો પીવાની હમારામાં તારા જેટલી શક્તિ નથી. સેતાન પણ તારી સાથે દારૂ પીવામાં બરોબરી કરે નહી. તારી માફક દારૂ પીવાનું, ગુરજથી એક જખમે મારી નાખવાનું અને જંગના મેદાનમાં ટકી રેહેવાનું તારા શિવાય બીજા કોઇથી પણ બની શકે નહી." વળી તેહેમતને જાબુલી રાતા દારૂની એક પીલી જામ જવારેહની ૧ યાદમાં પીધી. જવારેહે પણ એક પ્યાલું હાથમાં ધર્યું અને તેણે તે નામદાર પાદશાહની યાદમાં પીધું અને તે પીધા બાદ જમીનને બોસો લીધો. તેહેમતને તેની વખાન કીધી અને બોલ્યો કે ભાઇનું પ્યાલું એક ભાઇજ પી શકે. તેજ ખરો શીંહ કે જે મારા દારૂના પ્યાલાંમાં દારૂ પી શકે. ૨ તેણે હજી દારૂ પીવાનું અને ખુશાલી ચાલું રાખવાનું

---

૧ 'જવારેહ' એ જાલનો બીજો બેટો અને રૂસતમનો ભાઇ થતો હતો.

૨ રૂસતમની દારૂ પીવાની જામ બીજી જામોથી વધારે મોટી હોવી જોઇએ કે જે જામ ભરીને દારૂ પીવાની બીજાઓમાં શુકિત નહી હોય.

કમી કીધું નહી. તેણે સામી ખુશાલીને વધારી અને ગમને દુર કીધો. પછી ગેવે તે પેહેલવાનને આ પ્રમાણે કહયું કે "પાદશાહ અને પેહેલવાનોના એ માનીતા રૂસતમ! (તારી રજા હોય તો) હું જાઉં અને અફ્રાસીયાબ તે નદીને રસ્તે આવે નહી તેમ તેનો રસ્તો ઘેરી લેઉં. તે બદમનશનીના શખ્સની સામે હું પુલનું નાકું ઘેરીને ઉભો રેહું અને તેને પુલની પેલી બાજુએ થોડો વખત થોભાવી રાખું કે જેથી (આપણા સઘલા) પેહેલવાનોથી હથીયાર બાંધવાનું બને, કારણ કે હવે દારૂપીવાના અને મજાહ કરવાના વખતનો છેડો આવવો જોઇએ." તે ગેવ ઘોડેસ્વાર થઇને તથા પોતાની કમાનના બે છેડાને ગાંઠ મારી ખાંધે ઓલવીને જડપથી તે પુલની તરફ ગયો. એ મીસાલે જ્યારે તે પુલની નજદીક જઇ પુગ્યો ત્યારે તેને તે જુલમગાર (અફ્રાસીયાબ)નો વાવટો સામેથી આવતો જણાયો, કારણ કે અફ્રાસીયાબ પેલે છેહથી નદી પસાર કરતો આવતો હતો અને તે લશકરની હરોલમાં ચાલતો હતો. બાધુર ગેવે એ બાબેની ખબર તે મોટા પેહેલવાન રૂસતમને આપવા માટે એક કાસદને તૈયાર કીધો.

## રૂસતમે અફ્રાસીયાબના શેકારનાં જંગલમાં તુરાનીઓની સાથે લડાઇ કીધી તે વિષે.

પછી તેહેમતને પોતાનું બબરેબ્યાન પેહેર્યું અને તે જોરાવર મજબુત હાથી જેવા ઘોડા રખશની ઉપર બેશીને લડાઇ કરવાને માટે તુરાની લશકરની સામે ગયો અને ફાડીખાનારાં મગરની માફક પોકાર માર્યો. જેવો અફ્રાસીયાબે તેને હથીયાર સાથે જોયો, તથા તેના પંજા, ખભાં, બાજુઓ અને ગરદન જોઇ તથા ગરદનની ઉપર ઉઠાવેલો તેનો ગુરજ જોયો, તથા વળી તેની સાથે ભાલાના મારનારા તુસ, ગોદરેજ, ગેવ અને ગુરગીન જેવા સ્વાર થયલા પેહેલવાનોને તથા બેહેરામ, શાવરાનના જંગેહ, લડાયક ખુરજીન અને ફરહાદને જોયા તેવીજ તું કહેશે કે જાણે તેના દિલમાંથી તમામ સુદ્ધી જતી રહી. તેણે તે નામદારોના આવી રીતના તમામ લશ-

કરને નેજા અને હિન્દી તલવારો પકડીને લડવાને માટે તૈયાર ઉભેલું જોયું. તે સઘલાઓએ વાઘોની માફક પોતાની જગ્યાએથી ઉઠીને લડવાને માટેની તૈયારી કીધી હતી. પછી ત્યાં રનશીંગડાં અને પરગમ વજાડવાનો હોકમ થયો અને તેના વાગવાથી તેઓએ લડાઈ કરવાને માટે હુમલો કીધો. તે ભપકા ભરેલા અને ઉંચા કદના સ્વારોએ લડવાને માટે પોતાની તલવાર, ભાલા તથા ગુરજ ઉઠાવ્યા. તે લડાઈ અંદર ઇરાની બાધુરોએ પુશકલ કોષેશ કરવાથી તેઓના શરીર અને ગરદન તથા તેમના ઘોડા લોહીમાં ગરક થયા. પેહેલવાન ગેવ તે લડાઈની અંદર જેમ એક શીંહ શેકાર ખોહી બેસવાથી વિક્રાલ દેખાય તેમ દેખાતો હતો. તે તુરાનીઓને આગળથી પાછલથી અને ચારે બાજુએથી ગુરજ વડે છુંડતો હતો, જેથી ઘણાએક છોડા અને સ્વારો કપાઈને નિચે પડવા લાગ્યા. તુરાનીઓનું પુશકલ લશકર માર્યું ગયું અને તેથી તે નામદારોના નસીબ ઉંધાં વલ્યાં. ચીનના લડવૈયાઓ તે ઇરાનીઓથી ગભરાવા લાગ્યા જેથી તુરાન દેશનો પાદશાહ દલગીર થઇ ગયો. જે બાજુએ મીલાદનો બેટો ગુરગીન ગુરજ અને તલવારની સાથે ઉસ્તવાર ઉભો હતો તેની આગળ તુરાની લશકરનો ગોરઝમ નામનો એક પેહેલવાન જઇ લાગ્યો. જેવો ગુરગીને તેને જોયો તેવોજ તેણે એક પોકાર મારીને તુરતજ કોઠલામાંથી કમાનને બાહાર ખેંચી અને તે પેહેલવાનની ઉપર તીરોનો એવો તો વરસાદ વરસાવ્યો કે જેથી જાણે હવા બાહારના વરસાદની માફકની બની ગઇ. જ્યારે બાધુર ગોરઝમે એ પ્રમાણે દિઠું ત્યારે તેણે પોતાના માંથાંની ઉપર ઢાલને આડી પકડીને તેની આગળ દોડતો આવીને તેના ઘોડાના માથાં ઉપર એવી રીતે ભાલો ભોકયો કે જેથી તે ગુરગીન લડતો લડતો પડી ગયો, તેટલાંમાં બાધુર ગેવ ત્યાં આવી પોહોંચ્યો અને ગુરગીનને ઘોડા વગરનો બનેલો જોતાંજ તે ચિરડાઈ ગયો અને તેણે તે બાધુર ગોરઝમની ઉપર એક શીંહની માફકની ગરજના કીધી, અને તેનો કંમરબંધ પકડીને તે હુનરમંદ તથા ભલી બુધ્ધીવાલા પેહેલવાનને તેની જગ્યાએથી ઉંચકીને તેની કંમરના તલવારથી બે ટુકડા કીધા.

આથી તે તુરાની બાધુરોના દિલ ધાસ્તી ખાઇ ગયાં. વળી ત્યાં પાદશાહ નોજરનો સપેહસાલાર બેટો (તુસ) પોતાના ભારી ગુરજથી તુરાની લોકોનાં માથાંને છુંડી નાખતો હતો. તથા ગોરાજેહ ભંયકાર જંગલી દુક્કરની માફ્ક તિક્ષણ ફુંફારા મારતો હુમલો કરતો હતો. તેજ મીસાલે વલી ગોદરેજ ત્યાં એવી લડાઇ કરતો હતો કે જાણે તે તુરકીઓના જીવ સાથેજ લડતો હતો. જવારેહ એક અઝદાહના જેવા ઘોડાની ઉપર એક શીંહની માફક બેસીને તથા બાજુએ કમાન લટકાવીને ત્યાં દોડતો હતો. વળી ગુરગીન પેહેલવાન પોતાના નવા પેહેલવાનોની સાથે પવનની જડપે હુમલો કરતો હતો. નામના મેલવનારા ફ્રહાદ અને બુરજીન જેવા પેહેલવાનોએ તો પોતાની તલવાર અને ભારી ગુરજોને મારવાને માટે ઉઠાવેલાંજ રાખ્યાં હતાં. ગેવે તે લડાઇ વચે સામી તરફ્ના પાદશાહ અફ્રાસીબને પોકારીને કહયું કે "ઓ નામના ડુબાડનારા બદબખત તુરકી! આવું કાચું કામ ઉઠાવવાની તેં કાંય મેહેનત લીધી? શું તું નામદારોની સાથની આગળી લડાઇઓ ભુલી ગયો હતો કે ફ્રીથી તું મોટું લશકર લેઇ લડવાને આવ્યો? અથવા તો શું તુંને હમો પેહેલવાનો અને ઇરાનના નામદારોની ખબર હતી નહી કે રૂસતમ જેવો પેહેલવાન, તથા તુસના જેવો શીંહ તથા ગોદરેજ અને ગુરગીન જેવા બાધુર સ્વારો તારા લશકરને વિખેરી નાંખશે અને તારા તખતને ધુલમાં રગડોલી નાખશે?"

પેલી તરફ્થી ફ્ાડી ખાનારા શીંહના જેવા રૂસતમે ગગડાત કરીને તેને કહયું કે "ઓ બદનિશાણના બદબખત! તું શા માટે દોડતો મારી ઉપર હુમલો લાવ્યો છે અને તારાં લશકરની સાથે શા માટે આવી લડાઇ કરવાને આવ્યો છે? જ્યાં રૂસતમ કીનો લેનારો હોય છે ત્યાં તારૂં લશકર કે તખત કે પાદશાહ કાંઇ બચી શકતું નથી. આ લડાઇની અંદર મને પોતાને કોઇની મદદ જોઇતી નથી. તુરાની તમામ લશકરની સામે હું અને ગેવ પુરતાં છીએ. તુરાનીઓમાંનાં એક પણ શખ્સને હમો મરદ તરીકે ગણતા નથી, કારણ કે તે સઘલાઓ લડાઇની અંદર બાયલા જેવા છે." એટલું

કહીને તેણે ધારદાર તલવાર ઉચકી અને ગરજના કરતાં વાદલની માફક પોકાર કીધો. ત્યારબાદ તેણે બીજી વખત પોકાર કીધો. ત્યાર બાદ તેણે બીજી વખત પોકાર કીધો કે "ઓ એ બુન્યાદ ઘેલા તુરકી! તું મરદોની સાથે લડાઇ કરવાને લાયકનો કણુલાયલો નથી. કારણ કે તું કાંઇ ખીલતો શખ્સ નથી પણ કમલાયલો છે, માટે તું જા અને ઓરતોની માફક રૂ અને રેંતીઓ લેઇને તારી બેટીઓની સાથે જનાનખાનામાં શોગ પકડ, કારણ કે તારૂં કામ હવે એવી હદે પુગ્યું છે કે લડાઇ કરવાથી તુંને તારો હાથ ખાંચવો પડશે. હમણા હમારા મરદાનેમરદોની તલવારનો સવાદ જોશે કે જેથી હવે પછી તુંને લડાઇ કરવાનું યાદ આવશેજ નહી. હું તારાં માથાને આ હીન્દી તલવાર વડે કાપી નાખશ કે જેથી તારૂં બખતર અને તારી લોહાંની તોપી તારે માટે રૂદન કરતું બનશે. જ્યારે અફ્રાસીયાબે આવી વાત સમજી ત્યારે તેનું દિલ દુખી થયું અને હાય મારવા લાગ્યો. અફ્રાસીયાબ રૂસતમથી ધાસ્તી ખાઇ ગયો. તેથી તેણે તેની સાથે લડાઇ કરવાની ઉટાવલ કીધી નહી. તે ધીમે ધીમે પોતાના લશકરના પાછલા ભાગ તરફ ગયો અને ત્યાંથી પોતાના સરદારોને દરેક બાજુએથી બુમ પાડીને બોલાવ્યા. જ્યારે રૂસતમે એ પ્રમાણે જોયું ત્યારે તેણે પોતાના ભારી ગુરજને ગરદન ઉપર ઉંચકયો અને લડાઇ કરવાને માટે ઘોડાને તેજી બનાવી આગળ દોડાવ્યો અને ચિરડાઇને તેના ઉપર હુમલો કરવાનો ઠેડાવ કાધો.[1] તે બાધુર તુરાની લશકરની નજદિક ગયો અને ત્યાં ગરજના કરતા શીંહની માફકની ગરજના કીધી. કૈશવાદનો બેટો હથીયાર સાથે અને પોલાદી ગુરજ સાથે તેની પુઠે રહયો. ઇરાની સ્વારો અને પેહેલવાનો પણ પોતાના હાથમાં ગુરજ અને તીર કમાન પકડી ત્યાં દોડતા આવ્યા. આથી ચલકતી તલવારોનું ચમકવું શરૂ થયું અને ધાસ્તીથી જાણે જમીન પણ ધુજવા લાગી. જેમ જેમ તુરાની લશકરની આંખે વધારે અંધારાં ફરી વલવા લાગ્યાં તેમ રૂસતમે પોતાની કોલાહને

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

આસમાન સુધી પુગતી કીધી. અફ્રાસીયાબે પીરાન[1] ને પુછયું કે "શું આ લડાઇનું મેદાન છે કે સુવાની જગ્યા છે? લડાઇની છેડતી કરતી વખતે તો આપણે બાહુરો હતા. તે વખતે તો આપણે વિચાર કરીને શીંહના જેવા બન્યા હતા, પણ હાલે તો હું કોહોલાંઓનું મેદાન જોઉં છું, તેઓના માથામાં લડાઇના વિચાર ઓછા થયલાં હું જોઉં છું."

પછી તે પાદશાહે પીરાનને આ પ્રમાણે કહયું કે "એ મારા હુનરથી ભરપુર અને ખેરખાહ સરદાર! તુરાની શીંહોની વચે લાયકાત ધરાવનારો તુંજ છે. તેમજ જેહાનને જીતનારો અને લડાઇનો અનુભવ પામેલો પણ તુંજ છે. માટે તું તેજી સાથે લગામને ફેરવ અને ત્યાં જડપથી જઇને તે ઇરાનીઓનો નાશ કર. જો તું ફતેહ મેલવશે તો પછી ઇરાન તારૂંજ થશે અને હાથીના જેવું શરીર અને શીંહોના જેવા પંજા તારાજ ગણાશે." જેવું પીરાને અફ્રાસીયાબથી એ પ્રમાણે સમજયું તેવોજ તે જોરથી ફુંકતા પવનની જડપે તેની આગળથી દોડી ગયો, અને ખંજરના વાપડનારા દસ હજાર તુરકી નામવરો અને બાહુરોની સાથે લડવાને તૈયાર થયો. પછી તેણે લડાઇ કરવાને માટે જડપથી ઘોડાને પગના ગોદા મારીને તેજી બનાવ્યો અને ચિરડાઇને હૂમલો કરવાનો ઠેડાવ કીધો. તે આતશની માફક ઉશકેરાયલો પીલતનની નજદિક આવ્યો કારણ કે તેનામાંજ લડાઇ કરવાની અને હરાવવાની શક્તિ હતી. આથી તેહેમતનના હોટો ઉપર ગુસ્સાથી ફીણ ચઢયું. તું કહેશે કે જાણે તેણે સુરજની પાસેથી ગરમી પણ છીનવી લિધી છે. તેણે ઘોડાને તેજી બનાવ્યો અને એક પોકાર મારીને જેમ એક દરીઓ જોશમાં આવે તેમ જોશમાં આવીને તથા માથાં ઉપર ઢાલને આડી ધરીને તથા હીન્દી તલવાર હાથમાં પકડીને તે નામદારોમાનાં બે ભાગ લશકરને મારી નાખ્યું. અફ્રાસીયાબે એક ખુનામાંથી આ પ્રમાણે જોયું તેથી તેણે પોતાના નામીચા સરદારોને કહયું કે "અગરજો એ લડાઇ ઘોડા

---

[1] પીરાન એ અફ્રાસીયાબના વજીરનું નામ છે, અને તે અફ્રાસીયાબના કાકાનો બેટો પણ થતો હતો.

ઉપર બેસીને રાત સુધી ચાલુ રાખવામાં આવે તો નામદારી ભરેલા બાહાદુરો વચેથી એક સ્વાર પણ જીવતો રહે નહી. માટે એવી રીતે લડાઇ કરવાનો વિચાર કરવો જોઇએ નહી. ગુસ્સાવાલો અને કીનો ધરાવનાર એવો કોણ નામદાર છે કે જે ઇરાન જમીનના પેહેલવાનોની સામે જાય અને એ બુન્યાદ રૂસતમને ધુલમાં ફેંકે? જો તેમ કરેતો તે શખ્સને તાજ, તખ્ત અને કમરબંધ આપું." જેવો અફ્રાસીયાબ પોતાના નસીબથી દલગીર થઇને અને ઉતાવલા વિચારનો બનીને એ પ્રમાણે બોલ્યો કે તેવોજ એક બાહાદુર કે જેનું નામ પીલસુમ હતું અને જે પાદશાહી તોખ- મનો નામદારીનો સોધનારો પેહેલવાન હતો તથા જેના મુબારક બાપનું નામ વીસે હતું અને ફતેહમંદ પીરાન જેનો ભાઇ થતો હતો તથા જેનો લડાયક રૂસતમ શિવાય કોઇપણ હરીફ ઇરાન અને તુરાનમાં હતો નહી તે પીલસુમ પેહેલવાને (અફ્રાસીયાબથી) જેવું એ પ્રમાણે સમજ્યું તેવીજ તેણે ગુસ્સા સાથે ભવાં ઉપર કરચલી ચહાવી તથા પોતાના મગજને કજીયા ભર્યું કરીને દિલને ઉતાવલ્યું બનાવીને અફ્રાસીયાબની આગળ ગયો. તેણે સે તુરકીઓના પાદ- શાહને આ પ્રમાણે કહયું કે "આએ લશકરમાં બાહાદુર અને જવાન હું છું. બાહાદુર તુસ, કે નામીચો ગેવ જેવો પેહેલવાન, તથા બેહરામ કે શાવરાનના કુટુંબનો જંગેહ, તથા લડવૈયાઓમાંનો ગોરાજેહ કે પેલો કાલા આત્માનો બે બુન્યાદ સગજી બચો (રૂસતમ) કે જેની તું પાદશાહ વારંવાર તારીફ કરે છે, તે સઘલાઓ મારી આગળ ખાક બરોબર છે. અગરજો તું પાદશાહ મને હોકમ આપે તો હું એક શીંહની માફક બાહાદુરી સાથે તે પેહેલવાનોની વચે જાઉં અને તમામ સરદારોના ડોકાંને તલવારથી કાપી નાખું અને તેઓના ચંદ્રને વાદલની નિચે છુપાવી દેઉં. વળી તે નામદારોનાં તાજને હું ધુલમાં રગડોલાતાં કરૂં અને લડાઇની તલવારથી તેઓના ડોકાંને હું કાપી નાખું." ત્યારે તેને પાદશાહે કહયું કે "ઓ જવાન બાહાદુર મર્દ! તથા ઓ નામદારોના સરદાર અને પેહેલવાનોના મદદગાર! તું એ લડાઇમાં ફતેહમંદ ઉતરજે અને તારા સઘલા દુશમનોનાં કામ ઉધાં

વલજો. એ લડાઇ તુંને મુબારક થજો અને તું ફતેહમંદી તથા નામદારી સાથે પાછો ફરજે. ભલાઇનો બક્ષનાર યજદાં તારો મદદગાર થજો અને તારૂં બુરૂં ઇચ્છનારાઓના ડોકાં ફાંસી ઉપર લટકજો. અગરજો તું તેની ઉપર કીનો લેવાને કંમર બાધવા ઇચ્છે છે તો જ્યારે તું તે નામદાર રૂસતમની આગળ જાય ત્યારે સંભાલજે, કારણ કે તે લડાઇમાં ફંડફરેબથી ભરેલો, બુરી ઇચ્છાનો, લોહીનો રેડનારો તથા બાહાનાં સોધનારો છે. જો તું તે બુરાં કરતુકના શખ્સ ઉપર ફાવશે તો સારૂં થશે કારણુ કે તેને લિધેજ એ લડાઇ (જીતવી) મુશકેલ થઇ પડી છે."

## પીલસુમે ઇરાની બાધુરોની સાથે લડાઇ કીધી અને અલકુસ રૂસતમને હાથે માર્યો ગયો તે વિષે.

જેવું પીલસુમે તે પાદશાહનું કેહેવું સમજ્યું તેવોજ તેણે એક તાંબાના ઢોલની માફક ગગડાત કીધો. તે પવનને વેગે કાલી યાલ અને પુછડીવાલા ઘોડા ઉપર સ્વાર થયો. તું કહેશે કે જાણે તેને લડાઇની ધાસ્તીની યાદ હતીજ નહી. તે વંટોલ્યાની માફક ઇરાની લશકરના વચલા ભાગ તરફ ગયો અને ગુરજ તથા તલવારથી જમની અને ડાવી બાજુએ માર મારવા લાગ્યો. પછી પવનને વેગે તે ગુરગીન આગળ જઇ પુગ્યો અને એક જોરાવર શીંહની માફક પોકાર મારીને તેના ઘોડાના માથાં ઉપર તલવારનો ફટકો માર્યો જેથી તે ઘોડો દુખથી વાંકો વલી ગયો. જેવો ગુરગીન તે લડાઇમાં ઘોડા વગરનો થયો કે તેવોજ પીલસુમે પોતાના તેજી ઘોડાને તેની તરફ હુમલો કરવાને દોડાવ્યો. જેવું લડાઇના અનુભવી ગસતહમે એ પ્રમાણે જોયું તેવોજ તે આતશ (વિજલી)ની માફક પોતાની જગ્યાએથી ત્યાં (તેની મદદે) આવી લાગ્યો. તે એક ભયંકાર શીંહની માફક પીલસુમની આગળ ગયો અને તે તિક્ષણુ ફુંકતા આતશ (પીલસુમ)ની સાથે વલગી પડીને તેના કંમરબંધ ઉપર એક નેજાનો ફટકો માર્યો. તોપણુ તેના ગાંઠને કાંઇ પણુ નુકશાંન પુગ્યું નહી અને તેના હાથમાના ભાલાની લાકડી ભાગી ગઇ. આથી તેણે તે નેજાની

લાકડીને ફેંકી દિધી. જ્યારે પીલસુમે એ પ્રમાણે જોયું ત્યારે તેણે તિક્ષણ તલવારને બાહાર ખેંચી અને ગુસ્સા ભર્યાં દિલ સાથે ગસતહમ ઉપર હુમલો કીધો. તેણે તે તલવારનો ફટકો તેની લોઢાંની ટોપી ઉપર મારીને તે ટોપીને દડાની માફક ઉડારી નાખી. જ્યારે ગસતહમ પીલસુમથી એ પ્રમાણે આજેજ બન્યો ત્યારે તેની તલવારથી તેનો ચેહેરો દલગીર થઇ ગયો૧ તેનું માથું ઉગાડું બનવાથી અને નેજાને ફેંકી દિધેલો હોવાથી તે લડાઇની અંદર તે નાચારી સાથે અટકી ઉભો. જ્યારે જમની બાજુએથી શાવરાનના જંગેહે તે પેહેલવાન (પીલસુમ)નું આવું દીલ અને જોર જોયું ત્યારે તે ગસતહમની મદદે આવ્યો અને તેને આવી રીતે દલગીર થયલો જોઇને તેણે પીલસુમની ઉપર એક બાહાદુર હાથી અને ભયંકર શીંહની માફક હુમલો કીધો. તે બાહાદુર મગર જેવાએ તેનો હુમલો કબુલ કીધો અને હાથમાં એક હીન્દી તલવાર ધરીને તે તલવારનો ફટકો તેને માર્યો જેથી તેનાં ઘોડાનું બખતર ફાટી ગયું, અને તેના ઘોડાનું ડોકું ધુલમાં પડયું. તે બાહાદુર પણ ઘોડા ઉપરથી પડી ગયો પણ તેણે પોતાના બખતરના છેડા ઉંચા કીધા અને તેનો કંમરબંધની સાથે ગાંઠ મારીને ઘોડા વગરજ તે નામદારની સાથે લડવાને માટે વલગી પડયો. તે જંગેહ ધુલની વચે જાણે શેકાર કરતા શીંહના જેવો લાગતો હતો. જેવા તેઓ એકમેકને વલગી પડયા તેવીજ કાલી ધુલ ઉડવા લાગી. ગેવે લશકરના વચલા ભાગમાંથી આ પ્રમાણે જોયું તથા તે પેહેલવાનોની નજર આગળ જેહાનને કાલી થયલી જોઇ ત્યારે તેણે જેમ પાહાડની વચે વાદલની ગરજના થાય યા તો ફાડીખાનારો શીંહ લડતાં લડતાં પોકાર મારે તેવો પોકાર માર્યો અને પોતાના ત્રણે દોસ્તોની મદદે આવ્યો. તે ચારે જના સામટા પીલસુમની ઉપર તુટી પડયા. તોપણ તે બાહાદુર જરાએ આજેજ થયો નહી અને તે (ચારે) બાહાદુરોની સાથે લડવા લાગ્યો. ઘડીકમાં તે તલવારથી મારતો તો ઘડીકમાં તે

---

૧ લખેલી નકલમાં એ બૈત વધારે છે.

ભારી ગુરજથી મારતો હતો. એ પ્રમાણે તે સરદારોના હાથ થાકી ગયા ત્યાં સુધી ચાલ્યું.

જ્યારે પીરાને લશકરના વચલા ભાગમાંથી એ પ્રમાણે દિઠું અને પોતાના ભાઇને તે જગ્યાએ આજેજ બનેલો દિઠો ત્યારે તે ઉશકેરાઇને પોકાર મારતો, અને બુમ પાડતો તેની મદદે દોડતો આવી પુગ્યો. તેણે ગેવને આ પ્રમાણે કહ્યું કે "ઓ નામદાર! લડાઇમાં કેમ લડવું તે હુનર તુંને આવડતો નથી. તમો ચાર બાહાદુર પેહેલવાન જેવા લડવૈયાઓ એક નામીચા શીંહની માફકના એકલા લડવૈયાની સાથે લડો છો. ધરપકરની લડાઇ વખતે બાહાદુરોની લડવાની રીત એકની સામે એકજ જન હોય તો સારી લાગે." એટલું કહીને તેણે સઘલાઓની ઉપર સામટો હુમલો કીધો જેથી આસમાન સુધી ધુલ ઉડવા લાગી. પેલી બાજુએ રૂસતમ એક શીંહની માફક બાહાદુરીથી સેપાહોની વચે જઇને તલવાર, ભાલા અને ભારી ગુરજ સાથે તુરાની લશકરનાં માથાં ઉડારતો હતો. જ્યારે તેણે પીલસુમને એ પ્રમાણે લડાઇ કરતાં દિઠો ત્યારે તે પોતાના રખશને દોડાવીને તેની આગળ ગયો અને તે નામદાર પીલસુમની સાથે લડવાને વલગ્યો. પણ તે બાહાદુર સ્વાર (પીલસુમ) તેની સામે ટકી શકયો નહી. પીલસુમ તે અઝદાહ જેવા રૂસતમની આગળથી નાહાસી ગયો, કારણ કે તે સમજી ગયો કે તે તેની આગળથી છુટકારો મેલવી શકશે નહી. આથી ઇરાની બાહાદુરો અને તમામ સરદારો હાથમાં ગુરજ અને તીર કમાન ધરીને તુરાની લશકરના પુશકલ માણસોને મારી નાખવા લાગ્યા જેથી ત્યાં મુવેલાઓનો ચંદ્ર સુધી પુગે એવો ઢગલો થયો. જ્યારે અફ્રાસીયાબે ત્યાં નજર કીધી ત્યારે તેણે એ પ્રમાણે જોયું અને પોતાના જીગરમાંથી થંડી હાએ મારવા લાગ્યો. તેણે પુછયું કે "બાહાદુર અલકુશ કે જે આવા શીંહોની સાથે લડાઇ કરવાનું ચાહાતો હતો તે કયાં ગયો છે? જે અલકુશ છાકટપણામાં ગેવને લડવાને બોલાવતો હતો અને રૂસતમની સાથે લડવાની તત ઉપર રેહેતો હતો તથા તે ઇરાન સાથે લડવાનું હમેશાં યાદ કરતો હતો તે શખ્સનો જુસ્સો અને પવન હવે કયાં જતો

રહયો ?" તુરકીઓનો સરદાર અફ્રાસીયાબ શું બોલ્યો હતો તે વાતની ખબર અલકુશને થઇ. તેથી અલકુશે પોતાના કાલા રંગના ઘોડાને ઉશકેરીને દોડાવ્યો. પણુ તેણે વગર શકે પોતાના હાથ લોહીથીજ ધોયા. તે જડપથી લશકરના વચલા ભાગમાં તુરાની પાદશાહની આગળ આવ્યો અને પોકાર મારીને બોલ્યો કે "લડાઇનો કરનાર હું છું તથા લશકરની સફની હરોલમાં બચાવનો કરનાર પણુ હુંજ છું. જ્યારે પણુ તું પાદશાહ મને ફરમાવશે ત્યારે હું એ લડાઇમાં એખલો ઉતરવાને તેવાર થવશ."

જેવું તુરાનના પાદશાહે તેનાથી એમ સમજ્યું તેવુંજ તેણે લશકરમાંથી સરદારોને ચુંટી લેવાને તેને ફરમાવ્યું. આથી તે લશકરમાંથી હજારથી પણુ વધુ શખ્સો તેની સાથે લડવાને બાહાર પડયાં. સઘલાઓ ભાલાની અણીને ઉંચી ધરીને ત્યાંથી ગયા તેથી તે અણીઓ સુકર અને ભેરપત સેતારાની માફક પ્રકાશવા લાગી. જ્યારે તે ઇરાની લશકરની આગળ આવી લાગ્યો ત્યારે લશકરથી ઉડતી ધુલને લિધે સુરજ અને ચંદ્ર ઘંકાઇ ગયા. જવારેહ લડાઇ કરવાને માટે બાહાર પડયો અને તેની તરફ અલકુશ જડપથી ગયો. નરીમાનની તોખમનો રૂસતમ એજ છે એમ તે અલકુશ સમજ્યો. જવારેહ હાથમાં નેજો પકડીને ફાડીખાનારા શીંહની માફક તેની સાથે લડવાને વલગ્યો. જ્યારે તે અલકુસે તેના નેજાના ભાંજીને બે ટુકડા કીધા ત્યારે તે અલકુસથી જવારેહ ઘણો ધાસ્તી ખાવા લાગ્યો, તોપણુ તેણે તલવાર ઉપર હાથ નાખીને તે કાપી કાઢનારી તલવાર બાહાર ખેંચી કાઢી. સ્વારોથી ઉડતી ધુલથી જેહાન ઘંકાઇ ગઇ. કીનાને માટે લડતાં જ્યારે તેઓની ચાલતી તલવારો પણુ ભાગી ગઇ ત્યારે તેઓએ પવન વેગે ગુરજની ઉપર હાથ લંબાવ્યા. અલકુસે પોતાના પાહાડ જેવા ગુરજને જવારેહને મારવાને માટે ગુમાવ્યો જે ફટકો લાગવાથી જવારેહ આજેજ થઇ ગયો. એ ફટકો લાગવાથી જવારેહ બેહોશ થઇને જીન ઉપરથી નિચે તુટી પડયો અને ધુલમાં મુગો થઇને પડયો અને અલકુશ તેના ડોકાંને શરીરથી જુદું કરવાની ઇચ્છા સાથે જડપથી ઘોડા ઉપરથી નિચે

ઉતર્યો. જેવી રૂસતમે પોતાના ભાઇની એ પ્રમાણેની હાલત જોઇ તેવોજ તે આતશની માફક તેની તરફ દોડીઓ. તેણે અલકુસની ઉપર એક મોટો પોકાર કીધો જેથી તેના હાથ સુસ્ત થઇ ગયા અને તલવાર બુઠી બની ગઇ. જ્યારે અલકુસે રૂસતમનો અવાજ સમજ્યો ત્યારે તું કેહેશે કે જાણે તેની ચામડીમાંથી તેનું દિલ પણ દેખાવા લાગ્યું. આથી અલકુશ પવનવેગે પાછો ઘોડા ઉપર ચઢી બેઠો પણ તેણે તે રૂસતમની બાહાદુરી વિષેનો કાંઇ વિચાર કીધો નહી. તેણે તેની આગળ જઇને તેને પુછયું કે "શું રૂસતમ તુંજ છે કે? હું તો તે જવારેહને રૂસતમ સમજ્યો. પણ તું તો તેનાથી પણ ઉતરતો લાગે છે. રૂસતમે તેને જવાબ દિધો કે "હજી સુધી તેં શીંહના પંજા સાથે અજમાયશ કીધી નથી અને તેથી તું બાહાદુર બની ગયો છે." તેટલામાં જવારેહ (સુધ્ધીમાં આવીને) દુખ સાથે પાછો સ્વાર થયો. ગુરજના પહેલા ફટકાથી નિકળતાં લોહીથી તેના દિલને દુખ થતું હતું. અલકુશ હવે પીલતનની સાથે લડવાને વલગીઓ. તેણે પોતાના જીનની ઉપર ગોયા અરબી કપડાંનું કફન પાંઠરીયું હતું. અલકુશે તે રૂસતમના કમરબંધની ઉપર એક ભાલો માર્યો પણ બખતરને લિધે તે તેને લાગ્યો નહી. પછી તેહેમતને તેના માથાની ઉપર નેજાનો એક ફટકો માર્યો જેથી તેના માથાંમાથી નિકળતાં લોહીથી તેની લોઢાંની તોપી પણ ખરડાઇ ગઇ. વળી તેણે પોતાના નેજાથીજ તેને જીન ઉપરથી પણ ઉચકી લિધો, જેથી બંધે તરફનાં લશકર અજબ બન્યાં. ત્યારબાદ તેણે એક પાહાડના ટુકડાની માફક તેને જમીન ઉપર પટકયો જેથી તુરાની લશકરને ચિંતા પેદા થઇ. રૂસતમનીજ માફક બીજા સાત ઇરાની બાહાદુર પેહેલવાનોએ પણ શીંહની માફક તલવારોને બાહાર ખેંચી. તેઓની પુઠે તેઓના બાહાદુર સરદારો પણ ખાંધ ઉપર ભારી ગુરજ ઉઠાવીને ચાલ્યા.

જ્યારે અફ્રાસીયાબે તેઓની આવી બાહાદુરી જોઇ ત્યારે તેણે પોતાના બાહાદુરો તરફ નજર કરીને તુરતજ તેઓને કહયું કે "તે બુરી મનશનીનો શખ્સ (રૂસતમ) તમારી સાથની લડાઇમાં ફાવી ગયો છે. માટે હજી પણ કોશેશ કરો અને ચિતાઓની રાહારીતી

એખતીયાર કરીને તેઓની ઉપર કીનો લેવાને એકદમ તુટી પડો." જેવું લશકરે તેને એમ કેહેતાં સમજ્યું તેવુંજ તે સઘલું લશકર એકી વખતે રૂસતમ તરફ ધસી ગયું. જ્યારે રૂસતમે એ પ્રમાણે જોયું ત્યારે તેણે પોતાના સાત પેહેલવાનોની સાથે તેઓની ઉપર મજબુટ હુમલો કીધો, અને તે લશકરને એવું તો ઉખેડી કાઢયું કે તેઓના પગ અને માથાં કયાં છે તે પણ માલમ પડતું હતું નહી. તે તુરાની પેહેલવાનો વચેથી તેઓએ એટલા બધાને તો માર્યા કે જેથી ત્યાંની ખાક એક નાકેથી તે બીજે નાકે સુધી લાલ થઇ ગઇ. દરેક ઠેકાણે એટલાં બધાં તો મુરદાં પડેલાં હતાં કે તે માથાંવાલી અને માથાં વગરની લાશોથી તે મેદાનમાં સુવેલાંઓને માટે કાંઇ જગ્યા બાકી રહી નહી અને લશકરને ત્યાંથી ચાલી જવાનો માર્ગ પણ રહયો નહી. જ્યારે તુરાની પાદશાહે આ પ્રમાણે જોયું ત્યારે તે મેદાનમાંથી ઉતાવલે બાહાર જતો રહયો. તેણે નાહુસવાનો રસ્તો પકડવાને માટે લગામ ફેરવી અને કાલાં વાદલની જડપે ત્યાંથી નિકલી ગયો.

## અફ્રરાસીયાબ રૂસતમની આગળથી નાહાસી ગયો અને રૂસતમ ઇરાન તરફ પાછો ફર્યો તે વિષે.

તેહેમતને તે કજીયાખોર અફ્રરાસીયાબની પુઠે જડપથી ઘોડાને દોડાવ્યો. તેણે રખશને આ પ્રમાણે કહયું કે "ઓ હુશીયાર રખશ! લડાઇની વખતે તું સુસ્તી ના કર, કે જેથી હું તે પાદશાહને તારી આગળ જીવ વગરનો કરૂં અને તેના લોહીથી આ મેદાનને માણેકના જેવા રંગનું બનાવી દેઉ." આથી તે આતશી જાતવાલો રખશ એવો તો ગરમ થયો કે તું કેહેશે કે જાણે તેના પગોને પાંખ આવી ગઇ. જેવો તે તુરાની પાદશાહની આગળ જઇ લાગ્યો તેવોજ તે પોતાના દિલ સાથે બોલવા લાગ્યો કે "હવે તેનો અંત નજદિક આવી પોંહોચ્યો છે." પછી રૂસતમે જીન ઉપરથી કમંદને ખોલ્લી કીધી અને તેનું માથું તેના ફાંડામાં પકડવાને ઇચ્છયું. તે વાંકો ફાંસો તેની લોઢાની તોપી ઉપર પડયો પણ તે તુરકી પાદશાહે

પોતાની ગરદનને ચોરાવી લિધી. વલી બીજુ એ કે તેની નિચેનો ઘોડો પવનની ચાલનો હતો તેથી તે આતશ (વિજલી) ની માફક ત્યાંથી નિકલી ગયો અને પીલતનની કમંદમાં સપડાતો છટકી ગયો. તે અફ્રાસીયાબનો ચેહેરો (શરમને લિધે) પાણી પાણી થઇ ગયો અને તેનું મોહું સુકું થઇ ગયું. તેની પુઠે તેના સઘલા સ્વારો ભાગેલાં હથીયાર અને તુટેલાં દિલ સાથે દોડવા લાગ્યા. અફ્રાસીયાબ પવનની માફક દોડીને નદીની આગળી બાજુ જડપથી ઓલંગી ગયો. તેનું દિલ તુટી ગયું હતું અને તેના લશકરના બે ભાગ માણસો કપાઇ ગયા હતા. તેણે તો મધ સોધીયું પણ દુન્યા-માંથી તે ઝેહર પાંમ્યો. તેના લડાયક લશકરનો બે તરૂત્યાંશ ભાગ પણ છાવણીમાં પાછો ફર્યો નહી. તે સઘલાઓ કપાઇને અને ઘાહેલ થઇને ત્યાં પડયા હતા અથવા તો સામી બાજુના લશકરના હાથમાં કેદ પકડાયા હતા. તેઓનો ખજાનો, તખતો, તોપીઓ, કંમરબંધો, તલવારો, બખતરો, લોહાંની તોપીઓ, જવેહરાતો, સુનેરી મ્યાન સાથની તલવારો તથા એ શિવાય જે કાંઇ ભારી કીંમતની ચીજો હતી તે સઘલી ઇરાનીઓના હાથમાં આવી. ઇરાની લશકરે એ સઘલું એકઠું કીધું. તેઓના દિલ એ લડાઇથી ખુશી બન્યાં. કોઇએ પણ સુવેલા દુશમનોના બંધ છોડયા નહી પણ તે બદબખતોને જયાંનાં ત્યાં પડી રહેવા દિધા. તેઓ તરેહ તરેહવારના ઘોડા અને સામનોની સાથે તે શેકારના મેદાનમાં પાછા ફર્યા. પછી એ શેકારના મેદાન વિષેનું અને લડાઇ વિષેનું એક નામું તેઓએ પાદશાહ કાઉસની ઉપર લખ્યું, તેમાં એમ લખ્યું કે ફકટ જવારેહ ઘોડા ઉપરથી નિચે તુટી પડીઓ તે શિવાય આપણી તરફના બાધુરોમાંથી કોઇપણ માર્યું ગયું નથી.” પછી તે રૂસતમ પેહેલવાને ગુરગી-નને કહયું કે “તું અત્રેથી ખુશાલી ભર્યો અને રોશન આત્મા સાથે એ નામું લેઇને જા અને કાઉસ પાદશાહને પુગાડ, અને તેની આગળ જમાનાએ કેવું પગલું લીધું હતું તે બાબત કહેજે.” વળી રૂસતમે (જીતમાં મેલવેલો) તમામ હદીઓ પણ તેની ઉપર મોકલી આપ્યો. તેણે તેમાંની કેટલીક ચિજો નામદાર પેહેલવાનોને પણ

વેહેંચી આપી. રૂસતમ પોતાના પેહેલવાનોની સાથે તે મુબારક જંગલમાં રોશન આત્મા સાથે બે અઠવાડીઆં સુધી રહયો. ત્રીજે અઠવાડીએ તેઓ પાદશાહની આગળ તેના મુબારક દર્શણ કરવાને માટે ગયા. આ ત્રણ પાંચ દિવસની દુન્યાનો એવોજ કાયદો છે કે તેમાં એક શરીરના સુખ સાથે અને બીજો દુખ સાથે રહે છે. આવી રીતે જેહાનને પોતાનો હાથ અજમાવવાની ઘણી ટકો મલે છે. તે દરેક જાતના રંગ અને મક્કર પુશકલ અજમાવે છે તેથી એ દુન્યામાં ખુશાલીના વખતથી ખુશી થવું નહીં તેમજ તંગીને વખતે નાઉમેદ પણ બનવું નહી. આનો (સુખીનો) અને પેલાનો (દુખીનો) એ બંધેનો વખત તો ચાલ્યો જાય છે ત્યારે ડાહયા માણસોએ શા માટે ગમ ખાવો જોઇએ. જે વાત મે ઉપર મુજબ કહી છે તે દાસ્તાનને લગતી સઘલી વાતોનો હવે છેડો આવ્યો છે.

## સોહરાબના દાસ્તાન વિષેની સરૂઆત.

તેં જેમ બીજી વાતો સમજી છે તેમ હવે આએ સોહરાબ અને રૂસતમની લડાઇ વિષેની વાત પણ સમજ. આએ વાત આંખોને આંસોથી ભરી નાખવાના જેવી છે અને તેથી (વાંચનારનાં) નાજુક દિલો રૂસતમની ઉપર ગુસ્સે થાય છે. અગરજો એક ખુનામાંથી સખત પવન ફુંકીને એક કાચી નારંગીને ભોંય ઉપર તોડી પાડે ત્યારે શું તે કામ ઇનશાફી યા જુલમગાર ગણાશે અથવા તે હુંનર વગરનું યા હુનરમંદ ગણાશે? પણ જ્યાં મોતજ સરજાયલું હોય ત્યાં જુલમ જેવું શું છે? અને શા માટે ઇનશાફની બુમપાડીને ફરીયાદ કરવી જોઇએ? એ ભરમથી તારો જીવ વાકેફ નથી અને તે ભરમના પરડાની પછવાડે જવાનો તારે માટે માર્ગ પણ નથી. સઘલાઓ લોભના દરવાજા સુધી આગળ વધી જાય છે પણ ત્યાર પછી તે લોભનું બારણું કોઇને માટે પાછું ઉગડતું નથી. બીજી દુન્યામાં જ્યારે તુંને કરાર પકડવાનો છે તો આએ જગ્યામાં રેહેવા કરતાં તારે માટે ત્યાંજ જતું રહેવું ભલું છે. જો મોત કોઇ પણ શખ્સને ઘસડી લેઇ જતું હતે નહી તો ઘરડા અને

જવાનો આ દુન્યામાં ફર્યા કરતા રહેતે. જો આતશને સલગાવીએ અને તે કાંઈ ચિજને બાલી નાખે તો તેના તેમ બાલવામાં કાંઈ અજાબ જેવું નથી. બાલવાને લાયકનું જે કાંઈ હોય છે તેને તે આતશ બાલી નાખે છે પછી તે જુનાં ઠડમાંથી તુરતની ફુટેલી લીલી ડાંખલી હોય તો શું થયું. તેજ મીસાલે મોતનો દંખ પણ એક ભયંકાર આગના જેવો છે જે જુવાન અને ઘરડાની જરાએ દરકાર રાખતો નથી. જો મોતનું એક કારણ બુઢાપો ગણાતો નહી હોય તો જવાનોને મોજમજાહ કરવી શાની ઘટે? અગરજો કજાનો ઘોડો મોતને નજદિક ઘસડી લાવે છે તો આ પાછા ફરવાની જગ્યા (દુન્યા)માં શોભવાનો વખત પણ મલતો નથી. માટે તું એમજ જાણ કે એ (મોતની) બાબદમાં ઈનશાફજ છે અને ગેરઈનશાફ જેવું કાંઈ નથી. જ્યારે તેમાં ઈનશાફજ હોય તો આપણે સોર અને ફરીયાદ શાને માટે ઉઠાવવી જોઈએ? જો તું ધર્મને ખલલ પુગાડવા માંગતો નહી હોય તો મોતની આગળ જુવાની અને બુઢાપાને એક સરખુંજ ગણ. જો તારૂં દિલ ધર્મના નુરથી સંગાર પાંમેલું હશે તો તું મુગું રહેવામાંજ સોભા સમજશે, કારણ કે તું એક બંદો છે. તું મોહોતાજીની સાથે બંદગીને તારો ધંધો બનાવ અને તારા ભવીશયના વખતને માટેના તમામ કામોને તૈયાર કર. અગરજો તારાં દિલમાં દેવ ભેલાયલો નહી હશે તો યજદાંના કામનો ભરમ જાણવાની તુંને અગત્ય રહેશે નહી. તું દુન્યામાં એવી કોષેશ કર કે આખરે જ્યારે તું ગુજરે ત્યારે તારી સાથે તારા ધર્મનું ફલ લેઈ જાય. હવે હું બરોબર રીતે સોહરાબની લડાઈનું તથા પેલો કીનો કે જે તે પોતાના બાપ ઉપર શા માટે લેવાને ઈચ્છતો હતો તેનું બ્યાન કરૂં છું.

## રૂસતમ શેકાર કરવાને ગયો અને ત્યાંથી તે સમનગાનના પાદશાહની આગળ જઈ લાગ્યો તે વિષે.

આગલા વખતમાં બનેલી વાતો ઉપરથી દેહકાન યાને ગામના મુખી (યાને પટેલો) જે દાસ્તાન કહેતા હતા તે કેહેવું હું શરૂ કરૂં છું. એક મોબેદને એવી રીતનું દાસ્તાન યાદ હતું કે એક બરી બામ-

હાદે રૂસતમ જાગી ઉઠયો. તેનું દિલ તે વખતે દલગીર હતું તેથી તેણે શેકાર કરવા જવાની તૈયારી કીધી અને કંમરબંધ બાંધીને તીરદાનને તીરથી ભર્યો. પછી રખશ આગલ જઇ તેની ઉપર સ્વાર થઇને તે હાથીના જેવા શરીરના ઘોડાને હાંકવા માંડયો. તેણે તુરાન જમીન તરફનો રસ્તો લિધો. જેમ શેકારના મઠકથી શીંહ વાકેફ હોય તેમ તે ત્યાં શેકાર સોધવાને ગયો. જ્યારે તે તુરાન જમીન આગળ જઇ લાગ્યો ત્યારે તેણે ત્યાંના જંગલને ગોરખરોથી ભરેલું જોયું. તે તાજબક્ષનો ચેહેરો તેમ જોવાથી ગોલાબની માફક ખીલી રહયો અને હસીને પોતાના ઘોડાને દોડાવવા માંડયો. તીર, કમાન, ગુરજ અને કમંદથી તેણે તે જંગલમાં ઘણાએક શેકાર માર્યા. પછી તેણે ઝાડના કાંતા અન દાંખલીઓને સલગાવીને એક મજબુત આતશ સલગાવ્યો. જ્યારે તે આતશ ભલુકદાર બન્યો ત્યારે પીલતને તે શેકારને ભુજવાના સોટા તરીકે એક ઝાડને સોધી કાઢયું અને તે સોટા ઉપર એક આખા નર ગોરખરને ચઢાવ્યો. તે શેકાર તેના હાથને મોરગના પીછ જેટલો પણ ભારી લાગતો હતો નહી. જ્યારે તે (ગોરખર) ભુજાયું ત્યારે તેણે તેમાંથી તોડી તોડીને ખાધું તથા હાડકામાંની ગુર પણ કાઢીને ખાધી. પછી તે ભપકા સાથે ચાલીને પાણીના ઝરા આગળ ગયો અને જ્યારે પાણી પીને ધરાયો ત્યારે તેણે ઉંઘાવાની ખાહેશ કીધી. તેણે પોતાના રખશને મેદાનમાં ચારો ચરતો મુકીને ઉંઘાવા માંડયું અને જમાનાથી નચિંતાઇ પકડી. તેવામાં સાત આંઠ તુરકી સ્વારોનું તે શેકારના મેદાનમાંથી પસાર થવું થયું. તેઓએ તે ખેતરમાં રખશનાં પગલાં જોયાં તેથી તેઓ નદી કીનારા તરફ (તેની સોધમાં) ફર્યા. તેઓએ તે જંગલમાંથી જેવો રખશને સોધી કાઢયો કે તેવાજ તેઓએ તેને બાંધવાની ઉતાવલ કીધી. સ્વારોએ તેના ઉપર ચારે બાજુથી હુમલો કીધો અને તેના ઉપર પેહેલવાનોની કમંદ ફેંકી. જેવી રખશે તે સ્વારોની કમંદ જોઇ તેવોજ તે ફાડીખાનારા શીંહની માફક તેઓ ઉપર ધસી ગયો. તેણે એકના માંથાને દાંતો વડે તેના શરીર ઉપરથી ચીરી કાઢયું તથા બેને લાત મારીને મુવેલા ભોંય ઉપર ફેંકયા.

આટલા બધા સ્વારોમાંથી જ્યારે ત્રણ માર્યા ગયા ત્યારે તેઓ તે લડાયક રખશનું માથું ફાંડામાં લેઇ શક્યા. તેઓ તેને પકડીને દોડાવતા શેહેરમાં લેઇ ગયા અને દરેક જન તે રખશમાંથી ફાયદો સોધવા લાગ્યા. તેઓ રખશને એક તબેલા તરફ ઘસડી ગયા કે જેથી તેઓ તે રખશથી કાંઇ (ફરજંદની) બક્ષેશ મેલવે. મેં સાભલ્યું છે કે તેણે ચાલીસ ઘોડીઓની સાથે એશાક કીધો પણ એકજ ઘોડીએ માહા મેહેનતે તેનું તોખમ પકડયું હતું.

જેવો રૂસતમ પોતાની ખુશ ઉંઘમાંથી જાગી ઉઠયો તેવુંજ તેને તેના ઉઠાવનાર ઘોડાનું કામ પડયું. તેણે તેને તે ખેતર અંદર જોયો નહી. તે ઘોડો કોઇ પણ ઠેકાણે દેખાયો નહી. જ્યારે તે ઘોડો તેને નહી મલ્યો ત્યારે તે દલગીર થયો અને અજબ થઇને ઉટાવલે સમનગાન તરફ ગયો. તે મન સાથે બોલતો હતો કે "હવે હું દલગીર જીવ સાથે અને શરમીંદગી સાથે ચાલતો ક્યાં જાઉં. આએ તીરદાન, કંમરે બાંધેલો ગુરજ, આ વી તોપી, તલવાર અને બબરેબ્યાન સાથે આએ જંગલને હું કેવી રીતે પસાર કરૂં?[1] અને લડાઇ સોધતા આવતા શખ્સો સાથે હું શું ઉપાય કરૂં? તુરકીઓ મને એમ પુછશે કે તારો રખશ કોણ લેઇ ગયું? તેહેમતન એ હાલતે તો સુઇ રહેવો જોઇએ યાતો મરી જવો જોઇએ. નાચારી સાથે હાલે તો હું જાંઉ છું અને મારાં શરીરને એક દમ જંજાલમાં નાંખુ છું. મને હવે હથીયાર પેહેરવાં જોઇએ અને કમંરબંધ બાંધવો જોઇએ કે જેથી હું તે રખશની નિશાણી મેલવું." પછી તેણે રખશનું જીન અને લગામ પોતાની પીઠે ઓરબ્યાં અને તે નામદાર પેહેલવાન પોતાના મન સાથે આ પ્રમાણે બોલ્યો કે "આ સંકટવાલી દુન્યાની રીતજ એવી છે કે ઘડીકમાં માણસ જીન ઉપર સ્વાર થાય છે તો ઘડીકમાં જીન માણસની પીઠ ઉપર સ્વાર થાય છે. પછી તેણે પોતાનાં દિલને પુશકલ વિચાર ભર્યું બનાવીને રખશના

---

૧ રૂસતમ હમેશાં જ્યાં પણ જતો હતો ત્યાં તે પોતાની સાથે તમામ લડાઇનાં હથીયારો પણ લેઇ જતો હતો અને તેથીજ તેણે શેકાર કરતી વખતે પણ સાથે પોતાના હથીયારો રાખીઆં હતાં.

પગલાં પકડીને રસ્તો લેવા માંડયો. જ્યારે તે સમનગાન શેહેરની [1] નજદિક જઇ પુગ્યો ત્યારે તેને માટેની ખબર ત્યાંના પાદશાહ અને બુજોર્ગોને થઇ કે "તાજબક્ષ પેહેલવાન રૂસતમ પગે ચાલતો અત્રે આવે છે અને તેના ઘોડાને કોઇએ શેકારના મેદાનમાંથી ચોરી લીધો છે." આથી ત્યાં જે કોઇ પોતાનાં માંથા ઉપર બુજોર્ગીની કોલાહ પેહેરતા હતા તે સઘલા દરબારીઓ તથા પાદશાહ તેને સામે લેવાને ગયા. તેને જોઇને દરેક જન એમ બોલતા હતા કે "શું આએ રૂસતમ છે કે સવારનો સુરજ છે?" તે પાદશાહ તેની આગળ ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો. અને તેની આગળ લોકોનું પુશકલ ટોલું એકઠું થયું. સમનગાનના પાદશાહે તેને પુછયું કે "તુંને શું થયું છે? તારી સાથે લડાઇ કરવાની કોણુનામાં તાકાત છે? આ શેહેરની અંદર હમો સઘલા તારા ખેરખાહ છીએ અને તારા હોકમ અને મત મુજબ ચાલનારા છીએ. તારા હોકમ આગળ હમારાં શરીર અને હમારી માલ મીલકત હાજર છે. હમારાં કુટુંબના સર અને જીવ તારાંજ છે."

જ્યારે રૂસતમે તેને એ પ્રમાણે બોલતાં જોયો અને તેના દીલની બુરાઇને ઓછી જોઇ (યાને તેને ખાલેશ દિલનો જોયો) ત્યારે તેણે જવાબ દિધો કે "અત્રેના મેદાનમાંથી મારો રખશ, જીન અને લગામ વગર ગુમ થઇ ગયો છે. અત્રેની સમનગાનના નદી કીનારા આગળની બરૂની ઝાડી સુધી તેના પગલાંની નીશાની જણાઇ છે. માટે જો તું તેને સોધી આપશે તો હું તારો ઉપકારી થઇશ અને તું મારા એક ખેરખાહ તરીકેનો બદલો મેલવશે. પણ મારો રખશ મને નહી મલશે તો હું તારા પુશકલ સરદારોના ડોકાંઓને કાપી નાખશ." ત્યારે પાદશાહે તેને કહયું કે "ઓ નામદાર પેહેલવાન! તારી સાથે એવું કામ કરવાની કોઇનામાં તાકાત નથી. તું મારો

---

૧ સમનગાન એ તુરાનના મુલકની પડોશના એક નાના મુલકનું નામ છે. એ શેહેર ઇરાનની સરહદ ઉપર આવેલું છે અને બલખથી આસરે સાઠ માઇલ દુર આવેલું છે. એ શેહેરનો રાજા અફ્રાસીયાબને ખંડણી આપતો હતો.

પરોણો બન અને એટલો બધો ગુસ્સે ના થા. તમામ વાત તારીજ ખાહેશ મુજબની બનશે. આજની રાત આપણે દારૂ પીને ખુશાલ બનીએ અને દિલમાંથી વિચારોને કાઢી નાખ્યે કારણ કે ગુસ્સો કરવાથી અને ઉટાવલો બન્યાથી તારૂં કામ કાંઇ પાર પડશે નહી. સાંપ પણ નમનતાઇ દેખાડવાથીજ દરમાંથી બાહાર આવે છે. વળી તું રૂસતમનો રખશ જે જેહાનની અંદર આવો નામીચો ઘોડો ગણાય તે કાંઇ છુપ્યો રેહેવાનો નથી. માટે લડાઇની અંદર અજમાયશ પાંમેલા ઓ હુનરમંદ શખ્શ! હમો તારા રખશની સોધ જલદીથી કરી લાવશું." રૂસતમ તેના એમ બોલવાથી ખુશી થયો અને તેથી તેનો જીવ વિચારોથી વેગલો બન્યો. આથી તેણે તેના ઘર તરફ જવું લાયક ધારીયું અને એ ખુશ ખબરને માટે તે ખુશાલ દિલનો બનીને તેના પરોણા તરીકે રહયો, કે જેથી તે પોતાના રખશને પાછો મેલવી શકે અને તેનું નસીબ ખુશાલી ભર્યો ફાલો પાંમે એમ બની શકે. પાદશાહે રૂસતમને પોતાના મેહલમાં ઉતારો આપ્યો અને તેની આગળ તેની ચાકરીમાં ઉભો રહયો. તેણે શેહેરમાંથી અને લશકરમાંથી સરદારોને બોલાવી મંગાવ્યા અને તેને લાયકનાઓને તેની સાથે બેસાડી ખુશાલીમાં ભાગ આપ્યો. પછી તેણે બાવરચીઓને ફરમાવ્યું કે તે પેહેલવાનોની આગળ ખાવાનું હાજર કરીને મુકે. ત્યાં તેઓએ એક ખુશાલી ભરેલી મીજલશની તૈયારી કીધી અને તુરકીઓ પાસેથી ચીનાઇ પ્યાલાં મંગાવ્યાં. તરાજ શેહેરની કાલી આંખોવાલી પુતલીના જેવી ઓરતો દારૂ પીરશનારી અને વાજીંત્ર વજાડનારી બની. આ વાજીંત્ર વજાડનારીઓની સાથે તેઓ ભેગા બેઠા કે જેથી તેહેમતન (પોતાના ઘોડાની ચાહથી) દુખી થાય નહી. જ્યારે તેઓ દારૂ પીને મસ્ત બન્યા, અને તેઓનો સુવાનો વખત થયો ત્યારે ઉંઘે તે બેઠકવાલી જગ્યાએજ રૂસતમના ઉપર હુમલો કરવા માંડયો. તેથી તેને માટે ઉંઘાવાની અને આરામ લેવાને લાયકની ગોલાબ અને કસ્તુરી વાલી જગ્યા તૈયાર કરવામાં આવી. રૂસતમ તે દારૂથી અને રસ્તાની હાકથી કંટાલી ગયો હતો તેથી તેણે સુવાની જગ્યામાં આશાયશ લિધી.

## સમંનગાનના પાદશાહની બેટી તેહમીના રૂસતમની નજદિક આવી અને રૂસતમે તેને પોતાની ઓરત બનાવી તે વિષે.

જ્યારે અંધારી રાતનો એક ભાગ પસાર થયો અને રાતે ફરતાં આસમાન ઉપરથી ચાલી જવાનો ડેડાવ કીધો ત્યારે એવું કહેવામાં આવ્યું છે કે તેના સુવાના ઓરડાનું બારણું કોઇએ આસતેથી અને છુપી રીતે ખોલ્યું. તે દારૂની કેફમાં પડેલા રૂસતમના તકીઆની નજદિક એક ચાકરડી પોતાના હાથમાં મીનબતી ધરીને નખરાં ભરેલી ચાલે ચાલતી આવી. તે ચાકરડીની પુઠે એક માહતાબના જેવી ઓરત કે જેણી તરેહવાર રંગના કપડાં પેહેરીને અને સુગંધી છાંતીને પ્રકાશતા સુરજના જેવી બની હતી તે ચાલતી આવી. તેણીના બે આંખોના ભવાં કમાનના જેવાં અને બે ચોટલા કમંદના જેવા હતા. કદમાં તેણી ઉંચા સરોવરના જેવી લાગતી હતી. તેણીના બે ગાલો લાલ સુસન ફુલથી પણ ચઢતા હતા. તેણીના બે થાણો બેહેશતની વારીમાંની કસતુરી વેચનારી ઓરતના જેવાં હતાં. કાનમાં લુલક લટકાવેલાં હોવાથી તેણીના કાનનો નિચલો ભાગ સુરજની માફક પ્રકાશતો હતો. તેણીના હોટો સેરડીના જેવા મીઠા અને જબાન સાકરના જેવી મધુર હતી. તેણીના મોઢાંમાંના દાંત જાણે મોતી અને જવેહેરો જડેલાં હોય તેમ લાગતાં હતાં. તેના અકીક જેવા હોટોની પછવાડે તારાઓ જેવા દાંતો છુપાયલા હતા. તું કેહેશે કે જાણે બાધુરી તેની સાથી બની હતી. તેનું રવાન અક્કલવાલું અને તન પવીત્ર જીવ ધરાવનારૂં હતું. તું કેહેશે કે જાણે તેણીની બનાવટમાં ખાકનો જરાએ ભાગ હતો નહી. તે શીંહના જેવો રૂસતમ તેણીને ત્યાં જોઇને અચરત બન્યો અને તેણીને જોઇને ખોદાની તારીફ કરવા લાગ્યો. તેણે તેણીની સાથે વાત કરતાં પુછ્યું કે "તારૂં નામ શું છે? આવી અંધારી રાતે તું હુંઇઆં શું માગે છે? તારી શું ખાહેશ છે?" તેણીએ એવો જવાબ

દિધો કે મારૂં નામ તેહમીના છે. તારે માટેના ગમથી જાણે હું બે ટુકડા થઇ જાઉ છું, સમનગાનના પાદશાહની હું બેટી થાઉં છું. હું શીંહ અને વાઘોના જેવા વડવાઓની તોખમ ધરાઉં છું. જેહાનના પાદશાહોમાં કોઇને પણ હું મારે લાયકના ગણુતી નથી. મારા જેવી ઓરતો આ આસમાનની નિચે ઘણી થોડી હશે. કોઇએ પણ મને પરદાની બહાર જોઇ નથી અને મારો અવાજ પણ કદી સમજ્યો નથી. ૧ મેં દરેક જનથી તારે માટેના ઘણા અચરતી ભરેલાં દાસ્તાનો સમજ્યાં છે કે તું ઘણા તીક્ષણ પંજા ધરાવે છે અને તું દેવ, શીંહ, વાઘ અને મગર જેવાઓથી પણ બીહીતો નથી. અંધારી રાતે તું એકલો તુરાન જાય છે અને ત્યાંની જમીન ઉપર ફરતો ફરે છે અને વળી ત્યાં પણ આરામ લેતો નથી. તું એકલો એક ગોરખરને ભુંજી કાઢે છે અને તારી શમશેરથી હવાને પણ રડતી બનાવે છે. લડાઇની વખતે જે કોઇ તારા ગુરજને જોય છે તે શીંહ અને વાઘ જેવા હોવા છતાં તેઓનાં દિલ ફાતી જાય છે. જ્યારે ઓકાબ પક્ષી તારી નાગી તલવાર જોય છે ત્યારે તે સેતાબીથી શેકાર કરવાની પણ હીંમત કરી શકતું નથી. વાઘો તારા ફાંડાને પીછાણુતા રહે છે અને વાદલ તારા ભાલાની ધાસ્તીથી લોહી વરસાવે છે. મેં તારા વિષેના આવા હેવાલો સમજ્યા છે અને તેથી તારે માટે મેં ઘણી વખત મારાં આગળાંને અજાયબી સાથે મોઢાંમાં પકડયું છે. હું તેઓનાં બ્યાન કરવા મુજબની તારી છાતી અને ગરદનને જોવા ખાહેસ રાખતી હતી અને હાલે ખોદાતાલાએ તારાં દાનાપાણી આએ શેહેરમાં કીધાં છે. અગરજો તું મને ચાહાતો હોય તો હાલે હું તારીજ છું અને એ બીના પક્ષીઓ કે માછલીઓ વટીક જાણી

---

૧ આગળા વખતની ઇરાની ઓરતો જો કે મરદાનગી અને બાહાદુરીમાં મરદોથી ઉતરતી રહેતી હતી નહી તોપણ તેણીઓ મરદોના સમાગમમાં આગ્રી આવતી હતી નહી, પણ ઘણા મલાહજા સાથે ઘેરના એકાંત બાગમાં રહેતી હતી કે જયાં પારકા મરદોને જવાનો હોકમ હતો નહી.

શકશે નહી.૧ વળી પેહેલું તો એ કે હું તારી ઉપર એવી તો આશક પડી છું કે તારે લિધે મેં મારી અક્કલને હવામાં પીગલાવી નાખી છે. બીજું એ કે જો પરવરદેગારનું ચાહાવું થશે તો તારાથી મારા પેતમાં એક બચાંનો પાયો રચાશે. વલી તે તારી માફકજ મરદાનગી અને જોર ધરાવનાર નિવડશે અને તેને આસમાન, સુરજ તથા બુધનો હીસ્સો બક્ષશે. ત્રીજું એ કે હું આખાં સમનગાનને પગ હેઠેલ રગડી નાખી તારા રખશને સોધી કાઢશ."

જ્યાં સુધી તે માહાતાબના જેવી ઓરતની વાતોનો છેડો આવ્યો ત્યાં સુધી તેહમતને તે સઘલી વાતને સમજી લિધી. રૂસતમે તે પરીના જેવા ચેહેરાની ઓરતને આવી રીતની બાહુર જોઇ. વળી તેણે તેણીનામાં હરેક રીતનું ડાહાપણ પણ જોયું. વળી બીજું એ કે તેણીએ તેને રખશને માટેની પણ ખબર આપવા કહી હતી તેથી તેણીને ખુશાલ કીધા વગર તેણે બીજું કાંઇ સેવટ જોયું નહી. તેણે તે સરોવરના જેવી ઓરતને પોતાની નજદિક બોલાવી અને તેથી તે પેહેલવાનની આગળ ભપકા સાથે ગઇ. પછી તેણીએ તેને કહયું કે એક હુનરમંદ મોબેદ આવીને તેના બાપ પાસેથી તેના હાથની માંગણી કરે તો સારૂં. આથી તેણે એક મોબેદને બોલાવી મંગાવ્યો અને તેને કહયું કે "તુ સમનગાનના પાદશાહ આગળ જલદીથી જા'ર તે તારીફને લાયકના પાદશાહને તું કેહે કે રૂસતમે તુંને આ પ્રમાણે કહેવાડીયું છે."૨ જયારે તે દાનાવ મોબેદ સમનગાનના પાદશાહ આગળ જઇ લાગ્યો ત્યારે તેણે તે શેહેરની રશમ પ્રમાણે તેની આગળ તે વાત કીધી.૨ તે દાનાવ શખ્સ પાદશાહની આગળ ગયો

૧ આગળા વખતની ઓરતો પ્યાર કરવામાં ઘણી છુટતી રહેતી હતી. એક મરદ પોતાનો પ્યાર જાહેર કરે તે અગાઉ તેઓ પારકા મરદોને પોતાનો પ્યાર અને દિલનો ઉભરો જાહેર કરવાને ચુકતી હતી નહી. જાબુલના પાદશાહ કુરંગની બેટીએ જમશેદને પોતાનો પ્યાર ખુલ્લો જણાવી દિધો હતો. કાબુલના પાદશાહ મેહેરાબની બેટીએ જાલને પોતાનો પ્યાર ખુલ્લો જાહેર કરી દિધો હતો. એ પ્રમાણે આગલી ઓરતો કોઇ પોતાના પ્યારની લાગણી જાહેર કરે તે આગમચ પોતાનો પ્યાર જાહેર કરવામાં હીંમતવાન રેહેતી હતી.

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

અને તે લશકરના પેહેલવાનની એ વાત કહી. જેવી સમનગાનના પાદશાહે એ વાત સમજી તેવુંજ તેનું દિલ એ ખબરને માટે ખુશાલીથી ઉછલવા લાગ્યું. તેનું દિલ રૂસતમ સાથે સગાઇ કરવાને ખુશી થયું અને તેથી તે એક ઉંચા સરોવરની માફક દિપી રહયો. તેણે પોતાની બેટીને તે પેહેલવાનની સાથે પોતાની દીન અને રેવાજ પ્રમાણે પરણાવવાને માટે ખુશાલી સાથે, ઠેડાવ સાથે, અને પોતાની બહાલી સાથે તેણીના લગનની તૈયારી કીધી. પાદશાહે પોતાની તે બેટીને તે પેહેલવાનને સોંફી તેથી ત્યાંના સઘલા જવાન અને બુઢાઓ રાજી થયા, સઘલાઓએ ખુશાલી પાળવા પાછલ પોતાના દિલ લગાડીઆં અને તે પહેલવાનની તેઓ તારીફ કરવા લાગ્યા કે "એ નવો ચંદ્ર તુંને મુબારક થજો અને તારૂં બુરૂં ઇચ્છનારાઓનો નાશ થજો." જ્યારે તેહેમીના તે રૂસતમના ભેદની સાથી બની ત્યારે તે અંધારી રાતે તે બંધે લાંબો વખત સુધી સાથે રહયાં. તેની તાજી ગોલાબની કલી દવથી ભરાઇ ગઇ અથવા તો તેની માણેક જડીત દાબડી મોતીથી ભરપુર થઇ. સીપના મોઢાંની અંદર તીપાં તીપકાયાથી તેની અંદર એક મોતી પેદા થયું. રૂસતમે જાણ્યું કે તેણી હમેલદાર થઇ છે તેથી તેહેમતનનાં દીલમાં તેણી માટે વધારે પ્યાર ઉપજ્યો. રૂસતમની બાજુએ એક બાજુબંધ[૧] હતો કે જે બાજુબંધની જેહાનમાં ઘણી તારીફ થતી હતી. તેણે તે બાજુબંધ તેણીને આપ્યો અને કહયું કે "એ તું રાખજે. અગરજો જમાનાથી તુંને બેટી જન્મે તો તું તેને રાખજે અને એક સારે મુરતે અને સારે દિવસે તેણીના ચોટલાની સાથે એ બાજુબંધને વણી લેજે. અગરજો જમાનાથી તુંને બેટો અવતરે તો એ બાપની નિશાણી તું તેની બાજુએ બાંધજે કે જેથી તે કદમાં સામ નરીમાનના જેવો થશે અને તે બાહાદુર તથા સખી તબેહનો બનશે. ઉડતાં ઓકાબ પક્ષીને તે વાદ-

---

૧ આગલા વખતના લોકો પોતાની બાજુએ મંત્રેલા બાજુબંધ બાંધતા હતા કે જેથી તે પહેરનારની ઉપર કાંઇબી દુખ આવી પડે નહી. તે બાજુબંધનો પેહેરનાર પોતાને તમામ ધાસ્તીથી દુર સમજતો હતો. રૂસતમના એ તલેશમાટીક બાજુબંધની ઘણી તારીફ થતી હતી.

લમાંથી નિચે લાવશે અને સુરજ તેની ઉપર સખત રીતે પ્રકાશી શકશે નહી. વળી તે બેટો શીંહ સાથની લડાઇને તો એક રમતના જેવી ગણશે અને તે બાહાદુર હાથી સાથે પણ લડવાને ડરશે નહી." રૂસતમ તે રાતે તે માહાતાબ જેવા ચેહેરાની ઓરત સાથે રહયો અને તેની સાથે હર તરહેની વાતો કીધી. જયારે પ્રકાશીત સુરજ આસમાન ઉપર ઉંચે ચઢયો અને જમીન ઉપર રોશની પાંઠરી ત્યારે તેણે તેણીને છેલ્લી સલામ કરવાને છાતી સાથે ચાંપી અને તેણીના કપાલ અને આંખો ઉપર પુશકલ બોસા લિધા. તે પરી જેવા ચેહેરાની ઓરત રડતી રડતી તેનાથી છુટી પડી અને દુખ તથા ગમની તેણી સાથી બની ગઇ. તે કુલવંત પાદશાહ રૂસતમની આગળ આવ્યો અને તેને ઉંઘ વિષેની તથા ઉંઘાવાની જગ્યા વિષેની વાતો પુછી. જયારે તે એમ પુછી રહયો ત્યારે તેણે તેને રખશ વિષેની ખુશ ખબર આપી, જે સમજી તે તાજનો બક્ષનાર ઘણોજ ખુશી થયો. રૂસતમ તે ઘોડાની આગળ ગયો અને તેની ચાકરી કરીને તેના ઉપર જીન બાંધ્યું. પોતાના રખશને જોઇને તે ખીલી રહયો અને તે પાદશાહ ઉપર ખુશી થઇ ગયો. પછી તે ત્યાંથી ઇરાની લશકર તરફ જવાને નિકલ્યો અને રખશ મલ્યાથી નેકીના પોહોંચાડનાર યજદાંની યાદ કીધી.૧ ત્યાંથી તે પવન વેગે સીસ્તાન તરફ ગયો અને એ બની ગયલા બનાવની પુશકલ યાદ કરવા લાગ્યો. ત્યાંથી તે જાબુલસ્તાન તરફ ગયો પણ તેણે સમનગાનમાં જે કાંઇ જોયું અને સાંભળ્યું હતું તે કોઇને કહયું નહી.

## સોહરાબનો જન્મ થયો અને તેણે પોતાની બુન્યાદ વિષે માયને પુછયું તે વિષે.

જયારે તે પાદશાહની બેટીને નવ મહીના ગુજર્યા ત્યારે તેણીને ત્યાં પ્રકાશતા ચંદ્રના જેવો એક બેટો અવતરીઓ. તું કહેશે કે જાણે તે પેહેલવાન પીલતન રૂસતમ પોતેજ છે અથવા તો શીંહના જેવો સામ યા નરીમાન છે. જયારે તે બેટો હસ્તો બન્યો અને તેનો ચેહેરો

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ખીલી રહયો ત્યારે તેહેમીનાએ તેનું નામ સોહરાબ રાખ્યું. તે એક મહીનાનો થયો તેટલામાં તો તે એક વર્ષના જેવો દેખાવા લાગ્યો. તેની છાતી જાલના રૂસતમનાજ જેવી હતી. જ્યારે તે ત્રણ વર્ષનો બન્યો ત્યારે તે લડાઇના હથીયારો પકડવા લાગ્યો અને પાંચમે વર્ષ તેનું દિલ બાધુર મરદાનેમરદના જેવું બન્યું. તે દસ વર્ષની ઉમરનો થયો ત્યારે તેના જેવો આ જમીન ઉપર કોઇ શખ્સ હતો નહી. તેની સાથે લડાઇ અજમવવાની કોઇ પણ તાકાત ધરાવતું હતું નહી. તેનું શરીર હાથીના જેવું હતું અને તેનો ચેહેરો લોહીના જેવો રાતો હતો. તેની બે જાડી બાજુઓ થાંભલાઓ માફકની હતી. શીંહોનો શેકાર કરવાને તે શેહેરની બાહાર જતો અને તેઓની સાથે હુનરથી લડાઇ કરતો હતો. તે જડપથી દોડતા ઘોડાની પુઠે દોડીને તેની પુછડી પકડતો અને તેને થોભાવી નાખતો. એક દિવસે તે પોતાની માયની આગળ આવ્યો અને તેણીને પુછયું કે "હું મારી સાથના જન્મેલા છોકરાઓના કરતાં શાને માટે ચઢતો છું? મારૂં સર એ રીતે આસમાન સુધી કેમ પુગ્યું છે? હું કોણની તોખમનો છું અને કોણની બુન્યાદ ધરાઉ છું? કોઇ મને મારા બાપને વિષે સવાલ પુછે તો તેને હું શું જવાબ દેઉ? માટે તું મને એ ખુલ્લું કરીને કેહે. જો એ મારા સ્વાલોનો જવાબ તું છુપો રાખશે તો હું તુંને જેહાનમાં જીવતી રહેવા દેવશ નહી." જ્યારે તેહેમીનાએ તે જવાન બેટાનું એ પ્રમાણેનું બોલવું સમજ્યું ત્યારે તેણી તે નામીચા પેહેલવાનથી ધાસ્તી ખાઇ ગઇ. પછી તે માયે તેને જવાબ દિધો કે "તું આએ મારી વાત સમજ અને ઉટાવલો બનતાં અટકીને એ વાત સમજી ખુશી થા. તું પેહેલવાન પીલતન રૂસતમનો બેટો થાય છે અને તું સામના બેટા દસ્તાન અને નરીમાનના ખાનદાનનો છે. એજ કારણોને લિધે તારૂં સર આસમાન સુધી પુગ્યું છે કારણ કે તે નામવરની બુન્યાદથી તું તારૂં તોખમ ધરાવે છે. જ્યારથી પરવરદેગારે જેહાનને પેદા કીધો છે ત્યારથી રૂસતમના જેવો (નામીચો) સ્વાર કોઇ પેદા થયો નથી. તે શીંહના જેવું દિલ અને જોરાવર હાથીના જેવું શરીર ધરાવે છે. તે નાઇલ નદીમાંથી મગરોને પણ

બાહાર ખેંચી કાઢે છે. સામ નરીમાનના જેવો જેહાનની અંદર બીજો કોઇપણ થયો નથી. તેના સર ઉપરથી આસમાન પણ ફરવાની હીંમત કરતું હતું નહી."

પછી તેણી લડાયક રૂસતમ તરફનું આવેલું એક નામું તથા ત્રણ ચલકતાં યાકુતો અને ત્રણ બદ્રેહ[૧] ભાર સુનું, જે તેના બાપે ઇરાનથી મોકલ્યું હતું તે લેઇ આવીને તેને છુપી રીતે દેખાડીયું. તેણી બોલી કે "જે વખતે તું તારી માયથી જનમ્યો હતો ત્યારે તારા બાપે તારે માટે એક પેગામ સાથે એ સઘલું મોકલ્યું હતું. માટે ઓ હુનરમંદ બેટા! આએ જે તારા બાપે મોકલાવ્યું છે તે તું ધીરજથી તપાસી જો. અગરજો હાલે તું તે યાદગારી તરીકે રાખવા માંગતો હોય તો રાખ કારણ કે હવે તુંને તેનું કામ પડશે. અગરજો તારો બાપ એમ જાણશે કે તું આવો નામીચો અને નામદારી ભર્યો બન્યો છે તો તેજ વખતે તે તુંને પોતાની આગળ બોલાવી લેશે. જેથી તારી માયનું દિલ દુખથી ચીરાઇ જશે." વળી તેણીએ તેને બીજું એમ કહ્યું કે "એ પેહેલેથી તે છેલ્લે સુધીની વાત અફરાસીયાબે જાણવી જોઇએ નહીં કારણ કે તે નામદાર રૂસતમનો દુશમન છે અને તે રૂસતમનેજ લીધે તુરાન જમીનના સઘલા શખ્સો માહેતમમાં રહે છે. તેથી કદાચને એમ બનશે કે તે તારી ઉપર કીનો રાખશે, બાપ ઉપરના ખારને લિધે બેટાનો નાશ કરશે. તેથી એ વાત તેણે કોઇથી પણ છુપી યા જાહેર રીતે જાણવી જોઇતી નથી.[૨]" ત્યારે સોહરાબે તેણીને એવો જવાબ દિધો કે "એ વાતને દુન્યાની અંદર કોઇપણ છુપાવી શકવાનું નથી. જે પેહેલવાનની આવી ઓલાદ હોય તે ઓલાદને શા માટે છુપાવી રાખવી જોઇએ? તેં મારી આવી તારીફ લાયક અને આવા ઉંચા મરતબાની બુન્યાદને શાને માટે છુપી રાખી? લડાઇના કરનારા બુજોર્ગો ઘણા લાંબા વખ-

---

૧ 'બદ્રેહ' એ એક જાતનું સોનું તોલવાનું વજન છે. રીચર્ડસન એ બોલને માટે આ પ્રમાણેની સમજન આપે છે 'A weight of 10000 dirhems equal to 6666⅔ Attick drachmas.'

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તથી તે હાલે સુધી રૂસતમને મ.ટેના ઘણાં બ્યાનો કહી સમજાવે છે, હવે હું લડાયક તુરકાઓનું એક મોટું લશકર ભેગું કરશ અને કીનો લેવાને માટે તેને ઇરાન તરફ કુચ કરાવશ અને કીનાથી ત્યાંની ધુલને ચંદ્ર સુધી ઉડતી કરશ. કાઉસ પાદશાહને હું તખત ઉપરથી ઉઠાડી મુકશ અને તુસના પગોને ઇરાનમાંથી કાપી કાઢશ. હું ગોદરેજને કે નામીચા સ્વારોને કે લડાયક પેહેલવાનોને કે કોઇ પણ નામદારોને (ઇરાન અંદર) રેહેવા દેવશ નહી. રૂસતમને હું ઇરાનનો ખજાનો, તખત અને તાજ આપશ અને તેને કાઉસના તખતની ઉપર બેસાડશ. પછી હું લડાઇ કરવાને ઇરાનથી તુરાનમાં આવશ અને પાદશાહ અફ્રાસીયાબની સામે લડવાને ઉભો રેહેવશ. અફ્રાસીયાબનું તખત પણ હું લેઇ લેવશ અને મારા ભાલાની અણીને સુરજ સુધી પુગતી કરશ. તુંને હું ઇરાન શેહેરની રાણી બનાવશ અને લડાઇ અંદર શીંહોના જેવાં કામો કરી બતાવશ. રૂસતમ જેવો મારો બાપ અને મારા જેવો બેટો જ્યાં હશે ત્યાં જેહાનની અંદર કોઇ પણ નામદાર રહેશે નહી. જ્યાં ખોરશેદ અને માહાતાબ પ્રકાશતા હોય ત્યાં તારાઓ શાને માટે મોટાઇનું તાજ પહેરે ?"

## સોહરાબે પોતાને માટે એક ઘોડો પસંદ કીધો અને તેણે કાઉસની સાથે લડાઇ કરવાને લશકરને કુચ કરાવી તે વિષે.

પછી પેહેલવાન સોહરાબે પોતાની માયને આ પ્રમાણે કહયું કે "દિન પર દિન આપણા કામો નવી નવી રીતે સુધરતાં જશે. કારણ કે હું ઇરાન તરફ જવા ચાહું છું કે જેથી હું મારા તારીફને લાયકના બાપને જોઉં, તેથી મને એક સારી ચાલનો ઘોડો કે જેની પોલાદી ખરી પથ્થરોને ભાંજી નાખનારી હોય તેની મને અગત્ય છે. તે ઘોડો જોર ધરાવવામાં હાથીના જેવો અને દોડવામાં પક્ષીના જેવો પાંખવાલો હોવો જોઇએ તથા તે દરીઆમાં માછલીની માફકનો (તરનારો) અને જમીન ઉપર હરણના જેવી ચલનનો હોવો જોઇએ.

તે મારા ગુર્જને, હથીયારોને તથા મારાં પેહેલવાનના જેવાં શરીર, ગરદન અને બાજુને ઉઠાવી શકનારો હોવો જોઇએ. કારણ કે જ્યારે હું મારા દુશમનની સામે જવશ ત્યારે ત્યાં મારાથી ઘોડા વગર લડાઇ થવાશે નહી." જ્યારે પોતાના બેટાથી તે માયે એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણીનું માથું (ખુશાલીથી) પ્રકાશતા સુરજ સુધી પુગ્યું. તેણીએ ઘોડાવાલાઓને જે કાંઇ ઘોડાઓના ટોલાં હોય તેને જલદીથી હાજર કરવાને ફરમાવ્યું જેથી સોહરાબ તેમાંથી એક ઘોડાને (ચુંટીને) પોતાને હાથ કરે અને લડાઇ કરતી વખતે તે તેની ઉપર બેસે. આથી જે કાંઇ ઘોડાનાં ટોલાંઓ જંગલોમાં અને પાહાડ ઉપર ચરવાને ગયાં હતાં તેઓને શેહેરમાં લાવવામાં આવ્યાં. પછી શીહના જેવો સોહરાબ પોતાની કમંદ લેઇને ત્યાં બાધુરી સાથે આવ્યો અને ત્યાં તે જે કોઇ ઘોડાને જોરેમંદ અને ઉંચી ગરદનવાલો જોતો તેની ગરદનમાં તે કમંદનો ફાંસો નાખતો અને તેને અજમાવી જોવાને તેના ઉપર હાથ અફાલતો જેથી તે ઘોડાનું પેત જમીન સાથે લાગતું હતું. ઘણા ખુબસુરત ઘોડા તેના જોરથી તુટી ગયા પણ તેને હાથ એક પણ લાયક ઘોડો આવ્યો નહી. તેમાં તેને લાયકનો કોઇ પણ ઘોડો જણાયો નહી. આથી તે નામદાર પેહેલવાન દલગીર બન્યો. આખરે તે ટોલાં વચેથી એક પેહેલવાન પીલતન સોહરાબની આગળ આવી લાગ્યો અને બોલ્યો કે "મારી પાસે રખશની બુન્યાદનો એક વછેરો છે. જે ચાલવામાં તીર જેવો અને દોડવામાં પવનના જેવો છે. જોર ધરાવવામાં અને ચાલવામાં તે સુરજના જેવો છે માટે આવો તેજી ઘોડો કોઇએ પણ જોયો હશે નહી. તેની ખરીના જખમથી (ધરતી ઉંચકનાર) ગાય અને માછલી ૧ પણ આજેજ થાય છે. કુદવામાં તે વિજલીના જેવો અને દેખાવમાં તે એક પહાડના જેવો છે. તે એક એવો વછેરો છે કે જેની આગળ પાહાડ અને જંગલ ઢાલની માફક સરખાં છે. તે પાંખવાલાં

---

૧ લોકોમાં એવી દંત કથા ચાલે છે કે આએ જમીનને એક ગાય પોતના સીગડાંની ઉપર ટેકવી રાખે છે. વળી કેટલાંએ એમ પણ ધારે છે કે દુન્યાને એક માછલી પોતાની પીઠની ઉપર ઉચકી રાખે છે.

પક્ષી માફક જંગલોને પસાર કરી જાય છે. પાહાડની ઉપર તે એક કાગડાની માફક કુદતો દોડી જાય છે અને દરીઆને એક માછલી અથવા તો બગલાની માફક તરી જાય છે. જયારે તે બુરી મનશનીના શખ્સની પુઠે લાગે છે ત્યારે તે જંગલને કમાનમાંથી છુટેલા એક તીરની માફક પસાર કરીને તેને પકડે છે."

તે માણુસના એમ કેહેવાથી સોહરાબ ખુશી થયો અને હસીને પોતાના ગાલને ખીલતા કીધા. પછી તે ખુબસુરત રંગના ઘોડાને વગર ઢીલે સોહરાબની આગળ લાવવામાં આવ્યો. આથી તેણે પોતાનું જોર અજમાવી તેની પરીક્ષા કીધી અને તે જોરાવર અને હરણના જેવો ઘોડો તેને લાયકનો માલમ પડયો. પછી તેણે તેને પસવારીને તથા થોકીને તેના ઉપર જીન બાન્ધ્યું અને તે પેહેલવાન-જાદો તેના ઉપર ચઢી બેઠો. તે એક બીસ્તુનના પાહાડની માફક જીન ઉપર ચઢી બેઠો અને હાથમાં એક ઠાંભલાના જેવો નેજો પકડયો. ત્યારબાદ તે તારીફને લાયકનો સોહરાબ આ પ્રમાણે બોલ્યો કે "જયારે આવો ઘોડો મારે હાથ આવ્યો છે તો મારે હમણાજ તે ઉપર સ્વારી કરવી જોઈએ અને કાઉસના દિવસને કાલો બનાવવો જોઇએ." એટલું કહી તે પોતાને ઘરે પાછો ફર્યો અને તેણે ઇરાનીઓની સાથે લડાઇ કરવાની તૈયારી કીધી. દરેક બાજુથી તેની આગળ લશકર ભેગું થવા લાગ્યું કારણ કે તેજ ઉંચ તોખમનો અને તલવારનો મારનારો હતો. પછી તે સોહરાબ ખાહેશમંદ બનીને પોતાના નમાવાની આગળ આવ્યો અને તેનો હોકમ તથા મદદ માંગી. જયારે સમનગાનના પાદશાહે તેને એવો બાહુર જોયો ત્યારે તેણે તેને દરેક જાતના સામનો જેવાં કે તાજ, તખત, કોલાહ, કંમરબંધ, ઘોડા, ખચર, સુનું, જવેહેરાત, રૂમી બખતરો અને બીજા લડાઇના અસ-બાબોની મદદ કીધી જેથી તે દુધ ધાવતું બાળક અજબ થઇ ગયું. તેણે ઇનશાફ આપવાને અને સખાવત કરવાને હાથને છુટા કીધા અને પાદશાહોની રૂઢી એખત્યાર કીધી.

પછી અફ્રાસીયાબને ખબર થઈ કે, "સોહરાબે પાણીમાં વાહાનોને ઉતાર્યાં છે તથા તેણે એક લશકર ભેગું કીધું છે, તથા તે સોહેરાબ બાગમાનાં સરોવરના જેવો ઉંચા કદનો બન્યો છે. હજીતો તેનાં મોઢાંમાંથી દુધનો વાસ આવે છે તે છતાં તે તલવાર અને તીરની ખાહેશ કરે છે. વળી તે ખંજરથી જમીનને ધોવા માંગે છે અને હાલે તે કાઉસની સાથે લડાઈ કરવાને ઇચ્છે છે. તેની આગળ પુશકલ લશકર એકઠું થયું છે અને તે કોઈને કસી ગણત્રીમાં ગણતો નથી, વિગેરે." એ વાતને એટલી લંબાન શું કરવા કરવી જોઈએ કારણ કે હુનર જવેહરાતના કરતાં ચઢતો ગણાયો છે. જે કોઈ તેહેમતનનીજ બુન્યાદનો હોય તો તે હલકા બાંધાનો હોઈ શકે એવો વિચાર આવેજ કયાંથી? તે પાદશાહ પણ તેહેમીના અને જાલના રૂસતમ વિષેની ખબર સમજી ચુકયો હતો.

## અફ્રાસીયાબે સોરાબને માટે લશકરની સાથે હદીઓ અને નાસું મોકલ્યું અને તેને ઇરાન સાથે લડાઈ કરવાને ઉશકેરીઓ તે વિષે.

જ્યારે અફ્રાસીયાબે એ વાત સમજી ત્યારે તે ખુશી થઈને હસ્વા લાગ્યો અને પોતાની ખુશાલી જાહેર કીધી. તેણે બાધુર સરદારો કે જેઓ ભારી ગુરજના ઉઠાવનારા હતા તેઓને લશકરમાંથી ચુંટી કાઢયા. વળી હોમાન અને બારમાન જેવા શાહજાદાઓ કે જેઓ શીંહોની સાથે લડવામાં ઢીલ કરતા હતા નહી તેઓને તથા ચીનનો ખાકાન કે જેના લડાઈને માટે સરજાયલા ચુનંદા પેહેલવાનોના જેવા નવ હજાર સ્વારો હતા ૧ અને જે ખાકાન તે વખતે ચીનથી અફ્રાસીયાબની આગળ આવ્યો હતો અને તે તેના ઉંઘાવાની વખતે તેની નોકરી કરતો હતો ૧ તે સઘલાઓને તેણે એ પ્રમાણે કહયું કે "તમો અત્રેથી બારમાનની સાથે સોહરાબ આગળ જાઓ." ૧ એ સઘલું લશકર બાર હજાર બાધુર પેહેલવાનોનું બન્યું હતું જે તેણે ચુટી કાઢીને તેઓને સોંપીયું. ૧ વળી બીજા

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

નામીદારો કે જેઓ ચીનથી આવ્યા હતા તેં સઘલાઓએ પણ કીનાને માટે કંમર બાંધી હતી. ૧ પછી પાદશાહ અફ્રાસીયાબે લશકરના તે પેહેલવાનોને કહયું કે "આએ (રૂસતમ વિષેનો) ભરમ સોહરાબથી છુપો રાખવો જોઇએ છે (યાને તેને રૂસતમની ઓલખ આપવી જોઇતી નથી.) તે એમ પણ બોલ્યો કે "જેહાનની અંદર તમે આવી યુક્તિ કરજો અને રૂસતમની ઓલખ છુપાવી રાખજો. એવું નહી બને કે તે બેટો સગાઇના ખેંચાણથી, પ્યારથી અને બુન્યાદથી તે આપને પીછાણી લે. હવે આએ ભારી લશકર હું તેના ઉપર મોકલી આપુછું કે જેથી તે તુરત ઇરાન તરફ લડવાને માટે જાય. જ્યારે તેઓ બંધે સામાસામી મલશે ત્યારે અલબતે તેહેમતન કાંઇ યુક્તિ રચશે. અગરજો તે જમાનાનો ખાધેલો બાહાદુર રૂસતમ આએ શેરબચાને હાથે માર્યો જશે તો આપણે રૂસતમની ગેરહાજરીમાં ઇરાનને આપણે હાથ કરી લેઇશું અને કાઉસની સાંમે જેહાનને તંગ બનાવીશું. ત્યાર પછી આપણે સોહરાબને માટેનો પણ ઉપાય કરીશું અને તેને એક રાતે ઓચિંતો ઉંઘમાં બાંધી લેઇશું. પણ જો તે પોતાના બાપને હાથે માર્યો જશે તો ત્યાર પછી તે નામવરનું દિલ (બેટાને મારી નાખ્યાને સબબે) બલ્યા કરશે." આથી તે બંધે પેહેલવાનો સાહુચેટી સાથે રોશન રવાનના સોહરાબની આગળ ગયા. તેઓની હરોલમાં પાદશાહની તરફનો દસ જીન સાથના ઘોડાઓનો તથા દસ સામનથી લાંધેલાં ખચ્ચરોનો તથા ફીરોજાનું તખત અને ફેરબાનું તાજ કે જે તાજનું મથાલું મોતીઓથી જડેલું અને તખતના પૈયા હાથીદાંતના હતા તે સઘલાનો હદીઓ ચાલતો હતો. વળી તેણે તે કુલવંત ઉપર એક સહુરાગાતવાલું અને તેના દિલને પસંદ પડે તેવું એક નામું લખ્યું કે, "અગરજો તું ઇરાનનું તખત તારે હાથ લેશે તો જમાનો ઇનશાફથી નચિંતાઇ પકડશે. આ જમીન ઉપરથી તે ઇરાનની જમીન ઉપર જવાનો કાંઇ લાંબો માર્ગ નથી પણ સમનગાન, તુરાન અને ઇરાન જાણે એકજ હોય તેમ છે. તુંને જેટલું લશકર જોઇએ તેટલું મેં મોકલી આપ્યું છે. માટે તું ઇરા-

---

૧ આ બેત લખેલી નકલમાં વધારે છ.

નના તખત ઉપર જઈને બેશ અને માથે તાજ મુક. તુરાનની અંદર હોમાન અને બારમાનના જેવા બાહુર પાદશાહો બેશક હશે નહી. તેઓને તથા ચીનના ખાકાન જેવા પાદશાહને તથા લડાઈને લાયકના ત્રણ લાખ ચુંટી કાઢેલા બાહુરોને મેં હાલે તારા હોકમ હેઠેલ રેહેવાને માટે મોકલ્યા છે, કે તેઓ થોડા વખત સુધી તારા પરોણા તરીકે રહે. અગરજો તું તેઓને લડાઈ કરવાને કહેશે તો તેઓ લડાઈ કરશે અને બુરૂં ઇચ્છનારા (ઇરાની) ઓ ઉપર જેહાનને તંગ બનાવશે."

તેઓ પાદશાહની તરફનું આ નામું ખેલાત, ઘોડાઓ અને ભાર લાધેલાં ખચરોની સાથે લેતા ગયા. જેવી સોહરાબને તેઓને માટેની ખબર થઈ તેવીજ તેણે તેઓને સામા લેવા જવાને માટેની કંમર બાંધી. તે પોતાના મમાવાની સાથે જડપથી હોમાનની આગળ ગયો. આવું મોટું લશકર જોવાથી સોહરાબનું દિલ ખુશી થઈ ગયું. જ્યારે હોમાને સોહરાબને આવી બાજુવાલો અને ગરદનવાલો જોયો ત્યારે તે તેને જોઈને અચરતી સાથે હેરત બન્યો. પછી તેણે તે હદીઓ, ઘોડા અને લાધેલાં ખચરો સાથે પાદશાહનું નામું તેને આપ્યું, અને તે બાહુર સ્વારોના સરદાર હોમાને સોહરાબને કહયું કે " ઓ શીંહના જેવા પેહેલવાન! તું તુરાન જમીનના પાદશાહનું નામું વાંચ અને તું જો કે તેણે તેમાં તુંને શું શું ફરમાવ્યું છે." જેવું તે જેહાનને સોધનારા સોહરાબે તેનું નામું વાંચ્યું તેવીજ તેણે તે લશકરને ત્યાંથી જડપથી કુચ કરાવા માંડી. દુન્યાને જીતનારા અનુભવી તુરકી પેહેલવાનો પવનવેગે દોડનારા ઘોડાઓની ઉપર બેઠા અને પછી કુચના પરગમો વજડાવીને ત્યાંથી ઇરાન તરફનો રસ્તો લીધો. આથી તે લશકરથી તથા તેઓના પોકારથી દુન્યા ભરાઈ ગઈ. તેની સામે લડાઈ કરવાની કોઈનામાં પણ હીંમત રહી હતી નહી, પછી તેની સામે શીંહ કે મગર જાય તો પણ શું થયું. તેને હાથ રૂસતમના ઘોડાની તોખમનો જે ઘોડો આવ્યો હતો તેની ઉપર તે જીન બાંધીને બેઠો. તેનો ઘોડો બાહુર અને કુકતા પવનની માફકનો

અને વખતના રેલાની માફકનો દોડનારો હતો. ૧ તે ઘોડાએ જનુની શીંહ જેવાઓની સાથે લડાઇ કીધી હતી. અને તેની આગળ બીજા પવનવેગે જનારા ઘોડાઓ જરાએ બીસાતમાં ગણાતા હતા નહી ૧ તેણે તે લશકરને ઇરાન જમીન તરફ હંકારીઉં. અને આબાદી ભરેલી ઇરાનની જમીનોને તે ખાલી નાખતો અને ત્યાં કાંઇ પણ બાકી રાખ્યા વગર આગળ વધ્યો.

## સોહરાબ સફેદ કીલ્લા નજદિક જઇ પુગ્યો અને તેણે હજીરની સાથે લડાઇ કીધી અને તેને હરાવ્યો તે વિષે.

ત્યાં એક કીલ્લો હતો જેને સફેદ કીલ્લાને ૨ નામે ઓળખવામાં આવતો હતો. એ કીલ્લાથી ઇરાનીઓને (દુશમનો ઉપર જીતવાની) ભારે ઉમેદ રહેતી હતી. તે કીલ્લાની રખેવાલી લડાઇના અનુભવવાલા હજીરના ૩ હાથમાં હતી, કે જે હીમતવાન દિલનો અને ગુરજ તથા તીરનો રાખનારો હતો. ગઝદહમ તે વેલા હજીતો નાનો હતો, પણ તે નાની ઉમરથીજ લડવૈયો અને પેહેલવાન હતો.

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ મી૦ જેમસ એટકીનસ એ સફેદ કીલ્લો કયાં આવ્યો છે તે બાબે જણાવતાં લખે છે કે:—

"The White fortress.—In Rennell, there is a place called Surab pass, in the mountainous chain of the Cancasus. On the southern side of the range, in Lieut. Macartney's Map of the Punjab and countries west-ward of the Indus, there is a fortress marked Killa Baizeh which signifies white fortress, close to the Surab pass laid down by Rennell. This therefore may have been the defile through which Sohrab ipvaded Iran."

૩ હજીર એ કેશવાદના બેટા ગોદરેજનો બેટો થતો હતો.

તેની પેહેલવાનના જેવી અને સ્વારી કરનારી બેહેન હતી, જે ભુરી ઇચ્છાવાલી તોપણ બાધુરી અને નામદારી મેલવનારી હતી. જેવો તે હજીર સોહરાબના લશકરનાં કામથી વાકેફ બન્યો તેવુંજ તેણે એક શીંહની માફક પોતાનું બખતર પેહેર્યું. જ્યારે સોહરાબ તે કીલ્લા આગળ જઇ પુગ્યો ત્યારે બાધુર હજીરે ત્યાંથી તેને જોયો, તેથી તે પેહેલવાનની માફક એક જડપ ચાલના ઘોડા ઉપર બેઠો અને કીલ્લામાંથી લડાઇનાં મેદાનમાં દોડયો, અને ત્યાં તે તુરકી લશકર ઉપર પોકાર મારતાં તે પેહેલવાનની તોખમનો બાધુર આ પ્રમાણે બોલ્યો કે "તમારી વચે બાધુરો, લડવૈયાઓ, પેહેલવાનો અને અજમાયશ પામેલા સરદારો કોણ છે? લશકરના આટલા બધા સરદારોમાંથી મારી સામે કીનો લેવાને કોણ આવે છે?" કોઇ પણ તેની સામે લડાઇ કરવાને ગયું નહી કારણ કે તે ઉંચા કદનો, મજબુત બાજુવાલો અને દબદબા સાથનો હતો. જેવો લડવૈયા સોહરાબે તેને જોયો તેવીજ તેણે ચીરડાઇને કીનાની તલવારને બહાર ખેંચી અને જડપથી બખતર પેહેરીને માથા ઉપર લોઢાંની તોપી મુકી.[૧] પછી એક શીંહની માફક લશકરમાંથી બાહાર પડીને મગર જેવા હજીર સાથે લડવાને માટે ભપકાથી ચાલી આવ્યો. તેણે લડાઇમાં અનુભવ પાંમેલા હજીરને કહયું કે "સારૂં! સારૂં! પણ શું તું મારી સાથે એખલો લડવાને માટે આવ્યો છે કે? તું શા માટે વગર ફેકટનો ભપકાથી ચાલીને એક મગરના જેવા શખ્સની સાથે એખલો લડવાને આવ્યો છે? તું કોણ શખ્સ છે? તારૂં નામ અને તારી ઓલાદ શું છે? કારણ કે તારો જન્મ આપનારી માતાને તારે માટે હમણા રડવું પડશે." ત્યારે તેને હજીરે એવો જવાબ દિધો કે "ચુપ રેહ. મને તુરકીઓમાંથી કોઇ-પણ દોસ્ત (દિલસોજી દેખાડવાને) જોઇતો નથી. હું પેહેલવાનોને પકડનારો તે બાધુર સરદાર છું કે જેની આગળ બાધુર શીંહો પણ કોહલાંના જેવાં બને છે. હું બાધુર પેહેલવાન હજીર છું. હું હમણાં તારાં ડોકાંને તારાં શરીરથી છુટું કરશ અને તે ડોકું જેહાનના પાદ-

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

શાહ કાઉસની નજદિક મોકલી આપશ અને પછી તારાં શરીરને ગીધ પક્ષીઓ ગેબ બનાવી દેશે."

સોહરાબ તેની એ વાત સમજીને હસી પડયો અને તેના અંગ ઉપર જડપથી હુમલો કીધો. તેઓ એકમેકની ઉપર એવી જડપથી નેજા ફેંકવા લાગ્યા કે તે એકમેકના ભાલા ઓલખાઈ શકતા હતા નહી. તે જોરેમંદ હાથીના જેવો પેહેલવાન સોહરાબ આતશની માફકનો બન્યો અને પોતાના ઘોડાને પાહાડની માફક દોડાવવા લાગ્યો. હજીરે તેની કંમર ઉપર ભાલાનો એક ફટકો માર્યો પણ તેની અણી અંદર દાખલ થઈ નહી. પછી શીંહના જેવા સોહ-રાબે પોતાનો ભાલો લંબાવ્યો અને તે નેજાની અણી તે બાધુરની કંમરમાં ભોંકી દિધી અને કાંઈપણ અંદેશા વગર તેને જીન ઉપરથી પવન વેગે ઉચકયો. પછી તેણે તેને એક પાહાડના ટુકડાની માફક જમીન ઉપર ફેંકયો, જેથી તેના જીવને અને દિલને નુકશાંન પુગ્યું. તે ઘોડાની ઉપરથી તુરતજ ઉતરી પડયો અને તેની છાતી ઉપર ચઢી બેસીને ટોકાંને શરીરથી જુદું કરવાને ચાહયું. તેથી તે હજીર ફરી જઈને જમની બાજુએ ઉલટાઈ ગયો અને દલગીર થઈને સોહરાબની માફી ચાહાવા લાગ્યો. આથી સોહરાબે તેને પોતાના હાથમાંથી છોડી દિધો અને તેને માફી બક્ષા જેથી હજીરે ખુશી થઈને તેને પુશકલ દુવા દિધી. પણ તે બાધુરે તેને તેજ વખતે બંધમાં બાંધી લિધો અને તેને હોમાનની આગળ મોકલી આપ્યો. હોમાન તેના કામથી અચરતી સાથે અજબ થયો કારણ કે તે સેહેલાઈથી આવી રીતના બાધુરને પકડી શકયો હતો. જ્યારે તે કીલ્લાની અંદરના લોકો હજીરના પકડાઈને બંધીવાન થવા વિષેની ખબરથી વાકેફ થયા ત્યારે ત્યાંના મરદો તથા ઓરતો તે અંનજુ-મન વચેથી હજીર ગુમ થયો તેથી રડવા અને પોકાર કરવા લાગ્યા.

## સોહરાબે ગોદઆફ્રીદ સાથે લડાઈ કીધી તે વિષે.

જ્યારે ગઝદહમની બેટી એ વાતથી વાકેફ થઈ કે તેઓના લશકરનો સરદાર ગુમ થયો છે ત્યારે તેણી ગમગીન થઈ અને

દુખથી પોકાર મારવા લાગી તથા દિલમાંથી થંડી હાએ મારવા લાગી. તે ઓરત એક પેહેલવાનની માફક સ્વારી કરનાર હતી અને હમેશાં નામદારોની સાથે લડાઇ અજમાવતી હતી. તેણીનું નામ ગોર્દઆફ્રીદ હતું. લડાઇની અંદર તેણીના જેવું બાહુર કોઇ નહી હતું. હજીરના આવાં (તાબે થવાના) કામથી તેણીને એટલી તો શરમ લાગી કે તેણીનો રાતો ચેહરો કાલો થઇ ગયો, આથી તેણીએ પોતે લડાઇ કરવાને માટે સ્વારોનું બખતર પેહેર્યું કારણ કે એ કામમાં ઢીલ કરવાનો હવે વખત રહ્યો હતો નહી. તેણીએ પોતાના બાલને બખતરની નિચે છુપાવી દિધા અને રૂમી તોપીને માથાં સાથે મજબુટ ગાંઠ મારી લિધી. પછી તેણી કમરે કંમરબંધ બાધીને તથા પવન વેગે દોડતા ઘોડા ઉપર સ્વાર થઇને તે કીલ્લામાંથી એક શીંહની માફક બાહાર પડી અને તેણી એક પેહેલવાનની માફક તે લશકરની સામે જઇને વાદલની ગરજના માફકની એક બુમ પાડી કે “તમારા પેહેલવાનો અને સરદારો કોણ છે? અને તમારા લડાયકોમાંથી કોણને લડાઇ ચારી આપે છે? કારણ કે હું લડાઇમાં એવો અનુભવી શખ્સ છું કે જે પણ બાહુર મગરના જેવો હોય તેની સાથે લડાઇ કરવાને આવી છું.૧ ” તે નામીચાં લશકરના બાહુરો વચેથી તેણીની સામે લડવાને કોઇ બાહાર આવ્યું નહી. પણ જેવી શીંહને મારનારા સોહરાબે તેણીને જોઇ તેવોજ તેણે હસીને પોતાના હોટને દાંતની વચે કરડયો. તે આસમાન ઉપરના વાદલની માફકનો ગડગડાત કરીને ખોદાના તથા ગુરજ અને તલવારના સોગંદ ખાવા લાગ્યો. ૨ પછી તે બોલ્યો કે “શમશેર અને જોરના માલેકના ફાંડામાં બીજી વખત એક ગોરખર સપડાયું છે.” તે જડપથી બખતર પેહેરીને તથા માથાં ઉપર એક ચીનાઇ લોઢાંની તોપી પેહેરીને ગોર્દઆફ્રીદની આગળ જડપથી ગયો. જેવું તે કમંદને ફેંકનારી છોકરીએ એ પ્રમાણે જોયું તેવોજ તેણીએ કમાન ઉપર તીરને

---

૧ મરદોને વેસે ઓરતોએ લડાઇ કીધેલાના બનાવ તવારીખમાં ઘણા જુના કાલથી લેવામાં આવેલા છે.

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ખેંચીને ધસ્યો. તેના તીરની જડપ આગળ એક પક્ષી પણ વધારે જડપથી ઉડી શકતું હતું નહી. તેણીએ સોહરાબ ઉપર તીરનો વરસાદ વરસાવવા માંડયો અને લશકરની સાથે ડાબી અને જમની બાજુએ લડાઇ કરવા માંડી. સોહરાબ તેને એ પ્રમાણે કરતાં જોઇને શરમાઇ ગયો અને ચીરડાઇને જડપથી લડવાને માટે ઢાલને માથા ઉપર આડી ધરીને આગળ વધ્યો. ત્યાં તે લડાઇ થવાથી લોહીની નદી વેહેવા લાગી. ગોર્દઆફ્રીદે પોતાનો હરીફ કે જે (ગુસ્સાથી) આતશની માફક તપતો હતો તેને જોયો અને તેથી તેણીએ કમાનને બાજુએ ઓલવી દિધી અને પોતાના ઘોડાને ઉંચા આસમાન સુધી કુદાવવા માંગ્યો. તેણીએ સોહરાબની તરફ નેજાની અણી લંબાવીને પોતાના ઘોડાને તથા ભાલાને તંપતા બનાવ્યા. જ્યારે તે હરીફે લડાઇની અંદર યુક્તિ કરવા માંડી ત્યારે સોહરાબ ચીરડાઇ ગયો અને વાઘના જેવો વિક્રાલ બન્યો. તેણે લગામને ખેંચી અને ઘોડાને ઉભો કીધો અને પછી આજર ગુશસ્પ (વિજલીના) ના આતશની માફક તેણીની ઉપર ધસ્યો. તે શીંહના જેવા સોહરાબે ગુસ્સા સાથે ચપલતાઇથી તેણીની તરફ નેજાની અણી લંબાવી અને પોતાના હાથમાં પકડેલા જાનને છીનવી લેનારા નેજાને પીઠ તરફ પાછલ હટાવીને પછી ગોર્દઆફ્રીદની કંમરબંધમાં ભોકી દિધો અને તેણીના શરીર ઉપરના બખતરને તમામ ચીરી નાખ્યું. તેણે તેણીને એક દડાની માફક જીનની ઉપરથી ઉચકી લેવાને ઇચ્છયું કે જેથી તે ચોગાન રમવાની લાકડી (તલવાર) ને હવામાં ગુમાવીને તેણીની ઉપર મારે. ગોર્દઆફ્રીદે જીન ઉપર અફડાતફડી કરતી રહીને પોતાની મ્યાનમાંથી તિક્ષણ તલવારને ખેંચી કાઢી અને તે તેના નેજા ઉપર મારીને તેના બે ટુકડા કરી નાખ્યા. આથી તેણી જીન ઉપરજ ટકી રહી અને બેસી રહી અને પછી ઘોડાને દોડાવીને ધુલને ઉડારવા લાગી.

તેની સાથે લડાઇ કરવું ગોર્દઆફ્રીદને પસંદ પડયું નહી તેથી તેણીએ ચેહેરો ફેરવીને જડપથી નાહાસવા માંડયું. તે પેહેલવાને (તેની પુઠ પકડવાને) પોતાના અઝદાહના જેવા ઘોડાને પોતાની

લગામ સોંફી દિધી અને ગુસ્સાથી ઘોડો દોડાવીને તેથી ઉડેલાં ધુલા-
રાથી જેહાનની રોશની છીનવી લિધી. જેવો તે પોકાર મારતો
તેણીની લગભગ નજદિક આવી લાગ્યો તેવોજ તેણે એક ભોંહાંક
લેઇને તેના માંથા ઉપરની લોઢાંની તોપીને ખેંચી કાઢી. આથી તેના
બાલ તે તોપીના બંધમાંથી છુટી ગયા અને તેથી તેણીનો ચેહેરો
સુરજની માફક પ્રકાશવા લાગ્યો. સોહરાબે જોઇ લીધું કે તે એક
છોકરી હતી, પણ તેણીએ માંથા ઉપરના બાલને પોતાના તાજની
નિચે ધાંકી નાખેલા હતા. તેણીને જોઇ તે અજબ થઇ બોલ્યો
કે "શું ઇરાની લશકરમાંથી લડાઇ કરવાને આવી છોકરીઓ
પણ બાહાર પડે છે કે? ત્યારે તો જંગી સ્વારો લડાઇને
દિવસે વાદલની અંદર પુશકલ ધુલ ઉડારતા હશે. જ્યારે
ઇરાનીઓની ઓરતો આવી બાધુર હોય તો લડાઇ કરનારા
પેહેલવાનો કેવાએક હશે?" પછી તેણે વલ દિધેલી કમં-
દને જીન ઉપરથી ઉઠાવી અને તે તેના ઉપર ફેંકીને તેની કંમરને
તેમાં સીકડી લિધી. તેણે તેણીને કહયું કે "ઓ માહાતાબ જેવા
ચેહેરાની ઓરત! તું મારા હાથમાંથી હવે છટકવા ના માંગ. તું
શા માટે મારી સાથે લડવાને આવી? તારા જેવું ગોરખર કદી પણ
મારા ફાંડાની અદર પકડાયું નથી. હવે તું મારા ફાંડાંમાંથી છુટી
શકવાની નથી, માટે તું બુમ ના પાડ." આથી ગાર્દઆફ્રીદે તેજ
વખતે પોતાનો ચેહેરો ખુલ્લો કીધો કારણ કે તેમ કીધા વગર તેણીએ
બીજો કાંઇ ઉપાય જોયો નહી. તેણી તેને પોતાનો ચેહેરો દેખાડીને
બોલી કે "બાધુરોની વચે શીંહના જેવા ઓ બાધુર શખ્સ! આપણી
ગુરજ અને શમશેર સાથની લડાઇ અને હુમલાઓ બંધે લશકરે
જોયા છે. પણ હવે મેં મારા ચેહેરાને અને બાલને આવી રીતે
ખુલ્લા કીધા છે તેથી તારૂં લશકર તારે માટે તુચ્છકારથી વાત કરશે
કે તેં આવી એક છોકરી સાથે લડાઇના મેદાનમાં લડવા ઉતરીને
આટલી બધી ધુલને ફોકટમાં વાદલ સુધી ઉડતી કીધી. એ સેહેલ
કામમાં તુંને એટલો બધો વખત રોકવો ઘટતો હતો નહી. આવી
રીતે એ લડાઇ કરીને તો તેં તારી ઉપર શરમ ઓઢી લિધી છે. માટે

તું મારે ખાતર બંધે તરફના લશકરોની વચે તારી એબ ખુલ્લી ના પાડ. એ વાતને આપણે છુપી રાખીએ તો સારૂં છે કારણ કે અક્કલ ધરાવવી એ મોટા લોકોનું કામ છે. હવે આએ લશકર અને કીલ્લો તારેજ તાબે છે. તેથી આવી સુલેહ વચે તુંને લડાઇ કરવી ઘટતી નથી. એ કીલ્લો, તેમાંનો ખજાનો તથા કીલ્લાના રખેવાલો એ સઘલું તારાજ હાથમાં આવ્યું છે અને જે કાંઇ તારી ખાહેશ હતી તે મુજબ તારૂં કામ પાર પડયું છે." જ્યારે તેણીએ પોતાનો સુગંધી-વાલો ખીલતો ચેહેરો ખુલ્લો કરીને પોતાના ગાલો સોહરાબને બતાવ્યા ત્યારે તેણી બેહેસ્તના બાગની માફક દેખાવા લાગી. કોઇં પણ ખેહુતે તેણીના જેવું ઉંચું સરોવરનું ઝાડ રોપ્યું પણ હશે નહી. તેણીની બે આંખો હરણના જેવી અને બે ભવાંઓ કમાનની માફકનાં હતાં. તું કહેશે કે જાણે તેણી પળેપળ ખીલતીજ જતી હતી. તેનું દિલ તેણીને જોવાથી મોહોબતમાં ગીરફતાર થયું. તું કેહેશે કે જાણે તેનું દિલ બલાની પેતી બની ગયું. તેણે તેણીને કહયું કે "તું હાલે જે બોલી છે તેથી ફરતી ના કારણ કે તું તો મને લડાઇમાં અજમાવી ચુકી છે. આએ ટુકડાના જેવા કીલ્લા ઉપર તું કાંઇ મદાર બાંધતી ના. જો કે તે આસમાનના ચક્કરથી પણ ઉંચો હશે તોપણ તે મારા ગુરજના ફટકાઓથી જમીન દોસ્ત બનશે. તે છતાં કોઇ પણ મારી ગરદન ઉપર પોતાનો ભાલો ભોકી શકશે નહી."

પછી ગોર્દઆફ્રીદે ત્યાંથી લગામ ફેરવી અને તે બુલંદ ઘોડાને કીલ્લાની તરફ દોડાવ્યો. સોહરાબ પણ તેણીની સાથે ત્યાં ગયો. ગઝદહમ તે કીલ્લાના દરવાજાની આગળ તેણીને લેવાને માટે આવ્યો. તે કીલ્લાનો દરવાજો ખુલીને ગોર્દઆફ્રીદ કે જેણીનું દિલ ઘાહેલ થયલું અને બાંધેલું હતું તેણીને અંદર લેઇ લિધી અને પછી કીલ્લાનુ બારણું તુરત બંધ કરી લેવામાં આવ્યું. તે કીલ્લાની અંદરના લોકો ગમગીન બન્યા અને દિલના ગમને લિધે તેઓની આંખો આંસુથી ભરાઇ ગઇ. ગોર્દઆફ્રીદ અને હજીરને થયલાં દુખથી બુઢાઓ અને જવાનો દુખી બની ગયા હતા. તે ગઝદહમ નામદારો અને પેહેલ-

વાનોની સાથે પોતાની બેટીની આગળ આવ્યો અને તેણીને કહ્યું કે "એ શીંહને મારનારી નેક દિલની ઓરત! તેં તેની સાથે લડાઇ કીધી અને વળી તું તેની સાથે મક્કર અને ફરેબ રમી તે માટે આપણી રૈયતનું દિલ તારે માટે દુઃખી થયું હતું. તોપણ તારાં કામથી આપણા કબીલાને શરમ પોહોંચી નથી. બુલંદ આસમાનના પેદા કરનારના શુકરાના હોજો કે દુશમનથી તારા જાનને કાંઇ નુકશાન પણ પુગ્યું નથી." ગોરદઆફ્રીદ પુશકલ હશી પડી અને કીલ્લાના મીનારા ઉપર ચઢીને ત્યાંથી (દુશમનના) લશકરને જોવા લાગી. જ્યારે જેવો તેણીએ સોહરાબને ત્યાંજ ઘોડા ઉપર બેઠેલો જોયો તેવીજ તેણી તેને આ પ્રમાણે કહેવા લાગી કે "એ તુરાન જમીનના પેહેલવાન! લડાઇના મેદાનમાંથી અત્રે સુધી ચાલી આવવાની તેં આવી રીતે શું કરવા મેહેનત કીધી. તું હવે અત્રેથી પાછો ચાલી જા." ત્યારે સોહરાબે જવાબ દિધો કે "એ ખુબસુરત ઓરત! હું તાજ, તખત, માહાતાબ અને સુરજના સોગંદથી કહુંછું કે હું એ કીલ્લાને ભોંય સાથ કરશ અને એ જુલમગાર ઓરત! હું તુંને પણ મારે તાબે કરશ. જ્યારે તું નાચાર બનશે અને દુખથી વલ ખાશે ત્યારેજ તું તારા આવા ફોકટના બકબકારાને માટે પસતાવો કરશે. તેં હમણા મને ખુલ્લાં દિલથી જે વચણ આપ્યું તે કયાં ગયું?" જ્યારે ગોરદઆફ્રીદે તેની એ વાત સમજી ત્યારે તેણી હસી પડી અને તેજ વખતે તેને અફસોસ સાથે કહ્યું કે "તુરકીઓથી ઇરાની ઓરત સાથે પરણી શકાય નહી. તું એમ જાણ કે તે વખત વહી ગયો છે અને તું મારી સાથે હતોજ નહી. માટે એ દુખથી તું પોતાને ગમગીન ના કર. હું તો એવું ધારૂં છું કે તું પોતે તુરકીઓમાનો એક નથી અને વળી તું (ઇરાની) બુજર્ગોનું તોખમ ધરાવવા શિવાય બીજું કોઇ તોખમ ધરાવતો નથી. કારણ કે જે કોઇ (ઇરાની) પેહેલવાનોની સાથનો સંબંધ ધરાવતો હોય તેના શિવાય બીજું કોઇ એવું જોર, આવી બાજુ અને આવાં ખભાં અને ડોક ધરાવી શકે નહી. તોપણ જેવી પાદશાહ કાઉસને આએ ખબર પોહોંચશે કે એક પેહેલવાન તુરાની લશકર લેઇને આવ્યો

છે તેવોજ તે શેહેનશાહ પોતે અને રૂસતમ તે બાબે (લડાઇની) હીલચાલ કરવા માંડશે ત્યારે તમો તુરાનીઓ તેઓના જોરની સામે ટકી શકશો નહી. તારા લશકરમાનો એક પણ શખ્સ જીવતો રેહેશે નહી. તારા માથા ઉપર બુરાઇઓમાંની શું શું બુરાઇઓ વિટશે તે હું જાણુતી નથી. તારી આવી ગરદન અને બાજુ માટે અફશોશ છુટે છે કારણ કે તે ઇરાની વાઘોથી છુપી રહેવી જોઇએ છે. તારે માટે ભલો માર્ગ એજ છે કે તું મારૂં કહયું કરીને તારા નામદારી ભરેલા ચેહેરાને અત્રેથી તુરાન તરફ પાછો ફેરવ. તું તારી બાજુ ઉપર એટલો બધો મુસ્તાક ના બન કારણ કે એક નાનો વાછરડો હમેશાં પોતાની બાજુને ચાવવા જાય છે." જ્યારે સોહરાબે એવી વાત સમજી ત્યારે તે શરમાઇ ગયો. કારણ કે તેણે તે કીલ્લો સેહેલાઇથી હાથમાં આવતો જવા દિધો હતો. કીલ્લાની અંદર નિચેથી એક ભોયરૂં હતું કે જે જગ્યાથી તે કીલ્લો ટકી રહેતો હતો. તેણે તે તમામ જગ્યાનો નાશ કરીને એકવગો બુરાઇથી ધોઇ નાખવા ચાહયું. તે સોહરાબ એમ બોલ્યો કે "આજે તો સાંજ પડી ગઇ છે અને તેથી આપણો લડવાનો હાથ ટુકો થયો છે. પણ બામદાદ થતાંજ આપણે એ કીલ્લા ઉપરથી ધુલને ઉડતી કરશું અને એ જગ્યામાં લડાઇની ધાસ્તી ફેલાવશુ" એટલું કહીને તેણે લગામ ફેરવી અને ત્યાંથી ચાલી ગયો અને પોતાની જગ્યાએ જવાનો માર્ગ ધર્યો.

## ગઝદહમે કાઉસ ઉપર નામું લખ્યુ અને તેમાં તેણે સોહરાબની બીણા જણાવી તે વિષે.

જ્યારે સોહરાબ ત્યાંથી પાછો ફર્યો ત્યારે તે બુઢા ગઝદહમે એક મેહતાને બોલાવી પોતાની પાસે બેસાડીઓ અને એક નામું પાદશાહની ઉપર લખાવીને એક ખેપીયાની મારફતે તેની ઉપર મોકલી આપ્યું. તે નામામાં તેણે પેહેલાં પાદશાહની તારીફ કીધી અને ત્યાર બાદ જમાનાનો તે બનાવ જાહેર કીધો કે "હમારી ઉપર તમામ લડવૈયાઓનું અને પેહેલવાનોનું એક ભારી લશકર ચઢી આવ્યું છે. તેની હરોલમાં એક પેહેલવાન છે કે જેની ઉમર ચૌદ

વર્ષથી વધારે નથી. તે કદમાં સીધાં સરોવરથી પણ ઉંચો છે અને તેનું શરીર ચલકતા સુરજના જેવું છે. તેની છાતી શીંહના જેવી છે અને ઉંચાઇમાં તે એક મીનારાના જેવો લાગે છે. આવા હાથવાલો અને ગુરજનો ધરાવનાર ઇરાનની અંદર મેં કોઇને જોયો નથી. જ્યારે તે પોતાના હાથમાં હીંન્દી તલવાર ધરે છે ત્યારે તેને શું દરીઓ કે શું પાહાડ નજીવો જેવો લાગે છે. તેના જેવો અવાજ વાદલના ગડગડાતનો પણ હશે નહી અને તેની બાજુના જેવી કોઇ પણ કાપનારી તલવાર હશે નહી. ઇરાન અને તુરાનમાં તેના જેવો બીજો કોઇ શખ્સ નથી અને જેહાનની અંદર તેનો કોઇ પણ હરીફ નથી. તે બાહાદુર પેહેલવાનનું નામ સોહરાબ છે કે જે દેવ, હાથી અને શીંહથી ડરીને પાછો ફરતો નથી. તેને માટે તું કહી શકે કે બેશક જાણે તે રૂસતમજ છે અથવા તો નરીમાનની તોખમનોજ એક પેહેલવાન છે. તે આવો પેહેલવાન જેવો પોતાના કીનો લેનારાં નામીચાં લશકર સાથે અત્રે આવી પુગ્યો તેવીજ બાહાદુર હજીરે તેની સામે લડવાની કંમર બાંધી અને તે જડપ ચાલના ઘોડા ઉપર બેસીને સોહરાબની આગળ લડાઇ અજમાવવાને માટે ગયો. પણ હમે તેને ઘોડા ઉપર જાજોવાર બેઠેલો રહેલો જોયો નહી. એક લડવૈઓ પોતાની આંખ વીચીને ઉઘાડે, અથવા તો નાખને રસ્તે સોડમ મગજને પુગે તેટલા વારમાં સોહરાબે તેને જીન ઉપરથી ઉચકી લીધો. તેની બાજુથી લોકો અચરત બન્યા છે. જો કે હાલે તે હજીર તેની માફી ચાહાવાથી બચી ગયો છે પણ તે (કેદ પકડાવાથી) દલગીર જીવનો બન્યો છે, અને તેનું શરીર દુખી છે. મેં ઘણા એક તુરકી સ્વારોને જોયા છે પણ તેના જેવો લગામનો ફેરવનાર મેં કોઇને પણ સમજ્યો નથી. નામાદારી ભરેલા પીલતન પેહેલવાન રૂસતમ શિવાય તેના જેવો લડાઇનો કરનાર જેહાનમાં કોઇ હશે નહી. જાલેજરના રૂસતમ શિવાય તમામ જેહાનમાં તેનો કોઇ હરીફ હશે નહી. તે રૂસતમજ કદાચને તે લડાયક શખ્સને બે લશકરની સફની વચેથી પોતાના પંજામાં લેઇ શકશે. પણ તે રૂસ-

તેમ પણ તેની સાથે મેદાનમાં ઉતરે તે જોવાને હું ઇચ્છતો નથી. કારણ કે તેનો એ હરીફ સખત પથરના પાહાડના જેવો છે. તે પાહાડની ઉપર જમીન પણ મેહેરબાની દેખાડે છે કારણ કે તે જમીનની ઉપરથી કીનાને વખતે ઘોડાને હંકારી શકે છે. અગરજો તું પાદશાહ એ બાબમાં ઢીલ કરશે, અને તેની સામે લશકર મોકલશે નહી તથા કમીનગાહ બનાવીને તું છુપાઈ બેસશે નહી તો ઇરાનની સઘલી જાહોજલાલી તું જતી રહેલી ગણજે અને તમામ જેહાનને તેની તલવારની અણીથી દુખ પુગેલું સમજજે. તે પોતે જોરમંદ હોવાથી આપણી સર્વે ચિજ લેઇ લેશે અને કોઇ પણ શખ્સ તેની સામે પોતાનો હાથ અજમાવી શકશે નહી. તેના જેવો લગામને ધરનાર શખ્સ કોઇએ જોયો હશે નહી. તું કહેશે કે તે બસ જાણે સામે સવાર પોતેજ છે. તેના આવા ગુરજ અને પંજા હોવાથી તેની સામે લડાઇ કરવાની અને તેના હુમલાની સામે થવાની હમારામાં તાકાત નથી. હવે તું તમામ પેહેલવાનોના નસીબને સુટેલા ગણજે અને તેનીજ મોટાઇને આસમાન સુધી પુગેલી સમજજે. આજ રાત્રે હમારા ઘરનો સઘલો સરસામન તેની દયા ઉપર છોડીને હમો તારા દેશની તરફ આવવા માંગીએ છીએ. વળી અગરજો હમો થોડો વખત ઢીલ કરી નીભી રહીએ તોપણ હમો કાંઇ પણ કરી શકનાર અથવા બોલી શકનાર નથી. કારણ કે તેની સામે આએ કીલ્લો મજબુટ રહી શકનાર નથી. તેના હુમલાની આગળ એક શીંહ પણ નાચાર બને છે.'' પછી જેવું તે નામાને સીલ સાખ કીધું કે તેવોજ ખેપીઓ તે લેઇ જવાને ઉઠી ઉભો થયો. ગઝદહુમે જબાન ખોલીને તેને કહયું કે "તું એવી રીતે અત્રેથી જજે કે આવતો કાલે સહવાર સુધીમાં સામી તરફના લશકરમાંથી કોઇપણ તુંને જોઇ શકે નહી.'' આથી તે નામુ લેઇ જનાર ખેપીઆએ ત્યાંથી સીધો રસ્તો લિધો. તે નામાની પુઠે ગઝદહુમ પણ ઉઠી ઉભો થયો. તે કીલ્લાના ભોંયરાંની અંદરથી એક રસ્તો હતો કે જે રસ્તાથી ગઝદહુમ વાકેફ હતો. તેણે પોતાનો સઘલો સરસામાન ત્યાં તજી દિધો અને તે બેમાલુમ રસ્તેથી તેઓ ત્યાંથી બેમાલુમ

થઇ ગયાં. ગઝદહુમ તેજ દાહાડે તે કીલ્લાની અંદરના રસ્તા વાટે પોતાના કબીલાની સાથે બાહાર પડયો.

જ્યારે પાહાડના મીનારા પાછલથી સુરજ બાહાર પડયો ત્યારે તુરાની લશકરે કંમર બાંધી. આથી પેહેલવાન સોહરાબ હાથમાં નેજો ધરીને સેતાબ ચાલના ઘોડા ઉપર બેઠો. તે એવું ધારતો હતો કે તે કીલ્લામાના તમામ પેહેલવાનોને તે પકડીને મેંઢાનાં ટોલાંની માફક બાંધશે. પણ જ્યારે તે કીલ્લા ઉપર હુમલો કરવામાં આવ્યો, ત્યારે ત્યાં કોઇ પણ દેખાયું નહી. તેથી તેણે એક ફાડી ખાનારા શીંહુની માફક પોકાર માર્યો, કારણ કે ત્યાં જમીનની નિચેથી એક રસ્તો હતો કે જે રસ્તાથી દુશમનો જાણીતા હતા નહી.૧ તેઓએ કીલ્લાની આગળ આવીને બારણું ખોલ્યું પણ તે નામદારોમાનું કોઇપણ તે કીલ્લામાં હતું નહી. તે કીલ્લાના રખેવાલોનું લશકર અને પેહેલવાનો ગઝદહુમની સાથે રાતોરાત ત્યાંથી જતા રહયા હતા. તેથી જ્યારે સોહરાબ અને તેનું લશકર કીલ્લામાં દાખલ થયું ત્યારે તે કીલ્લામાં તેઓએ ગઝદહુમને જોયો નહી. બીજા જે કોઇ અંદર હતા તેઓ જોકે નીરદોશ હોવા છતાં ગુનેહગાર થઈઆ. તે સઘલાઓ તે સોહરાબના ફરમાવ્યાથી આગળ આવ્યા અને દરેકે પોતાનો જીવ બચાવવાનો ઇલાજ સોધીઓ. વળી ગોર્દઆફ્રીદની પણ સોધ કરવામાં આવી પણ તેણી જણાઇ નહી. તેનું દિલ તેના પ્યારમાં બલતું હતું. ત્યાર બાદ (જ્યારે તેણી નહી મલી ત્યારે) તે બોલવા લાગ્યો કે "અફસોસ! અફસોસ! પ્રકાશતો માહાતાબ વાદલની નિચે છુપાઇ ગયો છે. મને જમાનાની અજબ રીતની નજર લાગી કે તે મારો શેકાર લુટી ગયો. મારા ફાંદામાં એક અજબ જેવું હરણ પકાડાયલું હતું કે જે તેમાંથી છુટી જઇ મને તેજ ફાંદામાં સપડાવી ગયું છે. તે પરી જેવા શરીરની ઓરત મને એકાએક પોતાનો ચેહેરો દેખાડી મારાં દિલને ચોરી લેઇ ગઇ છે અને મારા ગમમાં વધારો કરી ગઇ છે. દિલને ખેંચનારી તે માશુક એકાએક છુપાઇ ગઇ છે. તેના ગમના દાઘથી હું

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ગુંચવાઇ ગયો છું. અજબ જેવી નજરબંધી તો એ છે કે તે મકારૈ ઓરતે મને તલવારથી ઘાહેલ કીધો નથી તોપણુ તેણીએ મારૂં લોહી રેડયું છે. તેનો ચેહરો જોયા વગર મારી જીંદગી કડવી બની છે અને તેના મીઠા જવાબોથી મારૂં શરીર બંધીવાન બન્યું છે. હું જાણુતો નથી કે તે જાદુગર ઓરતે મને એવું તે શું કીધું છે કે મારા સખુ-નોનો રસ્તો પણુ એકાએક બંધ થઇ ગયો છે. આવી લડાઇ કરનારી, ખુબસુરત, વાતચીત કરનારી તેના જેવી બીજી કોઇ માશુક હું જોઇ શકશ નહી. જયારે હું તેણીના બોલેલા બોલો યાદ કરૂં છું ત્યારે દામ દિધા હોય તેમ આગ ઉઠે છે અને મારૂં દુખ વધે છે. મારી ઉપર પુશકલ દુખ આવી પડયું છે અને મારી પ્યારીથી મને વેગલાઇ પુગી છે. મને મારી કંગાલ હાલતને માટે રડવું પડે છે કારણુ કે હું મારી માશુકને નથી પીછાણુતો કે તેણી કોણ છે?" એમ બોલીને તે ગમથી ઘણો બલવા લાગ્યો. પણુ તેનો એ ભરમ કોઇ જાણે એમ તે ઇચ્છતો હતો નહી. વળી એશક પણુ છુપ્યો રહેતો નથી કારણુ કે આંસુ લોકોની આગળ તે ભરમને ખુલ્લો કરે છે. અગરજો આશક ગમે એવો ઘેલો થયો હોય તોપણુ તેના જીવની દલગીરી તેના અંતકરણુમાંથી પોકાર ઉઠાવે છે. તે દબદબાવાલી નામીચી છોકરી તરફના પુશકલ પ્યારથી સોહરાબના ચેહેરા ઉપર કાંઇપણુ રંગ રહયો હતો નહિ. હોમાનને તેના આએ કામની ખબર હતી નહી કે સોહરાબના જીગર ઉપર પ્યારનું લોહી બંધાયું છે. પણુ તેણે તરફથી દિલમાં એવો નકસો દોરીઓ કે તે પરીસાન હાલ-તમાં આવી પડયો છે. કોઇના ફાંદામાં તેનો પગ આવી પડયો છે. અને પુટલી જેવી ઓરતના જુલફાના ફાંદામાં તે સપડાઇ ગયો છે. તે પોતાના દુખને છુપાવે છે પણુ તેનું દિલ દુખી છે. તેની હુશીયારી રસ્તો ચુકી ગઇ છે, અને તેના પગ કાદવમાં છે.

પછી તેણે ટક સોધીને તેને છુપી રીતે કહયું કે " ઓ શીંહના જેવા નામીચા પેહેલવાન! આગળ બુજોર્ગો પોતાના કરતાં બીજા-ઓને ધર્મ અને રેવાજમાં ચઢતા ગણુતા હતા નહી. તેઓ બેહુંદી રીતે પોતાના દિલને ખોહી દેતા હતા નહી અને પ્યારના દારૂથી

તેઓ છાકટ બની જતા હતા નહી. તેઓ કસતુરીવાલા સો હરણો (આમુકો) ને કમંદના ફાંડામાં પકડતા હતા પણ પોતાના દિલને તેઓને હાથ બંધીવાન કરતા હતા નહી. જે કોઇ પેહેલવાન હોય છે તે પરી જેવા ચેહેરાવાલી જવાન ઓરતોથી ફરેબ ખાય એવું ઇચ્છતો નથી. જે કોઇ સરદારીએ અને પેહેલવાનીએ પુગે છે તે આસમાનનો પણ પ્યાર ખરીદી લે છે. માટે ઓ શીંહના જેવું દિલ ધરાવનારા અને દેવોને બાંધનારા સરદાર! તું કોણના પ્યારમાં એવો દુખી થયો છે? એક માહાતાબ જેવા ચેહેરાની ઓરતના પ્યારમાં રડવું એ જેહાનને જીતી લેનારા શખ્સો અને સરદારોની રીતી નથી. અફ્રાસીયાબે તુંને પોતાનો બેટો ગણીઓ છે, તેથી તો તું આજે ખુશકી અને દરીઆ ઉપર સરદારી ભોગવે છે. તુરાનથી આપણે એક કામ બજાવવાને અને લોહીના દરીઆમાં તરવાને માટે બાહાર આવ્યા છીએ. ઇરાન દેશની સરહદને (આએ કીલ્લો જીતી) આપણે મજબુટ ઘેરી લિધી છે. આવો એક કોહલો આપણે હાથ સેહેલાઇથી આવી ગયો છે. આપણી એ મુરાદ ગમે એટલી બર આવી છે તોપણ ઘણા એક સંકટો હજી આગળ આવવાનાં છે. હજી તો પાદશાહ કાઉસ, તુસ તથા શીંહને અફ્સોસ પોકરાવનારા રૂસતમ તથા પેહેલવાન ગોદરેજ, બાધુર ગેવ, તથા શીંહ જેવો ફરામરોજ, બેહેરામ અને રેહામ, તથા વળી મીલાદનો બેટો ગુરગીન અને ફરહાદ, તથા હાથીના કરતાં વધારે જોરાવર ગોરાજેહ એ સઘલા સામા આવવાના છે. આવા પોલાદ જેવા પંજાના નર શીંહો આવી નામદારી અને આબરૂ મેલવવા ખાતર કીનાની કંમર બાંધેલી રાખે છે. તે સઘલાઓ આપણી સાથે લડાઇ કરવાને સામા આવશે તે વખતે આપણું પોતાનું શું થશે તે કોણ જાણે છે? આપણા સરદારોની વચે તુંજ એકલો મેદાનને લાયકનો માણુસ છે તો તુંને પરીના જેવી ઓરતના પ્યાર સાથે શું કામ છે? માટે લાડકણી ઓરતોના પ્યારને તું દિલમાંથી થંડો કર, નહી તો કે અવતી કાલે તું લડાઇની અંદર મરદાનગી ભરેલો રેહેશે નહી. ઓ નોજુવાન શખ્સ! તેં તારી બાધુરીથી એક ભારી કામ

માથે ઉઠાવી લિધુ' છે તેમાં જો તુ' એકજ દિલ રાખશે તો જીત પાંમશે, નહી તો કે દિલના વિચારોને લિધે તુ' તારૂ' ડોકુ' ખોહી દેશે. તુ' ખચીત કરીને જાણુ કે જે કામમાં ઉલટ હોય છે તે કામમાં ફતેહ પાંમી મોટાઇ મેલવાય છે. તુ' જે કામ હાથ ધરાવે છે તે તો હજી પાર પડયુ' નથી તો બીજા' કામ તરફ તુ' શું' કરવા હાથ લ'બાવે છે? તારાં કૌવત અને મરદાનગીથી તુ' જેહાનને જીતી લે અને પાદશાહોની પાસેથી તાજ તથા તખત મેલવ. જ્યારે બોહુલા દેશો તારે હાથ આવશે ત્યારે દરેક તરફથી ખુબસુરત ઓરતો તુ'ને પગે પડતી આવશે. જે કોઇ ખજાનો અને કૌવત ધરાવવામાં કમ હોય છે તે શખ્સ પ્યાર અને માશુકને માટે દુખી થાય છે. જે કોઇ શખ્સ જેહાનની અ'દર મુરાદે પુગેલો હોય છે તેની નાના અને મોટાઓ પુજા કરે છે."

જ્યારે હોમાને તેની આગળ એ રીતની વાત કહી સમજાવી તે સઘલી સોહરાબ પેહેલવાને સમજી. તેના કેહેવાથી સોહરાબ સાવચેટ થયો અને લડાઇ કરવા ઉપર તેણે પાછું' દિલ લગાડીયુ'. તે બોલ્યો કે "ઓ ચીનના નામદારોના વડા! તારા આવા ભલા સુખુનો ઉપર હજાર આફ્રીન હોજો. તારા આએ સખુનો મારા જીવની દવાઇ તરીકે બન્યા છે માટે હાલે મારૂ' વચન તારી સાથે નવેસરથી તાજુ' થાય છે. જમીન અને દરીઆવાલી તમામ દુન્યાને હુ' અફ્રાસીયાબના હોકમ હેઠેલ લાવશ." એટલુ' કહીને તેણે પોતાના દિલમાંથી પોતાની માશુકને હાંકી કાઢી અને એક ઉ'ચા તખત ઉપર જઇને બેઠો. તેણે અફ્રાસીયાબનો ઉપર તે કીલ્લાની ફતેહ બાબે તથા ઢીલ અને સેતાબી કેમ થાય છે તે બાબે એકનામુ' મોકલ્યુ'. આથી એ બાબદ સમજી તે તુરાન જમીનનો પાદશાહ ખુશી થયો અને સોહરાબની તારીફ કરવા લાગ્યો.

પેલી તરફથી જ્યારે તે ગઝદહમનુ' નામુ' પાદશાહ કાઉસને પુગ્યુ' ત્યારે તેમાંની વાત સમજીને તેનુ' દિલ ગમગીન થયુ'. તેણે લશકરના કુલવ'તોને બોલાવ્યા અને એ બાબદ ઉપર કેટલીક વાતો કીધી. તેના લશકરના વડાઓ જેવા કે તુસ, ગોદરેજ, કેશવાદ, ગેવ,

ગુરગીન, બેહેરામ અને ફરહાદ પેહેલવાન તે ઇરાનના પાદશાહની સાથે ભેગા મલ્યા અને એ બાબદ ઉપર લાંબી ટુકી વાતો કરવા લાગ્યા. તેઓની આગળ પાદશાહે તે નામુ' વાંચી સ'ભલાવ્યુ' અને તે પેહેલવાન (સોહરાબ)નાં થોડાં ઘણાં કામો કહી સમજાવ્યાં. તેણે પેહેલવાનોને છુપી રીતે એ પ્રમાણે કહયુ' કે "આપણે માટે એ કામ ઘણુ' મુશકેલ થઇ પડશે. જે મીસાલે ગઝદહમ લખી જણાવે છે તે ઉપરથી તો આપણુ' દિલ ધાસ્તીએ ધોવાઇ જાય છે. તેથી આપણે શુ' કરીએ? એ દુખનો શુ' ઉપાય અજમાવ્યે? ઇરાનની અ'દર તે શખ્સનો હરીફ કોણ બનશે?" સઘલાઓએ એક મતે એવો ઠેડાવ કીધો કે, "ગેવ જાબુલના તે મોટા પેહેલવાન પાસે જાય અને રૂસતમને પાદશાહી તખત જોખમમાં આવી પડયુ' છે તેની ખબર પોહોચાડે, તથા તે તેને આ લડાઇમાં ઉતરવાને માટે અત્રે બોલાવી લાવે, કારણ કે એનાથીજ ઇરાનીઓને આસરો છે." એ મુજબ વિચાર કીધા બાદ તેઓ તુરતજ લખનારા મેહેતાની સાથે બેઠા, કારણ કે તે કામનો અ'ત તેમાંજ આવ્યો.

## કાઉસે રૂસતમ ઉપર નામુ' લખ્યુ' અને સોહરાબની સાથે લડાઇ કરવાને તેને બોલાવી મ'ગાવ્યો તે વિષે.

પછી પાદશાહે નામદાર રૂસતમની ઉપર એક નામુ' લખવાને ફરમાવ્યુ'. શરૂઆતમાં તેણે પરવરદેગારની તારીફ ગાઇ કે "પરવરદેગાર સાહેબ આરામનો આપનાર અને ફતેહમ'દ છે; જે વિચાર અને ઇનશાફનો સાહેબ છે અને જે ખોદાએ સાતે કેશવરોને પેદા કીધા છે." પછી બીજી તે પેહેલવાનની ઉપર દુવા ગુજારી કે "તુ' હુશીયાર દિલનો અને રોશન રવાનનો રેહેજે. મારાં દરેક કામની અ'દર જેહાનમાં તારા શિવાય મારો બીજો કોઇ મદદગાર બને નહી એમ હમેશાં બનજો. તુ' જાણ કે એક પેહેલવાન તુરકસ્તાનને રસ્તે આપણી ઉપર લશકર સાથે હુમલો લાવ્યો છે. તે પોતાના લશકરની સાથે સફેદ કીલ્લામાં દાખલ થઇ ચુકયો છે અને તે કીલ્લાનાં માણસોએ

આપણી તરફ આવવાનો રસ્તો ધરીઓ છે. તે એવો એક બાહુર અને જોરાવર પેહેલવાન છે કે જે શરીરે મજબુટ હાથીના જેવો અને દિલે નર શીંહના જેવો છે. તારા શિવાય ઇરાનનો કોઇ પણ શખ્સ તેની જીંદગીના પાણીને કાલાં બનાવવાની અને તેની સામે લડવાની હીંમત ધરાવતો નથી. તુંજ શીંહના જેવું દિલ ધરાવનારો પેહેલવાન જાદો છે અને તેંજ શમશેર વડે દુમશનોનાં દિલ લુટી લિધાં છે. તું સરઅફ્રાજી ભરેલો બાહુર નામદાર છે. જેહાનના પેહેલવાનોની ઉપર સરસાઇ ભોગવનારો પણ તું છે. તુંજ હાથી જેવું શરીર ધરાવનાર પેહેલવાનનું નામ ધરાવે છે તથા તુંજ પેહેલવાનોના થાંભ જેવો અને અંજુમનનો લાડકો છે. તારાથીજ ઇરાની પેહેલવાનોને હીંમત અને મદદ મલે છે અને તુંજ શીંહના જેવા પંજા અને જોર ધરાવે છે. માજંનદરાંન શેહેરને જીતી લેનાર તુંજ હતો અને હામાવરાનનાં બંધીખાનાને ખોલ્લું કરનાર પણ તુંજ હતો. તારો ગુરજ જોઇ સુરજ પણ રડવા પડે છે અને તારી તલવાર જોઇ મંગલ સેતારો બલીને કવાબ થાય છે. તારા રખશના પગલાંથી ઉડતી ધુલની જડપ આગળ નાઇલ નદીની જડપ કાંઇજ નથી. આખી જેહાનમાં કોઇ પણ હાથી તારી બરોબરીઓ નથી. તારી કમંદથી તું શીંહને પણ ફાંદામાં પકડી શકે છે અને તારા ભાલાથી પાહાડને પણ ઇજા પુગે છે. દરેક આફતોની વખતે તુંજ ઇરાનને પનાહી આપનારો છે. તારે લિધેજ પેહેલવાનો માથાં ઉપર મોટાઇ ભોગવનારી તોપી મુકે છે. નરીમાન, કેરશાસ્પ અને સામેસવાર કે જેઓથી આવી રીતનું તોખમ અને ઓલાદ હસ્તી ધરાવે છે તેઓ ઉપર કયામતને વખત સુધી ખોદાતાલાની આફ્રીન ઉતરજો. એ ઓલાદના સઘલાઓ લડાઇ જીતનારા, શીંહોને લડાઇમાં ભોંયે ફેંકનારા અને પવીત્ર ઓલાદના છે. તારા દીદારથી મારૂં નસીબ રોશન રહે છે અને તેથીજ હું હમેશાં ખુશાલ અને તંદરોસ્ત રહું છું. હાલે મારી ઉપર એક નવું દુખ દેનારૂં કામ આવી પડયું છે કે જેના વિચારથી મારૂં દિલ ચીરાઇ જાય છે. તમામ પેહેલવાનો હમણા એકઠા મલીને બેઠા છે અને તેઓએ ગઝદહમનું આવેલું નામું વાંચ્યું છે. એ

બાધુર પેહેલવાનોએ અંતે એવુંજ જોયું છે કે કુલવંત ગેવ તારી આગળ આવે અને આએ નામું તુંને પોહોચાડે તથા તેમાં લખાયલી સારી માઠી ખબરો તું વાંચે; માટે દિવસે યા રાતે કે કોઇ પણ વખતે જેવું તું આ નામું વાંચે તેવોજ તું એ બાબદની પુછપરછને માટે પણ તારા બે હોટો ખોલવાને થોભતો ના. અગરજો તું તારા હાથમાં તોરો ધરાવતો હોય તો તે તું સુંઘવાને પણ થોભતો ના, પણ તારાં મગજને તેજી બનાવી તારો ચેહેરો અત્રે આવવાને ફેરવજે. અગરજો તું ઉંઘાયલો હોય તો જડપથી જાગૃત થઇ ઉભો થજે. જો તું ઉભેલો હોય તો જરાબી ઢીલ કરતો ના, પણ ઘણા એક દાનાવ સ્વારોની સાથે જાબુલથી કુચ કરજે અને અત્રે આવવાના પોકારો ઉઠાવજે. ગઝદહમ જે મુજબ તેનું બ્યાન કરે છે તે ઉપરથી તું શિવાય તેનો બીજો કોઇ હરીફ જણાતો નથી. જેવું તું આએ નાંમુ વાંચે તેવીજ તું વગર ઢીલે તૈયારી કરજે અને લશકર લડાઇ કરવાને માટે હંકારજે." પછી તેણે અમબર અને કસ્તુરીને સાથે ભેલીને તે નામાંની ઉપર એક કાલી મોહર કીધી. જેવું તે નામું સીલસાબ થયું તેવુંજ તે જડપથી બાધુર ગેવને આપવામાં આવ્યું.

પછી પાદશાહે તેજ વખતે ગેવને કહયું કે "તું અત્રેથી જડપથી દોડતો જા અને ઘોડાની લગામને ઘસી નાખ. તું રૂસતમ પાસે જઇને જાબુલમાં આશાયશ ભોગવવાને માટે થોભી રહે એમ બનવા દેતો ના. જો તું ત્યાં રાતે જઇ પુગે તો ત્યાંથી દિવસના પાછો ફરજે અને તેને કહેજે કે લડાઇનો વખત નજદિક આવી પુગ્યો છે. અગરજો આએ પેહેલવાન શખ્સ મોટાઇ ભરેલો નહી હોય તોપણ દુશમનને કદીપણ હલકો ગણવો જોઇએ નહી." તેણે તે નામું તેની પાસેથી ઉતાવલે લિધું અને માર્ગની અંદર ઉંઘ અને આરામ ભોગવ્યા વગર આગળ ચાલ્યો. તે રાતે અને દિવસે ફુંકતા પવનની જડપે દોડીઆ કીધો અને તેણે રોટલી પાણીની પણ કંઇ દરકાર કાધી નહી. જેવો તે જાબુલસ્તાનની નજદિક જઇ પુગ્યો કે તેવોજ ચોકીબાનોના આવા પોકારો દસ્તાનને પુગી વલ્યા કે "એક સ્વાર ઇરા-

નથી વંટોલ્યાની જડપે અત્રે આવે છે કે જે સારી ચાલના ઘોડા ઉપર સ્વાર થયલો છે. ચોકીઆનો તેને જે નજરે જોય છે તે ઉપરથી જણાય છે કે તે કાંઇ ફરીયાદ સાથે અત્રે આવ્યો છે." ૧ આથી તેહેમતન પોતાના લશકર સાથે તેને લેવાને ગયો. ત્યાંના બુજોર્ગો પણુ પોતાના માથાં ઉપર તાજ પેહેરીને ગયા. તેની આગળ જઇ પુગતાંજ ગેવ પોતે તેમ તેના પેહેલવાનો અને નાની મોટી પડવીના શખ્સો જે તેની સાથે હતા તેઓની સાથે તે ઘોડા ઉપરથી ઉતર્યો અને તેણે તેને ઇરાનને માટે તથા પાદશાહને માટેની ખબર પુછી. પછી તેઓ ત્યાંથી રૂસતમના મેહેલમાં ગયા અને ત્યાં થોડો વખત રહીને થાક લીધી. તેણે જે કાંઇ પાદશાહથી સમજયું હતું તે તેને નામું સ્વાધીન કરતાં કહયું અને સોહરાબને માટેનું કેટલુંક બ્યાન કીધું.

જયારે તેહેમતને એમ સમજયું તથા તે નામું વાચ્યું ત્યારે તે હસી પડયો અને એ કામને માટે અજબ થવા લાગ્યો. તે બોલ્યો કે "મોટી પડવીના (તુરાની) લોકો વચે દુન્યામાં સામના જેવો એક સ્વાર પેદા થાય! અમીરી ખવાસના ઇરાનીઓ વચે એ બનાવ બને તો તેમાં અજબ જેવું નથી પણ તુરકીઓથી એ બનાવ કદી પણુ બની શકે નહી. એ કામમાં ખોદાની શું ઇચ્છા છે તે હું જાણુતો નથી. એવો તે નામીચો તુરકી પેહેલવાન કોણુ હશે? સમનગાનના પાદશાહની બેટીથી હું એક બેટો ધરાંઉ છું કે જે હાલે તો બાળક છે. તે કુલવંત બેટો હજી સુધી લડાઇની વખતે ઉટાવલ અને ઢીલ કેમ કરવી તે જાણુતો પણુ હશે નહી. મેં એક શખ્સની મારફતે તેની માયની ઉપર તેને માટે ઘણું એક સુનું અને જવેહેરાત મોકલી આપ્યું હતું. તે તો ત્યાંથી એવો જવાબ લાવ્યો હતો કે તે મારો પ્યારો બેટો થોડા વખતમાં મોટો થશે. હજી તે મારાં દિલની મોજ અને મારા જીવના જેવો (વાહાલો) બેટો મેદાનનો મર્દાનેમર્દ અને લશકરને તોડનાર બચ્ચો નથી. જયારે તેનો વખત આવશે ત્યારે તે શીંહની માફક દોડશે અને ઘણા એક નામદારોના ડોકાં નિચે નાખશે. તે મારાં એક બખતરનાં જેવો છે જે લડાઇમાં મારો

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

બરબાદ કરશે, પણ તે હાલતો મોજ મજાહમાં આશાયશ મેલવે છે. [1] દુધનો વાસ આવતા હોટથી તે હાલે દારૂ પીએ છે. પણ બેશક તે જલદિથી લડાઇનો કરનાર બનશે. તેથી ચાલો આવો, આપણે મેહેલ તરફ જઇએ અને દસ્તાનના મકાનની તરફ ખુશાલી ભોગવવાને જઇએ, અને એ કામને માટે તેનો શું વિચાર છે તથા તે નામીચો તુરકી કોણ છે તે આપણે જોઇએ." પછી નામદાર રૂસતમ પેહેલવાન દસ્તાનના મેહેલ આગળ આવી ઉતર્યો. તે પોતે ગેવની સાથે નરીમાનના મેહેલમાં દાખલ થયો અને થોડો વખત ત્યાં રહી ગમને દુર કીધો. રૂસતમ બોલ્યો કે "એ બાબે કસી ધાસ્તી રાખવાની નથી, કારણ કે સેવટે તે તુરકીઓને માટે ધુલ શિવાય બીજું કાંઇ નથી. એ નામીચો સરદાર કયાંનો છે તે માટે તો કોઇ કાંઇ કહેતું નથી, અને હાલે હું પણ જાણતો નથી કે એ સ્વાર કોણ છે?" ત્યારે તે કાસદ ગેવે પાછો એવો જવાબ દિધો કે "તે નામદાર લાંબો વખત જીવવો જોઇતો નથી. તે ઉંચા સરોવરની માફક કદમાં ઉંચો બન્યો છે. તેના હાથમાં ગુરજ છે અને જીનની ઉપર કમંદ લટકાવેલી છે. તે જોરાવર બાજુનો અને કદાવર અંગનો છે. ઉંચાં આસમાન ઉપરના તારાઓને પણ તે નિચે લાવે છે. હાલે તેની ઉમર ચૌદ વર્ષની પણ નથી તોપણ મરદાનગીમાં તે આસમાન સુધી પુગે છે. વળી તેનો પણ વખત લડાઇ કરવાનો નથી તેમ તે મોજમજાહ અને ખુશાલીની મીજલશને લાયકનો પણ નથી. ઓ પેહેલવાન! તું જેમ તારા બેટાને માટે કહે છે તેવોજ શખ્સ ઇરાનીઓ સાથે લડવાને માટે આવ્યો છે. તેણે બાધુર હજીરને તેના ઘોડા ઉપરથી નિચે ફેંકયો છે અને તેને પોતાની કમંદથી બાંધ્યો છે. તે પેલા શીંહ બચા તુરકીથી આવું કામ કદી બને નહી, જો કે તે આટલો બાધુર અને હીમતવાન છે તો શું થયું. અગરજો તે બીજોજ હોય (યાને રૂસતમનો બેટો નહી હોય) તો તેનાથી આટલી બધી ધાસ્તી અને ફીકર રાખવી જોઇએ નહી, કારણ કે ખોદા દુશમનનો નાશ કરનાર છે."

---

1 લખેલી નકલમાં એ બેત વધારે છે.

ત્યાર બાદ વળી પીલતનને ગેવને એ પ્રમાણે કહયું કે "ઓ લશકરને તોડનારા પેહેલવાન સરદાર! આજે આપણે અત્રે ખુશાલી સાંથે બેસીએ અને તેટલો વખત તે પેહેલવાનો તથા પાદશાહને વિષેની વાતો આપણે યાદ કરશું નહી. આપણે અત્રે રહીને એક દાહાડો આસાયશ લેઇએ અને સુકા હોટની ઉપર દારૂનો ભીનાશ નામીએ. ત્યારબાદ આપણે જડપથી પાદશાહની આગળ જઇશું અને ઇરાની પેહેલવાનોને રાહ જોતા થોભાવશું નહી. આપણું જલકતું નસીબ હાલે જાગૃત થયું નથી, નહી તો કે એ કામ કાંઇ મુશકેલ નથી. જ્યારે દરીઓ (યાને રૂસતમ) મોજાથી હીલતો બનશે ત્યારે તે તેજી આતશ (સોહરાબ) ના ભડકાંને આલુ વધવા દેશે નહી. જેવો તે મારા વાવતાને દુરથી જોશે તેવુંજ તેનું દિલ ખુશાલીના વખતમાં માહેતમ કરતું બનશે. અગરજો તે ગુરજ અને તલવારનો ધણી જાલના બેટા રૂસતમ જેવો જણાતો હોય યા વળી લડૈયા સામના જેવો બાધુર, હુશીયાર અને દબદબાવાલો હોય તોપણ તે એટલી બધી તેજી સાથે લડી શકશે નહી, તેથી એ કામને મુશકેલ ગણવું જોઇતું નથી." પછી તેઓએ દારૂ ઉપર હાથ લંબાવ્યો અને તે પીને મસ્ત બન્યા. તેઓએ પાદશાહની તથા જાલની સલામતીઓ લિધી. વળી બીજે દાહાડે બામદાદ થતાં તેહેમતન પુર ખુમારી સાથે આવ્યો અને દારૂ પીવાના કામનીજ પાછી તૈયારી કીધી. તેઓએ તે દિવસ પણ મોજ અને મસ્તીમાં ગુજાર્યો અને બીજે દિવસે પણ તેઓને જવાની યાદ રહી નહી. પછી રૂસતમે બાવરચીઓને ફરમાવ્યાથી તેજ વખતે ખાણું હાજર કરવામાં આવ્યું. જ્યારે ખાણું ખવાઇ રહયું ત્યારે મીજલશની તૈયારી કીધી અને દારૂ, વાજીંત્ર અને રામશગરોને મંગાવી. જ્યારે એ દાહાડો પણ પસાર થયો ત્યારે બીજે દિવસે પણ સુરજના ચેહેરા જેવી મીજલશ સંગારી. ત્રીજે દિવસે પણ બામદાદથી દારૂ લાવવામાં આવ્યો અને તેઓએ કાઉસ પાદશાહની તો કાંઇ યાદ કીધી નહી. ચોથે દીવસે ગેવે જવાની તૈયારી કીધી અને તે બાધુર પેહેલવાન સરદારને આ પ્રમાણે કહયું કે "કાઉસ

ગુસ્સાવાળો શખ્સ છે અને તે હાલે પોતાની હુશીયારીમાં નથી, કારણ કે તેને મનથી આ બાબદ કાંઇ હલકી લાગતી નથી. આએ કામથી તે ગમગીન બન્યો છે અને ગભરાઇ ગયો છે. તેથી તે ખાવા પીવાથી તથા સુવા અને આરામ કરવાથી વેગલો થઇ ગયો છે. માટે જો આપણે જાબુલસ્તાનમાં વધુ ઢીલ કરશું તો આપણે કાઉસને માટે જમીનને તંગ બનાવીશું. આથી તે ઇરાનનો પાદશાહ આપણી ઉપર ગુસ્સે થશે અને બુરા વિચારથી આપણી ઉપર કીના ભર્યો બનશે. સોહરાબની સાથે લડાઇ કરવાનું કોઇ પણ જોર ધરાવતા નથી, જ્યારે તે પેહેલવાન તેઓના કરતાં વધારે જોર ધરાવે છે.[1] મને કાઉસ પાદશાહે ઘણું ખંતીને કહ્યું છે કારણ કે તે લશકર ઇરાનની ઘણી નજદિક આવી પુગ્યું છે." ત્યારે રૂસતમે તેને જવાબ દિધો કે "તું એ બાબેનો વિચાર ના કર કારણ કે આ-એ જેહાનની અંદર કોઇ પણ આપણી સાથે ગુસ્સે થઇ શકશે નહી." પછી તેઓએ તે દિવસે દારૂ પીવાથી હાથ ઉઠાવ્યો અને પોતાના દિલને (લડાઇના) વિચારોથી સંગાર્યા.

## રૂસતમ અને ગેવ કાઉસની નજદીક આવી લાગ્યા અને કાઉસ તેઓની સાથે ગુસ્સે થયો તે વિષે.

પછી તેણે રખશ ઉપર જીન બાંધવાનો હોકમ કીધો અને કુચ કરવાને માટે રણશીંગડાં વજડાવ્યાં. રૂસતમના રખશને જીન, પાવડા અને રૂપેરી લગામથી તૈયાર કરવામાં આવ્યો. જાબુલના સ્વારોએ જેવો તેનો એ હોકમ સમજ્યો તેવાજ તેઓ પણ લોઢાંની તોપી અને હથીયારો સાથે ત્યાં ગયા. એક ભારી લશકર રૂસતમે તૈયાર કીધું અને તે લશકરની ઉપર જવારેહને સરદારી આપી. જેવો રૂસતમ પાદશાહની નજદિક આવી લાગ્યો તેવાજ તુસ, ગોદ-રેજ અને કેશવાદના બેટાઓ તેને એક દિવસના રસ્તા સુધી લેવાને

---

1 લખેલી નકલમાં એ બેત વધારે છે.

માટે ગયા. તેઓ તેના દોડતા ઘોડાની આગળ પગે ચાલવા લાગ્યા. વળી રૂસતમ પણ ઘોડા ઉપરથી ઉતર્યો અને ખરાં દિલથી બુઝોર્ગોની ખબર અંતર પુછી. પછી તેઓ ભપકા સાથે ખુલ્લાં દિલથી અને ખેરખાહી ચાહાતા પાદશાહની દરબારમાં આવી લાગ્યા. જ્યારે તેઓ ત્યાં ગયા અને તેની નજદિક નમન કરવા લાગ્યા ત્યારે કાઉસે ગુસ્સે થઇને તેઓને કાંઇ પણ વલતો જવાબ દિધો નહી. તેણે પેહેલાં ગેવ ઉપર પોકાર કીધો અને પછી પોતાની બેઉ આંખની શરમને ધોઇ નાખીને બોલ્યો કે "રૂસતમ એવો તે કોણ છે કે તે મારા હોકમને હલકો ગણે અને મારા હોકમથી માથું ફેરવે. અગરજો હાલે મારી પાસે તલવાર હતે તો એક નારંગીની માફક તેનું ડોકું શરીરથી જુદું કરતે. પકડો એને અને તેને જીવતો સુલીએ ચઢાવો. કોઇપણ મારી આગળ એને માટેની સીફારશ કરતું ના."

તેના એવી રીતના બોલવાથી ગેવનું દિલ દુખી થયું કારણ કે તેણે રૂસતમ જેવાની તરફ આવી રીતે હાથ લંબાવવાની હીંમત કીધી હતી. કાઉસ ભવાં ઉપર કરચલી ચઢાવીને ગુસ્સે બન્યો અને ગરજના કરતા શીંહની માફક પોકાર કરવા લાગ્યો. ગેવ અને પીલતનની સાથે કાઉસ એ રીતે ચિરડાયો તેથી તમામ દરબાર હેરત બની. કેકાઉસ પોતાની જગ્યાએથી ઉઠી ઉભો થયો અને જેમ ઝાડીમાં આતશ સળગી ઉઠે તેમ ઉશકેરાઇ જઇને તુસને ફરમાવ્યું કે "તું જા અને એ બંધેને જીવતા સુલીએ ચઢાવ." આથી તુસે આવીને રૂસતમનો હાથ પકડયો જેથી સઘલા પેહેલવાનો અચરત બન્યા. (તુસે તેનો હાથ એમ પકડયો કે) તે તેને કાઉસની આગળથી બાહાર લેઇ જાય કે જેથી કરી તેની તુંડાઇ જરા નરમ પડે. પણ રૂસતમે એવાંતો જોરથી પોતાનો હાથ તુસના હાથ ઉપર માર્યો કે તું કહેશે કે તે જોરાવર હાથીએ જાણે ઢોલ વજાડયું. આથી તુસ ઉંધે મસતક જમીન ઉપર તુટી પડયો અને રૂસતમ તેની આગળથી જડપથી ખસી ગયો. ત્યારબાદ તેહેમતન પાદશાહની સાથે ચિરડાઇને બોલ્યો કે "તારા મગજમાં તું એટલી બધી ગરમી ના રાખ. તારા એક પછીના એક એક સઘલાં કાંમો બુરાં છે તેથી તુંને પાદશાહી પણ ઘટતી નથી.

આવું તાજ તારાં કમીના માથાંની ઉપર હોવા કરતાં એક અઝદાહનાં મોઢાંમાં તે હતે તો તે વધારે નેક ગણાતે. હું તે નામદારીનો સોધનારો જાલનો બેટો રૂસતમ છું કે જેનું માથું તારા જેવા પાદશાહની આગળ નમતું નથી. શું મીસર, ચીન કે હામાવરાન, કે શું રૂમ, સગસાર કે માંજનદરાંનના લોકોના કલેજા મારી તલવાર અને તીરથી વિંધાયલાં છે, તથા તેઓ સઘલા મારા રખશ આગળ ગોલામ જેવા છે. તું પોતે આ દુન્યામાં જીવે છે તે મારા વડે છે. તો તેં શા માટે તારાં દિલને મારી ઉપર કીના ભર્યું બનાવ્યું છે? (તારામાં શકિત હોય તો) તું તે સોહરાબને જીવતો ફાંસીએ ચઢાવ અને એમ ચિરડાઇને તે બદખાહનો નાશ કર. જ્યારે હું ગુસ્સે થાંઉ છું ત્યારે મારી આગળ પાદશાહ કાઉસ શું બીસાદમાં ગણાય? અને તુસ એવો કોણ છે કે જે મારી ઉપર હાથ લંબાવે? હું કાઉસના ગુસ્સાથી શા માટે ડરી જાંઉ? મારી આગળ કાઉસ અને મુઠી ભરીને માટી એકસરખી છે. મને ખોદાતાલાની તરફથી ફતેહ સાથનો વખત મલ્યો છે અને તેવો વખત કાંઇ મને તું પાદશાહથી અને તારા લશકરથી મલ્યો નથી. જમીન મારી ગોલામ છે અને રખશ મારૂં તખત છે તથા ગુરજ મારી પાદશાહી સત્તા અને લોઢાંની તોપી મારૂં તાજ છે. મારી તલવારથી હું કાલી રાતને પ્રકાશીત બનાંઉ છું અને તેના વડે લડાઇના મેદાનમાં ડોકાંઓને ઉડતાં કરૂં છું. ભાલાની અણી અને ગુરજ મારા દોસ્તો છે તથા મારી બે બાજુઓ અને મારૂં દિલ મારો પાદશાહ છે. તે કાઉસ મને શા માટે દુખી કરે? હું કાંઇ તેનો ગોલામ નથી. હું તો પરવરદેગારનો એક બંદો છું. ઇરાની બાહુરોએ મને પાદશાહી આપવાને માટે ચાહયું હતું અને આએ તાજ તથા તખત મારે માટે તેઓએ તૈયાર કીધું હતું પણ મેં પાદશાહી તખત તરફ જરા પણ નજર કીધી હતી નહી અને મેં આગલેજ રેવાજ, રસમ અને રાહારીતીને જાળવી રાખી હતી. અગરજો મેં તાજ અને તખત કબુલ કીધું હતે તો તું આવી મોટાઇ અને સારૂં નસીબ મેલવવા પાંમ્યો હતે નહી. તું જે હમણા સઘલું બોલ્યો તે મને બોલવું શું તુંને ઘટતું હતું? તારી

સાથે મેં કીધેલી નેકીનો શું તું મને આવો બદલો આપે છે કે? મેં કએકોબાદ જેવાને આએ તખત ઉપર બેસાડીઓ હતો તો હું તું કાઉસની, તારા ગુસ્સાની અને તારા મગરૂરીના પવનની શા માટે દરકાર કરૂં? બીજું એકે કએકોબાદ એક ટોલીની સાથે અલબરૂજ પાહાડની ઉપર કંગાલ હાલતમાં રહેલો હતો તેને જો હું જઇને ઇરાન જમીન ઉપર લાવતે નહી અને તેની તરફથી કંમરબંધ અને કીનાની તલવાર બાંધતે નહી તો તુંને આવી મોટાઇ મલતે નહી અને તારી ખાહેશ પાર પડતે નહી, તથા વળી સામના જાલના બેટાને તું આવા સખુનો પણ બોલતે નહી. અગરજો હું ગરદન ઉપર ભારી ગુરજ ઉઠાવીને માંજનદરાન જતે નહી તો સફેદ દેવનું મગજ અને કલેજું કોણ તોડી લાવતે? અને પોતાની બાજુના જોર ઉપર કોણ એવી ઉમેદ ધરાવતે?"

જ્યારે તે એ પ્રમાણેનું કેટલુંએક બોલવું બોલી રહયો ત્યારે તેણે પેહેલવાનોને શિખામણ દેવી શરૂ કીધી. તેણે ઇરાનીઓને કહયું કે "સોહરાબ પેહેલવાન હવે આવશે અને તે તમારામાંથી કોઇ પણ નાના કે મોટાંઓને જીવતા રેહેવા દેશે નહી. માટે તમો દરેક જણ તમારા જીવનોજ ઇલાજ કરતા રેહેજો અને તમારી અક્કલને એ કામમાં દવાઇ તરીકે વાપડજો. તમો મને હવે પછી ઇરાનમાં પાછો જોશો નહી. આએ તમારો મુલક છે અને મારો આએ રખશ ગીધની પાંખ છે." એમ કહીને તે બાહાર નિકલ્યો અને ગુસ્સા સાથે રખશ ઉપર બેઠો. તે બોલ્યો કે "હું શીંહાને મારનાર અને તાજનો બક્ષનાર છું." પછી તે ઘોડો દોડાવીને ત્યાંથી આગળ નિકળી ગયો. તું કહેશે કે જાણે દુખથી તેની ચામડીની ખોલ નિકલી જતી હતી. તમામ નામદારોના દિલ એ બાબદથી ગમગીન થયાં કારણ કે રૂસતમ તેઓના ગોવાલ્યા તરીકે હતો અને તે સઘલાઓ મેઢાંના ટોલાં માફકના હતા. તેથી તેઓએ ગોદરેજને કહયું કે "આએ (રૂસતમને પાછો લાવવાનું) કામ તારૂં છે. જે ભાગેલું છે તે તારે હાથેજ સંધાશે. જ્યારે પાદશાહ તારૂં કેહેવું સમજશે તો બેશક તે તારૂં કહયું કરશે. માટે તું તે ઘેલા

પાદશાહની આગળ જા અને એ બાબે તરેહ તરેહની વાતો કર. તું તેની આગળ નરમાશ સાથે લંબાન વાતો કરજે અને આપણા ગુમાઈ જતાં નસીબને પાછું રાહ ઉપર લાવજે. પછી તમામ બુજોર્ગોને અને લડવૈયાઓ જેવા કે ગેવ, ગોદરેજ, શીંહના જેવો બેહેરામ, રેહામ તથા બાધુર સ્વાર ગુરગીન તેજ વખતે એકઠા મલીને સાથે બેઠા. તેઓ એકમેક સાથે વાત કરવા લાગ્યા કે "પાદશાહ નામીચા શખ્સોના દિલને સંગરી રાખતો નથી. રૂસતમના જેવો જેહાન પેહેલવાન કોણ છે? તેણે તો ગોયા કાઉસ પાદશાહને જીવ બક્ષયો છે. તેનાં દુખ અને સંકટની વેલાએ રૂસતમ શિવાય તેનો બીજો કોઈ મદદગાર હતો નહી. જ્યારે માજનદરાનના દેવોએ તે પાદશાહને તથા આપણને ભારી બંધીખાને પુરયા હતા ત્યારે તેણે તેને માટે કેટલી જેહેમત અને રંજ ઉઠાવી હતી અને તેણે તે ભયંકાર સફેદ દેવનું કલેજું પણ ખેંચી કાઢયું હતું. તેણે તેને ખુશાલી સાથે પાદશાહી તખત ઉપર બેસાડીઓ અને તેના ઉપર બુજોર્ગોની આફ્રીન કીધી હતી. બીજી વખતે જ્યારે હામાવરાનમાં તેના પગોની ઉપર ભારી બેડી થોકવામાં આવી હતી ત્યારે તેણે તેનેજ માટે ત્યાંના આવા (જોરેમંદ) પાદશાહોને મારી નાખ્યા હતા અને તેણે હામાવરાનમાંથી પણ પોતાની પીઠ નાહાસવાને ફેરવી હતી નહી. તે તેને એકવાર ફરીથી પાયતખતમાં લાવ્યો હતો અને તેને પાદશાહ ગણીને માન આપતો હતો. જ્યારે તેણે તેનો બદલો આવા અપજશ સાથે આપ્યો છે તો અત્રેથી આપણને પણ નાહાસી જવા વગર બીજો છુટકો નથી. વળી હાલે કામનો વખત આવ્યો છે ત્યારેજ તેણે તે વખતને તંગ બનાવી દીધો છે. રખેને એવું બને કે તે દુશમનો જ્યારે આપણને લડાઇ ઉપર નહી જોય તો છેક અત્રે વેર ધસી આવે. રૂસતમના જાબુલસ્તાન તરફ ઉતાવલે ચાલી જવાથી હવે આપણે શું કરીશું? તેના વગર આપણને લડાઇમાં ખુશાલી મલવાની નથી. આપણી આગલી તમાત લડાઇઓ હવે બરબાદ જશે, માટે હાલે કોઇએ તેની પુઠે ઝડપથી દોડી જવું જોઇએ છે અને તે પેહેલવાનને પાછો ફેરવવો જોઇએ છે.

આથી કેશવાદનો બેટો પેહેલવાન ગોદરેજ ભપકા સાથે પાદશાહની આગળ ચાલીને ગયો અને કએ કાઉસને કહ્યું કે "રૂસતમે એવું તે શું કીધું હતું કે આજે તેં ઇરાનની ઉપર (નાશ કારક) ધુલને ઉડતી કીધી છે? શું તું હમાવરાનની અને માજંન-દરાનના દેવોની વાત ભુલી ગયો છે? કે તેં તેને જીવતો ફાંસીએ ચઢાવવાનો હોકમ કીધો. નકામા સખુનો પાદશાહોએ બોલવા લાયક નથી. તેં તો રૂસતમને (એમ કરી) પુરતી રીતે (બુરાઇથી) બદલો વાલી આપ્યો છે. પાદશાહોમાંના કોઇએ પણ એવો વિચાર કીધો હતો નહી. હવે જ્યારે તે ચાલી ગયો છે અને એક ભારી લશકર વરૂના જેવા કરતુકના એક સરદાર સાથે આવી ઉભું છે ત્યારે તારી પાસે એવા કોણ શખ્સ છે કે જે તેની સામે લડાઇમાં જશે અને તેની ઉપર કાલી ધુલને ઉડતી કરશે. જે પ્રમાણે ગઝદહમ કહે છે તે પ્રમાણે તો તે સોહરાબનો વિચાર કરતાં આપણા દિલ (ધાસ્તીથી) ધોવાઇ જાય છે. ૧ ગઝદહમે તારા તમામ પેહેલવાનોની બાહાદુરી માટે સમજ્યું છે તથા તેઓમાંનાં થોડા ઘણાઓને જોયા પણ છે. તોપણ તે કહે છે કે, 'તેની સામે કોઇ સ્વાર લડવાનું યાદ કરે એવો દિવસ કયાંથી હોય?' જે કોઇનો રૂસતમના જેવો લાયક પેહેલવાન હોય તેને જો તે દુખી કરે તો તે નાદાન હોવો જોઇએ. પાદશાહના મગજમાં અકલ રહેવી જોઇએ છે કારણ કે તેણે ગુસ્સો અને તુંદાઇ દેખાડવી નકામી છે." જ્યારે પાદશાહે ગોદરેજનું એ કહેવું સમજ્યું ત્યારે તેને તેનું બોલવું ડાહાપણ ભરેલું છે એમ લાગ્યું. ૨ આથી તે જે કાંઇ બોલ્યો હતો અને પોતાના મગજને વગર ફોકટનું ઉશકેર્યું હતું તેને માટે તેને પસ્તાવો લાગ્યો. તેણે ગોદરેજને કહ્યું કે "તારા આ સખુનો

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ ગોદરેજ કાઉસનો ઘણોજ ડાહાપણવાલો સરદાર ગણાતો હતો. તેની શિખામણોની અસર કાઉસની ઉપર જઠ થતી હતી. વળી એ પેહેલવાન તે પાદશાહને કડવા શખુનો કેહેવાને પણ ડરતો હતો નહી. એ પેહેલવાન ઇરાનીઓની વચે ઘણોજ બાહાદુર ગણાતો હતો.

ઘટતા છે. બુઢા શખ્સોના હોઠ ભલી શિખામણ દેનારા હોય છે. માટે હવે તમો લોકોએ તેની આગળ જવું જોઇએ છે અને તેને ખુબી સાથે ઘણી એક મીઠી વાતો કરી સમજાવવો જોઇએ છે. તેના મગજને મારે માટેના ગુસ્સાથી ખાલી કરી નાખવું ઘટે છે અને તેને ભલા વખતની આશા આપવી ઘટે છે. માટે તું તેને મારી આગળ લેઇ આવ કે જેથી મારો દલગીર જીવ રોશન થાય.”

આથી ગોદરેજ તેની આગળથી ઉઠયો અને જડપથી તે પેહેલવાનની પુઠે દોડયો. લશકરના સરદારો પણ તે રૂસતમની પુઠે જવાને માટે તેની સાથે ચાલવા લાગ્યા. તેઓએ જેવો તે પીલતન પેહેલવાનને રસ્તામાં જોયો તેવાજ તે સઘલા નામદારો તેની આગળ સામટા ગયા. તેઓએ તે પેહેલવાનની તારીફ ગાઇ કે “તું જાવેદાન સુધી રોશન રવાન સાથે જીવવું કરજે. તમામ જેહાન તારા પગની હેઠેલ રેહેજો અને તારી હમેશની જગ્યા તખતની ઉપરજ હોજો. તું જાણે છે કે કાઉસ મગજ ધરાવતો નથી અને તીખા શબ્દો બોલવામાં તેનું કસું વજન રેહેતું નથી. તે જે કાંઇ બોલે છે તેને માટે તે તુરતજ પસ્તાવો કરે છે અને ભલાઇ સાથે નવેસરથી વચણ આપે છે. અગરજો તું તેહેમતન તે પાદશાહથી દુખી થયો હોય તો પણ તેમાં હવે ઇરાનીઓનો કાંઇ ગુનાહ નથી. ત્યારે તું શા માટે ઇરાન દેશને તજી જાય છે અને તારા મુબારક ચેહેરાને હમારાથી છુપ્યો કરે છે? વળી તે કાઉસ પણ પોતાના સખુનને માટે પસેમાન બન્યો છે અને તેથી તે અફસોસ સાથે પોતાના હાથનો પોંહોચો કરડે છે.” ત્યારે તેહેમતને તેઓને એવો જવાબ આપ્યો કે “હું કાઉસ પાદશાહની જરા દરકાર કરતો નથી. મારૂં તખત ઘોડાનું જીન છે અને તાજ તે લોઢાંની તોપી છે તથા મારો દગલો તે મારૂં બખતર છે. મેં મારૂં શરીર મોહતને હાથ સોંફીયું તે શું તે નાલાયક સખુનો સમજવાને માટે મોતને હાથ સોંફીયું છે કે? તે પાદશાહ મારી સાથે એમ મીજાજથી શા માટે બોલે? મેં તો તેનો બંધીખાનામાંથી છુટકારો કીધો હતો અને તેના તાજની અને તખતની રહેબરી કીધી હતી. એક

વેલા હું તેને માટે માજંનદરાનનાં દેવોની સાથે લડયો હતો. તો બીજી વેલા તેને માટે મેં હામાવરાનના પાદશાહ સાથે લડાઇ કીધી હતી. જ્યારેબી પણ હું તેને આવી રીતે દુશમનોના હાથમાં જોતો ત્યારે હું તેને સખતી ભોગવવાથી અને બંધીખાનું વેઠવાથી છુટો કરતો હતો. દાનાઇ શું તે તેનું મગજ જાણતું નથી. પણ તે મીજાજ, ગુસ્સો અને નાહાનીજ ધરાવે છે. કાઉસ મારી આગળ એક મુઠી ખાક બરોબર છે, તો હું તે કાઉસના ગુસ્સાની ધાસ્તી શા માટે રાખું[1] ? તેનાથી મારૂં માથું અને દિલ ધરાઇ ગયું છે. હવે હું પાક યજદાંન શિવાય બીજા કોઇથી બીહીવાનો નથી." જ્યારે તેહેમતન રૂસતમ બોલવાથી ધરાયો ત્યારે ગોદરેજે તે પીલતનને એમ કેહયું કે "પાદશાહ તથા બાહુરો અને સરદારો તારાં આ કામથી કાંઇ બીજેજ શક લેઇ જશે અને દરેક જનં એ રીતે છુપાછુપ બોલશે કે તું નામીચો પેહેલવાન તે તુરકીથી ડરી ગયો છે. જે પ્રમાણે ગજદહુમે ખબર આપી છે તે મુજબ તો તેણે આપણુ ઇરાનીઓથી તમામ શેહેરો અને જમીનોને ખાલી કરી નાખી છે. વળી તેઓ કેહેશે કે જ્યારે રૂસતમ જેવો તેની સાથે લડવાને ડરી ગયો તો તેની આગળ તારા અને મારા જેવાના શું આસરા. પાદશાહના ગુસ્સે થવાથી અને તેની તારી સાથની મારામારીથી દરબારમાં ચકચાર ઉઠેલી મેં જોઇ છે અને ત્યાં સોહરાબ પેહેલવાનને માટેજ તમામ વાતો થાય છે. તેથી તું એવી રીતે ઇરાનના પાદશાહની તરફ પીઠ ના મંડ. જેહાનની અંદર આવી રીતે તારૂં નામ જે ઉંચાઇએ પુગ્યું છે તેને તું એ રીતે પાછું હટાવી છુપાવી ના દે. વળી બીજું એકે દુશમનનું લશકર ઘણું નજદિક આવી લાગ્યું છે ત્યારે તું ગુસ્સે થઇ તાજ અને તખતનો નાસ થવા ના દે. તુરાન જમીનમાં આપણી ઉપર શરમ વરસશે અને તેમ થાય તો તે આપણા પાક ધર્મને લાયકનું ગણાશે નહી."

જ્યારે રૂસતમે તેને એવી વાતો કરતાં સમજ્યો ત્યારે તે દુખી થયો. તેણે ગોદરેજને એવો જવાબ દિધો કે "(જાબુલ તરફ

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

પાછો જવાને) હું આ જમીનનો ઘણો રસ્તો કાપી આવ્યો છું'' તોપણ તેણે તેને કહ્યું કે "અગરજો મારૂં દિલ તેને માટે ધાસ્તી રાખતું હતે અને તે મારા જીવને મારાં શરીરમાંથી તોડી કાઢે એમ હું ઇચ્છતો હતે નહી તો તું તો સારી રીતે જાણે છે કે હું લડાઇમાંથી નાહાસનારો શખ્સ નથી. પણ મને તે પાદશાહે ઘણો હલકો પાડયો છે. વળી બીજું એકે હું તેના પુશકલ બદ વિચારોને લિધે તેની આગળથી એમ પાછો ફરૂં છું." પછી રૂસતમે તે ગોદરેજના આવા કાંમથી ત્યાંથી પાછુ ફરવાનું અને તેની દરબારમાં જવાનું વાજબી જોયું. આથી તે શરમ રાખી ત્યાંથી પાછો ફર્યો અને કાઉસ પાદશાહની આગળ ભપકા સાથે આવ્યો. જેવો તે પાદશાહે તેને દુરથી આવતો જોયો તેવોજ તે ઉભો થયો અને જે કાંઇ બન્યું હતું તેને માટે તેની પાસે પુશકલ માંફી ચાહી. તે બોલ્યો કે "મારો ખવાસ અને બીજાજ તું દ છે તેથી મારે નસીબે ખોદાએ જે વાચ્યું હશે તે પ્રમાણે ઉગે છે. વળી તે વિચાર વગરના નવા બદખાહ સોહરાબ (ની ફીકર)થી મારૂં દિલ તવાઇને ચાંદરાતના ચાંદના જેવું પટલું થઇ જાય છે. અગરજો મારાં લશકરને તું પુસ્તી આપનારો હતે નહી અને મારી પાદશાહીના તખત ઉપર તું તાજ તરીકે હતે નહી તો તારી ચાદમાં હું હમેશાં દારૂ શા માટે પીતે અને રાત અને દિવસ તારી મેહેરબાની મેળવવાની શા માટે કોશેશ કરતે. મારી પાદશાહી તારાં તખતના દમામથી નીલી છે. જમશેદના વખતથીજ આપણે બંધે મજબુટ દોસ્તી સાથે બંધાયા છીએ.૧ ચંદ્ર અને સુર્યના માલેક ખોદાએ મને તાજ તથા તખત અને તુંને જોમ તથા તલવાર બક્ષી છે. ફકટ હું તુંનેજ આ દુન્યામાં મારી મદદે તેડું છું કે જેથી તુંજ મને મારાં દરેક કામમાં મદદ કરનારો થાય. એજ મુજબ એ બાબેનો ઇલાજ સોધવાને મેં તુંને હાલે પણ બોલાવી મંગાવ્યો છે પણ જ્યારે તું મોડો આવ્યો ત્યારે મેં તારી સાથે ગુસ્સો કીધો. એ

---

૧ યાને આપણી બંધેની ઓલાદ જમશેદથીજ ઉતરેલી છે.

પીલતન! જ્યારે તું દલગીર થયો છે તો હું મારાં મોઢાંમાં ખાક ભરી પશેમાન થાઉં છું." ૧

રૂસતમે તેને જવાબ દિધો કે "જેહાન તારી છે અને હમો સઘલાઓ તારા કમીના છીએ. હોકમનો ચલાવનાર તું છે. હું હવે આવ્યો છું માટે તું શું ફરમાવે છે? કારણ કે તું જેહાનનો પાદશાહ છે અને હું તારો નોકર છું. જો કે હું બીજાઓને નોકર ગણવાને લાયક છું તોપણ તારી દરબારમાં તો હું નોકરજ છું. જેટલાં વર્ષ મારી જીંદગી બાકી રેહેશે ત્યાં સુધી તારી નોકરી કરવાને હું કંમર બાંધશ." કાઉસે તેને એ પ્રમાણે કહયું કે "ઓ પેહેલવાન! તું હમેશાં રોશન આતમાનો રેહેજે. આજનો દાહાડો આપણે મોજમજાહમાં ગુજારીએ એવું હું વાજબી જોઉછું અને આવતી કાલે લડાઇ કરવાનું આપણે ઠેરવીશું." આથી ત્યાં પાદશાહને લાયકની ખુશાલીની મીજલશ કરવામાં આવી જેથી તે મેહેલ ખુશનુમાં વસંતના જેવો બની રહયો. તેણે ઉંચ તોખમનાઓને ત્યાં બોલાવી મંગાવ્યા જેઓએ આવીને એ ખુશાલીમાં ગોહરોનો નેસાર કીધો, સમન ફુલના જેવા ચેહેરાવાલી ખુબસુરત ઓરતો રેશમી પોશાક પેહેરી ગાતી અને વાંસલી વજાડતી પાદશાહની આગળ આવી ઉભી રહી. તેઓએ અરધી રાત્ત સુધી ત્યાં દારૂ પીયા કીધો અને વલીલોની યાદ લેવામાં તેઓ હોટ ખોલતા રહયા. જ્યાં સુધી દુન્યામાં અંધકાર ફેલાઇ રહયો ત્યાં સુધી તેઓએ દારૂ પીયા કીધો. તે નામદારોના દિલ દારૂ પીવાથી છાકટ બની ગયાં. તે સઘલાઓ છાકટ હાલતમાં ત્યાંથી પોતાને મકાને પાછા ફર્યા અને પેહેલવાનોએ તે રાતનો લાંબો વખત ઉંઘાવામાં ગુજાર્યો.

---

૧ કાઉસ પાદશાહ જો કે મીજાજનો ઘણો ગરમ હતો અને તે ગુસ્સામાં એવાં પગલાં લેતો કે જેથી રાજ્યને નુકશાંન પુગતું હતું તોપણ જ્યારે તે શાંત થતો ત્યારે તે પોતાની ભુલ જોઇ ઘણો પસતાવો કરતો હતો.

## કાઉસે સોહરાબની સાથે લડવાને સારૂ લશકર તૈયાર કીધું તે વિષે.

જ્યારે સુરજ હામરના જેવી કાલી ચાદરને ફાડીને પરડા પછવાડેથી બાહાર આવ્યો ત્યારે કાઉસે ગેવ અને તુસેને હાથીઓની ઉપર ઢોલ બંધાવવાને ફરમાવ્યું. તેણે ખજાનાના બારણા ખોલ્લાં કીધાં અને સેપાહીઓનો પગાર ચુકવી આપ્યો અને સરસામન ઢોરોની ઉપર ચઢાવી લશકરને ઘોડેસ્વાર કીધું. જે સ્વારો લશકરની અંદર સામેલ થયા તેઓની ગણત્રી કરતાં સરદારો અને બખતર પેહેડનારા મલી એક લાખ માણસો થયાં હતાં. તેવું એક લશકર કે જેના ઘોડાઓથી ઉડતી ધુલથી હવામાં પણ અંધારૂ ફેલાઇ ગયું હતું તે શેહેરમાંથી મેદાનમાં આવ્યું. હવા અંધારી બની અને જમીન આબનુશના જેવી કાલી થઇ ગઇ તથા ઢોલના સાદથી જંગલ ધુજી રહ્યું. એક મંજલથી બીજી મંજલ સુધી તે લશકર એવી રીતે જતું હતું કે જેથી પ્રકાશીત સુરજનો ચેહેરો પણ કાલો બની જતો હતો. તલવારો બલુ રંગનો પ્રકાશ આપતી હતી અને ભાલાઓને લોહીનો રંગ આપેલો હતો. ૧ તે ધુલના કાલા પરદા વચે તલવારો અને ભાલાઓ આતશની માફક ચમકતા હતા. તરેહ તરેહના પુશકલ ભાલાઓ અને વાવટાઓથી તથા સુનેરી ઢાલો અને કસબી જોડાઓથી તું કહેશે કે જાણે ત્યાં સીસમનાં રંગનું વાદલ ચઢી આવી તેમાંથી લાલ સોમલ (લોહી)ને વરસ્તું કરે છે. દુન્યામાં રાત છે કે દિવસ તે કાંઇ જણાતું હતું નહી. તું કહેશે કે જાણે આસમાન તથા સેતારાઓ જેવું કાંઇ છેજ નહી. એ રીતે તેઓ કીલ્લાના દરવાજા સુધી આવી લાગ્યા જેથી પથરા અને ધુલનો જાણે જેહાન્‌માંથી નાશ થયો. નાના અને મોટા તંબુઓ બે માઇલ સુધી ઉભા કરવામાં આવ્યા અને જેહાંન ઘોડાની નાલોથી અને હાથીઓથી ઘંકાઇ ગઇ. તુરકીઓની ચોકી કરવાની જગ્યાએથી સોહરાબને તે આવી લાગતું લશકર દેખાડવાને માટે બુલંદ પોકારો ઉઠી રહયા. જ્યારે

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

સોહરાબે એવી રીતનો અવાજ સમજ્યો ત્યારે તેણે મીનારા ઉપર આવીને તે લશકરને તપાસ્યું. જ્યારે તેણે તે લશકરને નજરે જોયું અને તેનો અવાજ સમજ્યો ત્યારે તેનું દિલ દુખ અને ધાસ્તી ભર્યું બન્યું.[૧] તેણે હોમાનને આંગળી વડે તે હદ વગરનું લશકર દેખાડ્યું. જ્યારે હોમાને દુરથી એ લશકરને જોયું ત્યારે તેનું પણ દિલ ધાસ્તી ભર્યું થયું અને તે ઉંચો દમ લેવા લાગ્યો.

ત્યાર બાદ સોહરાબ પેહેલવાન આ પ્રમાણે બોલ્યો કે "આપણુને દિલમાંથી એ ધાસ્તી કાઢી નાખવી જોઇએ. અગરજો સુરજ અને ચંદ્ર મને મદદ આપશે તો જ્યારે તેઓ લડાઇના મેદાનમાં મારી આગળ આવશે ત્યારે આએ હદ વગરના લશકરમાંથી એક પણ લડાયક મર્દ જીવતો રહેલો કે એક પણ ગુરજ બાકી રેહેલો તું જોશે નહી. અગરજો તેઓની પાસે હથીયારો અને માણુસો પુશકલ છે તો પણ તેઓ વચે કોઇને પણ હું નામીચો કે નામદાર જોતો નથી. હવે હું પાદશાહ અફ્રાસીયાબના નસીબથી આએ મેદાનને લોહીના દરીઆના જેવું બનાવશ." સોહરાબે પોતાના દિલને જરાએ દલગીર કીધું નહી પણ ખુશાલ દિલે તે મીનારા ઉપરથી નીચે ઉતર્યો. તેણે સાકી પાસેથી એક દારૂની જામ માંગી અને લડાઇને માટે તેણે પોતાના દિલને જરાએ દુખી કીધું નહી. તેણે પોતાની આસપાસ બાધુરો અને પાદશાહના વફાદારોને લેઇને એક ખુશાલીની મીજલસ બનાવી અને તેઓની સાથે તે ખાવાને બેઠો.

## સોહરાબના લશકરની જગ્યાએ રૂસતમ જઇ લાગ્યો અને તેણે ઝંદેરજમને મારી નાખ્યો તે વિષે.

આએ બાજુએ પાદશાહના તંબુઓ તે કીલ્લાની સામેના મેદાનમાં ઉભા કરવામાં આવ્યા. પુશકલ નાના મોટા તંબુઓ અને માણુસોથી તે પાહાડો અને જંગલમાં જરા પણ જગ્યા રહી નહી. જ્યારે સુરજ જેહાનમાંથી બેમાલુમ થયો અને કાલી રાતે પોતાનો

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

સ ાહ્યો દિવસ ઉપર પાંહરચો ત્યારે તેહેમતન લડાઈ કરવાને માટે કંમર બાંધીને અને દિલને કીના ભર્યું બનાવીને પાદશાહની આગળ ગયો અને બોલ્યો કે "જો મને પાદશાહનો હોકમ હોય તો હું કોલાહ પેહેર્યા વગર અને કંગર બાંધ્યા વગર અત્રેથી જાઉં અને જોઉં કે એ નવો દુન્યાનો જીતનારો કોણ છે? તથા તેઓના બુજોર્ગો અને સરદારો કોણ કોણ છે?" ત્યારે કાઉસે તેને કહ્યું કે "એ કામ તારૂં છે. તું રોશન રવાનનો અને તંદરોસ્ત રેહેજે. યજદાં તારો હમેશાં સંભાલનો લેનારો થજો અને તારાં દિલની ખાહેશ અને વિચાર મુજબ તારાં કામ પાર ઉતરજો." પછી તેહેમતને તુરકીઓનો રેશમી પોશાક પેહેર્યો અને છુપી રીતે તે કીલ્લા સુધી ગયો. જ્યારે તે કીલ્લાની નજદિક જઈ પુગ્યો ત્યારે તેણે તુરકીઓના પોકારોનો સાદ સમજ્યો. તે બાહાદુર શખ્સ જેમ હરણોની પુઠે શીંહ નર ધસે તેમ તે કીલ્લાની અંદર દાખલ થયો. તેણે એકે એક સરદારોને બારીકી સાથે તપાસીઓ અને તેથી તેના ગાલો ખુશાલીથી ગોલાબની માફક ખીલી રહ્યા. જ્યારે તેણે સોહરાબને ખુશાલી સાથે તખત ઉપર બેઠેલો દિઠો તથા તેના એક હાથ ઉપર તેણે ઝંદેરજમને બેઠેલો જોયો, તથા બીજા હાથ ઉપર બાહાદુર સ્વાર હોમાનને તથા નામના મેલવનારા શીંહ બારમાનને બેઠેલો જોયો ત્યારે તું કહેશે કે સઘલા તખતો ઉપર બેઠેલાઓ વચે જાણે સોહરાબજ એક ખીલતાં સરોવરની માફક ત્યાં બેઠેલો હતો. તેની બે બાજુ ઊંટની જાંગના જેવી હતી તથા તેની છાતી શીંહના જેવી અને ચેહેરો લોહીના જેવો રાતો હતો. નર શીંહના જેવા નામીચા બાહાદુર જવાનો તે પેહેલવાનોમાંથી તેની આસપાસ ઉભા હતા. પચાસ નોકરો તે ઉંચા તખત ઉપર બેઠેલા દિલખુશ શખ્સની આગળ અદબ વાલીને ઉભા હતા. સઘલાઓ તેનાં ઉચાં કદની તથા તેના તાજ અને તખતની તારીફ કરતા હતા. રૂસતમે તે ઠેકાણેથી દુર બેઠાં બેઠાં તુરકી પેહેલવાનોની તપાસ લિધી. તેનો એક નામીચો સલાહકાર હતો જેનું નામ નામદારીનો સોધનાર ઝંદેહ હતું[1] તે ઝંદેહ કંઈ અગત્યના કામને

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

માટે બાહાર ગયો અને ત્યાં તેણે એક ઉંચા સરોવરના જેવા એક પેહેલવાનને દિઠો. તે તુરકી લશકરમાં તેના જેવો તો કોઇ શખ્સ હતો નહી. તેથી તે તેની આગળ જડપથી ગયો અને તેને દમથી (ત્યાં આવવાનું કારણ) પુછવા લાગ્યો. તેણે તેને પુછયું કે "તું કોણ શખ્સ છે તે મને કેહ અને ઉજાશમાં આવીને મને તારો ચેહેરો દેખાડ." પણ તેહેમતને તેની ગરદન ઉપર એક મુકી મારી જેથી તેના શરીરમાંનો જીવ જડપથી નિકલી ગયો. ઝંદેહરજમ ત્યાંનો ત્યાંજ મરણ પાંમ્યો અને તેનો લડાઇ કરવાના અને ખુશાલી પાળવાના વખતનો છેડો આવી ગયો.

જે વખતે સોહરાબે (તેની માથે આગળ) લડાઇ કરવાનો વિચાર જાહેર કીધો અને જ્યારે તેનો લડાઇ ઉપર જવાનો વખત નજદીક આવ્યો ત્યારે તેની માયે ઝંદેહરજમને બોલાવી મંગાવ્યો કારણ કે તેણે ખુશાલીની મીજલશ વખતે પેહેલવાન રૂસતમને નજરે જોયો હતો. ઝંદેહરજમ સંમનગાનના પાદશાહનો બેટો થતો હતો અને તે તારીફને લાયકના સોહરાબનો મામો થતો હતો. તેણીએ તેને કહયું હતું કે "ઓ રોશન આતમાના પેહેલવાન! હું તુંને આએ જવાનના સાથી તરીકે તેની સાથે મોકલું છું. માટે જ્યારે એ નામદાર ઇરાનમાં જઇ પુગે અને તે કીનાને દિવસે બાહુ-રોના પાદશાહની સામે તેના લશકરની ઘણો નજદિક જઇ લાગે ત્યારે તું એ નાગીચા બેટાને તેના બાપ સાથ ઓલખ કરાવજે." સોહરાબે થોડો વખત તે ઝંદેહરજમના પાછા ફરવાની રાહ જોઇ. પણ તે બાહુર શીંહ તેની આગળ પાછો ફર્યો નહી ત્યારે સોહરાબે તેહેકીક કરી પુછયું કે "ઝંદેહરજમ કયાં ગયો છે? મીજલશની અંદર તેની જગ્યા ખાલી કેમ પડી છે?" આથી એક શખ્સ બાહાર આવ્યો અને તેને ઉંધો પડેલો જોયો તથા શરીરમાંથી તેનો જીવ નિકલી ગયલો માલમ પડયો. એ બીના સોહરાબને જણાવવામાં આવી તેથી તેને મનથી ખાવું, પીવું અને સુવું કડવું થઇ પડયું. તે સઘલાઓ ત્યાં ગયા અને તેને ભોંય ઉપર પડેલો જોયો. તે ઝંદેહ મજાક કરવ.થી અને લડાઇ કરવાથી ધરાઇ ગયો હતો. આથી તેઓ ઘણું દુખ

સાથે રૂદન કરતા ત્યાંથી પાછા ફર્યા. તેને માટેના દુખથી તેઓના દિલ તવાઇ જવા લાગ્યાં. તેઓએ સોહરાબને કહ્યું કે "ઝંદેહરજમ ગુજરી ગયો છે અને તેની લડાઇનો તથા ખુશાલી પાળવાનો છેડો આવ્યો છે." જ્યારે સોહરાબે એમ સમજ્યું ત્યારે તે ચમકો ઉઠયો અને ઉતાવલે ઝંદેહરજમની આગળ આવ્યો. તે ચાકરો, બતીઓ અને ગવૈયાઓને લેઇને ત્યાં આવ્યો અને તેને એ રીતે મુવેલો જોયો. તે ઘણોજ અજબ અને દુખી થયો. તેણે બાહુરો અને પેહેલવાનોને બોલાવ્યા અને તેઓને એમ કહ્યું કે "આજે રાતે કોઇએ સુવું નહી પણ આખી રાત નેજાઓની અણીને ઘસી રાખવી. કારણ કે મેંઢાંના ટોલાં વચે એક વરૂ આવી ગયું છે. અને તે છુપાછુપ ત્યાનાં કુતરાઓ અને માણસોને જોઇ ગયું છે. બાહુરો વચેથી તે ગોસ્પંદને ખેંચી ગયું છે અને તેને લોહીના ખબોચીયામાં કંગાલ અને ખુવારે હાલ નાખી ગયું છે. અગરજો પરવરદેગાર મારો મદદગાર થશે તો પુશકલ જમીનને હું મારા ઘોડાની નાળ હેઠેલ લાવશ. મારી કમંદને જીન ઉપર ખુલ્લી કરશ અને ઇરાનીઓ ઉપર ઝંદેહરજમનો કીનો લેવશ." એટલું કહીને તે ત્યાં આવ્યો અને પોતાના તખત ઉપર જઇ બેઠો. તેણે મોટા દરજ્જાના શખસોને પોતાની આગળ બોલાવ્યા અને તે શીંહ જેવા સોહરાબે તેઓને આ પ્રમાણે કહ્યું કે "ઓ દાનાવ વડા બાહુરો! જો કે મારા તખત આગળથી ઝંદેહરજમ ગુમ થયો છે તોપણ મારો જીવ ખીજલશ કરવાથી ધરાયો નથી." પછી તેણે હોમાનને ફરમાવ્યું કે "આપણે દારૂ પીએ અને તમામ લશકરના ગમને દારૂથી ધોઇ નાખીએ."

જ્યારે રૂસતમ પાદશાહની આગળ પાછો ફર્યો ત્યારે ત્યાં ઇરાની લશકરના ચોકીદાર તરીકે ગેવ હતો. તેણે માર્ગમાંથી રૂસતમને આવતો દિઠો તેથી તેણે પોતાનો હાથ તલવાર ઉપર નાંખ્યો અને કમંરેથી તલવારને બાહાર ખેંચી. તેણે એક મસ્ત હાથીની માફક પોકાર માર્યો અને ઢાલને માથા ઉપર આડી ધરીને પોતાના હાથની બાજી દેખાડવા માંડી. રૂસતમ સમજી ગયો કે ઇરાની લશકરની ચોકી કરવાની તે રાતની વખતે ગેવની ટુકડીની વારણુ હશે. આથી

તે હસી પડયો અને એક મોટો પોકાર માર્યો. જ્યારે તે ચોકીબાને અવાજ ઓલખ્યો ત્યારે તે ઘોડા ઉપરથી ઉતરી પડી તેની નજદિક ગયો અને આ પ્રમાણે બોલ્યો કે "ઓ કીનાના લેનારા સરદાર! તું આવી અંધારી રાતે પગે ચાલતો કયાં ગયો હતો? ત્યારે તેહેમતને તેને જવાબ આપવાને માટે હોટ ખોલ્યા અને તેણે જે કાંઇ કીધું હતું અને કેવા શીંહ જેવા શખ્સને તેણે ત્યાં મારી નાખ્યો હતો તે ગેવ આગળ કહયું. તે નામીચા ગેવે તેને દુવા દિધી અને તે બોલ્યો કે "તારા વગર તારો ઘોડો, ગુરજ અને જીન હોતું ના." પછી તે ત્યાંથી પાદશાહની આગળ ગયો અને તેની આગળ તુરકીઓની તથા તેઓની મીજલશની વાત કીધી અને સોહરાબ વિષેનું તથા તેનું કદ, ઉંચાઇ, બાજુ, ખભાં અને ગરદન વિષેનું બયાન કીધું. તે બોલ્યો કે "આજ સુધી તુરકીઓ વચે એવો શખ્સ ઉતપન થયો હતો નહી. તેનું કદ એક સીધાં સરોવરના જેવું ઉચું છે. તેની સરખામની ઇરાની કે તુરાનીઓમાનાં કોઇ સાથે પણ થઇ શકે નહી. તું કેહેશે કે બસ જાણે તે સામેસ્વારજ છે." ત્યારબાદ તેણે ઝંદેહરજમની ગરદન ઉપર જે મુકી મારી હતી અને જેથી તે ફરીથી લડાઇમાં કે મીજલશમાં જવા પાંમ્યો હતો નહી તેનું બયાન કીધું. એ પ્રમાણે વાત કરતાં વાજીંત્ર અને દારૂ મંગાવવામાં આવ્યો અને તમામ રાત સુધી લશકરની તૈયારી કીધી.

## સોહરાબે હજીરને ઇરાની સરદારોના નામો તથા તેઓની નિશાણીઓ પુછી તે વિષે.

જયારે સુરજે પોતાની સુનેરી ઢાલ ઉંચી કીધી અને તેણે પોતાનું પ્રકાશતું માથું બાહાર કાઢીયું અને પોતાની કમંદને ઉંચાઇએ ફેંકી બુલંદ આસમાન ઉપર દિવસની રોશની ફેલાવી ત્યારે સોહરાબે લડાઇનું બખતર પેહેર્યું અને આસમાની રંગના ઘોડા ઉપર સ્વાર થયો. તેણે કંમરે હીંન્દી તલવાર બાંધી અને માથાં ઉપર એક પાદશાહી તોપી પેહેરી તથા તેના ઘોડાના જીન ઉપર

સાંહુક આંતી વાલેલી કમંદ વિંટાલી અને તે કમંદના વળ ઉપર વળ ચઢાવતાં તેણે પોતાના ચેહેરાને ધાસ્તી ઉપજાવનારો કીધો. પછી તેણે જઇને એક ઉંચી ટેકડી કે જ્યાંથી ઇરાની લશકર સારી રીતે જોવાઇ શકાતું હતું તે પસંદ કીધી. તેણે હુજીરને પોતાની નજદિક લાવવાને ફરમાવ્યું અને પછી તેણે તેને કહયું કે "એક તીર વાંકો હોઇ શકતો નથી તેમજ તે પોતાને ટાંકેલી જગ્યા ઉપર વાંકો તીકો પણ જતો નથી, અને જો જાય છે તો તેનો જખમ કારગત લાગતો નથી. તેથી જો તું ચાહાતો હોય કે જુઠું બોલવાથી તારો નાશ નહી થાય તો દરેક કામમાં સચાઇ એખત્યાર કરજે અને જે વાત હું તુને પુછું તે મને સાચે સાચી કહેજે, અને જુઠું બોલવાની કસી તજવીજ કરતો ના. જો તું મારીથી છુટકારો મેલવવા ચાહાતો હોય અને દરેક અંજુમનની વચે નામીચો બનવા માંગનો હોય તો ઇરાન વિષે જે કાંઇ હું તુંને પુછું તેનો મને જવાબ દેજે અને તારા ચેહેરાને સચાઇના માર્ગમાંથી જરાએ ફેરવતો ના. જો તું તમામ વાત સાચી કહેશે તો તું મારી તરફથી સારો બદલો મેલવશે. હું તુને સંગાર સાથનો ખજાનો આપશ અને તું મારી પાસેથી સરપાવ અને માલ મીલકત મેલવશે. પણ જો તું જુઠું બોલવાની ધારણા કરશે તો ફરીથી તારી જગ્યા બંધીખાનામાં બેડીની અંદર થશે."

હુજીરે તેને જવાબ દિધો કે "તું મને પાદશાહ વિષે કે ઇરાની લશકર વિષે જે કાંઇ પુછશે તો તે માટે હું જે કાંઇ જાણતો હોવશ તે તુંને કેહેવશ. મારે જુઠું શું કરવા બોલવું જોઇએ? સાચું બોલવા શિવાય મારો તું બીજો કાંઇ ધંધો જોશે નહી. મને જુઠો વિચાર વટીક આવતો નથી. દુન્યામાં સચાઇ કરતાં ઉત્તમ ધંધો બીજો કાંઇ નથી અને જુઠાઇ કરતાં બીજો બુરો વિચાર કાંઇ નથી." ત્યારે સોહરાબે તેને કહયું કે "હવે હું તુંને ત્યારે ઇરાની બાધુરો વિષે તથા પાદશાહ અને લશકર વિષે સઘલું પુછશ. જમીનના સઘલા નામીચાઓ જેવા કે તુસ, કાઉસ, તથા ગોદરેજ વિષે તથા ઇરાન જમીનના બાધુરો અને પેહેલવાનો જેવા કે નામના મેલવનારા ગસતહમ તથા ગેવ વિષે તથા બેહેરામ અને નામદાર રૂસતમ વિષે

તથા તે વિગેરે બીજું જે કાંઇ પુછું તેનો તું જવાબ દેજે. અગરજો તું તારા માથાને તારાં દિલ ઉપર અને તારા જીવને તેની જગ્યાએ રાખવા ચાહાતો હોય તો એક એક ખબર તું મને આપજે. પેલો રંગ બેરંગી રેશમી કપડાંનો તંબુ જેની અંદર વાઘના જેવા ચીતારના નાના તંબુઓ છે તથા જેની આગળ સો જોરાવર હાથીઓ બાંધેલા છે અને તેમાં આસમાની રંગનું ફીરોજાનું તખત મુકેલું છે તથા ત્યાં ખોરશેદના ચીતારવાલો પીલો વાવટો છે જેની ટોચ ઉપર સુનેરી ચાંદ છે અને તેનો હાથો બલુ છે તે લશકરમાં મધ્યાનમાં આવેલી જગ્યા કોણુની છે? ઇરાની પેહેલવાનોમાં તે શું નામ ધરાવે છે?" ત્યારે તેણે તેનો જવાબ દિધો કે "તે ઇરાનનો પાદશાહ પોતે છે જેની દરબાર ગાહ આગળ હાથીઓ અને શીંહો બાંધેલા રહે છે." ત્યાર પછી સોહરાબે તેને પુછયું કે "લશકરના જમના ભાગમાં જ્યાં પુશકલ સ્વારો, હાથીઓ અને સામન છે ત્યાં જે મોટો કાલો તંબુ ઉભો કીધેલો છે તથા તેની આજુ બાજુ સેપાહો સક્ સમારીને ઉભા છે, તથા તેની આજુબાજુમાં બેહદ તંબુઓ છે તથા તેની પીઠની પાછલ હાથીઓ અને આગળી બાજુએ શીંહો બાંધેલા છે, તથા તેની આગળ એક હાથીની આકરૂતીવાલો વાવટો ઠોકેલો છે અને તેની નજદિક સુનેરી જોડાવાલા સ્વારો છે તે ઇરાનીઓ વચે શું નામ ધરાવે છે? તે ઇરાનીઓ વચે શા માટે જાહોજલાલી ભોગવે છે?" તેણે જવાબ દીધો કે "તે નોજરનો બેટો તુસ છે. તેના વાવટાની ઉપર હાથી પાડેલો છે. તે એક પેહેલવાન છે તેમજ તે પાદશાહી ખાનદાનનો છે. તે નામદારી ભરેલો, લશકરને કુચ કરાવનારો અને કીનાનો લેનારો છે. શીંહો પણુ તેના જખમ ખમવાની શક્તિ ધરાવતા નથી અને તેનાથી દરીને ભુજોર્ગો પણુ તેને ખંડણી આપવી કબુલ કરે છે."[૧]

---

૧ તુસ પોતે પાદશાહી ખાનદાનનો હોવાથી તેનો દમામ અને ભપકો પણ કાઉસ પાદશાહની માફકનો જણાઅયો છે. જો કે તુસ આવો દમામવાલો અને નામીચો હોવા છતાં ઇરાનીઓએ તેને ગાદી આપવાને બદલે ઝુ તેહેમાસ્પને અને ત્યાર બાદ કૌબાદને ગાદી આપી એ અજબ જેવું લાગે છે. જો કે એ તુસનો હક ગાડી ઉપરથી ડુબેલો હોવા છતાં તે ઇરાનના પાદશાહોને નમીને ચાલતો હતો અને તેઓને તાબેદારી દેખાડતો જણાઅયો છે.

પછી તેણે પુછયું કે પેલો લાલ તંબુ કે જેની આગળ એક મોટું લશકર ઉભેલું છે તથા ત્યાં શીંહની આકરૂતીવાલો જાંબુરો વાવતો ઠોકેલો છે અને તે વાવતાની અંદર ચલકતાં જવેહરાતો જડી લિધેલાં છે, તથા તેની પુઠે નેજા ધરાવનારૂં તમામ લશકર બખતર પેહેરીને ઉભું છે તે કોણ છે? તેનું નામ શું છે? તે મને કેહે. તું જુઠું બોલીને તારા ચેહેરા ઉપર તોબા લેતો ના." ત્યારે તેણે જવાબ દિધો કે "તે દમામવાલો આપઅખત્યાર સરદાર કેશવાદ[1] નો બેટો ગોદરેજ છે. કીનો લેવામાં તે બાધુર છે તથા તે લશકરનો સમારનારો છે. તે હાથી અને શીંહના જેવા હેંસી બેટા ધરાવે છે. તેની સાથે શું હાથી કે શું જંગલમાના વાઘ કે શું પાહાડ ઉપરના શીંહ લડાઇ કરી શકતા નથી." પછી તેણે પુછયું કે "પેલા લીલા મોટા તંબુમાનાં શખ્સ આગળ ઇરાનના બુજોર્ગો ઉભા છે તથા તેની અંદર એક કીંમતી તખત મુકેલું છે તથા તેની આગળ કાબ્યાની ઝુન્ડો થોકેલો છે, તથા તે તખતની ઉપર એક પેહેલવાન દબદબા સાથે મજબુટ બાજુ અને પેહેલવાની ગરદનવાલો બેઠેલો છે અને પેલા શખ્સો તેની આગળ નજદિકમાં ઉભેલા છે અને એ શખ્સ બીજા બેઠેલાઓના કરતાં વધારે ચઢતો છે. વળી તેની આગળ એક ઘોડો ઉભેલો છે કે જે ઘોડાની જોડ મેં કીદી પણ જોઈ નથી. તે એખલો ખંખાર માર્યા કરે છે તેથી તું કહેશે કે જાણે દરીઓજ જોશમાં આવ્યો છે. તેની આગળ ઘણા એક સંગારેલા હાથીઓ છે અને તે માણુસ પોતાની જગ્યાએ ઉશકેરાયલો બેઠો છે. તેના જેવી ઉચાંઇવાલો મર્દ ઇરાનીઓમાં કોઇ જણાતો નથી. તેની કમંદ તેના પગ સુધી લટકે છે તથા તેના વાવતા ઉપર અઝદાહની આકરૂતી પાડેલી જણાય છે અને તે વાવતાની ટોંચ ઉપર સુનેરી શીંહ જડેલો છે. એ બાધુર સ્વારનું શું નામ છે? કે જે વારે ઘડીએ શીંહની માફકના પોકારો કરે છે." હજીર તે વખતે પોતાના મન સાથે બોલ્યો કે "અગરજો હું એ પેહેલવાન પીલતનની નિશાણી આએ નેક દિલના શીંહ જેવા શખ્સની આગળ કેહેવશ તો તે રૂસતમની

[1] એ કેશવાદ કાવેહ લુહારના બેટા કારનનો બેટો થતો હતો.

ઉપર આખરે ધુલ ઉડતી કરશે. માટે એથી ભલું બીજું કાંઇ નથી કે તેની ઇઘાની આપવી હું છુપાઉ અને બાધુરો વચેથી તેનું નામ હું ઉડાંઉ." પછી તેણે જવાબ દિધો કે ચીનના પાદશાહોમાંથી એક નવો ખેરખાહ (હમારા) પાદશાહ આગળ આવ્યો છે" ત્યારે સોહરાબે હુજીરને તેનું મુબારક નામ પુછયું. તેણે જવાબ દિધો કે હું તેનું નામ જાણુતો નથી. સોહરાબે તેને બીજી વખતે પુછયું કે "તે ચીનાનું નામ મને કાંઇ પણ કરીને કેહ." હુજીરે તેને એવો જવાબ આપ્યો કે "ઓ શીંહોને પકડનારા નુરમંદ સરદાર! જ્યારે હું એ કીલ્લામાં આવ્યો ત્યાર પછી તે પાદશાહની આગળ આવ્યો છે. હૂં ધારૂં છું કે એ ચીનો પણ એક પેહેલવાન છે કે જે તમામ રીતનાં નવાં હથીયારો ધરાવે છે" આથી સોહરાબનું દિલ તે કાંઇ પણ કરીને રૂસતમની નિશાણી મેલવી શકયો નહી તેટલા માટે દલગીર થયું. તેની માએ તેના બાપની જે નિશાણી તેને આપી હતી તે તેણે તપાસી જોઇ હતી. પણ તેને જોયલાં ઉપર ભરોશો આવતો હતો નહી. આથી તેણે હુજીરને મોઢેથી તેનું નામ જાણુવા માંગ્યું હતું કે જેથી તેની વાત તેના દિલને મલતી થાય. પણ તેના કરમનો લેખ જુદીજ તરેહનો લખાયલો હતો અને ખુદરતના હોકમ આગળ જરાએ વધઘટ બનતી નથી. જ્યારે કજા (નું પક્ષી) આસમાન ઉપરથી પોતાના પીછ વેરે છે ત્યારે સઘલા દાનાવો આંધલા અને બેહેરા બને છે.

ત્યાર બાદ તેણે પુછયું કે "આ વડાઓ વચે જેણે પેલાં નાકાં સુધી તંબુ માર્યા છે તથા જેના પરદા લાલ અને પોખરાજના છે અને તેના તીરો જકજક થાય છે [1] તથા જેના પુશકલ સરદારો અને હાથીઓ તૈયાર ઉભેલા છે તથા જે જગ્યાએથી સરનાઇના અવાજો નિકલ્યા કરે છે તથા જેની આગળ એક વરૂની આકરૂતીવાલો વાવતો છે, જે પોતાનું સુનેરી મથાલું વાદલ સુધી લગાડે છે તથા તે તંબુની વચમાં એક તખત મુકેલું છે અને તેની આગળ ગોલાઓ સફ સમારીને ઉભા છે, તે શખ્સ ઇરાનીઓની વચે શું નામ ધરાવે

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

છે? તે તું મને કેહ. તેનો દરજ્જો શું છે? અને તે કોણુની ઓલાદનો છે?" ત્યારે તેણે તેને જવાબ દિધો કે "તે ગોદરેજનો બેટો ગેવ છે જેને પેહેલવાનો બાહાદુર ગેવ કરી બોલાવે છે. ગોદરેજના બેટાઓમાં તે સૌથી વડો અને સરસ છે. ઈરાની લશકરના બે ભાગ તેને તાબે છે. નામદાર રૂસતમનો તે જમાઇ થાય છે. ઈરાન જમીનમાં તેના જેવા ઘણા થોડાજ હશે." પછી તેણે તેને પુછયું કે "પેલી તરફ પ્રકાશતા સુરજના જેવો એક સફેદ તંબુ ઉઠાવેલો હું જોઉં છું. તેની આગળ રૂમી રેશમી કપડાંવાલા એક હજારથી વધારે સ્વારો સફ સમારીને ઉભા છે તથા તેની આગળ ઢાલ અને નેજા ધરાવનારૂં એક હદ વગરનું પાયદલ લશકર એકઠું થયલું છે. તેના તંબુને રેશમી કાપડાં લટકાવીને સંગારેલો છે તથા તેની આગળ જુદી જુદી જાતના ગોલામો એકઠા થઇને સફ સમારીને ઉભેલા છે. તે સરદાર પોતે એક હાથીદાંતના તખત ઉપર બેઠેલો છે જે હાથીદાંતના તખત ઉપર સીસમની ખુરસી મુકેલી છે અને તેના તંબુની આગળ એક માહાતાબની આકરૂતીવાલો વાવતો ઠોકેલો છે. એ શખસ નામદારોની વચે શું નામ ધરાવે છે? શું તે પાદશાહી તોખમનો છે? યા સરદારની તોખમનો છે?" હજીરે જવાબ દીધો કે "તું તેને ફરીબરૂજને નામે ઓલખ. તે પાદશાહ કાઉસનો દિકરો થાય છે. તે પેહેલવાનોના તાજના જેવો છે." ત્યારે સોહરાબ બોલ્યો કે "આએ ભપકો તે પાદશાહનું ફરજંદ હોવાથી અને તાજ ધરાવતો હોવાથી તેને ઘટતો છે." પછી તે સોહરાબે તેને કહયું કે "તે પાદશાહની તરફથી સરદારોની હરોલમાં લશકર સાથે આવ્યો હશે."

પછી તેણે પુછયું કે "પેલો પીલો તંબુ કે જેની આગળ એક ચલકતો વાવતો ઠોકવામાં આવ્યો છે તથા તેની આસપાસ રાતા, પીલા, જાંબુરા વીગેરે તરેહ તરેહના વાવતાઓ ઠોકેલા છે તથા એક વાવતાની ઉપર દુક્કરની આકરૂતી[1] પાડેલી છે અને

---

૧ ગોરાજેહ નામ 'ગોરાજ' (અવસ્તા 'વરાજ') યાને જંગલી દુક્કર ઉપરથી પડેલું છે. એ પેહેલવાન પોતાના નામ પ્રમાણે લડવામાં જંગલી દુક્કરના જેવો બાહાદુર હતો. તેથી તેણે પોતાના વાવતાની ઉપર જંગલી દુક્કરની નિશાણી પડાવી હતી.

તેની ટોંચ ઉપર રૂપેરી ચાંદ જડેલો છે અને તે ઉંચો છે તેના માલે-કને શું નામે સરદારો વચે ઓલખવામાં આવે છે? અને તું તેને માટે શું નિશાણી ધરાવે છે તે મને કેહે.” ત્યારે તેણે તેને જવાબ દિધો કે એનું નામ ગોરાઝેહ છે. તે શીંહ સાથે લડાઇ કરતાં લગામ ધરીઆ વગર લડે છે. જાણુ કે તે ઘણો હુશીયાર છે અને તે ગેવની તોખમનો છે. તે દુખ અને શખતીથી જરાએ ચોંકતો નથી.” ત્યાર બાદ સોહરાબે પોતાના બાપની નિશાણી સોધી પણ તે તેણે તેને કદી કહી નહી અને તે સચાઇને તો તેણે છુપાવેલીજ રાખી. પોતાની મેલે બનેલા પરવરદેગારે જેહાનને શાને માટે બનાવી છે? પરવરદેગારે એ કામ પેહેલેથી બનાવી રાખેલું છે. જમાનાએ તે સોહરાબને માટે બીજી જાતનુંજ લખાણુ લખેલું હતું તેથી જે પ્રમાણે તે આપણુને (જેહાનમાંથી) પસાર કરાવવા માંગે તે પ્રમાણે પસાર થવું જોઇએ. જો તું આએ ત્રણુ પાંચ દિવસની દુન્યા ઉપર દીલ બાંધશે તો તું તેનાથી તમામ ઝેહેર, દુખ અને સંકટ જોશે. તે નામદાર સોહરાબે, જે શખ્સના દિદાર જોવાને તે આતુર હતો તેના લીલા રંગના પડાન માટે તથા તેના ઉચાં ઘોડાને માટે તથા જે શખ્સ આવી કમાન ખાંધ ઉપર આલવીને દમામ સાથે બેઠો હતો તેને માટે, તે હજીરને ફરીથી પુછયું. ત્યારે હજીરે તે સરદારને જવાબ દિધો કે “મારે તારીથી કાંઇપણુ વાત છુપાવવી ઘટતી નથી. અગરજો એ ચીનાનું નામ કેહેવાથી હું અટકતો હોઉં તે એટલાજ માટે કે હું તેને ઓલખતો નથી. હું આએ કીલ્લામાંજ હાલ સુધી રહેલો હતો તેટલા વખતના એ ચીનો પાદશાહની આગળ આવી લાગ્યો હશે. ૧ ”

ત્યારે સોહરાબે તેને કહયું કે “તેં રૂસતમની તો કાંઇજ વાત કીધી નથી. એ કાંઇ વાજબી ગણાય નહી. જે કોઇ દુન્યાનો પેહેલવાન હોય તે પોતાના લશકરની વચે છુપ્યો રહે નહી. તેં મને કહયું હતું કે તે રૂસતમ તો લશકરની અંદર વડો છે. તે દરેક શેહેર અને દેશનો રખેવાલ છે જે કાંઇ લડાઇમાં કએ કાઉસ

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

લશકરને ઉતારે છે તેમાં તે જનુની હાથીની માફક લડી તખત અને તાજને છીનવી લે છે. માટે જ્યારે મેદાનમાં લડાઈનો અવાજ ઉઠે ત્યારે તે જેહાનનો પેહેલવાન હુશેલમાં ચાલનારો હોવો જોઇએ." હજીરે તેને એવો જવાબ આપ્યો કે "તે શીંહોને પકડનારો પેહેલવાન કદાચને હાલે જાબુલસ્તાન ગયલો હોવો જોઇએ. કારણ કે ત્યાંના બાગોમાં હાલે ખુશાલીની મીજલસો ભરવાનો વખત છે." ત્યારે સોહરાબ પોતે બોલી ઉઠયો કે "તું એવી વાત ના કર. કારણ કે જ્યારે પાદશાહ લડાઇ કરવાને બાહાર પડે ત્યારે તે જેહાન પેહેલવાન ખુશાલી ભોગવવા રોકાય તો તેના ઉપર ઘરડા અને જુવાન હસીયા વગર રહે નહી. હુ તુને આજે એક વચન આપુ છું અને તેને માટે હું કહુ છું કે તે ઘણાં નજીવી બાબદને માટે છે. જો તું તે પેહેલવાનને મને દેખાડશે તો તું દરેક અંજુમનની વચે નામદાર બનશે. હું તુને જેહાનની અંદર હાજત વગરનો બનાવશ અને મારો છુપો ખજાનો તારા આગળ ખુલ્લો મુકશ. પણ જો તુ એ ભેદને મારીથી છુપાવશે અને તે ખુલ્લી વાતને તું ઘાંકશે તો તારૂં માથું તારાં શરીરની ઉપર રેહેશે નહી. માટે હવે તું એ બેમાંનું શું ઇચ્છે છે તેનો તું વિચાર કર. એક મોબેદે જે વખને તેણે છુપો ભેદ ખુલ્લો કીધો તે વખતે એક પાદશાહને શું કહયું હતું તે શું તું જાણતો નથી? તેણે તેને એવું કહયું હતું કે 'નહી કહેલો શખુન એક જવેહેરના જેવો છે કે જે કાંઇપણ ફાયદો કર્યા વગર બંધ પડેલો રહે છે પણ જ્યારે તે બંધામાંથી અને છુપી જગ્યાએથી બાહાર પડે છે ત્યારે તે એક ચલકતા સુરજના માફક નમુદ્દાર બને છે.'"

ત્યારે હજીરે તેને એવો જવાબ દિધો કે "જ્યારે પાદશાહ કાઉસ પોતાની વીતી, તાજ અને તખતથી ઘરાઇ જાય છે ત્યારે તે એવા શખ્સની સાથે લડાઇ સોધે છે કે જે જનુની હાથીને વગર જીવનો બનાવી નાખે છે. (તેમ તેણે રૂસતમના સાથે કજીયો કીધો હશે અને તેથી તેની અત્રે ગેર હાજરી જણાય છે.) અગરજો તું પોતે તે રૂસતમના હાથના પંજા જોય તથા તેનું બલ, બાજુ અને ગરદન જોય તો તું એમજ સમજે કે તેના હાથમાંથી શું દેવ, કે શું શીંહ

કે શું નર અઝદહાહ છુટકારો પામે નહી. લુહાડના એરણને ભાંજનારા ગુરજના એકજ ફટકાથી તે બસો અંજુમનની વચે હમોને ચઢીયાતા બનાવી દે છે. રૂસતમ જે કોઇનો હરીફ બને છે તો તેનું માથું આસમાન ઉપર ચઢેલું હોય ત્યાંથી પણ તે ધુલમાં પડે છે. કોઇપણ હાથી જેવા શખ્સથી આએ જમીન ઉપર તેનો હરીફ બનાતું નથી. તેના ઘોડાના પગલાંથી ઉડતી ધુલની જડપ આગળ નાઇલ નદીની જડપ કાંઇ નથી. તેનું શરીર બસો જોરાવર શખ્સોના જેવું જોર ધરાવે છે. તેનું માથું એક ઉંચાં ઝાડ કરતાં પણ ઉંચું છે. લડાઇને દિવસે જ્યારે તે ગુસ્સે થાય છે ત્યારે તેની સાથની લડાઇમાં શું શીંહ કે હાથી કે માણુસ એક સરખાંજ છે. તે હજાર હાથીના જેવું જોર ધરાવે છે. લડાયક દેવો અને માણુસોમાંથી તેની સાથે કોઇ લડાઇ કરી શકે નહી. ૧ અગરજો તેનો હરીફ સખત ખડકના જેવો હોય તોપણ તે તેની સામે મેદાનમાં ઉતરે એમ હું ઇચ્છતો નથી. રૂસતમના હુનરો સારી જેહાનની આજુબાજુના સરદારોની સનમુખ તમામ જાણીતા છે. જ્યારે તે હીંદી તલવારને હાથમાં ધરે છે ત્યારે તેની સાથે લડાઇ કરવાનું તું પણ પસંદ કરે નહી. તેં જેહાનના ભારી ગુરજ ધરાવનારા લડાયક શખ્શોને હજી જોયા નથી. આવા ચીનના પાદશાહ અફરાસીયાબ સાથે અને તેની સાથના ચીનના નામદારો સાથે જ્યારે તે લડાઇ કરવા આવ્યો હતો ત્યારે પીલતન રૂસતમે પોતાની કીનાની તલવારથી તે લશકર ઉપર આતશનો વરસાદ વરસાવ્યો હતો."

ત્યારે તેને સોહરાબે કહયું કે "ગોદરેજ અને કેશવાદની તોખમનાઓની બદબખતી હોજો કે તેઓનું આવું જોર, આવી અક્કલ અને આવા હુનર છતાં તારા જેવાને પોતાનો બેટો ગણવો પડે છે. લડવૈયા મરદોને તેં કયાં જોયા છે? અને તેઓના ઘોડાના પગલાંનાં અવાજો તેં કયાં સમજ્યા છે? કે તું દર પળે રૂસતમની આટલી બધી વખાણ અને તારીફ ગાયાજ કરે છે. અગરજો હું તે રૂસતમને જોવશ ત્યારેજ તુંને યાદ આવશે કે જેમ તોફાની દરીઓ

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

પવનથી ધ્રુજે છે તેમ તે ધ્રુજશે. જ્યાં સુધી દરીઆ (યાને સોહરાબ) શાંતી સાથે હીલચાલ કરતો હોય ત્યાં સુધી તો તુંને આતશ (યાને રૂસતમની તલવાર) નીજ ઘણી ફીકર લાગશે તો. જ્યારે તે લીલો દરીઓ હીલચાલમાં (તોફાનમાં) આવે છે ત્યારે આતશના તેજીવાલા ભભુકાઓ તેની સામે ટકી શકતા નથી. જ્યારે સુરજ તપતાં કીરણો ફેંકે છે ત્યારે અંધકારનું સર ઉંઘમાં પડે છે." જેવો તે પેહેલવાન સોહરાબ આવી રીતના સખુનો બોલી રહ્યો તેવોજ તે હલગીર બનીને પોતાની દર પળો ગણવા લાગ્યો. તે વગર અક્કલનો હજીર પોતાના મન સાથે બોલવા લાગ્યો કે "અગરજો હું આ જોરાવર હાથનો તુરકી જે આવી ડોક અને બેસવાની પાદશાહી ધપછપ ધરાવે છે તેને તે શીંહને પકડનાર રૂસતમની નિશાણી આપશ તો તે લશકરમાંથી એક લડવૈયાઓની ટોલી બનાવશે અને (તે રૂસતમની સામે જવાને) પોતાના હાથી જેવા ઘોડાને ઉશકેરીને હાંકશે. તેથી આવું જોર, આવાં ખભાં અને આવી ગરદન ધરાવનારા સોહરાબને હાથે રૂસતમ માર્યો જશે. પછી પેહેલવાનોમાંથી બીજું કોઇ પણ તેની સામે જઇ શકશે નહી અને તેના ચેહેરા સાથે પોતાનો ચેહેરો મેલવશે નહી. જ્યારે ઇરાનમાં કોઇ પણ કીનો લેનારૂં રેહેશે નહી ત્યારે એ સોહરાબ કાઉસ પાદશાહનું તખત લેઇ લેશે. એક મોબેદે એવું કહયું છે કે "હઇયાત રહી દુશમનને ખુશી થતો જોઇએ તેના કરતાં નામદારી સાથે મરવું બેહેતર છે." અગરજો હું તેને હાથે માર્યો જવશ તો તેથી કાંઇ દાહાડો અંધારો બની જવાનો નથી અને નદી લોહીથી ભરાવાની નથી. ખુદા ગોદરેજને મારા જેવ બીજા છેંયાસી પેહેલવાન જેવા બેટાઓ છે. ગોદરેજ અને તેના હેંસી ચુનંદા બેટાઓ સઘલા નામદારો અને તારીફના મેલવનારા છે. વળી જેહાનનો જીતનાર અને લશકરનો મારનાર ગેવ કે જે વારે ઘડીએ લશકરનો સરદાર બને છે તે, તથા ગરદનના ઉઠાવનાર બેહરામ અને રેહામ તથા શીંહને મારનારો લડવૈયો શીદુશ જેવા બાહુરો મારાં મોત પછી મારી ઉપર મેહેરબાની કરશે અને મારા કીનામાં એ દુશમનોનો જીવ લેશે. તેઓ મારે માટે એક પાદશાહી

દખમું બનાવશે અને દુશમનોના અત્રેથી ગયા પછી મજાહ ભોગવશે. ૧ એક મોબેદથી સમજેલી વાત મને યાદ છે કે 'જ્યારે ઇરાન આપણે હાથ નહી રહે તો આપણું શરીર પણ હઇયાત રેહેવું જોઇએ નહી. અગરજો સરોવરનું ઝાડ જમીનમાંથી મુલ સાથે ઉખેડઇ જાય તો તીતર પક્ષીને પણ ઘટે છે કે બીજી વનસપતીને તે સુંઘે નહી.'" પછી તેણે સોહરાબને આ પ્રમાણે કહયું કે "તું મારી સાથે એટલો બધો ગુસ્સે શાને માટે થાય છે? અને રૂસતમનીજ વાતો શાને માટે કરે છે? વગર ફોકટની ચિજો મારીથી જાણવા માંગીને તું એ કીનો લેવાની શું કરવા તૈયારી કરે છે? તથા જે ચિજની મને ખબર નહીં તેને માટે કીન નથી થઇ શા માટે તું મારૂં ડોકું કાપવા માંગે છે? હવે જ્યારે તુંને મારૂં ખુનજ રેડવું છે ત્યારે તે ખુન રેડવામાં કાંઇ બાહાનું ના સોધ. વળી તું કાંઇ તે પીલતનને હરાવી શકનાર નથી અને વળી તે કાંઇ તારે હાથ સેહેલાઇથી આવી શકનાર નથી. તેની સાથે લડાઇ કરવી તુંને ઘટતી નથી, કારણ કે તે તારો લડાઇના મેદાનમાં નાશ કરશે."

## સોહરાબે કાઉસના તંબુ ઉપર હુમલો કીધો અને તેની ખુંટીઓ ઉખેડી કાઢી તે વિષે.

જ્યારે સોહરાબે તેના આવા સખત શબ્દો સમજ્યા ત્યારે તે બાહાદુર સરદારે તેની આગળ પોતાની પીઠ ફેરવી નાખી. તેણે પોતાનો ચેહેરો તેનાથી છુપાવી દિધો અને કાંઇ બોલ્યો નહીં. પણ તેની આવી છુપી વાતને માટે તે અજાયબ થયો. પછી તેણે એક મુકી ઉગામીને તેને જોરથી મારીને નિચે ફેંકી દિધો અને જઇને પોતાની જગ્યાએ બેઠો. પછી તે ત્યાંથી ગુસ્સા ભરેલાં મગજ સાથે અને ગુનાહ ભરેલાં દિલ સાથે જડપથી લશકરની વચે ગયો. ૧ ત્યાં તેણે ઘણા એક લાંબા વિચારો કીધા અને દરેક જાતનાં લડાઇનાં હથીયારો તૈયાર કીધાં. તેણે તેજ વખતે કીનો લેવાને કંમર બાંધાં અને પોતાના મોટાઇ ભરેલાં માથાં ઉપર સુનેરી તાજ મુકયું. તેણે બખતર પેહેર્યું

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

અને માથાં ઉપર રૂમી ટોપી જડપથી પેહેરી લિધી. તે દેવને બાંધનારા પેહેલવાને પોતાની સાથે ભાલો, કમાન, કમંદ અને ભારે ગુરજ લિધો. તેની રગોમાં ગુસ્સાથી લોહી ઉકલવા લાગ્યું અને તે જડપ ચાલના ઘોડાની ઉપર બેઠો. પછી તે એક છેડાયલા હાથીની માફક લડાઇના મેદાનમાં ગયો. તેનો ઘોડો એક દોડતા પાહાડની માફક કુદવા અને ઉછળવા લાગ્યો. તે ત્યાંથી બાહાર પડયો અને લડાઇ કરવાના વિચાર સાથે ચંદ્રના ચેહેરા ઉપર ધુલને ઉડારવા લાગ્યો. તે જડપથી દુશમનોની છાવણી તરફ ગયો અને ઉંચા તંબુઓને નેજા વડે ઉખેડી નાખવા લાગ્યો.[1] ત્યાર બાદ તે લશકરના વચલા ભાગ[2] તરફ જડપથી ગયો અને કાઉસ પાદશાહની આગળ આવી લાગ્યો. તેથી જેમ ગોરખરો શીંહના પંજામાંથી બચવાને દોડે તેમ તે બહાદુર સરદારો તેના પગો, રેકાબ, હાથો, અને લગામ તથા તેની બાજુ અને પાણી પાયલો ભાલો જોઇને તેની આગળથી નાહાસી જવા લાગ્યા. ઇરાની લશકરના નામદારો વચેથી કોઇ પણ તેની તરફ નજર કરવાની હિંમત કરતા હતા નહી. ત્યાર બાદ સઘલા બાહાદુરો ત્યાં એકઠા થઇને બોલવા લાગ્યા કે "એજ તે પીલતન પેહેલવાન સોહરાબ છે. તેની તરફ સેહેલાઇથી નજર પણ કરી શકાતી નથી તો તેની સાથે લડવાને તેની આગળ જવાની કોણ હીંમત કરશે."

પછી પેહેલવાન સોહરાબ પોકાર મારીને કાઉસને આ પ્રમાણે કેહેવા લાગ્યો કે "ઓ પેહેલવાન જેવા પાદશાહ! લડાઇના મેદાનમાં તારૂં શું કામ છે? જ્યારે તું શીંહાની સાથની લડાઇ અંદર ટકી શકતો નથી તો તેં શા માટે તારૂં નામ પાદશાહ કાઉસ રાખ્યું છે? જો આ મારી મુઠીમાં ધરેલા નેજાને હું ફેરવવા માંડું તો તારા તમામ લશકરને હું જીવ વગરનું બનાવી દેઉં. જે રાતે ઝંદેરજમ

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ 'કલબગાહ' એ લશકરના વચલા ભાગને કહે છે. લશકરનો જે સરદાર હોય યા પાદશાહ હોય તેજ એ ભાગમાં હમેશાં રહેતા હતા.

(કોઇ દુશમનને હાથે) માર્યો ગયો છે તે રાતે મેં સખત સોગંદ લિધા છે કે 'હું એક પણ નેજાવાલા સેપાહને ઇરાનમાં રેહેવા દેવશ નહી, અને કએ કાઉસને જીવતો ફાંસીએ ચઢાવશ.' ઇરાનીઓમાંથી તિક્ષણ પંજાનો ધરાવનાર તું એવો કયો શખ્સ ધરાવે છે કે જે આએ મેદાનમાં મારી સામે લડાઇ કરવાને આવે? કયાં ગયા તારા બાધુરો ગેવ, ગોદરેજ અને તુસ? કયાં છે તારો શીંહના જેવો ફરી-બરૂજ અને ગસ્તહમ? કયાં ગયો પેલો જેહાનનો સ્વાર નામદાર રૂસતમ અને પેલો બીજો લડાયક પેહેલવાન જંગેહ? આએ લડાઇના મેદાનમાં તેઓ કીનાને માટે ગુસ્સાથી લડવાને માટે આવી કેવી બાધુરી દેખાડે છે તે હું જોવા માગુછું."

એટલું કહીને તે ઘણો વાર સુધી સુગો ઉભો રહયો પણ ઇરા-નીઓમાંથી કોઇએ તેને જવાબ આપ્યો નહી. ત્યારબાદ તે પોતાની જગ્યાએથી દોડયો અને તે છાવણીની નજદિક જઇ લાગીને અને કમંરમાંથી વાંકો વલીને પોતાના સીધ્ધા ભાલા વડે તેણે તંબુની સીતેર ખુંટીઓ જડપથી ઉખેડી નાખી. જેથી તે તંબુનો એક ભાગ પડી ગયો. આથી હરેક બાજુએથી ધાસ્તીનાં રણશીંગડાં વાગવા લાગ્યાં. એક પથ્થરના માંથાવાલી લોઢાંની ખુટી પાદશાહને જઇ લાગી જેથી તેને લોહી નિકળવા લાગ્યું. આથી કાઉસ દલગીર થયો અને પોકાર મારવા લાગ્યો કે "ઓ ભલી બુન્યાદના નામદારો! તમારામાનું કોઇ જઇને રૂસતમને એ ખબર પોહોંચાડો, કારણ કે આએ તુરકીના ભયથી પેહેલવાનોના મગજ ખાલી થઇ ગયાં છે. તેનો હરીફ થઇ શકે એવો કોઇ સ્વાર હું ધરાવતો નથી અને ઇરાનીઓની વચેથી કોઇપણ એ કામ કરી શકતું નથી." આથી તુસ કાઉસનો એ પેગામ લેઇને ગયો અને તેણે પાદશાહથી સમજેલી વાત તેની આગળ કહી. રૂસતમે તેને જવાબ દિધો કે "જે કોઇ પાદશાહો મને ઓચિંતો બોલવતા હતા તેઓ કોઇ વેલા લડાઇમાં તો કોઇ વેલા ખુશાલીમાં ભાગ લેવાને બોલાવતા હતા. પણ કાઉસથી તો મેહેનત અને લડાઇ શિવાય મેં બીજું કાંઇ જોયું નથી." પછી તેણે

રખશ ઉપર જીન બાંધવાને અને તેના સ્વારોને (લડાઇ કરવાને) મોઢાં ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢાવવાને ફરમાવ્યું. રૂસતમે પોતાના તંબુમાંથી મેદાનમાં નજર કીધી તો રસ્તામાંથી તેણે ગેવને પણ આવતો જોયો તથા રખશની ઉપર ચલકતું જીન બાંધવામાં આવે તેટલામાં તો ગુરગીન બોલતો આવ્યો કે "જલદીથી ચાલો."

વળી આથી રેહામે પોતાના ગુરજને તંગ બાંધયો અને તુસે પણ સ્વાર થવાને માટે જીન ઉપર હાથ નાખ્યો. તેઓ એક મેકની સાથે જડપથી વાત કરતા હતા તેનો અવાજ તેહેમતનને તંબુમાં પણ સમજાતો હતો તેથી તે મન સાથે બોલ્યો કે "આ લડાઇ હારેમનની સાથે છે. એ રસ્તાખેજ કાંઇ એકજ માણસને સારૂ થતી નથી. પછી તેણે બબરેબ્યાન ઉપર હાથ નાંખી તે પેહેરી લિધું અને પેલો કેઆની કંમરબંધ કંમરે બાંધી લિધો. અને ત્યાર પછી ઘોડા ઉપર બેસીને તે આગળ રસ્તો કાપવા લાગ્યો. જવારેહ જે તખતની અને લશકરની ચોકી કરવાને રહયો હતો, તેણે રૂસતમને કહયું કે "તું મારા કહેવા ઉપર ધ્યાન આપ અને અત્રેથી આગળ વધતો ના. તે સોહરાબ બીજા પેહેલવાનોથી ઘણો ચઢતો છે." રૂસતમની સાથે તેનો વાવતો પણ ત્યાં લેઇ જવામાં આવ્યો. તે ત્યાંથી જનુની બનીને લડાઇ સોધતો ગયો. જ્યારે તેણે સોહરાબની આવી ગરદન અને હાથો જોયા તથા તેની છાતી જે લડાયક સામના જેવી પોહોલ્લી હતી તે જોઇ ત્યારે તેણે સોહરાબને કહયું કે. "આપણે અત્રેથી એક બાજુએ જઇએ અને લડાઇના મેદાનમાં આપણે વગર એબના બનીએ (યાને એકમેકની નબલાઇ દેખાવા દેઇએ નહી.)" સોહરાબ તેની તરફ જોઇને બોલ્યો કે "એ મારી સાથે લડાઇ કરવાને લાયકનો લાગે છે." એમ કહીને સોહરાબે તેના હાથ સાથે હાથ ઠોકયો,[1] અને બોલ્યો કે "હવે તું મારીથી ધાસ્તી ખાઇ બીમાર બની જા." પછી તેઓ લશકરની વચેથી મેદાનમાં ગયા[1] તે નામદાર પેહેલવાનનું કહેવું સમજીને તે બાહાદુર સોહ-

---

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

રાબ આગળ વધ્યો. તે સોહરાબ પોતાના હાથ સાથે હાથ ઘસતાં લશકરની સફ આગળથી લડાઇના મેદાનમાં આવ્યો. તેણે રૂસતમને કહ્યું કે "ચાલો આપણે એક બાજુએ જઇએ અને આપણે બંધે જણા માણસોના (આપણી ઉપર તપાસ રાખવાને માટે) નામો આપીએ. આપણે (એ શિવાય) ઇરાનીઓ કે તુરાનીઓમાંથી બીજા કોઇને લડવાને સાથે બોલાવશું નહી. ફકટ તું અને હું લડાઇ કરવાને માટે બસ છીએ. તેં તારાં ઉચાં કદ તથા તારી બાજુ અને ગરદન ઉપર ઘણાં વર્ષો થયાં જુલમ ખેંચ્યો છે. પણ આએ લડાઇમાં તારે માટે છટકવાની જગ્યા નથી. તું પોતે મારી એક મુકી પણ ખમી શકશે નહી."

પછી રૂસતમે તે નામદારની તરફ નજર કીધી તથા તેના ખભાં, પંજા અને લાંબા પાવરા જોઇને તેણે તેને નરમાશથી કહ્યું "એ જુવાન શખ્સ! તું ધીરો થા. જમીન પણ શરદીવાળી અને સુકી બને છે અને હવા નરમ અને ગરમ થાય છે. મેં મારા આટલા બુઢાપામાં ઘણી એક લડાઇઓ જોઇ છે અને મેં ઘણા એક સેપાહીઓને જમીન ઉપર સુવેલા નાખ્યા છે. પુશકલ દેવો મારે હાથે માર્યા ગયા છે અને જ્યાં પણ હું જાઉં છું ત્યાં હાર કેવી તે મેં જોઈ નથી. તું જ્યારે મને લડાઇ કરતો જોય ત્યારે સંભાલ રાખજે. જો તું તેમાં જીવતો રહ્યો તો પછી તું મગરની પણ ધાસ્તી રાખતો ના. મેં પોતાને દરીઆની અને પાહાડી લડાઇ વચ્ચે તથા તુરાની લશકરના નામદારોની સાથની લડાઇ વચ્ચે જોયો છે. અને મેં ત્યાં શું કીધું તે વિષેના મારા શાક્ષીઓ તો સેતારાજ છે. મારી મરદાનગીને લિધે આખી દુન્યા મારા પગની નિચે રહે છે. જે શખ્સોએ મારી લડાઇ જોઇ છે તેઓ બોલતા જણાયા છે કે લડાઈ તો મારે મનથી મોજમજાહ જેવી છે. પણ તારે માટે મારાં દિલમાં એવી દયા ઉત્તપન થાય છે કે તેથી તારાં શરીરમાંથી જીવને છીનવી લેવાને હું ઇચ્છતો નથી. તુરકીઓને કાંઇ આવાં ખભાં અને ગરદન હોય નહી. વળી હું ઇરાન અંદર પણ તારો જોડીઓ જોતો નથી." જ્યારે રૂસતમે આવી વાતો કરવા માંડી ત્યારે તેને માટે સોહરાબનું

પણ દિલ પીગળવા લાગ્યું. પછી તેણે તેને કહ્યું કે "હું તુંને એક વાત પુછવા માંગું છું જે તુંએ મને તમામ સાચ્ચે સાચ્ચી કેહેવી જોઇએ. તું મને તારી તમામ બુન્યાદ વિષે કેહે અને તારી ભલી વાતોથી મને ખુશી કર. હું એવું ધારૂં છું કે તુંજ રૂસતમ છે કે જે નામદાર નરીમાનની તોખમનો કહેવાય છે." ત્યારે તેણે તેને એવો જવાબ દીધો કે "હું રૂસતમ નથી તથા સામ નરીમાનની તોખમનો પણ હું નથી. કારણ કે તે તો પેહેલવાન કેહેવાય છે અને હું તો તેનાથી પણ હલકી પડવીનો છું. હું કાંઇ તાજ કે તખત પણ ધરાવતો નથી." ઉમેદ ભર્યો સોહરાબ (એમ સમજીને) નાઉમેદ થઇ ગયો અને તેને મનશે સફેદ દિવસ કાલો થઇ ગયો. તેથી તે ભાલો હાથમાં પકડીને મેદાનમાં ગયો અને પોતાની માયની વાત વિષે અચરત થવા લાગ્યો.

## રૂસતમે સોહરાબની સાથે લડાઇ કીધી તે વિષે.

મેદાનમાંની એક તંગ જગ્યા (લડવાને માટે) પસંદ કરવામાં આવી અને પછી તેઓ ત્યાં નાના ભાલાઓથી લડવા લાગ્યા. જ્યારે તે નેજાની મુઠ કે અણી કાંઇ રહ્યું નહી ત્યારે તે બંધે જણાએ દાવી તરફ પાછી લગામ ફેરવી. ત્યાર બાદ તેઓ હીન્દી તલવારોથી હુમલા કરવા લા[illegible] જેથી તે લોઢાંમાંથી આતશ ચમકવા લાગ્યા. એકમેકની ઉપર [illegible]ટકા મારવાથી તે તલવારોના ભાગીને ટુકડા થઇ ગયા. તેઓએ [illegible]વી લડાઇ કીધી કે ત્યાં કયામત જણાવા લાગી. ત્યાર બાદ તેઓએ ભારી ગુરજો પકડયા અને એકમેકની ઉપર ફટકા મારવા લાગ્યા. તેઓના જોરથી તે ગુરજો પણ વળી ગયા જેથી તે ઘોડાઓ અને જનુની પેહેલવાનો થાકી ગયા. ઘોડા ઉપરના બખતરો ભાગીને નિચે વેરાવા લાગ્યાં અને તે પેહેલવાનોની કંમર સુધીના બખતરોના પણ ટુકડા થઇ ગયા. ત્યારે તે ઘોડાઓ અને બાધુરો લડાઇ કરતાં અટકયા. બેમાનાં એકની પણ બાજુ કે હાથ મદદગાર રહયા નહી. તેઓના શરીર પસીનાથી ભીજાઇ ગયાં અને મોઢાં ધુલથી ભરાઇ ગયાં. તેઓની જભાં તરસને લીધે સુકાઇને ફાટી જવા લાગી. આથી તેઓ તેટલો વખત એકમેકથી દુર જઇને ઉભા.

બાપ દુખથી ભરેલો અને બેટો સંકટથી ભરેલો હતો. ઓ દુન્યા! તારા કરતુકમાં અજાયબી સમાયલી છે. તારાથીજ (સઘલી ચિજો) તુટે છે તેમ સંધાય છે. તે બે શખ્સોમાંથી એકનું પણ દિલ દયાથી પીગલ્યું નહી. તેઓની અક્કલ દુર થઇ હતી અને તેઓના ચેહેરા ઉપર દયા જણાતી હતી નહી. તમામ જાનવરો પછી તે દરીઆમાંની માછલી હોય યા જંગલમાનું ગોરખર હોય તો પણ તેઓ પોતાના બચ્ચાંને પીછાણી શકે છે. પણ માણુસોજ ફકટ સંકટ અને લોભને સબબે દુશમનની વચેથી પોતાના ફરજંદને પીછાણી શકતાં નથી.

રૂસતમ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે "આવી રીતના મગરને લડાઇમાં ઉતરેલું મેં કદી પણ જોયું નથી. સફેદ દેવ સાથની લડાઇ મારા આગળ જરાએ બીસાદમાં હતી નહી. પણ આજે મારૂં દિલ મારી મરદાનગી માટે નાઉમેદ થાય છે. એક દુન્યાથી નાવાકેફ (નાદાન છોકરો) કે જે નથી પેહેલવાન કે નથી તે બુજોર્ગોની વચ્ચે નામદારીનો મેલવનારો તેને હાથે આજે મને જમાનાએ ઘરાઇ ગયલો બનાવ્યો છે, અને બંધે તરફના લશકરોને એ લડાઇ જોતાં બનાવ્યાં છે." જ્યારે તે બંધે શખ્સોના ઘોડા લડાઇના દુખ તથા સંકટથી ઠાક ખાઇને આસુદા બન્યા, ત્યારે તે બંધે જણાઓ જેમાં એક બુઢો તો બીજો જવાન હતો તેઓએ કામઠાંની ઉપર તીર ચઢાવ્યા. તેઓ પાસે બખતર, લોઢાંની તોપી અને બબરે બ્યાન હતાં તેથી તે તીર અને તેની અણીથી તેઓને કાંઇ નુકશાન પુગ્યું નહી. તેઓ એકી વખતે તીરોનો સખત વરસાદ વરસાવતા હતા, તેથી તું કેહેશે કે જાણે ઝાડ ઉપરથી પાઠદાંઓ ખરી પડે છે. તે બંધેના દિલ એક બીજાથી દલગીર થયાં અને તે બંધે શખ્સે એકમેકની કમંર ઉપરનો પટો ધરીઓ. અગર જો તેહેમતન પોતાનો હાથ પથ્થર ઉપર લેઆવતો તો લડાઇની વખતે તે કાલા પથ્થરને પણ ઉખેડી કાઢતો હતો. તે પોતાના જોરથી પાહાડને પણ જમીન ઉપરથી ઉંચકી લેતો હતો. તે ભારી પથ્થરને મીન સરખો ગણતો હતો. તેણે સોહરાબનો કંમરબંધ અજમાવી જોયો

કે જેથી તે લડાઇ અંદર તેને જીન ઉપરથી ઉંચકી લે. પણ તે જવાનની (સખત) કંમરની તેને ખબર હતી નહી. આથી રૂસતમના હાથનો હુનર ખાલી ગયો. તેણે તેનાં કંમરબંધ ઉપર હાથ લંબાવ્યો પણ તે તેના મજબુત ગાંઠોથી ઘણોજ અજબ રહ્યો. તે શીંહાને મારનારા બંધે શખ્સો લડાઇથી ધરાઇ ગયા. તેઓ ઘાહેલ થયલા હોવાથી ઘણા વખતના થાકી ગયા હતા. સોહરાબે જીન ઉપરથી બીજી વખતે ભારી ગુરજ ખેંચ્યો અને પોતાના પગને પોહલા કીધા. તેણે તેના ખભાં ઉપર ગુરંજ મારીને તેને સખત દુખ કીધું. તેથી તે દુખથી વલ ખાવા લાગ્યો અને દુખને સબબે બાધુરી સાચવી શકયો નહી. આથી સોહરાબ હસી પડયો અને બોલ્યો કે એ સ્વાર? તું બાધુરોના જખમ આગળ તો ટકી પણ શકતો નથી. તારા પગ નિચેનો ઘોડો જેને તું રખશ કહે છે તે તો એક ગધેડું છે. તારા જેવા સ્વારના બે હાથો સોથી નકામા છે. તારે માટે મારાં દિલની અંદર દયા છુટે છે કારણ કે તારાં લોહીથી ધુલ રંગીન બની ગઇ છે. જો કે તું પેહેલવાન છે અને સરોવરના જેવી ઉંચાઇ ધરાવે છે તો પણ તારી જવાની છુટી થઇને બુઢાપો આવ્યો છે."

તેહેમતન તેને કસો જવાબ આપી શકયો નહી. તે તો તેની ઘોડાને જોલાન આપવાની રીત અને તેનો દમામ જોઇને અજબ થઇ ગયો. તેઓને એકમેકથી શરમ પોહોંચવા માંડી. ત્યાંની જમીન પણ તે બાધુરોથી ઘણીજ આજેજ થઇ ગઇ. તેઓએ એકમેકના ચેહેરા ફેરવી નાખ્યા અને પોતાના દિલ અને જીવને વિચારવંત બનાવ્યા. પછી જે પ્રમાણે શેકારને જોઇને વાઘ તેની પુઠે દોડે છે તેમ તેહેમતન તુરાની લશકર તરફ લડવાને ગયો. આથી સોહરાબ પેહેલવાન ઇરાની લશકર તરફ ધસીઓ અને પોતાની લગામ દોડતા ઘોડાને સોંફી દિધી. તેણે ઇરાની લશકર વચે જોહોકાવ્યું તેથી તેના હાથે ઘણા એક નામદારો માર્યા ગયા. તે એક વરૂની માફક લશકરની વચ્ચે આવ્યો અને ત્યાંથી નાની અને મોટી પડવીના શખ્સોને વિખેરી નાખ્યા. પેલી ગમથી જ્યારે રૂસતમ તુરાની લશકર આગળ

આવી પુંગ્યો ત્યારે તે પસ્તાવો કરીને પોતાના જીગરમાંથી નીશાશા ખેંચવા લાગ્યો. આએ નવો ઉગી નિકળેલો હુનરમંદ તુરકી કે જેણે પોતાની છાતી અને બાજુને બખતરથી ધાંકી હતી તેને માટે તે દલગીર થયો અને વિચાર કરવા લાગ્યો કે "તેનાથી કાઉસને ખચીતજ નુકશાંન પુગશે." તેના દિલમાં એવા વિચાર આવવા લાગ્યાથી તે પોતાની છાવણી તરફ જડપથી ઘોડાને હંકારી જવા લાગ્યો. પણ તેવામાં તેણે સોહરાબને ઇરાની લશકર વચે લોહીના પાણી વડે જમીનને લાલ બનાબતો જોયો. જેમ એક શીંહ શેકારથી મસ્ત થાય તેમ તેના ભાલાની અણી તથા બખતર અને હાથ લોહીથી ખરડાઇ ગયેલા હતા. જ્યારે રૂસતમે તેને એ પ્રમાણે કરતાં જોયો ત્યારે તે દલગીર થયો અને તેણે એક જનુની શીંહની માફક પોકાર કીધાં. તે બોલ્યો કે "એ લોહી પીનારા તુરકી શખ્સ! ઇરાની લશકરમાંથી કોણે તારી સાથે લડાઇ કરવા માંગી હતી? તું આખો વખત મારી સાથેજ શું કામ લડયા કીધો નહી? અને શું કામ એક વરૂની માફક મેંઢાંના ટોલાં વચ્ચે આવી પડયો?"

ત્યારે તુરાની લશકરના સોહરાબે તેને જવાબ દિધો કે "જો તેઓ લડાઈ કરવાથી દુર રહેલા અને નિરદોશ હતા તો તેં પેહલાં શું કરવાને એવો વિચાર કીધો? કારણ કે (તુરાની લશકરમાંથી) કોઇએ તારી સાથે પણ લડવાનું અને કીનો લેવાનું ચાહયું હતું નહી." પછી રૂસતમે તેને કહયું કે "હવે દિવસ કાલો થયો છે (યાને રાત પડી છે). માટે જેહાનને દિપાવનારો સુરજ જ્યારે કીરણોને બાહાર ફેંકશે ત્યારે કાલે સહવારે આપણે કુશતી રમીશું, અને જોઇશું કે લશકર કોણને માટે રૂદન કરે છે? હાલે તો જેહાનને રોશણી આપનારાં કીરણો પછવાડે ગયલાં હોવાથી અને આએ જંગલમાં ઝાડો અને ટેકડીઓ ઘણી હોવાથી લડી શકાતું નથી. જો તારી તલવાર, બાજુ અને તીર આજનીજ માફક એવાંજ મદદગાર રેહેશે તો તું કદી પણ મરવાનો નથી. આપણે સહવારે તલવાર સાથે કીનો શરૂ કરીશું. માટે તું હાલેતો જા. ખોદા શું કરવા માગે છે તે

આપણે કાલે જોઇશું." ૧ આથી હવામાં અંધકાર ફેલાવા માંડી. થાથી તેઓ ત્યાંથી પાછા ફર્યા. આસમાન પણ સોહરાબને લિધે અજબ બન્યું હતું. તું કહેશે કે જાણે આસમાને તેને લડાઇને માટેજ સરજેલો છે અને તેથી તે એક પળ પણ લડાઇ કરવાથી શોભતો નથી. વળી બીજું એકે તેની નિચેનો ઘોડો પણ લોઢાંના જેવો છે. તેનો આત્મા અજબ જેવો હતો અને તેનું શરીર લોઢાંના જેવું હતું. લડાઇ કરવાથી ઢાંકેલી કંમર સાથે અને બખતરથી ઘસાયલી છાતી સાથે તે અંધારી રાત થવાથી પોતાની છાવણી તરફ ગયો, અને હોમાનને એ પ્રમાણે કેહેવા લાગ્યો કે "આજે સુરજ ઉગતાં મેં ભારે લડાઇ કરીને જેહાનને પોકાર કરતી બનાવી હતી. પેલો બાધુર સરદાર કે જે પેહેલવાન જેવી ગરદન અને શીંહના જેવા પંજા ધરાવે છે તથા જે મારો લડાઇમાં બરોબરીઓ હતો. તેનાથી તમો ઉપર શું શું વિટયું હતું? તે શું બોલ્યો હતો? અને તેણે શું શું કીધું હતું? તેણે મારાં તમામ લશકરનું શું કીધું છે? હું તો જેહાનની અંદર તેના જેવો કોઇને જોતો નથી. તે એક શીંહના જેવો બુઢો શખ્સ છે જે લડાઇ અને કુશતીથી જરા પણ ધરાતો નથી. તેનું કદ મારીથી જરાએ ઓછું નથી. તે એક નામદાર સ્વાર અને ભયંકાર શીંહ છે.૧ અગરજો તે નામદારના કામોનું મને બયાન કરવું પડે તો તે કાંઇ થોડું નથી કે મને યાદ રેહે. તેની બે બાજુઓ હાથીની તાંગના જેવી છે અને તેના પોકારથી નાઇલ નદી પણ જોશમાં આવે છે. આએ તમામ ફરતી જેહાનની અંદર કોઇ પણ શખ્સ તેની માફક કીનો લેવાને કંમર બાંધે એમ હું ધારી શકતો નથી."

હોમાને તેને જવાબ દિધો કે "પાદશાહ અફ્રાસીયાબનો હમોને એવો હોકમ હતો કે અત્રેથી લશકરે જરાએ ખીસવું નહી. હમારૂં સઘલું કામ સખત હતું અને હમો હથીયાર બંધ હતા તથા લડાઇમાં માર્યા જવાને તૈયાર હતા. આએ ભારી લશકરની વચે એક

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

લડાયક શખ્સ આવ્યો હતો. તેને માટે તું કેહેશે કે જાણે તે મસ્તીમાં આવી એવું ઇચ્છે છે કે તે એખલો એ લડાઇ બજાવે. પણ તેણે ઘોડાની લગામ પાછી ફેરવી અને આગળ વધતો અટકી ગયો. તે આપણી જગ્યાએથી પાછો ફરી ઇરાની લશકર તરફ પાછો ગયો." સોહરાબે તેને પુછ્યું કે "શું તેણે આ લશકરના બાહાદુરોમાંથી કોઇનો પણ નાશ કીધો નહી? મેં તો ઇરાનીઓમાંના ઘણાકોને મારી નાખ્યા હતા અને ત્યાંની જમીનને લોહીથી કીચલવાલી બનાવી હતી. અગરજો તે શીંહ (રૂસતમ) તમારી નજદિક આવ્યો હતે તો તમો બેશક એમજ જાણતે કે તેના ભારી ગુરજથી કોઇ પણ બનચી શકતે નહી. વળી તમારી તરફથી તો લડાઇ જોયા કરવા શિવાય કોઇ પણ લડવાને બહાર પડયું હતું નહી. તો પછી તેમાં ફાયદો શું? મારી આગળ તો શું શીંહ કે વાઘ કે ચીત્તા એક સરખા છે. હું તો તેઓની ઉપર વાદલમાંથી આતશ વરસે તેમ તીર વરસાવતો હતો. જયારે તે પેહેલવાનો મારો ગુસ્સે થયલો ચેહેરો જોતા ત્યારે તેઓના શરીર ઉપરના બખતરો પણ ફાટીને ટુકડા થતા હતા. આવતી કાલનો મોટો દિવસ આવે છે તેમાં જે કોઇ જોરાવર હશે તે જણાઇ આવશે. જેહાનને પેદા કરનાર પરવરદેગારના નામથી હું તે પેહેલવાનોમાંથી કોઇને પણ આએ જમીન ઉપર જીવતો રેહેવા દેવશ નહી માટે હવે ખાવાની ચિજોની અને દારૂની તૈયારી કરવી જોઇએ છે અને દિલના ગમને દુર કરવો જોઇએ છે."

પેલી તરફ જયારે રૂસતમ ઇરાનના લશકરમાં જઇ પોહોંચ્યો ત્યારે તેણે ગેવની સાથે આ મુજબ વાત ચીત કીધી. (તેણે તેને પુછ્યું) કે "આજ રોજે લડાઇના અજમાવનારા સોહરાબે લડાઇમાં કેવી મજબુટી દેખાડી હતી?" ત્યારે ગેવે પેહેલવાન રૂસતમને એવો જવાબ દિધો કે "એવી રીતનો પેહેલવાન મેં કદી પણ જોયો નથી. તે લશકરની વચે જડપથી આવ્યો અને લશકર વચેથી તુસની આગળ કીનો લેવાને ગયો. કારણ કે તે ગુરગીનના ઉતરી જવા પછી હાથમાં ભાલો પકડી ઘોડા ઉપર બેઠો હતો. તેણે આવીને તુસને

ભાલા સાથે જોયો ત્યારે તે જનુની શીંહની માફક તેના ઉપર ધસી ગયો. અને તેણે વાંકો થયલો ગુરજ તેના માથાં ઉપર એવો માર્યો કે જેથી તેના જોરથી તેના માથાં ઉપરની લોઢાંની તોપી પડી ગઇ. તે તુસ તેની સામે ટકી શકયો નહી અને તેથી તેણે નાહસવા માટે ત્યાંથી મોહું ફેરાવ્યું. ત્યાર બાદ ઘણા એક બાહુરો તેની સામે લડવાને ગયા પણ તે પેહેલવાનોમાંથી કોઇ પણ તેના જેવી શકિત ધરાવતા હતા નહી. તું પીલતન શિવાય કોઇપણ તેને મરતબે પુગતા હતા નહી. વળી મેં આપણા વડીલોની રીત જાલવીને તમામ લશકરને તેના ઉપર છોડી દિધું નહી. કોઇપણ તેની સામે એખલું લડવાને જઇ શકયું નહી. તેથી હુમે તેને કીનાનું મેદાન સોંફી દિધું. એક પણ સ્વાર તેની સામે ગયો નહી. તેણે લશકરના વચલા ભાગથી તે જમની બાજુના ભાગ સુધી (હુમારી ઉપર) હુમલો કરવા માંડયો. દરેક બાજુએ તે ફટકા મારતો અને દોડતો ફરતો હતો તથા તેની નિચેનો ઘોડો ભપકા સાથે દોડતો હતો.” રૂસતમ તેની વાત સમજીને દલગીર થઇ ગયો અને ત્યાંથી તે કાઉસ પાદશાહુની આગળ ગયો. જેવો કએ કાઉસે તે પેહેલવાનને જોયો તેવીજ તેણે તેને માટે પોતાની પાસે બેઠક કીધી. રૂસતમે તેની આગળ સોહ-રાબ વિષેની વાત કરવા માંડી અને તેની ઉંચાઇ અને કદ વિષેનું બ્યાન કીધું. તે બોલ્યો કે “ આટલા નાહાન છોકરાને આવો શીંહના જેવો બાહુર અને પેહેલવાન તરીકે કોઇ પણ શખ્સે જેહાનની અંદર જોયો હશે નહી. તે પોતાની ઉંચાઇને લીધે તારાઓની સાથે અહડે છે અને જમીન પણ તેના શરીરનો ભાર ખમી શક્તિ નથી. તેની બે બાજુ અને જાંગ ઉંટના જેવી છે અને વળી તેના શરીરની જાડાઇ પણ ઘણી છે. મેં તેને ઘણી એક રીતે તલવાર, તીર, ગુરજ અને કમંદથી (ફોકટમાં) અજમાવી જોયો. સેવટે મેં વિચાર કીધો કે મેં ઘણા એક પેહેલવાનોને અત્યાર આગમચ જીનની ઉપરથી ઉંચે ઉચકયા હતા તેથી મેં તેની કંમર ઉપરનો પટો પકડયો અને તેના બાંધાને સખત રીતે હીલવ્યો. મેં એવું ચાહયું કે તેને જીનની ઉપરથી ઉચકું અને બીજા શખ્સોની માફક

તેને પણ ખાકમાં નાખું. જો કે પવનથી એક પાહાડ પણ હીલી શકે પણ તે નામદાર જીન ઉપરથી જરા પણ હીલ્યો નહી. હાલે કવવખત હોવાથી અને રાત પુશકલ અંધારી અને ચાંદરણી વગરની હોવાથી હું તેની આગળથી પાછો ફર્યો છું. આવતી કાલે હું તેની સાથે કુસ્તીના પેચની થોડી એક લડત કરશ. આવતી કાલે જેવો તે લડાઇના મેદાનમાં આવશે તેવોજ હું તેની સાથે કુસ્તીજ રમવાનો ઇલાજ શોધશ. હું કોષેશ તો કરશ પણ હું જાણતો નથી કે કોણ ફતેહમંદ ઉતરશે? પરવરદેગારની મરજી શું છે તે આપણે જોઇશું. તે સાહેબથીજ ફતેહ અને મદદ મલે છે. વળી તેજ ખોરશેદ અને માહાતાબનો પેદા કરનાર છે."

કાઉસે તેને જવાબ દિધો કે "પાક યજદાંન તારૂં બુરૂં ઇચ્છનારના શરીરના ટુકડે ટુકડા કરશે. હું આજે રાતે પરવરદેગારની આગળ ઘણો વાર સુધી માથું જમીન ઉપર મુકીને બંદગીમાં રોકાવશ કે જેથી તે તુંને મદદ કરે અને તે પાદશાહ તુરકીનો રસ્તો ચુકાવે તથા તારી કરમાઇ ગયલી ઉમેદને તે તાજી કરે અને તારાં નામને ખોરશેદની ઉંચાઇ સુધી પુગાડે." ત્યારે રૂસતમે તેને કહયું કે, "તું પાદશાહના ખોરેહથી ભલું ઇચ્છનારની સઘલી ઉમેદો પુરી પડશે." એટલું કહીને તે પીલતન ઉઠયો. તે લશકરને માટે ઘણો દલગીર થઇ ગયો હતો પણ તેણે વિચારવંત જીવ સાથે અને કીના ભર્યા દિલ સાથે પોતાની છાવણી તરફનો રસ્તો લિધો. જવારેહ ચીંતાતુર જીવ સાથે તેની આગળ આવ્યો અને પુછયું કે "આજે તું પેહેલવાન ઉપર શું શું વિટયું.?" રૂસતમે પેહેલાં પોતાના દિલના વિચારોને ધોઇ નાખવાને તેની પાસે ખાવાનું માંગ્યું અને પછી તેજ વખતે તેણે તેને સોહરાબ વિષે જે કાંઇ બન્યું હતું તે તમામ બીના કહી. તે બંધે લશકર બે ફરસંગને છેટે રહયાં હતાં અને કોઇએ પણ પોતાની કંમર છોડવા ચાહયું હતું નહી. પછી રૂસતમે પોતાના ભાઇને એવી વાત કહી કે "તું સાવચેટ રેહેજે અને ઉટાવલ કરતો ના. જયારે સહવારે લડાઇના સોખીન તુરકીની સામે હું લડાઇ કરવા જાંઉ ત્યારે તું મારાં લશકર અને વાવતાને તથા મારા તખત અને

સુનેરી જોડાને લેતો આવજે. જ્યારે પ્રકાશીત સુરજ બાહાર આવે ત્યારે તું સઘલું લેઇને તંબુ આગળ ઉભો રેહજે. અગરજો હું લડાઇમાં ફતેહમંદ નિવડશ તો લડાઇના મેદાનમાં જરાએ થોભશ નહી. ૧ પણ અગરજો બીજી રીતનો બનાવ બને તો તું રૂદન કરીને તુંને પોતાને નુકશાંન પુગાડતો ના. તમો એક પણ જન તેની સાથે લડાઇમાં ઉતરતા ના અને લડાઇ કરવાનો રસ્તો સોધતા ના. તમો સઘલાઓ અત્રેથી જાબુલસ્તાન દસ્તાનની આગળ જતા રેહજો અને તેને તમામ વાત વીસ્તારીને કેહેજો, કે રૂસતમના વખતનો (આવી રીતે) છેડો આવ્યો છે. પાક પરવરદેગારનો હોકમ એવોજ હતો કે મારે તે જુવાન શખ્સનેજ હાથે માર્યો જવું. જ્યારે યજદાંન આવો હોકમ માથે સરજાવે તો મારી માયના દિલને પણ તુંજ ખુશી કરજે. તેને તું કેહેજે કે 'તું તારૂં દિલ મારી ઉપરજ ના બાંધતી અને મારે માટે હંમેશ દલગીર ના રેહેતી. જેહાનની અંદર કોઇપણ શખ્સ સદા કાલ જીવતો નથી. તેમ આસમાનને મારે માટે પણ કસું બાહાનું રહયું નથી. લડાઇને વખતે મારે હાથે ઘણા એક દેવો, શીંહો, વાઘો અને મગરો માર્યા ગયા છે. મે ઘણા એક મીનારાઓ અને કીલ્લાઓને ભાંજી નાખ્યા છે પણ કોઇ પણ મારા હાથ ઉપર ફતેહમંદ થયો નથી. જે કોઇ લડાયક ઘોડા ઉપર મારી સામે સ્વાર થતો તે ગોયા મોતનુંજ બારણું ઠોકતો હતો. અગર કોઇ હજારથી પણ વધુ વર્ષ જીવે છે તોપણ તેનો અંત અંતે એજ રસમનો છે અને એવુંજ કામ બનનાર છે. મોટા પાદશાહ જમશેદ અને દેવને બાંધનારા તેહમુરસપની તરફ તું જો. તેઓના જેવા બીજા કોઇ પણ પાદશાહો જેહાનમાં થયા નથી. તેઓ પણ આખરે પરવરદેગારની નજદિક ગયા છે. કેરશાસપના કરતાં કોઇ પણ શખ્સ વધારે બાહાદુર હતો નહી. તેનું તખત બુલંદ આસમાન સાથે ઘસાતું હતું. તથા પેલા બે નામદારો સામ અને નરીમાન જેવાઓનો પણ મોતની આગળ ઇલાજ રહયો હતો નહી. જ્યારે જેહાન તેવા

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

શખ્સોને વલગી રહી નહી પણ ફરી ગઇ તો મારે પણ તેજ રસ્તેથી પસાર થઇ જવું જોઇએ. શું બુઢા કે જવાન મોતને માટેજ સરજાયલા છે. કોઇપણ જેહાનની અંદર જાવેદાન રેહેતું નથી. જ્યારે દસ્તાન (મારો શોક પાલ્યા બાદ) પાછો ખુશી થાય ત્યારે તું તેને કહેજે કે 'તું દુન્યાના પાદશાહ કાઉસથી તારો ચેહેરો ફેરવતો ના. અગરજો તે લડાઇ કરે તો તું આલસાઇ કરતો ના પણ તે જેમ કહે તે પ્રમાણે તું ચાલજે.'" તેણે (એ રીતે) અરધી રાત સુધી સોહરાબ વિષે વાત કર્યા કીધી અને અરધી રાત ઉંઘમાં અને આરામ લેવામાં ગુજરી.

## રૂસતમ અને સોહરાબ કુશ્તી રમ્યા અને તેમાં રૂસતમે કાંઇ યુક્તિથી છુટકારો મેલવ્યો તે વિષે.

જ્યારે પ્રકાશ્તા સુરજે પોતાની પાંખ ખોલ્લી કીધી અને કાલાં પીછના કાગડા (યાને રાત) એ પોતાનું સર નિચું નમાવ્યું ત્યારે તેહેમતને બબરેબ્યાન પેહેર્યું અને પોતાના દોડતા અઝદાહ (ઘોડા) ઉપર બેઠો. તેણે માથાં ઉપર લોઢાંની તોપી પેહેરી અને લડાઇના મેદાનમાં ગયો. વડપણ મેલવવાને માટે તે તીખો બની ગયો અને તેથી તેણે લોભની સાથે દોસ્તી કીધી.[1] પેલી તરફ સોહરાબે પોતાના લશકર સાથે વાજીંત્ર સમજવામાં અને દારૂ પીવામાં વખત ગુજાર્યો. તેણે હોમાનને આ પ્રમાણે કહયું કે "પેલો શીંહના જેવો શખ્સ કે જે મારી સાથે લડે છે તેની ઉંચાઇ મારી ઉંચાઇથી જરાએ કમી નથી, તથા તે પણ પોતાના દીલને લડાઇની અંદર દલગીર રાખતો નથી. તેની છાતી, ખભાં અને ગરદન પણ મારા જેવીજ છે. તું કેહેશે કે તે ભેદના જાણનાર સાહેબે બેઉને એક દોરીના બનાવ્યા છે. તેના પગ અને જીનના પાવડા જોઇ મારી મોહોબત તેના તરફ ખેંચાય છે અને મારા ચેહેરા ઉપર શરમ ચઢે છે. મેં મારી માય પાસેથી જે ઇધાણી મેલવેલી છે તે તેની સાથે મલતી આવે છે અને તેથી મારા દિલમાં મોહોબતનું ખેંચાણ થાય છે.

---

૧ એ બેતનો તરજુમો લખેલી નકલ મુજબ કીધો છે.

આથી મને એવો શક લાગે છે કે રૂસતમ એજ છે કારણ કે જેહાનની અંદર તેના જેવા લડવૈયાઓ ઘણા થોડા છે. માટે એવું નહી બને કે હું બાપની સામેજ લડાઈ કરૂં અને બેશરમી સાથે મારા ચેહેરાને તેના ચેહેરા સામે લડવાને માટે લેઈ જાઉ. એમ બનશે તો હું દાદારની આગળ ઘણો શરમીંદો થવસ અને આએ કાલી ખાકવાલી દુન્યામાથી હું કાલા મોઢાં સાથે જવશ જેથી મને પેલી દુન્યામાં બેહેશતની ઉમેદ રહેશે નહિ. માટે હું મારા બાપની સાથેજ લડું એ મને ઘટતું નથી. દુન્યાના પાદશાહોની આગળ તથા ઈરાન અને તુરાન જમીનના લશકરની આગળ હું કાલાં મોઢાંનો બનશ. કોઇપણ મારે માટે બદનામી શિવાય બીજું કાંઇ બોલશે નહી. અને બંધે દુન્યામાં મારી ખાહેશ પાર પડશે નહી. તેની સાથે લડાઈ કરવાથી હું ઉંધે મસ્તક પડશ અને તેનું લોહી રેડવાથી બુરાઈ શિવાય મને બીજું કશું મલવાનું નથી." ત્યારે હોમાને તેને એવો જવાબ દિધો કે "લડાઇના મેદાનમાં રૂસતમ મને ઘણી વખત સામો મલ્યો હતો. તે પેહેલવાને માજનદરાંનની લડાઈમાં પોતાના ભારી ગુરજથી શું શું કીધું હતું તે તેં સાંભલ્યું પણ હશે. જો કે આએ ઘોડો તેના રખશના જેવોજ લાગે છે તો પણ તે કાંઇ તેની નકલ અને તેની બક્ષેશ ધરાવતો નથી."

જ્યારે અંધારી રાતનો એક ભાગ પસાર થયો ત્યારે લશકરના ચોકીબાનોના પોકારો તે જંગલમાંથી સમજાવા લાગ્યા. જેહાનને સોધનારો સોહરાબ લડાઇથી ભરેલાં દિલ સાથે પોતાની આરામ કરવાની જગ્યાએથી ખુશાલીની મીજલશમાં તખતની આગળ ગયો. બામદાદે જ્યારે સુરજની રોશણી પ્રકાશવા લાગી ત્યારે લડવૈયાઓના માથાં ઉંઘમાંથી જાગૃત થયાં. સોહરાબે લડાઇનું બખતર પેહેર્યું. તેનું મગજ લડાઇ કરવાને તલપતું અને તેનું દિલ ખુશાલીથી ભરેલું હતું. તે પોતાના હાથમાં ગાયની શીકલનો ગુરજ પકડીને પોકાર મારતો લડાઇના મેદાનમાં ગયો. પેલી તરફથી રૂસતમ પણ શરીર ઉપર બબરેખ્યાન પેહેરીને એક જનુની શીંહની માફક માથામાં લડાઇનોજ ખ્યાલ રાખીને તથા દિલને કીના ભર્યું બનાવીને

ભપકા સાથે લડાઇના મેદાનમાં ગયો. સોહરાબ પોતાના બે હોટોને હસ્તા બનાવીને રૂસતમને એવી રીતે પુછપરછ કરવા લાગ્યો કે તું કેહેશે કે જાણે રાતના તે બંધે જણાઓ સાથેજ રહયા હતા. તેણે તેને પુછયું કે "તેં રાત કેમ પસાર કીધી? અને તું દિવસને કેવી રીતે પસાર કરવાને ચાહે છે? તું તારાં દિલને લડાઇજ કરવાને શા માટે તૈયાર રાખે છે? આએ કીના ભરેલા તીર અને તલવારને તું તારા હાથમાંથી ફેંકી દે અને તારા જુલમગાર પંજાને જમીન સાથે અફાલ. આપણે ઘોડા ઉપરથી નિચે ઉતરી બંધે જણા સાથે બેસીએ અને આએ ગંભીર બનેલા ચેહેરાને પાછા ખીલતા કરીએ. ખોદાની રૂબરૂ આપણે કસમ ખાઇએ અને લડાઇ કરવાને માટે દિલથી પસ્તાવો કરીએ. મારી સાથે લડવાને કોઇ બીજો (ઇરાની) શખ્સ આવશે અને તું મારી સાથે બેસીને મજાહ કર્યા કરજે. મારા દિલમાં તારે માટે એટલી તો દયા છુટે છે કે જેથી મારા ચેહેરાની ઉપર શરમનો પરસેવો છુટે છે. હું ધારૂં છું કે તું પેહેલવાનનીજ તોખમ ધરાવે છે માટે તું પોતે તે સઘલું મારી આગળ વિસ્તારીને કેહે. મેં તારૂં નામ જાણવા માટે ઘણીપણ તેહેકીક કીધી છે પણ તેઓ તે મને કહેતા નથી. માટે તું મને તારૂં નામ કેહે. જયારે હાલે તું મારો હરીફ બન્યો છે ત્યારે તારૂં નામ મારીથી છુપુ રાખવું તુંને ઘટતું નથી. તારે માટે મેલવેલી નિશાણુ તો હું બરોબર જોઉછું, પણ તારૂં નામ હું જાણુતો નથી. માટે જો તારૂં નામ જાહેર થાય તો પછી મને કાંઇ ખાહેશ રેહે નહી.૧ શું તું બાધુર સામના દસ્તાનનો બેટો નામીચો પેહેલવાન જાણુલી રૂસતમ છે ૨?"

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

૨ રૂસતમનું નામ જાણવાની સોહરાબની આટલી બધી ખાહેશ હોવા છતાં તેની આગળ રૂસતમે પોતાનું નામ શા માટે છુપ્યું રાખ્યું તેની મકસદ જણાતી નથી. જ્યારે પણ રૂસતમ લડાઇમાં ઉતરતો ત્યારે તે પોતાનું નામ પોતાના હરીફને બાપોકાર જણાવતો હતો. પણ સોહરાબની સાથે લડતાં રૂસતમ પોતાનું નામ છુપું રહેલું જોવાની ખાહેશ એટલા માટેજ રાખતો હોવો જોઇએ

રૂસતમે તેને જવાબ દીધો કે "ઓ નામદાર! આપણને કદી પણ એ રીતે વાત કરવી જોઇએ નહી. ગઇ રાતે તો આપણે કુશ્તી રમવાની વાત કીધી હતી. મારી આગળ તારો દગો ચાલશે નહી, માટે તું એવી તજવીજ ના કર. અગરજો તું જુવાન છે તો હું કાંઇ બાળક નથી. મેં તો કુશ્તી[1] રમવાને માટે કંમર બાંધી છે. તેથી આપણે કુશ્તી રમીએ અને જેહાનને સંભાલનાર ખોદાનો જે હોકમ અને જે ધારણા હશે તે પ્રમાણેનું સેવટ આવશે. બીજું એકે કીર્તી સોધવાના અને લડાઇ કરવાના વખતે મરદાનેમરદો એવી પુછપરછો કરતા નથી. મેં ઘણી ચઢતી પડતી જોઇ છે અને હું કાંઇ તાહેલું કરનાર અને ફરેબ ભર્યું બોલનાર માણસ નથી." સોહરાબે તેને કહ્યું કે "ઓ બુજોર્ગ શખ્સ! અગરજો મારી શિખામણની તુંને અસર નહી થતી તો ખેર, હું તો એવુંજ ચાહાતો હતો કે મરતી વખતે તારો જીવ તારા બીછાણા ઉપરથીજ બાહાર નિકળે અને જે કોઇ તારાં જીવતાં સગાં હોય તે તારે માટે અસ્તોદાન[2] બનાવે

---

* તેનો હરીફ સોહરાબ ઘણીજ નાહાન ઉમરનો હોવા છતાં તે જોર ધરાવવામાં રૂસતમથી જરાએ કમી હતો નહી. એ સબબે રૂસતમ પોતાનું નામ સોહરાબની આગળ જાહેર કરવાને કદાચને શરમાયો હોય.

1 કુશ્તીનો હુનર આગલા વખતમાં ઉગમનના લોકોમાં ઘણો માનીતો ગણાતો હતો. એ હુનર ઉગમનથી આઠમન તરફ ગયો હતો.

2 આગળા વખતમાં ઇરાનીઓમાં એવો ચાલ હતો કે એક માણસના મરવા બાદ તેના શરીરનો જંગલી જાનવરો તથા ગીધ અને બીજાં પક્ષીઓ પાસે ભક્ષ કરાવવાને માટે તે ઉચા પાહાડ ઉપર નાખવામાં આવતું હતું. જ્યારે તે લાશ ઉપરનું તમામ માસ ખવાઇ જતું તથા રસી અને તેમાનો બીજો બીણાસ સુરજની ગરમીમાં સુકાઇ જતો ત્યાર બાદ તે મરનારના કુટુંબીઓ પાછા તે જગ્યાએ જઇને તેના તમામ હાડકાં વીણી લેતા હતા અને તે સુકાયલાં હાડકાંઓને જે પ્રમાણેની તેઓની ગુંજાશ હોય તે પ્રમાણે પથ્થરની યા એવી બીજી કોઇ પેટીમાં બંધ કરતા હતા અને તે પેટીને ઉંચા પાહાડ ઉપર જ્યાં જંગલી જાનવરો પોહોંચી શકે નહી તથા વરસાદ અને ધાર તેને લાગી શકે નહી તેવી જગ્યામાં લેઇ જઇને મુકતા હતા. (જુઓ વંદીદાદ પરગ ૬. ફ. ૪૪ થી તે ૫૧) એ અસ્તોદાન બનાવવાનો ચાલ જરથોસ્તની પણ આગમચનો અને પુરાણો હોવો જોઇએ. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં રસ્તાખેજ.

અને જ્યારે તારૂં રવાન તારા તનમાંથી ઉડી જાય ત્યારે તારાં શરીરને તેઓ તેમાં મુકે, પણ જ્યારે તારૂં મોત મારાજ હાથ હેઠેલ છે તો યજદાંનના હોકમથી હું તે મારે હાથે બાહાર કાઢશ." પછી તેઓ લડાયક ઘોડા ઉપરથી બખતર અને લોઢાંની તોપી સાથે હુશીયારીથી હેઠે ઉતર્યા, અને તે લડાયક ઘોડાઓને પથ્થર સાથે બાંધીને તે બંધે જણા દુખી જીવ સાથે લડવાને ગયા. જ્યારે તે શીંહો કુશ્તી રમવાને બાઝીઆ ત્યારે તેઓના શરીરમાંથી લોહી અને પરસેવો વેહવા લાગ્યો. એક ફલાંગ મારતા શીંહની માફક સોહરાબે પોતાની જગ્યાએથી કુદકો માર્યો અને મસ્તાન હાથીની માફક હાથ મારીને રૂસતમનો કંમરબંધ પકડી તેને ઘસડવા લાગ્યો. તેના પુશકલ જોરને લિધે તું કેહેશે કે જાણે જમીન પણ ફાટી ગઇ. એક મસ્ત હાથીની માફક સોહરાબ રૂસતમને બાઝી પડયો અને તેને ઉંચકીને ભોંય ઉપર નાખ્યો. તેણે ગુસ્સા અને કીના સાથે એક પોકાર માર્યો અને શીંહ જેવા રૂસતમને જમીન ઉપર અફાલ્યો. પછી તે પીલતનની છાતી ઉપર ચઢી બેઠો. તેના હાથ, ચેહેરો અને મોહું ધુલથી ભરાઇ ગયું હતું. જેમ એક શીંહ નર ગોરખરની ઉપર પોતાનો પંજો મારે અને તે ગોરખર ઉંધે મસ્તક પડે તેમ રૂસતમ ભોંય ઉપર પડયો. પછી સોહરાબે આબદાર ખંજરને બાહાર ખેંચી કાઢયું અને તેના ડોકાંને શરીર ઉપરથી કાપી કાઢવા ઇચ્છયું.

રૂસતમ તે જોતાંજ બોલ્યો કે "તેની આગળ આએ છુપો ભરમ ખુલ્લો કરવો જોઇએ." પછી તેણે સોહરાબને કહયું કે "ઓ

---

વિષેની ચેટવણી આપવામાં આવી છે અને રસ્તાખેજ વખતે સોશ્યોસ જેને અવસ્તામાં 'અસ્તવત-એરેત' યાને હાડકાં ઉભાં કરનારને નામે પણ ઓલખ્યો છે તે એ પ્રમાણે જાલવી રાખેલાં હાડકાંઓને પાછાં ઉભા કરી સઘલાં માણસોને પાછા સજીવન કરી તમામ માણસોને અમરપણું બક્ષશે એવું જરથોશ્તી ધર્મમાં જણાવેલું હોવાથી મુવેલાઓનાં હાડકાંને એ રીતે જાળવી રાખવાનો ચાલ પડયો હતો. હાલે ઇરાનમાંથી આવાં પુરાણા જમાનાનાં અસ્તોદાન ઘણાં મલી આવે છે અને તે અસ્તોદાનો જરથોશ્તીઓએ એ મકશદથીજ બનાવેલાં હોવાં જોઇએ. બીસ્તુન પાહાડ જેવી બીકટ જગ્યામાં હખામની પાદશાહોએ એવીજ મકશદથી પોતાના અસ્તોદાનો ઘટતા લેખ સાથે જાળવી રાખ્યાં હતાં.

શીંહને પકડનારા, ફાંડાના રાખનારા અને ગુરજ તથા તલવાર પકડનારા પેહેલવાન! જેમ આપણી રીતભાત અને દીન જુદી છે તેમજ હુમારી લડવાની રીતી તમારી રીતીથી ઉલટી છે. જે કોઇ કુશ્તીની લડાઇ કરે અને કોઇ સરદારના માંથાને ધુળ ઉપર નાખે અને પેહેલીવાર તેને જમીન ઉપર ચટોપાટ પાડે તોપણ જો કે તે લડત કીનાને માટે હોય છે તોપણ તે ભોંય ઉપર પડેલાનું ડોકું તુરત કાપી નાખવામાં આવતું નથી. અગર જો બીજી વખતે પણ તેને ભોંય ઉપર નાખવામાં આવે તો તેમ તેને પાડીને તે શીંહની નામના મેળવે છે. અને જો તે વખતે તે તેનું માથું જુદું કરે તો તે વાજબી ગણાય. માટે એવી રીતનો હુમારો રેવાજ છે.”[૧] આવી યુક્તિ કરીને રૂસતમ તે નર અઝદાહુના પંજાથી માર્યા જવામાંથી છુટકારો મેલવવા ઇચ્છતો હતો. તે જવાન મગજના બાધુરે તે ઘરડાના એ પ્રમાણે કેહેવાથી તેને માફ કીધો અને તે વાતને પેહેલું તો પોતાની બાધુરીને લિધે, બીજું પોતાની કજાને લિધે અને ત્રીજું પોતાની ખાતરી ભરેલી જવાનમર્દીને લિધે ખરી માની અને જેમ જંગલમાં પોતાની આગળથી દોડી જતાં હરણને તે જેમ જવા દે તેમ તેણે રૂસતમને પોતાના હાથમાંથી છોડી દીધો. તે જાણે શેકાર કરતો હોય તેમજ તેણે માની લીધું, પણ તે પેલા શખ્સની સાથે કુશ્તી લડતો હતો તેનું તો તેણે ભાણ રાખ્યુંજ નહી.

આવી રીતે (રૂસતમને મારવામાં) ઢીલ થવાથી હોમાન વંટોલ્યાની જડપે ત્યાં દોડી આવ્યો અને તે લડાઇના પરીણામ વિષે તેને પુછ્યું. તેથી તેણે જે કાંઇ બન્યું હતું તે તેને સમજાવ્યું અને જે વાત રૂસતમે તેને કહી હતી તે તેણે હોમાનને કહી.

---

૧ રૂસતમે એવી રીતની તાલમેલ કરીને સોહરાબની નાદાનીનો લાભ લિધેલો જણાય છે. અત્યાર આગમચમાં વાંચનારે રૂસતમની ઘણીએક લડાઇઓનું બ્યાન વાંચ્યું હશે જેમાં તે પોતાના હરીફને પેહેલીજ વાર હરાવીને તુરત કતલ કરતો હતો. અને રૂસતમ જે કુશ્તીની સરતો માટેની વાતો કહે છે તેવી સરતે લડાઇ કરવાની ઇરાનીઓની રીતી હતીજ નહી. પણ એમ કરીને તેણે પોતાનો જાન બચાવ્યો હતો.

હોમાને તેને કહ્યું કે "અફ્શોશ! એ જવાન શખ્સ! તું હવે તારા જીવથી ધરાઇ ગયલો લાગે છે. તારાં આએ કદ અને શરીર માટે તથા તારા ઘોડાની લાંબી રેકાબ અને તારા બાધુર પગો માટે મને અફ્શોશ છુટે છે. જે વાઘને તેં તારા પંજા હેઠેલ લિધો હતો તેને છોડી દેઇને તેં કાચું કાપ્યું છે. તે જ્યારે લડાઇ અંદર તારા હાથમાં સપડાયો ત્યારે તેં કેવું ઉલટું કામ કીધું છે તે તું જો. એ વિષે એક પાદશાહે એવું કહ્યું છે કે 'અગરજો દુશમન નાહાનો અને કંગાલ હોય તો પણ તેને જવા દેવો જોઇતો નથી," એટલું કહીને તેણે પોતાના દિલને તેના જીવની સલામતીને માટે ધાસ્તી ભર્યું કીધું અને તે અજાયબ અને ગમગીન બન્યો. તેણે તેનાં આવાં કામને લિધે ગુસ્સા સાથે અને ગમગીન દિલે ત્યાંથી પોતાના લશકર તરફ ચેહેરો ફેરવ્યો. સોહરાબ પેહેલવાને હોમાનને આ પ્રમાણે કહ્યું કે, "તારાં દિલમાંથી તુંને એ અંદેશો કાઢી નાખવો જોઇએ છે કારણ કે હવે પછી જ્યારે તે મારી સાથે લડવા આવશે ત્યારે તું તેનું ડોકું મારાં જીન ઉપર બાંધેલું જોશે."

જેવો રૂસતમ તેના પંજામાંથી છુટો થયો તેવોજ તે એક પોલાદના પાહાડની માફક ત્યાંથી પાછો ફર્યો અને તે જીવથી ગયલો પાછો જીવ મેલવીને ભપકા સાથે એક વેહેતા ઝરાની આગળ ગયો. તેણે ત્યાં પાણી પીધું તથા પોતાના શરીરને માથાં વેરથી ધોયું અને પેહેલાં પરવરદેગારની નજદિક બંદગી કરવાને ગયો. વગર હાજતના પરવરદેગારની આગળ તેણે ગણુ ગણુ અવાજે ફર્યાદ કરવાની ધપે બંદગી કીધી અને (સોહરાબની ઉપર ફાવવાને માટેનો) કાંઇ ઉપાય સુજ પાડવાને માટે પરવવદેગારની તારીફ ગાઇ. તે સુરજ અને ચંદ્રની ચાલથી (શું બનાવ બનશે તેથી) વાકેફ નહી હોવાને લિધે તે પરવરદેગાર પાસેથી ફતેહ અને મદદ ચાહાતો હતો. આસમાન તેના ઉપર કેમ ફરવાને ચાહાતું હતું તેનાથી અને તે તેના માથાં ઉપરની પેહેલવાની કોલાહ છીનવી લેવા માંગતું હતું કે કેમ તે બાબે અંજાણો હતો. મેં સાંભલ્યું છે કે સરૂઆતમાં રૂસતમ પરવરદેગારથી એટલું બધું તો જોર પાંમ્યો

હતો કે અગરજો તે એક પથ્થરની ઉપરથી ચાલી જતો હતો તો તેના બંધે પગો તેમાં બેસી જતા હતા. આવાં જોરને લિધે તે હમેશાં દુખી રેહતો હતો. આવી (આટલું બધુ જોર ધરાવવાની) ખાહેશથી તેનું દિલ દુર રેહેવા માંગતું હતું. તેથી તેણે પરવરદેગારની હજુર ફર્યાદનો પોકાર કીધો અને રડીને તેણે એવી ખાહેશ કીધી કે તેના જોરમાંનો થોડો ભાગ તે પાછો લેઇ લે કે જેથી રસ્તામાં બરોબર ચાલવાને તે શક્તિવાન થાય. જે પ્રમાણે તેણે પાક યજદાંનથી ચાહયું તે મુજબ તે સાહેબે તેના પાહાડના જેવાં શરીરમાંથી કૌવટનો ઘટાડો કરી નાખ્યો હતો. જ્યારે ફરીથી તે યજદાંનની નજદિક આવી લાગ્યો અને સોહરાબની ધાસ્તીને લિધે તેનું દિલ ઘાહેલ થવા લાગ્યું, ત્યારે તેણે યજદાંનની હજુરમાં એવી ફર્યાદ કીધી કે "ઓ પરવરદેગાર! તું તારા બંદાના આએ કામમાં મદદ કર. ઓ પરવરદેગાર! સરૂઆતમાં તેં મને જે જોર આપ્યું હતું તેવુંજ જોર હું હાલે તારી પાસેથી માંગું છુ." તેથી તેણે જે માંગ્યું તે તેને આપ્યું અને તેના શરીરમાં જેટલો ઘટાડો કીધો હતો તેટલો પાછો વધારો કીધો. ૧ જ્યારે તે નદી આગળથી લડાઇની જગ્યાએ ગયો ત્યારે તેનું દિલ ઘણુંજ વિચારવંત બનેલું હતું અને તેનો ચેહેરો ફીક્કો થઇ ગયો હતો.

પેલી તરફથી સોહરાબ પણ બાજુએ કમંદ ઓલવીને તથા હાથમાં કામઠું પકડીને લડવાને માટે ભપકાથી ચાલતો અને શીંહની માફક પોકાર મારતો ત્યાં આવી લાગ્યો. તેનો ઘોડો જેહાનને ઉખેડી કાઢતો હતો. જ્યારે રૂસતમે તેને એ પ્રમાણે આવતો જોયો ત્યારે અજબ થઇને તે તેની તરફ ટીકવા લાગ્યો. તે દલગીર થઇ ગયો અને તેને માટે અજબ થયો અને તેણે તેની સાથે રીતસરની લડાઇ કરવા

---

૧ રૂસતમ જેમ એક પેહેલવાન તરીકે જાણીતો હતો તેમ તે એક પવીત્ર પુરૂષ તરીકે પણ જાણીતો હતો. તે પોતે પરવરદેગારની પીછાણનો કરનારો હતો અને તેના ઉપર પણ પરવરદેગારની ચાહુ મેહેરબાની ઉતરેલી હતી. પોતાની બંદગીમાં તે સાહેબની પાસેથી તે કાંઇ પણ ચાહાતો હતો તેમ બનતું હતું.

માંડી. જ્યારે સોહરાબ પાછો આવ્યો અને રૂસતમને ત્યાં (આવેલો) જોયો ત્યારે તેની જવાનીના (મગરૂરીના) પવનથી તેનું દિલ ઉછલતું હતું. જ્યારે તે તેની છેક નજદિક ગયો અને તેને જોયો ત્યારે તેનામાં આગળના કરતાં વધારે જોર જણાયું. પછી સોહરાબે તેને એ પ્રમાણે કહ્યું કે "ઓ શીંહના પંજામાંથી છુટેલા શખ્સ ! તું મારી આગળ હીંમત કરીને ફરીથી શું કરવા આવ્યો છે ? મને કહે કે તું મારી આગળ પાછો કાંય આવ્યો છે ? તું કાંઇ તારા ચેહેરાને સચાઇની તરફ ફેરવેલો રાખનારો નથી. તું તારા જીવથી ધરાઇ ગયો છે તેથીજ તું હમણા બાધુરી સાથે શીંહની સામે લડાઇ કરવા આવ્યો છે. ઓ નામદાર ! મેં તુને બે વખત લડાઇમાં માફ કીધો હતો અને તેવી બક્ષેશ મેં તારી જઇફી તરફ જોઇને કીધી હતી." ત્યારે પીલતને એ પ્રમાણે જવાબ દિધો કે "ઓ લશકરને તોડનારા નામીચા પેહેલવાન! મરદાનેમરદો કાંઇ એ પ્રમાણેના સખુનો બોલે નહી. પણ તુંને તુારી જવાનીએ મગરૂર કીધો છે. ઓ નર શીંહના જેવા શખ્સ! આ બુઢા શખ્સથી તારી ઉપર શું આવી પડે છે તે હવે તું જોશે. જ્યારે આપણું બુરૂં નસીબ આપણી ઉપર રૂઠે છે ત્યારે સખત પથ્થર પણ મીનના જેવો નરમ થઇ જાય છે."

## રૂસતમને હાથે સોહરાબ માર્યો ગયો તે વિષે.

તેઓના માથાં ઉપર બુરૂ નસીબ ભમતું હોવાથી તેઓએ બીજી વેલા પોતાના ઘોડાને મજબુત બાંધ્યા, અને કુશ્તી રમવા ઉપર તેઓએ મન લગાડયું. તે બંધે જણાએ એકમેકના કંમર પતા પકડયા. તું કેહેશે કે દિવસની લડાઇમાં ઉંચા આસમાને પેહેલવાન સોહરાબના હાથોને બાંધી લીધા હતા. રૂસતમે ગમગીન બનીને પોતાનો હાથ લંબાવ્યો અને તે લડાયક વાઘ જેવા સોહરાબનું માથું અને ગરદન પકડી. તે બાધુર જવાનની કંમર વાંકી વલી ગઇ અને તેનામાં કાંઇ જોર નહી રેહેવાને લિધે તેના વખતની આખેરી આવવા લાગી. રૂસતમે સોહરાબને એક શીંહની માફક જમીન ઉપર પટકયો. અને વલી તે રૂસતમે જાણ્યું કે તે નિચે

પડેલો રહેશે નહી તેથી તેણે જડપથી તિક્ષણ તલવારને મ્યાનમાંથી ખેંચી કાઢીને તે વડે તે હુશીયાર દિલના બેટાની છાટીને ચીરી નાખી. (પછી તે બોલ્યો) કે "જ્યારે તું લોહીનો તરસીઓ બન્યો છે ત્યારે મેં તુંને ચાલતાં ખંજર વડે લોહીથી ખરડી નાખ્યો છે. ૧ જ્યારે જમાનોજ તારાં લોહીનો તરસીઓ બને તો તારાં શરીર ઉપરના બાલ પણ ખંજર બને છે.૧ તે સોહરાબે એક વલ ખાધો અને પછી તેણે હાય મારી અને પોતાના સારા માઠા વિચારોથી નાઉમેદ બન્યો. તેણે તેને કહયું કે "મેં હાથે કરીને મારી ઉપર આવો અંત લાવી નાખ્યો છે. જેમ કજાથી બનવાનું હતું તેમ મારા મોતની કુચ તારે હાથે થઇ છે. તું એ બાબે નીંદોશ છે પણ મારી આએ આંધળી પીઠે મને અત્રે ઘસડી લાવીને જલદીથી મારી નાખ્યો છે. હવે મારી ઉમરના મારા ગોઠીઆઓ રમતાં રમતાં એમ કહેશે કે 'આવી મારી (જોરાવર) ગરદન (બચગીમાંજ) ધુલ અંદર પડી છે. મને મારી માયે મારા બાપને માટેની ઇધાની આપી હતી અને તેનીજ મોહુબત પામવાને મેં મારા જીવને રોકયો હતો. હું તેનો ચેહેરો જોવાને માટે તેની સોધ કરતો હતો પણ તે ખાહેશ વચે મેં મારો આવો (જવાન) જીવ ગુમાવ્યો છે. અફશોશ કે મારી ઉમેદ પાર ઉતરી નથી અને હું મારા બાપનો ચેહેરો જોઇ શકયો નથી. હવે અગરજો તું પાણી અંદરની મછી બની જશે અથવા તો તું રાતની અંધારી થઇ બેશશે અથવા તો તું આસમાન ઉપરનો એક સેતારો બનશે અથવા તો આએ જમીન ઉપરની તમામ મોહોબત માયા તું તજી દેઇ સાધુ બનશે તો પણ મારો બાપ જયારે મારો ટકીઓ ઇતરડીનો બનેલો જોશે ત્યારે તારી ઉપર કીનો લેશે. જયારે આએ નામદારો અને બાધુરોની વચેથી કોઇ જઇને રૂસતમને એ ખબર આપશે કે તારો સોહરાબ માર્યો ગયો છે અને ખુવાર થઇને પડયો છે ત્યારે તે તારી ગરદનનો માંગનાર બનશે."

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

# રૂસતમે સોહરાબને પોતાના દીકરા તરીકે પીછાણ્યો અને તેને મારી નાખવાથી તે પસતાવા લાગ્યો તથા સોહરાબે તેની પાસે તુરાની લશકરને હેરાન નહી કરવાને માંગી લિધું, તથા રૂસતમે આપઘાટ કરવા ચાહયો અને તેને ગોદરેજે તેમ કરતાં અટકાવ્યો તે વિષે.

જ્યારે રૂસતમે સોહરાબથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તેનું માથું ઘુમવા લાગ્યું અને તેની આંખ આગળ જેહાન કાલી બની ગઇ. સોહરાબની વાત સમજતાંજ તે પડી ગયો અને બેહોશ થઇ ગયો.[1] તે દિલમાં જોર અને જોશ વગરનો બન્યો અને ઉભેલો પડી ગયો અને બેસુધ થઇ ગયો. જ્યારે તે પાછો સુધ્ધીમાં આવ્યો ત્યારે તેણે તેને રડતાં અને બુમો પાડતાં આ પ્રમાણે પુછયું કે "મને કેહે કે તું રૂસતમ તરફની શું શું ઇધાણી ધરાવે છે? કારણ કે તેનું નામ હવે બાધુરો વચેથી ગુમ થશે. હું પોતેજ રૂસતમ છું કે જેનું નામ ગુમ થઇ ગયું છે. હવે તો સામનો બેટો (જાલ) મારે માટે માહેતમ કરવાને બેસશે." પછી તે પોકાર મારવા લાગ્યો અને તેનું લોહી ઉશકેરાઇ ગયું. તે બુમો પાડતો પોતાના બાલોને પીખવા લાગ્યો. જ્યારે સોહરાબે રૂસતમને એ પ્રમાણે કરતાં તથા તેને પડીને બેસુધ થઇ જતાં જોયો ત્યારે તેણે તેને કહયું કે "અગરજો રૂસતમ તું પોતેજ હતો તો તેં મારી સાથે કુસ્તી રમતાં અજબ જેવો બુરો ખવાશ દેખાડયો હતો. હું તુંને હર તરેહથી ચેટવણી આપતો હતો પણ તારાં દિલમાં રતીભાર પણ દયા આવી હતી નહી. હવે તું મારાં બખતરનાં બંધ છોડ અને તું આંખ ખોલીને મારાં રોશન શરીરને તું જો. તારો પોતાનોજ મોહરો જે મારી બાજુ ઉપર બાંધેલો છે તે તું તપાસ. તારા બેટાએ પોતાના બાપથી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કેવો ફેજ જોયો છે તે તું જોઇ લે. મારા ઘેરના બારણા આગળથી જેવા કુચને માટેના ઢોલના અવાજ નિકલ્યા તેવીજ મારી માય પોતાના બે ગાલોને આંસુથી ભીજવીને મારી આગળ આવી. મારા ત્યાંથી જવાના કારણુને સબબે તેણીનો જીવ ચિરાઇ જતો હતો. તેણીએ મારી બાજુ ઉપર એક મોહોરો બાંધ્યો અને મને કહ્યું કે 'એ તારા બાપ તરફની યાદગારી છે માટે તું તેને સંભાલીને રાખજે કારણુ કે તે તુંને કામ લાગશે.' હવે જ્યારે આપણી વચે લડાઇ થઇ અને જ્યારે બાપની નજર આગળ બેટો ખુવારે હાલ પડયો છે ત્યારેજ તેનું કામ પડયું છે." જ્યારે તેણે તે બખતર ખોલ્યું અને તે મોહરો જોયો ત્યારે તે પોતાના દિલ ઉપરના કપડાં ફારવા લાગ્યો, અને બોલ્યો કે "ઓ મારા બાધુર અને દરેક અંનજુમન વચે માન પાંમેલા બેટા! તું તો મારે હાથેજ માર્યો ગયો છે." એમ કહીને તે આંસુથી ભીજાઇ ગયો. સોહરાબ તેને કેહેવા લાગ્યો કે "એ તો ઘણું ખરાબ થાય છે. હવે તુંને તારી બે આંખોમાથી આંસુ પાડીને રડવું જોઇતું નથી. જ્યારે હું તારેજ હાથે માર્યો ગયો છું ત્યારે હવે એવું કર્યાથી ફાએદો શું? જે બનવાનું હતું તે કામ બન્યું છે."

પ્રકાશતો સુરજ આસમાનના ગુમબજમાંથી ફરી રહયો તોપણુ તેહેમતન તે જંગલમાંથી લશકર તરફ પાછો ફર્યો નહી. તેથી વીસ હુશીયાર માણુસો તે લશકરમાંથી શું બન્યું છે તેની ખબર મેલ-લવાને ત્યાં આવ્યાં. તે જંગલમાં બે ઘોડા ઉભા રહેલા હતા તથા બીજી જગ્યાએ ધુલથી ભરાયલો રૂસતમ હતો. જ્યારે તે પેહેલવાનો એ તે પીલતન જેવા પેહેલવાનને કીનાના મેદાન અંદર ઘોડાના જીન ઉપર નહી જોયો ત્યારે તેઓ એવું ધારવા લાગ્યા કે તે તમામ નામ-દારોનો સરદાર માર્યો ગયો છે. તેથી તેઓ એ ખબર આપવાને દોડતા કાઉસ પાદશાહની આગળ ગયા અને કહયું કે "તે ચઢતી પડવીવાલું તખત રૂસતમથી ખાલી બન્યું છે." આથી લશકરમાં રૂડનના પોકાર ઉઠવા લાગ્યા અને જમાનો એકાએક જોશમાં આવ્યો. કાઉસે (એ ખબર જાહેર કરવાને) ઢોલ અને રનશીંગડા વજાડવાને

ફરમાવ્યું તથા તુસ પેહેલવાનને પોતાની આગળ બોલાવી મંગાવ્યો. ત્યાર બાદ પાદશાહે લશકરને આ પ્રમાણે કહયું કે, "અત્રેથી એક ઉંટ સ્વારને લડાઇના મેદાન તરફ દોડાવો, કે જેથી સોહરાબે શું કામ કીધું છે તેની ખબર તે જડપથી લાવે કે જેથી આપણે ઇરાન શેહેરને માટે રૂદન કરીએ. અગરજો લડાયક રૂસતમ માર્યો ગયો હોય તો પછી ઇરાનમાંથી તે સોહરાબની સામે કોણ ટકી શકવાનું હતું? હવે આપણને જમશેદ પાદશાહની માફક દુખ ભોગવવું પડશે અને સઘલાઓને પાહાડો અને જંગલોના રસ્તા લેવા પડશે. તે આપણને પુશકલ જખમો મારશે અને આપણે આ મેદાનમાં ટકી શકશું નહી." જ્યારે તે લશકરમાં એવો ગભરાત ચાલતો હતો ત્યારે સોહરાબ પીલતનને આ પ્રમાણે કેહેતો હતો કે "હવે મારો કેવો હાલ થયો છે. આ તુરકી લોકોનું તમામ કામ ઉધું વલ્યું છે. તું મારી ઉપર એટલી મેહેરબાની કરજે કે તે પાદશાહ (કાઉસ) તુરાનીઓ સાથે લડવાને લશકર લેઇ જાય નહી. કારણ કે તેઓ મારે લિધે ઇરાન જમીન ઉપર લડાઇ કરવાને માટે આવ્યા હતા. માટે તેઓ રસ્તામાં સખતી વેઠે એમ થવું ઘટતું નથી. તું તેઓની તરફ ભલાઇ શીવાય બીજી રીતે જોતો ના. મેં તેઓને લાંબા વખતની ઉમેદ આપી હતી અને મેં પણ દર રોજ ઘણી ઉમેદ કીધી હતી. હું બોલતો હતો કે અગરજો હું મારા બાપને જીવતો જોવશ તો એક પણ તાજદાર પાદશાહને હું જેહાનની અંદર જીવતો રેહેવા દેવશ નહી. ઓ નામવર પેહેલવાન! તે વખતે હું કયાં જાણતો હતો કે મારૂં મોત મારા બાપને હાથેજ આવશે. આએ કીલ્લાની અંદર એક બાધુર મારા બંધીવાન તરીકે છે, જે મારી કંમદના ફાંડામાં પકડાયો હતો. મેં તેને તારે માટેની ઘણી નિશાણી પુછી હતી કારણ કે મારી આંખની અંદર તારે માટેનો તમામ ખ્યાલ રેહેતો હતો. પણ આએ (તારે માટેની વીગત) શિવાય તેની તમામ વાત ખરી હતી પણ તેની એજ વાત ખાલી રહી હતી. જ્યારે હું તેના કેહેવાથી નાઉમેદ બન્યો ત્યારે આખરે મારો રોશન દાહાડો કાલો બન્યો છે. તું તપાસ કરજે કે તે ઇરાનીઓમાંનો કોણ છે?

પણ તું તેના જીવને કાંઇ ઇજા પુગાડતો ના. મારી માએ મને જે ઇંધાણી આપી હતી તે પ્રમાણે મેં જોયું પણ મારી નજર મને સાચી નિવડી નહી. મારા કરમમાં એવુંજ લખાયલું હશે કે આખરે મારે મારા બાપનેજ હાથે માર્યું જવું તેથી વિજલીની માફક હું (આ દુન્યામાં) આવીને હવે પવનની માફક ચાલી જાઉં છું. હવે તો હું તુંને ખુશી સાથે મીનોઇ દુન્યામાં પાછો જોવશ."

રૂસતમનો દમ ઘણાજ દુખથી રૂધાઇ ગયો. તેનું દિલ આતશથી ભરેલું હતું અને આંખ આંસુથી ભરાઇ ગઇ હતી. રૂસતમ લોહીથી ઉકળતાં દિલ સાથે અને હાથ મારતા હોટો સાથે રખશની ઉપર બેઠો અને પોકાર મારતો પોતાના લશકરની આગળ ગયો. પોતાના હાથના કીધેલાં એ કામને માટે તેનું દિલ દુખી અને ઉશ-શયલું હતું. જ્યારે ઇરાનીઓએ તેનો ચેહેરો જોયો ત્યારે સઘલા-ઓએ પોતાના ચેહેરા જમીન ઉપર મુકી તેને નમન કીધું અને તે લડાઇમાંથી પાછો જીવતો ફર્યો તે માટે તેઓએ પરવરદેગારના શુક્-રાના કીધા. પણ જ્યારે તેઓએ તેનું માથું ધુલથી ભરેલું અને તમામ પોશાકને ફાડી નાખેલો તથા છાતીને ઘાહેલ કીધેલી જોઇ ત્યારે તેઓ તેને પુછવા લાગ્યા કે "તેં આએ શું કામ કીધું છે? તારૂં દિલ એવી રીતનું કોણને માટે થયું છે?" આથી તેણે પોતે જે કાંઇ કીધું હતું તેનો અજબ જેવો હેવાલ તેઓને કહ્યો અને બોલ્યો કે "તેના પ્યારા પુત્રને લિધેજ તે એવો દુખી થયો છે." આથી તેની સાથે સઘલાઓ રડવા લાગ્યા અને તે પેહેલવાનની તે વખતે સુધબુધ કાંઇ રહી નહી. તેણે તે નામદારોને કહ્યું કે "આજ રોજે મારૂં દિલ કે મારૂં મન ઠેકાણે નથી. તમો કોઇએ પણ તુરકી-ઓની સાથે લડાઇ કરવી નહી. કારણ કે જે બુરૂં કામ મેં આજે કીધું છે તેજ બસ છે. (રૂસતમના મરણની ખોટી ખબર સમજીને) જવારેહ પણ ફાટેલાં વસ્ત્ર સાથે અને ઘાહેલ કીધેલાં દિલ સાથે રૂસતમની આગળ આવ્યો. જ્યારે રૂસતમે પોતાના ભાઇને એવી હાલતમાં જોયો ત્યારે તેણે તેને પોતાના માર્યા ગયલા બેટાની વાત કહી કે "હું મારાં કીધેલાં કામથી પશેમાન થયો છું અને મેં તેની

શિક્ષા હદ ઉપરાંત મેલવી છે. મારા તે જવાન બેટાની કલેજાંની જગ્યા મારીથી ચિરાઇ ગઈ છે. હવે ઉંચું આસમાન તે બેટાની ઉપર જાવેદાન સુધી રૂડન કરશે. મારા બુઢાપાના વખતમાં મેં મારા બેટાને મારી નાખ્યો છે અને તે નામદાર જડમુલથી ઉખેડાઇ ગયો છે." ત્યારબાદ તેણે હોમાનની ઉપર પેગામ મોકલ્યો કે "તું હવે કીનાની તલવારને મ્યાન કર. તે (તુરાની) લશકરનો સંભાલનાર હવે તું રહયો છે. માટે તું તેઓની સંભાલ લેજે; અને હવે પછી તું અત્રે વધુવાર થોભતો ના. કારણ કે મારે તારી સાથે લડાઈ કરવી નથી. વળી એથી વધારે કહેવાનો આએ વખત પણ નથી." પછી તે પેહેલવાને પોતાના ભાઇને કહયું કે "ઓ રોશન રવાનના પેહેલવાન! તું અત્રેથી પાછો ફર અને જીહુન નદીના કીનારા સુધી તું તે (હોમાન)ની સાથે જા. તેઓમાનાં કોઇની સાથે પણ તું જરાએ કજીયો કરતો ના."

આથી તેજ વખતે જવારેહ હોમાનની પાસે ગયો અને તે પેહેલવાન તરફનો પેગામ હોમાનને પુગાડયો. હોમાન પેહેલવાને તેને એવો જવાબ દિધો કે "સોહરાબને રૂસતમની સાથે લડાઇ કરવાનું બુરા વિચારના અને બોહોંસીલા હજીરે સુજ પાડયું હતું. કારણ કે તેણે તે પેહેલવાનનો કાંઇ ભરમ તેનાથી છુપાવ્યો હતો. સોહરાબે તેનીથી પોતાના બાપની ઇધાણી મેલવવા ઇચ્છી હતી પણ તે તેણે કહી નહી. તેથી તેનું રવાન અજ્ઞાનપણાનું સાથી બન્યું. તે હજીરનીજ શુમયતથી હમુને પણ નુકશાન પુગ્યું છે. તેટલાં માટે તેનું ડોકું શરીરથી જુદું કરવું ઘટે છે." આથી જવારેહ પીલતનની આગળ આવ્યો અને તેને હોમાનની તથા તેના લશકરની તમામ વાત કહી. તથા તે બુરા વિચારના હજીરે જે કાંમ કીધું હતું કે જેને લિધે સોહરાબનો આમ અંત આવ્યો હતો તેપણ કહયું. તેહેમતન તેની એ વાત સમજીને ચિરડાઇ ગયો અને તેને મનથી જેહાન અકારી બની ગઇ. તેથી રૂસતમ તે કીનાના મેદાનમાંથી હજીરની આગળ ગયો અને તેનો તોટો પકડીને તેને જમીન ઉપર અફાલ્યો અને તેનાં ડોકાને શરીરથી જુદું કરવાને માટે તેણે એક ચલકદું

ખંજર બાહાર ખેંચી કાઢયું. પછી તે બોલ્યો કે "તેં તારા કમીના ખવાશને લિધે સોહરાબને મારી દવાણી આપી નહી તેથી તેમ કરીને તેં મારા જીવ અને આંખોમાં આગને સલગતી કીધી છે." ૧ આથી ઇરાની સરદારો તેની તરફથી માફ માંગવાને બાહાર આવ્યા અને હજીરને મોતની અણી ઉપરથી બચાવી લિધો. પછી પેહેલવાન રૂસતમ ત્યાંથી પાછો ફરીને પોતાના ઘાહેલ થયલા જવાન બેટાની આગળ ગયો. ત્યાં તેની સાથે તુસ, ગોદરેજ, ગસતહમ તથા બીજા બુજોર્ગો પણ ગયા. તે પ્યારા (બેટા સોહરાબ)ની તરફથી તમામ લશકરે પોતાની બંધ જબાનને એક અવાજે ખુલ્લી કીધી કે "એ કામનો ઇલાજ પાક યજદાંન કરશે અને કદાચને તારી એ મુશકેલીને આસાન કરશે."

રૂસતમે પોતાના શરીર ઉપરથી ડોકાંને કાપી કાઢવાને માટે એક ખંજર હાથમાં પકડયું. પણ બુજોર્ગો તેને બાઝી પડયા અને આંખમાંથી આંસુ પાડવા લાગ્યા. પછી ગોદરેજે તેને કહયું કે "અગરજો તું હવે આએ જેહાનની અંદર (એ પ્રમાણે) હાય અફ-શોશ કરશે તો શા ખપનું? જો તું તારી ઉપર સેંકડો દુખ પણ પાડશે તો તેથી કાંઇ આએ તારા વાહાલાની મુશકેલી તું દુર કરી શકવાનો નથી. જો તેની જીંદગી હજી પણ બાકી હશે તો તું તેની સાથે જેહાનની અંદર અમનચમન સાથે રેહેશે. પણ જો એ જવાનનું આ જેહાનમાંથી ગુજરીજ જવાનું હશે તો પછી તું આ દુન્યા ઉપર નજર દોડાવ કે તેની અંદર જાવેદાન સુધી કોણ જીવ્યું છે? આપણે સઘલાં મોતના શેકાર જેવાં છીએ, પછી કોઇનું માથું તાજ પેહેરનારૂં હોય કે લડાઇની તોપી પેહેરનારૂં હોય તો તેથી શું થયું. જ્યારે અજલનો વખત આવી લાગે છે ત્યારે તે તેઓને (આ દુન્યામાંથી) બાહાર ખેંચી કાઢે છે. ત્યાર બાદ તેઓનું શું થાય છે તે આપણે જાણતા પણ નથી. એવી વાત કરવી ટુંકી છે પણ મોતનો રસ્તો લંબાન છે. જો કે હાલે આપણે એકજ રેહેઠાનમાં છીએ

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તોપણ આખરે વિખેરાઇ જવાના છીએ, માટે ઓ પેહેલવાન! મોતથી દુખી કોણ નથી? આપણને તો આપણે માટેજ રડવું જોઇએ છે."

## રૂસતમે સોહરાબને માટે કાઉસ પાસેથી નુશ દારૂ મંગાવ્યો અને તે તેણે આપ્યો નહી તે વિષે.

પેહેલવાન રૂસતમે તેજ વખતે ગોદરેજને એ પ્રમાણે કહયું કે "ઓ પ્રકાશતા આત્માવાળા નામીચા પેહેલવાન! તું મારી તરફથી આટલો પેગામ કાઉસની આગળ લેઇ જા અને મારી ઉપર શું ગુજર્યું છે તે તેને કેહે. તું તેને કહેજે કે 'મેં મારે હાથે મારા વાહાલા બેટાનું જીગર ખંજરથી ચીરી નાખ્યું છે. તેથી હવે રૂસતમ પણ લાંબો વખત જીવશે નહી. અગરજો તુંને મારી નોકરીની યાદ હોય તો મારા દુખી દિલ ઉપર એક મેહેરબાની કર અને તારા ખજાનામાં જે નુશ દારૂ[૧] છે કે જે ઘાહેલ થયલાઓને પાછા તંદરોસ્ત બનાવે છે તે દારૂની એક જામ મારી ઉપર હમણા મોકલી આપશે તો મેહેરબાની થશે. અગરજો સારાં નસીબે એ પેહેલવાન સારો થશે તો તે પણ મારી માફક તારાં તખતની આગળ નોકરી બજાવશે.'"

આથી તે પેહેલવાન ગોદરેજ પવન વેગે ત્યાંથી ગયો અને રૂસતમનો તમામ પેગામ કાઉસને પુગાડયો. કાઉસે તેને જવાબ દિધો કે "મારી આગળ તે પીલતનના કરતાં વધારે માન કોણ ધરાવનાર છે? તોપણ તે મારે માટે કાંઇ બુરૂ લાવે એમ હું ઇચ્છતો નથી. કારણ કે તે મારી આગળ ઘણું માન ધરાવે છે. અગરજો હું

---

૧ 'નુશદારૂ' એ એક જાતનો ઘણો કીમતી દારૂ ગણાતો હતો કે જે જમશેદના વખતમાં બનાવેલો કેહેવામાં આવતો હતો. એ દારૂ પેહેડી દર પેહેડી પાદશાહોના ખજાનામાં સચવાઇ રહેતો હતો કે જેવી અગત્યની દવાઇ જે મુમીયાઇ છે તે હાલના ઇરાની પાદશાહોના ખજાનામાં સચવાઇ રહે છે. એ નુશદારૂની અસર દુખ દરદો ઉપર ઘણીજ અકસીર ગણાતી હતી. તેમાં મુખ્ય કરીને ઝેહેરના ઉતાર તરીકે તથા ઘાહના રૂજવનાર તરીકે એ દારૂ ઘણો અગત્યનો ગણાતો હતો.

મારી નુશદારૂ તેને આપું તો તેથી તે પીલતન જેવો પેહેલવાન (સોહરાબ) જીવતો રહે અને પછી રૂસતમ તુંને જોરમાં હલકો પાડે અને બેશક તે મારો પણ નાશ કરે. શું તેના સખુનો તુંને યાદ નથી કે 'કાઉસ કોણ થાય છે? અને જો તે પાદશાહ થતો હોય તો તુસ કોણ થાય છે?' વિગેરે. અગરજો તેનાથી મને એક વખત બુરાઇ પુગી છે તો હું પણ તેનો બદલો બુરાઇ શિવાય બીજી રીતે વાલું નહી. વળી તે બદબખ્ત સોહરાબે તાજ અને તખતના સોગંદ ખાધા હતા અને બોલ્યો હતો કે 'આએ નેજાથી હું તુંને બેજાન કરીશ અને તારા ડોકાને સુલીની ઉપર લટકતું કરીશ.' આવા ભપકા અને દમામવાલો તથા આવી ગરદન અને હાથોવાલો શખ્સ આએ બોહોલી દુન્યામાં કેમ માયો અને સમાયો રેહેતે? તે મારાં તખતની નજદિક નોકરી કરતો કયાંથી ઉભો રેહેવાનો હતો? તથા હોમા પક્ષીની પાંખના સાહયા હેઠેલ તે (મારી તરફથી) કયાંથી લડવાનો હતો? હું કાંઇ તેની તરફ દયાની નજરે જોવા ઇચ્છતો નથી, પછી તે તાજનો બક્ષનાર અથવા તો લડાઇની ઇચ્છા કરનારો છે તો શું થયું? તેણે મારી સાથે કેટલી બધી ગાળ દેઇને વાતો કીધી હતી અને મારાં લશકરની હજુરમાં મારી હોરમત લિધી હતી. જો તેવા શખ્સનું ફરજંદ પણ મારી આગળ જીવતું રેહે તે પછી મારા હાથમાં ધુલ શિવાય બીજું કાંઇ રહે નહિ. શું તેં તે સોહરાબ કે જે જેહાનનો અનુભવી અને મોટાઇ પામેલો શખ્સ હતો નહી તેના સખુનો સમજ્યા નહી હતા? તે બોલ્યો હતો કે 'હું હજારો ઇરાનીઓના ડોકાં કાપશ અને કાઉસ પાદશાહના માથાંને સુલીએ લટકાવશ.' અગરજો તેજ જો જેહાનની અંદર જીવતો રેહે તો પછી તેનાથી શું મોટા દરજાના કે હલકા વર્ગનાઓને ધુજતા રેહેવું પડે. જે કોઇ પોતાના દુશમનનું પાળન કરે તો તેથી તે દુન્યાની અંદર બદનામીનો ફેલાવો કરે."

જ્યારે ગોદરેજે તેનાથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તે ત્યાંથી પાછો ફર્યો અને રૂસતમની આગલ ધુમાડાની જડપે આવ્યો અને તેને કહયું કે "તે પાદશાહની બુરી ચાલ એક ઝાડ કે જેના ફળ

હમેશાં કડવાં હોય છે તેના જેવી છે. જેહાનની અંદર તેનો તુંદાઈ શિવાય બીજો કોઇ સાથી નથી અને વળી તે કોઇના પણ દુખનો ખરીદનાર નથી. માટે તેની નજદિક તુંજ જા કે જેથી તું તેનાં કાલાં રવાનને પ્રકાશતું કરી શકે." આથી રૂસતમે પેહેલાં એક કપડું લાવીને તેની છાતીને ઢાંકવાને માટે ફરમાવ્યું. જ્યારે તેના ઉપર કસબથી ભરેલું કપડું ઢાંકવામાં આવ્યું અને તેને સુવાડયો ત્યારે તે પાદશાહની આગળ ગયો. જેવો તે પીલતન પેહેલવાન રસ્તામાંથી ચાલીને (કાઉસની તરફ) જતો હતો તેવામાં એક જન તેની આગળ દોડતો આવ્યો અને તેને ખબર આપી કે "સોહરાબ આએ બોહોલી દુન્યામાંથી ગુજરી ગયો છે અને હવે તે તારી પાસેથી એક મેહેલને બદલે એક કફન માંગે છે."

## રૂસતમે સોહરાબને માટે રૂડન કીધું અને તે તેનું કફન જાલ અને રોદાબેની આગળ જાબુલ-સ્તાનમાં લેઇ ગયો તે વિષે.

જ્યારે રૂસતમે એ પ્રમાણે સમજ્યું ત્યારે તે ચેહેરા ઉપર નખાડીઆં મારવા લાગ્યો અને છાટી કુટીને બાલને પીખવા લાગ્યો. તે તુરત પાછો ફર્યો અને સરદ હાએ મારવા લાગ્યો અને આંખો મીચીને રડવા લાગ્યો. પછી રૂસતમે પવન વેગે ઘોડા ઉપરથી નિચે ઉતરી પડીને તોપીની જગ્યાએ પોતાના માથાની ઉપર ધુલ ભરી. વળી લશકરના તમામ સરદારો પણ તેજ મીસાલે રડતા, કુટતા અને જારી કરતા હતા. રૂસતમ જારી કરતાં બોલ્યો કે "ઓ બાહુર જવાન! ઓ પેહેલવાનની તોખમના નામદાર! હવે પછી તારા જેવા શખસને સુરજ અને ચંદ્ર કે બખતર અને લોઢાંની તોપી, કે તખત અને તાજ જોશે નહી. એવી રીતનું કોણુ ઉપર વીત્યું હતું કે હાલે મારી ઉપર વીત્યું છે અને મારા બુઢાપાના વખતમાંજ મારે હાથે મારૂ ફરજંદ માર્યું ગયું છે. (ઓ બેટા!) તું સામે સ્વારનો નબીરો થાય છે અને તારી માયની તોખમ પણ

નામદારોથી ઉતરેલી છે. તેથી જો મેં મારા બે હાથોને તારે બદલે કાપી નાખ્યા હતે તો તે સજાવાર ગણાતે. હવેથી મારે કાળી ધુલ શિવાય બીજાં કસાં ઉપર બેસવું નથી. કારણ કે મેં પોતેજ મારાં સોહરાબ જેવા ફરજંદ કે જે ફરજંદના જેવો નામદાર કોઇ જનમ્યો નથી તેને બરબાદ કરી નાખ્યું છે. સામ નરીમાન, કેરશાસ્પ અને ગેવના કરતાં પણ તું મરદાનગીમાં ચઢતો અને નોજુવાન પેહેલવાન હતો. તમામ જેહાનમાં મારા જેવો કોઇ નથી તોપણ હું તેની મરદાનગી આગળ એક બચ્ચાંના જેવો હતો. જ્યારે તેની માય એ બાબદથી વાકેફ થશે ત્યારે હું તેણીને શું જવાબ દેવશ ? એ ખબર પુગાડવાને હું તેણીની આગળ કોઇને કેવી રીતે મોકલશ ? તે નીરદોશને મેં શામાટે મારી નાખ્યો અને તેના ઉપર શા માટે મેં દિવસને અંધારો બનાવ્યો તે બાબે હું તેણીને શું કેહેવશ ? એવું કરપીણ કામ એવા કીયા બાપે કીધું છે ? હવે લોકો મને ગાળ દેશે તો તેને માટે પણ હું લાયક ગણાવશ. આએ જેહાન અંદર કોણે પોતાંના બાધુર, જવાન અને અક્કલવાળાં ફરજંદને એમ મારી નાખ્યું છે ? પેલા અશો જવાન (સમનગાનના પાદશાહ) ની બેટી એ માટે શું કેહેશે ? (તેણી કહેશે કે) 'તેનો બાપ સૌથી બુલંદ, દરજાનો પેહેલવાન રૂસતમ હતો તેણે તેની ઉપર કીનાનો હાથ લંબાવ્યો અને ખંજર વડે તેનું કલેજું ચીરી નાખ્યું.' હવે સામની ઓલાદ ઉપર લોકો લ્યાનત નાખશે અને મને ઘાટકી તથા કાફર ગણશે. કોણ જાણતું હતું કે આએ પ્યારો બેટો આટલી ટુંક ઉમરમાંજ આવો બુલંદ સરોવરના ઝાડ જેવો થશે અને તે લડાઇ કરવાના વિચાર સાથે લશકરને તૈયાર કરશે અને મારી નજદિકમાંજ તે પોતાના રોશન રોજને સીહા બનાવશે." પછી તેણે એક પાદશાહી કસબી કપડું તે જવાન બેટાની ઉપર ઓઢાડવાને માટે ફરમાવ્યું, અને પછી બોલ્યો કે તે આ શેહેરમાં કેવી ખાહેશ સાથે આવ્યો હતો અને હમણાં તે તંગ કફનનો હીસ્સો પાંમ્યો છે." ત્યાર બાદ તેનું કફન તે મેદાનમાંથી રૂસતમના તંબુ તરફ લેઇ જવામાં આવ્યું. રૂસતમની તમામ છાવણીને સળગાવી મુકવામાં આવી અને તેના તમામ લશકરે

પોતાના માંથાંની ઉપર ધુલ ભરી. તરેહવાર રંગના તમામ રેસમી તંબુઓ, તમામ તખતો તથા મોંઘી કીંમતના સુનેરી ઘોલીયાઓને આતશ અંદર બાલી નાખવામાં આવ્યા અને લોકોએ રૂડનના પોકારો ઉઠાવ્યા. તે જેહાનને જીતનારા પેહેલવાને આ પ્રમાણે રૂડન કરવા માંડયું કે "ઓ બેટા! લડાઇની અંદર આવી તારા જેવી મરદાનગી અને પેહેલવાની ધરાવનાર બીજો સ્વાર જેહાન કદીપણ જોશે નહી. અફસોસ! કેવી મરદાનગી અને કેવી દાનાઇ! અફસોસ! તારો કેવો ચેહરો, કેવું કદ અને કેવી ઉંચાઇ! અફશોશ હોજો. અફસોસ! જીવને તોડનારી કેવી દલગીરી અને ગમ કે તું મારીથી જુદો પડયો છે અને તારા બાપનેજ હાથે ઘાહેલ દીલનો બન્યો છે. હવે મને જાલેજર તથા હુનરમંદ રોદાબે પુશકલ ધીક્કારશે. જ્યારે એ પ્રમાણેની ખબર બીજા પેહેલવાનો અને નામદારો સમજશે ત્યારે તેઓ મારે માટે શું કેહેશે? જ્યારે એ બાબેની તેઓને ખબર પુગશે કે મેં બાગ અંદરથી સીધાં સરોવરના ઝાડને ઉખેડી કાઢયું છે ત્યારે તેઓની આગળ એ કામને માટે હું કેવી રીતની તોબા કરશ અને તેઓનાં દિલને કેવી રીતે મારી સાથે બોલતાં કરશ?" એટલું બોલીને તે આંસુ પાડવા લાગ્યો અને બાલ પીખવા લાગ્યો અને દિલમાંના પાદશાહી પોશાકને ફારી કાઢયો. કાઉસ પાદશાહના તમામ પેહેલવાનો પણ તેની સાથે સામતા ખાક ઉપર બેઠા.

જ્યારે રૂસતમનું દિલ દુખથી ભરાઇને ગુંગલાઇ જવા લાગ્યું ત્યારે તે મોટી પડવીના શખ્સોએ આ પ્રમાણે દિલાસો દેવા માંડયો કે "બુલંદ આસમાનની કરણી એવીજ રીતની હોય છે. તેના એક હાથમાં તાજ તો બીજા હાથમાં ફાંદો પકડેલો હોય છે. જ્યારે કોઇ શખ્સ માથે તાજ પેહેરીને ખુશાલી સાથે બેઠેલો હોય છે ત્યારે તેજ (આસમાન) તેને તખત ઉપરથી કમંદના ફાંસા વડે ખેંચી લે છે. આવી દુન્યા કે જેને આપણને આપણા સાથીઓની સાથે તજી જવાની છે તેના ઉપર આપણને શું કરવાને માયા બાંધવી જોઇએ? આશમાનનું ચક્કર કે જે ચક્કરની અંદર પુશકલ લોકો દાવાદાર રહે છે તે

અજબ રીતે ફરતું રહે છે. એ ચક્કર પાદશાહ કે ગોલામને અથવા તો નાદાન કે દાનાવોને ઓલખતું નથી. જેહાનના દરેક શખ્સની સાથે તેના એવીજ રીતના કામો હોય છે. એવી રીતે તે તરેહ તરેહવારની પુશકલ બાજી અજમાવે છે. એ ઉપર લંબાન વિચાર કરીએ છીએ તેટલામાં તો આપણને ખાકની અંદરજ પાછું જવું પડે છે. એ ચક્કર એ સઘલી બાબદોથી વાકેફ છે પણ તે કેમ ફરે છે તે વિષે (વિચાર કરવાને) આપણું મગજ ખાલી છે. તું એમજ જાણ કે એ ચક્કરથી તું વાકેફ નથી તથા તે બાબેની ચુનોચરા કરવાનો રસ્તોજ નથી. માટે એ સોહરાબ જે હાલે ચાલ્યો જાયછે તેને માટે તુંને રડવું ઘટતું નથી, કારણ કે એ કામનું સેવટ શું છે તે આપણે જાણતા નથી."

જ્યારે પાદશાહ કાઉસને સોહરાબ વિષેની ખબર પુગી ત્યારે તે પણ પોતાના લશકર સાથે રૂસતમની આગળ આવ્યો અને તેને એ પ્રમાણે કહયું કે "અલબરૂજ પાહાડથી તે વાંસનાં ઝાડનાં એક પાડદાં સુધી (ની તમામ ચીજો) જમાનાના દોરનેજ તાબે રહે છે. માટે આએ ખાક (દુન્યા)ની અંદર માયાને ભેલવી ઘટતી નથી. એક જલદી ચાલ્યો જાય છે તો બીજો આસ્તેથી જાય છે. તો પણ આખેરે મોત શિવાય છુટકો નથી. જે કાંઇ વહી ગયું છે તે ઉપર તું તારાં દિલ અને જીવને ખુશી કર અને અક્કલમંદોની વાત ઉપર તું તારા કાન આપ. અગરજો તું આસમાનને જમીનની ઉપર લાવી નાખે અથવા તો જેહાનને આતશની અંદર બાલી મુકે તોપણ જે સઘલું વહી ગયું છે તે પાછું મેલવી શકાશે નહી. તે (સોહરાબ) નું રવાન બીજી દુન્યામાંજ લાંબો વખત સુધી રેહેશે એમ તું જાણ. મેં તેની છાતી અને ગરદન, તથા તેનું આવું કદ અને ઉંચાઇ તથા તેનો ગુરજ દુરથી જોયો તે ઉપરથીજ હું કહી શકું છું કે તે કાંઇ તુરકીઓ તરફનો (યાને તુરકી બુન્યાદનો) હોય નહી, પણ તે બુજોર્ગી ભરેલા (ઇરાની)ઓની બુન્યાદનોજ હોવો જોઇએ. તેને તેના મોતે ઉશકેરીને લશકરની સાથે અત્રે મોકલ્યો હતો કે જેથી તે તારે હાથે-

નાશ પાંમે. હવે તું શું કરશે? હવે એ કામનો ઉપાય પણ શું રહયો છે? અને એ ગુજરી ગયલાની ઉપર તું કયાં સુધી રડયા કરવાનો છે.?" ત્યારે રૂસતમે તેને જવાબ દિધો કે "એ સોહરાબતો ચાલી ગયો છે અને પેલો હોમાન તે બોહલાં જંગલ અંદર બેઠો છે ત્યાં તુરાની તથા કેટલાક ચીનાઇ સરદારો છે તેઓની સાથે તું તારા દિલમાં કાંઇ કીનો રાખતો ના. યજદાંનની શકિતથી અને તું પાદશાહના હોકમથી જવારેહ તે લશકરને તેના રસ્તામાં મુકી આવશે." પાદશાહે તેને કહયું કે "ઓ નામવર પેહેલવાન! આએ લડાઇથી તારી ઉપર ગમ આવી પડયો છે. અગરજે તેઓએ મારી સાથે એટલી બધી બુરાઇ કીધી છે અને જો કે તેઓએ વાદલ સુધી ધુલારૂં ઉડતુ કીધું છે તોપણ જયારે તારો વિચાર તેઓની સાથે લડાઇ કરવાનો નથી તો મારો પણ ઠેડાવ લડાઇ કરવાનો નથી. તારાં દુખથી મારૂં દિલ પણ દુખી થયું છે, તેથી હું તેઓની ઉપર કીનો લેવાનો વિચાર કરતો નથી." તેટલામાં બાધુર હજીર રસ્તામાંથી આવી લાગ્યો અને કહયું કે "તે તુરાની લશકર અત્રેથી કુચ કરી ગયું છે." આથી પાદશાહે તથા તેના લશકરે તે જગ્યાએથી ઇરાન તરફ કુચ કીધી અને રૂસતમ ત્યાંજ રહયો કે જેથી જયારે જવારેહ (તુરાનીઓને મુકીને) માર્ગમાંથી પાછો ફરે ત્યારે તે લશકરને વિષેની તે તેને ખબર આપે.

જેવો જવારેહ સફેદ કીલ્લા આગળથી જડપથી પાછો ફર્યો તેવીજ રૂસતમે તેજ વખતે લશકરને કુચ કરાવી. એક હજાર ઘોડાઓની પુછડીને તેના શોગમાં કાપી નાખવામાં આવી અને મોટી પડવીના શખ્સોએ માથાં ઉપર ધુલ ભરી. નામદાર સોહરાબના ઘોડાની પુછડી પણ કાપી નાખવામાં આવી અને ઢોલને તથા પીતલના પરગમોને ભાંજી નાખવામાં આવ્યાં. તેના કફનની હરોલમાં લશકરે કુચ કીધી અને મોટી પડવીના શખ્સો માથે ધુલ ભરીને ચાલવા લાગ્યા. જયારે તેઓ જાબુલસ્તાનની નજદિક આવી લાગ્યા અને તે બાબેની ખબર દસ્તાનને પુગી ત્યારે સીસ્તાનનું તમામ લોક તેની નજદિક આવવાને બાહાર આવ્યું. તેઓ દુખ અને રંજ સાથે

ચાલતા ત્યાં ગયા. જેવા સામના દસ્તાને તેનો જનાજો આવતો જોયો તેવોજ તે સુનેરી લગામ સાથના ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો, તેહેમતન તેની આગળ સઘલાં ફાટેલાં કપડાં સાથે અને ઘાહેલ થયલાં દિલ સાથે પગે ચાલીને ગયો. તમામ સરદારોએ પોતાના કંમરબંધને ખોલી નાખ્યા અને તે કફનની આગળ પોતાના માથાંને ધુલમાં નાંખ્યાં. સઘલાઓના ચેહેરા ગમથી દલગીર બન્યા, અને તેઓએ પોશાકને ફારી કાઢયા, તથા શોગને સબબે તેઓએ માંથા ઉપર ધુલ છાંટી. તેઓએ તેના જનાજાને પોતાના માંથાંની ઉપર ઉચકયો. અફશોશ! કેવો બાધુર નામદાર! તેહેમતન તે પીલા રંગના જનાજા આગળથી રડતો રડતો પોતાના બાપની આગળ ગયો અને તેની છાતી ઉપર માથું મુકીને બોલવા લાગ્યો કે "ઓ બાપ! આજે તંગ પેતીની અંદર સામે સ્વાર (સોહરાબ) ખુવારે હાલ સુતો છે તેને તું જો." દસ્તાને પોતાની બે આંખોમાંથી આંસુઓનો વરસાદ વરસાવ્યો અને તે રાહના બતલાવનાર યજાદાંનની સનમુખ જારી કરવા લાગ્યો. તેહેમતન (રડતાં રડતાં) બોલ્યો કે "ઓ નામદાર! તું તો ચાલી ગયો છે અને હું હીનાયલો અને ખુવારી સાથે રહી ગયો છું. હવે તારા મુવા પછી હું પણ ખાકનેજ મારૂં બીછાણું બનાવશ અને તારે માટે હું એક સુનેરી દખમું બનાવશ.૧ જાલે તેને પુછયું કે "સોહરાબ જે ભારી ગુરજનો રાખનાર હતો તેનૂં કામ જોઇને શું તુને અજાયબ જેવું લાગ્યુંજ નહી? જેહાનની અંદર એવો બેટો કોઇ પણ માય જની શકે નહી. અને તેવો બેટો મોટી પડવીના શખ્સોની વચેથી જટ ઓલખાઇ આવે." એટલું બોલીને તે આંખમાં આંસુ લાવ્યો અને પછી સોહરાબની તારીફમાં જબાંન ખોલવા લાગ્યો જ્યારે રૂસતમ પોતાના મેહેલની અંદર આવ્યો ત્યારે તેણે રૂડન કરવાને માટે તે જનાજાને પોતાની સામે મુકાવ્યો. જ્યારે રોદાબેએ સોહરાબનો જનાજો દીઠો અને તેણીએ રૂસતમની આંખોમાંથી લોહીના આંસુઓની નદી વેહેતી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

જોઇ, તથા તે સાંકડી પેતીની અંદર તેણીએ એક જવાનને સુતેલો જોયો ત્યારે તેણી રડતાં રડતાં "ઓ પેહેલવાનોના શાહ!" એમ બોલવા લાગી. તેણીએ રૂદન કરવાનુ શરૂ કીધું અને પોતાના જીગરમાંથી સરદ હાએ મારવા લાગી. તેણી બોલી કે "પેહેલવાનથી જન્મેલા ઓ શીંહ જેવા બેટા! તારી માફકનો જોરાવર બાહાદુર બીજો કોઇ જનમ પામશે નહી. ઓ નામદાર પેહેલવાન! તું તારાં માથાંને જરા વારતો આએ પેતીમાંથી બાહાર કાઢ? તારા ખુશાલી ભોગવવાના વખતમાં તારી ઉપર આએ શું આવી પડયું છે? તું તારી બપાઇને એ ભરમ કાંય નહી કેહેતો? તું તો તારી જુવાનીના વખતમાંજ મોતના ફાંડામાં પડયો છે અને આવી નાચાર હાલતે એ જગ્યામાં સુતો છે. તારા બાપે તારી સાથે શું કીધું તે તું મને કાંય નહી કેહેતો? તેણે તારૂં કલેજું આવી રીતે શાને માટે ચીરી નાખ્યું?" તેણીના એ પોકારો તે મેહેલમાંથી શનીશ્ચર સેતારા સુધી જઇ પુગ્યા. જે કોઇ તેણીને રડતાં સમજતા તેઓ પણ તેની સાથે રડી પડતા હતા. ત્યાર બાદ તેણી શોગ અને દુખ સાથે અંદરના ઓરડામાં ગઇ. તેણીનું દિલ દુખી બન્યું હતું અને તેણીએ પોતાના ચેહેરાને ધુલથી ભરી નાખ્યો. જ્યારે રૂસતમે એ પ્રમાણે જોયું ત્યારે તે પણ જારી કરીને રડયો અને પોતાની આંખોમાંથી લોહીના આંસુનો વરસાદ વરસાવ્યો. તું કેહેશે કે જાણે ત્યાં રસ્તાખેજ આવી પડી હતી અને સઘલાના દિલમાંથી ખુશાલી નાહાસી ગઇ હતી.

પછી તે શીંહના જેવા સોહરાબનો જનાનો મોટી પડવીના બાહાદુરોની વચે બીજી વખત લાવવામાં આવ્યો અને તે પેતીનું ઢાંકનું ખોલી નાખીને તેનો ચેહેરો ખુલ્લો કરવામાં આવ્યો. તે બાપની નજદિક તેને લાવી મુકતાંજ તેનાં ઉપરથી કફનને ઉચકી લેવામાં આવ્યું અને તેનું આખું શરીર તે નામદારોને દેખાડવામાં આવ્યું. તેથી તું કહેશે કે જાણે આસમાન ઉપર (હાય અફશોસનો) ધુમાડો ચઢવા લાગ્યો. જે ઘરડાઓ અને જવાનો તથા મરદો અને ઓરતો ત્યાં હાજર હતાં તે સઘલાઓ નાતવાન બની ગયા.

જેહાનનાં સરદારોએ પોતાના પોશાકને ફાડી કાઢયા અને આસમાન સુધી ધુલારૂં અને ધુલ ઉરાડવા લાગ્યા. તે જનાજાની અંદર શીંહના જેવો શખ્સ સુટેલો હોવાથી તે તમામ મેહેલ એક કબર માફકનો બની રહયો હતો. તું કેહેશે કે તે મજબુટ ખભાં અને ગરદન વાલો શખ્સ સામેસ્વાર પોતેજ છે જે થાકથી કંટાલીને ત્યાં સુતો છે. જ્યારે સઘલા લોકોએ તેનો ચેહેરો જોયો ત્યારે દરેક જન તેને માટે હાએ અફ્શોશ કરવા લાગ્યા. પછી કસબી ખીનખાબ તેના ઉપર ફરીથી ઢાંકવામાં આવ્યું અને કફનનું ઢાંકણુ મજબુત બંધ કરવામાં આવ્યું. તે રૂસતમ એમ બોલ્યો કે "અગરજો હું તેને માટે સુનાનું દખમું બનાઉ અને તેની આસપાસ કાલી કસ્તુરીથી નકસી કરાંઉ તથા હું પોતે મરી જાઉં તોપણ એ પાછો જીવતો થવાનો નથી. નહી તો કે તેમ કરવા શિવાય મારો બીજો વિચાર હતો નહી. હું હવે તેને લાયકનું એવું શું બનાઉ કે જેથી તેને માટે જેહાનની અંદર યાદગારી જલવાઇ રહે." ત્યાર પછી તેણે ઘોડાની નાલના ઘાટનું એક મજબુત દખમું બનાવ્યું. દુન્યાના લોકોએ તેને માટે એવું રૂડન કીધું કે જેથી જાણે તેઓ આંઢલા બની ગયા. તેને માટેનું ફકન ઉંચા અગરનાં લાકડાંનુ બનાવવામાં આવ્યું અને તેના ઉપર સુનેરી ચાપડા માર્યા. ત્યારબાદ દુન્યામાં સઘલે ઠેકાણે પેહેલવાન રૂસતમને હાથે તેનું ફરજંદ કેમ માર્યું ગયું તે વિષેની વાત ફેલાઇ રહી તેથી તમામ જેહાનમાં ગમ ફેલાયો. જે કોઇ એવી વાત સમજતા તેઓ દલગીર થતા હતા. એ રીતે રૂસતમ ઉપર કેટલીક મુદત ગુજરી ગઇ તોપણ તેના દિલની આજુબાજુમાં ખુશાલી ફરી વલી નહી. આખરે તેણે સબુરીને આગળ ધરી કારણ કે તે શિવાય તેણે બીજો સીધો રસ્તો જોયો નહી. દુન્યાને આવા આવા ઘણા એક બનાવો યાદ છે અને તે દુન્યાએ દરેક શખ્સના જીવને એવા ઘણા દહામ દિધા છે. દુન્યામાં જે કોઇ દહાપણ અને અક્કલ ધરાવે છે તેઓ જમાનાથી કદી પણ ફરેબ ખાતા નથી. જ્યારે ઇરાનીઓ વચે એ ખબર ફેલાઇ ત્યારે તેઓ પણ ગમના આતશથી બલવા લાગ્યા.

## સોહરાબના માર્યાં જવાની ખબર તેની માયને પુગી તે વિષે.

પેલી તરફથી હોમાન તુરાન જઇ પુગ્યો અને તેણે જે કાંઇ જોયું હતું તે અફ્રાસીયાબને કહયું. એ બાબદ સમજી તુરાની પાદશાહ અજબ થયો. પણ તેણે એવુંજ પરીણામ નીપજવાની તરક બાંધી હતી. સોહરાબ કીનાના મેદાનમાં માર્યો ગયો છે એવો પોકાર તુરાન દેશમાં પણ ફેલાઇ રહયો. જ્યારે એ વિષેની ખબર સમનગાનના પાદશાહને પુગી ત્યારે તેણે પોતાના દિલ ઉપરનો તમામ પોશાક ફારી કાઢયો. સોહરાબ પેહેલવાન પોતાના બાપનીજ તલવારથી ઘાહેલ થઇને માર્યો ગયો છે એવી ખબર વળી તેની માયને પણ પુગી ત્યારે તેણી બુમો પાડવા લાગી તથા ઉશકેરાઇને પોતાનાં કપડાં ફારવા લાગી અને તે કાચી ઉમરના બચ્ચાંને માટે ઝારી અને રૂડન કરવા લાગી. તેણીએ નખો ભોકીને પોતાનું પેહેરણ ફારી નાખ્યું જેથી તેનું માણેકના જેવું સુંદર તન ચલકવા લાગ્યું. તેણી પોકારો તથા ચીચ્યારી અને બુમો પાડીને વારંવાર બેસુધ થઇ જવા લાગી. તેણીએ પોતાના નખને ઉંચે કરીને પોતાની બે આંખોને ખેંચી કાઢી અને તેને સલગેલા આતશ અંદર નાખી. પોતાના અમોડો વાલેલા બાલના જુલફાંને પોતાના આગલાં ઉપર લપેટીને તેણીએ તે થડમાંથી ઉખેરી કાઢયા તેથી તેણીના ચેહેરા ઉપર લોહીના રેલા દોડવા લાગ્યા અને તેણી વખતો વખત સુધી અબરૂ પડી રહી. તેણીના પુશકલ પોકારો, ચીચ્યારીઓ અને બુમો આસમાન લગી પુગતી હતી. તેણીએ પોતાના માથાં ઉપર કાલી ધુલ નાખી અને પોતાની બાજુ ઉપરનું ગોસ્ત કરડી ખાધું. તેણીએ પોતાના માથાંની ઉપર આતશ મુકીને પોતાના કસ્તુરીના જેવા કાલા બાલોને સલગાવીને બાલી નાખ્યા. તેણી બોલવા લાગી કે "ઓ તું તારી માયના જીવ જીવનગારા જેવા વાહાલા બેટા! હાલે તું ખાક અને લોહીની વચે ખરડાયલો કયાં પડયો હશે? તારૂં નામીચું શરીર હાલે કંગાલ રીતે બંધાઇને અફશોશ સાથે કેઇ ખાકની ઉપર નશોસ પડયું હશે? તારા માર્ગ તરફ

મારી બે આંખો આતુરતાથી તણાયલી રેહેતી હતી અને હું ઓશ્ચ્ય-કરતી હતી કે મને રૂસતમની અને સોહરાબની ખબર કયારે મલે? હું તો એમજ ધારતી હતી અને આ પ્રમાણેજ બોલતી હતી કે તું જેહાનની અંદર તમામ મુલકોની આશપાસ ફરી વલીને તારા બાપને સોધી કાઢશે અને તેને મેલગ્યા બાદ તું અત્રે ઉતાવલે પાછો ફરશે. ઓ મારા બેટા! હું કયાં જાણુતી હતી કે રૂસતમજ તારાં કલેજાંને તલવારથી વિંધી નાખશે, અને મને તે માટેની એવી ખબર મલશે. શું તે રૂસતમને તારા આવા ચેહેરા ઉપર, તારા આવાં કદ ઉપર અને તારી ઉંચાઇ તથા બાજુ ઉપર કાંઇજ અફશોસ છુટો નહી? શું તેને તારી કંમર ઉપર અફશોસ છુટો નહી કે રૂસતમે તે વેહેતી તલવાર વડે કાપી નાખી? મેં તેના શરીરને રોશન દિવસે કે લાંબી રાતે લાડ સાથે ઉધાર્યું હતું તેજ શરીર હાલે લોહીની અંદર ગરક થયલું હશે, અને તેના પાક તનની ઉપર કફન વિંટલાયું હશે. હું હવે કોણુને મારી છાતી સાથે ચાંપશ? કોણુ હવે મારા ગમને વીસરાવનાર બનશે? હું કોણુને મારૂં દુખ અને દલગીરી કેહેવા જવશ? તારે બદલે હવે હું કોણુને મારો આગળ બોલાવીશ. ઓ મારાં તન, જાન, આંખ અને દીવા જેવા બેટા! તારે માટે મને અફસોસ છુટે છે. મેહેલ અને બાગમાં રેહેવાને બદલે તું હવે માટી અંદર દતાયલો હશે. લશકરને બચાવનારા ઓ પેહેલવાન! તું તારા બાપને સોધવા ગયો, પણ બાપને બદલે માર્ગમાં તારી કબર તારી પાસે આવી. તું તારી ઉમેદથી આવી કંગાલ રીતે નાઉમેદ બન્યો છે અને ખુવારી ભરેલી હાલતે હાલે ધુલની વચે સુતો છે. તે પેહેલવાન રૂસતમે ખંજરને બાહાર ખેંચી કાઢીને તારી રૂપેરી છાતીને ચીરી નાખી તેની આગમચ તેં તારી માયે આપેલી નિશાણી તેને કાંય નહી દેખાડી? અને તારો હેવાલ તેની આગળ તેં કાંય નહી કહયો? તારી માયે તારા બાપ વિષેની નિશાણીઓ તો તુંને આપી હતી તો તેં એવી ભુલ શાને માટે કીધી? બુરા વિચારના હજીરના કેહેવા ઉપરથી તેં શાને માટે તારી ઉપર જફા ખેંચી વિધી? [1]

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

હવે તારી માય તારા વગર દુખ, ગમ, મુશકેલી અને રંજને લિધે લાચાર થઇ પડી છે. જ્યારે તું દુન્યાની આસપાસ ફરવા ગયો ત્યારે હું એ મુશાફરીમાં તારી સાથે શું કરવા નહી આવી? કે જેથી રૂસતમને દુરથી પીછાણતે અને તેથી ઓ બેટા! તે તુંને મારી સાથે નવાજતે. ઓ બેટા! તે નામદાર તેજ વખતે તલવારને ફેંકી દેતે અને તે તારાં કલેજાંને વિંધી નાંખતે નહી." એમ બોલતાં બોલતાં તેણી પોતાને ઘાયલ કરી નાખવા લાગી અને બાલને પીખી કાઢીને પોતાના ખુબસુરત ચેહેરાની ઉપર પોતાના હાથનો છાપત મારવા લાગી. તેણી બોલવા લાગી કે "તારાં કલેજાંના ખંજરથી ટુકડા થયા તેથી હવે તારી માય પણ નાચાર બની છે."

દરેક બાજુએથી લોકો તેની આગળ એકઠાં થવા લાગ્યાં કારણ કે તે રૂદન કરનારી લોહીમાં ગરકાવ થઇ હતી. તે એટલી બધી જારી અને રૂદન કરતી હતી કે જેથી સઘલા લોકોની આંખમાં પણ આંસુ આવી ગયાં. એ રીતે તેણી બેસુધ થઇને નિચે પડી, જેથી સઘલા લોકોનું દિલ દુખી થયું. તેણી એક મુરદાંની માફક જમીન ઉપર પડી. તું કેહેશે કે જાણે તેણીનું તમામ લોહી બંધાઇ ગયું છે. જેવી તેણી સુધ્ધીમાં આવી તેવુંજ તેણીએ પાછું રડવા માંડયું અને તે મુવેલા બેટા ઉપર રૂદન કરવા લાગી. તેણીએ પોતાના લોહીનું લાલ પાણી બનાવ્યું અને સોહરાબના ઘોડાને પોતાની નજદિક લાવીને તે ઘોડાના માથાંને પોતાની છાતી સાથે ચાંપ્યું. આથી જેહાનના લોકો અચરત થયાં. ઘડીકમાં તેણી તેના માથાંને બોસો લેતી તો ઘડીકમાં તેના મોઢાંને બોસો લેતી હતી. તે ઘોડાની ખરીની નીચેથી તેણીના લોહીના રેલા વેહેતા હતા. તેના પાપનમાંથી નિકલતાં લોહીથી ત્યાંની ધુલ પણ રાતી બની ગઇ હતી. તેણી તે ઘોડાની નાલ તથા ખરીની સાથે પોતાનું મોહું મસલવા લાગી. પછી તેણી સોહરાબના પાદશાહી કપડાં લાવી અને તેને પોતાના ફરજંદની માફક છાતિએ ચાંપ્યાં. ત્યાર બાદ તેણી તેનું બખતર, તોપી, કમાન, નેજો, તલવાર અને ભારી ગુરજ લાવી અને તે ભારી ગુરજ પોતાના માથાંની સાથે અફાળીને તે સોહરાબના કદ અને શરીરને યાદ કરવા

લાગી. તેણી તેનું બખતર અને તોપી હાથમાં ધરીને બોલી કે "એ લડાઇ સોધનારા શીંહ! તું કયાં છે?" ત્યાર બાદ તેણી તેનું જીન, લગામ અને ઢાલ લેઇ આવી અને તે લગામ તથા ઢાલને માથાં સાથે અફાલવા લાગી. પછી તે તેની સીતેર ગજ લાંબી કમંદ લાવી અને પોતાની પાસે લાંબી કરીને નાખી. ત્યાર બાદ તેણીએ સોહરાબની તલવારને બહાર કાઢી અને તે વડે ઘોડાની ચાલ તથા પુછડીને અરધી કાપી નાખી. સોહરાબની સઘલી માલમતા, જેવું કે સુનું, રૂપું, સંગારેલા ઘોડાઓ વગેરે સઘલો સામાન તેણીએ ગરીબોને આપી દિધો. તેના મેહેલના બારણા બંધ કીધાં અને તેના તખતને ઉખેડી કાઢીને તેની ઉચાંઇએથી નિચે ગબડાવી નાખ્યું. જે જે જગ્યા તેની મોજ મજાહ કરવાની હતી અને જે મોજ મજાહની જગ્યાએથી ઉઠીને તે લડાઇ ઉપર ગયો હતો તે જગ્યાઓને પણ તેણીએ વેરાન કીધી. ઘરના તમામ દરવાજાઓને તેણીએ કાલો રંગ લગડાવ્યો અને તેના દીવાનખાનાને તથા સુવાના ઓરડાને ધુલથી ભરી નાખ્યા.

ત્યાર બાદ તેણીએ બલુ રંગના કપડાં પેહેરીયાં અને તે બલુ કપડાંને લોહીમાં બોરી કાડયાં. એ મુજબ તેણી રાત અને દીવસ રડવા અને કુટવા લાગી અને તે સોહરાબના મોત પછી એકજ વર્ષ જીવવા પાંમી. આખરે તેણી તેનાજ ગમની અંદર મરી ગેઇ અને તેણીનું રવાન સોહરાબ પેહેલવાન આગળ ગયું. મધુર સખુનોના કેહેનારા બેહેરામે એવું કહયું છે કે "મુવેલાંઓની સાથે તું આશનાઇ કરતો ના. નહી તો કે તું અત્રે લાંબો વખત જીવી શકશે નહી. તું તારી તૈયારી રાખજે અને મરવાને ઢીલ કરતો ના. આ જુની જગતની રસમ એવીજ છે જેની સરૂઆત કે આખેરી કેવી છે તે માલમ પડતી નથી. તે બાપે (ખોદાએ) એક વખત તારી વારી આપી છે અને તે તારી વારી પુરી થાય તો તે વાજબી છે. જ્યારે એમજ છે અને તેનો ભેદ માલમ પડતો નથી, તો તેની કુંચી સોધવાને તું શા માટે ફાંફાં મારે છે? તું તે ના સોધ. ભેદના એ બંધ બારણાને કોઇપણ ખોલી જાણતું નથી. માટે એ મેહેન-

તની અંદર તારી જીંદગી બરબાદ જશે. જે કજા આપણી ઉપર ખોદાથી આવેલી હોય તો તે કજાથી કોણ દુર રહી શકનાર છે? ૧ માટે ઓ ભાઇ! આએ ત્રણ પાંચ દિવસના મુશાફરખાના ઉપર તું તારૂં દિલ ના બાંધ, કારણ કે આ દુન્યા જાજી ફાયદાકારક નથી." હવે હું એ દાસ્તાન ખતમ કરૂ છું. પેગમબરને હમારી સલામ પુગજો. આંખોની અંદર આસુ લાવનારૂં આ એક દાસ્તાન છે જે દાસ્તાને રૂસતમના દિલને નાઝુક અને ગુસ્સા ભર્યું બનાવ્યું હતું. હવે એ દાસ્તાન ઉપરથી હું મારા ચેહેરાને ફેરવું છું અને સીયાવક્ષના કામોના દાસ્તાનની હું તૈયારી કરૂ છું.

## સીયાવક્ષના દાસ્તાનની સરૂઆત વિષે.

હવે ઓ હુશીયાર મગજના વાતના કરનારા! તું એક શુંદર વાતની તૈયારી કર. જો તે વાત અક્કલની સાથે બરાબર ઉતરશે તો તેથી સાંભલનારનો જીવ ખુશી થશે. જે કોઇ બુરો વિચાર કરે છે તો આખરે બદી તેના તનને તોડી નાખે છે. જે કોઇને નાખુશ વિચાર આવે છે તો તે નાખુશીથી તેના વિચાર બીજી તરેહના બને છે. તે પોતાની સાથેજ દુશમનાઇ કરે છે અને ડાહયાઓની આગળ પોતાની રૂસવાઇ કરે છે. તોપણ કોઇ પોતાની એબ પોતે જોઇ શકતું નથી. તારી પોતાનીજ ટેવ તુને ગમતી થઇ પડે છે. માટે અગરજો તે ટેવ પોતાની હદમાં રહે તો તેમાં ઇનશાફ છે. તેથી હવે પછી તું કોપેશ કર અને દાનાવોને તે પ્રમાણેની ટેવ દેખાડતો રેહે. જો તે ટેવ દાનાવોને પસંદ પડે અને પસંદ પડતી થાય તો તારી આંખમાં આંસુ આવે ત્યાં સુધી તું તેને સોધતો રેહેજે.

હવે આગળા વખતની વાતો ઉપરથી દેહેકાનો વાત કરે છે તેનું હૂં તુંને દાસ્તાન કહું છું. આ મારો હેવાલ જેમ જુનો થતો જશે તેમ તે અંજુમનના સરદારોની આગળ નવો બનતો જશે. અગરજો મારી જીંદગી લાંબી હશે તો આએ

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ખુશનુમા દુન્યા અંદર હું લાંબો વખત જીવશ. હું જે ફળ ધરાઉં છું તે ફળ બાગની અંદર સચવાયલું રેહેશે. હવે પછી મારૂં અઠાવનમું વર્ષ ઉગશે અને તેટલા વખતમાં મારાં માથા ઉપરથી પુશકલ અજાયબી પસાર થઇ છે. જેમ જેમ વર્ષ વેહેતાં જાય છે તેમ તેમ લોભ ઓછો થતો નથી. તેથી હું સારાં મુરતનો વખત જોતો રહું છું. એ બાબે આગળા મોબેદો શું કહે છે? તેઓ કહે છે કે "જે કાંઇ જુનું બન્યું હોય તે કદી પાછું નવું થઇ શકતું નથી. તું ગમે એવો પણ હોય તોપણ તું વાત કેહેનારો થા અને તેમ બની તું ડાહુયો અને જેહાનને સોધનારો બન. જ્યારે તું અત્રેથી જતો રેહેશે ત્યારે તું ભલો હોય કે બુરો હોય તો પણ કામ અને માથું તું યજદાંનને સોંફશે. આએ વાત અંદર કેવું બુરૂં કામ થાય છે તે તું જો અને હું જે વાત કહું છું તે સમજ. જે કોઇ શખ્સ સખત રીતે બોલેલું સમજે નહી તો તે નરમ રીતે બોલજે અને જેમ બને તેમ તું નરમાશથી વાત કરજે.

## તુસ અને ગેવ શેકારના મેદાનમાંથી એક ખુબસુરત ઓરતને લેઇ આવ્યા અને કએ કાઉસે તેણીને પોતાની ઓરત બનાવી તે વિષે.

હવે તું દેહેકાનની વાત ઉપર પાછો ફર અને દાસ્તાનનો કેહેનાર શખ્સ શું કહે છે તે તું જો. એક મોબેદે એવું કહયું છે કે એક દાહાડો જે વખતે પરોઢીયામાં મરઘા બોલ્યા તે વખતે તુસ પોતે ગેવ, ગોદરેજ અને કેટલાક સરદારોને સાથે લેઇને તથા શેકાર કરનારા બાજ અને કુતરાઓ સાથે દગુઇના જંગલમાં શેકાર કરવાને ખુશાલી સાથે બાહાર પડયો. તેઓનાં દિલ શેકાર કરવાને આતુર હતાં કારણ કે તેઓની નજદિકમાંજ એક જંગલ હતું. ત્યાંથી તેઓએ પુશકલ શેકાર પકડીને ભોંયે નાખ્યા જેથી તેઓએ ચાલીસ દિવસનો ખોરાક તૈયાર કીધો. શેકારની જગ્યાએથી તુરકસ્તાંન નજદિકમાંજ આવ્યું હતું અને તે તરફની જમીન જંગલથી

અંધારી બની હતી. તેઓને દુરથી એક જંગલ દેખાવા લાગ્યું જેની નજદીકમાંજ તુરકી સ્વારોની જાગીરો હતી. ગેવે તુસની સાથે તે જંગલમાં ઘોડો હાંકાવ્યું જેઓની પુઠે કેટલાક બાહુર નોકરો પણ ગયા. બંધે સ્વારો જંગલ અંદર જઇને તે જંગલની આસપાસ ફરવા લાગ્યા. ત્યાં તે જગલમાં તેઓને એક ખુબસુરત ઓરત મલી જેથી તેઓ હસ્તા હોટ સાથે જડપથી તેણીની આગળ ગયા. તેના જેવા દેખાવવાલી ઓરત કોઇપણ જમાનામાં થઇ હશે નહી. તેણીની ખુબસુરતીમાં જરાએ ખામી હતી નહી. તુસે તેણીને કહયું કે "એ દીલને ફરેબ આપનારા માહાતાબ! તુંને આએ જંગલ દરમીયાન કોણ રસ્તો દેખાડશે?" તેણીએ જવાબ દિધો કે "ગઇ રાતે મારા બાપે મને મારી તેથી હું મારૂં વતન છોડી આવી છું. તે તોફાની મીજલશમાંથી છાકટ બનીને અંધારી રાતે આવ્યો અને મને દુરથી જોતાંજ તે ઉશકેરાઇ ગયો અને ઝેહેર પાયલી તલવાર બાહાર ખેંચીને તેણે મારૂં માથું કાપી નાખવાને ચાહયું. તેથી હું ત્યાંથી નાહાસી જઇને આએ જંગલ અંદર આવીને ભરાઇ છું અને રસ્તો કાપતી હું અત્રે આવી લાગી છું."

આથી તે પેહેલવાને તેણીની ઓલાદ વિષે સવાલ પુછયો. તેથી તેણીએ પોતાની પેહેલેથો તે છેલ્લે સુધીની વિગત તેને કહી. તે બોલી કે "હું કરસીવજની ૧ સગી થાઉ છું અને મારી ઓલાદ ફરીદુનથી ઉતરા આવેલી છે." તેણે તેને પુછયું કે "તું શું કામ ચાલતી આવી? તું ઘોડા વગર રસ્તો કેમ કાપશે." તેણીએ જવાબ દીધો કે "મારો ઘોડો થાકી ગયો અને તેથી તેણે આલસાઇ કરી મને જમીન ઉપર નાખી દીધી. મારી પાસે પુશકલ સોનું અને જવેહરાત છે અને વળી હું માથે સુનેરી તાજ પેહેરનારી (શાહાજાદી) છું. જયારે મારો બાપ સુદ્ધીમાં આવશે ત્યારે બેશક તે મને પકડવાને મારી પુઠે સ્વારો દોડાવશે. વળી મારી માય પણ દોડી આવશે અને હું આએ વતન છોડી જાઉં એમ તેણી ઇચ્છશે નહી."

---

૧ 'કરસીવજ' એ અફરાસીયાબના ભાઇનું નામ છે.

આથી તે પેહેલવાનોના દિલ તેણીની તરફ (પ્યારથી) ગરમ થયાં, તેથી નોજરના બેટા તુસનું માથું કજીયા ભર્યું બન્યું. નોજરનો તે શાહજાદો બેટો બોલ્યો કે "એ ઓરતને મેં મેલવેલી ગણાય કારણ કે હું પેહેલાં તેણીની આગળ જડપથી આવ્યો હતો." ત્યારે ગેવ બોલ્યો કે "ઓ પાદશાહના સપેહસાલાર! તું લશકર વગર મારી બરોબરી કરી શકશે નહી." પણ નોજરના બેટા તુસે તેને બોલતો અટકાવ્યો અને બોલ્યો કે "મારા ઘોડાની અગાઉ તું હંઇ આવીજ કેમ શકતે?" ત્યારે ગેવે જવાબ દિધો કે "તું એવી વાત ના કર કારણકે શેકાર સોધવાને માટે તો પેહેલો હુંજ દોડયો હતો. આ ઓરતને લિધે તું હવે જુઠું ના બોલ. આપણા જવાન શખ્સોએ કજીયો કરવો ઘટતો નથી." તેઓની વાત એટલી તો તુંડાઇની હદ ઉપર આવી કે તેઓએ તે ખુબસુરત ઓરતનું માથું કાપી નાખવાને ચાહયું. એ પ્રમાણે તેઓ વચે લાંબો વખત સુધી દાવો ચાલ્યો તેટલામાં એક નામદારનું તેઓની વચે આવી લાગવું થયું. તેણે તેઓને કહયું કે "તમો તેણીને ઇરાનના શાહની આગળ લેઇ જાઓ અને તે જેમ કહે તેમ તેનો હોકમ માનજો." આથી તેઓ તેના કેહેવા મુજબ ત્યાંથી પાછા ફર્યાં અને તેઓએ ઇરાનના પાદશાહની આગળ જવાને માટે ચાલવા માંડયું.

જ્યારે કાઉસે તે નાજનીનનો ચેહરો જોયો ત્યારે તેનાં દિલે તેણીની સાથે પ્યાર અને સગાઇ બાંધવાને ચાહયું. આથી પાદશાહે તે બંધે પેહેલવાનોને આ પ્રમાણે કહયું કે "તમારી રસ્તાની થાક ઓછી થઇ ગઇ છે. એ વાત ઉપર આપણે આપણો દાહાડો પસાર કરીશું કારણકે પેહેલવાનોએ પોતાના કુતરાઓ વડે (શેકારને બદલે) એક ખોરશેદને પકડયો છે. તેણી એક ઓરત છે તો પણ તે દિલને ખેંચનારી હરણીના જેવી છે. એવો શેકાર તો કોઇ મોટા માણસને લાયકનો ગણાવો જોઇએ." જ્યારે કાઉસે આવી લાંબી વાત કીધી ત્યારે તઓ ત્યાંથી નાઉમેદ બનીને પાછા ફર્યા. તેઓ ત્યાંથી પોતાને ઘેર પાછા ગયા. તેઓના દિલમાં તેણી વિષેના લાંબા વિચારો આવતા હતા. કારણ કે પાદશાહે તે પેહેલવાનોની પાસેથી તેણીને

ખુચવી લેઇને પોતાના જનાનાની અંદર તે માહાતાબને પ્રકાશતો કીધો હતો. પાદશાહે તે ઓરતને પુછયું કે "તારી ઓલાદ કોણથી ઉતરેલી છે? કારણ કે તારો ચેહેરો તો પરીના ચેહેરા માફકનો જણાય છે." તેણી બોલી કે "હું મારી માય તરફથી ઉંચી ઓલાદ ધરાઉછું અને મારા બાપ તરફથી ફરીદુનની ઓલાદ ધરાઉછું. હું શાહુજાદા કરસીવજની છોકરીની છોકરી થાઉ છું. મારૂં ખાનદાન એ પ્રમાણેનું છે. બલગેરીઆનો પાદશાહ મારો બાપ થાય છે તેમજ મારી માય પણ ઉંચી તોખમથી ઉતરી આવેલી છે. કોઇ પણ મોટી પડવીના પાદશાહને ત્યાં મારા જેવી અક્કલમંદ ઓરતે જન્મ લિધો હશે નહી. મને મારી તોખમને માટે કોઈ પણ રીતનો બત્તો સમજવો પડવાનો નથી. જ્યારે કાઉસે તેણીની વાત સમજી ત્યારે તે નાખુશ થયો. કારણ કે તેણી અફરાસીયાબની સગી થતી હતી; તોપણ તેણી પડવી અને આબરૂ ધરાવનારાં તુરાની ખાનદાનની હતી. તેણે તેણીને કહયું કે "તારો આવો ચેહેરો, બલ, અને તારી તોખમ એ ત્રણે (તારી તોખમને લિધે) બરબાદ જાય છે. મારે તો તુંને સુનેરી મેહેલ અંદર રાખવી જોઇએ તેમજ મારે તુંને માહાતાઓની સરદાર બનાવવી જોઇએ (પણ આએ તારી તુરાની ઓલાદ મારી આડે આવે છે)." તેણીએ તેને એવો જવાબ દીધો કે "જ્યારથી મેં તુંને જોયો છે ત્યારથી સરદારોની વચેથી મેં તુંનેજ પસંદ કરી લિધો છે." પછી પાદશાહે ઉંચી તોખમના દસ ઘોડા, તાજ અને તખત સાથે તે બંધે પેહેલવાનો (તુસ અને ગેવ)ને માટે મોકલ્યા અને તે પુટલીના જેવી ઓરતને પાદશાહે પોતાના મેહેલ અંદર મોકલાવી દિધી અને તેણીને ત્યાં તખત ઉપર બેસવાને (યાને બીજી ઓરતોની સરદાર બનવાને) કહયું. તેણીને ત્યાં કસબી ખીનખાબના કપડાંથી તથા યાકુત અને પીલા ફીરોજાથી સંગારવામાં આવી. તેણીને માટે એક હાથીદાંતનું તખત મુકવામાં આવ્યું અને તેણીના માંથા ઉપર યાકુત અને ફીરોજાનું એક તાજ પેહેડાવવામાં આવ્યું. બીજું યજદાંનથી જેમ બનવા કાલ હતું તેમ તેણી ઘસીયા વગરના એક રાતાં માણેક માફકની હતી.

## સીયાવક્ષનો જનમ થયો અને તેને રૂસતમે જાબુલસ્તાનમાં કેળવણી આપી તે વિષે.

એ વાતને ઘણો લાંબો વખત ગુજર્યો નહી તેટલાંમાં તે ખુશનુમાં વશંત (યાને તે ઓરત) રંગમાં આવી. જ્યારે તે ખુબસુરત ઓરતના નવ મહીના ગુજર્યા ત્યારે તેણીથી એક પ્રકાશતા સુરજના જેવો બેટો જનમ્યો. તે રાજ્યને બરોબર રીતે ચલાવી શકે એવું એક બખતાવર બાળક જણાતું હતું. એવા એક પરી જેવાં બાળકે તેણીથી જન્મ લિધો. તેનો ચેહેરો આતસી રંગના પુટલાંના જેવો હતો. કાઉસ પાદશાહને તે ભાયગવંતાં નાનાં ફુલને માટેની ખબર આપવામાં આવી. તે બાળકને માટે જેહાનમાં ચકચાર થવા લાગી કારણ કે તેના જેવા (ખુબસુરત) ચેહેરા અને બાલને માટે કોઇએ પણ સમજ્યું હતું નહી. તે ફરતાં આસમાને તેના ઉપર આવી બક્ષેશ કીધી હતી તેથી પાદશાહે તેનું નામ સીયાવક્ષ ૧ પાડયું. પછી તેણે મોટા નજુમીને બોલાવી મંગાવ્યો અને પોતાની પાસે બેસાડી તેની મોટી તારીફ કીધી કે જેથી તે બુલંદ આસમાનની ગણત્રી કરે અને ભલું બુરૂં શું અને કેટલું બનવાનું છે તે તેનાથી જાણે. પણ તે નજુમીએ તે બાળકની ઉપર સેતારાઓને છેડાયલા દિઠા. જ્યારે તેણે તેના નસીબને ઉંઘમાં પડેલું દિઠું ત્યારે તે ગમગીન બન્યો. ભલાઇ અને બુરાઇથી તેના દુખો શું શું છે તે તેણે જોઇ લિધાં અને તેથી તેણે તેને માટે પરવરદેગારની મદદ ચાહી.

---

૧ સીયાવક્ષને અવસ્તામાં 'સ્યાવર્શન' અથવા તો 'સ્યાવર્શાન' ને નામે ઓળખ્યો છે. પેહેલવી પુસ્તકોમાં તેને સીયાવશને નામથી ઓળખ્યો છે. ફીરદોસીએ તેને જે પ્રમાણે ખુબસુરત ચીતાર્યો છે તેજ પ્રમાણે તેને અવસ્તામાં ઘણોજ ખુબસુરત જણાવ્યો છે. આફ્રીને પેગમબર જરથોશતમાં તેને 'સ્રીરેમ કેહરપેમ' યાને ખુબસુરત શરીરનો તથા 'અનાઅવનેમ' યાને નિરદોશ તરીકે જણાવ્યો છે. મીનોખેરદ નામની પેહેલવી કેતાબમાં કાઉસથી થયલા ફાયદાઓ દરસાવતાં કેહવામાં આવ્યુ છે કે 'તે (કાઉસ)નાથી સીયાવક્ષ જનમ્યો હતો અને તેનાથી બીજાં ઘણાં સવાબના કામો જારી થયાં હતા.

પછી તે નજુમીએ પાદશાહને તે બેટાના કાંમો માટે વાકેફ કીધો અને એક પછી એક તેને માટેના રસ્તા દેખાડીઆ. એ બાબદને કેટલોક વખત વહી ગયો તેટલામાં તેહેમતન પાદશાહની આગળ આવી લાગ્યો. તેણે કાઉસને કહ્યું કે "આએ શીંહ જેવા બેટાને મારે હુસતક ઉછેરવાને માટે હું લેઇ જવા માંગું છુ. મારી માફકનો તેને ઉછેરનારો તુંને કોઇ મલશે નહી, અને જેહાનની અંદર તેને મારા જેવો દાઇ પણ મલશે નહી." કાઉસે એ બાબદમાં મોટા વિચારો કીધા અને વળી તેમ કરવું તેના દિલને ભારી પણ લાગ્યું નહી. તેથી તેણે તે દિલ અને આંખના જેવા બેટાને તે જેહાનને સોધનારા અને પોતાને પસંદ પડતા પેહેલવાન રૂસતમને સોંફી દિધો. તેહેમતન સીયાવક્ષને જાબુલસ્તાન લેઇ ગયો અને તે બાગ જેવી જગ્યાને તેને માટેની બેશવા ઉઠવાની જગ્યા બનાવી. રૂસતમે તેને ઘોડેસ્વારીનો, તીરકમાનનો તથા કમંદ ફેંકવાનો હુનર તથા લગામ અને પાવડાનો વાપરવેશ કેમ, કેવો અને કેવી રીતે કરવો તથા સભા, મીજલશ તથા દારૂની મેજબાની વખતે કેમ વર્તવું તથા બાજપક્ષી અને શેકારી કુતરા સાથે કેમ શેકાર કરવો તે તથા જુલમ અને ઇનશાફ વિષે, તખત અને તાજ સાથે રાજ નીતી કેમ ભોગવવી તે વિષે, તથા વાત કરવાની રીતભાત વિષે, લડાઇ વિષે તથા લશકરને કુચ કરાવવા વિષેના સઘલા હુનરો તેને શિખવ્યા અને તેને તે સઘલી બાબદમાં પાકો બનાવવાને તેણે પુશકલ મેહેનત લિધી. આથી સીયાવક્ષ જેહાનની અંદર એવો નિવડયો કે તેની બરોબર ઉંચા દરજજાનો કોઇ પણ શખ્સ આવી શકતો હતો નહી. જ્યારે કેટલો વખત એ પ્રમાણે વહી ગયો અને તે વધીને મોટો થયો ત્યારે તે શેકાર અંદર શીંહોને પણ પોતાના ફાંદામાં પકડવા લાગ્યો. તેણે (એક દિવસે) નામદાર રૂસતમને કહ્યું કે "હવે હું મારા પાદશાહી બાપના દીદાર જોવાની ખાહેશ રાખું છું. તેં તારાં દિલને બાળી મારી પાછલ પુશકલ મેહેનત લિધી છે અને તેમ કરીને તેં મને પાદશાહી હુનરો શીખવ્યા છે. માટે હવે મારા બાપને ઘટે છે કે તું પીલતને શીખવેલા હુનરોની તે તપાસ લે, કે જેથી તે

પોતાના કાંમો શીંહ જેવાં દિલ સાથે (હીંમતથી) કરે, અને દરેક ઠેકાણે એલચીઓને (મેહેસુલાતમાં વધારો કરાવવાને માટે) મોકલે; કે જેથી તેઓ ઘોડાઓ, ગોલામો, સુનુ, રૂપું, ઝવેરાત, તખત, તાજ, કમરબંધો અને પેહેરવાના પોશાકો તથા પાંથરવાના ગલીચાઓ વિગેરે દરેક બાજુએથી લાવવાનું હોય તે લાવે, તથા જે કાંઇ રૂસતમના ખજાનાની અંદર નહી હોય તે જેહાનમાંથી મંગાવીને તેને માટે જલદિથી મોકલે." આથી રૂસતમે તેને ત્યાંથી વીદાય કીધો. સીયાવક્ષને જતો જોવાને માટે તમામ લોક બાહાર આવ્યું. તેહેમતન પણ તેની સાથે ગયો કે જેથી તે શાહજાદો દલગીર થાય નહી. નામદાર સીયાવક્ષને રાજી રાખવાને માટે તમામ શેહેરને રેવાજ પ્રમાણે સંગારવામાં આવ્યું. ત્યાં સઘલાંઓએ સુનું અને કસ્તુરીનો ભેલ કરીને ખુશાલી જણાવવાને તેના માંથા ઉપર નાખ્યું. તમામ શેહેર ખુશાલી ભર્યું અને સંગારવાલું બન્યું હતું. દરેક ઘેરના દરવાજા અને બારીઓ જોનારી ઓરતોથી સંગાર પાંમી હતી. તેના અરબી ઘોડાઓના પગની નીચે દીરમો કચડાતા હતા. ઈરાનની અંદર કોઇ પણ દલગીર જણાતું હતું નહી. તેના ઘોડાની તમામ ચાલ એક નાકેથી તે બીજે નાકે સુધી કસતુરી, દારૂ અને કેશરથી રંગાઇ ગયલી હતી.

## રૂસતમ સીયાવક્ષને શિખવીને ઇરાનમાં પાછો લાવ્યો તે વિષે.

જ્યારે કાઉસ પાદશાહને ખબર થઇ કે સીયાવક્ષ ભપકા સાથે આવે છે ત્યારે તેણે ગેવને અને તુસને લશકર તથા હાથીઓ અને ઢોલ સાથે લેઇને ખુશાલી ભર્યા બની તેને સામે લેવા જવાનો હોકમ કીધો. આથી સઘલા નામદારો ત્યાં ભેગા મલ્યા. સીયાવક્ષના એક હાથ ઉપર તુસ અને બીજા હાથ ઉપર રૂસતમ ચાલવા લાગ્યા. સઘલાઓ ભપકા સાથે તે નવાં ફળવંત ઝાડ (સીયાવક્ષ)ની સાથે પાદશાહની નજદીક ગયા. જ્યારે તે કાઉસના મેહેલ નજદીક આવી લાગ્યો ત્યારે (નેકીબ પોકારનારે) પોકાર કીધો તેથી તેને (ચાલી

જવાને) માટે રસ્તો ખુલ્લો કરવામાં આવ્યો. ગોલામો અગર, લોબાન અને સુગંધી સાથે હાથની અદબ વાળી તેને જોવાને ઉભા. દરેક ખુણે એવા ત્રણસો ગોલામો ઉભા હતા જે સઘલાઓની વચે એક ઉંચા સરોવરના જેવો હતો. તેઓએ સીયાવક્ષની ઉપર પુશકલ સુનાનો અને જવેહરાતનો નેસાર કીધો અને સઘલાઓ તેની તારીફ કરવા લાગ્યા. જેવો સીયાવક્ષે કાઉસને હાથી દાંતના તખતની ઉપર બેઠેલો જોયો અને તેના માથાં ઉપરના યાકુતના તાજને પ્રકાશતું જોયું, તેવીજ તેણે પેહલાં તેની ખુબી ગાઇ અને તેને નમન કીધું અને થોડો વખત જાણે તે ધુલની સાથે છુપી વાત કરતો હોય તેમ રહયો. ત્યાર બાદ તે પાદશાહની આગળ આવ્યો અને તે પાદશાહે તેનું માથું પોતાની છાતી સાથે ચાંપ્યું. ત્યાર બાદ કાઉસે તેને રૂસતમની ખબર અંતર પુછી અને તેને માન આપ્યું તથા તેને ફીરોજાના તખતની ઉપર બેસાડયો. સીયાવક્ષનું ઉંચું કદ, શરીર અને તેના ભપકા ઉપરથી કાઉસે ઘણું ભવીશ અને તેને માટેની ઘણી ચકચારો જોઇ લિધી. તેને જોઇને કાઉસ ઘણોજ અજબ થયો અને તેની પુશકલ તારીફ કીધી. ટુંક ઉમરમાં તે એટલી બધી તો અક્કલ ધરાવતો હતો કે તું કેહેશે તેનું રવાન જાણે અક્કલની ઉપરજ ઉધર્યું હતું. પછી તેણે જેહાનને પેદા કરનાર યજદાનની ઘણી તારીફ કીધી અને (તેના ઉપકારથી) પોતાના ચેહેરાને ભોંયની સાથે મસલીઓ અને બોલ્યો કે "ઓ આસમાનને પેદાના કરનારા અક્કલ અને દયાના માલેક! જેહાનને જે સઘલી ખુબી પોહોંચે છે તે તારાથીજ છે. હું પેહલાં મારા બેટા તરફથી તારી બંદગી કરૂછું."

પછી ઇરાનના તમામ મોટી પડવીના શખ્સો નેસાર કરવાની સઘલી ચિજો સાથે પાદશાહની નજદિક ખુશાલી સાથે આવવા લાગ્યા. તેઓ સીયાવક્ષનો ભપકો જોઇને અજબ થઇ ગયા અને પરવરદેગારના સુકરાના કરવા લાગ્યા. પાદશાહે તેની આગળ ડાહયા પુરૂશોને અને લશકરના પેહેલવાનોને તેના હોકમ બજાવવાને કંમર બાધવાને માટે ફરમાવ્યું. જેહાનના લોકોએ પણ ખુશાલી સાથે તેના બાગ, મેહેલ અને દીવાનખાના તરફ ચાલુ મુકયું. દરેક ઠેકાણે

મોજમજાહની બેઠક કરવામાં આવી અને ત્યાં દારૂ, વાજીંત્ર અને રામશગરોને હાજર રાખવામાં આવી. જેહાનની અંદર આગલા કોઈ પણ ભુજોર્ગોએ કીધી નહીં હોય તેવી ખુશાલીની મીજલશ તે પાદશાહે ત્યાં બનાવવાનો હોકમ કીધો હતો. એ રીતે લોકો એક અઠવાડીયું સુધી ખુશી ખુશાલી પાળતું રહ્યું.

આઠમે દિવસે તેણે ખજાનાના બારણા ખુલ્લાં કીધાં અને ખજાનામાંની દરેક ચિજો જેવી કે મોહરો, તલવારો, તખતો તોપીઓ, સુનેરી જીન સાથના અરબી ઘોડાઓ, બખતરો, લડાઈના હથીયારો, દીનારો, પૈસાની ઠેલીઓ, રેશમી કાપડો અને વધતું ઓછું જવેહરાત સીયાવક્ષને ભેટ તરીકે આપ્યું અને તેને ખુબી સાથે કેટલીક ઉમેદો આપી. એ ભેટોમાં ફકત તાજ હતું નહીં કારણ કે તાજ પહેરવાનો હજી તેનો વખત હતો નહીં અને તે બેટાને હજી તાજ લાયક પણ હતું નહીં. એ મુજબ તેણે તેની સાત વર્ષો સુધી અજમાયશ લિધી, પણ તે સઘલાં કાંમોની અંદર પવીત્ર નજરનો પુરવાર થયો. આંઠમે વર્ષે કાઉસે તેને સુનેરી તાજ અને સુનેરી સાંકલી પેહેરવાને તથા સુનેરી કંમરબંધ બાંધવાને માટે હોકમ કીધો. મોટી પદવીના અને છુટાપણું ધરાવનારા જાબુલીઓના રૂસતમને માંટે તેણે રેસમી કપડાંની ઉપર પરવાનો લખી આપ્યો અને પાદશાહે કોહેસ્તાનની જમીન કે જ્યાંના તાજ અને તખતને માટે તે લાયક ગણાતો હતો તેની તેને બક્ષેશ કીધી. ત્યાર બાદ તે મુલક, કે જે મુલકને તું હાલે 'માવરાએ અલનેહર'[1] ને નામે ઓલખે છે તે, તેનો ગણાવા લાગ્યો.

## સીયાવક્ષની ઉપર સોદાબેહ આશક પડી તે વિષે.

એ બાબદની ઉપર પણ વળી એક જમાનો વહી ગયો અને તેની ઉપર પાદશાહનું દિલ ચાલું ખુશાલ રેહેવા લાગ્યું. એક દાહાડો કએ કાઉસ પોતાના એ બેટાની સાથે બેઠેલો હતો તેટલામાં

---

૧ 'માવરાએ-અલ-નેહેર' નો અર્થ જીહુન (ઓક્સસ) નદીની પેલી બાજુનો મુલક એમ થાય છે. એ મુલક ખોરાસાનનો મુલક ગણાય છે.

સોહાબેહ બારણામાંથી ત્યાં દાખલ થઇ. જેવો સોહાબેહે સીયાવક્ષનો ચેહેરો જોયો તેવીજ તેણી વિચારવંત બની ગઇ અને તેણીનું દીલ તેની તરફ દોડવા લાગ્યું. તેણી શરમથી એવી (રાતી) બની ગઇ કે તું કેહેશે કે જાણે તે તરાજ શેહેરનો ગલીચોજ છે, અથવા તો તે આતશની નજદીકમાં મુકેલું બરફ છે. પછી તેણીએ એક શખ્સને પોતાની નજદીકમાં બોલાવી મંગાવ્યો અને તેને કહયું કે "તું છુપી રીતે સીયાવક્ષની આગળ જા અને તેને કેહે કે 'જેહાનના પાદશાહના જનાનખાનાનો અંદર જો તું ઓચિંતો જશે તો કાંઇ અજબ જેવું ગણાશે નહી." આથી તે પેગામ લેઇ જનાર સીયાવક્ષની આગળ ગયો અને તેને જોતાંજ તેણે જમીનને બોસો લીધો. જ્યારે તેણે તેને સોહાબેહનો તે પેગામ કહયો ત્યારે સીયાવક્ષ અંદરખાનેથી દલગીર ગયો. તે પેગામ લાવનારે આવીને તેને તે પેગામ પુગાડયો તેથી તે નેકનામ તેના તે કામને માટે તેના ઉપર ચિરડાઇ ગયો. સીયાવક્ષે તેને જવાબ દિધો કે "હું કાંઇ જનાનખાનાને લાયકનો માણસ નથી અને હું તેવું સોધતો પણ નથી. કારણ કે હું કાવાદાવા ધરાવતો નથી." બીજે દિવસે સહવારના સોહાબેહ પાદશાહની આગળ નખરાં કરતી જડપથી ગઇ અને તેને કહયું કે "ઓ લશકરના પાદશાહ! સુરજે અને ચંદ્રએ તારા જેવો કોઇને જોયો નથી. તારા બેટાના જેવો શખ્સ આ જેહાનમાં કોઇ હશે પણ નહી. તારી સાથના સંબંધથી તેનું જેહાનની અંદર ખુશાલી સાથે રેહેવું થજો. હવે તું સીયાવક્ષને તેની બેહેનોની આગલ તથા તારી જનાનખાનાની ઓરતોની આગળ જનાનખાનામાં મોકલી આપ. તેને તું કેહેજે કે "તારી બેહેનોની આગળ જનાનખાનાની અંદર તું વારંવાર જતો રેહેજે." તેને માટેની માયા મોહોબતને લિધે ત્યાંની ચેહેરો છુપાવનારી ઓરતોના દિલ તેને નહી જોવાને સબબે લોહીથી ભરેલાં રહે છે અને ચેહેરા આંસુથી ભરેલા રહે છે. હમો તેને ત્યાં નમન કરીશું અને તેની ઉપર નેસાર કરીશું અને તેની નોકરીના દરખતને ફળવંત બનાવીશું."

ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે "તારી એ વાત વાજબી છે. તું તેની ઉપર સો માથના જેટલો ચાહ દેખાડે છે." પછી પાદશાહે સીયાવક્ષને બોલાવી મંગાવ્યો અને તેને કહ્યું કે "લોહીનું દોડવું અને માયા મોહોબત છુપી રેહેતી નથી. તુંને પાક યજદાંને એવી રીતનો પેદા કીધો છે કે જે કોઇ તુંને જોય છે તે તારી તરફ મોહોબત દોડાવે છે. તારા લોહીની સગાઇ ધરાવનારી ખેરખાહો તુંને પોતાથી દુર જોય છે. મારા જનાનખાનાની અંદર તારી બેહેનો છે અને વળી સોદાબેહના જેવી મેહેરબાન માતા પણ છે. માટે તું પુરદા પછવાડે જઇને ત્યાંની પરેદેપોશ ઓરતોને મળ, તથા તેઓની આગળ થોડો થોડો વખત રેહે કે તેથી તેઓ તારી તારીફ ગાય." જ્યારે સીયાવક્ષે પાદશાહનું એવી રીતનું કેહેવું સમજ્યું ત્યારે તેણે કચવાટ સાથે તેની તરફ નજર કીધી. પછી તેણે થોડો વખત પોતાના દીલ સાથે વિચાર કીધો અને શું કરવું તે માટે પોતાના દીલ સાથે લડત ચલાવી. તેને એવો વિચાર આવ્યો કે "મારો બાપ પોતે કેવો બેટો ધરાવે છે તે બાબેની મારી પરીક્ષા કરવા માંગતો હશે અને તે જાણવા માંગતો હશે કે હું ઘણું જાણનારો છું કે સાફ જબાનનો છું કે હુશીયાર છું કે ચાલાક દિલનો છું કે બુરીમનશનીનો છું." આથી તે દુગી બન્યો અને પોતાનાં મન સાથે છુપો ઠેડાવ કીધો અને તેના સેવટ માટે મજબુત વિચાર કરવા લાગ્યો કે "અગરજો હું તેના જનાનખાનાની અંદર જવશ તો મને સોદાબેહની સાથે ઘણું એક વાતચીત કરવી પડશે." પછી સીયાવક્ષે તેને એવો જવાબ દીધો કે પાદશાહે મને હોકમ બજાવવાનું બક્ષ્યું છે તથા તખત અને તાજ બક્ષ્યાં છે. જે (ઉગ-મનની) જગ્યાએથી સુરજ બુલંદી ઉપર ચઢે છે અને ખાક યાને જમીનને દીપતી કરે છે તેવા મુલકમાં તારા જેવા ખુબીવાલા અક્કલમંદ અને રાહારોતીવાલા કોઇપણ પાદશાહે માથે તાજ મુકયું નથી. માટે તું મને પણ અક્કલમંદો તરફનો, બુજોર્ગો તરફનો તથા લડાઇના અનુભવી સરદાર તરફનો રસ્તો દેખાડ. બીજું બુરાઓની સફની વચે નેજા, તીર, ગુરજ અને કમાન વાપડ

વાનું તથા પાદશાહી તખત, દરબારી રાહારીતી, દારૂ પીવાની અને ખુશાલી પાળવાની મીજલશની રાહારીતીઓ એ સઘલું પાદશાહના જનાનખાનાની અંદર હું કેવી રીતે શિખી શકશ? ઓરતોની અક્કલ એવી રાહારીતી મને કયાંથી દેખાડી શકશે?

ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે "ઓ બેટા! તું ખુશી થા, અને હમેશાં તું અક્કલના પાયા તરીકેજ રેહેજે. હુ તારાથી ઘણી ખુબી ભરેલી વાતો સમજું છું. એવી ખુબી ભરેલી વાતો જે કોઇ સમજે તેની અક્કલમાં પણ વધારો થાય. તું તારાં દિલમાં બુરો વિચાર ના લાવ. તું ખુશી થા અને ગમને દુર કર. તું જાણે છે કે મારા બેટાઓમાં એવી રીતનો તું એખલોજ છે. પણ તેઓ તુંને જોઇને થોડાં ઘણાં પણ ખુશી થશે. જનાનખાનાની અંદર તારી બેહેનો છે. વળી ત્યાં સોદાબેહ જેવી તારી મેહેરબાન માતા છે." ત્યારે સીયાવક્ષે તેને જવાબ દીધો કે "તું પાદશાહ જેમ મને ફરમાવશે તેમ હું કરશ, અને ત્યાં હું સહવારે જવશ. અગરજો તું પાદશાહનો એવોજ હોકમ છે તો હવે પછી હું ત્યાં જવાનો કાયદોજ રાખશ." ત્યાં એક હીરબદ નામનો શખ્સ હતો જે કેલવાયલા દીલનો હતો તોપણ તે બુરૂં મગજ અને બુરો જાન ધરાવતો. એ શખ્સ પુટલીઓના મંદીર (યાને જનાનખાના) ને જરાએ વીહલું મુકતો હતો નહી. જનાનખાનાની કુંચી તેના કબજામાં રેહેતી હતી. આથી ઇરાનના પાદશાહે તે ભણેલા શખ્સને કહયું કે "જ્યારે સુરજની ઢાલ અંધારા પાછલથી બાહાર આવે ત્યારે તું શીયાવક્ષની આગળ હુશીયારીથી જજે અને તે જેમ ફરમાવે તેમ તું કરજે. સોદાબેહને તું ફરમાવજે કે તેણી તેને ત્યાં જવેહરાત અને કસતુરીનો નેસાર કરીને વધાવો લે. તથા વલી તેની બેહેનો પોતાની દાસીઓની સાથે તેના ઉપર કેસર અને પોખરાજનો વધાવો કરે."

જ્યારે સુરજ પાહાડ પછવાડેથી બાહાર નિકલ્યો ત્યારે સીયાવક્ષ પાદશાહની આગળ ગયો. તેણે તેની તારીફ કરીને તેને નમન

કીધું. ત્યાર બાદ પાદશાહે તેની સાથે ખાનગી વાત કીધી. જ્યારે તે વાતચીતમાંથી પરવાર્યો ત્યારે તેણે હીરબદને બોલાવ્યો અને તેની સાથે ઘટતી વાતો કીધી. ત્યાર બાદ તેનીજ હાજરીમાં પાદશાહે સીયાવક્ષને કહ્યું કે "હવે તું નવા ચેહેરાઓ જોવાને માટેની તૈયારી કર." આથી તે બંધે (હીરબદ અને સીયાવક્ષ) ખુશાલ જીવથી અને ગમથી ખાલી થયલાં દીલ સાથે એક જગ્યાએ ગયા. જેવો હીરબદે દરવાજા આગળનો પરદો ખસાડી નાખ્યો તેવોજ સીયાવક્ષ કાંઇ બુરૂં બનવાની આગમચેતીથી બીહુવા લાગ્યો. તમામ જનાનખાનાની ઓરતો તેની આગળ હાજર થઇ અને તેના દીદાર જોવાને તેઓ ત્યાં ખુશી થતી આવી. એક નાકેથી તે બીજે નાંકે સુધી તે દીવાનખાનું કસતુરી, દીનાર અને કેસરથી ભરાઇ ગયું. તેઓએ સુના અને જવેહરાતની સાથે દીરમો ભેલીને તેના પગની નીચે વેરીઆ. ત્યાંની જમીનને ચીનાઇ ગલીચાઓથી ઢાંકેલી હતી અને તે જમીન સુંદર મોતીઓથી ભરાઇ ગઇ હતી. ગોલાબનો પમરાત અને રામશગરેનો અવાજ ત્યાં ફેલાઇ રહયો હતો. દરેક ઓરતે માથાંની ઉપર જવેહરાતના તાજ પેહેરેલાં હતાં. તે જનાન-ખાનાને પણ બેહેસ્તની માફક સંગારેલું હતું અને તે તરેહવાર સામન અને ખુબસુરત ઓરતોથી ભરેલું બન્યું હતું. જ્યારે સીયાવક્ષ તે જમાનખાનામાં જઇ પુગ્યો ત્યારે તેણે ત્યાં એક પ્રકાશ મારતું સુનેરી તખત મુકેલું જોયું. તેની ઉપર ફીરોજા જડી લેઇને તેના વડે નકસી કરી લીધી હતી અને તેને પાદશાહી રેશમી કપડાંથી સંગારેલું હતું. તે તખતની ઉપર માહતાબના જેવી ચેહેરો ધરાવનરી સોદાબેહ રંગીન કપડાં પેહેરીને અને દિલ ઉપર સુગંધી છાંટીને એક બેહેસ્તની હુરીની માફક બેઠેલી હતી. તેણી પ્રકાશ આપતા સોહીલ સેતારાની માફક ત્યાં સુખ સાથે બેઠી હતી. તેના માથાં ઉપરનાં બાલના પેચદાર જુલફાંઓ વીખેરાઇને પડેલાં હતાં. તેણીએ પોતાના માથાં ઉપર બુલંદ દરજ્જો દેખાડનારૂં (રાણીનું) તાજ મુકયું હતું જેમાંથી કસ્તુરી જેવા કાલા બાલના જુલફાંઓ પગ સુધી લટકતાં હતાં.

તેણીની એક દાસી તેના સુનેરી જોડા હાથમાં ધરીને તેની આગળ સર નમાવીને ઉભી હતી.

જેવો સીયાવક્ષ તે પરદાની આગળથી અંદર આવ્યો તેવીજ સોદાબેહ જડપથી તખત ઉપરથી નીચે ઉતરી પડી અને નખરાં કરતી ચાલતી આવીને તેને નમન કીધું તથા તેને પોતાની છાતી સાથે લાંબો વખત સુધી દાબી રાખ્યો. વળી તેણીએ તેની આંખ અને ચેહેરાને ઘણો વખત સુધી બોસા લેયા કીધા તોપણ તે શાહાજાદાનો ચેહેરો જોવાથી તેણી ધરાઇ નહી. તેણી બોલી કે "યજદાંનનાં હજારો હજાર શુકરાના હોજો કે જે સાહેબની હજુરમાં હું દિવસે અને રાતે તેમજ હરઘડીએ તારે માટે બંદગી કરૂંછું, કારણ કે તારા જેવું ફરજંદ કોઇનું હશે નહી તેમજ વલી કોઇ પાદશાહને પણ એવી રીતના ફરજંદની સગાઇ હશે નહી." આથી તેણીનો એ પ્યાર કેવો છે તે સીયાવક્ષ પામી ગયો, કારણકે તેણીની એવી રીતની દોસ્તી તેને યજદાનની રાહની જણાઇ નહી; આથી તે ત્યાંથી ભપકા સાથે પોતાની બેહેનોની આગળ જડપથી ગયો, કારણ કે તેને માટે તે જગ્યાએ થોભવું સજાવાર હતું નહી. તેની બેહેનોએ પણ તેની તારીફ ગાઇ અને તેને ત્યાં સુનેરી ખુરસી ઉપર બેસાડયો. જ્યારે તે પોતાની બેહેનોની આગળ લાંબો વખત સુધી થોભ્યો ત્યારે તે ત્યાંથી ભપકા સાથે ચાલતો પાછો પાદશાહી તખતની આગળ ગયો. તમામ જનાનખાનાઓમાં તેને માટેનીજ વાતો થતી રહી કે તે સીયાવક્ષ સરદારના જેવો, તાજને લાયકનો અને અક્કલને પસંદ કરનારો છે. તું કેહેશે કે જાણે તે માણસો વચે વસનારો નથી. તેનું રવાન જાણે અક્કલનુંજ રેડવું કરે છે. તેટલામાં તે સબકતાં પગલાનાં સીયાવક્ષની નજદિક જેહાનનો પાદશાહ કાઉસ આવી લાગ્યો. આથી સીયાવક્ષ પોતાના બાપની આગળ ગયો અને તેને કહયું કે "આપણા જનાનખાનાવાલા છુપા ભાગની મેં મુલાકાત લીધી છે. આ જેહાનની અંદર તારે માટે તમામ ખુબીજ સરજાયલી છે (યાને આએ જેહાનમાં તુંને સંપુર્ણ સુખ મલેલું છે).

માટે તું પરવરદેગારની કાંઇ કસુર કાઢતો ના. જમશેદ, ફરીદુન અને હોશંગ પાદશાહના કરતાં તું તલવારબાજીમાં, ખજાનો ધરાવવામાં, અને લશકર રાખવામાં ચઢતો છે." તેના એમ બોલવાથી પાદશાહ ખુસી થયો અને પછી તેણે પોતાના દીવાનખાનાને ખુશનુમાં વસંતની માફક સંગાર્યું. તેણે ત્યાં દારૂ મંગાવ્યો તથા બરબત નામના વાજીંત્ર સાથે ગવૈયાઓને તેડાવ્યા અને પોતાના દિલને જે કાંઇ બનાવો બની ગયા હતા તેના ગમથી ખાલી કીધું.

જયારે રાત પડવા માંડી અને દાહાડો અંધકાર પકડતો ગયો ત્યારે તે નામદાર પાદશાહ કાઉસ પોતાના જનાનખાનામાં ગયો. પાદશાહે તપાસ કરતી ઢપે સોદાબેહને પુછયું કે "તું મારીથી કાંઇ પણ વાત છુપી રાખતી ના. મને કેહ કે તું સીયાવક્ષની અક્કલ અને વિચાર માટે, તથા તેનું કદ, ચેહેરો અને બોલવાની ઢપ છપ માટે શું ધારે છે? તે તુંને પસંદ પડે એવો અક્કલમંદ છે કે? અને તે ખુશ અવાજનો તથા દેખાવમાં બેહેસ્તના જેવો છે કે નહી?" ત્યારે સોદાબેહે તેને જવાબ દીધો કે "પાદશાહોએ અને લશકરે તું પાદશાહના જેવા બરોબરીઆ તરીકે બીજા કોઇને તખત ઉપર બેઠલો જોયો હશે નહી. ત્યારે તારૂં ફરજંદ જેહાનની અંદર શું બીસાદમાં ગણાય? તેને માટે આપણે શા માટે છુપી વાતો કરવી જોઇએ?" ત્યારે પાદશાહે તેણીને કહયું કે "જ્યારે તે મરદાનગીએ પુગશે ત્યારે તેના તરફ કોઇથી પણ નજર લાગે તેવી રીતે જોયા વગર રેહેવાશે નહી." પછી સોદાબેહે તેને કહયું કે "જો તું મારૂં કેહેવું કબુલ રાખશે તો તે પણ મારી સાથે મલતા વિચારનો થશે. તે એકે હું તેના ખેશીઓની બુન્યાદની એક બૈરી તેને અપાવા માગું છું અને બીજા કોઇ (પારકા) નામદારોની છોકરીને હું તેની બૈરી તરીકે તેને આપવા માંગતી નથી, કે જેથી જેહાનની અંદર તેનાથી આપણા નામદારોની વચે તેના જેવા ચેહેરાના ફરજંદો જન્મ પામે. મારી બેટીઓ પણ તારા તોખમથી અને તારી સાથના સંબંધથી દેખાવમાં તારા જેવીજ છે. તેવી પાદશાહી ધપછપની અને પાદશાહી તોખમ ધરાવનારી બેટી સાથે

તે ખુશીથી પરણશે."[1] પાદશાહે તેણીને જવાબ દિધો કે "એ તો ખુદ મારી મરજીને મલતું છે કે જેથી આખરે મને મોટાઇ અને નામદારી મલશે." આથી જ્યારે સીયાવક્ષ સહવારના તેની આગળ આવ્યો અને તેના તાજ અને તખત ઉપર તેણે દુવા કીધી ત્યારે તે બાપે પોતાના બેટાની સાથે તે છુપી વાત કે જે વાત પારકાઓથી છુપી રેહેવી જોઇતી હતી તે કરવી સરૂ કીધી. તેણે તેને કહ્યું કે "જેહાનને પેદા કરનારાના નામથી હું એક છુપી ખાહેશ રાખું છું કે જે ખાહેશ પાર પડવાથી તારૂં નામ યાદગાર રહી જશે અને જે પ્રમાણે હું તારીથી તાજા ચેહેરાનો બન્યો છું તેમ તારી તોખમથી એક પાદશાહ જન્મ પામશે અને તું તેનો ચેહેરો જોઇને તારાં દિલને ખુશી કરશે. મેં નજુમી મોબેદોથી તારા સેતારાની ચાલ વિષેની એવી ફાલ મેલવી છે કે તારી તોખમથી એક પાદશાહ જન્મશે કે જે જેહાનની અંદર યાદગાર રહી જશે. માટે તું ઉચા તોખમની ઓરતોમાંથી હાલે એક ઓરતને પસંદ કર અને તે માટે મારા જનાનખાના અંદર એવી કોણ છે તેને તું જોઇ કાઢ. વળી કએ આરશ[2] ના ઘેરમાં પણ બીજી બેટીઓ છે. માટે તું દરેક બાજુએથી તેવી ઓરત મેલવવાની તૈયારી કર અને તારા હાથ ખુલ્લા કર." સીયાવક્ષે તેને એવો જવાબ દીધો કે "હું પાદશાહનો ગોલામ છું અને તારા હોકમ અને તારાં ફરમાનને હું નમું છું. દરેક શખ્સે તારો બોલ ઉઠાવી લેવો રવા છે કારણ કે તું જેહાનનો પાદશાહ છે અને હમો ગોલામોનો તું માલેક છે. એવું નહી બને કે તે સોદાબેહ એ વાત જાણે અને તે તેને પસંદ પડે નહી તો કાંઇ બીજી રીતની વાતો કરે. સોદાબેહને એ બાબદની વાતો કરવી ઘટતી નથી અને તેણીના જનાનખાના અંદર જવાનું

---

૧ જેમ બીજાઓ આગલા ઇરાનીઓની ઉપર અતલગના સગપણમાં લગન કરવાનું આલ મુકી ગયા હતા તેમ તેઓ તરફ ફીરદોસી પોતે પણ દોરવાઇ ગયો હોય એમ લાગે છે. તેથીજ તે સીયાવક્ષને પોતાની બેહેનની સાથે દેખે કાઉસે પરણાવવા કાઢયો હોય એવી વાત દરસાવે છે.

૨ કએ આરશ એ કાઉસનો ભાઇ પ.પ છે.

મારૂં કામ પણ નથી." સીયાવક્ષના એમ કહેવાથી પાદશાહ હસી પડયો કારણ કે તેને તેના તખતની નિચે ચાલતાં પાણીની ખબર હતી નહી. તેણે તેને કહયું કે "તુંને તે ઓરત તારી પસંદગીનીજ મલશે માટે એ બાબે તું અંજુમનનો વીચાર ના કર. સોદાબેહનું કેહેવું તારી તરફ મેહેરબાની ભર્યું છે અને તેણી તારા જીવની નેગેહબાન જેવી છે." આથી સીયાવક્ષ તેની એ વાત સમજી ખુશી થયો અને તે અંદરખાનેના બુરા વિચારથી મોકલો થયો. તેણે તે જેહાનના પાદશાહની તારીફ કીધી અને તેના તખતની હજુરમાં તેણે ખરા અંતકરણથી બંદગી કીધી.

## સીયાવક્ષ સોદાબેહની નજદિક બીજી મરતબે ગયો તે વિષે.

યુક્તિ બાજ સોદાબેહને માટે સીયાવક્ષ અંદરખાનેથી દુખી અને તુટેલાં દીલનો બન્યો હતો. તે પામી ગયો કે આ મુજબ જે થયું છે તે તેણીના કેહેવાથીજ થયું છે. આથી એ દુખથી તેના દીલ ઉપરની ચામડી પણ ઉખેડાઇ જવા લાગી. એ વાત બન્યાને વળી આખી રાત વહી ગઇ અને જ્યારે જમીન ઉપરના રાતના કાલાશને આસમાને ઉજાશમાં ફેરવી નાખ્યો, ત્યારે સોદાબેહ માથાંની ઉપર રાતાં યાકુતનું તાજ પેહેરીને ખુશાલી સાથે તખતની ઉપર બેઠી. તેણીએ પોતાની સઘલી બેટીઓને પણ પોતાની આગળ બોલાવી અને તેઓને સુનેરી તખત ઉપર ગોઠવીને બેસાડી. તેણીની નજદીકમાં નવી રીતભાતની ખુબસુરત પુટલીઓ માફકની દાસીઓ ઉભી રહી. તું કેહેશે કે જાણે તે મેહેલ અને દીવાનખાનું એક બેહેસ્ત છે. પછી તે ચંદ્રના જેવા રૂપવાલી સોદાબેએ હીરબદને આ પ્રમાણે કહયું કે "તું અત્રેથી જા અને સીયાવક્ષને કેહે કે 'તું તારાં પગલાં અત્રે લાવ અને તારૂં સરોવરના જેવું શરીર અને કદ મને દેખાડ (યાને મારી નજદીક આવ.)'" આથી તે હીરબદ ત્યાંથી ગયો અને એ સઘલું સીયાવક્ષને જડપથી કહયું અને બોલ્યો કે "ચાલો આપણે જનાનખાનામાં જઇએ." આથી સીયાવક્ષ

ત્યાંથી ભપકા સાથે સોહ્રાબેહની આગળ આવ્યો અને ત્યાં તેણે તે માથાં ઉપર તાજ પેહેરીને બેઠેલી ઓરતોને જોઇ કે જેઓની નજદિકમાં નવી રીતભાતવાલી દાસીઓ ઉભી રહેલી હતી. તું કેહેશે કે તે મેહેલ અને દીવાનખાનું જાણે બેહેસ્તજ છે. સોદાબેહ કે જેણીએ પોતાના ચેહેરાને તથા બાલને જવેહેરાતથી સંગારેલા હતા તેણી તખતની ઉપરથી નિચે ઉતરીને તેની આગળ આવી. સીયાવક્ષ એક સુનેરી તખત ઉપર જઇ બેઠો અને સોદાબેહ તેની ખાંધ ઉપર હાથ મુકીને તેની આગળ ઉભી રહી. પછી તેણીએ તે નવી રીતભાતવાલા શાહાજાદાને તે પુટલીના જેવી ઓરતો કે જેઓ વિધ્યા વગરનાં મોતીઓનાં જેવી હતી તે દેખાડી. તેણી બોલી કે "આ તખતની ઉપર બેઠેલી કેટલીક સુનેરી તાજવાલી દાસીઓ છે તે તરફ તું નજર પુગાડ. એ સઘલીઓ તારા જેવાજ ચેહેરાની નવજવાન પુટલીઓ છે, જેઓના માથાં તારી હજુરમાં ખોદાતાલા તરફની શરમથી નાજુકાઇ ધરાવે છે. જે કોઇ ઓરત તુંને પગથી તે માથાં સુધી સારી માલમ પડે તેઓના ચેહેરા અને કદ તું તપાસ." આથી સીયાવક્ષે તે તરફ થોડી ઘણી નજર ફેંકી પણ તેઓમાંની કોઇની ઉપર પણ તેની નજર થડી રહી નહી. તે ચંદ્રના જેવી ઓરતો એકમેકને એ પ્રમાણે કેહેતી કે "આપણીથી તો તે શાહાજાદાની તરફ જોવાઇ પણ શકાતું નથી." ત્યાર બાદ દરેક જનીઓ પોતાના નસીબની ગણત્રી કરતી પોતાના તખતની આગળથી પાછી ગઇ. જ્યારે તેઓ ત્યાંથી ગઇ ત્યારે સોદાબેહ બોલી કે "તું તારી વાત મારીથી શું કામ એટલી બધી છુપાવે છે? તારી અને મારી વચે શું છે તે તું મને કેહેતો કાંય નહી? તારો ચેહેરો પરીના જેવું ખોરેહ ધરાવે છે. જે કોઇ તુંને દુરથી જોય છે તે પોતાની સુધ ખોઇ દે છે અને તારીજ પસંદગી કરે છે. તેં આએ સઘલી ખુબસુરત ચેહેરાવાલી ઓરતો તરફ અક્કલની નજરથી જોયું છે તો હવે તેમાંથી તુંને તારે લાયકની કોણ દેખાય છે?"

સીયાવક્ષ અજબ થયો પણ તેણે તેણીને કાંઇ જવાબ દીધો નહી. તેને પોતાના પાક દિલમાં એવો વિચાર આવ્યો કે "મને

મારાં પાક દીલને માટે રૂદન કરવું પડશે. હું જો દુશમનોમાંથી કોઇને મારી ઓરત બનાઉં તો તે બેહેતર ગણાશે. મોટા દરજાના નામદાર લોકોથી આગળ હામાવરાનના પાદશાહે ઇરાનના પાદશાહ સાથે કેવી ચાલ ચલાવી હતી અને ઇરાનના પેહેલવાનો વચ્ચે તેણે કેવી ધુલને ઉડતી કીધી હતી તે વિષેના મેં તમામ હેવાલો સમજ્યા છે. તેવીજ તે પાદશાહની બેટી સોદાબેહ પણ મક્કરથી ભરેલી છે. કારણ કે તેણી પણ આ ખાનદાનને માટે સારી લાગણી ધરાવતી જણાતી નથી.” તેથી સીયાવક્ષે તેણીને કાંઇપણ જવાબ આપવાને માટે પોતાના હોટ ખોલ્યા નહી. પછી તે પરી જેવા ચેહેરાવાલી સોદાબેએ પોતાના ચેહેરા ઉપરથી બુરખો ઉચકી નાખ્યો અને તેને કહ્યું કે “અગરજો સુરજ ચાંદરાતના ચાંદની સાથે એકજ નવાં તખત ઉપર એ રીતે સાથે બેઠેલો દેખાય તો તે ચાંદ સુરજની આગળ ઉતરતો થાય તેમાં નવાઇ નથી. તેમ તું તારી બાજુમાં એક સુરજના જેવો ચેહેરો ધરાવનારી ઓરત ધરાવે છે. મારા જેવી ઓરતને માથાં ઉપર યાકુત અને ફીરોજાનું તાજ પેહેરીને જે કોઇ હાથીદાંતના તખતની ઉપર બેઠેલી જોય તો તે મને સુરજજ ધારી લે તેમાં નવાઇ નથી અને તેમ નહી કરનારો શખ્સ ખુબીવાલો પણ ગણાય નહી. તેથી જો તું મારી સાથે એવો બંધોબસ્ત કરે અને તેમ કરીને તું ફરી નહી જાય તથા મારા વિચારને તું સેહેલ બનાવે તો હું મારી એક કાચી ઉમરની બેટીને આગળ પાડું કે જેણી તારી આગળ એક ગુલામની માફક ઉભી રેહેશે. માટે હમણાજ તું સોગંદ લેઇને મને એવો વચણ આપ કે હું જે તુંને કહું તેથી તું જરાએ ફરે નહી. પછી જ્યારે પાદશાહ આએ જેહાનની બાહાર જશે (યાને ગુજરી જશે) ત્યારે તેને બદલે તું મારી આગળ તેની યાદગારી તરીકે રહેશે. માટે મને નુકશાન પુગે એમ તું ના વરત અને તું મને તારા પ્યારા જીવની માફક રાખ. હું તારી આગળ એવી મકશદથી ઉભી છું કે હું મારૂં શરીર અને મારો મીઠો જીવ તુંને અર્પણ કરૂં. એ સઘલા મારા ધોંગ છે એમ તું ધારતો ના. તુંને મારી આગળ તારા માથાંને એ પ્રમાણે નિચું

રાખવું જોઈતું નથી૧ મારી પાસેથી તું જે કાંઇ માંગશે તે સઘલી તારી ખાહેશ હું બર લાવશ, અને તારા ફાંડામાંથી હું મારાં માથાંને બાહાર કાઢશ નહી." એટલું કહીને તેણીએ તેનું માથું મજબુત પકડયું અને તેને એક ચુમી લીધી. તેણીને શરમ વિષેની તો કાંઇજ યાદ રહી નહી. પણ શરમને લિધે સીયાવક્ષના ગાલ લાલ લોહીના જેવા બન્યા અને ગરમ આંસુઓ તેની આંખોમાંથી પડવાની તૈયારી કરવાં લાગ્યાં. તે પોતાના દીલ સાથે એમ બોલવા લાગ્યો કે "સનીશ્ચર સેતારાનો માલેક પાક પરવરદેગાર દેવને લગતાં આવા કામથી મને દુર રાખે. હું કાંઇ મારા બાપને બેવફા થાવું નહીં અને હારેમનને તેનાં કામમાં સેહેલાઇ કરી આપું નહીં. જો હું એ બેવફા નજરની ઓરતને થંડાઇથી જવાબ દેવશ તો તેણી ગુસ્સે થશે અને તેણીનું દીલ ગુસ્સાથી ઉશકેરાશે. તેણી છુપી રીતે કાંઇ કાવત્રાં કરશે અને તેથી જેહાનનો પાદશાહ પણ તેણી તરફ ઘલી જશે. તેથી ભલું એજ છે કે હું તેણીની સાથે નરમાશથી વાત કરૂં અને તેને થંડી મીઠી રાખું."

તેથી સીયાવક્ષે સોદાબેહને એવો જવાબ દીધો કે "જેહાનની અંદર તારી બરોબરની જોડી કોણ છે? જો અરધો ચાંદ હોય તો તે પણ તારી બરોબરી કરી શકે નહી. માટે તું કાઉસ પાદશાહ શિવાય બીજા કોઇને લાયકની નથી. હાલે મને તો તારી બેટીજ લાયક થઇ પડશે અને તેના શિવાય મને બીજું કાંઇ જોઇતું પણ નથી. માટે તું એ બાબદ વિષે ઇરાનના પાદશાહની સાથે વાત કરવાને સારૂં જા અને તે શું જવાબ આપે છે તે તું જો. હું પણ તેણીને માટેજ માંગણી કરશ અને તેણીજ સાથે લગન કરશ અને મારી જીભને તારી ઉપરથી કુરબાન કરશ. જ્યાં સુધી તેણી મારી આગળથી ખીસ્સે નહી ત્યાં સુધી હું બીજી કોઇનો વિચાર પણ કરશ નહી. બીજું એ કે તું મારા ચેહેરાને માટેની વાત કરે છે તો મારી મોહોબત તારા જાન સાથે (માતા તરીકે) ભેલાયલી છે.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

એ ખુબસુરત ઓરત! જેહાનના પેદા કરનારે પોતાના ખોરેહુથી મને એ માટેજ પેદા કીધો છે. તું એ ભેદ કોઇ આગળ બોલતી ના અને કોઈને એ વાત કેહેતી ના. નહી તો કે મને શરમને લિધે મારો ચેહેરો છુપાવ્યા વિના ચાલશે નહી. તું બાનુઓની સરદાર અને ઉંચ તોખમની છે. તેથી મને એવો વિચાર આવે છે કે તું માય જેવી છે." એટલું કહીને તુરતજ સીયાવક્ષ ત્યાંથી બાહાર નિકળી ગયો જેથી સોદાબેહનું દીલ, સુદ્ધી અને જાન જતા રહયા. જ્યારે કાઉસ પાદશાહ જનાનખાનામાં ગયો ત્યારે સોદાબેહ પણ તેને જોઇને તેની આગળ આવી અને તે પાદશાહની આગળ આવીને તેને એ વાતની ખુશ વધાઇ કહી અને સીયાવક્ષના કામોને લગતી વીગતો યાદ કરીને બોલી કે "સીયાવક્ષે અત્રે આવીને તમામ દીવાનખાનામાં કે જ્યાં મેં કાલી આંખોવાલી પુટલીઓને ભેગી કીધો હતી ત્યાં નજર પુગાડી હતી. પુશકલ ખુબસુરત ચેહેરાવાલી ઓરતોથી તે દીવાનખાનું એવું બન્યું હતું કે તું કેહેશે કે જાણે ત્યાં ચંદ્રઓ કીરણ ફેંકે છે. પણ તેને તો મારી બેટી શિવાય બીજું કોઇ પસંદ પડયું નથી અને તે ખુબસુરત ઓરતોમાંથી કોઇપણ તેને વાહાલું લાગ્યું નથી." એ વાતથી તે પાદશાહ એટલો બધો તો ખુશી થયો કે તું કેહેશે કે તેની બગલમાં માહાતાબજ પકડાઇ ગયો છે. પછી તેણે ખજાનાના દરવાજા ખોલ્યા અને તેમાંથી કેટલુંક જવેહુરાત તથા ખીનખાબનું કાપડ તથા સુનેરી કંમરબંધ તથા હીરા, તાજ, વીટીઓ, તખત, અને પેહેલવાનોની સાંકલીઓ વીગેરે સઘલી ચિજોનો ખજાનો તેણે તૈયાર કીધો. સોદાબેહ એ સઘલું જોઇને અજબ થઇ અને વિચાર કરીને ઘણાએક કાવા દાવાઓ કરવા લાગી. તે બોલી કે "અગરજો તે મારા હોકમ પ્રમાણે ચાલશે નહી તો હું મારો જીવ જશે તો તે પણ જવા દેવશ. અગરજો તે મારી આગળથી મોહું ફેરવશે તો પછી જેહાનની અંદર તમામ સારા અને ખરાબ ઉપાયો જાહેર અને ખાનગી રીતે લેવામાં આવે છે તેમ હું લેવશ અને હું તેને માટે અંજુમનના સરદાર કાઉસ આગળ ફરીઆદ કરશ."

## સીયાવક્ષ સોહદાબેહની આગળ ત્રીજી મરતબે ગયો તે વિષે.

પછી તેણી કાનમાં લુલક પેહરીને તખત ઉપર બેઠી અને નકસી-વાલુ સુનેરી તાજ માંથાંની ઉપર મુકયું અને તેણીએ સીયાવક્ષને પોતાની આગળ બોલાવી મંગાવીને તેની સાથે તરેહ તરેહની વાતો કીધી. તેણીએ તેને કહયું કે "પાદશાહે તારે માટે ખજાનો તૈયાર કીધો છે કે જે માહેલાં તાજ અને તખતો કોઇએ જોયાં પણ હશે નહી. તેમાં દરેક ચિજો હદ ઉપરાંતની છે. અગરજો તે સઘલું હાથીની ઉપર લાદવામાં આવે તો તેને માટે બસો હાથીઓ જોઇએ. વળી હું તુંને મારી બેટી આપવા ચાહું છું માટે તે બેટી જે મારાં માથાં ઉપરના તાજના જેવી છે તેને તું જો. એમ બાહાનું કાંય કાઢે છે? અને મારી મોહોબતથી અને મારાં દિલ અને ચેહેરા આગળથી તું તારૂં મોહું કાંય ફેરવે છે? જ્યારથી મેં તુંને જોયો છે ત્યારથી હું જાણે મરવા પડી છું તથા રડું છું, ઉશકેરાઇ જાઉં છું અને દુખી થાઉં છું. દુખને લીધે હું રોશન દાહાડાને પણ જોઇ શકતી નથી તથા હું એમજ જાણું છું કે સુરજ પણ મારે મનથી કાલો થઇ ગયો છે. આજ સાત વર્ષ થયાં મારી મોહોબત મારા ચેહેરાની ઉપર આંસુનો વરસાદ વરસાવે છે. માટે તું મને છુપાછુપ એક વખત ખુશી કર અને મને જુવાનીનો દાહાડો બક્ષ કે જેથી તુંને જેહાનનો ધરાવનાર પાદશાહ જે આપે છે તેથી પણ વધારે તાજ, તખત અને કોલાહ હું તારે માટે તૈયાર કરાવશ. અગરજો તું મારા હોકમ પ્રમાણે ચાલશે નહી અને મારા વિચારથી અને કોલ કરારથી તું ઉલટો ચાલશે તો હું પાદશાહી ઉપરથી તારો નાશ કરશ અને તારી આંખ આગળ સુરજ અને ચંદ્રને કાલા બનાવશ." સીયાવક્ષે તેણીને જવાબ દિધો કે "એમ બની શકે નહી કે હું મારાં દિલને રાજી રાખવા જાઉ તો હું મારી દીનને બરબાદ કરૂં અને એવી રીતે હું મારા બાપને બેવફા બનું અને હું મારી મરદાનગી અને અક્કલથી જુદો થાંઉ. તું શાહાનશાહની બાયડી છે અને તખત ઉપરથી સુરજના જેવી પ્રકાશે છે. માટે

તુંને પણ આવી રીતનો ગુનાહ કરવો ઘટતો નથી." એવી રીતના સખુનો સમજીને સોદાબેહ ગુસ્સાભર તખત ઉપરથી મારામારી કરવાને માટે ઉભી થઇ અને તેની ઉપર તેણીએ પોતાના હાથ નાખ્યા. તેણીએ તેને કહ્યું કે " તું મારાં દિલનો ભરમ જાણે છે અને તારા મારી તરફના બુરા વિચાર સમજીને મેં તુંને મારો ખાનગી ભરમ કહી દિધો છે. હવે તું મને રૂશવા કરવા માંગે છે અને અક્કલમંદોની આગળ મને મુરખ બનાવવા માંગે છે."

## સોદાબેહે કાઉસને ભમાવ્યો તે વિષે.

એટલું કહીને તેણીએ પોતાના કપડાં ઉપર હાથ નાખીને તે તમામ ફાડી નાખ્યાં અને નખો વડે પોતાના બે ગાલોને છોલી નાખ્યા. પછી જનાનખાનામાંથી તેણીએ રડવાના પોકાર કાઢયા, અને રડવાના પોકારો ત્યાંના દીવાનખાનામાંથી આસપાસ સમજાવા લાગ્યા. દીવાનખાનાની બારીઓમાંથી રૂડનના સાદ બાહાર નિકલ્યા જેથી તું કહેશે કે જાણે તે રસ્તાખેજની રાત હતી. એ ખબર પાદશાહને કાને પણ પડી તેથી તે શાહાનશાહી તખત ઉપરથી નીચે ઉતર્યો. તે પોતાના સુનેરી તખત આગળથી વિચારવંત બનીને જડ-પથી જનાનખાના તરફ ભપકા સાથે ગયો. જ્યારે તે ત્યાં જઇ પુગ્યો અને તેણે સોદાબેહનો રડતો ચેહેરો જોયો તથા તે મેહેલમાં ચકચાર થઇ રહેલી જોઇ ત્યારે તે ત્યાંના દરેક જણને પુછવા લાગ્યો અને તેનું પોતાનું દિલ પણ દલગીર બની ગયું. પણ તે પાદશાહ પોતે તે પથ્થરના જેવા દિલની ઓરતના કરતુકથી અનજાણો હતો. સોદા-બેહ તેની આગળ આવીને રડવા લાગી અને આંખમાંથી આંસુઓ વરસાવીને બાલોને પીખવા લાગી. તેણીએ પાદશાહને કહ્યું કે "સીયાવક્ષે મારાં તખતની આગળ આવીને મારી ઉપર હાથ લંબાવ્યા અને તે મને મજબુટ રીતે વલગી પડયો તથા કહેવા લાગ્યો કે 'હું તો પેહેલેથીજ તારા શિવાય બીજી કોઇને ચાહતો નથી.' તે એવી એવી વાતો મારી આગળ કરવા લાગ્યો કે 'મારો જાન અને શરીર તારે માટેના પ્યારથી ભરેલું છે તેથી ઓ ખુબસુરત ઓરત! હું

તારાથી કેમ દુર રહી શકું"? તેણે મારાં તાજને મારા કાલા બાલ-વાલાં માથાં ઉપરથી નિચે નાખી દિધું અને મારી છાતી આગળના કપડાં આવી રીતે ફાડી નાંખ્યાં છે." પાદશાહ એ વાત સમજીને વિચારમાં પડી ગયો અને તેને તરેહ તરેહવારના સવાલો પુછવા લાગ્યો. તે મન સાથે બોલવા લાગ્યો કે "અગરજો તેણી સાચુંજ બોલતી હોય અને તે સીયાવક્ષે એટલી બધી બેહાઇ કીધી હોય તો સીયાવક્ષનું ડોકું કપાવી નાખવું ઘટે છે કે જેથી એ ખરાબ વાત ધંકાયલી રહે. હવે અક્કલમંદ લોકો મારે માટે શું બોલશે?" તેના શરમાઉ ખવાશને લીધે કાઉસને એ વાતથી ખુન ચઢયું. તે જનાન-ખાના અંદર હુશીયાર લોકો અને મોટા લોકાની ખુશામત કરનારા-ઓ હાજર હતા તેઓને તેણે ત્યાંથી રૂખસદ કીધા અને તે એખલો તખતની ઉપર બેઠો અને પછી સીયાવક્ષને તથા સોદાબેહને બોલાંવી મંગાવ્યાં.

પછી તેણે હુશીયારી અને અક્કલ સાથે સીયાવક્ષને પુછયું કે "તારે મારાથી એ ભરમ જરાપણ છુપાવવો જોઇશે નહી. એ બુરૂં કામ તેં કીધું નથી પણ ગોયા તે મેં મારે હાથે કીધું છે. હું વગર ફેકદનું વધુ બોલવા માંગતો નથી. મેં તુને મારા જનાનખાનામાંજ કાંય જવા દિધો હશે? હવે તો મને ગમે ગીરફતાર કીધો છે અને કાવાદાવાએ તુંને ગીરફતાર બનાવ્યો છે. માંટે મને એવું ઘટે છે કે જે સઘલું ખરેખરૂં બન્યું હોય તેની તેહેકીક કરવી અને તે પછી તારે મને ચેહેરો દેખાંડવો. તેથી જે કાંઇ બાબદ બની હોય તે તું મને ખરેખરી કહી દે." આથી સીયાવક્ષે જે કાંઇ બન્યું હતું તે સઘણું પાદશાહને કહયું, જે બાબદથી તે સોદાબેહની ઉપર ગુસ્સે થવા લાગ્યો. સીયાવક્ષે એ તમામ વાતો તથા જે બીજી છુપી વાતો તેઓની વચે થઇ હતી તે સઘલી કાઉસને કહી સમજાવી. ત્યારે સોદા-બેહ બોલી કે "એ કાંઇ સાચું બોલતો નથી. કારણકે એતો ખુબ-સુરત ઓરતો વચેથી મારા શિવાય બીજી કોઇને પસંદ કરતો હતો નહી. મેં તું જેહાનના પાદશાહને એ વિષેની સઘલી વાત કહી છે કે જે વડે તારીથી જાહેર તેમજ ખાનગી રીતે ઇનસાફ થઇ શકશે.

હું તો તેની સાથે મારી બેટીને માટે તથા જે તાલો અને સઘળો સામાન તથા કપડાં અને ખજાનો તેં તૈયાર કીધો હતો તે માટેની વાત કરતાં બોલી હતી કે 'એ સઘલું હું તારી આગળ મુકું છું કે જેથી મારી બેટીને સઘલું સુખ મલી શકે.' ત્યારે તેણે જવાબ દીધો કે 'મને ખજાના સાથે કામ નથી અને મારી નજર તારી બેટી તરફ ખેંચાતી પણ નથી. હું તો તેઓમાંથી ફકટ તુંને માગું છું. માટે તું મને તે માટે કહે કે તે બસ થાય. મને ખજાનાનું કાંઇ કામ નથી અને તારા શિવાય બીજું કાંઇ મને જોઇતું પણ નથી.' પછી તેણે મને પોતાના પાસાંમાં લેવા માંગી અને પોતાના બે હાથમાં પથ્થરની માફક મને મજબુટ પકડી લિધી. મેં તેમ કરવા દિધું નહી ત્યારે તેણે મારા તમામ બાલો પીખી કાઢયા જેથી મારા ચેહેરાની ઉપર પણ નખડીયાં પડયાં છે. ઓ જેહાનના પાદશાહ! હું તો હાલે તારીથી હમેશ ધરાઉ છું. તેને ઘણી મેહેનત પડવાથી તે મને મારી નાખવાની તૈયારીમાં હતો જેથી મારી નજર આગળ તમામ જેહાન અંધારી અને તંગ બની ગઇ (યાને હું બેસુધ થઇ ગઇ) હતી" આથી તે પાદશાહ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે "એ બંધે જનનું કેહેવું કાંઇ કામ લાગવાનું નથી. એ કામમાં ઉટાવલ કરવાની અગત્ય નથી કારણ કે ઉટાવલ્યું દિલ અક્કલને બાલી નાખે છે. પેહેલાં મારે એ બાબદ ઉપર સારો દરીયાફ્ત કરવો ઘટે છે કે જેથી જે કાંઇ ખરૂં હોય તેની મારૂં દિલ શાક્ષી આપે. એ બંધેમાંથી ગુનેગાર કોણ છે? અને બુરી શિક્ષા ખમવાને લાયક કોણ છે?. તે મારે શોધી કાઢવું જોઇએ."

પછી તેણે એ સોધી કાઢવાને માટે એક ઉપાય રચ્યો અને તેથી તેણે પેહેલાં સીયાવક્ષના હાથોને સુંઘી જોયા. પછી તેની છાતી, બાજુ, માથું તથા શરીરની તમામ જગ્યાઓને સુંઘી જોઇ. પણ તેવી સુગંધી (જે સોદાબેહે છાંટી હતી તે) સીયાવક્ષમાંથી માલંમ પડી નહી ૧

૧ કાઉસે સીયાવક્ષના શરીરને સુંઘી જોઇને તપાસ કીધી તેની મકસદ એજ કે સોદાબેહે જેમ તેને કહ્યું તેમ જો તે તેણીને વલગ્યો હોય તો જે સુંગધી તેણીએ પોતના શરીર ઉપર છાંટી હતી તેવી સુગંધી તેના શરીર ઉપરથી પણ માલમ પડી આવે અને તેનો ગુનાહ ખુલ્લો પડી જાય.

અને તે તેણીને વલગ્યો હોય એવી કાંઇ પણ નિશાણી માલમ પડી નહી, જ્યારે સોદાબેહના દિલ ઉપરથી તો ગોલાબ જલ, કસતુરી અને ગોલાબનો પમરાત કાઉસનાં સુંઘવામાં આવ્યો. આથી તે ગમગીન બન્યો અને સોદાબેહ તેની નજરમાં હલકી પડી. અને તેનું તમામ દિલ દુખી બન્યું. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કે "હવે તેણીની ગરદનને તિક્ષણ તલવાર વડે ઉડારી નાખવી ઘટે છે." ત્યાર બાદ તેણે હામાવરાન (માં આગળ બનેલા બનાવો)નો વિચાર કીધો કે જ્યાંથી દુખ, લડાઇ, અને તંટો ઉઠયો હતો. બીજું એકે તે જે વખતે બંધીખાનામાં હતો ત્યારે તે વખતે તેની આગળ તેના ખેસીઓ અને સંગા વાહાલાંઓની ગેરહાજરીમાં સોદાબેહ તેની રાત દિવસની ગોલામ બની રહી હતી. આથી તે દુખથી દુખી થવા લાગ્યો પણ પોતાના હોટ ખોલ્યા નહી. ત્રીજું એકે તેણી તેના તરફ મોહબતવંત દિલ ધરાવતી હતી તેથી આ કારણોને લીધે તેણીને દરગુજર કરવાને ઇચ્છતો હતો. ચોથું એકે તેણી હમેલવંત હતી કે જે બાલકનો ગમ તે કાંઇ નાહનો સુનો ગણતો હતો નહી. તો પણ સીયાવક્ષ એવાં કામથી તો નિંદોશ હતો એમ તે પાદશાહની ખાતેરી થઇ હતી તેથી તેણે સીયાવક્ષને કહયું કે "તું એ બાબે જરાએ વિચાર ના કર અને અત્રેથી હુશીયારી સાથે ચાલી જા. તું વળી એ બાબેનો જરાએ ગમ કરતો ના અને કોઇને પણ એ વાત કહેતો ના. એવી વાત રસકસ સાથે ફેલાઇ જવી જોઇતી નથી."

## સોદાબેહે સીયાવક્ષને મારી નાખવાને માટે ઉપાય રચ્યો તે વિષે.

જ્યારે સોદાબેહે જાણ્યું કે તેણી (કાઉસની નજરમાં) હલકી પડી છે તથા પાદશાહનું દિલ તેણી તરફ ખેંચાયલું રહયું નથી, ત્યારે તેણીએ એ બુરાં કામમાં એક બીજી યુક્તિ રચી અને તેણીએ એક નવું કીનાનું ઝાડ રોપ્યું. તે જનાનખાનાની અંદર તેણીની આગળ એક ઓરત હતી કે જેણી યુક્તિથી, ફેલથી અને કાવાદાવાથી પુરવીણ હતી. તે ઓરત હમેલદાર હતી અને પેતમાં બચ્ચું ધરાવતી

હતી. તેણી તે હમેશના ભારને લિધે મુશકેલીથી ચાલી શકતી હતી. રોદાબેહે તેણીની આગળ પોતાનો ભરમ ખુલ્લો કીધો અને તેણીથી કાંઇ ઉપાય સોધ્યો. તેણે તેણીને કહયું કે "હું તારી પાસે પેહેલાં વચણ માંગું છું." જયારે તેણીએ તે વચણ મેલવ્યું ત્યારે તેણીએ તેને પુશકલ સુનું બક્ષ્યું અને તેણીને તે વાત કહી. તે બોલી કે "તું કાંઇ એ બાબે ફીકર કરતી ના. તું એક દવા બનાવ જે તારા હમેલને તોડી પાડે. જો તું હમેલથી છુતી થશે તો મારો ભરમ તુટી જશે નહી પણ મારા આટલા બધા કાવાદાવાને અને આટલાં બધાં જુઠાંને આએ તારાં બચાંથી અજવાલું (યાને ટેકો) મલશે. એમ થવાથી કાઉસ તે સીયાવક્ષની ઉપર ગુસ્સે થશે. માટે હવે તુંને એ બાબદનો ઉપાય કરવો ઘટે છે. અગરજો કાઉસ એવી રીતની કાંઇ ખબર નહી સમજશે તો પાદશાહની આગળ મારાં પાણી ઉતરી જશે અને હું તેના તખતથી દુર થવસ." ત્યારે તે બાયડીએ તેને જવાબ દિધો કે, "હું તારી ગોલામ છું તથાં તારૂં હોકમ અને વિચાર મુજબ ચાલવાને મેં મારૂં માથું નમાવ્યું છે." જયારે અંધારી રાત થઇ ત્યારે તે બાયડીએ તે દવા પીધી જેથી તે હારેમન જેવી ઓરતનાં હમેલ તુટી પડયા. તે જાણે દેવથી જનમ્યાં હોય તેવાં જોડ બચ્ચાં હતાં. જાદુગર તોખમના દેવથી બીજું શું બને? તેણીએ એ વાત પોતાની દાસીઓને પણ કહી નહી. પછી એક સુનેરી તશત તેણીએ આગળ લાવી મુકી અને તે હારેમનના જેવાં બચ્ચાંઓને પોતાની પાસે મુકયાં. પછી તેણીએ તે ઓરતને કેઠે છુપાવી દીધી અને પછી પોતે સુઇ જઇને તથા પોતાના દીલ ઉપરના કપડાં ઉતારી નાખીને મોટેથી રડવા લાગી. આથી મેહેલના તે છુપા ભાગમાંથી (યાને જનાનખાનામાંથી) તેણીનો રડવાનો સાદ બાહાર સમજાવા લાગ્યો. સોદાબેહની કેટલીક દાસીઓ જે તે વખતે દીવાનખાનામાં હતી તે સઘલીઓ સોદાબેહની નજદિક જડપથી દોડી આવી. તેઓએ ત્યાં બે બાળકોને તશતની અંદર સુવેલાં પડેલાં જોયાં, તથા તેણીનો રડવાનો પોકાર તે મેહેલમાંથી શનીશ્ચર સેતારા સુધી જતો સાંભલ્યો.

જ્યારે કાઉસે પોતાના દીવાનખાનામાંથી એ ચોકારો સમજ્યા ત્યારે તે ઉંઘમાંથી ધ્રુજતો જાગી ઉઠયો અને શું થયું હતું તે માટે તેણે પુછપરછ કીધી. તેથી તે દાસીઓએ ખુબસુરત ઓરત સોહાબેહની ઉપર શું વિત્યું હતું તે તેને કહયું. આથી તે ગમગીન થઇ ગયો અને કાંઇ પણ બોલી શકયો નહી. સહવારના ઊગતાં તે હલ-ચીરી સાથે પાછો ત્યાં ગયો. તેણે ત્યાં સોદાબેહને તેજ હાલતમાં સુતેલી જોઇ અને જનાનખાના માહેલી તમામ ઓરતોને ગુસ્સે થએલી દીઠી. વળી તેણે ત્યાં બે નાનાં બાળકોને તુટેલાં દિલ સાથે સુનેરી તખત અંદર મુવેલાં પડેલાં જોયાં. સોદાબેહ પોતાની આંખો-માંથી આંસુઓ પાડતી બોલી કે "હવે એ વાત જે સુરજની માફક ખુલ્લી થયલી છે તે તું જો. તે સીયાવક્ષે મારી સાથે કેવી બુરાઇ કીધી હતી તે તો મેં તુંને કહયું હતું પણ તું તેની વાત સમજીને અમસ્યો નચિંત બન્યો હતો." આથી કાઉસ પાદશાહનું દિલ (માથું) વેહમી બન્યું. તે ત્યાંથી જતો રહયો અને થોડો વખત વિચાર કરવા લાગ્યો. તે એ પ્રમાણે બોલ્યો કે "હવે હું એનો શું ઉપાય કરૂં? એ બાબદ ઉપર મને મારાં દીલને નચિંત બનાવવું ઘટતું નથી." ત્યાર બાદ કાઉસ પાદશાહનું ધ્યાન જે નજુમી શખ્સે તે સીયાવક્ષના અહેકોને તપાસ્યા હતા તે તરફ દોરયું. આથી તેણે તે નજુમીની સોધ કરાવી અને તેમે ઇરાનમાંથી પોતાની આગળ બોલાવી મંગાવ્યો અને તેમને સુનેરી તખત ઉપર બેસાડીને એ વાત પુછી. તેણે તે મોટી પદવીના શખ્સો આગળ સોદાબેહ વિષેની તથા હામાવરાનની લડાઇની વાતો કીધી કે જેથી તેઓ તેણીના કર્મોથી વાકેફ થાય, અને તેઓ તેણીની ચાલચલનથી વાકેફ બને. ત્યારબાદ તેણે તે બાળકો વિષેની જે વાત છુપી રાખી હતી તે માટે પણ ઘણીએક વાતો કીધી.

## કાઉસે નજુમીઓને તે મુવેલાં બચ્ચાંઓ વિષે પુછયું તે વિષે.

એ વાતને પણ એક અઠવાડીયું ગુજરી ગયું અને વખતે જાદુ-ઇથી આએ જેહાનની ઉપરથી કુડકો માર્યો (યાને વખત જડપથી વહી

ગયો.) તેટલામાં તપકાઓ અને ગણુત્રીના તમામ કુડાંલાઓ બના-વવામાં આવ્યાં અને તેમ કરતાં પણુ એક અઠવાડીયું વહી ગયું. આખરે તે નજુમીઓ એ બનાવ કેમ બન્યો તે માટે બોલવા લાગ્યા અને જામની અંદર જે દારૂ હતો તેમાં ઝેહેર ભેલ્યું. તેઓ બોલ્યાં કે "એ બાલકો કોઇ બીજાની તોખમના છે અને તે પાદશાહી તોખમના કે એ માતા (સોદાબેહ) થી જન્મ પામેલા નથી. અગરજો તેઓ પાદશાહી તોખમના હતે તો તે શોધી કાઢવાને આટલી બધી મેહેનત લાગતે નહી, પણુ સેહેલાઇથી સોધી શકાતે. આએ આસમા-નની અંદરથી એ ભરમ ખુલ્લો થતો નથી તથા આએ જમીન ઉપર એવો અજબ બનાવ બન્યો નથી એમ તું જાણુ." તેઓએ પાદ-શાહને તથા અંનજુમનને તે બુરા વીચારની ઓરત વીષે કાંઇ ઇશારો આપી. એ વાતને કાઉસે છુપી રાખી અને કોઇને પણુ તે માટે કહયું નહી તથા એ ભરમોને તેણે છુપાવી રાખ્યા. જ્યારે સોદાબેહ રડીને ઇનશાફ ચાહયો અને જેહાનના પાદશાહની આગળ ફરીયાદ ઉઠાવી અને એ પ્રમાણે બોલી કે "જો તું મને જખમી કરશે અને તખત ઉપરથી ફેંકી દેશે તોપણુ તે શીક્ષાને માટે હું તુને તાબે થવશ. પણુ આએ મારાં મુવેલા બાળકોને માટે મારૂં દિલ અંદરથી દુઃખી થાય છે અને મારો જીવ મારાં શરીર અંદરથી વખતો વખત ઉડી જવા ચાહે છે." ત્યારે પાદશાહે તેને કહયું કે "ઓ ઓરત! તું ધીરજ પકડ. તું આવી દીલને ના પસંદ પડતી વાતો શા માટે બોલે છે?"

પછી તેણે પાદશાહી મેહેલના તમામ દરબાનોને તે મેહેલનો રસ્તો ઘેરી લેવાને ફરમાવ્યું અને તમામ શેહેરમાં અને ઘેરામાં તે બદકાર ઓરતને સોધી કાઢવાને માટે સોધ કરવામાં આવી. તેણી (મેહેલની) નજદીકમાંથીજ મલી આવી તેથી તે ચોકીબાનો તેણીને જેહાનની સંભાલના કરનાર (પાદશાહ) ની આગળ ઉતાવલે લેઇ ગયા. તે બુરાં નસીબની ઓરતને તેઓ રસ્તામાંથી ઘસડતા લેઇ ગયા અને તેણીને એ બુરી હાલતમાં પાદશાહની આગળ હાજર કીધી. તેણીની બારીકીથી તપાસ કરવામાં આવી તથા તેણીને ઇનસા-

ઓની ઉમેદો આપવામાં આવી અને પુશકલ દોલત આપવાની લાલચ દેખાડી તથા તેણીને ઘણી વખત પુછ્યું તે છતાં તેણીએ એ વાત પાદશાહને કહી નહી.

આથી તેણીને ખુવાર કરીને બંધીખાને પુરવામાં આવા અને તે મોટા દરજ્જાનો પાદશાહ તેણીની આગળથી ચાલી ગયો. તોપણ તે ઓરતે એ વાતનો એકરાર કીધો નહી અને તે મોટા પાદશાહને મલતી થઇ નહી. ત્યાર બાદ તેણીને પાછી તેની નજદીક બાહાર લાવવાને ફરમાવ્યું અને પુશકલ યુક્તિઓ અને ઉપાયો અજમાવી જોયા. જ્યારે તેણીએ એકરાર કીધો નહી ત્યારે જેમ રેવાજ હતો તેમ તેણીને કંમરમાંથી કરવતી વડે વેહેરી નાખવાને ફરમાવ્યું. આથી તે ઓરતને પાદશાહની દરબારમાંથી બાહાર લેઇ જવામાં આવી અને તેણીને માટે શમશેર વડે ખાડો ખોડવામાં આવ્યો.

તે જાદુગર ઓરત બોલી કે "હું એ ગુનાહ છું તો તે નામવરના તખત આગળ શું બોલું ? એ બાબદની હું તો જરાએ વાત જાણુતી નથી અને એવી વાત હું કહું તો તે મુરખાઇ ભરેલી લાગે." આથી તે ઓરત જે કાંઇ બોલી તે વાત તે માણુસોએ પાદશાહને કહી. કારણ-કે એ ભરમતો ફકટ પરવરદેગારજ જાણુતો હતો. ત્યાર બાદ પાદશાહે સોદાબેહને પોતાની આગળ આવવાને ફરમાવ્યું અને તેણીને કહ્યુંકે "મને નજુમીઓએ તો એવી વાત કહી છે કે આએ બંધે બાળકો જાદુઇ અને ફરેબથી બનેલાં છે અને તેઓ દેખાવમાં હરેમની તોખ-મના લાગે છે." ત્યારે સોદાબેહે પાછો એવો જવાબ દિધો કે "તે-ઓની પાશે એ શિવાય બીજો કાંઇ ભરમ નથી. તેઓ ખાનગી રીતે તો એ વાતથી અજબ થયા હશે પણ સીયાવક્ષને માટેની ફીકરથી કાંઇ બોલી શકતા નથી. તે હાથી જેવાં શરીરવાળા શાહજાદાની ફીકરથી તારી અંજુમનના શીંહ જેવા શખ્શો પણ ધ્રુજતા રહે છે. કારણકે તે હેંસી હાથીઓના જેટલું જોર ધરાવે છે અને તે ચાહે તો નાઇલ નદીનો રસ્તો પણ બંધ કરી શકે છે તથા લડાઇની વખતે તેની આગળથી એક લાખ માણુસનું લશકર હોય તે પણ નાહાશી જાય છે. ત્યારે હું તેની સામે કેવી રીતે ટકી શકું ? શિવાય કે મારી આંખો

એ બાબે હવે હમેશની આંશુ ભરી રહે છે. નજુમી લોકો પણ જેમ તે ફરમાવે તે શિવાય બીજી શું વાત બોલે? અને કોણની તારીફ કરે? તુંને પોતાને પણ આએ નાના બાળકોને માટે ગમ લાગતો નથી અને મને વળી તારા શિવાય બીજા કોઇને વધારે સંબંધ નથી. જો તું આવી મુરખાઇ ભરેલી વાતને વલગીજ રહેતો હોય તો હું જેહાનની અંદર મારા એ દાવાને તજી દેઉં છું." પછી તેણીએ આગળનાં કરતા આંખોમાંથી વધારે આશું પાડયાં. આફતાબને નાઇલ નદીમાંથી બહાર આવતો કોણ અટકાવી શકે છે? પાદશાહ કાઉસ તેણીની એ વાતથી દલગીર થઇ ગયો અને તેણી સાથે તે પણ મોટેથી રડવા લાગ્યો. તેણે સોદાબેહેને ત્યાંથી તુટેલાં દીલે વિદાય કીધી અને પોતાના દિલને એ વાત ઉપર ચાલુ રોકેલું રાખ્યું.

## કાઉસે સોદાબેહ અને સીયાવક્ષ બાબે વિચાર કીધો તે વિષે.

તે પોતાના મન સાથે એમ બોલવા લાગ્યો કે "હું એ વાતની જેહાનમાં જુશતેજોઇ કરૂં અને એનું શું સેવટ આવે છે તે તપાસું. પછી તેણે શેહેરના તમામ મોબેદોને બોલાવી મંગાવ્યા અને તેઓ આગળ સોદાબેહ વિષેની કેટલીક વાતો કીધી. ત્યારે મોબેદોએ તે જેહાનના પાદશાહને એ પ્રમાણે કહયું કે "તું પાદશાહનું દુખ છુપું રેહતું નથી. જ્યારે તું એ વાતને શોધીજ કઢવા માંગે છે તો પ્યાલાંને પથરની સાથે અફાલી જોવું જોઇયે. કારણકે ફરજંદ ગમે એટલું પણ પ્યારૂં હોય તો પણ એવાજ વિચાર કરયા કરવાથી તું પાદશાહના દિલને નુકશાંન પુગશે. વળી બીજી બાજુએથી તું આએ હામાવરાનના પાદશાહની બેટીને માટે પણ વિચારમાં પડયો છે. જ્યારે એ બંધે જણાની વાતથી ખરૂં શું તે તુંને માલમ પડતું નથી ત્યારે તો એ બેમાંથી એક જણે આતશ ઉપરથી પસાર થવું જોઇએ.[૧] કારણકે એમ કરવું એવા સોગંદ ગણાય છે કે જેથી

---

૧ આગળા વખતમાં એક માણુસની ઉપર કાંઇ ગુનાહનો વાંક લાગુ પડતો હોય અને તે વાંકને માટે તે વાંક કરનાર માણુસ ખરેખરો ગુનેહગાર

નિર્દોશને બુલંદ આસમાનથી કાંઈ નુકશાન પુગતું નથી. આથી પાદશાહે સોદાબેહને બોલાવી મંગાવી અને સીયાવક્ષની સાથે તેણીને એ વાત કહેવાને બેસાડી. આખરે તેણે કહ્યું કે "મારૂં રોશન દિલ તમો બંને જણાને માટે ખાતેરી ભર્યું થતું નથી. શિયાયકે રોશનીવાલો આતશ એ વાત પુરવાર કરે અને જે ગુનેહેગાર હોય તેને જલદિથી રૂસવા કરે." સોદાબેહે તેને પેહેલાં એવો જવાબ દિધો કે "મારી વાત હું સાચેસાચી બોલું છું. મેં પાદશાહને બે બાળકો પહેલાં દેખાડયાં હતાં તો એથી વધારે ગુનાહ કેવો હોય? માટે તેવી સજા તો સીયાવક્ષને થવી જોઇએ છે. કારણકે એણેજ એવું બુરૂં કામ કીધું છે અને એવો નાશ કીધો છે." પછી તે જમીનના પાદશાહે પોતાના જવાન બેટાને કહ્યું કે "એ બાબે તારો શું વિચાર છે?" ત્યારે તેણે પાદશાહને એવો જવાબ દિધો કે "એવી વાત મેં કીધી હોય તો હું દોજખમાં ખુવાર થઇ જાઉ." અગરજો તું આતશને પાહાડ પણ બનાવશે તો તે પણ (મારી સચાઇ પુરવાર કરવાને) હું પસાર કરી જવશ; અને જો નહી પસાર કરૂં તો એ શરમ ભરેલી બાબદથી હું ગુનેહગાર ગણાવશ."

આથી કાઉસ પાદશાહનો જીવ ઘણો વિચારમાં પડયો. તે બોલ્યો કે "હું મારા ફરજંદનુ કેહેવું માનું કે સોદાબેહનું કેહેવું માનું? જો એ બેમાંથી એક પણ ગુનેહગાર થડશે નહી તો હવે પછી મને પાદશાહ તરીકે કોણ ગણશે? જ્યારે મારૂં ફરજંદ તેમજ મારી ઓરત મારૂં લોહી અને મારાં મગજના જેવાં છે તો

---

છે કે નિરદોશ છે તે પારખવાને માટે તેની તપાસ અગની પરીક્ષા (ordeal by fire) થી અથવા જળ પરીક્ષા (ordeal by water) થી કરવામાં આવતી હતી. તે પરીક્ષામાં કોઇ પુરૂષ પોતાની સચ્ચાઇના બળથી કાંઇ પણ નુકશાંન વગર બચી જતો તો તેને નિરદોશ ઠેરવીને છોડી દેવામાં આવતો હતો પણ જો તે તેમાં દાજતો તો તેને અપરાધી ઠેરવવામાં આવતો હતો. એવી રીતે આતશ મારફતે તપાસ કરી ગુનાહ સાબેત કરવાનો ચાલ અવસ્તા જમાનામાં પણ ચાલતો હોય એમ ઇજશનેમાંથી અને પેહેલવી કેતાબોમાંથી માલમ પડે છે.

એ ચોખી તપાસના કામની અંદર કોણુને હું પેહેલાં તપાસ અર્થે બાહાર કાઢું ? બેહેતર એજ કે એ બુરાં કામથી મારાં દિલને ધોઇ નાખું અને દીલમાંથી એ ઉપાયને તોડી નાખું. એક નેક સખુન બોલનારા પાદશાહે શું કહ્યું છે? (તેણે કહ્યું છે કે) "ખરાબ દીલ સાથે તું પાદશાહી કરતો ના." ત્યાર બાદ તેણે પોતાના વજીરને ફરમાવ્યું કે "ઉંટોના રખેવાલને સો ઉંટોની વંજાર લઇ જંગલમાંથી લાકડાં કાપી લાવવા ફરમાવ." આથી તે ઉંટો લાકડાં લાવવાને માટે ગયાં અને તમામ ઇરાન શેહેરનું લોક તે જોવાને ભેગું મળ્યું. રાતા મોઢાંવાલાં સો ઉંટોની એક વંજાર લાકડાં લઇ આવી. તે લાકડાંનાં બે બુલંડ પાહાડના જેવા ઢગલા કીધા. તે લાકડાંની ગણત્રી કેમ અને કેવી રીતે થઇ શકે ? દરેક શખ્સ તે ઢગલાને બે ફરસંગ દુરથી જોઇ શકતા હતા. એ રીતે બલાની એવી કુંચી સોધી કાઢવામાં આવી અને એ પ્રમાણે સચાઇનું સેવટ જોવાને સઘલા તીંગાઇ રહ્યા. હમેશાં ઓરતનાં કામથી તમામ નાશનોજ ફેલાવો થાય છે.

## સીયાવક્ષ આતશ અંદરથી પસાર થઇ ગયો તે વિષે.

જ્યારે તું એ હેવાલ તમામ સમજી લે ત્યાર પછી જો તું ઓરતની વખાન નહી કરશે તો બેહેતર ગણાશે. તું જેહાનમાંથી પવીત્ર ઓરત શીવાય બીજી રીતની ઓરતને (તારા નેકાને માટે) ના સોધતો, નહી તો કે તે બુરા કરતુકની ઓરત તારી ખોવારી લાવશે. ઓરત અને અઝદાહ જમીનમાં દટાયલાં ભલાં ગણાય જેથી જેહાન એ બે નાપાકોથી પવીત્ર થાય. તે લાકડાંઓ જંગલની અંદર પાહાડની માફક સીંચવામાં આવ્યાં. તમામ જેહાનનું લોક ટોલે ટોલાં બનીને તે જોવાને માટે ભેગું મલ્યું કે તે બાહાદુર સ્વાર સીયાવક્ષ તે (આતશની ચેહે)ને પસાર કરી જાય છે કે પસાર કરતાં વચમાંજ તંગ બની જાય છે (યાને માર્યો જાય છે). મોટા પાદશાહોને સોગંદ લેવાને માટે એવીજ રીત અને એવોજ રેવાજ હતો. ત્યાર બાદ તે મોટા દરજાના પાદશાહે ફરમાવ્યું કે તે લાકડાંની ઉપર કાલું નફતેલ રેડો. આથી બસો માણુસો તે આતશ સલગાવવાંને માટે ગયા અને તે આતશને ફુંકી મુક્યો. તેથી તું કેહેશે કે જાણે રાતનો દીવસ

બની ગયો. પેહેલા વેહેલાં તે સળગી ઉઠતાં ધુમાડાને લીધે કાલાશ ફેલાયો અને તે ધુમાડા પછી જડપથી બલતાં સલગ્યાં. જમીન આંસમાન કરતાં વધારે રોશનીવાલી બની અને લોકો પોકાર મારતાં તે આતશને સલગાવવા લાગ્યા. તમામ મેદાન ભુજાઈ જવા લાગ્યું અને જે કોઈનાં હસ્તા ચેહેરા હતા તે રડતા બન્યા. પછી સીયાવક્ષ પોતાના માથાંની ઉપર સુનેરી ટોપી પેહેરીને તથા સફેદ પોશાક પેહેરીને હસ્તા હોટ સાથે અને ઉમેદ ભર્યાં દીલ સાથે હુશીયારીથી પોતાના બાપની આગળ ચાલતો આવ્યો, અને એક ઘોડાની ઉપર ચઢી બેઠો, જેથી લશકરે તેને માટે એવો પોકાર કીધો કે જે ચંદ્ર સુધી પુગી રહયો. જે પ્રમાણે (મરતી વખતે) કફન પેહેરવાની રસમ હતી તે પ્રમાણે તેણે પોતાના તમામ શરીર ઉપર કપુર ચોપડયો. તું કેહેશે કે જાણે તે શાહજાદો આતશના ડુંગર તરફ જતો નથી પણ મીનોઈ જેહાનનો રસ્તો સોધે છે. જે વખતે તે ફરીથી કાઉશની આગળ ગયો ત્યારે તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેને નમન કીધું. કાઉશનો ચેહેરો શરમથી ભરાઈ ગયો અને પોતાના બેટાની સાથે વાત કરતાં તેના સખુનો ઘણા નરમ બન્યા. સીયાવક્ષે તેને કહયું કે "તું કાંઈ ગમ કરતો ના, કારણકે જમાનાની ગીરદેશથીજ એ પ્રમાણે બન્યું છે. અગરજો મારૂં માથું શરમથી ભરેલું હશે તો મારો નાશ થશે અને જો હું નિર્દોશ હોઈશ તો મારો એમાંથી છુટકારો થશે. જો એમજ હોય કે હું એ કામની અંદર ગુનેહગાર ગણાઉ તો પછી જેહાનનો પેદા કરનાર મારી સંભાળ કરશે નહી. એમજ હશે તો તે નેકીના પોહોંચાડનારા યજદાંનની શકિતથી એ આતશના ડુંગરમાંથી હું મારાં શરીરને પાછું, બાહાર કાઢી શકશ નહી."

જેવો સીયાવક્ષ તે આતશની નજદીક જઈ પુગ્યો તેવુજ તેણે તમામ ભરમના જાણનારા દાદગરને એ પ્રમાણે કહયું કે "તું મને આએ આતશના પાહાડમાંથી પસાર થઈ આવવા દેજે અને મારા શરીરને મારા બાપના શકમાંથી મોકળું કરજે." જ્યારે તે એ મુજબ ઘણીએક વિનંતી કરી રહયો ત્યારે તેણે પોતાના ઘોડાને ત્યાંથી

ધુમાડાની જડપે જવાંને માટે ઉશકેરીઓ. જ્યારે કાઉશનું કામ એ પ્રમાણેનું નીવડયું ત્યારે તમામ શેહેર અને મેદાનમાંથી (સીયાવક્ષને માટે) લોકોના પોકાર ઉઠી રહયા. જેહાનનો દરેક શખ્સ એ કામથી ગમગીન બન્યો તેથી તે શેહેરમાંથી અને મેદાનમાંથી રૂદનના પોકારો નીકલવા લાગ્યા. સોદાબેહે પણ એ આવાજ મેદાનમાંથી આવતો સમજ્યો તેથી તેણી દીવાનખાનામાંથી અગાસી ઉપર તે આતશ શલગેલો જોવાને ગઇ. તેણીએ તો સયાવક્ષનું બુરૂં થાય એમ ઇચ્છયું અને તેણી જે વાતચીત કરતી હતી તે પણ ઉશકેરાઇને કરતી હતી. જેહાનના લોકોએ કાઉશની તરફ ચકચાર કરતાં અને ગુસ્શા ભરેલાં દીલ સાથે નજર કીધી. સીયાવક્ષે પોતાના ઘોડાને ત્યાંથી એવી રીતે દોડાવ્યો કે તું કેહેશે કે તેનો ઘોડો પણ જાણે વિજળીનાં આતશનોજ બનાવેલો છે. દરેક ઠેકાણે બલતાં એવી રીતે ફેલાઇ રહ્યા કે કોઇપણ સીયાવશને કે તેના ઘોડાને જોઇ શકતું નહી. સીયાવક્ષ તે લોઢાંના જેવા પાહાડની તરફ ધસીઓ ગયો. તું કેહેશે કે જાણે આતશે તેના ઘોડાને પણ આતશ બનાવ્યો હતો. તે મેદાન માહેલું તમામ લોક આંખોમાં આંસુવાલું બન્યું હતું અને સીયા-વક્ષ આતશમાંથી કયારે બાહાર આવે તે માટેની તેઓ રાહ જોઇ રહયા હતા. અંતે તે સાફ દિલનો શખ્સ આતશની અંદરથી હસતા હોટો સાથે અને ગોલાબના ચેહેરા સાથે બહાર આવ્યો. જેવો લોકોએ તેને (બાહાર નિકલતો) જોયો તેવાજ ત્યાં ખુશાલીના પોકારો ઉઠી રહયા કે 'નવો શાહાજાદો આતશમાંથી બાહાર નિકલ્યો.' અગરજો તે પાણીનો બનેલો હતે અથવા પાણીથી ભીજાયલો હતે તો પણ તેમાં તેના દિલ ઉપરના કપડાં દીલની ઉપર રેહેતે નહી. પણ તે સ્વારનો ઘોડો અને તેના (પેહેરેલાં) કપડાં એવી રીતે બાહાર આવ્યાં કે તું કેહેશે કે તે જાણે ચમપેલીના જેવાં સફેદ છે. જો યજદાં તરફની કોઇ ઉપર બક્ષેશ થવાની હોય છે તો આતશનું બલતું કે પવનનો ફુંકારો એ સર્વ તેની આગળ એક સરખુંજ છે.

જ્યારે તે આતશના પાહાડ[1] આગળથી મેદાનની અંદર ગયો ત્યારે શેહેરમાંથી તેમજ મેદાનમાંથી ખુશાલીના પોકારો ઉઠી રહ્યા. લશકરના સ્વારો ખુશાલીથી ઉશકેરાઇ ગયા અને તમામ લોકોના હાથો તેની ઉપરથી નેશાર કરવાને દીરમ ફેંકવા લાગ્યા. જેહાનની અંદર ખાસ અને આમની વચે ખુશાલી પંઠરાઇ રહી. દરેક જન એકમેકને એવી વધાઇ આપતા હતા કે "તે દાદગરે નીરદોશની ઉપર બક્ષેશ કીધી છે." હવે સોદાબેહ ગુસ્સાથી પોતાના બાલ પીખવા લાગી અને આંખોમાંથી આંસુ વરસાવી પોતાના ચેહેરાને ઘાહેલ કરવા લાગી. જ્યારે પવીત્ર સીયાવક્ષ પોતાના બાપની આગળ જઇ લાગ્યો ત્યારે ત્યાં ધુમાડો કે આતશ કે

---

1 પ્રોફેસર જેકસને પોતાની ઇરાનની તવારીખ (Persia-Past and Present) મા 'અબરકુહ' નામના શેહેરનું દાસ્તાન કરતાં ત્યાં આવેલી એક રાખની ટેકડી કે જે તવારીખની સાથે સંબંધ ધરાવે છે તે માટે 'યાકુત' નામના તવારીખનવેશની કેતાબમાંથી એક ફકરો ઉતારી લિધો છે જેમાં તેઓ જણાવે છે કે ;–

"At Abarkuh there is a large hill of ashes, which the inhabitants claim was the fire of Abraham, lighted by Bardah and Salamali. But in the book of the Avesta, which is the book of the Magi, I have read that Soda (Sudabah) the daughter of Tubba, wife of KeiKaus, fell in love with his son Keikhosru (Siavash). She endeavored to seduce him but he rejected her, whereupon she told his father that he had tried to dishonor her, which was a lie. Thereupon Keikhosru built a large fire at Abarkuh for an ordeal and said: "If I am innocent the fire will not harm me; if I am guilty, as claimed, the fire will devour me." At this he entered into the fire and came out of it unhurt, without having suffered any harm. In this way he dispelled the entire charge against him. The ashes of that fire are to be seen at Abarkuh in the shape of a large hill, and to-day it is called the Mountain of Abraham. But Abraham never saw the land of Fars nor entered it; . . . ."

ધુલારૂં કે ધુલ કાંઇ હતું નહી. પાદશાહ કાઉસ તેને જોઇ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો તેથી તે શાહજાદો તેમજ લશકર પણ ઘોડા ઉપરથી નીચે ઉતર્યું. કાઉસે સીયાવક્ષને ચાંપીને કોતી કીધી અને પોતાની બુરી ચાલને માટે તેની માફી ચાહી. ત્યારબાદ સીયાવક્ષ જેહાનને પેદા કરનાર યજદાંનની નજદિક બંદગી કરવાને ગયો અને ત્યાં જઇને પોતાના ચેહેરાને ખાક ઉપર નાખ્યો અને બોલ્યો કે "તે સાહેબેજ મને ધગધગતા આતશના પાહાડમાંથી બચાવી લિધો છે અને દુશમનોની ખાહેશને ઉંધી વાલી નાખી છે." પછી પાદશાહે તેને કહયું કે "એ બાહુર જવાન! તું ખરેખર પવીત્ર તોખમનો અને પ્રકાશતા આત્માનો છે. તું એવો એક શખ્સ છે કે જે પવીત્ર માયથીજ જન્મ લે છે. હવે પછી તું જેહાનનો પાદશાહ બનશે." પછી તે ભપકા સાથે મેહેલ તરફ ગયો અને ત્યાં ખુશાલી સાથે જઇ બેઠો અને કેઆની તાજને પોતાના માથાં ઉપર મુકયું. તેણે દારૂ મંગાવ્યો અસે રામશગરોને બોલાવી અને પછી પોતાની સઘલી ખાહેશ સીયાવક્ષને કહી. એ પ્રમાણે ત્રણ દિવસ ખુશાલીમાં પસાર કીધા અને તેટલો વખત ખજાનાના બારણાં પણ બંધ રાખ્યાં નહી અને તેને કલ દીધો નહી.

## કાઉસ સોદાબેહની ઉપર ગુસ્સે થયો તે વિષે.

ચોથે દીવસે કાઉસ હાથમાં ગાયની સુરતનો ગુરજ પકડીને બુલંદ તખતની ઉપર બેઠો. તેણે ગુસ્સે થઇને સોદાબેહને પોતાની આગળ બોલાવી મંગાવી અને તેણીની સાથે તે બની ગયલી વાત ફરીથી કીધી. તે બોલ્યો કે "તેં ઘણી બેશરમી અને બુરાઈ કીધી છે તથા મારાં દિલને તેં પુશકલ દુખી બનાવ્યું છે. પણ તારૂં કામ સેવટે એવી બાજી રમ્યું છે કે જેથી મારા બેટાના જીવને રાહાત મલી છે. તેં તેની ઉપર દુખ પાડયું છે અને તેને આતશમાં નખાવ્યો છે. એવી રીતે તું લુચ્ચાઇ રમી છે. હવે તું માફી ચાહે તે નકામી છે. તું હવે આએ જગ્યા (યાને જેહાન) ને ખાલી કરી જા અને તેમ કરવાને માટેની તૈયારી કર. આએ જેહાનમાં તું હવે જીવવી જોઇતી નથી. ફાંસી શિવાય તારે માટે, બીજી કાંઇ શિક્ષા

પણ નથી.” તેણીએ તેને જવાબ દીધો કે “અગરજો તું મારૂં ડોકું કપાવી નાખવાનું વાજબી જોતો હોય તો જે ગુનાહ મેં કીધો છે તેની હું વાજબી શિક્ષા પાંમશ. તું હોકમ કર અને હું તેને તાબે થવશ. તારૂં દીલ મારી ઉપર કીના ભર્યું રેહે એવું હું ચાહાતી પણ નથી. સાયાવક્ષ જે કહે છે તે વાત ખરી છે; તેથી તું પાદશાહનું દિલ ગુસ્સાના આતશથી બલતું હશે. એ બાબદમાં તેણે એક બુઢી દોસીની માફકની જાદુઇ કીધી છે અને તેથીજ આવા તેજ આતશે પણ તેની ઉપર કીનો લીધો નથી.” (યાને તેને બાલી મુકયો નથી.) કાઉસે તેને કહયું કે “શું હજી તું એવાંજ મક્કર કરે છે? તારી સોખાઇ ભરેલી પીઠ હવે વધુ વાંકી થશે નહી (યાને તું લાંબો વખત જીવીને બુઢી બનશે નહી.) પછી જેહાનના પાદશાહે ઇરાની-ઓને પુછયું કે “એણે જે છુપાં કાવતરાંઓ કીધાં છે તે માટે હું તેને શું શિક્ષા કરૂં? એને કેવી શિક્ષા કરવી ઘટે છે.?” સઘલા-ઓએ પાદશાહની તારીફ કીધી અને બોલ્યા કે “એની શિક્ષા એજ કે તેણી બેજાન થાય અને પોતાના બુરાં કરતુકને માટે દુખથી તોબશ કરે.” આથી તેણે જલલાદને ફરમાવ્યું કે “તેણીને એ હોકમથી જાણીતી કરીને તેણીને ફાંસીને માચડે લટકાવ અને તેના ચેહેરાને અત્રેથી દુર કર.” જ્યારે સોદાબેહે ત્યાંથી પોતાનો ચેહેરો ફેરવ્યો ત્યારે તમામ જનાનખાનામાંથી રૂડનના પોકારો નિકળવા લાગ્યા. આથી કાઉસ પાદશાહનું દિલ ગમગીન બન્યું, પણ તેણે પોતાનો રંગ પણ છુપાવી રાખ્યો તોપણ તેનો ચેહેરો ફીકકો થઇ ગયો. આથી સીયાવક્ષે પાદશાહને એ પ્રમાણે કહયું કે “તું તારા દીલને આવું કામ કરીને દુખી ના કર. સોદાબેહનો એ ગુનાહ તું મારે માટે માફ કર. તેણી શિખામણો ધ્યાન ઉપર લેઇ પાછી રાહ ઉપર આવશે (યાને સુધરી જશે.)”

પછી તે પોતાના દીલ સાથે બોલ્યો કે “જો પાદશાહને હાથે સોદાબેહનો નાશ થશે તો સેવટે તે એ કામને માટે પસતાવામાં પડશે અને જ્યારે તે દુખી થશે ત્યારે તે એ ગમ મારે લિધે આવી પડેલો સમજશે.” તેથીજ તેણે પાદશાહના એ કામની અંદર કાંઇ

બાહાનું સોધ્યું કે જેથી તે તેણીનો થયલો ગુનાહ માફ કરે. પાદશાહે સીયાવક્ષને જવાબ દીધો કે "હુ તેણીનો ગુનાહ તારે માટે માફ કરૂં છું પણ તે એવી સરતે કે હવે પછી તેણી તારી તરફ વાજબીની રાહે જોય." સીયાવક્ષે પોતાના બાપના તખતને બોસો લિધો અને પછી તખત ઉપરથી ઉઠીને તે મેહેલમાં ગયો. જનાનખાનાની તમામ ઓરતો તે સોદાબેને પાછી ફરેલી જોઇને તેણીની આગળ દોડી ગઇ અને તેણીને નમન કીધું. એ મુજબ એક લાંબો જમાનો વહી ગયો અને પાદશાહનું દીલ તેણી તરફ પાછું ગરમ થવા લાગ્યું. તેનું દીલ તેણી તરફના પ્યારથી પાછું એવું બન્યું કે તે તેના ચેહેરા ઉપરથી જરાએ નજર ખસાડતો હતો નહી. તે જેહાનના પાદશાહની ઉપર છુપી રીતે તેણીએ બીજી વખત એવું જાદુ ચલાવ્યું, કે જેથી તે સીયાવક્ષની સાથે બુરાઇ કરે અને તેને બુરાં તોખમનો ગણે. તેણીના ભમાવવાથી પાદશાહ સીયાવક્ષની તરફ શકમંદ બન્યો પણ તે છુપી વાત તેણે કોઇને પણ જાહેર થવા દીધી નહી. તેટલામાં એક એવું કામ નિકલી આવ્યું કે જેની અંદર અક્કલ, હુસીયારી, દીન અને ઇનશાફનું કામ પડયું અને જે કોઇ એવો પહરેજગાર માણુસ હોય તેનાજ દિલની ખાહેશથી તે કામ બર આવે. ઝેહેર ભેલનારો જમાનો એવીજ રીતનો છે માટે તું ફોકટમાં તેની પાસેથી મધ મેલવવાની ખાહેશ કરતો ના. જો તું પરવરદેગારને પસંદ પડતો નહી થઇ પડતો હોય અને તે તારૂં પાળન નહી કરે તો તેને માટે તું ગુસ્સો કરતો ના. ફરતાં આસમાનનું કરવું એજ પ્રમાણેનું છે. તે પોતાનો ચેહેરો તારી આગળ ખુલ્લો કરવા ચાહાતું નથી. એક ભલો માર્ગ દેખાડનારાએ એ બાબદ ઉપર એક એવી વાત કહેલી છે કે "લોહીની મોહોબતના કરતાં બીજી ચહતી મોહોબત નથી. તેથી જયારે કોઇને એક લાયકીવાલું ફરજંદ પેદા થાય ત્યારે તેણે ઓરત તરફની મોહબતને દિલમાંથી કાપી કાઢવી જોઇએ, અને પોતાની વાતને પોતાની ખાહેશની અંદર રાખવી જોઇએ, જેથી તેના ઉપર કાંઇ નુકશાની આવી પુગે નહી."

## કુએ કાઉસે અફરાસીયાબના આવવાની ખબર સમજી અને તેણે તે બાબે મોબેદોની સાથે વિચાર કીધો તે વિષે.

જેહાંનનો પાદશાહ કાઉસ જ્યારે એવી રીતે પ્યારમાં રોકાએલો હતો ત્યારે તેણે અનુભવી લોકોથી સમજ્યું કે અફરાસીયાબ એક લાખ ચુટી કાઢેલા અને ગણત્રી કીધેલા તુરકી સ્વારોની સાથે આવી લાગે છે. આ ખબરથી કાઉસ પાદશાહનું દિલ દલગીર થયું કારણ કે તેને મોજ કરવાની જગ્યાએથી લડાઇમાં જવું પડતું હતું. તેણે કૈઆનીઓના ખેરખાહ ઇરાનીઓની એક સભા બોલાવી અને તેઓને તેણે એ પ્રમાણે કહ્યું કે "પરવરદેગારે અફરાસીયાબને પવન, આતશ, ખાક અને પાણીથી ચઢતો બનાવ્યો નથી તો પણ ફરતાં આસમાને તેને બીજી રીતનો બનાવ્યો છે. કારણકે તે ગમે એવો સોગંદ ઉપર કોલ કરાર કરે છે તો પણ તે જબાનની ખુબીથી તે વચનને તોડી નાખે છે. જ્યારે પણ તે કીનો સોધનારાં માણુસોને એકઠાં કરે છે ત્યારે તે સોગંદ અને કોલ કરારથી ફરી જાય છે. માટે હવે મને તેની સામે કીનો સોધતાં જવું જોઇશે કે હું તેના ઉપર પ્રકશતા દાહાડાને કાલો બનાઉં તથા જેમ કમાનમાંથી તીર છુટીને ઓચીતો ગુમ થાય તેમ હું તેનું નામ જેહાનમાંથી ગુમ કરૂં. તે લશકર એકઠું કરીને ઇરાનને જીતવાનુંજ કામ કરે છે અને તેમ કરી તે ઘણાં દેશો અને ગામડાંઓનો નાશ કરે છે." ત્યારે મોબેદોએ તેને જવાબ દાધો કે "જ્યારે તું પોતેજ તેની સામે લડઇમાં જનાર છે તો પછી લશકર શાને માટે જોઇએ તથા લશકરનો અસબાબ શાને માટે બરબાદ કરવો જોઇએ? અને ખજાનાના બારણા શાને માટે ખુલ્લાં મુકવાં જોઇએ? તેં ઉતાવલ કરીને તો બબે વખતે આએ નામદારી ભરેલાં તખતને તારૂં બુરૂં ચાહનારાઓને હાથ સોંફીયું હતું. માટે હવે તો તું કોઇ સારો પેહેલવાન કે જે લડાઇમાં નામદારી ભરેલો હોય અને તે કીનો લેવાને લાયક હોય તેને ચુંટી કાઢ." તેણે તેઓને એવો જવાબ દિધો કે "હું

એવી રીતનું માણુસ કે જે અફ્રાસીયાબની સામે જવાની શક્તિ ધરાવી શકે અને તેની સામે ટકી શકે એવું તો આએ અંજુમન વચ્ચે કોઇને જોતો નથી. તેથી જેમ વાહાન પાણી ઉપર ચાલ્યું જાય તેમ મારેજ તેની સામે જવું પડશે. જ્યારે તમો પાછા હટો છો તો હું પોતે મારા સલાહકારોની સાથે એ કામ બજા લાવશ."

## સીયાવક્ષ અફ્રાસીયાબની સાથે લડાઇ કરવાને લશકર લેઇને ગયો તે વિષે.

એ વાતથી સીયાવક્ષનું દિલ વિચાર ભર્યું બન્યું અને તેનું રવાન વિચારની ઝાડીમાં ગુંચવાઇ ગયું. તેણે દિલ સાથે વિચાર કીધો કે "એ લડાઇ હું કરશ અને પાદશાહને મીઠી વાતો સમજાવીને એમ કરવું હું માંગી લેવશ, કે જેથી પરવરદેગાર મને સોદાબેહથી અને મારા બાપના તાણ જાનીથી છુટકારો બક્ષે. બીજું એકે એ કામથી હું નામદારી મેળવશ. અને તેનાં આટલાં બધાં લશકરને હું મારા ફાંડામાં પકડશ." આથી તે કંમર બાંધીને કાઉસ પાદશાહની આગળ ગયો અને તેને કહયુ કે "એ લડાઇ કરવાની હું શક્તિ ધરાઉં છું. કારણ કે તુરાની પાદશાહ સાથે હું લડાઈ કરવા માંગું છું. અને તેના નામદારોના ડોકાંઓને હું ધુળમાં ફેંકવા માંગું છું. કદાચને પરવરદેગારની એવીજ ઇચ્છા હશે કે તે (અફ્રાસીયાબ) તુરાન જમીનને માટે પોતાનો જીવ આપે. તે પોતાના નાપાક વિચાર અને ફેડાવથીજ તેના બુરા વખતને માટે અત્રે પાછો ફરેલો લાગે છે." તેનો બાપ તેના એ કામ સાથે એકમત થયો અને એ કીનો લેવાને માટે કંમર બાંધવાનો સીયાવક્ષને હોકમ આપ્યો. આથી કાઉસ સીયાવક્ષના ઉપર ખુશી થયો અને તેને નવાજ્યો અને નવેસરથી તેને એક ઓધો બક્ષ્યો. તેણે તેને કહયું કે "ખજાનો અને જવેહરાત તારી આગળ હાજર છે. તું એમજ ધાર કે તમામ લશકર તારૂં પોતાનુંજ છે. તેઓ ઇરાન જમીનની અંદર વાત કરતાં અને કામ કરતાં તારીજ તારીફ પણ ગાય છે. પછી તેણે પીલતન રૂસતમને બોલાવી મંગાવ્યો, અને તેની સાથે

કેટલીએક સારી સારી વાતો કીધી. તેણે તેને કહયું કે "તારા જેવું જોર એક હાથી પણ ધરાવતો નથી. અને તારા વિચારની બરોબરીમાં નાઇલ નદીની પણ જડપ નથી. જેહાનની અંદર તુંજ હુનરનો ધરાવનાર તેમજ મુંગે મોઢેનો છે. જાણે તું સીયાવક્ષનું પાળન કરનાર જેવો છે. જ્યારે તે સીયાવક્ષ જવેહેરાતથી જડેલી મીયાન સાથની તલવાર બાંધે છે ત્યારે તે જાણે તેંજ કંમર બાંધી હોય તેમ જોરાવર લાગે છે. એ સીયાવક્ષ કમર બાંધીને મારી આગળ આવ્યો હતો અને મારી સાથે એ બાબે જનુની શીંહની માફક વાત કરવા લાગ્યો હતો. સીયાવક્ષ પોતે (અફરાસીયાબ ઉપર) કીનો લેવા માંગે છે તેથી તું વિચાર કરીને કેહે કે તું પોતે એ બાબે શું કહેવા માંગે છે? અફરાસીયાબની સાથે તે પોતેજ લડાઇ કરવા માંગે છે. માટે તું પણ તેની સાથે જા અને તારી નજર તેનાપરથી ખસેડતો ના. જ્યાંસુધી તું જાગૃત રહેશે ત્યાં સુધી હું કરારે ઉંઘાવશ અને જ્યારે તું આશાયશ લેવા માંગશે ત્યારે હું (તેની સંભાળને માટે) ત્યાં જડપથી આવી લાગશ. તારા તીરથી અને તારી તલવારથી જેહાન પણ નચિંત રહે છે. આશમાનની ઉપરના ચંદ્રનું માથું પણ તારાથી નીચું છે." તેહેમતને તેને જવાબ દીધો કે "હું તારો ગોલામ છું અને તું જે ફરમાવે તે હું સાંભળનારો છું. સીયાવક્ષ મારી આંખ અને મારા જીવના જેવો છે. તેનું તાજ સાથનું માથું મારાં આસમાનના જેવું છે." જ્યારે કાઉસે તેનાથી એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે તેની તાકીદ કીધી અને બોલ્યો કે "તારા પાક આત્માની સાથે હમેશાં અક્કલ જોડાયલી રેહેજો."

ત્યાર બાદ રણશીંગડાં અને ઢોલના ત્યાંથી અવાજ નિકલ્યા અને નામદાર સપેહસાલાર તુસ પણ ત્યાં આવી લાગ્યો. તે દરબારની નજદીક લશકર એકઠું થયું અને પારકે પૈસેથી ભરેલા ખજાનાના બારણા ખુલ્લાં કીધાં અને તેમાંથી શમશેરો, ગુરજો, ટોપીઓ, કમરબંધો તથા લોઢાંની તોપીઓ, બખ્તરો, ભાલાઓ તથા ઢાલો બહાર કાઢી. તે ખજાનાની અંદર નહી કપાય એવાં બખ્તરો હતા. તેની કુંચી તેણે સીયાવક્ષને માટે મોકલી અને કેહેવાડયું કે "તું

એક સરદાર તરીકે તારે માટેના ખોરાક અને સામન માટેની તુંને જેમ ગમે તેમ ગોઠવણ કરી લે." આથી તેણે નામદારી મેલવનારા બાહાદુરોમાંથી લડાઇમાં બાહાદુરી દેખાડનારા બાર હજાર સ્વારોને ચુંટી કાઢયા. વળી પાદશાહે પણ પારસ, ગુચ, બલુચ, લડાયક ગીલાન, અને સુજના જંગલમાંથી ઢાલ રાખનારૂં બાર હજાર માણસનું પાયદલ લશકર એ લડાઇને માટે એકઠું કીધું. ઇરાનની અંદર સીયાવક્ષની ઉમરના તથા તેના જેવા કદના તથા હુશીયારીવાલા, અક્કલવાલા, અને થોડું બોલનારા જે કોઇ પેહેલવાનજાદાઓ, બાહાદુરો, અક્કલમંદો અને ચાલાકો હતા તેઓને પણ તેણે ચુંટી કાઢયા. લડાયક પેહેલવાનો તથા નામદારો જેવા કે બેહેરામ અને શાવરાનનો જંગેહ હતા તથા વલી ઇરાનીઓમાંથી પાંચ મોબેદો ઝુન્ડો ઉઠાવનારા હતા તે સઘળાઓને ભેગા થઇ બાહાર પડવાનો અને શેહેરમાંથી મેદાન અને જંગલ તરફ જવાનો તેણે હોકમ કીધો. તું કહેશે કે જાણે ત્યાંની જમીન ઉપર જરાએ જગ્યા હતી નહી અને ત્યાંની ધુલ ઉપર ઘોડાના પગલાં પડવાની પણ જરાએ જગ્યા રહી હતી નહિ. કાવ્યાની ઝુન્ડો આસમાન તરફ ઉંચે ઉડતો હતો અને લશકર વચેથી તે પ્રકાશતા ચંદ્રની માફક દેખાતો હતો. પછી કાઉસ પાદશાહ શેહેરમાંથી બહાર આવ્યો અને લશકરની આસપાસ એક ફેરો ફર્યો. તે મોટા મરતબાના પાદશાહે તેઓની તારીફ કીધી કે "ઓ મુબારક પગલાનાં નામદારો! સારાં નસીબ શિવાય બીજું કોઇ તમારો સાથી હોતું ના. તમારૂં બુરૂં ચાહનારાઓના મોઢાં કાલાં બનજો. તમો અત્રેથી સારાં નસીબ અને તંનદરોસ્તી સાથે વિદાય થજો અને ફતેહમંદી તથા ખુશાલી સાથે અત્રે પાછા ફરજો." પછી તે જગ્યાએથી હાથીઓ ઉપર ઢોલ બાંધવામાં આવ્યાં અને તે ઉપર પેહેલવાનોને બેસવાને ફરમાવ્યું. કાઉસ પાદશાહની બંધે આંખો આંસુથી ભરાઇ ગઇ.

સીયાવક્ષની સાથે તે પણ એક દહાડાના રસ્તાં સુધી ગયો. સેવટે તેઓએ (બાપ અને દીકરાએ) એકમેકને બગલગીરી કીધી

અને તે બંધેએ વસંતના વાદલની માફક આંસુઓ પાડવા માંડયાં. તેઓએ આંખમાંથી ઘણાં આંસુ પાડયાં અને રડતાં રડતાં મોટા પોકારો મારવા લાગ્યા. અંદરખાનેથી તેઓના દિલ જાણે એવી ખબર આપતાં હતાં કે તેઓ હવે પછી એકમેકના દિદાર જોશે નહી, ફરતાં આસમાનનું કામ એવીજ રીતનું છે. ઘડીકમાં તે મધ એકઠું કરે છે તો ઘડીકમાં તે ઝેહેર એકઠું કરે છે.

પછી કાઉસે પાયતખતની તરફ હવે ચેહેરો ફેરવ્યો અને સીયાવક્ષ લડાયક લશકરની સાથે ત્યાંથી આગળ વધ્યો. તે સીયાવક્ષ ઈરાનથી જાબુલસ્તાન તરફ ગયો અને પીલતનની સાથે દસ્તાનની નજદિક આવ્યો, ત્યાં તેઓ થોડો વખત સુધી મુબારક પગલાંના દસ્તાનની આગળ વાજીંત્ર અને દારૂની મેજબાની ભોગવતા રહ્યા. ઘડીકમાં તે સીયાવક્ષ હાથમાં દારૂ લેઈને તેહેમતની સાથે બેસતો, તો ઘડીકમાં તે જવારેહની સાથે બેસવાનું પસંદ કરતો હતો. ઘડીકમાં તે દસ્તાનના તખત નજદિક ખુશાલીમાં રહેતો હતો તો ઘડીકમાં તે બાંબુના જંગલમાં શેકારે જતો હતો. જ્યારે એક મહીનો પુરો થયો ત્યારે તેણે ત્યાંથી લશકરને કુચ કરાવી. પેહેલવાન પીલતન પણ ત્યાંથી (સીયાવક્ષની સાથે) ગયો અને દસ્તાન ત્યાં એકલો રહ્યો. તે પેહેલવાનની સાથે તેનું લશ્કર પણ જાબુલથી કાબુલ અને ત્યાંથી હીંદુસ્તાન તરફ ગયું. જે જે તરફ નામદાર સરદારો હતા તેઓને તેણે ત્યાંથી બોલાવી મંગાવ્યા તેથી તેઓ હેરાત શેહેરના મેદાનમાં આવ્યા. તેણે તેઓ પાસેથી પુશકળ પાયદલ લશકર લિધું અને તે રાહાને દરમીયાન તેણે તે સાવરાનના જંગેહને સોંપીયું. ત્યાંથી તે તાલકાન શેહેર અને મર્વની નદી આગળ ગયો. તું કહેશે કે તેના ઉપર જાણે આસમાન પણ દુવા ગુજારતું હતું. ત્યાર પછી તે બલખ નજદિક જઈ પુગ્યો તેટલાં વખતમાં સીયાવક્ષે કોઈને પણ સખત બોલ બોલીને દુખી કિધો હતો નહી.

પેલી તરફથી કરસીવજ અને બારમાન પોતાના લશકરને પવન વેગે દોરવતા હતા. સપેહેરમ જે લશકરની પછવાડે ચાલતો હતો અને બારમાન જે આગળ ચાલતો હતો તેઓએ તે નવા સરદાર સીયાવક્ષ

વિષેની ખબર પુગી કે ઈરાનથી તમામ નામદારો અને બાધુરોનું એક ભારી લશકર આવી પુગ્યું છે. તેઓએ એક સહાનસી સ્વારને અફ્રાસીયાબની નજદિક જેમ પાણીની ઉપર વાહન દોડે તે જડપે દોડાવ્યો.૧ અને રાતે સુવાને વખતે તે પેહેલવાને અફ્રાસીયાબની ઉપર એવી ખબર મોકલી કે "બાધુરોનું એક ભારી લશકર અત્રે આવી પુગ્યું છે અને તેમનો સરદાર શાહજાદો સીયાવક્ષ છે. લશકરને મારી હટાડનારો પેહેલવાન પીલતન રૂસતમ જે એક હાથમાં ખંજર અને બીજા હાથમાં કફન રાખે છે તે પણ તેની સાથે છે. માટે જેમ હવામાંથી વિજલીનો આતશ પસાર થઈ જાય તેમ તું તારાં લશકરને તૈયાર કર અને જરાપણ ઢીલ કરતો ના." તેનો કાસદ કે જે એક ભોમીયાની સાથે એ ખબર લેઈ જતો હતો તેણે પોતાના ઉંટને આતશની માફક ઉશકેરીને દોડાવ્યું. જેવી એ ખબર તુરાનીઓને પુગી કે તેવીજ તારાંને લાગુ પડતી કુંચી તેમને મલી ગઇ.

પેલી તરફ સીયાવક્ષ પણ તે જગ્યામાં જાજેવાર રહયો નહી પણ તેણે પવન વેગે લશકરને બલખ તરફ હંકાર્યું. જ્યારે ઇરાની લશકર તુરાનીઓની ઘણું નજદિક આવી લાગ્યું ત્યારે તુરાનીઓ અફ્રાસીયાબના જવાબની રાહા જોતા થેભી શકયા નહી. લડાયક કરસીવજે એ બાબે વિચાર કીધો પણ તેણે લડાઇ કરવા શિવાય બીજો કાંઇ ઉપાય જોયો નહી. જયારે ઇરાની લશકર ઘણુંજ નજદિક આવી લાગ્યું ત્યારે બલખના દરવાજા આગળ લડાઇ સરૂ થઇ.૨ ત્રણ દિવસમાં બે ભારી લડાઈ કરવામાં આવી અને ચોઠે દિવસે લશકરના દિપાવનાર સીયાવક્ષે પાયદલ લશકરને દરેક દરવાજા તરફ મોકલ્યું અને તે ભારી લશકરને બલખની અંદર દાખલ કીધું.

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

૨ તુરાનીઓએ એ લડાઇમાં બલખ ઉપર ઘેરો ઘાલેલો હોવો જોઇએ જે ઘેરો સીયાવક્ષે પોતાના લશકર સાથે આવીને ઉઠાવી નાખ્યો હોય અને ફતેહ સાથે બલખમાં દાખલ થયો હોય એમ એ લખાણ ઉપરથી જણાય છે.

સપેહેરમ નદીની પેલી બાજુએ નાહાસી ગયો અને પોતાના લશકર સાથે અફ્રાસીયાબની નજદિક જઈ લાગ્યો.

## સીયાવક્ષે કૈએ કાઉસની ઉપર નામું લખ્યું તે વિષે.

સીયાવક્ષ પોતાના લશકરની સાથે બલખમાં દાખલ થયો અને પછી તેણે પાદશાહની ઉપર એક નામું લખવાને ફરમાવ્યું. તે નામું જેમ રેસમી કપડાંની ઉપર લખવાનો રવૈયો હતો તેમ કસતુરી અને કેશરથી લખવામાં આવ્યું. તેમાં તેણે પેહેલી પેદા કરનારની તારીફ કીધી અને લખ્યું કે " તે પરવરદેગાર સાહેબથીજ શક્તિ, દમામ અને હુનર છે. તે સુરજનો અને ફરતા ચંદ્રનો માલેક છે તથા તે તાજ, તખત અને કૌલાહનો નિભાવ કરનાર છે. તે સાહેબ ઇચ્છે છે તો એકને બુલંદીએ ચઢાવી દે છે તો બીજાને ગમ ભરેલો અને દલગીર બનાવે છે. તેવા દાદગરનો હોકમ કોણ નહી માને? તેની તરફનો રસ્તો સોધવાને માટે અક્કલને ધરાવવી જોઇએ. પરવરદેગાર કે જેણે જેહાને પેદા કીધી છે તથા તેણે જાહેર તેમજ છુપું સઘલું પેદા કીધું છે તેની સઘલી દુવા તું પાદશાહની ઉપર હોજો અને તારાં તમામ કામોનું સેવટ નેક ઉતરજો. તું તાજ અને તખતના ધરાવનારા જેહાનના માલેકની પુનાઇથી હું બલખની અંદર ખુશાલી સાથે અને ફતેહમંદ નસીબ સાથે દાખલ થયો છું. એ લડાઇમાં મને ત્રણ દિવસ સુધી રોકાવું પડયું હતું અને ચોથે દીને પરવરદેગારે મારી ઉપર બક્ષેશ કીધી હતી. સપેહરમ અને બારમાન ગભરાતમાં પડીને કમાનમાંથી છુટેલા તીરની માફક ત્યાંથી નાહાસી ગયા છે. હાલે જીહુન નદી સુધી મારૂં લશકર રહયું છે અને તમામ જેહાન મારી પેહેલવાની કૌલાહના ભપકા હેઠેલ છે. આપણી બાજુનું લશકર અને સરદારો અફ્રાસીયાબના લશકરની સાથે લડવાને તેયાર છે. તેથી જો તું પાદશાહ મને ફરમાવે તો હું લશકરને (જીહુન નદી) પસાર કરાંઉ અને તેની સાથે લડાઇ કરૂ." જયારે તે નામું ઇરાનના પાદશાહની નજદિક જઈ

લાગ્યું ત્યારે પાદશાહનું માથું, તાજ અને તખત ખુશાલીને લીધે સનીશ્ચર સેતારાને જઇ લાગ્યું. તેણે સીયાવક્ષને માટે યજદાંનની મદદ ચાહી અને તેને સારૂં નસીબ ઇચ્છયું કે જેથી તે નવું ઝાડ ફલવંત બને.

## પાદશાહ કાઉસે સીયાવક્ષના નામાનો જવાબ લખ્યો તે વિષે.

પછી તેણે તેના જવાબમાં ખુશનુમાં વસંતના જેવું અને પ્રકાશીત બેહેસ્તના જેવું એક નામું ખુશાલી સાથે લખાવ્યું કે "સુરજ અને ચંદ્રના પેદા કરનાર તથા જેહાનને નિભાવનાર અને તાજ તથા તખત બક્ષનાર ખોદાતાલા દિલને જાવેદાન સુધી ખુશાલી ભરેલું રાખે અને દુખ તથા બલાને દુર કરીને તારા દિલને મોકલું કરે. તું હમેશાં ફતેહવાલો, ખોરેહવાલો મોટાઇ ભરેલાં તાજવાલો અને ચઢતી પાદશાહીનો ધરાવનાર રેહેજે. તું અત્રેથી લશકર લેઇ ગયો અને તેં લડાઇ કીધી તેનું કારણ એજ કે તારી સાથે નસીબ અને સચાઇ એ બંધે હતાં. હજી તો તારા હોટમાંથી (માયને ધાવેલાં) દુધનો વાસ આવે છે (યાને તું બાળક છે) તેટલામાં તો તેં તારા હાથોથી કમાન ઉપર તીર ચઢાવ્યો છે. તારૂં શરીર હમેશાં હુનરથી ભરેલું રેહેજો અને તારાં પ્રકાશતાં દિલની ખાહેશ બર આવજો. હવે તું લડાઇમાં ફતેહમંદ નીવડયો છે તો પછી એ (તુરાન) તરફ આગળ વધવાના કામની અંદર તુંએ ઢીલ કરવી જોઇએ છે. હવે તે લશકરને વિખેરી નાખવાની જરૂર નથી. માટે તું પાછો ઇરાન તરફનો રસ્તો ધર અને તું તખતને પાછું દિપતું કર. કારણ કે તે તુરકો અફ્રાસીયાબ તો બુરા ધંધાવાલો અને ગલીચ છે. વળી તે હારેમનની તોખમ ધરાવે છે. તોએ પણ તે તાજ અને સતાનો ધરાવનાર તેમજ પોતાના માથાંને સુરજ અને ચંદ્ર સુધી પુગાડનારો છે તેથી તે જ્યારે પણ જીહુન નદી ઓલં-ગીને આએ બાજુએ આવશે ત્યારે તે પોતાના પોશાકની કોરને

સોહીમાં બોરાતી બનાવશે. માટે જ્યાં સુધી અફ્રાસીયાબ પોતે તારી સાથે લડાઇ કરવાને આવે ત્યાં સુધી તું લડાઇ કરવાની જરાએ ઉટાવલ કરતો ના." પછી તેણે તે નામાની ઉપર મોહર કીધી અને તેજ વખત તે કાસદને પોતાની આગળ બોલાવ્યો. તેણે તેને તે નામું આપ્યું અને ફરમાવ્યું કે જ્યાં સુધી તું ત્યાં પાછો ફરે ત્યાં સુધી ચઢાન ઉતરાનવાલા રસ્તાને તું જડપથી કાપ્યા કરજે." તે કાસદ સીયાવક્ષની નજદિક જઇ પુગ્યો અને સીયાવક્ષે જેવું આએ ઇરાનના પાદશાહનું નામું જોયું તેવોજ તેણે જમીનને બોસો લિધો અને દીલને ખુશ બનાવ્યું તથા ઘણા એક શકોના ફાંડામાંથી પોતાના દિલને છુટું બનાવ્યું. પાદશાહનું તે નામું વાંચ્યાથી તેનું દિલ ખુશી થયું અને નામું વાંચતાં વાંચતાં પાદશાહના નામને યાદ કર્યા કીધું. તેણે પોતાના દિલને તેના હોકમથી ફેરવ્યું નહી અને ચાલાકી સાથે તેના હોકમને માન આપ્યું.

ત્યારબાદ જ્યારે શીંહના જેવો કરસીવજ વંટોલ્યાને વેગે તુરાનના પાદશાહની આગળ આવી લાગ્યો ત્યારે તેણે તેને આવી કડવી અને જુઠી વાત કહી કે "શાહજાદો સીયાવક્ષ પુશકલ નામદારો અને બાધુર શખ્સોનું એક ભારી લશકર લેઇને રૂસતમની માફક લશકરને કુચ કરાવતો આવી લાગ્યો હતો. તેમાનો દરેક જન હમારા પચાસ માણસથી પણ જોરમાં વધારે હતો. તેઓ ગાયની સુરતના ગુરજ રાખનારા નામદારો હતા. જો કે રૂસતમે ઇરાનમાં પુશકલ લડાઇઓ કીધી હતી અને દરેક લડાઇમાં તેની પુઠે પુશકલ લશકર રેહેતું હતું[1] તોપણ તે સીયાવક્ષનું પાયદલ લશ્કર આતશના જેવું તેજી વાલું હતું તથા તે ઢાલ અને તીરોની કોઠલી ધરાવનારૂં હતું. તેઓથી ઉડતી ધુલની ઉપરથી એક ઓકાબ પક્ષીને પણ ઉડવાની શકિત હતી નહી. તેઓમાંનો એક જણ પણ ઉંઘાતો હતો નહી. આવી રીતે તેણે ત્રણ દીવસ અને રાત લડાઇ કીધી તેથી મરદાનેમરદો અને નામદારોના દીલ ગમગીન બન્યાં. તેઓમાંના કોઇ પણ ઉઘરેતા બનતા તો ઉટાવલે તેઓ બાધુરોની

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

સાથે લડવા ઉતરી પડતા અને જો તેઓ ઉંઘાતા તો પાછા આસુદા બનીને ઉઠતા હતા અને લડાઇની નવે સરથી પાછી તૈયારી કરતા હતા." એ વાત સમજીને અફ્રાસીયાબ આતશની માફક ગુસ્સે થઇ ગયો. તેની ઉંઘ અને આશાયસ જતી રહી. તેણે કરસીવજ તરફ એવી રીતે જોયું કે તું કેહેશે કે જાણે તે તેની કંમરજ કાપી નાખવા માગે છે. તેણે ગુસ્સાથી એક બાંગ મારી અને તેને પોતાની આગળથી હાંકી કાઢયો. તે કરસીવજ પોતાના ભાઇના ગુસ્સા આગળ ટકી શકતો હતો નહી. પછી તેણે ફરમાવ્યું કે નામદારો વચેથી એક હજાર શખ્સોને બોલાવે અને ખુશાલીની મીજલશની તૈયારી કરે, અને તમામ જંગલ અંદર મેજબાનીની ગોઠવન કરે અને ગુસ્સાને બાજુએ મુકી ખુશાલી ભોગવવાની તૈયારી કરે. એ પ્રમાણે ખુશાલી સાથે તે દાહાડો પસાર કરવામાં આવ્યો.

## અફ્રાસીયાબે એક ખુઆબ જોયો અને તેથી તે ધાસ્તી ખાઈ ગયો અને તેણે મોબેદોને તે બાબેનો ઉપાય પુછયો તે વિષે.

જ્યારે જેહાનને દિપાવનારો સુરજ અસ્ત પાંમ્યો ત્યારે તેઓ ઉંઘાવાને અને આસાયસ લેવાને માટે જડપથી ગયા. તેઓએ વળી ગોલામોને બોલાવીને તે મોજ કરવાની જગ્યાને સુવાની જગ્યામાં ફેરવી નાખી[1] અને તે ખુઆબ કરવાની જગ્યાએ આસાયશ લીધી. જ્યારે અંધારી રાતનો એક ભાગ વહી ગયો ત્યારે જેમ કોઇ શખ્શ તાવની અંદર ધ્રુજે તેમ અફ્રાસીયાબે એક બુમ પાડી અને તે પોતાની સુવાની જગ્યામાં ધ્રુજવા પડયો. તે પોતે તખતની ઉપરથી ધુલ અંદર તુટી પડયો અને તેના જીવના ભયંકાર આતશે બાહાર નીકલવા ચાહયું. તેના નોકરો જાગી ઉઠયા અને દરેક બાજુએ ઘોંઘાટ મચી રહયો. જ્યારે એ ખબર કરસીવજને પુગી કે પાદશાહી રાહારીતી કાલી મારી ગઇ છે ત્યારે તે પાદશાહની આગળ જડપથી

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

આવ્યો. તેણે તેને રસ્તાની ધુલ વચે સુતેલો પડેલો જોયો. આથી તેણે તેને પોતાની છાટી સાથે ચાંપ્યો અને તેને પુછપરછ કીધી અને બોલ્યો કે "તું તારો એહેવાલ તારા ભાઇને કેહ." તેણે તેને એવો જવાબ દીધો કે "તું એ પુછપરછ ના કર, અને એ વખતે મારી આગળ એ વાત ના કર. જ્યાં સુધી હું મારી હુશીયારી પાછી મેલવું ત્યાં સુધી તું મને ઉંચકીને છાતીની સાથે મજબુટ ચાંપી રાખ." હુશીયારીમાં આવતાં તેને કેટલો વખત વહી ગયો. તેણે પોકાર કરતાં અને રડતાં જેહાન તરફ નજર કીધી. તેની આગળ એક બતી લાવી મુકવામાં આવી અને તે અફ્રાસીયાબ એક ઝાડની દાંખલીની માફક ધુજતો તખત ઉપર ચઢયો. પછી તે નામદારી મેલવનારા ક્રરસીવજે તેને પુછયું કે "તું તારો હોટ ખોલ અને એ અજબ જેવી વાત મને કેહ." મોટા દરજ્જાના અફ્રાસીયાબે તેને એ પ્રમાણે કહયું કે "એવો સ્વપનો કોઇએ કદી પણ જોયો હશે નહી. મેં એવીતો એક કાલી રાત જોઇ છે અને વળી તે સ્વપના માહેલા બુઢા તથા જવાનો વિષે મેં સમજયું પણ નથી. સ્વપના અંદર મેં સાંપોથી ભરેલું એક જંગલ જોયું જયાંની જમીન ધુલારાંથી ભરાયલી હતી અને આસમાન ગીધોથી ભરાયલું હતું. જમીન એવીતો સુકી અને સખત બનેલી હતી કે તું કેહેશે કે જાણે જ્યારથી દુન્યાં પેદા થઇ ત્યારથી તેનાપર આસમાને પોતાનો દયાલુ ચેહેરો ફેરવ્યો પણ હશે નહી. તે જંગલને એક નાકે મારો તંબુ થોકવામાં આવ્યો હતો જેની આસપાસ મારા બાહુરો તથા મારૂં લશકર ઉભું હતું. તેવામાં ધુલ સાથનો વંટોલ્યો ફુકવા માંડયો જેથી મારો ઝુન્ડો ઉઠલાઇ પડયો. દરેક બાજુએથી એક એક લોહીની નદી વેહેવા લાગી જેની અંદર નાના તેમજ મોટા તંબુઓ તુટી પડવા માંડયા. મારૂં લશકર કે જે ત્રીસ લાખ માણુસોનું હતું તે સઘલાઓના માથાં કપાઇ જઇને તેઓના શરીર ખુઆરી ભર્યા પડયાં હતાં. પછી ત્યાં ઇરાન તરફથી એક લશકર હાથમાં ભાલાઓ સાથે તથા તીર અને અને કમાન સાથે પવન વેગે આવી લાગ્યું. તે સઘલાઓએ નેજાને ઉંચે ધર્યા હતા અને તે દરેક સ્વારે બગલમાં એકએક દોકું પકડયું

હતું. તે ઢાંકેલા ચેહેરા સાથનું અને નેજાઓ વાલું એક લાખ માણસોનું ઘોડેસ્વાર લશકર મારાં તખતની આગળ ધસી આવ્યું. હું મારી બેઠક ઉપરથી ચોંકીને ઉઠયો પણ તેઓએ મારા હાથ બાંધીને મને નીચે ફેંકયો. મેં દરેક બાજુએ ઘણીપણ નજર કીધી પણ જેઓ મારી આગળ હમેશાં રેહેનારા તેઓ મારી આગલ હતા નહી. પવનથી ભરેલાં માથાનો એક નામદાર પેહેલવાન મને જડપથી કાઉશ પાદશાહની આગળ ઘસડી લઇ ગયો. તે પેહેલવાનના જેવો પાદશાહ કાઉસ એક તખત કે જેની ઉંચાઇ માહાતાબ સુધી પુગેલી હતી તેની ઉપર બેઠેલો હતો. તે કાઉસની નજદીકમાં એક જવાન કે જેના બે ગાલો માહાતાબના જેવા હતા તે બેઠેલો હતો. તેની ઉમર ચૌદ વર્ષથી વધારે હતી નહી. જ્યારે તેણે મને બાંધેલી હાલતમાં પોતાની આગળ જોયો ત્યારે તેણે ગરજનાં કરતાં વાહલની માફકનો પોકાર માર્યો અને તેણે પોતાની તલવારથી મારી કંમરના બે ટુકડા કીધા. મેં દુખથી પુશકલ પોકારો માર્યા અને હું મારી ખુમથી અને દુખથી જાગી ઉઠયો."

કરસીવજે તેને કહયું કે "પાદશાહનો એ સ્વપનો તારૂં ભલું ચાહાનારાઓની ઇચ્છા મુજબનો નથી. તારાં દિલની ઇચ્છા તથા તારૂં તાજ અને તખત તારૂં બુરૂં ઇચ્છનારાઓથી ઉંધું વલે એવું મને લાગે છે. માટે એ સ્વપાનાનો ભેદ સમજનારો શખ્સ કે જે શખ્સ એ બાબેનું જ્ઞાન અને પુશકલ વિચાર ધરાવનારો હોય તેની અગત્ય છે. હમો હુશીયાર દીલના અક્કલમંદોને તથા નજુમીઓને તથા મોબેદોને બોલાવી મંગાવશું." આથી જે કોઇ એ જ્ઞાનથી વાકેફ હતા અને જેઓ દુર વીખેરાઇ ગયલા અથવા તો પાદશાહની દરબારમાં હતા તેઓ પાદશાહની દરબારમાં તેઓને શા માટે બોલાવવામાં આવ્યા છે તે જાણવાને ત્યાં ભેગા મલ્યા. તેણે તેઓને બોલાવ્યા અને જેઓ લાયકાતવાલા હતા તેઓને આગલ બેસાડયા અને દરેક જનની સાથે તેણે થોડી ઘણી વાતો કીધી. તેણે તે નામદાર મોબેદોને તથા નજુમીઓ અને અક્કલમંદોને એ પ્રમાણે કહયું કે "કોઇએ પણ

જેહાનની અંદર આવો સ્વપનો અને આએ મારી વાત જાહેર તેમજ ખાનગી રીતે સમજી હશે નહી. અગરજો એ વાત જે કોઇ હોટ બાહાર કાઢશે તો હું તેનું ડોકું તેના શરીર ઉપર સલામત રેહેવા દેવશ નહી. પછી તેણે તેઓને પુશકસ સુતું રૂપું બક્ષુ કે જેથી તેને કોઇથી પણ બીહવું પડે નહી. ત્યારબાદ તેણે જે કાંઇ ખવાબમાં જોયું હતું તે તે સઘલું તેઓને કહયું. જ્યારે મોબેદોએ પાદશાહથી એ વાત સમજી ત્યારે તેઓ બીહીધા અને પાદશાહ પાસે જીવતદાન ચાહયું અને બોલ્યા કે "(એમ નહિ હશે તો) એ સ્વપના વિષે હમો સાચેસાચી વીગત કહી શકીશું નહી. અગરજો પાદશાહ હમો ગોલામોની સાથે (હમોને જીવતદાન આપવાનો) કરાર કરે તોજ હમો જવાબ આપવાને બંધાઇએ કે જેથી એ વાતને માટે જે કાંઇ હમો જાણુતા હોઇએ તે સઘલું પાદશાહની આગળ ખુલ્લું કરીએ અને તારીથી ઇનશાફ મેલ્વએ." પાદશાહે તેઓને માફ કરવાને માટેનું વચન આપ્યું કે જેથી એમ બને કે તે તેઓથી ગુનાહ ભરેલું (યાને જુઠું) સમજે નહી. આથી એક શખ્સ કે જે ઘણી અક્કલ ધરાવનારો અને બોલકનો હતો તેણે મીઠાસથી વાતો કેહેવી સરૂ કીધી. તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ જેહાનના પાદશાહ! જે કાંઇ ખાનગી છે તે હું તારી આગળ જાહેર કરૂં છું. હમણા ઇરાનથી ઘણીજ સાઉચેટી સાથે બાધુર સરદારો સાથનું એક ભારી લશકર આવશે. તેની હરોલમાં એક શાહજાદો ચાલે છે અને તેને સલાહ આપવાને માટે તેની સાથે ઘણી અજમાયશ પાંમેલા શખ્સો છે. તે શાહજાદાના નસીબથી ચઢતાં નીસબનો કોઇપણ પાદશાહ નથી. તે આપણા શેહેરો અને મુલકોનો નાશ કરશે. અગરજો તું પાદશાહ તે સીયાવક્ષની સાથે લડાઇ કરશે તો આ જેહાનની સપાટી રેશમી કપડાંની માફક (લોહીથી) રંગીત બનશે. તે તુરકીઓમાનાં કોઇને પણ ગાદી ઉપર બેઠેલો રેહેવા દેશે નહી. તું પાદશાહ તેની સાથે લડાઇ કરવાથી ગમગીન બનશે. જો તે શહાજાદો તું પાદશાહને હાથે માર્યો જશે તો તુરાનની અંદર કોઇ સરદારની યા તખતની જગ્યા રેહેશે નહી. સીયાવક્ષને માટે ઉઠેલી લડાઇ અને

કીનાથી તમામ જમીન ધાસ્તીથી ભરેલી રેહેશે. જ્યારે તારો દેશ ભારી બુરાઇથી વેરાન બનતો જશે ત્યારે તુંને સઘલી સાચી વાત યાદ આવશે. અગરજો તું પાદશાહ એક પાંખવાલું પક્ષી પણ બની જશે તોપણ આ ફરતાં આસમાનમાંથી તું નાહાસી શકશે નહી. આસમાન પોતાનું ફરવું એવીજ રીતે ઇચ્છે છે. ઘડીકમાં તે ગુસ્સાથી ભરેલું તો ઘડીકમાં દયાથી ભરેલું રહે છે."

અફ્રાસીયાબે જ્યારે એ પ્રમાણે સમજ્યું ત્યારે તે દલગીર થયો અને તેણે એ લડાઇ કરવાની જરાએ ઉટાવલ કીધી નહી. તેણે એ ભરમ કરસીવજને કહ્યો અને તમામ છુપી વાત તેની આગળ જાહેર કીધી કે "અગરજો સીયાવક્ષની સાથે લડવાને હું લશકરને મોકલશ નહી તો કોઇપણ કીનો લેવાને અત્રે આવશે નહી અને તેથી તે યા હું લડાઇ અંદર માર્યા જઇશું નહી અને તેથી અંજુમનના સ્તારો અને આએ શેહેર નચિંતાઇ ભોગવશે. વળી તેથી કાઉસ મારી ઉપર કીનો લેશે નહી, અને તમામ દેશ ધાસ્તીથી ભરેલો બનશે નહી. હવેથી સુલેહ શિવાય જેહાન સોધવાનું અને લડાઇ કરવાનું કાંઇપણ કામ હું કરશ નહી. હું તેની નજદિકમાં સુનું અને રૂપું તથા વળી તાજ, તખત, અને પુશકલ જહવેરાત મોકલશ. મીનોચેહેરે જેહાનની વેહેચણી બરોબર કીધી હતી નહી અને તેજ કારણને લિધે હું પોતે દાવાદાર બનતો હતો. હવે હું તેને માટે પણ મારા હાથ ટુકા કરશ (યાને એ દાવો કર્યાથી અટકશ) અને આગળ જે જમીન મેં બક્ષેશ કીધી હતી તે સઘલી હું ઇરાનીઓનેજ સોંફ્શ. હવે પછી આપણે આએ દેશમાંથી બાહાર નિકળશું નહી જેથી મારી એ બલાઓ વહી જશે, કારણ કે મારૂં રવાન કરમાઇ જાય તે માટે હું બીહીતો રહું છું. જો હું જમાનાની આંખોને ખજાના વડે સીવી લેવશ તો તે લાયક ગણાશે કે જેથી આસમાનથી મને દુખ પોંહોંચશે નહી. જમાના પાસેથી હું બેહેસ્ત શિવાય બીજું કાંઇ માંગતો નથી. હવે તો જે પ્રમાણે આસમાન ફરે તેજ મુજબ મારે આગળ વધવું જોઇએ છે."

# અફ્રાસીયાબે સીયાવક્ષની સાથે સુલેહ કરવાનો વિચાર કીધો તે વિષે.

જ્યારે દીવસનો અરધો ભાગ રાત ફરતાં આસમાન ઉપરથી વહી ગઇ અને પ્રકાશીત સુરજે પોતાનો ચેહેરો દેખાડીયો ત્યારે મોટી પદવીના લોકો પાદશાહની દરબારમાં કોલાહ પેહેરીને નોકરી બજાવવાને માટે આવી લાગ્યા. તેથી ત્યાં અક્કલમંદો, ચાલાક લોકો અને અનુભવી માણુસોની એક સભા ભેગી મલી. અફ્રાસીયાબે તેઓની આગળ એ પ્રમાણે કહયું કે "હું તો લડાઇ શિવાય જમાનાની અંદર બીજું કાંઈ સારૂં ફળ જોતો હતો નહી. મારા હાથ હેઠેલ જે ઘણાએક નામદારો હતા તે પેલા ઇરાનીઓના લશકરથી નાશ પાંમ્યા હતા. ઘણાએક શેહેરો (ઘાહેલ થયલાઓથી) બીમારોની જગ્યા થઇ પડી છે અને ઘણાએક બાગો વળી કાતાંવાલી વેરાન જગ્યા બની છે. ઘણાએક પાહાડો આગળ જ્યાં મેં લડાઇ કીધી હતી ત્યાં સઘલે મારાં (નાશ પાંમેલા) લશકરની નિશાણી રહી છે. જેહાનના પાદશાહના (આવા) ગેર ઇનશાફથી તમામ ભલાઇ ઢંકાઇ જાય છે. ગોરખરનો શેકાર કરવાને વખતે શકરાના બચાંની આંખ આંધલી બનવી જોઇએ નહી. તે શકરો તો શેકારના થાનની અંદરના દુધને પણ (ધાસ્તીથી) બાંધી નાખે છે જેથી તેની આંખમાનું પાણી કાલું બને છે. (એવી બેદાદીથી તો) હવે જેહાનની અંદરના પાણીના ઝરાઓ પણ સુકાઇ જશે અને કશ્તુરીવાલાં હરણની દુતીમાં કસતુરીનો સોહોડમ રેહેશે નહી. જુઠાઇને સબબે સચાઇ ત્યાંથી નાહાસી જશે અને દરેક બાજુએ જુઠાંનું દેખાઇ આવશે. લડાઇ કરવાથી અને બુરાઇ કરવાથી મારૂ દિલ ધરાઇ ગયું છે તેથી હું હવે પરવરદેગાર તરફનો રસ્તો સોધવા ચાહું છું. હવે આપણે અક્કલ અને ઇનશાફને પાછો લાવીશું અને દલગીરી તથા દુખની જગ્યાએ મોજ મજાહને પાંઠરીશું, જેથી જેહાન થોડો વખત આપણીથી કરાર પાંમશે અને અચબુચ (લડાઇથી) મોત આવે એવું બનશે નહી. જેહાનના બે ભાગ મારા પગની તળે (તાબેદારીમાં) આવેલા છે. ઇરાન અને તુરાન જમીનના ભાગો

મારાજ સુલકો છે. તમો જુઓ કે કેટલા બધા બાધુર લોકો દર વર્ષે કેટલો બધો ભારી કર લાવતા હતા. અગરજો તમો મારી સાથે એક મત થાવો તો આપણે રૂસતમ ઉપર એક હેવાલ લખી મોકલીએ. વળી હું સીયાવક્ષની સાથે પણ સુલેહનો દરવાજો થોકશ અને તેની ઉપર તરેહવાર ચિજો ભેટ તરીકે મોકલશ.

આથી તે એકેએક સરદારોએ તેને (ઉતેજનના) જવાબ દિધા અને સઘલાંઓએ ભલાઇ તથા સુલેહ પસંદ કીધી. તેઓ બોલ્યા કે "તું એક પાદશાહ છે અને હમો તારા નોકરો છીએ. તું જે ફરમાવશે તે બજાવવા ઉપર હમોએ હમારાં દિલ મુકેલાં છે." પછી સઘલાઓ પોતાનાં માથાં ઇનશાફથી ભરેલાં બનાવીને તથા કોઇએ પણ ગમ અને દુખને યાદ કીધા વગર ત્યાંથી પાછા ફર્યા. તેજ વખતે પાદશાહે કરસીવજને એ પ્રમાણે કહયું કે "તું તૈયારી કર અને રસ્તો કાપવા માંડ. તું ઉટાવલ કરજે અને માર્ગમાં જરાએ ઢીલ કરતો ના. લશકરમાંથી તું બસો સ્વારોને ચુંટી કાઢજે અને આએ સામન કે જે ખજાનામાંની દરેક ચીજો જેવી કે સુનેરી લગામ સાથના અરબી ઘોડાઓ, સુનેરી મ્યાન સાથની હીન્દી તલવારો, જવેહરાતથી જડેલાં પાદશાહી તાજો, સો ખચ્ચરની ઉપર લદાય એટલા ગલીચાઓ, બસો મરદ તથા ઓરત ગોલામો એ સઘલું તૈયાર કીધું છે તે તું સીયાવક્ષની આગળ લેઇ જા. તું તેને કેહેજે કે 'હું તારી સાથે લડાઇ કરવા ચાહાતો નથી.' તેની સાથે તું ઘણી-એક વાતચીત કરજે અને તેને કહેજે કે 'હમે હવે ઇરાન તરફ હમારા ચેહેરા ફેરવીશું નહી. ચીનથી તે જીહુન નદીના કીનારે સગદીમ શેહેર સુધીની જમીન મારી ગણાશે અને ત્યાર પછીની જે પાદશાહી છે તે જુદી ગણાશે. વળી એમ છે કે બાધુર તુર અને સેલમથી જેહાન જે ચઢતીમાં આવેલી તે પડતીમાં કેવી રીતે આવે? અઇરજ કે જે આએ કીનામાં માર્યો ગયો તે તે બાધુરો (સેલમ અને તુર) ના મગજમાંથી અક્કલ જતી રેહેવાને સબબે બન્યું હતું. ઇરાન અને તુરાન વચે કાંઇ જુદાઇ હતી નહી. તેઓને લડાઇ અને કીના સાથે પણ દોસ્તી હતી નહી. હું યજદાંથી એવી

ઉમેદ ચાહું છું કે તે સાહેબ મુબારક અને સારી ખબરોના દાહાડા આપે. યજદાંએ તુને ઇરાન શેહેરમાં ચઢતો બનાવ્યો છે તેથીજ બાધુરો તારી તરફ મેહેરબાની બતાવે છે. જેહાન તારાંજ નસીબને લિધે કરાર પકડે છે તથા લડાઇ અને બુરાઇ ધંકાયલી થાય છે. માટે જ્યારે કરસીવજ તારી આગળ આવી લાગે ત્યારે તું તારા બારીક વિચારો જણાવવાની તૈયારી કરજે. ફરેદુન પાદશાહે પોતાના વખતથીજ પોતાના પેહેલવાન દીકરાઓ વચે જેહાનની વાંટણી કીધી હતી. જે તારા પેહેલવાનોમાંથી રૂસતમ પોતે જાણે છે તો હું તે ફરીથી શા માટે જણાઉ?[1] એ મુલકો હમે તમુને આપીએ છીએ અને પાછા અસલ વિચારોને ચાલુ કરીએ છીએ તથા દુખ અને કીનો લેવાથી આપણા પગલાં પાછાં ફેરવ્યે છીએ.' તું એક શાહજાદો છે તેથી તું ઇરાનના પાદશાહને એ રૂઘલું સમજાવજે કે જેથી તેનું કજીઓ કરતું મગજ શાંત થાય. એ ભલી વાત તું પીલતન આગળ પણ કરજે અને એ માટેનો સઘલો હેવાલ તેને વિસતારીને કેહેજે. આએ ભેટો મોકલી છે તેમાંથી ગોલામો, દાસીઓ, સુનેરી લગામ સાથના ઘોડાઓ અને એવો બીજો માલ રૂસ્તમને માટે પણ મોકલજે કે જેથી એ કામ પાર ઉતરે. પણ તેમાંથી સુનેરી તખત તું રૂસતમને માટે મોકલતો ના કારણ કે તે પાદશાહ નથી. પેહેલવાનોનું શરીર તખતને લાયક હોતું નથી."

## કરસીવજ એલચીખાતું લેઇને સીયાઉશ આગળ જઇ પુગ્યો તે વિષે.

એ સઘલો સામાન કે જેથી જમીન પણ સંગરાઇ ગઇ હતી તે લેઇને કરસીવજ (સીયાવશની આગળ) ગયો. તે જીહુન નદીને કીનારે જડપથી આવી લાગતાંજ તેણે લશકરમાંથી એક કાશદને ચુંટી કાઢયો અને તેને કહયું કે "તું જઇને એ ખબર પાદશાહને પુગાડ કે 'કરસીવજ ભપકા સાથે આવી લાગે છે.' તું

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

એક વાહાન લેઇને આએ નદીને ઓલ'ગી જા અને જેવો તું બલખ આગળ જઇ પુગે તેવોજ તું જડપથી કીલ્લામાં જજે." આથી તે કાસદ પાદશાહની આગળ ગયો અને તે ખેરખાહ પેહેલવાન કરસીવજને માટેની ખબર આપી. સીયાવક્ષે પીલતન રૂસતમને બોલાવી મ'ગાવ્યો અને તેની સાથે એ બાબેની કેટલીક વાતચીત કીધી, અને તેને હોકમ કીધો કે "જ્યારે કરસીવજ પાદશાહની નજદિક આવી લાગે ત્યારે તું તેને રસ્તો દેખાડજે." પછી સીયાવક્ષ તે કરસીવજને આવી લાગેલો જોતાંજ ઉભો થયો અને હસીને તેની પુશકલ માફી ચાહાવા લાગ્યો. કરસીવજે તેને દુરથી જોતાંજ શરમ ભરેલા ચેહેરા સાથે અને ધાસ્તી ભર્યાં દિલ સાથે ખાકને બોસો લીધો. સીયાવક્ષે તેને એક નિચાં તખત ઉપર બેસાડયો અને અફ્રાસીયાબની ઘણીએક ખબરો પુછી. જ્યારે કરસીવજ બેઠો અને તેણે તેનું તખત અને નવા પાદશાહના માથાં ઉપરનું તાજ જોયું ત્યારે તેણે રૂસતમને એ પ્રમાણે કહયું કે "જેવી અફ્રાસીયાબે તારે માટેની ખબર મેલવી તેવીજ તેણે જડપથી મારી પાસે પાદશાહને માટે યાદગારી તરીકેની ભેટ મોકલી આપી છે. તું તે હદીઓ હાજર કરવાને હોકમ કર કે જેથી તેઓ સીયાવક્ષની આગળ લાવી મુકે." તે શેહેરના દરવાજાની ભાગલથી તે દરબાર સુધી પૈસા, ઘોડાઓ, ગોલામો અને લશકરથી રસ્તો ભરાઇ ગયો. એ સઘલું પાદશાહને માટે તથા પીલતનને માટે હતું. તેથી એવું બન્યું કે લોકો તે જોઇને અજબ લાગ્યા. [1] તે દીનારો, તથા તાજ અને બુલ'દ તખતો કેટલા બધાંનો માલ હતો તેનો કોઇ પણ ખ્યાલ કરી શકતું હતું નહી. તે સઘલા ગોલામો તોપીવાલા અને ક'મરબ'ધ સાથના હતા અને નોકરો સુનાની સાંકલી સાથના અને કાનમાં કરીવાલા હતા. એ ભેટ સીયાવક્ષને ઘણી ગમવાથી તેણે પોતાનો ચેહેરો ખુશાલીથી ખીલેલો કીધો અને કરસીવજની તરફ જોઇને તેનું બોલેલું સમજવા લાગ્યો. સીયાવક્ષ ઉટાવલેથી પાદશાહ અફ્રાસીયાબના પેગામનો જવાબ આપી દેવા જતો હતો. પણ તેહેમતને તેને કહયું "એક અઠવાડીયું

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

આપણે ખુશાલીમાં ગુજારીએ અને ત્યાર પછી આપણે તેનો જવાબ દેઇશું. અફરાસીયાબની એ ઇચ્છાઓને માટે હમુને વિચાર કરવો ઘટે છે. તથા વળી હમુને દરેક જનનું મત પુછી જોવું ઘટે છે."

જ્યારે દુરઅંદેશ કરસીવજે એમ સમજ્યું ત્યારે તેણે જમીનને બોસો લીધો અને તેને દુવા દીધી અને તે તમામ વાતથી જેવો તે વાકેફ થયો તેવીજ તેણે સીયાવક્ષના તખત સાથે પોતાની આંખોને તથા ચેહેરાને ઘસીઓ. તેને માટે રેશમી કપડાંથી સંગારેલું એક ઘેર તૈયાર કરવામાં આવ્યું અને ત્યાં બાવરચીઓને મોકલી આપ્યા. સીયાવક્ષ પીલતન રૂસતમની સાથે પોતાની અંજુમનથી ઘણો દુર ગયો અને બંધે જણા હુસીયારી સાથે બેસીને કેટલીક બાબદો ઉપર વાત કરવા લાગ્યા. કરસીવજ એટલી જડપથી સુલેહ ચાહાવા આવી લાગેલો હોવાથી પીલતનને તેના કામ માટે શક ઉપજ્યો હતો. તેથી તેણે દરેક બાજુએ કાસદો દોડાવ્યા અને જે કાંઇ ઘટતું હતું તે કામ બજાવ્યું. તે બંધે એક રાતના સાઉચેટી સાથે બેઠા અને વાત કરવાને હોટ ખોલ્યા. સીયાવક્ષે રૂસતમને પુછ્યું કે "એ ભરમ જે છુપો છે તેને આપણે ખુલ્લો કરીએ યા નહી? કારણ કે એ સુલેહ કરવાની મકશદ શું હશે? એ ઝેહેરનો ઉતાર શું છે તે તું સોધી કાઢ અને આએ સો તુરકી નામદારોની વચે અફરાસીયાબના નજદિકના કુટુંબીઓ કેટલા છે તે તું જોઇ કાઢ. જો તે આપણી આગળ તે કુટુંબીઓને જામીન તરીકે મોકલી આપશે તો તેથી આપણા શકમંદ વિચારો રોશન બનશે. ધાસ્તી ખાઇને તે આપણે માટે ગમગીન થઇ ગયો છે તે શું તું જોતો નથી? તેથીજ તે કામલી ઢાંકીને ઢોલ વજાડે છે. (યાને તેનો ભેદ અને ભરમ શું છે તે ખુલ્લો જણાતો નથી). એ ખબર પાદશાહને પોહોંચાડવાને માટે એક ભલી ઇચ્છાવાલા કાસદની અગત્ય છે કે જે પાદશાહ કાઉસની આગળ એ ખબર લેઇ જાય અને તેના મગજને કીનાથી ખાલી કરે." રૂસતમે તેને જવાબ દિધો કે તારો વિચાર દરૂસ્ત છે. એવી જામીનગીરી વગર એ કામ પાર ઉતરશે નહી." પછી બીજે દાહાડે સહવારના જ્યારે કરસીવજ માથે તાજ મુકીને અને

કંમરે કંમરબંધ બાંધીને દરબારમાં આવ્યો અને સીયાવક્ષની સામે જમીનને બોસો લેઇને પાદશાહની તારીફ કીધી ત્યારે સીયાવક્ષે તેને પુછયું કે "આવા મોટા લશકરની ગડબડ વચે તેં ગેઇ રાત કેવી ગુજારી?" ત્યારે બાદ તેણે તેને આ પ્રમાણે કહયું કે "તારાં કામથી અને તારા બોલવાથી હું વિચારમાં પડયો છું. હમણા જ્યારે બંધે પક્ષના વિચારો એ બાબે સુધારા ઉપર આવ્યા છે ત્યારે તો આપણે આપણા દિલને કીનાથી ધોઇ નાખવાં ઘટે છે. તું અફ્રાસીયાબની ઉપર એવો જવાબ મોકલ કે "તું તારાં મગજને જલદિ કીનાથી ખાલી કરી નાખ. જો કોઇ એમ જોય કે એક કામનું સેવટ બુરૂં આવશે તો તેને બુરી કરણીથી પાછું હટવું ઘટે છે. તારૂં દિલ કે જે અક્કલથી સંગરાઇ ગયું છે તે હવે સુતું અને માલથી ભરેલા ખજાનાના જેવું છે. જો તારાં કાંઇ પીણાની અંદર ઝેહેર નહી હોય તો તેથી તારાં દિલને દુખ અને નુકશાંનનો હીસ્સો પોંહોચે નહી. મ રા પેહેલવાનોમાંથી રૂસતમ પણ એ વાત જાણે છે અને તેથી તેણે તારી ઉપર આ નામો મોકલ્યાં છે. જો તું એ કોલ કરારને સચાઇથી પાળવા ચાહાતો હોય તો જે કોઇ શખ્સો તારા નજ-દિકના સગાઓ હોય તેમને મારી આગળ જામીન તરીકે મોકલી આપ કે જેથી તારાં એ કેહેવાડવાને ટેકો મલે. બીજું એ કે ઇરાન જમીનને લગતુ જે કાંઇ તારી પાસે હોય તથા તેને લગતા પેલાં શેહેરો કે જે તું ધરાવતો હોય તેઓને તું ખાલી કરી જા અને તું પોતે તુરાન જા, અને લડાઇ કર્યાથી અને કીનો લેવાથી નચીંત બન. એ કામની અંદર સચાઇ શિવાય બીજું કાંઇ હોવું જોઇએ નહી અને હવે પછી તુંને ફાડી ખાનારા વાઘ માફક બનવું જોઇએ નહી. હું પણ એક નામું પાદશાહ ઉપર મોકલું છું કે જેથી તે સુલેહ થયલી હોવાથી લશકરને પાછું બોલાવી લે."

આથી કરસીવજે તુરતજ એક કાસદને જડપથી ફુંકતા પવન વેગે તુરાન મોકલ્યો અને તેને કહયું કે "તું તારા માંથાને જોઇએ તેથી વધારે ઉંઘમાં પડવા દેતો ના અને જડપથી અફ્રાસીયાબની આગળ જઇને તેને કેહેજે કે "તારી તરફ આવવાને હું પણ હવે

જડપથી નીકળશ કારણ કે હું જે કાંઇ મેલવવા માગતો હતો તે સઘલું મેં મેલવ્યું છે. જો તું લડાઇથી દુર રેહેવા ચાહાતો હોય તો તે માટેની તું પાદશાહની પાસેથી સીયાવક્ષ જામીનગીરી માંગે છે. રૂસતમ પેહેલવાન તેને આપણી પાસેથી આપણા ખેસીઓમાંથી સો જવાનોને જામીન તરીકે માગવા કહે છે." તે કાસદ અફ્રાસીયાબ આગળ જઇ પુગ્યો અને તેને તે પાદશાહનો તથા નેક નામ કરસીવજનો પેગામ પુગાડયો. પાદશાહે જ્યારે તે કાસદનું કેહેવું સમજ્યું ત્યારે તે ઘણો દુખી થયો અને પોતાનો (નેક) રસ્તો ભુલી ગયો. તેણે તેને કહયું કે "અગરજો હું મારા સગાઓમાંથી સો જણને ચુંટીને તે ઇરાની અંજુમનમાં મોકલી આપું તો તેથી તો આએ લડાઇમાં હાર ખાધા બરોબરજ થાય છે અને તેમ કરવાથી તો મારી આગળ મારો કોઇપણ ખેરખાહ રેહેશે નહી. જો હું એમ કેહેવાડું છું કે તું મારી પાસેથી જામીન માંગ તો મારી તમામ વાત તેને જુઠી લાગે છે. જ્યારે તે જામીન વગર મારી માંગણી બાહાલ રાખતો નથી ત્યારે તો મારે તેની ઉપર જામીન મોકલવાજ ઘટે છે, કે જેથી એ બલાઓ મારીથી દુર રેહે અને હું વગર અક્કલનો ગણાંઉ તેના કરતાં અક્કલવંતમાં ખપું તો તે બેહેતર ગણાએ. પછી જે પ્રમાણે રૂસતમે નામ મોકલ્યાં હતાં તે પ્રમાણે તેણે પોતાના નજદિકના સગાઓમાંથી સો જણને ગણી કાઢયા અને તેઓને ઇરાનના પાદશાહની આગળ મોકલી આપવાને માટે પુશકલ ખેલાતો બક્ષ્યા અને તેઓની સાથે ભલાઇ દેખાડી. પછી તેણે ઢોલ તથા નગારાં વજાડવાને તથા તંબુઓને ઉચકી લેવાને ફરમાવ્યું. અને બોખારા, સોંધ, સમરકંદ, ચાચ અને સેપંજાબના મુલકો[૧] તથા ત્યાંનાં હાથી દાંતના તખતોને ખાલી કીધાં, અને કંગ તરફ પોતાના લશકરને લેઇ ગયો, તથા એ કામમાં કાંઇ બાહાનું, યા દગો કે ઢીલ કરવા ચાહી નહી. જ્યારે રૂસતમે અફ્રાસીયાબની

---

૧ એ સઘલા મુલકો અસલ ઇરાનના રાજ્યને લગતા હતા અને તે અફ્રાસીયાબે પચાવી પાડયા હતા તે આ સુલેહના કરાર પ્રમાણે તેણે ખાલી કરીને ઇરાનને સ્વાધીન કીધા હતા.

ઉદાંગીરી વિષે સમજ્યું ત્યારે તેનો જીવ વિચારમાંથી છુટો થયો. તે જડપથી સીયાવક્ષની આગળ ગયો અને જે વાત તેણે સમજી હતી તે તેને કહી. ત્યારે સીયાવક્ષે કહયું કે "જો એ કામ પ્રમાણીક પણે થયું છે તો હવે કરસીવઝ અત્રેથી પાછો જાય તો મને કાંઇ અદચણ નથી." ત્યાર બાદ તેણે એક ખેલાત તૈયાર કરવાને ફરમાવ્યું અને તેણે બખતર, તોપી, કંમરબંધ, એક સુનેરી લગામ સાથનો ઘોડો તથા એક સુનેરી મ્યાન સાથની તલવાર (ખેલાત તરીકે) મંગાવી. જ્યારે કરસીવઝે પાદશાહને માટેનો એ હદીઓ જોયો ત્યારે તું કેહેશે કે તેણે ગોયા જમીનની ઉપર ચાંદને ઉતરેલો જોયો. પછી તે ત્યાંથી દુવા કરતી જબાન સાથે વિદાય થયો. તું કેહેશે કે તેની આગળ ગોયા જમીન ફરતી હતી. તેણે તે સીયાવક્ષ તરફનું કરાર નામું મેલવ્યું અને ત્યાંથી જડપથી જવાને નીકલ્યો[1]

## રૂસતમ સીયાવક્ષનું નામું લેઇને કાઉસની આગળ ગયો તે વિષે.

ત્યાર બાદ સીયાવક્ષ હાથીદાંતના તખત ઉપર બેઠો અને તેણે તે હાથીદાંતના તખતની ઉપર તાજને તાંગ્યું. પછી તેણે ત્યાં એવો વિચાર જણાવ્યો કે "એક મીઠી જબાનનો શખ્સ કે જે વાતચીતને રસકસ આપી શકે તેવા પેહેલવાન સરદારને લશકરમાંથી બોલાવી મંગાવવો જોઇએ છે કે જે પાદશાહ કાઉસની આગળ જવાને તૈયાર થાય." ત્યારે પેહેલવાન પીલતને તેને એ પ્રમાણે કહયું કે "કાઉસની આગળ એ બાબદની વાત ખુલ્લી કરવાને કોણ શક્તિ ધરાવવાનો છે? વળી કાઉસ એવો છે કે જે કાંઇ બનાબ આગળથી બની ગયલો હોય છે તે બાબે તે જડપથી થંડો પણ પડતો નથી, પણ વધારે ઉશકેરાય છે. તોએ હું તે જેહાનના પાદશાહની આગળ જવશ અને તેની આગળ આએ ખાનગી વાતને ખુલ્લી કરશ. તેથી જો તું મને હોકમ આપે તો હું આગળ રસ્તો કાપું, કારણ કે તેમ જવાથી સારૂં થવા શિવાય હું બીજું કાંઇ જોતો નથી." તેના એમ

---

૧ એ બેત લખેલી નકલમાં વધું છે.

કહેવાથી સીયાવક્ષ ખુશી થયો કારણ કે કાઉસની આગળ બીજા કાસદોના શખુનો ફેકટ જતે. પછી તે શાહજાદો અને રૂસતમ સાથે બેઠા અને એ બાએ તરેહવાર વાતો કરવા લાગ્યા. ત્યાર બાદ સીયાવક્ષે લખનારા મુનશીને હાજર થવાનો અને કાઉસને માટે રેશમી કપડાં ઉપર એક નામું લખી આપવાનો હોકમ કીધો. તેની અંદર તેણે પેહેલાં પરવરદેગારની તારીફ કીધી અને લખ્યું કે "પરવરદેગારથી આપણને જોવાની શકિત, જોર, ભાગ્ય અને હુનર મલે છે. તેજ સાહેબ અક્કલનો અને ઇનશાફનો માલેક છે. તેના બક્ષવાથીજ અક્કલવાલા ફતેહમંદ અને ખુશાલ થાય છે. હુશીયારીનો, વખતનો, અને શકિતનો તેજ સાહેબ છે અને તે આપણા આત્માને અક્કલથી ઉધારે છે. તેના હોકમ આગળ કોઇનો ચારો નથી. જે કોઇ તેના બંધોબસ્તથી ફરે છે તે જેહાનની અંદર બુરાઇ શિવાય બીજું કાંઇ જોતો નથી. તેનાથીજ (માલ મીલકતનો) વધારો અને સચાઇ મલે છે. વળી તે સુરજ અને ચંદ્રનો પેદાનો કરનાર છે અને તેજ સાહેબ તારાં નસીબનો, તથા તખત અને તાજનો વધારો કરે છે. તેથી તું પાદશાહ કે જે જેહાનનો માલેક અને નામદારોનો સરદાર છે તેની ઉપર તેની આફ્રીન ઉતરજો. તું પાદશાહ કે જેનો દરેક ભલો કે બુરો વિચાર પાર પડેલો છે તેની ચઢતી અક્કલના થાંભના જેવી થજો. ખુશનુમા વસંતવાલા બલખ શેહેરની અંદર હું આવી પુગ્યોછું અને વળી હું જમાનાથી ખુશાલ પણ થયો છું. જેવી અફ્રાસીયાબને મારે માટેની ખબર પુગી તેવુંજ તેની જામની અંદરનું પ્રકાશીત પાણી કાલું થઇ ગયું. તેણે જાણ્યું કે પેલું લડાઇનું કામ શવે મુશકેલ થઇ પડયું છે તેથી તેની દુન્યા કાલી મારી ગઇ છે અને તેનું નસીબ ઉધું વલ્યું છે. તેનો ભાઇ (કરસીવજ) ખજાના સાથે અને પુશકલ સંગારવાલી ખુબસુરત ગોલામડીઓ સાથે તું જેહાનના પાદશાહની પાસે માફી ચાહાવાને તથા વડવાઓનું તાજ અને તખત તુંને સોંફી દેવાને માટે અત્રે આવ્યો હતો. જે પ્રમાણે પેહેલવાન ફરીદુને જેહાનના ભાગ કરીને તેના પેહેલવાન બેટાઓને સોંફીયા હતા તે પ્રમાણે તે આએ જેહાન-

માંથી પોતાના મુલકની હદ પસંદ કરી લેવા માંગે છે અને પોતાની સત્તા તથા કીંમત શું છે તે જાણી લે છે. હવેપછી તે ઇરાનની કાલી ધુળવાલી જમીન ઉપર પગ મુકશે નહી અને પોતાના દીલને કીનાથી અને લડાઇથી તમામ રીતે ધોઇ નાખશે. તેણે પોતાના સગાઓ-માંથી સો શખ્સને જામીન તરીકે મોકલ્યા છે. તેથી પીલતન રૂસતમ તારી આગળ એવી ખાહેશથી આવ્યો છે કે તું તે અફ્રા-સીયાબને તારી દયાની બક્ષેશથી નવાજે. કારણ કે તે કરસીવજના ચેહેરા ઉપરનો છાપ (તેમણી સચાઇની) શાક્ષી પુરે છે.” આ નામું લેઇને તેહેમતને પાદશાહની દરબાર તરફ જેમ તેને ઘટતું હતું તેમ વાવતા અને લશકર સાથે ચાલવા માંડયું.

પેલી તરફથી કરસીવજ જડપ સાથે અફ્રાસીયાબની દરબારમાં આવી લાગ્યો અને તેણે સીયાવક્ષનો તમામ ભરમ તેને કહયો. તે બોલ્યો કે “ પાદશાહો વચેથી કોઇ તેનો જોડયો નથી. તે લાયકીમાં ચેહેરામાં, બોલવામાં, ડાહાપણમાં, દિલ ધરાવવામાં, શરમ ધરાવ-વામાં અને ચાલ ચલનમાં બાધુર, બોલીદરાજ, પેહેલવાન જેવો અને સરદાર જેવો છે. તું કેહેશે કે તે જાણે અક્કલને પોતાની છાતી સાથે ચાંપેલી રાખે છે.” એ સમજીને પાદશાહ અફ્રાસીયાબ હશી પડયો અને તેને એ પ્રમાણે કહયું કે “ ઓ મારા ખેરખાહ! લડાઇ કરવાના કરતાં કાંઇ ઉપાય કરવો સારો છે. તે બુરા સ્વપનાથી મારૂ દિલ ધાસ્તી ભરેલું થયું છે અને ચઢતીમાંથી પડતીમાં આવવાની હું તેમાં નિશાણી જોઉ છું. તેથી દુખ સાથે એ ઉપાય તરફ મને ધળવુ પડયું છે; કે જેથી મારૂં શરીર ધાસ્તીથી તવાતું નહી રહે; તેથી મેં તેનો ઉપાય ખજાનાથી અને પૈસાથી સોધ્યો છે અને હવે જેમ હું માંગતો હતો તેમ બન્યું પણ છે.”

પેલી તરફથી શીંહના જેવો રૂસતમ એક વંટોલ્યાની જડપે જેવો ઇરાનના પાદશાહની આગળ આવી લાગ્યો તેવોજ તે પેહેલ-વાન અદબ સાથે પોતાની બેસવાની જગ્યા આગળ આવ્યો. પાદશાહે તેને પોતાની છાતી સાથે ચાંપ્યો અને તેને પોતાના ફરજંદ વિષેની તથા જમાનાના ફરવા વિષેની ખબર પુછી. તથા તેણે

પેહલવાનોને માટે, લડાઇ અને લશકરને માટે તથા તે રસ્તા-માંથી જલદી પાછો કેમ ફર્યો છે તે માટેના સવાલો પુછયા. તેહેમતને જમીનને બોસો લિધો અને કાઉસ ઉપર કેટલીક દુવાઓ કીધી. પછી તેણે પેહેલી સીયાવક્ષ માટે જબાન ખોલી અને તેની કેટલીક તારીફ કરીને તેના તરફનું નામું તેને આપ્યું. જ્યારે તેના મુબારક મુનશીએ તે નામું વાંચ્યું ત્યારે પાદશાહ કાઉસનો ચેહેરો દામરના જેવો કાલો બન્યો અને તેણે રૂસતમને એ પ્રમાણે કહયું કે "હું કબુલ કરૂં છું કે તે સીયાવક્ષ જવાન અને કાચી બુધ્ધીનો છે. જો કે તેં તરેહવાર સારાં માઠાંનો અનુભવ મેલવ્યો છે તોપણ આખરે તું પણ અનુભવ વાલો પુરવાર થતો નથી. તમામ જેહાનની અંદર તારા જેવો તો કોઇ ગણાતો નથી અને બાધુર લોકો લડાઇનો હૂનર તારીથીજ મેલવવા ચાહે છે. તો શું તેં પણ અફરાસીયાબની બુરા-ઇઓ જોઇ નથી? તેને લિધે તો આપણી ભુખ, આરામ અને ઉંઘ જતી રહી છે. એ લડાઇમાં મને પોતાને જવું જોઇતું હતું પણ તેમાં મેં નકામી ઢીલ કીધી. મારેજ લડાઇ ભર્યા મગજ સાથે સીયાવક્ષની સાથે રેહેવું જોઇતું હતું. હું તેમ નહી ગયો કારણ કે આ લોકોએ મને એમ કહયું કે તું અત્રેથી ના જા અને અહયાંજ રેહ, કે જેથી નવો પાદશાહ અનુભવ મેલવે. મારી બુરાઇના બદલા તરીકે પરવરદેગાર તરફની જે શિક્ષા મને થવાની હશે તે થઇ છે. તે પણ આએ કમીની ચીજો (હદીઆ)ને લિધે. તેં પણ એ રીતે તારાં દિલને નચિંત બનાવ્યું છે. જે માલ તે અફરાસીયાબે નિરદોશ લોકોની પાસેથી ખુચવી લિધો હશે તે માલથી તારૂં મગજ પણ તારા સીધા રસ્તા ઉપરથી ફર્યું છે. પેલા બીચારા બુરી તોખમના સો તુરકીઓ કે જેઓને પોતાના બાપ દાદાના નામ પણ યાદ હશે નહી તેવાઓની જામીનગીરી આપવાને માટે અફરાસીયાબને થોડીજ દરકાર હશે પછી તેઓ તેની નજર આગળ હોય યા નદીમાં પડેલા હોય તો તેથી શું થયું. અગરજો તમે લોકોએ અક્કલનો ઉપયોગ કીધો નથી તોપણ હું કાંઇ લડાઇ કરવાથી કંટાલ્યો નથી. હું હમ-નાજ એક અક્કલમંદ અને યુકિતથી ભરેલા શખ્સને સીયાવક્ષની

આગળ મોકલું છું. હું તેને હોકમ કરશ કે તે એક મજબુદ આતશ સળગાવે અને જામીન તરીકે મોકલેલા તુરકીઓના પગમાં ભારી બેડી પોએ અને જે કાંઇ માલ તેને મોકલ્યો હોય તે પેલા આતશમાં નાખી નાખે, અને એક પણ ચિજ હાથમાં ધરે નહી. તથા પેલા બંધીવાન કીધેલાઓને હમારી તરફ મોકલી આપે કે હું તેઓના ડોકાંને શરીરથી જુદાં કરાંઉ. હું તેને કેહેવાડશ કે તું તારાં મગજને ફેરાવન બનાવીને તારાં લશકરની સાથે વગર ઢીલે તેની દરબાર તરફ જજે અને જે પ્રમાણે વરૂ મેંઢાંની નજદિક જાય તેમ તમો સઘલાઓ એક વખતે લડવાને હાથ ખુલ્લા કરજો. જેવો તું નવેઆરના કીનાથી હથીયાર સજીને ચીનાઇ તારતરીનો મુલક જીતી લે તેવોજ તું તારાં લશકરને લુટ ચલાવવા અને આગ લગાડવાનો હોકમ કરજે. તેથી અફ્રાસીયાબને તારી સાથે લડવાને માટે આવવું પડે અને તેને આરામ કરવો અને ઉંઘાવું ખુશ લાગે નહી."

તેહેમતને તેને જવાબ દિધો કે "ઓ પાદશાહ! તું તારા દિલને એ કામને માટે દુખી ના કર. ઓ પાદશાહ! તું પેહેલાં મારી વાત સમજી લે અને પછી તો તું તમામ જેહાનનો માલેક છે. તેં ફરમાવ્યું હતું કે અફ્રાસીયાબની સાથે લડાઇ કરતાં તું મારાં તેજીવાલાં લશકરને નહાની આએ બાજુએજ રાખજે અને જ્યાં સુધી તે લડાઇ કરવાને પાછો આવે ત્યાં સુધી તું ત્યાંજ થોભજે. કારણ કે તે અફ્રાસીયાબ પોતેજ જડપથી અને વગર ઢીલે લડવાને આવી લાગશે. તેજ પ્રમાણે હમે જ્યાં સુધી તે સારી રીતે લડાઇ સોધતો આવે ત્યાં સુધી થોભ્યા હતા. પણ તેણે તો પેહેલાંથીજ સુલેહના દરવાજા ખુલ્લા કીધા. જે કોઇ સુલેહ, આરામ અને ખુશાલી સોધે તો તે વખતે તેજી સાથે લડાઇ કરવા જવું સારૂં લાગે નહી. બીજું એ કે જો તું પાદશાહ એ વચણને તોડશે તો તે તારા બેરખાહોને પસંદ પડશે નહી. જ્યારે સીયાવક્ષ ફતેહમંદ નિવડયો અને બાહુર મગરની માફક તે તેની સામે ગયો તો તે તખત, તાજ, વીતી તથા ઇરાન જમીનને માટે નચિંતાઇ અને ખજાનો શિવાય બીજું શું સોધે? તેજ સઘલું તેં મેલવ્યું છે. માટે હવે વગર

શેકટની લડાઇ ના કર અને તારાં પ્રકાશતાં દિલને કાળાં પાણીથી ના ધો. કારણ કે એ વાત અફરાસીયાબે પોતે કીધેલી છે અને તેથી તે છુપી રીતે તે વચણને તોડવા ચાહાશે નહી. વળી હમે કાંઇ લડાઇ કરવાથી પણ કંટાલી ગયા હતા નહી કારણ કે હમારી પાસે તલવાર અને શીંહના જેવા પંજા તૈયાર હતા. તેથી તું તારા ફરજંદે આપેલું વચણ હવે તોડવા ના માંગ. અને જે સખુનો ગુનાહને લાયકના હોય તેવા ના બોલ. મારે પણ એ વાત તારીથી શા માટે છુપાવવી જોઇએ? પેહલાં તો સીયાવક્ષજ પોતાના વચણથી ફરશે નહી માટે તું પાદશાહ એ કામને માટેનો જે વિચાર કરે છે તેથી તે મોટા દરજજાના નામદારને દુખ લાગશે. તેથી તું તારા પોતાના બચ્ચાંના નસીબને સીહા ના બનાવ. પણ એમ કરવાની આગમચ તું તારા પોતાના અંતકરણના ગમ તરફ જો."

## પાદશાહ કાઉસે રૂસતમની સાથે તંટો કીધો અને તેથી તે સીસ્તાન તરફ ચાલી ગયો તે વિષે.

જ્યારે કાઉસે એ પ્રમાણે સમજયું ત્યારે તે ગુસ્સે થયો અને એ કામથી ઉશકેરાઇ જઇને તેણે પોતાના ડોલા કાઢયા. તે જેહાનના પાદશાહે રૂસતમને એવો જવાબ દિધો કે એ તારી છુપી ગત અંહી ચાલશે નહી. કારણ કે તેંજ તેના મગજમાં એવી વાત ઉતારી છે અને એ રાતે તેના દિલમાંથી કીનાની જડને ઉખેડી નાખી છે. તેં પણ તેમાં તારા દિલની નચિંતાઇ સોધી છે અને તેના તાજ અને તખતને પ્રકાશ પાંમતાં અટકાવ્યાં છે. તારૂં દિલ તે (હીદીઆમા આવેલા) માલથી ખુશી થઇ ગયું છે, તેથી તારી આગળથી તમામ લડાઇ હવામાં પીગલી ગઇ છે. હવે તું અત્રેજ થોભ કે જેથી શાહજાદો તુસ એ કામ બજાવવાને માટે હાથી ઉપર ઢોલ બાંધે. અગરજો સીયાવક્ષ મારા આએ હોકમથી માથું ફેરવશે અને મારૂં કહયું નહી કરશે તો તે તમામ લશકર તુસને સોંફી દેઇને ગમે તો સાફ દિલે અત્રે પાછો ફરશે. હવે પછી હું તુને સપેહસાલાર તરીકે ગણુશ નહી અને હમારી તરફથી તું લડાઇ કરે એમ પણ

ઇચ્છશ નહી. અગરજો સીયાવક્ષના મગજમાં એવો સચાઇનો દાવો ભરેલો છે તો જે ઘટતું હશે તે હું કરશ." રૂસતમે ગમગીન અવાજે તેને જવાબ દિધો કે "હવે મારા માથાને તે ફરતું આસમાન કેઠે છુપાવી નાખો (તો સારૂ). અગરજો તુસ રૂસતમના કરતાં વધારે લડાયક છે તો હવેથી તું એમજ જાણુ કે રૂસતમ જેહાનમાંથી ગુમ થઇ ગયો છે." એટલું કહી તે ગુસ્સાથી ભરેલા જીવ સાથે અને કરચલી ચઢાવેલા ચેહેરા સાથે તેની આગળથી બાહાર પડયો. તેણે ત્યાંથી પોતાના લશકરને પાછું ફેરવ્યું અને સીસ્તાન તરફ જડપથી ચાલુ મુકયું. તેજ વખતે પાદશાહે તુસને બોલાવી મંગાવ્યો અને તેને પોતાના લશકરને મુશાફરીએ લેઇ જવાને ફરમાવ્યું. તેણે તેને કહયું કે "ઓ બાધુરીવાલા નામદાર! એક શીંહની માફક તું અત્રેથી બાહાર પડ. હું પણ હમણાજ એક ઉંટ સ્વારને કડવા સખુનોથી લખાયલાં એક નામાં સાથે બલખ તરફ મોકલું છું." આથી તુસ કાઉસની આગળથી બાહાર ગયો અને તેણે રણશીંગડાં અને ઢોલ સાથે લશકરને તૈયાર કરવાને તથા મુશાફરીની તૈયારીમાં રેહેવાને તથા હવે પછી આરામ લેવાના વિચારને ટુકા બનાવવાને ફરમાવ્યું. પાદશાહ કાઉસે પણ એક ઉંટ સ્વારને તૈયાર કીધો અને તેને તેની તરફના કડવા સખુનો કહી તે નામું આપીને બલખ તરફ સીયાવક્ષની આગળ મોકલી આપ્યો.

## સીયાવક્ષના નામાંનો કાઉસે જવાબ મોકલ્યો તે વિષે.

તેણે એક નામું લખનારા મુનશીને પોતાની આગળ બોલાવ્યો અને પોતાના તખતની નજદિક એક ખુરસી ઉપર બેસાડયો અને તેને ગુસ્સાથી અને કજીયાથી ભરેલું એક નામું લખવાને ફરમાવ્યું, કે જેથી તે પેગામ એક કાતેલ તીરના જેવો તેને લાગે. તેણે પેહેલાં પરવરદેગારની તારીફ કીધી અને લખાવ્યું કે "પરવરદેગાર સુલેહ અને લડાઇનો સાહેબ છે અને સની, મંગલ અને ચંદ્રનો તથા ભલાઇ અને બુરાઇનો તથા દમામ અને પડવીનો માલેક છે, તથા ફરતું આસમાન તેના હોકમ હેઠેલ છે અને તેણેજ ખોરશેદની રોશણી દરેક ઠેકાણે પાંઠરેલી છે, તેના નામથી."

“ એ જવાન! તું તંદરોસ્તી અને નસીબ સાથે તથા હંમેશ સુધી તાજ અને તખત સાથે રેહેજે. અગરજો તારાં દિલમાં મારા વિષેના વિચારો કાલા થઇ ગયા હોય અને તારૂં મગજ લડાઇ કરવાથી કંટાલ્યું હોય તો પણ તેં સમજ્યું તો હશે કે એ આપણો દુશમન જ્યારે પણ લડાઇમાં ફતેહમંદ થયો હતો ત્યારે તેણે ઇરાનમાં શું શું કીધું હતું. માટે હવે તું તે દુશમનને માટે વગર ફોકટની શરમ ના રાખ અને તારા ચેહેરાને આ દરબાર તરફથી ફેરવી ના નાખ. અગરજો તું ફરતાં આસમાનથી ફીકર ચિંતા રાખવા ચાહાતો નહી હોય તો તારી જવાની છતાં તું તારાં મગજને કવાદાવા ભર્યું ના રાખ. જે કોઇને તેં જામીન તરીકે રાખ્યા હોય તેઓના હાથ પગમાં બેડી નાખીને તું તેઓને આ દરબારમાં મોકલી આપજે. અગરજો તે અફ્રાસીયાબ તુંને ઠગી જાય તો તેમાં અજબ જેવું પણ નથી. તોપણ તુને મારો અંદાજો કરવો જોઇતો હતો, કારણ કે હું પણ તેના એવા કવાદાવા ભર્યા બોલવાથી ઘણી વખતે તેની સાથે લડતો પાછો ફર્યો હતો. મારી સાથે કાંઇ તુને સુલેહ કરવા વિષેની વાતચીત થઇ હતી નહી તે છતાં તેં મારા હોકમથી તારો ચેહેરો ફેરવ્યો છે. તું માહાતાબ જેવા ચેહેરા ધરાવનારી ઓરતોની સાથે ભેલાયો હશે તેથીજ તું બાજી રમવાથી અને લડાઇ કરવાથી નાહાસ ભાગમાં પડયો છે. વળી રૂસતમે પણ આવા સંગારવાલા ખજાનાથી અને માલથી એમ ધરાઇ જવું જોઇતું હતું નહી. તારૂં પણ મગજ પેલા ખાલી શાહાનશાહી તાજથી (લોભાઇને) લડાઇ કરવાથી ખાલી બન્યું છે. તું સ્વતંત્રતાનું બારણું શમશેરથી (ખુલ્લુ કરવાનું) સોધ કે જેથી જેહાનની અંદર પાદશાહને આબરૂ મલે. જેવો શાહાજાદો તુસ તારી આગળ આવી પુગશે તેવોજ તે તારાં કીધેલાંમાં જેમ ઘટતું હશે તેમ વધ ઘટ કરશે. તેજ વખતે તે જેઓને જામીન તરીકે રાખેલા હોય તેઓને તું ભારી બેડી સાથે ખચ્ચરોની ઉપર બાંધજે. ઉંચા આસમાનના કાયદા મુજબ તો આએ સુલેહ એવી છે કે જેથી તારા જીવને નુકશાન પુગશે. જેવી એ ખરાબીની ખબર ઇરાનમાં પુગશે તેવુંજ આપણું

ભલું નસીબ આપણી ઉપર રૂઠશે, માટે તું જઈને કીનો લેવાની અને લડાઈ કરેવાની તૈયારી કર અને એ બાબદમાં લાંબી વાતો કરતો ના. જેવો તું લડાઈની અને શબેખુન રેડવાની તૈયારી કરશે અને જીહુન નદીને ધુલથી કાલી બનાવશે કે તેવોજ તે પાદશાહ પણ પોતાના માથાંને ઉંઘમાં નાખશે નહિ અને તે અફ્રાસીયાબ તારી સાથે લડવાને માટે આવશે. જો તું તે તુરાની અંજુમન તરફ પ્યાર ધરાવતો હોય અને તુંને વચણ તોડનાર તરીકે કોઈ ઓલખે એમ તું ઇચ્છતો નહી હોય અને તું લડાઈ, તંટો અને કજીઓ કરનારો માણસ નહી હોય તો તું લશકરને તુસને સ્વાધીન કરી દેજે અને તું અત્રે પાછો ફરજે." ત્યાર બાદ તે નામાની ઉપર પાદશાહની મોહર દાબવામાં આવી અને તે લેઈને ઉંટ સ્વારે રસ્તો કાપવા માંડયો.

જ્યારે તે નામું સીયાવક્ષની નજદિક જઈ પુગ્યું અને તેણે આવી રીતની ના પસંદ વાતો સમજી ત્યારે તેણે તે કાસદને બોલાવ્યો અને શું થયું તે તેને પુછયું. તેથી તેણે તેને તમામ સાચી વાત કહી. તેને જે પીલતનની સાથે બોલા ચાલી થઈ તે વિષે, તુસ વિષે તથા કાઉસ જે ચિરડાયો હતો તે વિષેની વાત તેને કહી. જ્યારે સીયાવક્ષે તેની એવી વાત સમજી ત્યારે તે પોતાના કામને માટે તેનું દીલ વીચારમાં પડયું. તે પોતાના મન સાથે બોલ્યો કે "પેલા સો પેહેલવાનો અને સ્વારો કે જેઓ પાદશાહ અફ્રાસીયાબના આવા નામદાર સગાઓ છે અને જે સઘલાઓ ખેરખાહ તેમજ નીરદોશ છે તેઓને અગરજો હું પાદશાહ આગળ મોકલી આપું તો તે તેઓના કામને માટે કાંઈ પણ પુછપરછ યા વિચાર કર્યા વગર તુરતજ તે તેઓને ફાંસીએ ચઢાવશે. તો પછી હું પરવરદેગારની હજુરમાં તેને માટે કેમ પસ્તાવો કરશ? મારા બાપના આવાં કામથી તો મારાં માથાની ઉપર બુરાઈ પોહોંચશે. અગરજો હું તે નીરદોશોની સાથે લડાઈ કરશ અને તુરાની લશકરના પાદશાહની સાથે આવી રીતની બુરાઈ કરશ તો પરવરદેગાર પણ મારી તરફની આવી બુરાઈને પસંદ કરશે નહી. લોકો મારે માટે બુરૂં બોલવાને જબાન ખોલશે. અગરજો હું શાહજાદા તુસને લશકર સોંફી દેઈને

પાછો ફરશ તો વળી કાઉસથી મારાં માથાં ઉપર બુરાઇ પુગશે. એ રીતે હું આગળ તેમજ મારી જમણી અને ડાબી તરફ સઘલે બુરાઇનેજ જોઉંછું. વળી સોદાબેહથી પણ મને બુરાઇ શિવાય બીજું કાંઇ પુગશે નહી. માટે હું જાણી શકતો નથી કે પરવરદેગાર શું કરવા માંગે છે."

## સીયાવક્ષે બેહેરામ અને સાવરાનના જંગેહની સાથે મસલત કીધી તે વિષે.

પછી સીયાવક્ષે લશકરના બાહાદુરોમાંથી બેહેરામ અને શાવરાનનાં જંગેહ એ બંધે જનાને છુપી વાત કરવાને માટે પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને પોતાનું દીવાનખાનું બીજા માણસોથી ખાલી કીધું અને તેઓને પોતાની આગળ બેસાડીઆ. તેણે તે બંધે જણાની આગળ રૂસતમ પેલી ઇરાની અંનજુમનમાંથી જતો રહયો ત્યાં સુધીની સઘલી છુપી વાતો કહી. પછી તેણે તેઓને એ પ્રમાણે કહયું કે "મારાં બુરાં નસીબને લિધે હર પળે મારાં માથાં ઉપર બુરાઇ પુગે એમ છે. પાદશાહના દિલની મેહેરબાની મારી ઉપર પાતરાંવાલાં અને ફળદાર ઝાડની માફકની હતી. પણ જ્યારથી સોદાબેહે તેને ભમાવિ મુકયો છે ત્યારથી તું કેહેશે કે તે ઝેહેરી દંખ મારનારો સાંપ બન્યો છે. તેનું જનાનખાનું મારૂં બંધીખાનું બન્યું છે અને તેથી મારૂં હસ્તુ નસીબ પણ કરમાઇ ગયું છે. એ પ્રમાણે મારાં માથાં ઉપરથી જમાનાનું ફરવું થાય છે. અને તેની તેણીની તરફની મોહોબતને લીધે મારી ઉપર આતશનો વરસાદ વરસે છે. હવે આવી પાણી દેખાડીઆ વગરની લડાઇ પશંદ કરવાના કરતાં હું તે મગર (કાઉસ)ના પંજાથી દુર રેહેવાનું સારૂં જોઉંછું. બલખની અંદર ભલું ચાહાનારા કરસીવજની સરદારી હેઠેલ આટલું બધું તુરકી લશકર પડેલું હતું; જ્યારે સોગદ શેહેરની અંદર પાદશાહ પોતે કીનો ધરાવનારાં અને તલવારના મારનારાં એક લાખ માણસોના લશકર સાથે તૈયાર બેઠેલો હતો. તે છતાં આપણે ત્યાં પવન વેગે ગયા હતા અને તેઓની સાથે લડાઇ કરવામાં

જરાએ ઢીલ કીધી હતી નહી. જ્યારે તે સઘલાઓ એ મુલકને છોડી ગયા ત્યારે તેઓએ જમીનગીરી અને હદીઓ તૈયાર કીધી. સઘલા મોબેદોએ એ કીનો લેવાથી પાછા ફરવું એવોજ માર્ગ પસંદ કીધો હતો, જ્યારે કાઉસ દોલત એકઠી કરવાને માટે લડાઇ કરવા માગે છે કે જેથી તે દોલત અને મુલકો મેલવે. આપણે વગર ફોકટનુ લોહી શા માટે રેડવું જોઇએ અને એ રીતે કીનાંને શા માટે દિલમાં ભેલી મુકવો જોઇએ? વાકેફગાર મગજનો એવો કોઈ શખ્સ હશે નહી કે જે વધારે ખરાબીઓ પછી ભલાઈ શિખ્યો નહી હોય. કોબાદ આ જેહાનમાં આવીને ગયો અને જેહાનનું રાજ તેને સોંફી ગયો તો તેની પછી સઘલાઓને પણ જવાનું છે એવી ગણુત્રી કરી રાખવી જોઇએ. વળી તેને મારૂં કામ પસંદ આવ્યું નથી તો તેથી તે હવે મને દુખ અને ઇજા પોહોંચાડવાનીજ કોશેશ કરશે. તે મને વગર ફોકટની લડાઇ કરવા ફરમાવે છે પણ તેથી મારા સોગંદને ખલલ પુગવાની મને ફીકર રહે છે. વળી હું મારાં માથાંને યજદાનના માર્ગ તરફથી ફેરવવા ચાહાતો નથી અને ન્યાગાનોના રેવાજથી દુર થવા માંગતો નથો. તે તો મારી પાસેથી બેહુ જેહાન (નું સુખ) છીનવી લેવા માંગે છે કે જેથી હું હારેમનના દિલની ખાહેશ પ્રમાણેનો બનું. વળી એ લડાઇ પછી જમાનો કોણુને મદદ આપશે તે કોણ જાણે છે? એવું બનતે કે મને મારી માયે જન્મજ આપ્યો નહી હતે અને જો જન્મ આપ્યો હતે તો તુરતજ મોત આવતે તો કેવું સારૂં? મને આટલી બધી બલાઓ ઉઠાવવી પડે છે અને જેહાનની અંદર તમામ ઝેહેરજ ચાખવું પડે છે. જો હું મારૂ વચણુ તોડીને મારે વતન જવશ તો મને પેલી જેહાનમાં બેહેસ્તનો હીસ્સો મલશે નહી. તોડેલું વચણુ એક એવા મોટા ઝાડના જેવું છે કે જેના ફળ તમામ ઝેહેરના અને પાડદાં નુકશાનીના હોય છે. આવી રીતનું વચણુ કે જે મેં આપ્યું છે અને યજદાંનની હજુરમાં જે મેં સોગંદ ખાધેલા છે તે સચાઇ તરફથી હું મારાં માથાંને ફેરવી નાખું તો મારી ઉપર દરેક

બાજુએથી દુખ આવી પડશે.[૧] જેહાનમાં આવી વાત ફેલાઇ જશે કે તુરાની પાદશાહની સાથે હમેજ કજીયાની સરૂઆત કીધી છે. ત્યારે દરેક બાજુએથી લોકો જેમ તેઓને ફાવશે તેમ મને બુરૂં બોલવાને જબાન ખોલશે. દીન સાથનો સંબંધ તોડીને કીના તરફ પાછું ફરવું અને આસમાન ઉપર ચઢેલાં માથાંને પાછું જમીન ઉપર નાખવું એવું કામ પરવરદેગાર મારીથી કેમ પસંદ કરશે? ફરતો જમાનો તેમ કયાં લગી ચાલવા દેશે? હું તો જેહાનનું કોઇ બુનું સોધી કાઢીને ત્યાં જતો રેહેવશ કે જેથી કાઉસની આગળ મારૂં નામ ઢંકાયલું રેહે. જ્યારે રોશન જમાનો એવોજ છે અને તે જેમ ફરમાવે છે તેવીજ જેહાન બને છે તો હવે ઓ નામદાર શાવરાનના જંગેહ! તું પણ તારાં દિલને ભારી દુખ ખમવાને માટે તૈયાર કર. તું કાંઇ પણ કર્યા વગર અને ઉઘાયા વગર એ પ્રમાણે અફરાસીયાબની દરબાર તરફ જા, અને આએ જામીનો તથા પૈસા, તાજ કે બેસવાનું તખત જે સઘલું છે તે તેની આગળ પાછું લેઇ જા અને આપણી ઉપર શું આવી પડ્યું છે તે સઘલું તું તેને કહેજે."

પછી તેણે ગોદરેજના બેટા બેહેરામને ફરમાવ્યું કે "ઓ જમીનના લશકરના નામદાર સરદાર! હું તુંને આએ છાવણી, હથીયાર અને ઢોલ સોંકુ છું. માટે જ્યાં સુધી શાહાજાદો તુસ અત્રે આવી લાગે ત્યાં સુધી તું અહીંજ થોભજે અને તેને આએ લશકર તથા સઘલું તૈયાર કીધેલું કામ સોંફજે. ખજાનો, તાજ અને બેસવાનું તખત વિગેરે જે કાંઇ સઘલું છે તેમાંની એકે એક ચીજ તું તેને ગણી આપજે." જ્યારે બેહેરામે તેનું એ પ્રમાણેનું

---

૧ જરથોસ્તી ધર્મમાં કોલ તોડવાના ગુનાહને ઘણો મોટો ગુનાહ ગણ્યો છે. મેહેરયસ્ત મુજબ કોલ તોડનારની ઉપર મેહેર યજદ જે સચ્ચાઇનો યજદ છે તે ગુસ્સે થાય છે અને તેવા શખ્સને સજાઓ પુગાડે છે. તથા કોલ તોડવાના કેવા ગેરફાયદા છે તે તેમાં દેખાડયું છે. આથી ઇરાનીઓ પોતાના કોલને સાચા નિવડવાને હમેશાં કેવા તતપર રહેતા હતા તે આ સીશાવસના દાખલા ઉપરથી જણાઇ આવે છે.

કેહેવું સમજ્યું ત્યારે તેનાં કામથી તેનું દિલ દુખી થયું. શાવશ- નના જંગેહે આંખમાંથી આંસુઓ પાડયાં અને હામાવરાનની ભુમીને શ્રાપ દિધા. ત્યાં તે બંધે જણા તેઓના જીવને તેની એવી વાતથી ગમગીન બનાવીને ગમ કરતા બેઠા. બેહેરામે સીયાવક્ષને કહ્યું કે "તુંને એમ કરવું ડાહાપણ ભરેલું નથી. આએ જેહા- નની અંદર તારે માટે બાપ વગરની બીજી કોઇ જગ્યા નથી. માટે તું પાદશાહની ઉપર એક નામું લખ અને પીલતન રૂસતમને તેની પાસેથી પાછો તેડાવ. અગરજો તે તુંને લડાઇ કરવાને ફરમાવે છે તો તું લડાઇ કરઃ જો એક વાતને લંબાવવામાં આવતી નથી તોજ તે ટુંકી બને છે. અગરજો તું આરામ પકડશે તો તેથી એ વાતનો છેડો આવવાનો નથી. માટે તારા બાપ પાસેથી માફી ચાહાવામાં તુંને કાંઇ શરમાવાનું નથી. અગરજો તું જામીનોને તેની આગળ મોકલી આપશે તો તેથી તેનું દુખી થયલુ દિલ અને જીવ ખુશી થશે. અગરજો તારૂં દિલ એ જામીનોને માટે આટલું બધું દુખી થતું હોય તો તું તારાં દિલને મોકલું કરી નાખ કારણ કે તેનો કોઇ જમીન નથી. તેના નામાની અંદર લડાઇ કરવા શિવાયનો તેનો બીજો કાંઇજ હોકમ નથી. ત્યારે જે કામનો ઉપાય નહી તે કામ પાર પણ ઉતરે નહી. આપણે કાઉસના હોકમ મુજબ લડાઇ કરીશું અને બુરા વિચારના તુરકીઓ ઉપર જેહાનને તંગ બનાવીશું. તું તારાં દિલની અંદર વગર ફેકટનો હવે લાંબો વખત વિચાર ના કર અને ખુબી સાથે તે અફ્રાસીયાબના માથાંને તું તારા ફાંડામાં પાછું પકડ. જ્યારે બુજોર્ગીનું ઝાડ ફલદાર બન્યું છે ત્યારે તું હમારી ઉપર ગમીનો વખત લાવી ના મુક તથા તું તારી આંખોને તથા તાજ તખતને લોહીથી ભરેલાં ના બનાવ અને પાદશાહી ઝાડ (ખાનદાન) ને તેના થડમાંથી સુકવી ના નાખ. તારા વગર તાજ, તખત, લશકર, છાવણી અને દરબાર એ સઘલું સોભશે નહી. કાઉસના માથાં અને મગજમાં આતશનો વસવાટ છે તેથીજ તેણે આએ નામું લખાવ્યું છે અને વગર ફેકટની લડાઇને ઉભી કીધી છે. જો આસમાન એ શિવાય બીજો કાંઇ ભરમ ધરાવતું નહી હોય તો વગર ફેકટની લાંબી વાત શા માટે કરવી જોઇએ?"

પણ સીયાવક્ષે તે બંધે અક્કલમંદોની શિખામણ કબુલ કીધી નહી. વળી ઉંચાં આસમાનનો ભરમજ કાંઇ બીજી તરેહનો હતો. તેથી સીયાવક્ષે તેઓને એવો જવાબ દિધો કે "હું પાદશાહના હોકમને સુરજ અને ચંદ્રથી પણ ચઢતો ગણું છું. તોપણ પરવરદેગારના હોકમ શિવાય એક ઘાસના તનખલાંથી તે હાથી અને શીંહ જેવાઓ પણ બાધુરી દેખાડી શકે નહી. જે કોઇ પરવરદેગારના હોકમથી ફરે છે તો તે ગભરાતમાં પડીને પોતાને પણ ઓલખી શકતો નથી. જો તમો લોહી રેડવા ઉપર તમારા હાથને લંબાવા માંગો છો અને બે મુલકો ઉપર કીનો લેવાનો રસ્તો દેખાડો છો તોપણ તે જામીનોને માટે હું કેહું છું કે તે કાઉસ તેઓને દુખ દેશે અને વીસરાયલી વાતને તે પાછી તાજી કરશે. તેથી જેહાનની અંદર એવી વાત ફેલાઇ જશે કે તુરાનના પાદશાહ સાથે આપણે કજીયાની સરૂવાત કીધી છે.[૧] પણ વળી જો હું એ લડાઇથી પાછો ફરૂં છું અને લડાઇ કીધા વગર પાદશાહ આગળ જાઉં છું તો તેથી પણ તેનો ગુસ્સો અને કજીયો પાછો વધશે અને તેને લિધે મારૂં શરીર ગમથી ઝરી જશે. તે મારાં આએ તુરતના કીધેલાં કામને માટે અને આગળાં બની ગયલાં કામો માટેની તરેહવાર વાતો કરશે, માટે જો તમારાં દિલ મારાં એ કામથી દલગીર બનતાં હોય તો મારી એ વાત નક્કી સમજયા પછી તમો પણ ગમે તો તમારાં મગજ ફેરવો. હું પોતેજ મારો કાસદ અને ભોમ્યો બનશ અને છાવણીને આએ જંગલ વચે છોડી જવશ. ત્યાર પછી જે કોઇ મારૂં ભરાઇ બેસવાનૂં ખુંનું જોઇ શકવાનો નથી તે પોતાના દિલ સાથે મારા દુખની ગણત્રી કયાંથી કરવાનો હતો? ત્યાર બાદ આવા વખતને માટે અને ફરતો જમાનો કોણને ખેંચી લેવાનો છે તે માટે કોણ જાણવાનું છે?[૧] હું આએ જામીનોને તથા આએ સામાનને પુરતી જડપથી મારતે ઘોડે અફ્રાસીયાબની આગળ લેઇ જવશ. કારણ કે હું હવે તુરાન તરફ ત્યાંના ગુસ્સા વગરના અને દુખ અને કીના વગરના પાદશાહ (અફ્રાસીયાબ) ની

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

આગળ જવાને ઇચ્છું છું.૧ પેશી પાદશાહની બેવફા શાંણી (સૌદા-બેહ) ની સુમીયતને લીધે મને હવે એક અઝદાહના દાચાં અંદર જવુ પડે છે.૧ છુપાયલો જમાનો કેવો છે તે હું જાણી શકતો નથી. મને ભલાઇ શિવાય રાજ જોઇતું નથી." એટલું કહીને સીયાવક્ષ આંખોમાથી આંસુનો વરસાદ વરસાવા લાગ્યો, જ્યારે સીયાવક્ષે તેઓને આવી રીતનો જવાબ આપ્યો ત્યારે તે બંધે નામદારોના જીવ દલગીર થયા. તેની જુદાઇની ફીકરથી તેઓ રડવા પડયા અને આતશ ઉપર ભુજાય તેમ બળવા લાગ્યા. વળી તેઓએ તેના ઉપર જમાનાની બુરી નજર છે અને તે પાદશાહ ઉપર છુપી રીતે શું વિટવાનું છે તે પણ જોયું. વળી હવે પછી તેઓને તેના દર્શન થવાના હતાં નહી, તેથી તેઓની આંખો તેના એ કામને માટે રડતી બની. પછી જંગેહે તેને એવો જવાબ દિધો કે "હમે તારા ગોલામ છીએ અને હમારાં દિલ તું પાદશાહની મોહબતમાં ભેલાયલાં છે. હમારા શરીર અને જીવ તારી ઉપર ફીદા રેહેજો અને આપનો સંબધ એજ પ્રમાણે મોત સુધી ચાલુ રેહેજો."

## સીયાવક્ષે અફ્રાસીયાબની ઉપર રૂંધેશો મોકલ્યો તે વિષે.

જ્યારે તે નેક ખાહે તેનો એવો જવાબ સાંભલ્યો ત્યારે તે હુશીયાર શાહજાદાએ જંગેહને એ પ્રમાણે કહ્યું કે "તું જા અને તે તુરાની રૈયતના પાદશાહને આપણા આ કામથી આપણી ઉપર શુ વીટયું છે તે સઘલું કેહ. તેને તું કેહેજે કે 'એ સુલેહ કરવા જતાં તો મારે ફાલે લડાઇ આવી પડી છે. તારે મનથી જે સઘલું મધ જેવું હતું તે મારે મનશે દુખ અને ઝેહેરના જેવું થઇ પડયું છે. તારી સાથના કોલકરારથી હું મારાં માથાંને ખાલી કરવા માંગતો નથી, જો કે તેમ કરતાં હું મોટાઇ વાલું તખત મેલવતાં રહી જાઉછું. જેહાનનો પેદા કરનાર યજદાંન મારો મદદગાર બનશે. અને જમીન મારૂં તખત અને આસમાન મારૂં તાજ બનશે. બીજું

૧ એ એત લખેલી નકલમાં વધારે છે.

એ કે કામ બનતું અટકાવવાને હુવે પાદશાહ કાઉસની આગળ જવું વગર ફાએદતું છે. જે જગ્યાએ પરવરદેગારે મારૂં દાણા પાણી નક્કી કીધું છે તે મુજબ તું મારે માટે એક રસ્તો ખુલ્લો કર કે જેથી તે હું પસાર કરૂં. હું આ જેહાનની અંદર એક એવો મુલક સોધું કે જ્યાં મારો જીવ કાંઉસથી છુપ્યો થાય.[1] તથા હું તેની બુરી ખાશીયત મુજબની વાત સમજું નહી અને થોડા વખત તેની સાથે કજીયો કરવાથી નચિંતાઇ ભોગવું. તેથી ઓ જંગેહ! તું ઉઠ અને ઇશાનને ખાતર તથા આએ મુલકને ખાતર આએ મારૂં નામું તું લેઇ જા." આથી તે જંગેહ જામીન તરીકે મેલવેલા પેલા સો નામદાર સ્વારોની સાથે પાદશાહ અફરાસીયાબની દરબાર તરફ ગયો. જે કાંઇ તમામ સામન જે આગળ કરસીવજ લાવ્યો હતો તે પણ તે પોતાની સાથે લેઇ ગયો. જ્યારે તે તુરાનના સરદારના શેહેરમાં આવી લાગ્યો ત્યારે ચોકીબાનોએ તેને જોયો અને તેના આવી પોહોચવાને માટેના પોકાર કીધા. આથી એક મોટા દરજાનો નામદાર કે જેનું નામ લડાયક તુરક હતું તે તેને સામે લેવાને ગયો. જ્યારે શાવરાનનો જંગેહ પાદશાહની આગળ જઇ પુગ્યો ત્યારે તે પાદશાહ પોતાના તખત ઉપરથી ઉઠી ઉભો થયો અને તેણે તેને દાબીને બગલગીરી કરવાનું માન આપ્યું અને તેને પોતાની નજદીક વાહાલથી બેસાડયો. જ્યારે તે પાદશાહની આગળ બેઠો ત્યારે તેણે તેને તે નામું આપ્યું અને તેની આગળ તમામ વાતો કીધી. અફરાસીયાબ એ નામાથી ઘણો દલગીર થયો અને તેથી તેનું દીલ દુખથી ભરેલું અને તેનું માથું અધીરૂં બન્યું. પછી તેણે તેને માટે ઉતારાની જગ્યા તૈયાર કરવાને ફરમાવ્યું અને લાયક રીતે તેને માન આપ્યું. તેણે પોતાના વજીરને જડપથી બોલાવી મંગાવ્યો તેથી તે ઉતાવલે પાદશાહની આગળ આવી લાગ્યો. જેવો પીરાન ત્યાં આવી લાગ્યો તેવીજ તેણે તે જગ્યા માણસોથી ખાલી કીધી, અને તે નામદાર પાદશાહે તેની આગળ કાઉસને માટે તથા તેની કાચી વાતોને માટે તથા તેના ખરાબ સ્વભાવ અને તેની લડાઇને માટેની વાતો

---

[1] એ બેત લખેલી નકલમાં નથી.

કહી. તેણે તેની એ વાતો તેની આગળ દલગીર ચેહેરા સાથે કહી કારણ કે સીયાવક્ષને માટે તેનું દીલ ગમગીન બન્યું હતું. વળી સીયાવક્ષે શાવશાનના જંગેહને ત્યાં મોકલી આપ્યો હતો તે વિષેની પણ તમામ વાત તેની આગળ એક નાકેથી બીજે નાકે સુધી કીધી.

પછી તેણે તે વજીરને પુછયું કે "હવે હું એ બાબે શું ઉપાય કરૂં? અને એનો તોડ કરવાને શું બંધોબસ્ત કરૂં?" ત્યારે પીરાને તેને જવાબ દીધો કે "ઓ પાદશાહ! જ્યાં સુધી આ જમાનો રહે ત્યાં સુધી તું પણ રોશન રવાન સાથે જીવજે. તું તો દરેક કામની અંદર હમારા કરતાં વધારે ડાહયો છે, તથા દોલત અને મરદાનગી ધરાવવામાં તું વધારે શકિતવાન છે. તારા વિચાર, દિલ, અક્કલ અને નશીહતને લીધે કોઇ પણ અક્કલ ધરાવવામાં તારી બરોબર ઉતરે નહી. દુન્યાની અંદર જે કોઇ જાહેર કે છુપી રીતે ભલાઇ ધરાવવાને શકિતવાન હોય તે પણ જ્યારે દોલત કે દુખ સામું આવી ઉભું રહે ત્યારે શાહાજાદા સીયાવક્ષની માફક મજબુટી સાથે ટકી શકે નહી. મેં એવું પણ સમજ્યું છે કે જેહાનના મોટા દરજજાના લોકોની વચે ઉચું કદ, દેખાવ, નરમાશ, અક્કલ, વીચાર અને લાયકાત ધરાવવામાં તેના જેવો કોઇ નથી. વળી તે જોઇએ તે કરતાં પણ વધારે હુનર અને અક્કલ ધરાવે છે. એવાં કોઇ પણ શાહાજાદાએ પોતાની માયથી જનમ લિધો હુશે નહી. તેથી હાલે એવી વાત સમજ્યા ન કરતાં તેને નજરે નજર જોવાનું લાયક ગણાશે કારણ કે તે મોટી પડવીનો અને સૌથી ચઢતા દરજ્જાનો શાહજાદો છે. વળી તેનો હુનર એજ બાબદમાં આવીને અટકતો નથી કારણ કે તેણે આ સો નામદારોનાં લોહી રેડવા સામે પોતાના બાપની સાથે પણ ગુસ્સો કીધો છે અને તે તખત તથા તાજને પણ છોડીને અને પોતાથી ઉતરતા દરજજાના માણુસને લશકર સોંફી દેઇને પોતે ત્યાંથી નીકળી આવે છે. અક્કલની રૂએ જોતાં તો તે નામદાર આએ મુલકમાં આવે તો તેને સારૂં લાગે નહી. વળી બીજું એ કે હવે કાઉસ બુઢાં માંથાનો બનેલો છે અને તેનો તખત છોડી જવાનો (યાને મરી જવાનો) વખત આવ્યો છે. સીયાવક્ષ

જવાન અને દમામવાલો છે તેથી તે મોટાં તખત ઉપર આવવાનો તેનોજ હક રહે છે. વળી તે માટે તુંને પણ નામદારોની તરફનો તાણો સમજવો પડશે કે સીયાવક્ષે તારે લિધે પોતાના માથાંને ભારી બનાવ્યું છે. માટે જો તું પાદશાહ ચઢતી અક્કલની રૂએ જોવા ચાહાતો હોય તો તું તેની ઉપર એક શિખામણથી ભરેલું નામું લખ અને જેમ તું તારાં ફરજંદને નવાજે તેમ તું તે અક્કલવાલા જવાનને નવાજ. તું તેને આ મુલકની અંદર એક ઓહદો બક્ષ કે જેથી તે પોતાની લાયકાત પ્રમાણે અત્રે રહી શકે. વળી તું તેને આપણા રેવાજ પ્રમાણે તારી બેટી નેકામાં આપજે અને તેને લાડ અને આબરૂ સાથે રાખજે કે જેથી તે તું પાદશાહની નજદિક રહે અને તારા મુલક અને જમીનને પોતાની આરામ કરવાની જગ્યા બનાવે. અગરજો તે પાદશાહ કાઉસની આગળ પણ પાછો જશે તો તેથી તુંને જમાનાથી સોભા મલશે. તું તે જમીનના પાદશાહનો ઉપકારી રહેશે અને જેહાનના બુજોર્ગ લોકો તારી તારીફ ગાશે. વળી તેથી બંધે બાજુના લશકરો પણ કીનો લેવાથી આશાયશ ભોગવશે. પરવરદેગાર તુંને એ મુજબનો બનાવે. પરવરદેગારના ઇનશાફ પ્રમાણે તુંને એમજ કરવું લાયક છે કે જેથી તારાં આવાં કામથી જમાનો સીધો ફરે.”

જ્યારે તે સરદાર અફ્રાસીયાબે પીરાનનું કેહેવું સમજયું ત્યારે વળી જાણે એ સઘલું બનવાનું હોય તેમજ તેણે પણ જોઇ લીધું. ત્યાર બાદ તેણે થોડો વખત એ બાબે વીચાર કીધો અને એ પ્રમાણે પોતાના ભલા અને બુરા વિચારોને રોકયા. ત્યાર પછી તેણે બુઢા પીરાનને એવો જવાબ દિધો કે “ આએ તારી સઘલી વાત દીલને પસંદ પડતી છે. અનુભવ મેલવેલા અને નામીચા સરદારો વચે જેહાનની અંદર તારા જેવો બીજો કોઇ નથી. તો પણ મેં એક વાત સમજી છે કે જે આએ વિચારને મલતી આવે છે કે જો તું એક શીંહના બચાંને ઉધારે અને જયારે તેના દાંત તિક્ષણ બને ત્યારે તું તેના તરફથી કેવો બદલો મેલવે. તે પોતાના જોર અને પંજા સાથે તારીજ સાથે ઉભો રહેશે અને પોતાના પાળનારની સામેજ

લડવા આવશે.” પીરાને તેને કહ્યું કે “તું એક બાધુર શાહજાદા તરફ અક્કલની રૂએ જોતો નથી. જે પોતાના બાપની આડી અને ખરાબ ચાલને પસંદ કરે નહી તેનાથી એવી બુરી ચાલની કેમ વકી રખાય? તું જોતો નથી કે કાઉશ હવે બુઢો થયો છે અને જયારે તે બુઢો થયો છે ત્યારે તો તે ગુજરી જવો જોઇએ. તે વખતે સીયાવક્ષજ એોહોલી જેહાનનો, વગર મેહેનતે મેલવેલા પુશકલ ખજાનાનો, દીવાનખાનાઓનો અને મેહેલોનો કબજો લેશે, તેથી તે બંધે મુલકો તથા તાજ અને તખત તારૂં ગણાશે. નેક નસીબના શિવાય એવું કોણથી થઇ શકે?

## અફ્રાસીયાબે સીયાવક્ષની ઉપર નામું લખ્યું અને તે લેઇને જંગેહ સાયાવક્ષની આગળ પાછો ફર્યો તે વિષે.

જયારે અફ્રાસીયાબે એવી વાત સમજી ત્યારે તેણે અક્કલ સાથે એક વીચાર કીધો. પછી તેણે એક અનુભવી મુનશીને પોતાની આગળ બોલાવ્યો અને કલમની અણીને કેસરની અંદર બોરી, પછી તેણે પરવરદેગારની તારીફ કરવા માંડી અને તેની મોટાઇ અને તેની અક્કલ વિષે જણાવવા માંડયું. તેણે લખાવ્યું કે “પરવરદેગાર મુકામ અને જમાનાથી પણ ચઢતો છે. આપણ બંદાઓના તેને માટેના વિચાર કેમ પુગી શકે? તે સાહેબ હુશીયારીનો, રવાનનો અને અક્કલનો માલેક છે, અને અક્કલમંદોની તે પરવરશી કરે છે. તે પરવરદેગારની દુવા તું શાહજાદા કે જે શમશેર, ગુરજ અને લોઢાંની તોપીનો માલેક છે તેના ઉપર ઉતરજો. તું શરમ અને ધાસ્તીનો રાખનાર છે અને તારૂં દિલ અને હાથ ગેર ઇનશાફી કામ કરવાથી પાક છે. મેં તારો પેગામ સરૂઆતથી તે આખેર સુધી બાધુર દિલના શાવરાનના જંગેહથી સમજ્યો છે. જેહાનનો પાદશાહ તારી સાથે અંદર ખાનેથી આવો કપટી બન્યો છે તે સમજી મારૂં દિલ દલગીર થયું છે. તોએપણ એક અક્કલમંદ અને ખુલ્લાં

નસીબનો શખ્સ જેહાનની અંદરથી તાજ અને તખત શિવાય બીજું શું સોધે? તારે માટે પાદશાહી યા ખજાનો (જે જોઇએ તે) સઘલું અત્રે તૈયાર કીધું છે. તુરાન શેહેરનું તમામ લોક તુંને નમતું રહેશે. હું પણ તારી મોહોબતનો ખાહેશમંદ બન્યો છું. તું મારો બેટો થજે અને હું તારો બાપ થવશ. બાપ તરીકે હું મારી કંમરને મારા ફરજંદ આગળ બાંધેલી રાખશ. તું એમજ જાણજે કે તારી ઉપર કાઉસ પોતેજ મેહેરબાન છે અને તેણે પોતાનો ચેહેરો તારી આગળથી કોઇ દિવસે પણ ફેરવ્યો નથી. કારણ કે હું મારૂં દિલ, ખજાનો અને હાથ તારે માટે ખુલ્લાં કરૂં છું. હું તુંને અત્રે બેસવા ઉઠવાની એક જગ્યા સ્વાધીન કરશ. કાંઇ પણ દુખ વગર હું તુંને મારાં એક ફરજંદની માફક રાખશ. જેહાનની અંદર તું મારાથી યાદગારી મેલવશે. જેહાન માહેલા મારા મુલકમાં તું પધાર અને હું તુંને અદના અને આલાઓની પાસે માન અપાવશ. આએ તરફ આવવાને તુંને દુખ થતું હોય તોપણ એજ તરફ તારૂ માન અને ભપકો જલવાશે. એ તરફ આવવાનો તુને જમીનનો રસ્તો મલશે નહી તેથી તુંને ચીનનો દરીઓ પસાર કરવો પડશે. અગરજો પરવરદેગારે તુંને માહોટાજ વગરનો બનાવ્યો હોય તો તું અત્રે રેહે અને તારી ખુબી દેખાડ. લશકર, સુનું, ખજાનો અને શેહેર તારૂંજ છે. માટે તું અત્રે આવવાને કાંઇ બાહાનું કાઢતો ના. જ્યારે તુંને તારા બાપ સાથે સુલેહ કરવાનો વિચાર થાય ત્યારે હું તુને તાજ, તખત અને કંમરબંધ સાથે અત્રેથી રવાના કરશ તથા સુનેરી જીન સાથના તમામ અરબી ઘોડાઓ અને સુનેરી પોશાકો હું મોકલી આપશ.[1] અત્રેથી મારા લશકર સાથે ઇરાન જજે અને હું તુને દીલસોજી સાથે રસ્તામાં મુકવાને આવશ. તુંને તારી એ મુશાફરીમાં મુકી આવવાને તારી સાથે પુશકલ લશકર મોકલશ અને તુંને અત્રેથી ઘણી નેકી સાથે રવાના કરશ.[1] તુંને તારા બાપ સાથે લાંબો વખત સુધી મારામારી રહેશે નહી. તે બુઢો થયો છે તેથી તે લડાઇ કરવાથી જલદી કંટાલશે. જ્યારે

---

[1] લખેલી નકલમાં એ બેત વધારે છે.

જીંદગીનો આતશ પાંસઠ વર્ષની ઉમર જુએ ત્યારે તે આતશ બુઢાપાના પાણીથી દુખી થાય છે. ઇરાન તથા ત્યાંનો ખજાનો અને લશકર તથા એક મુલકથી તે બીજા મુલક સુધીનું પાદશાહી તાજ તારૂં થશે. હું પાક પરવરદેગારના કસમથી કબુલ કરૂં છું કે હું તારા જીવ અને તારાં શરીર સાથે ભલાઇજ કરવાની કોષેશ કરશ. હું પોતે તારી તરફથી હોકમ કરશ અને બુરાઇ તરફ મારા હાથ લંબાવશ નહી તથા મારા દિલના વિચારને હું બુરા બનાવશ નહી." જ્યારે તે નામા ઉપર તે પાદશાહે મોહર કીધી ત્યારે તેણે તે ખેરખાહ જંગેહુને જલદીથી જવાને માટે કંમર બાંધવાને ફરમાવ્યું તથા તેણે સુનાં અને રૂપા સાથનો ઘણોએક હદીઓ તૈયાર કીધો. શાવરાનનો જંગેહ સુનેરી લગામ સાથના ઘોડા ઉપર સ્વાર થઇને ત્યાંથી જડપથી ગયો. જ્યારે તે સીયાવક્ષના તખતની નજદીક આવી પુગ્યો ત્યારે તેણે ત્યાં જે કાંઇ બોલાયું, જોયું અને સાંભળ્યું તે તેને સઘળું કહયું. આથી સીયાવક્ષ જેમ એક હાથ ઉપર ખુશી થયો તેમ બીજા હાથ ઉપર તે દુખી અને ફરીયાદ કરતો બન્યો. તે બોલ્યો કે "જો દુશમન એ પ્રમાણેજ દોસ્ત બનતો હોય તો પછી આતશ ઉપર થંડો પવન કેમ ફુકી શકે? તું ગમે એટલી નેકી કરે તો પણ આખરે દુશમનથી દુશમની દેખાડવા શિવાય બીજું કાંઇ થાય નહી."

## સીયાવક્ષે કાઉસની ઉપર નામું લખ્યું અને તે તુરાન જતો રહયો તે વિષે.

પછી તેણે પોતાના બાપની ઉપર એક નામું લખ્યું અને તેની અંદર તમામ વાત દર્શાવી. નામાની સરૂઆતમાં તેણે પરવરદેગારની તારીફ કીધી અને લખ્યું કે "પરવરદેગાર જે આગળ હતો અને હમેશાં કાયમ રહેશે, તે નામદારી અને જીવનો સાહેબ છે તથા આએ જેહાન અને આસમાનનો માલેક છે, તેની તું પાદશાહની ઉપર પસંદગી, ખુશનુદી, ભલાઇ અને દુવા ઉતરજો. પેહલી સરૂઆતમાં પેલી નાપેકાર ઓરત સોદાબેહે

મારી સાથે શું શું કીધું હતું તેથી તું મારો આપસારી રીતે જાણીતો છે. હું મારી જવાન વયથીજ અક્કલ ધરાઉ છું અને ખરાબ ચાલથી હું મારા ચેહેરાને ફેરવેલો રાખું છું. તેં એવી એક બુરી મત્રાઇ સાથે સંબંધ બાંધેલો છે કે જેણી વખતે અને બે વખતે મારે માટે એબ જેવી છે.૧ તું જેહાનના પાદશાહે તારી ખાતરી થવા વિષે મને કાંઇ કહયું હતું, અને હું ધારૂ છું કે તે તું તારી રાહારીતી મુજબ જાણે છે. તું જેહાનના પાદશાહના મગજમાના (ગુસ્સાના) આતશને લિધે મારૂં દિલ છુપું બલ્યા કરે છે. તેણીના જનાનખાનાવાલા ભાગમાંથી મારી ઉપર પેહેલવેહેલું દુખ પડયું હતું અને તેણીએ મારા દિલના લોહીથી પોતાનો ચેહેરો ધોવાને ઇચ્છયો હતો તેથી મને આતશના પાહાડમાંથી પસાર થઇ જવું પડયું હતું જે વખતે જંગલના હરણો પણ મારે માટે રૂદન કરવા પડયાં હતાં. હું બેગુનાહ હતો તેથી મને નુકશાન પુગ્યું નહી. તું મોટા દરજાના પાદશાહે પણ એજ રીત પસંદ કીધી હતી. તેવી શરમીંદગી અને હીનસપતીમાંથી નિકળી હું લડાઇ વચે આવી પડયો અને તે મગર (અફ્રાસીયાબ) ની સાથે લડાઇ કરવાને અત્રે ભપકાથી આવ્યો. પણ તુરાનના શેહેનશાહે તો ઇરાન જમીનના પાદશાહની સાથના કીનાને બાહાર કાઢી નાખ્યો. તે આપણી સાથે આપણા વિચારમાં, જમીન સોંફી દેવામાં અને જામીન સ્વાધીન કરવામાં એકમત થયો. તેણે પાદશાહી ખાનદાનના સો માણસોને જામીન તરીકે મોકલી આપ્યા. પણ તેં નામદાર રૂસતમને એ માટે ઘણું ના લાયક કહયું અને તેં તેનાથી તારૂ માથું ફેરવ્યું જ્યારે બંધે મુલકના લોકો એ સુલેહને માટે ખુશી થયાં ત્યારે તું પાદશાહનું દિલ પોલાદની તલવારના જેવું કઠણ બન્યું. મારૂં કીધેલું કામ તે સોદાબેહને પસંદ આવતું નથી પણ જે રસ્તો હું ખુલ્લો કરૂ છું તે તે બંધ કરે છે. જ્યારે તેણીની આંખો મારો ચેહેરો જોવાથી કંટાલી ગઇ છે તો તેની ધરાયલી આંખોમાં હું બાધુર જણાવાનો નથી. તેણીનું દિલ કદી

---

૧ લખેલી નકલમાં એ બેત વધારે છે.

પણ ખુશાલી ભોગવવાથી છુટું બનતું ના પણ હુંજ ગમને લિધે અઝદાહુના દાચાંમાં જઇ પડું છું. હુ જાણુતો નથી કે ફરતું આસમાન એ કામની અંદર લડાઈ અને માયાની વચે પોતાની પાંખ શું કરવાને આડી લાવે છે ?” ત્યાર બાદ તેણે બેહેરામને ફરમાવ્યું કે “ તું તારા નામને જેહાનમાં તાજું બનાવ. હું તુને લડાઇનો અસબાબ અને છાવણી તથા વલી એકઠો કીધેલો ખજાનો, તખત અને મોટી પડવી સોંફી જાઉં છું. જ્યારે નામદાર તુસ અત્રે આવી લાગે ત્યારે તું આએ વાવંતો, લશકર તથા હાથીઓ અને ઢોલ તેને વડા તરીકે કબુલ કરીને તેને સોફી દેજે. તું ચાલાક દિલનો અને ભલો વખત પાંમનારો બનજે.” પછી તેણે લશકરમાંથી ત્રણ હજાર સ્વારો કે જે સઘલા પેહેલવાનો અને લડવાને લાયકના હતા તેમણે ચુંટી કાઢયા. તથા વળી પૈસામાંથી જેટલા ખપ લાગે તેટલા પૈસા તથા દીનારો અને પાદશાહી જવેહરાતો લેઇ લિધાં. વળી સુનેરી લગામ સાથના નામીચા સો ઘોડાઓને તથા સુનેરી કંમરબંધ સાથના નોકરી કરનારા સો ગોલામોને તેની આગળ લાવીને હાજર કરવાને ફરમાવ્યું. વળી બખતરો, ખચરો અને કંમરબંધો પણ ગણી લિધા. ત્યાર બાદ તેણે ચઢતી પડવી વાલા લોકોને બોલાવી મંગાવ્યા અને તેઓની સાથે ઘટતી વાતો કીધી કે “ તુરાની અંજુમનમાંથી પીરાન મારી સાથે કાંઇ વિચાર ચલાવવાને અને મને પેગામ પુગાડવાને માટે આવે છે તેથી હું તેને સામે લેવાને હમણા જાઉં છું પણ તમો લોકોને અત્રેજ થોભવું પડશે. તમો સઘલા બેહેરામના હોકમ ઉપર ધ્યાન આપજો અને તેના હોકમથી તમારાં દિલને જરાએ ફેરવતા ના.” સઘલા પેહેલવાનોએ જમીનને બોસો લિધો અને પોતાના સરદારના હોકમની તારીફ કીધી. જવારે પ્રકાશીત સુરજે પોતાની પીઠ દેખાડી (યાને રાત પડી) અને તેથી હવા અંધારી અને જમીન ખરબચડી બની ત્યારે સીયાવક્ષે તે લશકરને આંખમાના આંસુથી ઢંકાઇ ગયલા ચેહેરા સાથે જીહુન નદીની તરફ હંકાર્યું.

જ્યારે તે તરમુજ શેહેર આગળ આવી લાગ્યો ત્યારે ત્યાંના દરવાજા, અગાસીઓ અને મીનારાઓ તરેહ તેરહવારના રંગના

સંગારથી બાહારની મોસમની માફકના જણાતા હતા. થાથ શેહેર સુધીનાં સઘલાં શેહેરો જાણે સાંકલી અને તાજ સાથની પરણતી કન્યા હોય તેમ લાગતાં હતાં. દરેક મનજલે તેને માટે ખાણું તૈયાર રાખવામાં આવતું હતું અને સુવાને માટે પાંઠરના પાંઠરવામાં આવતાં હતાં. એ પ્રમાણે તે કાજારબારી શેહેર આગળ આવી લાગ્યો ત્યાં સુધી તેણે મુશાફરી કર્યા કીધી. ત્યાં તેણે ઉતારો લીધો અને કેટલો વખત ત્યાં રહયો. જ્યારે એ ખબર ત્યાંનાં લોકોને થઈ ત્યારે તમામ સરદારો વાજીંત્ર સાથે તેને લેવાને ગયા. પીરાને પોતાના ખેસીઓમાંથી હજાર શખ્સોને તેને નેશાર કરવાની ચિજો સાથે સામો મોકલવાને માટે ચુંટી કાઢયા. તેણે ચાર સફેદ હાથીઓને સંનગાર્યા અને તમામ લશકરને એક સરખી ભેટ આપી. એક હાથીની ઉપર ફીરોજાનું તખત મુકવામાં આવ્યું અને તેની પુઠે ઝાડના જેવો એક ઝુન્ડો રાખવામાં આવ્યો. તે ઝુન્ડાની ટોંચ ઉપર એક સુનેરી ચાંદ હતો. તે ઝુન્ડાનું રેશમી કપડું સુનાથી વની લીધેલું હતું. તે સુનેરી તખત સાથે બીજા હાથીઓ ઉપર સુનેરી ત્રણ ખુરસીઓ મુકવામાં આવી હતી અને તેમણે તમામ રેશમી કપડાંથી સંનગારી હતી. વળી સુનેરી જીન સાથના મોંઘી કીમતના સો ઘોડાઓ તૈયાર કીધા જેના જીનના સુનાની અંદર જાત જાતના જહવેરો જડી લીધાં હતાં. તે લશકર એવા પ્રકાશવાલું હતું કે જાણે તું કેહેશે કે આસમાને જમીનની સપાતીને તડકાંથી દીપાવી હતી.

જ્યારે સીયાવક્ષે એમ સમજ્યું કે તુરકી લશકર આવી લાગે છે ત્યારે તેણે પણ સામે લેવા જવાની તૈયારી કીધી. માર્ગમાં તેણે સપેહ સાલાર પીરાનનો ઝુન્ડો જોયો અને હાથી તથા તેના ઘોડાઓના પોકારો સમજ્યા. આથી તે જડપથી તેની આગળ ગયો અને પીરાન સાથે બગલગીરી કીધી તથા તેના શેહેર વિષેની તથા પાદશાહને વિષેની ખબર અંતર પુછી. તેણે તેને કહયું કે "ઓ લશકરના પેહેલવાન! તેં શું કરવા તારા જીવને મુશાફરી કરવાની મેહેનત આપી? મારાં દીલને પેહેલેથીજ એવો વિચાર લાગતો હતો કે મારી બે આંખો તુને તંનદરોસ્તી સાથે જોય." પછી પીરાને તેના

કપાલ ઉપર તથા પગ ઉપર તથા દીલને ખુશ કરનાર તેના ચેહેરા ઉપર બોસા લીધા. ત્યાર બાદ તેણે જેહાનના પેદા કરનારને અરજ કીધી કે "એ સાહેબ! તું પોતેજ જાહેર તેમજ છુપી વાતોથી જાણકારછે જો તેં મારા સ્વપના અંદર આવું (સીયાવક્ષના જેવું)જ રવાન મને દેખાડયું હતે તો તેથીજ મારૂં બુઢું માથું જવાન બની ગયું હતે." પછી તેણે સીયાવશને કહયું કે "જેવો મેં તુંને તંનદરોસ્તી સાથે પ્રકાશતો જોયો તેવીજ મેં પેહેલાં પરવરદેગારની બંદગી કરી લીધી. છે. હવે અફ્રાસીયાબ તારી સાથે એક બાપનીજ માફક વરતશે તથા જીહૂન નદીની આ બાજુના તમામ સરદારો તારા ગોલામ થઇ રેહેશે. તારાં દિલની ઇચ્છા વગરનો તું એક દમ પણ કાઢતો ના (યાને તારી જે ખરી ખાહેશ હોય તે જાહેર કરજે). અત્રે શું ઓરતો કે શું મરદો તારા ગોલામ થઇનેજ રેહેશે. કાનમાં કરી સાથના હજારથી પણ વધારે મારા નોકરો મારી આગળ રહે છે. પણ જો મારા જેવા બુઢા માથાવાલા ચાકરને તું કબુલ રાખશે તો હું તારી નોકરી કરવાને માટે હું મારી કંમરને બાંધેલી રાખશ." પછી તે બંધે જણાઓ સાથે કેટલીક વાતો કરતા કરતા ત્યાંથી ખુશાલી સાથે ગયા. તમામ શેહેર તેને લીધે ચંગ અને વાજીંત્રોથી ગાજી રહયું અને ઉધાયલાઓના માથાં પણ જાગૃત, બન્યાં. ભીણી કસ્તુરીનો વધાવો થવાથી ત્યાંની તમામ ધુલ કસ્તુરીવાલી બની ગઇ અને તમામ અરબી ઘોડાઓએ પોતાની ગરદનને ઉંચી કીધી. સીયાવક્ષે જ્યારે એ પ્રમાણે જોયું ત્યારે તેણે આંખોમાંથી આંસુ પાડયાં અને તેને ઉપજતા વીચારોથી તે ગુસ્સે બન્યો કારણ કે જ્યારે તે રૂસ-તમના પરોણા તરીકે જાબુલસ્તાન ગયો હતો ત્યારે ત્યાં પણ સઘલા નામદારો એજ મુવાફેક ભેગા મલ્યા હતા અને તેના ઉપરથી જવેહ-રાત અને સુનાનો નેસાર અને કસતુરી તથા કેશરનો છંટકાવ કીધો હતો, તથા જાબુલસ્તાનથી તે કાબુલસ્તાન સુધી સઘલે મીજલશો તેને માટે કરવામાં આવી હતી, તેથી તેને તેની યાદ આવી ગઇ. વળી તેને ઇરાનના શેહેરો યાદ આવી ગયાં તેથી પણ તેણે પોતાના જીગરમાંથી હાય મારી. ઇરાનની યાદ આવવાથી તેનું દિલ બલવા

લાગ્યું અને તેનો ચેહેરો આતશની માફક તપી આવ્યો. તેણે પોતાના ચેહેરાને પીરાનથી છુપાવવાને માટે ફેરવી નાખ્યો પણ તે સપેહસાલારે તેની ગમગીની અને દુખ જોઇ લીધું. તેને શું યાદ આવે છે તે તે પાંમી ગયો અને તેથી તેણે પણ દલગીર થઇને પોતાના હોટોને દાંતો વચે પકડયા. તેઓએ 'કાજારબાશી' શેહેરની અંદર ઉતારો લિધો અને ત્યાં બેસીને સાથે દમ લેવા લાગ્યા (યાને સાથે વસવા લાગ્યા). પીરાને તેના ચેહેરા તરફ તથા તેના દેખાવ, કદ અને ગરદન તરફ તથા તેની બોલવાની રીતભાત તરફ નજર પોહોંચાડી તેનું દુખ અને તેની ગમગીન આંખ જોઇને તે દુખી થયો અને દરપળે પરવરદેગારનું નામ લેવા લાગ્યો.

પછી તે પીરાને તેને એ પ્રમાણે કહયું કે "ઓ પાદશાહ! જેહાનના પાદશાહોની વચે તું એક યાદગારી જેવો છે. તું ત્રણ ચિજ ધરાવે છે જે જેહાનના ચઢતી તોખમ ધરાવનારા શખ્સો ધરાવતા નથી. પેહેલું તો એકે કએ કોબાદના ખાનદાનની અંદર તારાથી પેહેલવાનના તોખમની શરૂઆત થઇ છે. બીજું એકે આએ સાચી જબાન કે જેને તેં સારૂં બોલવાથી સંગારેલી છે. ત્રીજું એકે તુંજ એવો પેહેલવાન છે કે જેના ચેહેરામાંથી આએ જમીનની ઉપર દયાનોજ વરસાદ વરસે છે. વળી તારી માય કરસીવજની સગી થાય છે અને તેથીજ તુંને આએ બાજુની (યાને તુરાનીઓની) અને પેલી બાજુની (યાને ઇરાનીઓની) લાગણી થાય છે." સીયાવક્ષે તેને એવો જવાબ દીધો કે "ઓ પવિત્ર અને સાચુ બોલનારા બુઢા શખ્સ! તું તારા પ્યારથી અને વફાદારીથી જેહાનની અંદર નામીચો બનજે અને તું હારેમનથી અને દુખથી દુર રહેજે. અગરજો તું મને એવું વચણ આપે અને હું જાણી શકું કે તે વચણ તું તોડે નહી તોજ ઓ મારા ખેરખાહ! હું તારી તે મોહોબત અને વફાદારીને લીધે આએ મુલકની અંદર આસરો લેઉં. જો કે મારા અત્રે રેહેવાથી ફાયદો તો મનેજ છે પણ મારા પોતાનાં એ કીધેલાંને માટે પાછલથી મનેજ રડવું પડે એમ જોઇએ નહી. જો તારાથી એમ નહી બનતું હોય તો તું મને હોકમ કર કે જેથી હું અત્રેથી ચાલી

જાઉં. નહિ તો કે મને તું કોઇ બીજા મુલકનો રસ્તો દેખાડ." પીરાને તેને કહયું કે "હવે જ્યારે તું ઇરાન જમીનમાંથી અત્રે આવ્યો છે ત્યારે તું એ બાબેનો વિચાર ના કર. અફ્રાસીયાબ તરફની તારી મોહોબતથી તું તારાં દીલને ના ફેરવ અને અત્રેથી જતો રેહેવાની તું જરાએ ઉટાવલ ના કર. જો કે અફ્રાસીયાબનું નામ જેહાનની અંદર એક બુરા તરીકે ફેલાયલું છે પણ તે પરવરદેગારની ધાસ્તી રાખનાર શિવાય બીજી તરેહનો માણુસ નથી. તે ચઢતે દરજેની અક્કલ તથા વિચાર અને હુશીયારી ધરાવે છે અને તે નુકશાંનીન રસ્તા તરફ પોતાને વગર ફોકટનો હોમાવતો નથી. મને પણ તેની સાથે લોહી સંબંધી સગાઇ છે તેમજ વલી હું તેનો પેહેલવાન અને સલાહકાર છું. તેની નજદીક હું માન તેમજ પડવી ધરાઉછું અને હું પુશકલ ખજાનો તથા તખત અને લશકર ધરાઉછું. વળી આએ જમીનની ઉપર મારા હોકમ હેઠલ એક લાખથી વધારે સ્વારોનું લશકર રહે છે. તે માહેલા બાર હજાર તો મારા સગાઓજ છે જેઓ મારી આગલ રાત અને દીસ તાબેદારીથી ઉભા રહે છે. વળી મારી પાસે પુશકલ જમીન, ઢોરો અને ઘોડાઓ તથા બખતરો, કમાનો અને કમંદો છે. હું હરેક રીતે સ્વતંત્ર છું. વળી એ શીવાય મારી પાસે ઘણો છુપો ખજાનો છે. અગરજો તું અત્રેજ ખુશાલી સાથે થોભવું કરશે તો જે કાંઇ મારી પાસે છે તે હું તારી ઉપર ફીદા કરશ. અક્કલ ભરેલા વિચાર અને દીલ સાથે હું પરવરદેગારની હાજરીમાં તુને કબુલ કરૂંછું અને પાક યજદાંનના સોગંદથી હું કહું છું કે દિલોજાનીથી હું તારો ગોલામ થઇ રેહેવશ. બુરા લોકોથી નુકશાન પુગે તેવી રીતે હું તુને રાખશ નહી. બુલંદ આસમાનનો ભરમ કોઇ પણ જાણી શકતું નથી. પણ જો તારાથી આ શેહેરને આફ્ત પુગે તો તું દુર રહી તે ઝેહેરનો ઉતાર અજમાવજે." સીયાવક્ષ તેના એમ બોલવાથી ખુશી થયો અને તે વીચારમાંથી મોકલો થયો તે માટે ખુશાલી સાથે ખીલી રહયો. ત્યાં તેઓ એકમેકની સાથે બેસીને ખાવા પીવા લાગ્યા. સીયાવક્ષ જાણે બેટો અને પીરાંન જાણે બાપ બન્યો હતો.

